

# પવિત્ર
# કુરઆન

ઉર્દૂ અનુવાદ

ખતિબુ-લ-હિન્દ : **મોલાના મુહમ્મદ જૂનાગઢી**

ગુજરાતી અનુવાદ

**રબ્બીલ ઊમરી**

President of Islamic Research & Education Center, Nadiad


પ્રકાશક

**અલ્-બિર્ર**

(મુમ્બઇ)

| | |
|---|---|
| કિતાબ | : **પવિત્ર કુરઆન** |
| ઉર્દૂ અનુવાદ | : **મોલાના મુહમ્મદ જૂનાગઢી** |
| ગુજરાતી અનુવાદ | : **રબ્બીલ ઊમરી (નડીઆદ)** |
| પ્રકાશક | : **અલ્-બિર્ર (મુમ્બઇ)** |
| પેજ (page) | : **૭૭૬** |
| પ્રથમ અંક (first edition) | : **અપ્રિલ ૨૦૧૮** |
| પ્રિન્ટર | : **સ્માઈલ પ્રિન્ટ, મુંબઈ** |

અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

# પરિચય

દરેક પ્રકારની પ્રશંસા અલ્લાહ માટે જ છે, જેણે આપણું સર્જન કર્યું અને દરેક પ્રકારના ઇનામો અને કૃપાઓ કરી અને માનવીઓની સત્ય માર્ગદર્શન માટે પોતાના અંતિમ પયગંબર હઝરત મુહમ્મદ સ.અ.વ. ને ઇસ્લામ ધર્મ લઇને મોકલ્યા. અને મુહમ્મદ સ.અ.વ. ની નુબુવ્વત અને પયગંબરી ના માટે સત્યનો પૂરાવો બનાવી પોતાની છેલ્લી કિતાબ કુરઆન મજીદને અવતરિત કરી જે દરેક માનવીઓ માટે સાચા માર્ગની અને સફળતા માટેની એક પ્રબળ કિતાબ છે. આ કિતાબની પવિત્ર શિક્ષા આ વાતની પુષ્ઠિ આપે છે કે આ પવિત્ર કિતાબ કોઇ માનવીના વિચાર શક્તિની રચના નથી, પરંતુ બન્ને જગતના પાલનહાર તરફથી અવતરિત કરેલ મહાન કિતાબ છે. જે આપણા પાલનહાર,સર્જનહાર અને સાચા પૂજ્યની ઓળખ આપે છે, આપણો સંબધ, આપણું સર્જન કરનાર પાલનહારથી ઠોસ અને મજબુત કરે છે અને માનવીઓને સત્યમાર્ગ તરફ ધ્યાન દોરે છે, આ જ તે સત્ય કિતાબ છે જેણે મહાન લોકોના જીવનને બદલી નાખ્યા, અલ્લાહ તઆલા ફરમાવે છે “અને જ્યારે તે પયગંબર તરફ અવતરિત કરેલ કિતાબને સાંભળે છે તો તમે તેમની આંખો માંથી આંસુ ટપકતા જોવો છો, તે કારણસર કે તેઓએ સત્યને પારખી લીધું (સૂરહ માઇદહ : 5/83)કુરઆન મજીદ અલ્લાહની વહી છે જે સીધું હૃદયો પર અસર કરે છે, અકાઇદ અને કાર્યોના સુધારા માટે અને શિક્ષણ અને તાલીમ માટેનું સાધન છે, સાથે સાથે દેશના ભાઇઓ અને બિનમુસ્લિમ ભાઇઓના શંકાઓને દૂર કરવા અને તેઓની વચ્ચે ઇસ્લામનો શાંતિનો સંદેશને ફેલાવવા માટેનું ઠોસ પાત્ર છે, પરંતુ સમાજ માંથી આપસના ભેદભાવ અને વેરને દૂર કરવા અને સમાજના ખરાબ માહોલને સાફ કરવા માટે કુરઆનના આદેશોનો પોતાનો એક અલગ પ્રભાવ છે, શરત આ છે કે ઇસ્લામના લોકો પોતે કુરઆન મજીદની મહાનતા અને તેને અવતરિત કરવાના હેતુને સમજે અને તેના મૂળ આદેશોને પૂરા કરે.

અલ્ બિર્ર ફાઊંડેશન મુમ્બઇ, એક દઅવતી અને તબલીગી સંસ્થા છે, જેમનો હેતુ એ છે કે દેશ અને સમાજમાં આપસમાં ભાઇચારગીને બઢોતરી આપવામાં આવે, સમાજ માંથી વેરને ખત્મ કરવા માટે દેશના લોકો સામે કુરઆન ના પવિત્ર આદેશોને બતાવવામાં આવે, ઇસ્લામની ખૂબીઓ બતાવવામાં આવે, તેઓની શંકાઓ અને ગેરસમજને દૂર કરી બતાવવામાં આવે કુરઆન મજીદ અલ્લાહની કિતાબ અને સમ્રગ માનવજાત માટે સાચુ માર્ગદર્શન છે, જેથી લોકો અલ્લાહના દિનને અને પોતાના વજુદને ઓળખે, આ જ દૂનિયા અને પરલોકમાં અલ્લાહની યાતનાથી બચવાનો માર્ગ છે,

અલ્ બિર્ર ફાઊંડેશન મુમ્બઇ પાછલા કેટલાક વર્ષોથી ધરતી પર વ્યક્તિગત અને સમૂદાય ને અલગ અલગ રીતે કાર્ય કરી દેશના લોકો સુધી તાકાત પ્રમાણે ઇસ્લામના આદેશને લોકો સુધી પહોંચાડવા માટે કાર્યરત છે, દઅવતની જરૂરતને પૂરી કરવા માટે અલગ અલગ ભાષાઓમાં કુરઆન મજીદના સલફી અનુવાદની જરૂરત હોય છે, ગુજરાતી ભાષામાં કુરઆન મજીદનું સલફી અનુવાદ ન હોવાના કારણે કેટલા વર્ષોથી ઘણી તકલીફ પડી રહી હતી, અલ્લાહ તઆલાના ફઝલ વ કરમથી અલ્ બિર્ર ફાઊંડેશન મુમ્બઇએ આ જરૂરતને જોતા ગુજરાતી ભાષાના જાણકાર સલફી આલીમો સાથે મળીને આ કાર્ય થોડાક સમય પહેલા શરૂ કર્યું હતું, અલ્ હમ્દુલિલ્લાહ છેલ્લા પાંચ પારા પૂરા થઇ ગયેલ છે, જે અલ્લાહની મદદ અને તમારા સહકારથી નજીકમાંજ પ્રકાશિત થવા જઇ રહ્યું છે. અલ્લાહ તઆલા આ મહેનતને કબૂલ કરે. અને કુરઆનના અનુવાદને કોમ અને સમૂદાય માટે ફાયદાકારક બનાવે. આમીન.

**અલ્-બિર્ર**

(મુમ્બઇ)

# અનુક્રમણિકા




અલ્લાહ ના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧) દરેક પ્રકારની પ્રશંસા અલ્લાહ માટે જ છે, જે સમગ્ર સૃષ્ટિનો પાલનહાર છે.

૨) ઘણો જ કૃપાળુ, અત્યંત દયાળુ,

૩) બદલાના દિવસ (કયામત) નો માલિક છે.

૪) અમે ફકત તારી જ બંદગી કરીએ છીએ અને ફકત તારી જ પાસે મદદ માંગીએ છીએ.

૫) અમને સત્ય (અને સાચો) માર્ગ બતાવ.

૬) તે લોકોનો માર્ગ, જેમના પર તે કૃપા કરી.

૭) તે લોકોનો (માર્ગ) નહીં, જેમના પર તું ક્રોધિત થયો અને ન પથભ્રષ્ટોનો.

# સૂરહ બકરહ

અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧) અલિફ-લામ્-મીમ્,

૨) આ કિતાબ (અલ્લાહની કિતાબ હોવા) અંગે કોઇ શંકા નથી. ડરવાવાળાઓને માર્ગદર્શન આપનારી છે.

૩) જે લોકો અદૃશ્ય ઉપર ઈમાન ધરાવે છે અને નમાઝ કાયમ કરે છે અને અમારા આપેલા (ધન) માંથી ખર્ચ કરે છે,

૪) અને જે લોકો ઈમાન ધરાવે છે, તેના પર જે તમારા તરફ અવતરિત કરવામાં આવ્યું અને જે તમારા પહેલા અવતરિત કરવામાં આવ્યું. અને તેઓ આખેરત (પરલોક) ઉપર પણ ઈમાન ધરાવે છે

૫) આ જ લોકો પોતાના પાલનહાર તરફથી સત્ય માર્ગ પર છે અને આ જ લોકો સફળ થનાર છે.

૬) ઇન્કાર કરનારાઓને તમારું સચેત કરવું અથવા ન કરવું બન્ને સરખું છે, આ લોકો ઈમાન નહીં લાવે.

૭) અલ્લાહએ તેઓના હૃદયો પર અને તેઓના કાન પર મહોર લગાવી દીધી છે અને તેઓની આંખો પર પડદો છે અને તેઓ માટે મોટી યાતના છે.

૮) કેટલાક લોકો કહે છે કે અમે અલ્લાહ ઉપર અને કયામતના દિવસ ઉપર ઈમાન ધરાવીએ છીએ, પરંતુ ખરેખર તે લોકો ઈમાનવાળા નથી.

૯) તેઓ અલ્લાહ તઆલા અને ઈમાનવાળાઓને ધોકો આપે છે, જો કે ખરેખર તેઓ પોતાને જ ધોકો આપી રહ્યા છે, પરંતુ સમજતા નથી.

૧૦) તેઓના હૃદયોમાં રોગ હતો, અલ્લાહ તઆલાએ તેઓની બિમારીમાં વધારો કરી દીધો અને તેઓના જૂઠના કારણે તેઓ માટે દુ:ખદાયી યાતના છે.

૧૧) અને જ્યારે તેઓને કહેવામાં આવે છે કે ધરતી પર ભ્રષ્ટતા ન ફેલાવો તો જવાબ આપે છે કે અમે તો ફકત સુધારો કરનાર છે.

૧૨) સાવધાન રહો ! નિ:શંક આ જ લોકો ભ્રષ્ટતા ફેલાવનારા છે, પરંતુ સમજતા નથી.

૧૩) અને જ્યારે તેઓને કહેવામાં આવે છે કે બીજા લોકોની (પયગંબર સાહેબના અનુયાયીઓ) જેમ તમે પણ ઈમાન ધરાવો, તો જવાબ આપે છે કે શું અમે એવું ઈમાન ધરાવીએ જેવું કે આ મૂર્ખ ઈમાન ધરાવે છે, સાવધાન રહો ! ખરેખર આ જ લોકો મૂર્ખ છે, પરંતુ જાણતા નથી.

૧૪) અને જ્યારે તેઓ ઈમાનવાળાઓને મળે છે તો કહે છે કે અમે પણ ઈમાનવાળા છીએ, અને જ્યારે પોતાના શેતાનો (સરદાર) ને મળે છે તો કહે છે કે અમે તો તમારી સાથે છે, અમે તો તેઓની સાથે ફકત મશ્કરી કરીએ છીએ.

૧૫) અલ્લાહ તઆલા પણ તેઓની સાથે મશ્કરી કરી રહ્યો છે અને તેઓના વિદ્રોહમાં વધારો કરે છે.

૧૬) આ તે લોકો છે, જેઓએ પથભ્રષ્ટતાને સત્યમાર્ગના બદલામાં ખરીદી લીધી, બસ ! ન તો તેઓના વેપારે તેમને ફાયદો પહોંચાડયો અને ન તો તેઓ સત્યમાર્ગ અપનાવનારા બન્યાં.

૧૭) તેઓનું ઉદાહરણ તે વ્યક્તિ જેવું છે, જેણે આગ સળગાવી, બસ ! આજુ-બાજુની વસ્તુઓ પ્રકાશિત થઇ જ હતી કે અલ્લાહએ તેઓના પ્રકાશને ઝૂંટવી લીધો અને તેઓને અંધકારમાં છોડી દીધા કે તેઓ જોતા નથી.

૧૮) (તેઓ) બહેરા, મૂંગા, આંધળા છે, બસ ! તેઓ પાછા ફરતા નથી.૧૯) અથવા આકાશમાંથી વરસતા વરસાદ જેવું, જેમાં અંધારું, મેઘગર્જના અને વીજળી હોય, મૃત્યુના ભયથી વાદળોના ગર્જવાના કારણે પોતાની આંગળીઓ પોતાના કાનમાં નાંખી દે છે. અને અલ્લાહ તઆલા ઇન્કાર કરનારાઓને ઘેરાવમાં લેવાવાળો છે.

૨૦) નજીક છે કે વીજળી તેઓની આંખોને ઝૂંટવી લે, જ્યારે તેઓ માટે પ્રકાશ કરે છે તો તેમાં હરે-ફરે છે અને જ્યારે તેઓ પર અંધારું થાય છે તો ઊભા રહી જાય છે. અને જો અલ્લાહ તઆલા ઇચ્છે તો તેઓના કાન અને આંખોને વ્યર્થ કરી દે. નિ:શંક અલ્લાહ તઆલા દરેક વસ્તુ પર શક્તિ ધરાવે છે.

૨૧) હે લોકો ! પોતાના તે પાલનહારની બંદગી કરો જેણે તમારું અને તમારાથી પહેલાના લોકોનું સર્જન કર્યું, આ જ તમારા માટે બચાવનું કારણ છે.

૨૨) જેણે તમારા માટે ધરતીને પાથરણું અને આકાશને છત બનાવી અને આકાશ માંથી પાણી વરસાવી તેનાથી ફળ ઉત્પન્ન કરી તમને રોજી આપી, ખબરદાર ! જાણવા છતાં અલ્લાહની સાથે અન્યને ભાગીદાર ન ઠેરવો.

૨૩) અમે જે કંઈ પણ પોતાના બંદા ઉપર અવતરિત કર્યુ છે, તેમાં જો તમને શંકા હોય અને તમે સાચા હોય તો આના જેવી જ એક સૂરહ (પાઠ) તો બનાવી લાવો, તમને અધિકાર છે કે અલ્લાહ તઆલા સિવાય પોતાના મદદ કરવાવાળાઓને પણ બોલાવી લો.

૨૪) બસ ! જો તમે ન કર્યું અને તમે ક્યારેય નથી કરી શકતા, તો (આને સત્ય માની) તે આગથી બચો, જેનું ઈંધણ માનવી અને પથ્થર છે, જે ઇન્કાર કરનારાઓ માટે તૈયાર કરવામાં આવી છે.

૨૫) અને ઈમાનવાળાઓ અને સત્કાર્યો કરવાવાળાઓને તે જન્નતોની ખુશખબર આપી દો, જેની નીચે નહેરો વહી રહી છે, જ્યારે પણ તેઓને ફળો આપવામાં આવશે (અને ફરીથી તેના જેવું જ ફળ આપવામાં આવશે) તો તેઓ કહેશે કે આ તો તે જ છે જે અમને આનાથી પહેલા આપવામાં આવ્યું હતું અને તેઓ માટે પવિત્ર પત્નીઓ છે અને તેઓ તે જન્નતોમાં હંમેશા રહેવાવાળા છે.

૨૬) નિ:શંક અલ્લાહ તઆલા કોઇ ઉદાહરણ આપવાથી શરમાતો નથી, ભલે ને તે મચ્છરનું હોય અથવા તેનાથી પણ હલકી વસ્તુનું. ઈમાનવાળાઓ તો તેને પોતાના પાલનહાર તરફથી યોગ્ય ગણે છે અને ઇન્કાર કરનારાઓ કહે છે કે આ ઉદાહરણનો અર્થ શું છે ? આના વડે કેટલાક લોકોને પથભ્રષ્ટ કરી દે છે અને વધુ પડતા લોકોને સત્યમાર્ગ પર લાવી દે છે અને પથભ્રષ્ટ તો ફકત વિદ્રોહીઓને જ કરે છે.

૨૭) જે લોકો અલ્લાહ તઆલાના મજબૂત વચનને તોડી નાખે છે અને અલ્લાહ તઆલાએ જે વસ્તુને જોડવાનો આદેશ આપ્યો છે તેને કાપે છે અને ધરતી ઉપર ભ્રષ્ટાચાર ફેલાવે છે, આ જ લોકો નુકસાન ઉઠાવનારા છે.

૨૮) તમે અલ્લાહ ના ભાગીદાર કેવી રીતે ઠેરવો છો ? જ્યારે કે તમે મૃત હતા, તેણે તમને જીવિત કર્યા, પછી તમને મૃત્યુ આપશે પછી જીવિત કરશે, પછી તમે તેની જ તરફ પાછા ફેરવવામાં આવશો.

૨૯) તે અલ્લાહ, જેણે તમારા માટે ધરતીની દરેક વસ્તુનું સર્જન કર્યું, પછી આકાશ તરફ ફર્યો અને તેને ઠીક-ઠાક સાત આકાશ બનાવ્યા, અને તે દરેક વસ્તુને જાણે છે.

૩૦) અને જ્યારે તારા પાલનહારે ફરિશ્તાઓને કહ્યું કે હું ધરતી ઉપર જાનશીન (નાયબ) બનાવવાનો છું, તો તેઓએ કહ્યું : એવા વ્યક્તિનું સર્જન કેમ કરી રહ્યા છો, જે ધરતી ઉપર ભ્રષ્ટાચાર ફેલાવે અને

ખૂનામરકીઓ આચરે ? અને અમે તારા નામનું સ્મરણ, પ્રશંસા અને પવિત્રતાનું વર્ણન કરનારા છે, અલ્લાહ તઆલાએ કહ્યું જે હું જાણું છું તે તમે નથી જાણતા.

૩૧) અને અલ્લાહ તઆલાએ આદમને દરેક નામો શિખવાડી તે વસ્તુઓને ફરિશ્તાઓ સમક્ષ રજૂ કરી અને ફરમાવ્યું જો તમે સાચા હોય તો આ વસ્તુઓના નામ જણાવો.

૩૨) તે સૌએ કહ્યું હે અલ્લાહ ! તારી હસ્તી પવિત્ર છે, અમે તો ફકત એટલું જ જાણીએ છીએ જેટલું તેં અમને શિખવાડ્યું છે, સંપૂર્ણ જ્ઞાનધરાવનારઅને હિકમતવાળો તો તું જ છે.

૩૩) અલ્લાહ તઆલાએ આદમ (અ.સ.) ને કહ્યું કે તમે આના નામ જણાવી દો, જ્યારે તેમણે જણાવી દીધા તો કહ્યું કે શું મેં તમને (પહેલા જ) નહોતું કહ્યું કે ધરતી અને આકાશોનો ગૈબ (અદૃશ્ય) હું જ જાણું છું અને હું જાણું છું જે તમે જાહેર કરો છો, અને જે કંઈ તમે છુપાવતા હતા.

૩૪) અને જ્યારે અમે ફરિશ્તાઓને કહ્યું કે આદમ ને સિજદો કરો, તો ઇબ્લિસ (શેતાન) સિવાય સૌએ સિજદો કર્યો, તેણે ઇન્કાર કર્યો અને ઘમંડ કર્યું અને તે ઇન્કાર કરનારાઓ માંથી થઇ ગયો.

૩૫) અને અમે કહી દીધું કે હે આદમ ! તમે અને તમારી પત્ની જન્નતમાં રહો, અને જ્યાંથી ઇચ્છો છૂટથી ખાઓ પીવો, પરંતુ તે વૃક્ષની નજીક પણ ન જશો, નહીંતર અત્યાચારી બની જશો.

૩૬) પરંતુ શેતાને તેઓને ફોસલાવી ત્યાંથી કઢાવીને જ રહ્યો, અને અમે કહી દીધું કે ઊતરી જાઓ ! તમે એક બીજાના શત્રુ છો અને એક નક્કી કરેલ સમય સુધી તમારા માટે ધરતી ઉપર રોકાણ અને ફાયદો ઉઠાવવાનો (સામાન) છે.

૩૭) આદમ (અ.સ.) એ પોતાના પાલનહાર પાસેથી કેટલીક વાતો શીખી અને અલ્લાહ તઆલાએ તેઓની તૌબા કબૂલ કરી, નિ:શંક તે જ તૌબા

કબૂલ કરનાર અને દયા કરનાર છે.

૩૮) અમે કહ્યું : તમે સૌ અહીંથી જતા રહો, જ્યારે પણ તમારી પાસે મારું માર્ગદર્શન પહોંચે તો તેનું અનુસરણ કરવાવાળા માટે કોઇ ડર અને નિરાશા નહીં હોય.

૩૯) અને જે ઇન્કાર કરી અમારી આયતોને જુઠલાવે તેઓ જહન્નમી છે અને હંમેશા તેમાં જ રહેશે.

૪૦) હે ઇસ્રાઇલના સંતાનો ! મારી તે કૃપાને યાદ કરો જે મેં તમારા ઉપર કરી અને મારા વચનને પૂરું કરો, હું તમારા વચનને પૂરા કરીશ અને મારાથી જ ડરો.

૪૧) અને તે કિતાબ પર ઈમાન લાવો જે મેં તમારી કિતાબોની પુષ્ટિ માટે અવતરિત કરી છે અને તેની બાબતે તમે જ પ્રથમ ઇન્કાર કરનાર ન બનો અને મારી આયતોને નજીવી કિંમતે વેચી ન મારો. અને ફકત મારાથી જ ડરો.

૪૨) અને સત્યને અસત્ય સાથે ભેળસેળ ન કરો અને સત્યને ન છુપાવો, તમે તો ખૂબ જ સારી રીતે જાણો છો.

૪૩) અને નમાઝ કાયમ પઢતા રહો અને ઝકાત (ધર્મદાન) આપતા રહો, અને રુકૂઅ કરવાવાળા સાથે રુકૂઅ કરો.

૪૪) શું (તમે) લોકોને ભલાઇ ની શિખામણ આપો છો ? અને પોતાને જ ભૂલી જાઓ છો, કિતાબ પઢવા છતાં, શું તમારામાં આટલી પણ બુદ્ધિ નથી ?

૪૫) અને ધૈર્ય તથા નમાઝ વડે મદદ માંગતા રહો, આ વસ્તુ ભારે પરિશ્રમવાળી છે, પરંતુ ડરવાવાળા માટે (સરળ છે).

૪૬) જે જાણે છે કે નિ:શંક તે પોતાના પાલનહાર સાથે મુલાકાત કરનાર અને તેની જ તરફ પાછા ફરવાના છે.

૪૭) હે ઇસ્રાઇલના સંતાનો ! મારી તે કૃપાને યાદ કરો જે મેં તમારા પર કરી અને મેં તમને સમગ્ર સૃષ્ટિના લોકો પર શ્રેષ્ઠતા આપી.

૪૮) તે દિવસથી ડરતા રહો જ્યારે કોઇ કોઇને ફાયદો નહીં પહોંચાડી શકે અને ન તો તેની બાબત કોઇ ભલામણ સ્વીકારવામાં આવશે અને ન કોઇ વસ્તુ તેના બદલામાં લેવામાં આવશે અને ન તો તેમની મદદ કરવામાં આવશે.

૪૯) અને જ્યારે અમે તમને ફિરઔનના લોકોથી છુટકારો આપ્યો જે તમને દુ:ખદાયી યાતના આપતા હતા, જે તમારા બાળકોને મારી નાખતા અને તમારી બાળકીઓને છોડી દેતા હતા, તે છુટકારો અપાવવામાં તમારા પાલનહારની મોટી કૃપા હતી.

૫૦) અને જ્યારે અમે તમારા માટે દરિયો ચીરી નાખ્યો અને તમને તેનાથી પાર કરી દીધા અને ફિરઔનના લોકોને તમારી નજર હેઠળ જ તેમાં ડુબાડી દીધા.

૫૧) અને અમે મૂસા (અ.સ.) સાથે ચાલીસ રાત્રીઓનું વચન લીધું, ત્યાર પછી તમે વાછરડાને પૂજવા લાગ્યા અને અત્યાચારી બની ગયા.

૫૨) પરંતુ તેમ છતાં અમે તમને માફ કરી દીધા જેથી તમે આભારી બનો.

૫૩) અને અમે મૂસા (અ.સ.) ને તમારા માર્ગદર્શન માટે કિતાબ અને મુઅજિઝહ (ચમત્કાર) અર્પણ કર્યા,

૫૪) જ્યારે મૂસા (અ.સ.) એ પોતાની કોમને કહ્યું હે મારી કોમના લોકો ! વાછરડાને પૂજ્ય બનાવી તમે પોતાના પર અત્યાચાર કર્યો છે, હવે તમે પોતાના સર્જનહાર તરફ પાછા ફરો, એકબીજાને અંદરો અંદર કતલ કરો, અલ્લાહની નજીક આ માંજ તમારી ઉત્તમતા છે, તો તેણે (અલ્લાહ) તમારી તૌબા કબૂલ કરી, તે તૌબા કબૂલ કરનાર અને દયા કરનાર છે.

૫૫) અને (તમે તેને પણ યાદ કરો) તમે મૂસા (અ.સ.) ને કહ્યું હતું કે જ્યાં સુધી અમે અમારા પાલનહારને સામે ન જોઇ લઇએ, ક્યારેય ઇમાન નહીં લાવીએ (જેની સજા રૂપે) તમારા જોતાં જ તમારા પર વીજળી પડી.

૫૬) પરંતુ ફરી એટલા માટે કે તમે આભારી બનો તે મૃત્યુ પછી પણ અમે તમને જીવિત કરી દીધા.

૫૭) અને અમે તમારા પર વાદળ નો છાંયડો કર્યો અને તમારા પર "મન અને સલવા" (જન્નતી ભોજન) ઉતાર્યું, (અને કહી દીધું) કે અમારી આપેલી પવિત્ર વસ્તુઓ ખાઓ અને તેઓએ અમારા ઉપર અત્યાચાર નથી કર્યો, પરંતુ તે પોતે જ પોતાના ઉપર અત્યાચાર કરી રહ્યા હતા.

૫૮) અને અમે તમને કહ્યું કે તે વસ્તીમાં જાઓ અને જે કંઈ જ્યાંથી ઇચ્છો છુટથી ખાઓ પીવો અને દરવાજામાં સિજદો કરતા પસાર થાઓ અને ઝબાન થી "હિત્તતુન્" (અમારા પાપોને માફ કરી દે) કહો, અમે તમારા પાપોને માફ કરી દઇશું અને સત્કાર્ય કરવાવાળાને વધુ આપીશું.

૫૯) પછી તે અત્યાચારીઓએ તે વાતને જે તેમને કહેવામાં આવી હતી, બદલી નાખી, અમે પણ તે અત્યાચારીઓ પર તેઓના દુષ્કર્મો અને અવજ્ઞાના કારણે આકાશ માંથી પ્રકોપ ઉતાર્યો.

૬૦) અને જ્યારે મૂસા (અ.સ.) એ પોતાની કોમ માટે પાણી માંગ્યુ તો અમે કહ્યું કે પોતાની લાકડીને પથ્થર પર મારો જેનાથી બાર ઝરણાં ફૂટી નીકળ્યા અને પ્રત્યેક જૂથે પોતાનું ઝરણું ઓળખી લીધું (અને અમે કહી દીધું કે) અલ્લાહ તઆલાની રોજી ખાઓ પીઓ, અને ધરતી પર ભ્રષ્ટાચાર ન ફેલાવો.

૬૧) અને જ્યારે તમે કહ્યું કે હે મૂસા ! અમે એક જ પ્રકારના ભોજન પર ક્યારેય ધીરજ નહીં રાખી શકીએ, એટલા માટે પોતાના પાલનહારને દુઆ કરો કે તે અમને ધરતી ની ઊપજ સૂરણ, કાકડી, ઘઉં, મસૂર અને

ડુંગળી આપે, તેમણે કહ્યું : ઉત્તમ વસ્તુના બદલામાં સાધારણ વસ્તુ કેમ માંગો છો, એવા શહેરમાં જાઓ ત્યાં તમારી ઇચ્છિત વસ્તુઓ મળી જશે, તેઓ પર અપમાન અને લાચારી નાખી દેવામાં આવી અને અલ્લાહનો ક્રોધ લઇ તેઓ પાછા ફર્યા, આ એટલા માટે કે તેઓ અલ્લાહ તઆલાની આયતોનો ઇન્કાર કરતા હતા અને પયગંબરોને અન્યાયી રીતે કતલ કરતા હતા, આ તેઓની અવજ્ઞા અને અતિરેકનું પરિણામ છે.

૬૨) મુસલમાન હોય, યહૂદી હોય, ઈસાઈ હોય અથવા સાબી હોય, જે કોઇ પણ અલ્લાહ પર અને કયામતનાં દિવસ પર ઇમાન લાવ્યા અને સત્કાર્યો કર્યાં, તેઓનો બદલો તેઓના પાલનહાર પાસે છે અને તેઓ પર ન કોઇ ભય છે અને ન નિરાશા.

૬૩) અને જ્યારે અમે તમારી પાસેથી વચન લીધું અને તમારા પર તૂર (નામી) પહાડ લાવી ઉભો કરી દીધો (અને કહ્યું) જે અમે તમને આપ્યું છે તેને મજબૂતીથી પકડી રાખો અને જે કંઈ તેમાં છે તેને યાદ કરો, જેથી તમે બચી શકો.

૬૪) પરંતુ તમે ત્યાર પછી પણ ફરી ગયા, પછી જો અલ્લાહતઆલાની કૃપા અને તેની દયા તમારા પર ન હોત તો તમે નુકસાન ઉઠાવનાર થઇ જાત.

૬૫) અને નિ:શંક તમને તે લોકોનું જ્ઞાન પણ છે, જે તમારા માંથી શનિવારના વિશે હદથી વધી ગયા અને અમે પણ કહી દીધું કે તમે અપમાનિત વાંદરા બની જાવ.

૬૬) તેઓને અમે આગળ-પાછળના લોકો માટે બોધદાયક બનાવી દીધા અને ડરવાવાળાઓ માટે શિખામણ.

૬૭) અને મૂસા (અ.સ.) એ જ્યારે પોતાની કોમને કહ્યું કે અલ્લાહ તઆલા તમને એક ગાયની કુરબાની કરવાનો આદેશ આપે છે તો તેઓએ કહ્યું

: અમારી સાથે મજાક કેમ કરી રહ્યા છો ? તેમણે જવાબ આપ્યો કે હું આવો અજ્ઞાની બનવાથી અલ્લાહ ના શરણમાં આવું છું.

૬૮) તેઓએ કહ્યું કે હે મૂસા ! દુઆ કરો કે અલ્લાહ તઆલા અમારા માટે તેના લક્ષણો સ્પષ્ટ કરી દે, તેમણે કહ્યું સાંભળો ! તે ગાય ન તો ઘરડી હોય ન વાછરડું, પરંતુ બન્ને વચ્ચેની વયની હોય, હવે જે આદેશ તમને આપવામાં આવ્યો છે તે કરી બતાવો.

૬૯) તે લોકો ફરીથી કહેવા લાગ્યા કે દુઆ કરો કે અલ્લાહ તઆલા વર્ણન કરે કે તેનો રંગ કેવો હોય ? કહ્યું કે તે (અલ્લાહ) કહે છે કે તે ગાય પીળા રંગની, ચમકદાર, જોવાવાળાઓ માટે લોભાવનારી છે.

૭૦) તે કહેવા લાગ્યા કે પોતાના પાલનહારથી વધુ દુઆ કરો અમને તેના વધુ લક્ષણો બતાવે, આ પ્રકારની ગાયો તો ખૂબ જ છે, ખબર નથી પડતી જો અલ્લાહ ઇચ્છશે તો અમે માર્ગદર્શન મેળવવાળા થઇ જઇશું.

૭૧) તેમણે (મૂસા અ.સ.એ) કહ્યું કે અલ્લાહ નો આદેશ છે કે તે ગાય કામ કરવાવાળી , ધરતી પર હળ ચલાવવાવાળી અને ખેતરોને પાણી પીવડાવનારી નહીં, તે તંદુરસ્ત અને ખોડ વગરની છે, તેઓએ કહ્યું હવે તમે સત્ય બતાવી દીધું, તેઓ આદેશનું પાલન કરવાવાળા ન હતા, પરંતુ તેને માન્યું અને તે ગાયની કુરબાની કરી દીધી.

૭૨) જ્યારે તમે એક વ્યક્તિનું કતલ કરી દીધું, પછી તેમાં ઝઘડો કરવા લાગ્યા અને તમારી ગુપ્ત વાતોને અલ્લાહ તઆલા જાહેર કરવાવાળો હતો.

૭૩) અમે કહ્યું કે તે ગાયનો એક ટુકડો કતલ થયેલ વ્યક્તિના શરીર પર લગાવી દો (તે જીવિત થઇ જશે) આવી જ રીતે અલ્લાહ મૃતકોને જીવિત કરી તમને તમારી સમજદારી માટે પોતાની નિશાનીઓ બતાવે છે.

૭૪) ત્યાર પછી તમારા હ્રદય પથ્થર જેવા પરંતુ તેના કરતા પણ વધારે સખત થઇ ગયા, કેટલાક પથ્થરો માંથી તો નહેરો વહી નીકળે છે અને કેટલાક તો ફાટી જાય છે અને તે માંથી પાણી નીકળે છે અને કેટલાક અલ્લાહના ભયથી પડી જાય છે અને તમે અલ્લાહ તઆલાને પોતાના કાર્યોથી અજાણ ન સમજો.

૭૫) (મુસલમાનો) શું તમારી ઇચ્છા છે કે આ લોકો ઈમાનવાળા બની જાય, જો કે તેમાં એવા લોકો પણ છે, જે અલ્લાહની વાણીને સાંભળી, બુદ્ધિશાળી અને જ્ઞાની હોવા છતાં પણ બદલી નાખે છે.

૭૬) જ્યારે તેઓ ઈમાનવાળાઓને મળે છે તો કહે છે કે અમે ઇમાન લાવ્યા અને જ્યારે એક બીજાને મળે છે તો કહે છે કે મુસલમાનોને એ વાતો કેમ પહોંચાડો છો જે અલ્લાહ તઆલાએ તમને શિખવાડી છે, શું જાણતા નથી કે આ તો અલ્લાહ પાસે તમારા પર તેઓનો પુરાવો બની જશે.

૭૭) શું આ લોકો નથી જાણતા કે અલ્લાહ તઆલા તેઓની છૂપી અને જાહેર બધી વાતોને જાણે છે ?

૭૮) તેઓ માંથી કેટલાક અજ્ઞાની એવા પણ છે કે જેઓ કિતાબના ફકત જાહેર શબ્દોને જ જાણે છે અને ફકત કલ્પનાઓ ઉપર જ છે.

૭૯) તે લોકો માટે વૈલ (જહન્નમની એક ખાડી) છે, જે પોતાના હાથોથી લખેલા પુસ્તકને અલ્લાહ તઆલા તરફથી હોવાનું કહે છે અને આવી રીતે દુનિયા કમાય છે, તેઓના હાથોના લખાણને અને તેઓની કમાણી માટે વૈલ અને ખેદ છે.

૮૦) આ લોકો કહે છે કે અમે તો ફકત થોડાક જ દિવસ જહન્નમમાં રહીશું તેઓને કહી દો કે શું તમારી પાસે અલ્લાહ તઆલા તરફથી કોઇ પુરાવો છે ? જો છે તો નિ:શંક અલ્લાહ તઆલા પોતાના વચનનો વિરોધ નહીં કરે, (ક્યારેય નહીં) પરંતુ તમે તો અલ્લાહ માટે તે વાતો કહો છો જેને તમે જાણતા નથી.

૮૧) નિ:શંક જેણે પણ દુષ્કર્મો કર્યા અને તેની અવજ્ઞાઓએ તેને ઘેરાવમાં લઇ લીધો તે હંમેશા માટે જહન્નમી છે.

૮૨) અને જે લોકો ઇમાન લાવ્યા અને સત્કાર્યો કરે તે જન્નતી છે જેઓ તેમાં હંમેશા રહેશે.

૮૩) અને જ્યારે અમે ઇસ્રાઇલના સંતાન પાસેથી વચન લીધું કે તમે અલ્લાહ સિવાય બીજાની બંદગી ન કરશો અને માતા-પિતા સાથે સદ્ વર્તન કરશો અને એવી જ રીતે સગા-સંબંધીઓ, અનાથો અને લાચારો સાથે અને લોકોને ભલાઇની વાત કહેશો, નમાઝ કાયમ કરતા રહેશો અને જકાત આપતા રહેશો, પરંતુ થોડાક લોકો સિવાય તમે સૌ ફરી ગયા અને મોઢું ફેરવી લીધું.

૮૪) અને જ્યારે અમે તમારી પાસેથી વચન લીધું કે અંદરો અંદર લોહી ન વહેડાવશો (કતલ ન કરશો) અને એક બીજાને દેશનિકાલ ન કરશો, તમે એકરાર કર્યો અને તમે તેના સાક્ષી બન્યા.

૮૫) પરંતુ તો પણ તમે અંદરો અંદર કતલ કર્યાં અને અંદરના એક જૂથને દેશનિકાલ પણ કરી દીધું અને પાપ અને અત્યાચારના કાર્યોમાં તેઓના વિરોધમાં બીજાનો સાથ આપ્યો, હાં, જ્યારે તેઓ કેદી બનીને તમારી પાસે આવ્યા તો તમે તેઓ માટે મુક્તિદંડ આપ્યો, પરંતુ તેઓનો દેશનિકાલ, જે તમારા ઉપર હરામ હતું (તેનો વિચાર પણ ન કર્યો), શું થોડાક આદેશોનું પાલન કરો છો અને થોડાક આદેશોને નથી માનતા ? તમારા માંથી જે પણ આવું કરે તેની સજા તે સિવાય શું હોય શકે કે દુનિયામાં અપમાન અને કયામતના દિવસે સખત યાતનાની માર અને અલ્લાહ તઆલા તમારા કાર્યોથી અજાણ નથી.

૮૬) આ તે લોકો છે જેમણે દુનિયાના જીવનને આખેરતના બદલામાં ખરીદી લીધું છે, તેઓની યાતના ન તો સાધારણ હશે અને ન તો તેઓની મદદ કરવામાં આવશે.

૮૭) અમે મૂસાને કિતાબ આપી અને તેમના પછી બીજા પયગંબરો અવતરિત કર્યા અને અમે મરયમના દીકરા ઇસાને પ્રકાશિત પુરાવા આપ્યા, અને રૂહુલ્ કુદુસ (જિબ્રઇલ અ.સ.) વડે તેમની મદદ કરાવી, પરંતુ જ્યારે પણ તમારી પાસે પયગંબર તે વસ્તુ લાવ્યા જે તમારા સ્વભાવથી વિરૂધ્ધ હતી, તમે તરત જ ઘમંડ કર્યું, બસ કેટલાકને તો જૂઠલાવી દીધા અને કેટલાકને કતલ પણ કરી દીધા.

૮૮) આ લોકો કહે છે કે અમારા હૃદયો પર પરદો છે, નહીં, પરંતુ તેઓના ઇન્કારના કારણે તેઓને અલ્લાહ તઆલાએ ધિક્કારેલા કરી દીધા છે, તેઓનું ઇમાન થોડુંક જ છે.

૮૯) અને તેઓ પાસે જ્યારે અલ્લાહ તઆલાની કિતાબ, તેમની કિતાબને સત્ય ઠેરાવનારી આવી ગઇ, અને ઓળખી લીધા પછી પણ ઇન્કાર કરવા લાગ્યા, જો કે પહેલા આ લોકો પોતે (આના વડે) ઇન્કાર કરનારાઓ ઉપર વિજય ઇચ્છતા હતા, અલ્લાહ તઆલાની ફિટકાર થાય ઇન્કાર કરનારાઓ ઉપર.

૯૦) ઘણી જ ખરાબ છે તે વસ્તુ જેના બદલામાં તેઓએ પોતાને વેચી માર્યા, તે તેઓનું ઇન્કાર કરવું છે, અલ્લાહ તઆલા તરફથી અવતરિત કરેલ વસ્તુ સાથે ફકત એ વાતથી અદેખાઇ કરતા કે અલ્લાહ તઆલાએ પોતાની કૃપા પોતાના જે બંદા પર ઇચ્છ્યું તેના પર કરી, તેના કારણે આ લોકો ગુસ્સા પર ગુસ્સાના લાયક થઇ ગયા અને તે ઇન્કાર કરનારાઓ માટે અપમાનિત કરી દેનારી યાતના છે.

૯૧) અને જ્યારે તેઓને કહેવામાં આવે છે કે અલ્લાહ તઆલાએ અવતરિત કરેલ કિતાબ પર ઇમાન લાવો તો કહે છે કે જે અમારા પર અવતરિત કરવામાં આવ્યું છે તેના પર અમારું ઇમાન છે, જો કે ત્યાર પછી અવતરિત કરેલ કિતાબ સાથે જે તેઓની કિતાબની પુષ્ટી કરનારી છે, ઇન્કાર કરે છે, હાં તેઓ ને એવું તો કહો કે જો તમારૂ ઇમાન

પહેલાની કિતાબો પર છે તો પછી તમે આગળના પયગંબરો ને કેમ કતલ કર્યા ?

૯૨) તમારી પાસેથી તો મૂસા આ જ પુરાવા લઇને આવ્યા પરંતુ તો પણ તમે વાછરડાની પૂજા કરી, તમે છો જ અત્યાચારી.

૯૩) જ્યારે અમે તમારાથી વચન લીધું અને તમારા પર તૂરને ઊભો કરી દીધો (અને કહી દીધું) કે અમારી આપેલી વસ્તુને મજબૂત પકડી રાખો, અને સાંભળો ! તો તેઓએ કહ્યું અમે સાંભળ્યુ અને અવજ્ઞા કરી અને તેઓના હૃદયોમાં વાછરડાનો પ્રેમ ઠોસી દેવામાં આવ્યો, તેઓના ઇન્કારના કારણે, તેઓને કહી દો કે તમારું ઇમાન તમને ખોટો આદેશ આપી રહ્યો છે, જો તમે ઈમાનવાળા હોય.

૯૪) તમે કહી દો કે જો આખેરતનું ઘર ફકત તમારા માટે જ છે, અલ્લાહની નજીક બીજા કોઇ માટે નથી તો આવો, પોતાની સત્યવાતના પુરાવા માટે મૃત્યુની ઇચ્છા કરો.

૯૫) પરંતુ પોતાના કાર્યોને જોતાં કયારેય મૃત્યુની ઇચ્છા નહીં કરે, અલ્લાહ તઆલા અત્યાચારીઓને ખૂબ સારી રીતે જાણે છે.

૯૬) પરંતુ સૌથી વધારે દુનિયાના જીવન માટે લોભી, હે નબી ! તમે તેઓને જ જોશો, આ જીવનના લોભી મુશરિકો કરતાં પણ વધારે છે, તેઓ માંથી તો દરેક વ્યક્તિ એક હજાર વર્ષની વય ઇચ્છે છે, જો કે આટલી વય આપવામાં આવે તો પણ તેઓને યાતનાથી છુટકારો નહીં અપાવે, અલ્લાહ તઆલા તેઓના કાર્યોને ખૂબ જ સારી રીતે જોઇ રહ્યો છે.

૯૭) (હે નબી) તમે કહી દો કે જે જિબ્રઇલ નો શત્રુ હશે, જેણે તમારા હૃદય ઉપર અલ્લાહ નો આદેશ અવતરિત કર્યો છે જે આદેશ તેઓ પાસેની કિતાબની પુષ્ટી કરવાવાળું છે અને ઈમાનવાળા માટે માર્ગદર્શન અને ખુશખબર આપવાવાળું છે.

૯૮) (તો અલ્લાહ પણ તેનો શત્રુ છે) જે વ્યક્તિ અલ્લાહ અને તેના ફરિશ્તાઓ અને તેના પયગંબરો અને જિબ્રઇલ અને મીકાઇલ નો શત્રુ હોય, આવા ઇન્કાર કરનારાઓનો શત્રુ અલ્લાહ પોતે જ છે.

૯૯) અને નિ:શંક અમે તમારી તરફ ખુલ્લા પુરાવા અવતરિત કર્યા છે, જેનો ઇન્કાર દુરાચારી સિવાય કોઇ નથી કરતું.

૧૦૦) આ લોકો જ્યારે પણ કોઇ વચન આપે છે તો તેઓનું કોઇ એક જૂથ તેને તોડી નાખે છે, પરંતુ તેઓ માંથી વધારે પડતા લોકો ઈમાનવાળા નથી.

૧૦૧) જ્યારે પણ તેઓની પાસે અલ્લાહનો કોઇ પયગંબર તેઓની કિતાબની પુષ્ટી કરવાવાળો આવ્યો તે કિતાબવાળાના એક જૂથે અલ્લાહની કિતાબને એવી રીતે પીઠ પાછળ નાખી દીધી જેવી રીતે કે જાણતા જ નથી.

૧૦૨) અને તે વસ્તુની પાછળ લાગી ગયા જેને શેતાનો સુલૈમાનના રાજ્યમાં પઢતા હતા, સુલૈમાન (અ.સ.)એ ઇન્કાર નહતો કર્યો, પરંતુ આ ઇન્કાર શેતાનોનો હતો, તે લોકોને જાદુ શિખવાડતા હતા અને બાબિલમાં "હારૂત અને મારૂત" બન્ને ફરિશ્તાઓ પર જે અવતરિત કરવામાં આવ્યું હતું તે બન્નેપણ કોઇ વ્યક્તિને તે સમય સુધી નહોતા શિખવાડતા, જ્યાં સુધી કે એવું ન કહી દે કે અમે તો એક કસોટીમાં છે, તું ઇન્કાર ન કર, ફરીથી લોકો તેમનાથી તે શિખતા, જેના વડે પતિ પત્ની વચ્ચે વિચ્છેદ ઊભો થાય અને ખરેખર તે અલ્લાહ તઆલાની ઇચ્છા વગર કોઇને નુકસાન પહોંચાડી શકતા ન હતા, આ લોકો તે શિખે છે, જે તેઓને નુકસાન પહોંચાડે અને ફાયદો ન પહોંચાડી શકે અને નિ:શંક તે જાણે છે કે તેને લેવાવાળા માટે આખેરતમાં કોઇ ભાગ નથી અને તે સૌથી ખરાબ વસ્તુ છે જેના બદલામાં તે પોતાને વેચી રહ્યા છે, કદાચ કે આ લોકો જાણતા હોત.

૧૦૩) જો આ લોકો ઈમાન લાવી ડરવાવાળા બની જતા તો અલ્લાહ તઆલા તરફથી ઉત્તમ સવાબ તેઓને મળતો, જો તેઓ જાણતા હોત.

૧૦૪) હે ઈમાનવાળાઓ ! તમે પયગંબર (સ.અ.વ.) ને "રાઇના" (મૂર્ખ) ન કહો, પરંતુ "ઉન્-ઝુર્ના" (અમારી તરફ જૂઓ) કહો, અને સાંભળતા રહો અને ઇન્કાર કરનારાઓ માટે દુ:ખદાયી યાતના છે.

૧૦૫) ન તો કિતાબવાળાના ઇન્કાર કરનારાઓ અને ન તો મુશરિક લોકો ઇચ્છે છે કે તમારા પર તમારા પાલનહારની કોઇ કૃપા ઉતરે (તેઓના આ કપટથી શું થયું) અલ્લાહ તઆલા જેને ઇચ્છે પોતાની ખાસ દયા આપે છે, અલ્લાહ તઆલા ઘણી જ કૃપાવાળો છે.

૧૦૬) જે આયતને અમે રદ કરી દઇએ અથવા તો ભૂલાવી દઇએ, તેનાથી ઉત્તમ અથવા તો તેના જેવી જ બીજી આયત લાવીએ છીએ, શું તમે જાણતા નથી કે અલ્લાહ તઆલા દરેક વસ્તુ પર શક્તિ ધરાવે છે.

૧૦૭) શું તને જ્ઞાન નથી કે ધરતી અને આકાશનું સામ્રાજ્ય અલ્લાહ માટે જ છે, અને અલ્લાહ સિવાય તમારો કોઇ દોસ્ત અને મદદ કરનાર નથી.

૧૦૮) શું તમે પોતાના પયગંબરને એ જ પૂછવા ઇચ્છો છો, જે તમારા પહેલા મૂસા (અ.સ.) ને પૂછવામાં આવ્યું હતું, (સાંભળો) ! ઈમાનને ઇન્કારથી બદલનારા સત્યમાર્ગ થી ભટકી  જાય છે,

૧૦૯) તે કિતાબવાળા માંથી વધુ લોકો સત્ય સ્પષ્ટ થઇ જવા છતાં ફકત અદેખાઇના કારણે તમને પણ ઈમાનથી હટાવી દેવા ઇચ્છે છે, તમે પણ માફ કરી દો અને છોડી દો ત્યાં સુધી કે અલ્લાહ તઆલા પોતાનો આદેશ આપી દે, નિ:શંક અલ્લાહ તઆલા દરેક વસ્તુ પર શક્તિ ધરાવે છે.

૧૧૦) તમે નમાઝ કાયમ પઢતા રહો અને જકાત આપતા રહો અને જે કંઈ પણ ભલાઇ તમે પોતાના માટે આગળ મોકલશો, દરેકને અલ્લાહ

પાસે જોઇ લેશો, નિ:શંક અલ્લાહ તઆલા તમારા કાર્યોને ખૂબ સારી રીતે જોઇ રહ્યો છે.

૧૧૧) આ લોકો કહે છે કે જન્નતમાં યહૂદી અને ઈસાઈયો સિવાય કોઇ નહીં જાય, આ ફકત તેઓની મનેચ્છાઓ છે, તેઓને કહી દો કે જો તમે સાચા હોય તો કોઇ પુરાવા તો બતાવો.

૧૧૨) સાંભળો ! જે કોઇ પણ પોતાને નિખાલસતા સાથે અલ્લાહની સમક્ષ ઝુકાવી દે, નિ:શંક તેને તેનો પાલનહાર પૂરો બદલો આપશે, તેના પર ન તો કોઇ ડર હશે ન નિરાશા અને ન ઉદાસી.

૧૧૩) યહૂદી કહે છે કે ઈસાઈઓ સત્યમાર્ગ પર નથી અને ઈસાઈઓ કહે છે કે યહૂદીઓ સત્યમાર્ગ પર નથી, જો કે આ દરેક લોકો તૌરાત પઢે છે, આવી જ રીતે, આ લોકોની જેમ જ અજ્ઞાનીઓ પણ વાતો કહે છે, કયામત ના દિવસે અલ્લાહ તઆલા તેઓના આ વિવાદનો નિર્ણય તેઓ વચ્ચે કરી દેશે.

૧૧૪) તે વ્યક્તિ થી વધુ અત્યાચારી કોણ છે જે અલ્લાહ તઆલાની મસ્જિદોમાં અલ્લાહ તઆલાના સ્મરણથી રોકે અને તેઓની બરબાદીની કોશિશ કરે, આવા લોકોએ ડર રાખતા જ ત્યાં જવું જોઇએ, તેઓ માટે દુનિયામાં પણ અપમાન છે અને આખેરતમાં પણ મોટી યાતના છે.

૧૧૫) અને પશ્ચિમ અને પૂર્વનો માલિક અલ્લાહ જ છે, તમે જ્યાં પણ મોઢું ફેરવો ત્યાં જ અલ્લાહનું મોઢું છે, અલ્લાહ તઆલા સર્વગ્રાહી અને ખૂબ જાણનાર છે.

૧૧૬) આ લોકો કહે છે કે અલ્લાહ તઆલાને સંતાન છે (નહીં પરંતુ) તે પવિત્ર છે, ધરતી અને આકાશના દરેક સર્જન તેની માલિકી હેઠળ છે, અને દરેક તેની વાત માને છે.

૧૧૭) તે ધરતી અને આકાશનું અદ્દભૂત રીતે સર્જન કરનાર છે, તે જે કાર્યને કરવા ઇચ્છે, કહી દે છે કે થઇ જા બસ ! તે ત્યાંજ થઇ જાય છે.

૧૧૮) તેવી જ રીતે અજ્ઞાની લોકોએ પણ કહ્યું કે અલ્લાહ તઆલા અમારી સાથે વાત કેમ નથી કરતો અથવા અમારી પાસે કોઇ નિશાની કેમ નથી આવતી ? આવી જ રીતે, આવી જ વાત તેઓના પૂર્વજોએ પણ કહી હતી, તેઓના અને તેમના પૂર્વજોના હૃદયો સરખા થઇ ગયા, અમે તો વિશ્વાસ રાખનારાઓ માટે નિશાનીઓ બતાવી દીધી.

૧૧૯) અમે તો તમને સત્ય સાથે ખુશખબર આપનાર અને સચેત કરનારા બનાવીને મોકલ્યા છે અને જહન્નમીઓ વિશે તમને પૂછવામાં નહીં આવે.

૧૨૦) તમારાથી યહૂદીઓ અને ઈસાઈઓ ક્યારેય રાજી નહીં થાય, જ્યાં સુધી કે તમે તેઓના પંથવાળા ન બની જાઓ, તમે કહી દો કે અલ્લાહનું માર્ગદર્શન જ સત્ય માર્ગદર્શન છે અને જો તમે પોતાની પાસે જ્ઞાન આવી ગયા છતાં ફરીથી તેઓની મનેચ્છાઓનું અનુસરણ કર્યુ તો અલ્લાહ પાસે ન તમારો કોઇ દોસ્ત હશે અને ન તો કોઇ મદદ કરનાર.

૧૨૧) જે લોકોને અમે કિતાબ આપી છે અને તેઓ તે કિતાબને ધ્યાનથી વાંચે છે તેઓ આ કિતાબ પર પણ ઈમાન ધરાવે છે, અને જે તે (કિતાબનો) ઇન્કાર કરે તે નુકસાન ઉઠાવનાર છે.

૧૨૨) હે ઇસ્રાઇલ્ના સંતાનો ! મેં જે કૃપાઓ તમારા ઉપર કરી છે તેને યાદ કરો અને મેં તો તમને સમગ્ર સૃષ્ટિ પર શ્રેષ્ઠતા આપી હતી.

૧૨૩) તે દિવસથી ડરો, જે દિવસે કોઇ જીવ કોઇ જીવને કંઈ પણ ફાયદો નહીં પહોંચાડી શકે, ન કોઇ વ્યક્તિ પાસેથી કોઇ મુક્તિદંડ કબૂલ કરવામાં આવશે, ન તો તેને કોઇની ભલામણ ફાયદો પહોંચાડશે, ન તો તેઓની મદદ કરવામાં આવશે.

૧૨૪) જ્યારે ઇબ્રાહીમ (અ.સ.)ની તેમના પાલનહારે કેટલીય વાતોમાં કસોટી કરી અને તેઓ દરેક કસોટીમાં ખરા ઉતર્યા, તો અલ્લાહએ કહ્યું કે હું તમને લોકોનો સરદાર બનાવી દઇશ, કહેવા લાગ્યા અને મારા સંતાનને, કહ્યું મારું વચન અત્યાચારી લોકો માટે નથી.

૧૨૫) અમે અલ્લાહના ઘર (બયતુલ્લાહ) ને લોકો માટે સવાબ અને શાંતિની જગ્યા બનાવી, તમે ઇબ્રાહીમની જગ્યાએ જાઓ, નમાઝ પઢો, અમે ઇબ્રાહીમ (અ.સ.) અને ઇસ્માઇલ (અ.સ.) પાસેથી વચન લીધું કે તમે મારા ઘરને તવાફ કરવાવાળા અને એઅતેકાફ કરવાવાળા અને રૂકુઅ-સિજદો કરવાવાળાઓ માટે પાક-સાફ રાખો.

૧૨૬) જ્યારે ઇબ્રાહીમે કહ્યું : હે પાલનહાર ! તું આ જગ્યાને શાંતિવાળું શહેર બનાવ અને અહીંના રહેવાસીઓને, જે અલ્લાહ તઆલા પર અને કયામતના દિવસ પર ઈમાન ધરાવનારા હોય, ફળોની રોજી આપ. અલ્લાહ તઆલાએ ફરમાવ્યું હું ઇન્કાર કરનારાઓને પણ થોડોક ફાયદો આપીશ, પછી તેઓને આગની યાતના તરફ લાચાર કરી દઇશ, આ ઘણી ખરાબ જગ્યા છે.

૧૨૭) ઇબ્રાહીમ (અ.સ.) અને ઇસ્માઇલ (અ.સ.) ક-અબાના સ્તંભ અને દીવાલ બનાવતા હતા અને કહેતા હતા કે અમારા પાલનહાર ! તું અમારું આ કાર્ય કબૂલ કરી લે, તું જ સાંભળનાર અને જાણનાર છે.

૧૨૮) હે અમારા પાલનહાર ! અમને તારો આજ્ઞાકારી બનાવી લે અને અમારા સંતાન માંથી પણ એક જૂથને પોતાના આજ્ઞાકારી બનાવ અને અમને તારી બંદગીની રીત શિખવાડ અને અમારી તૌબા કબૂલ કર, તું તૌબા કબૂલ કરવાવાળો અને દયા કરવાવાળો છે.

૧૨૯) હે અમારા પાલનહાર ! તેઓ ની તરફ  તેમના માંથી જ પયગંબર અવતરિત કર, જે તેઓની સામે તારી આયતો પઢે, તેઓને કિતાબ અને હિકમત શિખવાડે અને તેઓને પવિત્ર કરે, નિ:શંક તું વિજયી અને હિકમતવાળો છે.

૧૩૦) ઇબ્રાહીમના દીનથી તે જ અનિચ્છા દર્શાવશે જે મૂર્ખ  હશે, અમે તો તેને દુનિયામાં પણ પસંદ કરી લીધા અને આખેરતમાં પણ, તે સદાચારી લોકો માંથી છે.

૧૩૧) જ્યારે પણ તેઓને તેમના પાલનહારે કહ્યું, આજ્ઞાકારી બની જાઓ તેઓએ કહ્યું : મેં અલ્લાહની આજ્ઞાનું પાલન કર્યું.

૧૩૨) આ જ વસીયત, ઇબ્રાહીમ (અ.સ.) અને યાકુબ (અ.સ.) એ પોતાના સંતાનને કરી, કે અમારા સંતાનો ! અલ્લાહ તઆલાએ તમારા માટે આ દીનને પસંદ કરી લીધો છે, ખબરદાર ! તમે મુસલમાન થઇને જ મૃત્યુ પામજો.

૧૩૩) શું યાકુબના મૃત્યુ વખતે તમે હાજર હતા, જ્યારે તેમણે પોતાના સંતાનને કહ્યું કે મારા પછી તમે કોની બંદગી કરશો ? તો સૌએ જવાબ આપ્યો કે તમારા પૂજ્યની અને તમારા પૂર્વજો ઇબ્રાહીમ (અ.સ.) અને ઇસ્માઇલ (અ.સ.) અને ઇસ્હાક (અ.સ.) ના પૂજ્યની, જે એક જ છે અને અમે તેના જ આજ્ઞાકારી બનીને રહીશું.

૧૩૪) આ જૂથ તો પસાર થઇ ગયું જે તેઓએ કર્યું તે તેમના માટે છે અને જે તમે કરશો તે તમારા માટે છે, તેઓના કાર્યો વિશે તમને પૂછવામાં નહીં આવે.

૧૩૫) આ લોકો કહે છે કે યહૂદી અને ઈસાઈ બની જાવ તો સત્યમાર્ગ પામશો, તમે કહો : પરંતુ સત્યમાર્ગ પર ઇબ્રાહીમના જૂથના લોકો છે અને ઇબ્રાહીમ ફકત અલ્લાહની જ બંદગી કરતા હતા અને મુશરિક ન હતા.

૧૩૬) હે મુસલમાનો ! તમે સૌ કહો કે અમે અલ્લાહ પર ઈમાન લાવ્યા અને તે વસ્તુ પર પણ, જે અમારી તરફ અવતરિત કરવામાં આવી છે અને જે વસ્તુ ઇબ્રાહીમ (અ.સ.), ઇસ્માઇલ (અ.સ.), ઇસ્હાક (અ.સ.), યાકુબ (અ.સ.) અને તેઓના સંતાન પર અવતરિત કરવામાં આવી અને જે

કંઈ પણ અલ્લાહની તરફથી મૂસા (અ.સ.) અને ઇસા (અ.સ.) અને બીજા પયગંબરો પર અવતરિત કરવામાં આવ્યું અમે તેઓ માંથી કોઇ વચ્ચે તફાવત નથી કરતા અમે અલ્લાહના આજ્ઞાકારી છે.

૧૩૭) જો તેઓ તમારી જેમ ઈમાન લાવે તો માર્ગદર્શન પામશે અને જો મોઢું ફેરવે તો તે ખુલ્લા વિરોધી છે, અલ્લાહ તઆલા તેઓ માટે નજીકમાં જ તમારા તરફથી પૂરતો થઇ જશે અને તે બધું જ સાંભળનાર અને જાણનાર છે.

૧૩૮) અલ્લાહ ના રંગને અપનાવો અને અલ્લાહથી ઉત્તમ રંગ કોનો હોઇ શકે છે ? અમે તો તેની જ બંદગી કરવાવાળા છે.

૧૩૯) તમે કહી દો કે શું તમે અમારી સાથે અલ્લાહ વિશે ઝઘડો કરો છો જે અમારો અને તમારો પાલનહાર છે, અમારા માટે અમારા કાર્યો અને તમારા માટે તમારા કાર્યો છે, અમે તો તેના માટે જ નિખાલસ છે.

૧૪૦) શું તમે કહો છો કે ઇબ્રાહીમ (અ.સ.) અને ઇસ્માઇલ (અ.સ.) અને ઇસ્હાક (અ.સ.) અને યાકુબ (અ.સ.) અને તેઓના સંતાન યહૂદી અથવા ઈસાઈ હતા ? કહી દો શું તમે વધુ જાણો છો અથવા અલ્લાહ તઆલા ? અલ્લાહ પાસે સાક્ષી છૂપાવનાર થી વધુ અત્યાચારી કોણ હોઇ શકે છે ? અને અલ્લાહ તમારા કાર્યોથી અજાણ નથી.

૧૪૧) આ જૂથ છે, જે પસાર થઇ ચૂક્યો, જે તેઓએ કર્યુ તે તેઓ માટે છે અને જે તમે કર્યુ તે તમારા માટે છે, તમને તેઓના કર્મો વિશે પૂછવામાં નહીં આવે.

પારા ૨

૧૪૨) નજીક માંજ મૂર્ખ લોકો કહેશે કે જે કિબ્લા પર આ હતા તેઓને તેનાથી કઇ વસ્તુએ ફેરવ્યા ? તમે કહી દો કે પૂર્વ અને પશ્ચિમનો માલિક અલ્લાહ તઆલા જ છે, તે જેને ઇચ્છે સત્યમાર્ગ બતાવે છે.

૧૪૩) અમે આવી જ રીતે તમને ન્યાયી જૂથ બનાવ્યું, જેથી તમે લોકો ઉપર સાક્ષી બની જાઓ અને પયગંબર (સ.અ.વ.) તમારા પર સાક્ષી બની

જાય, જે કિબ્લા પર તમે પહેલાથી હતા તેને અમે ફકત એટલા માટે નક્કી કર્યો હતો કે અમે જાણી લઇએ કે પયગંબર નો સાચો આજ્ઞાકારી કોણ છે ? અને કોણ છે જે પોતાની એડીઓ વડે પાછો ફરે છે, જો કે આ કાર્ય અઘરું છે પરંતુ જેને અલ્લાહએ માર્ગદર્શન આપ્યું છે (તેઓ માટે કશું જ અઘરું નથી) અલ્લાહ તઆલા તમારા ઈમાનને વેડફી નહીં નાખે, અલ્લાહ તઆલા લોકો સાથે દયા અને કૃપા કરવાવાળો છે.

૧૪૪) અમે તમારા મોઢાને વારંવાર આકાશ તરફ ઉઠતા જોઇ રહ્યા છે, હવે અમે તમને તે કિબ્લા તરફ ફેરવીશું જેનાથી તમે ખુશ થઇ જાઓ, તમે પોતાનું મોઢું મસ્જિદે હરામ તરફ ફેરવી લો અને તમે જ્યાં પણ હોવ પોતાનું મોઢું તેની જ તરફ કરતા રહો, કિતાબવાળાને આ વાત અલ્લાહ તરફ થી જ છે તેનું જ્ઞાન તેઓને ચોક્કસપણે છે. અને અલ્લાહ તઆલા તે કાર્યોથી અજાણ નથી જે આ લોકો કરી રહ્યા છે.

૧૪૫) અને જો તમે કિતાબવાળાઓને દરેક પુરાવા આપી દો છતાં તેઓ તમારા કિબ્લાનું અનુસરણ નહીં કરે, અને ન તમે તેઓના કિબ્લાને માનવાવાળા છો અને ન આ લોકો અંદરોઅંદર એકબીજાના કિબ્લાને માનવાવાળા છે અને જો તમારી પાસે જ્ઞાન આવી પહોંચ્યા પછી પણ તેઓની મનેચ્છાઓ પાછળ લાગી ગયા તો નિ:શંક તમે પણ અત્યાચારી બની જશો.

૧૪૬) જેઓને અમે કિતાબ આપી છે તેઓ તો તેને એવી રીતે જાણે છે જેવું કે કોઇ પોતાના સંતાનને ઓળખે, તેઓનું એક જૂથ સત્યને ઓળખ્યા પછી પણ છુપાવે છે.

૧૪૭) તમારા પાલનહાર તરફથી આ ખરેખર સાચું છે, ખબરદાર ! તમે શંકા કરવાવાળાઓ માંથી ન થઇ જશો,

૧૪૮) દરેક વ્યક્તિ એક ના એક તરફ ફરી રહ્યો છે, તમે સત્કાર્યો તરફ ભાગો, તમે જ્યાં પણ હશો અલ્લાહ તમને લઇ આવશે, અલ્લાહ તઆલા દરેક વસ્તુ પર શક્તિ ધરાવે છે.

૧૪૯) તમે જ્યાંથી નીકળો પોતાનું મોઢું (નમાઝ માટે) મસ્જિદે હરામ તરફ કરી લો. આ જ સત્ય છે તમારા પાલનહાર તરફથી, જે કંઈ પણ તમે કરી રહ્યા છો તેનાથી અલ્લાહ તઆલા અજાણ નથી.

૧૫૦) અને જે જગ્યાથી તમે નીકળો પોતાનું મોઢું મસ્જિદે હરામ તરફ કરી લો અને જ્યાં પણ તમે છો પોતાનું મોઢું તેની જ તરફ કર્યા કરો, જેથી લોકોનો કોઇ પુરાવો તમારા પર બાકી ન રહે, સિવાય તે લોકોથી જેઓએ અત્યાચાર કર્યો છે, તમે તેઓથી ન ડરો, મારાથી જ ડરો જેથી હું તમારા પર પોતાની કૃપા પૂરી કરું અને એટલા માટે પણ કે તમે સત્ય માર્ગ મેળવી લો.

૧૫૧) જેવી રીતે અમે તમારા માંથી જ એક પયગંબર અવતરિત કર્યા જે અમારી આયતો તમારી સમક્ષ પઢે છે, અને તમને પવિત્ર કરે છે, અને તમને કિતાબ અને હિકમત અને તે વસ્તુઓ શિખવાડે છે જેનાથી તમે અજાણ હતા.

૧૫૨) એટલા માટે તમે મારા નામનું સ્મરણ કરો, હું પણ તમને યાદ કરીશ, મારો આભાર માનો અને કૃતધ્તાથી બચો.

૧૫૩) હે ઈમાનવાળાઓ ! ધૈર્ય અને નમાઝ દ્વારા (અલ્લાહથી) મદદ માંગો, અલ્લાહ તઆલા ધીરજ રાખનાર નો સાથ આપે છે.

૧૫૪) અને અલ્લાહ તઆલાના માર્ગમાં શહીદ થયેલાને મૃતક ન કહો, તેઓ જીવિત છે, પરંતુ તમે સમજતા નથી.

૧૫૫) અને અમે કોઇને કોઇ રીતે તમારી કસોટી જરૂર કરીશું, શત્રુના ભયથી, ભૂખ અને તરસ વડે, ધન અને જીવ વડે, અને ફળોની અછતથી અને ધીરજ રાખનારને ખુશખબર આપી દો.

૧૫૬) જેઓ પર જ્યારે પણ કોઇ મુસીબત આવી પહોંચે છે તો કહી દે છે કે અમે તો  પોતે અલ્લાહની માલિકી હેઠળ છે અને અમે તેની જ તરફ પાછા ફરવાનાછે.

૧૫૭) તેઓ પર તેઓના પાલનહારની કૃપાઓ અને દયાઓ છે અને આ જ લોકો સત્યમાર્ગ પર છે.

૧૫૮) "સફા અને મરવહ" અલ્લાહની નિશાનીઓ માંથી છે, એટલા માટે બયતુલ્લાહનો હજ અને ઉમરહ કરવાવાળા પર, તેનો (સફા અને મરવહ) તવાફ કરવામાં કોઇ ગુનો નથી, પોતાની મરજીથી ભલાઇ કરવાવાળાની અલ્લાહ કદર કરે છે, અને તેઓને ખૂબ જ સારી રીતે જાણે છે.

૧૫૯) જે લોકો અમારા અવતરિત કરેલા પુરાવા અને સત્યમાર્ગને છુપાવે છે તે છતાં કે અમે અમારી કિતાબમાં લોકો માટે વર્ણન કરી ચૂકયા છે, તેઓ પર અલ્લાહની અને દરેક લઅનત (ફિટકાર) કરવાવાળાઓની લઅનત (ફિટકાર) છે.

૧૬૦) પરંતુ જે લોકો તૌબા કરી લે અને સુધારો કરી લે અને જાહેર કરી દે તો હું તેઓની તૌબા કબૂલ કરી લઉં છું અને હું તૌબા કબૂલ કરવાવાળો અને દયા કરનાર છું.

૧૬૧) નિ:શંક જે ઇન્કાર કરનારા પોતાના ઇન્કાર માંજ મૃત્યુ પામે તેઓ પર અલ્લાહ તઆલાની, ફરિશ્તાઓની અને દરેક લોકોની લઅનત (ફિટકાર) છે.

૧૬૨) જેમાં આ લોકો હંમેશા રહેશે, ન તેઓની યાતના ઓછી કરવામાં આવશે અને ન તેઓને છૂટ આપવામાં આવશે.

૧૬૩) તમારા સૌનો પૂજ્ય એક જ છે, તેના સિવાય કોઇ સાચો પૂજ્ય નથી, તે ઘણો જ દયા કરનાર અને ઘણો જ કૃપાળુ છે.

૧૬૪) આકાશો અને ધરતીનું સર્જન, રાત-દિવસનું આવવું જવું, જહાજોનું લોકોને ફાયદો પહોંચાડનારી વસ્તુઓને લઇને સમુદ્રોમાં ચાલવું, આકાશ માંથી પાણી વરસાવી નિષ્પ્રાણ ધરતીને જીવિત કરી દેવી, તેમાં દરેક પ્રકારના જાનવરને ફેલાવી દેવા, હવાઓની દિશા

બદલવી અને વાદળ જે આકાશ અને ધરતીની વચ્ચે છે તેમાં બુધ્ધિશાળી લોકો માટે અલ્લાહની નિશાનીઓ છે.

૧૬૫) કેટલાક લોકો એવા પણ છે, જે અલ્લાહ સિવાય બીજાને ભાગીદાર ઠેરાવીને, તેઓથી એવી મુહબ્બત રાખે છે જેવી મુહબ્બત અલ્લાહથી હોવી જોઇએ, અને ઈમાનવાળાઓ અલ્લાહની મુહબ્બતમાં ઘણા જ સખત હોય છે, કદાચ મુશરિક લોકો જાણતા જ્યારે કે અલ્લાહની યાતનાને જોઇ (જાણી લેશે) કે દરેક પ્રકારની તાકાત અલ્લાહ માટે જ છે અને અલ્લાહ સખત યાતના આપનાર છે, (તો ક્યારેય અલ્લાહ સાથે ભાગીદાર ન ઠેરવતા).

૧૬૬) જે સમયે ભાગીદારો પોતાના અનુસરણ કરનારાઓથી કંટાળી જશે અને યાતનાને પોતાની આંખોથી જોઇ લેશે અને બધા જ સંબંધો તૂટી જશે.

૧૬૭) અને અનુસરણ કરનાર કહેવા લાગશે, કદાચ અમે દુનિયામાં બીજી વાર જતાં તો અમે પણ તેઓથી એવી જ રીતે કંટાળી જતાં જેવી રીતે આ અમારાથી છે, આવી જ રીતે અલ્લાહ તઆલા તેઓને તેઓના કાર્યો બતાવશે તેઓની દિલગીરી માટે, તેઓ ક્યારેય જહન્નમ માંથી નહીં નીકળે.

૧૬૮) હે લોકો ! ધરતી પર જેટલી પણ હલાલ અને પવિત્ર વસ્તુઓ છે તે ખાઓ પીવો અને શેતાનના માર્ગ પર ન ચાલો, તે તમારો ખુલ્લો શત્રુ છે.

૧૬૯) તે તમને ફકત બુરાઇ અને અશ્લીલતા અને અલ્લાહ માટે તે વાતો કહેવાનો આદેશ આપે છે જેનું તમને જ્ઞાન નથી.

૧૭૦) અને તેઓને જ્યારે પણ કહેવામાં આવે કે અલ્લાહ તઆલાની અવતરિત કરેલી કિતાબનું અનુસરણ કરો તો જવાબ આપે છે કે અમે તો તે જ માર્ગનું અનુસરણ કરીશું જેના પર અમે અમારા પૂર્વજોને જોયા, જો કે તેઓના પૂર્વજો અણસમજુ અને માર્ગથી હટેલા હતા.

૧૭૧) ઇન્કાર કરનારાઓનું ઉદાહરણ તે જાનવરો જેવું છે જે પોતાના રખેવાળનો ફકત અવાજ સાંભળે છે (સમજતા નથી) તેઓ બહેરા, મૂંગા અને આંધળા છે, તેઓને બુદ્ધિ નથી.

૧૭૨) હે ઈમાનવાળાઓ ! જે પવિત્ર વસ્તુઓ અમે તમને આપી છે તેને ખાઓ પીવો, અને અલ્લાહ તઆલાનો આભાર માનો, જો તમે ફકત તેની જ બંદગી કરતા હોવ.

૧૭૩) તમારા માટે મૃતક અને (વહેતું) લોહી અને ડુક્કરનું માંસ અને તે દરેક વસ્તુ જેના પર અલ્લાહ સિવાય બીજાનું નામ લેવામાં આવ્યું હોય, હરામ છે. પછી જેની પાસે કોઇ વિકલ્પ ન હોય અને તે હદવટાવી જનાર અને અત્યાચારી ન હોય, તેના માટે તે ખાવું કોઇ પાપ નથી, અલ્લાહ તઆલા માફ કરી દેનાર, કૃપાળુ છે.

૧૭૪) નિ:શંક જે લોકો અલ્લાહ તઆલાની અવતરિત કરેલી કિતાબને છૂપાવે છે અને તેને નજીવી કિંમતે વેચે છે ખરેખર આ લોકો પોતાના પેટમાં આગ ભરી રહ્યા છે, કયામતના દિવસે અલ્લાહ તઆલા તેઓ સાથે વાત પણ નહીં કરે, ન તેઓને પવિત્ર કરશે, પરંતુ તેઓ માટે દુ:ખદાયી યાતના છે.

૧૭૫) આ તે લોકો છે, જેમણે પથભ્રષ્ટતાને સત્યમાર્ગના બદલામાં અને યાતનાને માફીના બદલામાં ખરીદી લીધા છે, આ લોકો આગની યાતના કેટલી સહન કરી શકશે.

૧૭૬) તે યાતનાનું કારણ આ જ છે કે અલ્લાહ તઆલાએ સાચી કિતાબ અવતરિત કરી અને આ કિતાબનો વિરોધ કરનારાઓ નિ:શંક દૂરના વિરોધીઓ છે.

૧૭૭) દરેક ભલાઇ પૂર્વ અને પશ્ચિમ તરફ મોઢું કરવામાં જ નથી પરંતુ ખરેખર સારો વ્યક્તિ તે છે જે અલ્લાહ તઆલા પર, કયામતના દિવસ પર, ફરિશ્તાઓ પર, અલ્લાહની કિતાબ પર અને પયગંબરો પર

ઈમાન ધરાવે છે, જે ધનથી મુહબ્બત કરવા છતાં સગા-સંબંધીઓ, અનાથો, લાચારો, મુસાફરો અને માંગનારને આપે, દાસોને છોડાવે, નમાઝ કાયમ કરે અને ઝકાત આપતો રહે, જ્યારે વચન આપે ત્યારે તેને પૂરૂં કરે, આપત્તિ, દુ:ખદર્દ અને ઝઘડા વખતે ધીરજ રાખે, આ જ સાચા લોકો છે અને આ જ ડરનારાઓ છે.

૧૭૮) હે ઈમાનવાળાઓ ! તમારા પર મરનારનો બદલો લેવાનું ફરજિયાત કરવામાં આવ્યું છે, સ્વતંત્ર વ્યક્તિ-સ્વતંત્ર વ્યક્તિના બદલામાં, દાસ-દાસના બદલામાં, સ્ત્રી-સ્ત્રીના બદલામાં. હાં જે કોઇને તેના ભાઇ તરફથી થોડીક માફી આપી દેવામાં આવે તેણે ભલાઇનું અનુસરણ કરવું જોઇએ અને સરળતાથી મુક્તિદંડ આપી દેવો જોઇએ, તમારા પાલનહાર તરફથી આ ઘટાડો અને દયા છે, તે પછી પણ જે અતિરેક કરે તેને દુ:ખદાયી યાતના થશે.

૧૭૯) બુદ્ધિશાળી લોકો ! બદલો લેવામાં તમારા માટે જીવન છે, આ કારણે તમે (કારણ વગર કતલ કરવાથી) રોકાઇ જશો.

૧૮૦) તમારા પર ફરજિયાત કરી દેવામાં આવ્યું છે કે જ્યારે તમારા માંથી કોઇ મૃત્યુ પામવાની અવસ્થામાં હોય અને ધન છોડીને જતો હોય તો પોતાના માતા-પિતા અને સંબંધીઓ માટે સારી રીતે વસિયત કરી દે, ડરવાવાળાઓનો આ હક છે.

૧૮૧) હવે જે વ્યક્તિ આને સાંભળ્યા પછી બદલી નાખે તેનું પાપ બદલવાવાળા પર જ થશે, ખરેખર અલ્લાહ તઆલા સાંભળનાર, જાણનાર છે.

૧૮૨) હાં, જે વ્યક્તિ વસિયત કરનારની તરફદારી અથવા ગુનાની વસિયતથી ડરતો હોય તો તે તેઓની વચ્ચે મેળાપ કરાવી દે તો તેના પર ગુનો નથી, અલ્લાહ તઆલા માફ કરનાર, કૃપાળુ છે.

૧૮૩) હે ઈમાનવાળાઓ ! તમારા પર રોઝા રાખવા ફરજિયાત કરી દેવામાં આવ્યા છે, જેવી રીતે તમારાથી પહેલાના લોકો પર ફરજિયાત કરી દેવામાં આવ્યા હતા, જેથી તમે ડરવાવાળા બની જાઓ.

૧૮૪) ગણતરીના થોડાક જ દિવસ છે, પરંતુ તમારા માંથી જે વ્યક્તિ બિમાર હોય અથવા મુસાફરીમાં હોય તો તે બીજા દિવસોમાં ગણતરી પૂરી કરી દે અને તેની શક્તિ ધરાવનાર ફિદયહમાં એક લાચારને ભોજન ખવડાવે, પછી જે વ્યક્તિ સત્કાર્ય કરવામાં આગળ વધે તે તેના માટે શ્રેષ્ઠ છે, પરંતુ તમારા માટે ઉત્તમ કાર્ય રોઝા રાખવા જ છે, જો તમે જાણતા હોવ.

૧૮૫) રમઝાન માસ તે છે જેમાં કુરઆન અવતરિત કરવામાં આવ્યું જે લોકોને સત્ય માર્ગ બતાવનાર છે અને જેમાં સત્ય માર્ગદર્શનની તથા સત્ય અને અસત્યની વચ્ચે તફાવત માટેની નિશાનીઓ છે, તમારા માંથી જે વ્યક્તિ આ મહિનો મેળવી લે, તેણે રોઝા રાખવા જોઇએ, હાં જે બિમાર હોય અથવા મુસાફર હોય તેણે બીજા દિવસોમાં આ ગણતરી પૂરી કરી લેવી જોઇએ, અલ્લાહ તઆલાની ઇચ્છા તમારી સાથે સરળતાની છે, કઠોરતા ની નહીં, તે ઇચ્છે છે કે તમે ગણતરી પૂરી કરી લો અને અલ્લાહ તઆલાએ આપેલા માર્ગદર્શન પ્રમાણે તેની પ્રસન્નતાનું વર્ણન કરો અને તેનો આભાર માનો.

૧૮૬) જ્યારે મારા બંદાઓ મારા વિશે તમને સવાલ કરે તો તમે કહી દો કે હું ઘણો જ નજીક છું, દરેક પોકારવાવાળા ની પોકારને જ્યારે પણ તે મને પોકારે, કબૂલ કરુ છું, એટલા માટે લોકો પણ મારી વાત માની લે અને મારા પર ઈમાન ધરાવે, આ જ તેમની ભલાઇ માટેનું કારણ છે.

૧૮૭) રોઝાની રાત્રિઓમાં પોતાની પત્નીઓ સાથે મળવું તમારા માટે હલાલ કરવામાં આવ્યું છે, તે તમારો પોશાક છે અને તમે તેણીઓનો પોશાક છો, તમારી છૂપી અપ્રમાણિકતાને અલ્લાહ તઆલા જાણે છે, તેણે તમારી તૌબા કબૂલ કરી તમને માફ કરી દીધા, હવે જો તમે તેણીઓ

સાથે સમાગમ કરો અને અલ્લાહ તઆલાની લખેલી વસ્તુઓને શોધવાની પરવાનગી છે, તમે ખાતા-પીતા રહો ત્યાં સુધી કે સવારનો સફેદ દોરો કાળા દોરા વડે જાહેર થઇ જાય, પછી રાત સુધી રોઝો પૂરો કરો અને પત્નીઓ સાથે તે સમયે સમાગમ ન કરો, જ્યારે તમે મસ્જિદોમાં એઅતેકાફમાં હોય, આ અલ્લાહ તઆલાની હદો છે, તમે તેણીઓની નજીક પણ ન જાઓ, આવી જ રીતે અલ્લાહ તઆલા પોતાની આયતોને લોકો માટે વર્ણન કરે છે, જેથી તેઓ બચતા રહે.

૧૮૮) અને એક બીજાનું ધન અયોગ્ય રીતે ન ખાઓ, અને ન ન્યાયાધીશોને લાંચ આપી કોઇનું ધન અત્યાચાર કરી અપનાવી લો, જ્યારે કે તમે જાણો છો.

૧૮૯) લોકો તમને ચંદ્ર વિશે સવાલ કરે છે, તમે કહી દો કે આ લોકો (નીબંદગી) નો સમય અને હજ્જના દિવસો માટે છે, (એહરામ ની સ્થિતિમાં) અને ઘરોની પાછળથી તમારું આવવું કંઈ સત્કાર્ય નથી, પરંતુ સદાચારી તે  છે જે ડરવાવાળો હોય અને ઘરોમાં તો દરવાજાઓ માંથી આવ્યા કરો, અને અલ્લાહથી ડરતા રહો, જેથી તમે સફળ થઇ જાવ.

૧૯૦) અલ્લાહના માર્ગમાં લડો, તેઓની સાથે જે તમારી સાથે લડે છે અને અતિરેક ન કરો, અલ્લાહ તઆલા અતિરેક કરનારને પસંદ નથી કરતો.

૧૯૧) તેઓને મારો, જ્યાં પણ મળે અને તેઓને કાઢો, ત્યાંથી જ્યાંથી તેઓએ તમને કાઢી મૂક્યા છે અને (સાંભળો) વિદ્રોહ કતલથી વધારે સખત છે અને મસ્જિદે હરામ પાસે તેઓ સાથે ઝઘડો ન કરો, જ્યાં સુધી કે તેઓ પોતે તમારી સાથે ઝઘડો ન કરે, જો તેઓ તમારી સાથે ઝઘડે તો તમે પણ તેઓને મારો, ઇન્કાર કરનારાઓ માટે આ જ બદલો છે.

૧૯૨) જો આ લોકો (લડાઇ-ઝઘડો) છોડી દે તો અલ્લાહ તઆલા માફ કરનાર, કૃપાળુ છે.

૧૯૩) તેઓ સાથે લડો, જ્યાં સુધી કે વિદ્રોહ ખતમ ન થઇ જાય અને અલ્લાહ તઆલા નો દીન વિજય પ્રાપ્ત ન કરી લે, જો આ લોકો અટકી જાય (તો તમે પણ અટકી જાવ) અતિરેક તો ફકત અત્યાચારીઓ પર જ છે.

૧૯૪) પવિત્ર મહીનાઓ, પવિત્ર મહીનાના બદલામાં છે અને પવિત્રતા બદલાની છે (પવિત્ર માસમાં સમાનતાનું ધ્યાન રખાશે), જે તમારા પર અતિરેક કરે તમે પણ તેના પર તેના જેવો જ અતિરેક કરો જેવો તે તમારા પર કરે છે અને અલ્લાહ તઆલાથી ડરતા રહો અને જાણી લો કે અલ્લાહ તઆલા ડરવાવાળાઓની સાથે છે.

૧૯૫) અલ્લાહ તઆલાના માર્ગમાં ખર્ચ કરો અને પોતાના હાથે જ બરબાદ ન થાઓ અને સુમેળ ભર્યો વ્યવહાર કરો, અલ્લાહ તઆલા ઉપકાર કરવાવાળાઓને પસંદ કરે છે.

૧૯૬) હજ્જ અને ઉમરહને અલ્લાહ તઆલા માટે પૂરા કરો, હાં જો તમને રોકી લેવામાં આવે તો જે કુરબાનીની સહૂલિયત હોય તેને કરી નાખો અને પોતાના માથાના વાળ ન કપાવો જ્યાં સુધી કે કુરબાની કુરબાનીની જગ્યાએ ન પહોંચી જાય, હાં તમારા માંથી જે બિમાર હોય અથવા તેના માથામાં કોઇ તકલીફ હોય (જેના કારણે માથાના વાળ કપાવી લે) તેના પર મુક્તિદંડ છે, ઇચ્છે તો રોઝો રાખી લે અથવા તો દાન કરી દે અથવા તો કુરબાની કરી દે, બસ જ્યારે તમે શાંતિની સ્થિતિમાં આવી જાવ તો જે વ્યક્તિ ઉમરહથી હજ્જ સુધી "તમત્તુઅ" (હજ્જનો એક પ્રકાર) કરે, બસ ! તેને જે કુરબાનીની સહુલત હોય તેને કરી દે, જેને શક્તિ ન હોય તે ત્રણ રોઝા હજ્જના દિવસોમાં રાખી લે અને સાત રોઝા પાછા ફરતી વખતે, આ કુલ દસ રોઝા થઇ ગયા, આ આદેશ તે લોકો માટે છે જે મસ્જિદે હરામના રહેવાસી ન હોય, લોકો !

અલ્લાહથી ડરતા રહો અને જાણી લો કે અલ્લાહ તઆલા સખત યાતના આપનાર છે.

૧૯૭) હજ્જના મહિના નક્કી છે, એટલા માટે જે વ્યક્તિ તે માસમાં હજ્જ કરે તે પોતાની પત્ની સાથે સમાગમ કરવાથી, ગુનાહ કરવાથી અને લડાઇ ઝઘડો કરવાથી બચતો રહે, તમે જે પણ સત્કાર્ય કરશો તેને અલ્લાહ ખૂબ સારી રીતે જાણે છે, અને પોતાની સાથે મુસાફરી ખર્ચ લઇ લો, સૌથી ઉત્તમ ભથ્થું તો અલ્લાહ તઆલા નો ડર છે અને હે બુદ્ધિશાળી લોકો ! મારાથી ડરતા રહો.

૧૯૮) તમારા પર પોતાના પાલનહારની કૃપા શોધવામાં કોઇ વાંધો નથી, જ્યારે તમે અરફાત થી પાછા ફરો તો "મશઅરે હરામ" (એક પવિત્ર જગ્યાનું નામ) પાસે અલ્લાહના નામનું સ્મરણ કરો અને તેનું સ્મરણ તેવી રીતે કરો જેવી રીતે તેણે તમને માર્ગદર્શન આપ્યું, જો કે તમે આ પહેલા માર્ગથી ભટકી ગયેલા હતા.

૧૯૯) પછી તમે તે જગ્યાએથી પાછા ફરો જે જગ્યાએથી સૌ પાછા ફરે છે અને અલ્લાહ તઆલાથી માફી માંગતા રહો, નિ:શંક અલ્લાહ તઆલા માફ કરનાર, દયાળુ છે.

૨૦૦) પછી તમે જ્યારે હજ્જના સિદ્ધાંતો પૂરા કરી લો તો અલ્લાહના નામનું સ્મરણ કરો જેવી રીતે તમે પોતાના પૂર્વજોના નામનું સ્મરણ કરતા હતા પરંતુ તેનાથી પણ વધારે, કેટલાક તે લોકો પણ છે, જે કહે છે હે અમારા પાલનહાર ! અમને દુનિયામાં ભલાઇ આપ, આવા લોકો માટે આખેરત (પરલોક)માં કોઇ ભાગ નથી.

૨૦૧) અને કેટલાક લોકો એવા પણ છે જે કહે છે કે હે અમારા પાલનહાર ! અમને દુનિયામાં સત્કાર્ય કરવાની પ્રેરણા આપ અને આખેરત (પરલોક) માં પણ ભલાઇ આપ અને અમને જહન્નમની યાતનાથી બચાવી લે.

૨૦૨) આ તે લોકો છે જેમના માટે તેઓના કાર્યોનો બદલો છે અને અલ્લાહ તઆલા નજીક માંજ હિસાબ લેવાવાળો છે.

૨૦૩) અને અલ્લાહ તઆલાના નામનું સ્મરણ તે ગણતરીના કેટલાક દિવસોમાં કરો. (તશ્રીકના દિવસો એટલે કે ઝિલ્ હિજ્જહની૧૧,૧૨,૧૩, તારીખ) બે દિવસ સ્મરણ કરવાવાળા પર પણ કોઇ વાંધો નથી અને જે પાછળ રહી જાય તેના પર પણ કોઇ ગુનોહ નથી, આ ડરવાવાળાઓ માટે છે અને અલ્લાહ તઆલાથી ડરતા રહો અને જાણી લો કે તમે સૌ તેની જ તરફ ભેગા કરવામાં આવશો.

૨૦૪) કેટલાક લોકોની દુનિયાની વાતો તમને રાજી કરી દે છે અને તે પોતાના હ્રદયની વાતો પર અલ્લાહને સાક્ષી ઠેરવે છે, જો કે તે કજિયાખોર છે.

૨૦૫) જ્યારે તે પાછો ફરે છે તો ધરતી પર અત્યાચાર ફેલાવવા, ખેતી અને પેઢીને બરબાદ કરવા માટેના પ્રયત્નો કરતો રહે છે અને અલ્લાહ તઆલા અત્યાચારને પસંદ કરતો નથી.

૨૦૬) અને જ્યારે તેને કહેવામાં આવે છે કે અલ્લાહથી ડર, તો ઘમંડ અને અદેખાઇ તેને ગુનો કરવા પર ઉભારે છે, આવા લોકોનું ઠેકાણું ફકત જહન્નમ છે અને નિ:શંક તે ઘણું જ ખરાબ ઠેકાણું છે.

૨૦૭) અને કેટલાક લોકો એવા પણ છે કે અલ્લાહ તઆલાને રાજી કરવા માટે પોતાનો જીવ પણ વેચી નાખે છે અને અલ્લાહ તઆલા પોતાના બંદાઓ પર ઘણી જ કૃપા કરનાર છે.

૨૦૮) ઈમાનવાળાઓ ! ઇસ્લામમાં પૂરેપૂરા દાખલ થઇ જાવ અને શેતાનના માર્ગનું અનુસરણ ના કરો તે તમારો ખુલ્લો શત્રુ છે.

૨૦૯) તમારી પાસે પુરાવા આવી જવા છતાં પણ લપસી જાવ તો જાણી લો કે અલ્લાહ તઆલા વિજયી અને હિકમતવાળો છે,

૨૧૦) શું લોકો તે વાતની રાહ જોવે છે કે તેઓની પાસે અલ્લાહ તઆલા પોતે ધુમ્મસના છાંયાઓમાં આવી જાય અને ફરિશ્તાઓ પણ. અને કાર્ય પૂરૂં કરી દેવામાં આવે, અલ્લાહ તરફ જ દરેક કાર્યો પાછા ફેરવવામાં આવે છે,

૨૧૧) ઇસ્રાઇલના સંતાનોને સવાલ કરો કે અમે તેઓને કેવી કેવી ખુલ્લી નિશાનીઓ આપી અને જે વ્યક્તિ અલ્લાહ તઆલાની નેઅમતો ને પોતાની પાસે પહોંચી ગયા પછી બદલી નાખે (તે જાણી લે) કે અલ્લાહ તઆલા સખત યાતના આપનાર છે.

૨૧૨) ઇન્કાર કરનારાઓ માટે દુનિયાનું જીવન ઘણું જ શણગારવામાં આવ્યું છે, તે ઈમાનવાળાઓની ઠઠ્ઠા-મશ્કરી કરે છે, જો કે ડરવાવાળાઓ કયામતના દિવસે તેઓથી ઉચ્ચ હશે, અલ્લાહ તઆલા જેને ઇચ્છે છે તેને પુષ્કળ રોજી આપે છે.

૨૧૩) ખરેખર લોકો એક જ જૂથ હતા. અલ્લાહ તઆલાએ પયગંબરોને ખુશખબર આપનારા અને સચેત કરનારા બનાવીને મોકલ્યા અને તેઓની સાથે-સાથે સાચી કિતાબ અવતરિત કરી, જેથી લોકોના દરેક ઝઘડાનો નિર્ણય આવી જાય અને ફકત તે જ લોકોએ- જેમને કિતાબ આપવામાં આવી હતી પોતાની પાસે પુરાવા આવી ગયા છતાં અંદરો-અંદર દ્વેષના કારણે તેમાં ઝઘડો કર્યો, એટલા માટે અલ્લાહ તઆલાએ ઈમાનવાળાઓને આ ઝઘડામાં પણ સત્ય તરફ પોતાની ઇચ્છા વડે માર્ગદર્શન આપ્યું અને અલ્લાહ તઆલા જેને ઇચ્છે, સત્ય માર્ગદર્શન આપે છે.

૨૧૪) શું તમે એવું વિચારી બેઠા છો કે જન્નતમાં ચાલ્યા જશો જો કે હજુ સુધી તમારા પર તે સ્થિતિ નથી આવી જે તમારા પૂર્વજો પર આવી હતી, તેઓને બિમારીઓ અને તકલીફો પહોંચી અને તે ત્યાં સુધી હચમચાવી નાખવામાં આવ્યા કે પયગંબર અને તેઓની સાથે

ઈમાનવાળાઓ કહેવા લાગ્યા કે અલ્લાહ ની મદદ ક્યારે આવશે ? સાંભળો કે અલ્લાહ ની મદદ નજીક જ છે.

૨૧૫) તમને સવાલ કરે છે કે તેઓ શું ખર્ચ કરે ? તમે કહી દો કે જે ધન તમે ખર્ચ કરો તે માતા-પિતા માટે છે અને સગાંસંબંધીઓ અને અનાથો, લાચારો અને મુસાફરો માટે છે અને તમે જે કંઈ પણ ભલાઇ કરશો અલ્લાહ તઆલા તે જાણે છે.

૨૧૬) તમારા પર જેહાદ ફરજિયાત કરવામાં આવ્યું છે ભલેને તે તમને અઘરું લાગે, શક્ય છે કે તમે કોઇ વસ્તુને ખરાબ સમજો અને ખરેખર તે તમારા માટે સારી હોય અને આ પણ શક્ય છે કે તમે કોઇ વસ્તુને સારી સમજો પરંતુ તે તમારા માટે ખરાબ હોય, સાચું જ્ઞાન અલ્લાહને જ છે, તમે અજાણ છો.

૨૧૭) લોકો તમને પવિત્ર મહિનાઓમાં યુદ્ધ વિશે સવાલ કરે છે, તમે કહી દો કે આમાં યુદ્ધ કરવું ખૂબ જ મોટું પાપ છે, પરંતુ અલ્લાહના માર્ગથી રોકવું, તેનો ઇન્કાર કરવો, મસ્જિદે હરામથી રોકવું અને ત્યાંના રહેવાસીને ત્યાંથી કાઢવા અલ્લાહની નજીક તેનાથી પણ વધારે મોટું પાપ છે, આ અપરાધનો ગુનો કતલ કરતા પણ મોટો છે, આ લોકો તમારી સાથે ઝઘડો કરતા જ રહેશે ત્યાં સુધી કે જો તેઓથી થઇ શકે તો તમને તમારા દીનથી ફેરવી નાખે, અને તમારા માંથી જે લોકો પોતાના દીનથી ફરી જાય અને તે જ ઇન્કારની સ્થિતિમાં મૃત્યુ પામે, તેઓની દુનિયા અને આખેરત (પરલોક), બન્નેના દરેક કાર્યો વ્યર્થ થઇ જશે, આ લોકો જહન્નમી હશે અને હંમેશા હંમેશ જહન્નમમાં જ રહેશે.

૨૧૮) જો કે ઈમાન લાવવાવાળા, હિજરત કરવાવાળા, અલ્લાહના માર્ગમાં જેહાદ કરવાવાળા જ અલ્લાહની કૃપાના હકદાર છે, અલ્લાહ તઆલા ઘણો જ માફ કરનાર અને ઘણી જ દયા કરનાર છે.

૨૧૯) લોકો તમને શરાબ અને જુગાર વિશે પૂછે છે, તમે કહી દો કે આ બન્નેમાં ઘણું જ મોટું પાપ છે, અને લોકોને તેનાથી દુનિયાનો ફાયદો પણ થાય છે, પરંતુ તેનું પાપ તેઓના ફાયદા કરતા ઘણું જ વધારે છે, તમને એવું પણ પૂછે છે કે શું ખર્ચ કરીએ? તો તમે કહી દો કે તમારી જરૂરિયાતથી વધારાની વસ્તુ (ખર્ચ કરો). અલ્લાહ તઆલા આવી જ રીતે પોતાના આદેશો સ્પષ્ટ રીતે તમારા માટે વર્ણન કરી દે છે જેથી તમે વિચારી, સમજી શકો.

૨૨૦) દુનિયા અને આખેરત (પરલોક) ના કાર્યો અને તમને અનાથો વિશે પણ સવાલ કરે છે તમે કહી દો કે તેઓની સાથે લાગણી કરવી ઉત્તમ છે, તમે જો તેઓનું ધન પોતાના ધન સાથે મેળવી પણ લો, તો તે તમારા ભાઇ છે, ખરાબ અને સારા ઇરાદાને અલ્લાહ ખૂબ સારી રીતે જાણે છે અને જો અલ્લાહ ઇચ્છતો તો તમને મુશ્કેલીઓમાં નાંખી દેત, નિ:શંક અલ્લાહ તઆલા વિજયી અને હિકમતવાળો છે.

૨૨૧) અને મુશરિક સ્ત્રીઓ સાથે તમે લગ્ન ન કરો જ્યાં સુધી તેણીઓ ઈમાન ન લાવે, ઈમાનવાળી દાસી આઝાદ મુશરિક સ્ત્રી કરતા ઉત્તમ છે, ભલેને તમને મુશરિક સ્ત્રી પસંદ જ કેમ ન હોય, અને ન મુશરિક પુરુષો સાથે પોતાની સ્ત્રીઓના લગ્ન કરાવો જ્યાં સુધી તેઓ ઈમાન ન લાવે, ઈમાન ધરાવનાર દાસ આઝાદ મુશરિક કરતા ઉત્તમ છે, ભલેને મુશરિક તમને પસંદ હોય, આ લોકો જહન્નમ તરફ બોલાવે છે અને અલ્લાહ જન્નત તરફ, અને પોતાની માફી તરફ, પોતાના આદેશ વડે બોલાવે છે, તે પોતાની આયતો લોકો માટે વર્ણન કરે છે, જેથી તેઓ શિખામણ પ્રાપ્ત કરે.

૨૨૨) તમને માસિક ધર્મ બાબતે સવાલ કરે છે, કહી દો કે તે ગંદકી છે, માસિક ધર્મની સ્થિતિમાં સ્ત્રીઓ (સાથે સંભોગ કરવાથી) થી દૂર રહો અને જ્યાં સુધી તેણીઓ પાક ન થઇ જાય તેણીઓની નજીક ન જાઓ, હાં જ્યારે તે પાક થઇ જાય તો તેણીઓ પાસે જાઓ જ્યાંથી અલ્લાહએ

તમને પરવાનગી આપી છે, અલ્લાહ તઆલા તૌબા કરવાવાળાને અને પાક-સાફ રહેવાવાળાને પસંદ કરે છે.

૨૨૩) તમારી પત્નીઓ તમારી ખેતી છે, પોતાની ખેતીઓમાં જેવી રીતે ઇચ્છો આવો અને પોતાના માટે (સત્કાર્યો) આગળ મોકલો અને અલ્લાહ તઆલાથી ડરતા રહો અને જાણી લો કે તમે તેને મળવાના છો અને ઈમાનવાળાઓને ખુશખબર સંભળાવી દો.

૨૨૪) અને અલ્લાહ તઆલાને પોતાની સોગંદોમાં (આવી રીતે) નિશાન ન બનાવો કે સદાચાર તથા પ્રામાણિકતા અને લોકોની વચ્ચે સુધારાને છોડી દો અને અલ્લાહ સાંભળનાર અને જાણનાર છે.

૨૨૫) અલ્લાહ તઆલા તમને તમારી તે સોગંદો વિશે પકડ નહીં કરે જે મજબૂત નહીં હોય, હાં તેની પકડ તે વસ્તુ પર છે જે તમારા હૃદયોનું કાર્ય હોય, અલ્લાહ તઆલા ક્ષમાવાન અને ધૈર્યવાન છે.

૨૨૬) જે લોકો પોતાની પત્નીઓ સાથે (મેળાપ ન રાખવા બાબતે) સોગંદો ખાય, તેઓ માટે ચાર મહિનાનો સમયગાળો છે, પછી જો તે પાછા ફરી જાય તો અલ્લાહ તઆલા ક્ષમાવાન અને કૃપાળુ છે.

૨૨૭) અને જો તલાક નો ઇરાદો કરી લે તો અલ્લાહ તઆલા સાંભળનાર અને જાણનાર છે.

૨૨૮) તલાકવાળી સ્ત્રીઓ પોતાને ત્રણ માસિક ધર્મ સુધી રોકી રાખે, તેણીઓ માટે હલાલ નથી કે અલ્લાહએ તેણીઓના ગર્ભમાં જે સર્જન કર્યું છે તેને છુપાવે, જો તેણીઓને અલ્લાહ પર અને કયામતના દિવસ પર ઈમાન હોય, તેણીઓના પતિઓ આ સમયગાળા દરમિયાન તેણીઓને સ્વીકારી લેવાનો પૂરેપૂરો અધિકાર ધરાવે છે, જો તેઓનો ઇરાદો સુધારાનો હોય અને સ્ત્રીઓના પણ તેવા જ અધિકારો છે જેવા તેણીઓ પર પુરુષોના છે, ભલાઇ સાથે, હાં પુરુષોને સ્ત્રીઓ પર શ્રેષ્ઠતા છે, અને અલ્લાહ તઆલા વિજયી, હિકમતવાળો છે,

૨૨૯) આ તલાક બે વાર છે, પછી ભલાઇ સાથે રોકી રાખવી અથવા ઉત્તમતા સાથે છોડી દેવી છે, અને તમારા માટે હલાલ નથી કે તમે તેણીઓને જે આપી દીધું છે તેમાંથી કંઈ પણ પાછું લઇ લો, હાં આ અલગ વસ્તુ છે કે બન્ને માટે અલ્લાહની હદો જાળવી ન શકવાનો ભય હોય, એટલા માટે જો તમને ભય હોય કે આ બન્ને અલ્લાહની હદો જાળવી નહીં શકે તો સ્ત્રી છૂટકારા માટે કંઈક આપી દે, આમાં બન્ને માટે કોઇ ગુનો નથી, આ અલ્લાહની નક્કી કરેલી હદ છે, ખબરદાર તેનાથી આગળ ન વધતા, અને જે લોકો અલ્લાહની નક્કી કરેલ હદોનું ઉલ્લંઘન કરે છે તે અત્યાચારી છે.

૨૩૦) પછી જો તેણીઓને (ત્રીજી વાર) તલાક આપી દે તો હવે તેના માટે હલાલ નથી, જ્યાં સુધી કે તે સ્ત્રી તેના સિવાય બીજા સાથે લગ્ન ન કરે, પછી જો તે પણ તલાક આપી દે તો ફરી તે બન્નેને સાથે રહેવામાં કોઇ ગુનો નથી, શરત એ છે કે તેઓ જાણી લે કે અલ્લાહ ની નક્કી કરેલ હદોને જાળવી રાખશે, આ અલ્લાહ તઆલાની હદો છે, જેને તે (અલ્લાહ) જાણવાવાળા માટે વર્ણન કરે છે.

૨૩૧) જ્યારે તમે સ્ત્રીઓને તલાક આપો અને તેણીઓ પોતાનો સમયગાળો પૂરો કરવાની નજીક હોય તો હવે તેણીઓને સારી રીતે સ્વીકારી લો અથવા તો ભલાઇ સાથે છૂટી કરી દો અને તેણીઓને તકલીફ પહોંચાડવાના હેતુથી અત્યાચાર કરવા માટે ન રોકી રાખો, જે વ્યક્તિ આવું કરે તેણે પોતાના જીવ પર અત્યાચાર કર્યો, તમે અલ્લાહના આદેશને ઠઠ્ઠા-મશ્કરી ન બનાવો અને અલ્લાહના ઉપકાર, જે તમારા પર છે તેને યાદ કરો અને જે કંઈ કિતાબ અને હિકમત અવતરિત કરી છે જેનાથી તમને શિખામણ આપી રહ્યો છે તેને પણ (યાદ કરો). અને અલ્લાહ તઆલાથી ડરતા રહો અને જાણી લો કે અલ્લાહ તઆલા દરેક વસ્તુની ખબર રાખે છે.

૨૩૨) અને જ્યારે તમે પોતાની પત્નીઓને તલાક આપો અને તે પોતાનો સમયગાળો પૂરો કરી લે તો તેણીઓને તેણીઓના પતિઓ સાથે લગ્ન કરવાથી ન રોકો, જ્યારે કે તેઓ શરતોને આધિન રહી રાજી હોય, આ શિખામણ તેઓને આપવામાં આવે છે જેઓને તમારા માંથી અલ્લાહ તઆલા પર અને કયામતના દિવસ પર યકીન અને ઈમાન હોય, આમાં તમારી ઉત્તમ સફાઇ અને પવિત્રતા છે, અલ્લાહ તઆલા જાણે છે અને તમે નથી જાણતા.

૨૩૩) મા પોતાના સંતાનને પૂરા બે વર્ષ દુધ પીવડાવે, જેમનો ઇરાદો દુધ પીવડાવવાનો સમયગાળો પૂરો કરવાનો હોય અને જેના સંતાનો છે તેમના પર (તેમના સંતાનોની) ભરણ-પોષણની જવાબદારી છે, જે નક્કી કરેલ નિયમ મુજબ હોય, દરેક વ્યક્તિને તેટલી જ તકલીફ આપવામાં આવે છે જેટલી તેની શક્તિ હોય, મા ને તેના બાળકના કારણે અથવા પિતાને તેના બાળકના કારણે કોઇ નુકસાન પહોંચાડવામાં ન આવે, વારસદાર પર પણ આવી જ રીતે જવાબદારી છે, પછી જો બન્ને (માતા-પિતા) પોતાની ખુશી અને એકબીજાના સલાહ સૂચનથી દૂધ છોડાવવા માંગે તો બન્ને પર કોઇ ગુનો નથી અને જો તમારી ઇચ્છા પોતાના બાળકને દૂધ પીવડાવવાની હોય તો પણ તમારા માટે કોઇ ગુનો નથી, જ્યાં સુધી કે તમે તેઓને નિયમ પ્રમાણે જે આપવું હોય તે આપી દો, અલ્લાહ તઆલાથી ડરતા રહો અને જાણી લો કે અલ્લાહ તઆલા તમારા કાર્યોની દેખરેખ રાખી રહ્યો છે.

૨૩૪) તમારા માંથી જે લોકો મૃત્યુ પામે અને પત્નીઓને છોડી જાય તે સ્ત્રીઓ પોતાને ચાર મહિના અને દસ (દિવસ) સમયગાળામાં રાખે, પછી જ્યારે સમયગાળો પૂરો કરી લે તો જે ભલાઇ સાથે તે પોતાના માટે કરે તેમાં તમારા પર કોઇ ગુનો નથી, અને અલ્લાહ તઆલા તમારા દરેક કાર્યને જાણે છે.

૨૩૫) તમારા પર આમાં કોઇ ગુનો નથી કે તમે સંકેત આપો લગ્નનો તે સ્ત્રીઓને, અથવા તો પોતાના હૃદયમાં છુપો ઇરાદો કરો, અલ્લાહ તઆલા જાણે છે કે તમે જરૂર તેણીને યાદ કરશો, પરંતુ તમે તેણીઓ સાથે છૂપા વચનો ન કરી લો, હાં આ અલગ વસ્તુ છે કે તમે સારી વાત કહો, અને લગ્નનું વચન જ્યાં સુધી સમયગાળો પૂરો ન થઇ જાય, નક્કી ન કરો, જાણી લો કે અલ્લાહ તઆલા ને તમારા હૃદયોની વાતોનું પણ જ્ઞાન છે, તમે તેનાથી ડરતા રહો અને જાણી લો કે અલ્લાહ તઆલા ક્ષમાવાન અને ધૈર્યવાન છે.

૨૩૬) જો તમે પત્નીઓને હાથ લગાવ્યા વગર અને મહેર નક્કી કર્યા વગર તલાક આપી દો તો પણ તમારા પર કોઇ ગુનો નથી, હાં તેણીઓને કંઈક આપી દો, સુખી પોતાના અંદાજથી, ગરીબ પોતાની તાકાત પ્રમાણે, નિયમ મુજબ સારું વળતર આપે, ભલાઇ કરવાવાળા પર આ જરૂરી છે.

૨૩૭) અને જો તમે પત્નીઓને તે પહેલા તલાક આપી દો કે તમે તેણીઓને હાથ લગાવ્યો હોય અને તમે તેણીઓની મહેર પણ નક્કી કરી દીધી હોય, તો નક્કી કરેલ મહેરનો અડધો ભાગ આપી દો, તે અલગ વાત છે તેણી પોતે માફ કરી દેં, અથવા તો તે વ્યક્તિ માફ કરી દે જેના હાથમાં લગ્નની જવાબદારી છે, તમારું માફ કરી દેવું (અલ્લાહથી) ડરવા બાબતે ખૂબ જ નજીક છે, અને એકબીજાની મહત્વત્તા અને ગૌરવને ભૂલો નહીં, નિ:શંક અલ્લાહ તઆલા તમારા કાર્યોને જોઇ રહ્યો છે.

૨૩૮) નમાઝો કાયમ કરો, ખાસ કરીને વચ્ચેની નમાઝ કાયમ કરો અને અલ્લાહ તઆલા માટે અદબ સાથે ઉભા રહો.

૨૩૯) જો તમને ભય હોય તો ચાલતા જ અથવા વાહન પર, હાં જ્યારે શાંતિ થઇ જાય તો અલ્લાહના નામનું સ્મરણ કરો, જેવી રીતે કે તેણે તમને આ વાતની શિક્ષા આપી જેને તમે નહતા જાણતા.

૨૪૦) જે લોકો તમારા માંથી મૃત્યુ પામે અને પત્નીઓ છોડી જાય, તે વસિયત કરે કે તેઓની પત્નીઓ એક વર્ષ સુધી ફાયદો ઉઠાવે, તેણીઓને કોઇ ન કાઢે, હાં તે પોતે નીકળી જાય તો તમારા પર તેમાં કોઇ ગુનો નથી, જે તે પોતાના માટે સારી રીતે કરે, અલ્લાહ તઆલા વિજયી, હિકમતવાળો છે.

૨૪૧) તલાકવાળીઓને સારી રીતે વળતર આપવું ડરવાવાળાઓ માટે ફરજિયાત છે.

૨૪૨) અલ્લાહ તઆલા આવી જ રીતે પોતાની આયતોનું વર્ણન કરી રહ્યો છે, જેથી તમે સમજી શકો.

૨૪૩) શું તમે તેઓને નથી જોયા જે હજારોની સંખ્યામાં હતા અને મૃત્યુના ભયથી પોતાના ઘરો માંથી નીકળી ગયા હતા, અલ્લાહ તઆલાએ તેઓને કહ્યું મરી જાવ, પછી તેઓને જીવિત કરી દીધા, નિ:શંક અલ્લાહ તઆલા લોકો પર ઘણો જ કૃપાળુ છે, પરંતુ વધુ લોકો કૃતઘ્ન છે.

૨૪૪) અલ્લાહ ના માર્ગમાં જેહાદ કરો અને જાણી લો કે અલ્લાહ તઆલા સાંભળે અને જાણે છે.

૨૪૫) એવા પણ કોઇ છે જે અલ્લાહ તઆલાને સારું ઉધાર આપે, બસ ! અલ્લાહ તઆલા તેને ઘણું જ વધારીને પરત કરે છે, અલ્લાહ જ તંગી અને વિશાળતા આપનાર છે, અને તમે સૌ તેની જ તરફ પાછા ફેરવવામાં આવશો.

૨૪૬) શું તમે મૂસા (અ.સ.) પછી ઇસ્રાઇલના સંતાનોના જૂથને નથી જોયા, જ્યારે કે તેઓએ પોતાના પયગંબરને કહ્યું કે કોઇને અમારો સરદાર બનાવી દો, જેથી અમે અલ્લાહના માર્ગમાં જેહાદ કરીએ, પયગંબરે કહ્યું કે શક્ય છે કે જેહાદ ફરજિયાત કર્યા પછી તમે જેહાદ ન કરો, તેઓએ કહ્યું  અમે અલ્લાહના માર્ગમાં જેહાદ કેમ નહીં કરીએ ? અમને

તો અમારા ઘરો માંથી કાઢી મૂકવામાં આવ્યા છે અને સંતાનોથી દૂર કરી દેવામાં આવ્યા છે, પછી જ્યારે તેઓ પર જેહાદ ફરજિયાત કરવામાં આવ્યું તો થોડા લોકો સિવાય બધા ફરી ગયા અને અલ્લાહ તઆલા અત્યાચારીઓને ખૂબ સારી રીતે જાણે છે.

૨૪૭) અને તેઓને તેમના પયગંબરે કહ્યું કે અલ્લાહ તઆલાએ તાલૂતને તમારો સરદાર બનાવી દીધો છે, તો કહેવા લાગ્યા, તેની સરદારી અમારા પર કેવી રીતે હોઇ શકે ? તેનાથી વધારે સરદારીનો અધિકાર તો અમને છે, તેને તો ધન પણ આપવામાં નથી આવ્યું, પયગંબરે કહ્યું સાંભળ ! અલ્લાહ તઆલાએ આને જ તમારા પર નક્કી કર્યો છે અને તેને જ્ઞાન અને તાકાત પણ આપવામાં આવી છે, વાત એ છે કે અલ્લાહ જેને ઇચ્છે પોતાનું રાજ્ય આપે, અલ્લાહ તઆલા સર્વગ્રાહી, જ્ઞાની છે.

૨૪૮) તેઓના પયગંબરે તેઓને ફરીથી કહ્યું કે તેની સરદારીની ખુલ્લી નિશાની એ છે કે તમારી પાસે તે પેટી આવી જશે જેમાં તમારા પાલનહાર તરફથી શાંતિ હશે અને મૂસા અને હારૂનના સંતાનોનો છોડેલો વારસો છે, ફરિશ્તાઓ તેને ઉઠાવી લાવશે, નિ:શંક આ તો તમારા માટે ખુલ્લા પૂરાવા છે જો તમે ઈમાનવાળા છો.

૨૪૯) જ્યારે તાલૂત લશ્કરને લઇને નીકળ્યો તો કહ્યું, સાંભળો ! અલ્લાહ તઆલા તમારી કસોટી એક નહેર વડે કરશે, જે તેમાંથી પાણી પી લેશે તે મારો નથી અને જે તેને ન પીવે તે મારો છે, હાં તે અલગ વાત છે કે પોતાના હાથ વડે એક ખોબો ભરી લે, પરંતુ થોડાક લોકો સિવાય સૌએ તે પાણી પી લીધું, તાલૂત ઈમાનવાળાઓ સાથે જ્યારે નહેરથી પસાર થઇ ગયા તો તે લોકો કહેવા લાગ્યા કે અમારામાં તાકાત નથી કે જાલૂત અને તેના લશ્કરો સાથે લડાઇ કરીએ, પરંતુ અલ્લાહ તઆલાની મુલાકાત પર ભરોસો રાખનારાઓએ કહ્યું કે કેટલીક વખતે નાનું અને ઓછું જૂથ મોટા અને વધારે જૂથ પર અલ્લાહના આદેશથી

વિજય પ્રાપ્ત કરી લે છે, અલ્લાહ તઆલા ધીરજ રાખનારાઓની સાથે છે.

૨૫૦) જ્યારે તેઓની જાલૂત અને તેના લશ્કરો સાથે લડાઇ થઇ તો તેઓએ દુઆ કરી કે હે પાલનહાર ! અમને ધીરજ આપ, અડગ રાખ અને ઇન્કાર કરનારાઓ પર અમારી મદદ કર.

૨૫૧) અલ્લાહના આદેશથી તેઓએ જાલૂતના લશ્કરને હાર આપી અને દાઉદ (અ.સ.) ના હાથ વડે જાલૂત કતલ થયો અને અલ્લાહ તઆલાએ દાઉદ (અ.સ.) ને સરદારી અને હિકમત અને જેટલી પણ ઇચ્છા કરી, જ્ઞાન આપ્યું. જો અલ્લાહ તઆલા કેટલાક લોકોને કેટલાક લોકો વડે બચાવ ન કરતો તો ધરતી પર વિદ્રોહ ફેલાઇ જાત, પરંતુ અલ્લાહ તઆલા દુનિયાવાળાઓ પર કૃપા કરનાર છે.

૨૫૨) આ અલ્લાહ તઆલાની આયતો છે જેને અમે સાચી રીતે તમારી સમક્ષ પઢીએ છીએ, નિ:શંક તમે પયગંબરો માંથી છો.



૨૫૩) આ પયગંબરો છે, જેમના માંથી અમે કેટલાકને કેટલાક પર પ્રાથમિકતા આપી છે, તેઓ માંથી કેટલાક સાથે અલ્લાહએ વાત કરી છે અને કેટલાકના હોદ્દા ઉચ્ચ કરી દીધા છે અને અમે મરયમના દિકરા ઈસાને મુઅઝિઝહ (ચમત્કાર) આપ્યા અને રૂહુલ્ કુદ્દૂસ દ્વારા તેમની મદદ કરી, જો અલ્લાહ તઆલા ઇચ્છતો તો ત્યારબાદ આવનારા પોતાની પાસે પુરાવા આવી ગયા છતાં ક્યારેય અંદરોઅંદર ન ઝઘડતા, પરંતુ તે લોકોએ મતભેદ કર્યો, તેઓ માંથી કેટલાક તો ઈમાન લાવ્યા અને કેટલાક ઇન્કાર કરનારા થયા અને જો અલ્લાહ તઆલા ઇચ્છતો તો આ લોકો અંદરોઅંદર ન ઝગડતા, પરંતુ અલ્લાહ તઆલા જે ઇચ્છે છે તે કરે છે.

૨૫૪) હે ઈમાનવાળાઓ ! જે અમે તમને આપી રાખ્યું છે તેમાંથી દાન કરતા રહો, આ પહેલા કે તે દિવસ આવી જાય જેમાં ન વેપાર છે ન મિત્રતા અને ન ભલામણ, અને ઇન્કાર કરનારાઓ જ અત્યાચારી છે.

૨૫૫) અલ્લાહ તઆલા જ સાચો પૂજ્ય છે, જેના સિવાય કોઇ બંદગીને લાયક નથી, જે જીવિત અને સૌને સંભાળી રાખનાર છે, જેને ન ઊંઘ આવે છે ન નિંદ્રા, તેની માલિકી હેઠળ ધરતી અને આકાશની દરેક વસ્તુ છે, કોણ છે જે તેની પરવાનગી વગર તેની સામે ભલામણ કરી શકે, તે જાણે છે જે તેઓની સામે છે અને જે તેઓની પાછળ છે અને તેઓ તેના જ્ઞાન માંથી કોઇ વસ્તુનો ઘેરાવવ નથી કરી શકતા સિવાય કે જેટલું તે ઇચ્છે, તેની કુરસીની ચોડાઇએ ધરતી અને આકાશને ઘેરી રાખ્યા છે અને અલ્લાહ તઆલા તેની સુરક્ષા કરવાથી ન થાકે છે અને ન તો કંટાળે છે. તે તો ઘણો જ મહાન અને ઘણો જ મોટો છે.

૨૫૬) દીન બાબતે કોઇ બળજબરી નથી, સત્યમાર્ગ અસત્યનામાર્ગથી સ્પષ્ટ થઇ ગયો છે, એટલા માટે જે વ્યક્તિ અલ્લાહ તઆલા સિવાય બીજા પૂજ્યોનો ઇન્કાર કરી અલ્લાહ તઆલા પર ઈમાન લાવે તેણે મજબૂત કડાને પકડી લીધો, જે ક્યારેય નહીં તૂટે અને અલ્લાહ તઆલા સાંભળનાર, જાણનાર છે.

૨૫૭) ઈમાન લાવવાવાળાઓનો દોસ્ત અલ્લાહ તઆલા પોતે છે, તે તેઓને અંધકાર માંથી પ્રકાશ તરફ લાવે છે અને ઇન્કાર કરનારાઓના દોસ્તો શેતાનો છે, તે તેઓને પ્રકાશ માંથી  અંધકાર તરફ લઇ જાય છે, આ લોકો જહન્નમી છે, જે હંમેશા તેમાંજ પડયા રહેશે.

૨૫૮) શું તમે તેને નથી જોયો જે સામ્રાજ્ય મેળવી ઇબ્રાહીમ (અ.સ.) સાથે તેના પાલનહાર બાબતે ઝઘડો કરી રહ્યો હતો, જ્યારે ઇબ્રાહીમ (અ.સ.)એ કહ્યું, કે મારો પાલનહાર તો તે છે જે જીવિત કરે છે અને મૃત્યુ આપે છે, તે કહેવા લાગ્યો કે હું પણ જીવિત કરું છું અને મૃત્યુ આપુ છું, ઇબ્રાહીમ (અ.સ.)એ કહ્યું અલ્લાહ તઆલા સૂર્યને પૂર્વ દિશા માંથી લાવે છે તું તેને પશ્ચિમ દિશા માંથી લાવી બતાવ, હવે તો તે ઇન્કાર કરનાર આશ્ચર્યમાં પડી ગયો અને અલ્લાહ તઆલા અત્યાચારીઓને માર્ગદર્શન નથી આપતો.

૨૫૯) અથવા તો તે વ્યક્તિની જેમ, જે તેવી વસ્તી માંથી પસાર થયો જે છતના બળે ઊંધી પડી હતી, તે કહેવા લાગ્યો તેના મૃત્યુ પછી અલ્લાહ તઆલા તેને કેવી રીતે જીવિત કરશે ? તો અલ્લાહ તઆલાએ તેને સો વર્ષ સુધી મૃત અવસ્થામાં રાખ્યો, પછી તેને જીવિત કરીને પૂછયું, કેટલો સમયગાળો તારા પરથી પસાર થયો ? કહેવા લાગ્યો એક દિવસ અથવા તો દિવસ નો થોડોક ભાગ, ફરમાવ્યું પરંતુ તું સો વર્ષ સુધી પડી રહ્યો, પછી હવે તું તારી ભોજન સામગ્રીને જો, જે થોડીક પણ ખરાબ નથી થઇ અને પોતાના ગધેડાને પણ જો, અમે તને લોકો માટે એક નિશાની બનાવીએ છીએ, તું જો, કે હાડકાઓને કેવી રીતે ઉઠાવીએ છીએ, પછી તેના પર માંસ ચઢાવીએ છીએ, જ્યારે આ બધું ચોખ્ખું થઇ ગયું તો કહેવા લાગ્યો હું જાણું છું કે અલ્લાહ તઆલા દરેક વસ્તુ પર શક્તિ ધરાવે છે.

૨૬૦) અને જ્યારે ઇબ્રાહીમ (અ.સ.) એ કહ્યું, કે હે મારા પાલનહાર ! તું મને બતાવ કે મૃતકોને કેવી રીતે જીવિત કરીશ ? (અલ્લાહ તઆલાએ) કહ્યું શું તને ઈમાન નથી ? જવાબ આપ્યો ઈમાન તો છે પરંતુ મારું મન સંતુષ્ટ થઇ જાય, ફરમાવ્યું ચાર પંખીઓ લઇ લો, તેઓના ટુકડા કરી નાખો, પછી દરેક પર્વત પર તેનો એક એક ટુકડો મૂકી દો, પછી તેને પોકારો, તમારી પાસે દોડીને આવી જશે અને જાણી લો કે અલ્લાહ તઆલા વિજયી, હિકમતોવાળો છે.

૨૬૧) જે લોકો પોતાનું ધન અલ્લાહ તઆલાના માર્ગમાં ખર્ચ (દાન) કરે છે, તેનું ઉદાહરણ તે દાણા જેવું છે જેમાંથી સાત ડુંડા નીકળે અને દરેક ડુંડામાં સો દાણા હોય અને અલ્લાહ તઆલા જેને ઇચ્છે વધારીને આપે અને અલ્લાહ તઆલા સર્વગ્રાહી અને જ્ઞાનવાળો છે.

૨૬૨) જે લોકો પોતાનું ધન અલ્લાહ તઆલાના માર્ગમાં ખર્ચ કરે છે ત્યાર પછી ન તો ઉપકાર દર્શાવે છે અને ન તો તકલીફ આપે છે, તેઓનું ફળ તેમના પાલનહાર પાસે છે, તેઓ પર ન તો ભય હશે અને ન તો તે નિરાશ થશે.

૨૬૩) નમ્રતાથી વાત કરવી અને માફ કરી દેવા, તે એવા દાનથી ઉત્તમ છે જેના પછી તકલીફ આપવામાં આવે અને અલ્લાહ તઆલા બેનિયાઝ (નિરપેક્ષ), ધૈર્યવાન છે.

૨૬૪) હે ઈમાનવાળાઓ ! પોતાના દાનને ઉપકાર દર્શાવી અને તકલીફ પહોંચાડી વ્યર્થ ન કરો, જેવી રીતે તે વ્યક્તિ જે પોતાનું ધન લોકોના દેખાડા માટે ખર્ચ કરે અને ન અલ્લાહ તઆલા પર ઈમાન ધરાવે, ન કયામત પર, તેનું ઉદાહરણ તે સાફ પથ્થર જેવું છે જેના પર થોડીક માટી હોય પછી તેના પર પુષ્કળ વરસાદ પડે અને તે તેને અત્યંત સાફ અને સખત છોડી દે, તે દેખાડો કરનારને પોતાની કમાણી માંથી કંઈ પણ હાથ નથી આવતું અને અલ્લાહ તઆલા ઇન્કાર કરનારાઓની કોમને માર્ગ નથી બતાવતો.

૨૬૫) તે લોકોનું ઉદાહરણ જે પોતાનું ધન અલ્લાહ તઆલાની પ્રસન્નતા ઇચ્છતા, મનની ખુશી અને વિશ્વાસ સાથે ખર્ચ કરે છે તે બગીચા જેવું છે, જે ઊંચાઇ પર હોય અને પુષ્કળ વરસાદ તેના પર પડે અને તે પોતાનું ફળ બમણું આપે અને જો તેના પર વરસાદ ન પણ પડે તો ફુવારો જ પૂરતો છે અને અલ્લાહ તમારા કાર્યોને જોઇ રહ્યો છે.

૨૬૬) શું તમારા માંથી કોઇ પણ એવું ઇચ્છે છે કે તેનો ખજૂરી અને દ્રાક્ષનો બગીચો હોય, જેમાં નહેરો વહી રહી હોય અને દરેક પ્રકારના ફળો હોય, તે વ્યક્તિને ઘડપણ આવી ગયું હોય, તેના નાના નાના બાળકો પણ હોય અને અચાનક બગીચાને લૂ નો વંટોળ લાગી જાય, જેમાં આગ પણ હોય, બસ ! તે બગીચો બળી જાય, આવી જ રીતે અલ્લાહ તઆલા તમારા માટે આયતોનું વર્ણન કરે છે જેથી તમે ચિંતન-મનન કરો.

૨૬૭) હે ઈમાનવાળાઓ ! પોતાની પવિત્ર કમાણી અને ધરતી માંથી તમારા માટે અમારી ઉપજાવેલી વસ્તુઓ ખર્ચ કરો, તેમાંથી ખરાબ વસ્તુઓને ખર્ચ કરવાનો ઇરાદો ન કરશો, જેને તમે પોતે જ લેવાના નથી, હાં

આંખો બંધ કરી લો તો. અને જાણી લો કે અલ્લાહ તઆલા બેનિયાઝ (નિરપેક્ષ) અને ગુણવાન છે.

૨૬૮) શેતાન તમને લાચારીથી ડરાવે છે અને નિર્લજ્જતાનો આદેશ આપે છે અને અલ્લાહ તઆલા તમને પોતાની માફી અને કૃપાનું વચન આપે છે. અલ્લાહ તઆલા સર્વગ્રાહી અને જ્ઞાનવાળો છે.

૨૬૯) તે જેને ઇચ્છે હિકમત અને બુદ્ધિ આપે છે અને જે વ્યક્તિને હિકમત અને બુદ્ધિ આપવામાં આવે તેને ઘણી જ મોટી ભલાઇ આપવામાં આવી અને શિખામણ ફકત બુદ્ધિશાળી જ પ્રાપ્ત કરે છે.

૨૭૦) તમે જેટલું પણ ખર્ચ કરો, એટલે કે દાન અને જે કંઈ નઝર માનો, તેને અલ્લાહ તઆલા ખૂબ જ સારી રીતે જાણે છે અને અત્યાચારીઓની મદદ કરનાર કોઇ નથી.

૨૭૧) જો તમે દાનને જાહેર કરો તો પણ સારું છે અને જો તમે તેને છૂપી રીતે લાચારોને આપી દો તો આ તમારા માટે ઉત્તમ છે, અલ્લાહ તઆલા તમારા પાપોને ખતમ કરી દેશે અને અલ્લાહ તઆલા તમારા દરેક કાર્યોની ખબર રાખનાર છે.

૨૭૨) તેઓને સત્યમાર્ગ પર લાવવાનું કાર્ય તમારા શિરે નથી, પરંતુ સત્યમાર્ગ અલ્લાહ તઆલા બતાવે છે, જેને ઇચ્છે છે. અને તમે જે સારી વસ્તુ અલ્લાહના માર્ગમાં આપશો તેનો ફાયદો તમે પોતે જ મેળવશો, તમારે ફકત અલ્લાહ તઆલાની ખુશી માટે જ ખર્ચ કરવું જોઇએ, તમે જે કંઈ પણ ધન ખર્ચ કરશો તેનો પૂરેપૂરો બદલો તમને આપવામાં આવશે અને તમારો અધિકાર છીનવી લેવામાં નહીં આવે.

૨૭૩) દાન સ્વીકારનો અધિકાર ફકત ગરીબ લોકોનો છે, જે અલ્લાહના માર્ગમાં રોકી દેવામાં આવ્યા, જે શહેરમાં હરી ફરી નથી શકતા, અણસમજું લોકો તેઓની માંગણી ન કરવાના કારણે તેઓને ધનવાન સમજે છે તમે તેઓના ચહેરા જોઇને તેમને કપાળોથી ઓળખી લેશો તેઓ લોકોને સામેથી સવાલ નથી કરતા, તમે જે કંઈ ધન ખર્ચ કરો તો અલ્લાહ તઆલા તેને જાણનાર છે.

૨૭૪) જે લોકો પોતાના ધનને રાત-દિવસ છૂપું, જાહેર ખર્ચ કરે છે, તેઓ માટે તેમના પાલનહાર પાસે ફળ છે અને ન તો તેઓને ભય છે ન નિરાશા.

૨૭૫) વ્યાજખોરો તેવા માણસની જેમ ઉઠશે કે જેને શેતાને પોતાના સ્પર્શથી ધૂની બનાવી દીધો હોય, આ એટલા માટે કે આ લોકો કહેતા હતા કે વેપાર પણ વ્યાજની જેમ જ છે, પરંતુ અલ્લાહ તઆલાએ વેપારને હલાલ અને વ્યાજને હરામ કર્યું, જે વ્યક્તિ પોતાની પાસે આવેલી અલ્લાહ તઆલાની શિખામણ સાંભળી રોકાઇ ગયો, તેના માટે તે છે જે પસાર થઇ ગઇ અને તેનું પરિણામ અલ્લાહ પાસે જ છે, અને જે ફરી બીજીવાર (હરામ માલ તરફ) ફર્યો તે જહન્નમી છે, આવા લોકો હંમેશા તેમાં રહેશે.

૨૭૬) અલ્લાહ તઆલા વ્યાજનો નાશ કરે છે અને દાનને વધારે છે અને અલ્લાહ તઆલા કોઇ કૃતઘ્ન અને પાપીને મોહબ્બત નથી કરતો.

૨૭૭) નિ:શંક જે લોકો ઈમાન લાવ્યા અને સત્કાર્યો કર્યા નમાઝ કાયમ કરે છે અને ઝકાત આપે છે, તેઓનું ફળ તેમના પાલનહાર પાસે છે, તેઓ પર ન કોઇ ભય છે અને ન નિરાશા.

૨૭૮) હે ઈમાનવાળાઓ ! અલ્લાહથી ડરતા રહો અને જે વ્યાજ બાકી રહી ગયું છે તેને છોડી દો, જો તમે સાચે જ ઈમાનવાળા છો.

૨૭૯) અને જો આવું નથી કરતા તો અલ્લાહ તઆલા અને તેના પયગંબર સામે લડવા માટે તૈયાર થઇ જાઓ, હાં જો તમે તૌબા કરી લો તો તમારો ખરો માલ તમારો જ છે, ન તમે અત્યાચાર કરો ન તમારા પર અત્યાચાર કરવામાં આવશે.

૨૮૦) અને જો કોઇ સંકટમાં હોય તો તેને સરળતા સુધી મહેતલ આપવી જોઇએ, અને દાન કરો તો તમારા માટે ઘણું જ ઉત્તમ છે જો તમે જાણતા હોવ.

૨૮૧) અને તે દિવસથી ડરો જે દિવસે તમે સૌ અલ્લાહ તરફ પાછા ફેરવવામાં આવશો, અને દરેક વ્યક્તિને તેના કાર્યોનું પૂરેપૂરું ફળ આપવામાં આવશે, અને તેમના પર અત્યાચાર કરવામાં નહીં આવે.

૨૮૨) હે ઈમાનવાળાઓ ! જ્યારે તમે અંદરોઅંદર એકબીજાને નક્કી કરેલ સમય સુધી ઉધારીની આપ-લે કરો તો તેને લખી લો, અને લખવાવાળા તમારો અંદરોઅંદરનો વ્યવહાર ન્યાય પૂર્વક લખે, લખવાવાળાએ ઇન્કાર ન કરવો જોઇએ, જેવું કે અલ્લાહ તઆલાએ તેને શિખવાડ્યું છે, બસ ! તેણે પણ લખી લેવું જોઇએ અને જેના પર અધિકાર હોય તે લખાવી લે, અને પોતાના અલ્લાહથી ડરે જે તેનો પાલનહાર છે, અને લખાણમાં કંઈ ઘટાડો ન કરે, હાં જેનો અધિકાર છે તે જો અણસમજું હોય અથવા અશકત હોય અથવા લખવા માટેની શક્તિ ન ધરાવતો હોય તો તેનો જવાબદાર વ્યક્તિ ન્યાય સાથે લખાવી દે અને પોતાના માંથી બે પુરુષોને સાક્ષી બનાવી લો, જો બે પુરુષો ન હોય તો એક પુરુષ અને બે સ્ત્રીઓ, જેમને તમે સાક્ષી માટે પસંદ કરી લો, જેથી એક ની ભૂલને બીજો યાદ અપાવી દે અને સાક્ષીઓને જ્યારે બોલાવવામાં આવે તો ઇન્કાર ન કરે, અને ઉધાર, જેનો સમયગાળો નક્કી છે ભલે ને ઓછો અથવા વધારે, લખવામાં સુસ્તી ન કરો, અલ્લાહ તઆલા પાસે આ વાત ઘણી જ ન્યાયવાળી છે અને સાક્ષીઓને પણ સત્ય રાખનારી અને શંકાથી બચાવનારી છે. હાં તે અલગ વાત છે કે તે વ્યવહાર રોકડ હોય જે અંદરો-અંદર આપ-લે કરી રહ્યા હોય તો તેમાં ન લખવામાં તમારા માટે કોઇ ગુનો નથી, લે-વેચ વખતે પણ સાક્ષીઓ નક્કી કરી લો, અને (યાદ રાખો કે) ન તો લખવાવાળાને તકલીફ આપવામાં આવે ન સાક્ષીઓને, અને જો તમે આવું કરો તો આ તમારી ખુલ્લી અવજ્ઞા છે, અલ્લાહ તઆલાથી ડરો, અલ્લાહ તમને શિખવાડી રહ્યો છે અને અલ્લાહ તઆલા દરેક વસ્તુને ખૂબ સારી રીતે જાણનાર છે.

૨૮૩) અને જો તમે મુસાફરીમાં હોવ અને લખનાર ન મળે તો ગિરવી રાખી લો, હાં જો અંદરોઅંદર એક બીજાથી સંતોષ હોય તો જેને અમાનત આપવામાં આવી છે તે તેને આપી દે, અને અલ્લાહ તઆલાથી ડરો જે તેનો પાલનહાર છે અને સાક્ષી ન છુપાવો અને જે તેને છુપાવી લે તે પાપી હૃદયવાળા છે અને જે કંઈ પણ તમે કરો છો તેને અલ્લાહ તઆલા ખૂબ સારી રીતે જાણે છે.

૨૮૪) આકાશો અને ધરતીની દરેક વસ્તુ અલ્લાહની માલિકી હેઠળ જ છે, તમારા હૃદયોમાં જે કંઈ પણ છે તેને તમે જાહેર કરો અથવા તો છુપાવો અલ્લાહ તઆલા તેનો હિસાબ તમારી પાસેથી લેશે, પછી જેને ઇચ્છે તેને માફ કરી દે અને જેને ઇચ્છે યાતના આપે, અને અલ્લાહ તઆલા દરેક વસ્તુ પર શક્તિ ધરાવે છે.

૨૮૫) પયગંબર ઈમાન લાવ્યા તે વસ્તુ પર, જે તેમની તરફ અલ્લાહ તઆલાએ અવતરિત કર્યું અને ઈમાનવાળાઓ પણ. આ સૌ અલ્લાહ તઆલા, અને તેના ફરિશ્તાઓ પર અને તેની કિતાબો પર અને તેના પયગંબરો પર ઈમાન લાવ્યા, તેના પયંગબરો માંથી કોઇની વચ્ચે તફાવત નથી કરતા, તેઓએ કહી દીધું કે અમે સાંભળ્યું અને આજ્ઞાનું પાલન કર્યું, અમે તારી માફી ઇચ્છીએ છીએ, હે અમારા પાલનહાર ! અને અમને તારી જ તરફ પાછા ફરવાનું છે.

૨૮૬) અલ્લાહ તઆલા કોઇ જીવને તેની શક્તિ કરતા વધારે તકલીફ નથી આપતો, જે સત્કાર્ય તે કરે તે તેના માટે અને જે દુષ્કર્મ તે કરે તે તેના માટે છે, હે અમારા પાલનહાર ! જો અમે ભૂલી ગયા હોય અથવા ભૂલ કરી હોય તો અમારી પકડ ન કરીશ, હે અમારા પાલનહાર ! અમારા પર તે ભાર ન નાખ, જે અમારા પહેલાના લોકો પર નાખ્યો હતો, હે અમારા પાલનહાર ! અમારા પર તે ભાર ન નાખ, જેની અમારામાં શક્તિ નથી અને અમને છોડી દે અને માફ કરી દે, અને અમારા પર દયા કર, તું જ અમારો માલિક છે, અમને ઇન્કાર કરનારાઓની કોમ પર વિજય આપ.





# સુરહ આલે-ઇમરાન

અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧) અલિફ્-લામ્-મીમ્

૨) અલ્લાહ તઆલા તો તે છે જેના સિવાય કોઇ પૂજવાને લાયક નથી જે જીવિત અને સૌને સંભાળી રાખનાર છે.

3) જેણે તમારા પર સત્યની સાથે આ કિતાબ અવતરિત કરી, જે પોતાનાથી પહેલાની (કિતાબોની) પુષ્ટિ કરનારી છે, તેણે (અલ્લાહ) જ આ પહેલાં તૌરાત અને ઈંજીલ અવતરિત કરી હતી.

૪) આ પહેલા લોકોને માર્ગદર્શન આપવા માટે અને કુરઆન પણ તેણે (અલ્લાહ) જ અવતરિત કર્યું, જે લોકો અલ્લાહ તઆલાની આયતોનો ઇન્કાર કરે છે તેઓ માટે સખત યાતના છે અને અલ્લાહ વિજયી, બદલો લેવાવાળો છે.

૫) નિ:શંક અલ્લાહ તઆલાથી ધરતી અને આકાશની કોઇ વસ્તુ છૂપી નથી.૬) તે મા ના પેટમાં તમારા ચહેરાને જેવી રીતે ઇચ્છે છે તેવી રીતે બનાવે છે, તેના સિવાય કોઇ સાચો પૂજ્ય નથી, તે વિજયી છે, હિકમતવાળો છે.

૭) તે જ અલ્લાહ તઆલા છે, જેણે તમારા પર કિતાબ અવતરિત કરી જેમાં ખુલ્લી,પ્રબળ આયતો છે, જે કિતાબનો સરળ ભાગ છે અને કેટલીક સંદિગ્ધ આયતો છે, બસ ! જે લોકોના હૃદયોમાં વાંકાપણું છે તે તો આ (કિતાબ) ની સંદિગ્ધ આયતોની પાછળ લાગી જાય છે, વિદ્રોહની ઇચ્છા અને તેમની મનેચ્છાઓની શોધ માટે, પરંતુ તેઓની સાચી ઇચ્છાને અલ્લાહ સિવાય કોઇ જાણતું નથી, અને સચોટ જ્ઞાની એવું જ કહે છે કે અમે તો આના પર ઈમાન લાવી ચુકયા, આ અમારા

પાલનહાર તરફથી છે અને શિખામણ તો ફકત બુદ્ધિશાળી લોકો જ પ્રાપ્ત કરે છે.

૮) હે અમારા પાલનહાર ! અમને માર્ગદર્શન આપ્યા પછી અમારા હૃદયોને ગેરમાર્ગે ન દોરીશ અને અમને તારી પાસેથી કૃપા આપ, નિ:શંક તું જ ઘણું જ આપનાર છે.

૯) હે અમારા પાલનહાર ! તું ખરેખર લોકોને એક દિવસ ભેગા કરવાવાળો છે, જેના આવવામાં કોઇ શંકા નથી, નિ:શંક અલ્લાહ તઆલા વચનભંગ નથી કરતો.

૧૦) ઇન્કાર કરનારાઓને તેઓનું ધન અને તેઓના સંતાનો અલ્લાહ તઆલા (ની યાતના) થી છોડાવવામાં કંઈ કામ નહીં લાગે, આ તો જહન્નમના ઈંધણ જ છે.

૧૧) જેવું કે ફિરઔનના સંતાનોની સ્થિતિ થઇ અને તેઓની, જે તેઓથી પહેલા હતા, તેઓએ અમારી આયતોને જુઠલાવી, પછી અલ્લાહ તઆલાએ પણ તેઓને તેઓના પાપોના કારણે પકડી લીધા અને અલ્લાહ તઆલા સખત યાતના આપનાર છે.

૧૨) ઇન્કાર કરનારાઓને કહી દો કે તમે નજીક માંજ પરાસ્ત થઇ જશો અને જહન્નમ તરફ ભેગા કરવામાં આવશો અને તે ઘણું જ ખરાબ ઠેકાણું છે.

૧૩) નિ:શંક તમારા માટે શિખામણ હતી તે બન્ને જૂથોમાં જે ભળી ગયા હતા, એક જૂથ તો અલ્લાહ તઆલાના માર્ગમાં લડી રહ્યું હતું અને બીજું જૂથ ઇન્કાર કરનારાઓનું હતું, તે તેઓને પોતાની આંખો વડે પોતાનાથી બમણા જોઇ રહ્યા હતા અને અલ્લાહ તઆલા જેને ઇચ્છે પોતાની મદદ વડે મજબૂત કરે છે, નિ:શંક આમાં આંખોવાળા માટે મોટી શિખામણ છે.

૧૪) ઇચ્છનીય વસ્તુઓની મોહબ્બત લોકો માટે શણગારવામાં આવી છે,

જેવી રીતે સ્ત્રીઓ, સંતાનો, સોના-ચાંદીના ભેગા કરેલા દાગીનાઓ, નિશાનદાર ઘોડાઓ, જાનવરો, અને ખેતી, આ દુનિયાના જીવનનો સામાન છે, અને પાછા ફરવા માટે સારું ઠેકાણુ તો અલ્લાહ તઆલા પાસે જ છે.

૧૫) તમે કહી દો કે શું હું તમને આના કરતાં ઘણી ઉત્તમ વસ્તુ બતાવું ? ડરવાવાળાઓ માટે તેઓના પાલનહાર પાસે જન્નતો છે, જેની નીચે નહેરો વહી રહી છે, જેમાં તેઓ હંમેશા રહેશે અને પવિત્ર પત્નીઓ અને અલ્લાહ તઆલાની પ્રસન્નતા છે, દરેક બંદાઓ અલ્લાહની દેખરેખ હેઠળ છે.

૧૬) જે કહે છે કે હે અમારા પાલનહાર ! અમે ઈમાન લાવ્યા એટલા માટે અમારા ગુના માફ કરી દેં અને અમને આગની યાતનાથી બચાવી લેં.

૧૭) આ લોકો ધીરજ રાખનાર, સત્ય બોલનારા, આજ્ઞાકારી લોકો, અલ્લાહના માર્ગમાં ખર્ચ કરનારા અને રાતના પાછલા પહોરમાં માફી માંગનારા છે.

૧૮) અલ્લાહ તઆલા, ફરિશ્તાઓ અને જ્ઞાનવાળા તે વાતની સાક્ષી આપે છે કે અલ્લાહ તઆલા સિવાય કોઇ પૂજવાને લાયક નથી અને તે હંમેશા ન્યાય કરનાર છે, તે વિજયી અને હિકમતવાળા સિવાય કોઇ બંદગીને લાયક નથી.

૧૯) નિ:શંક અલ્લાહ તઆલાની નજીક દીન “ઇસ્લામ” જ છે અને કિતાબવાળાઓએ પોતાની પાસે જ્ઞાન આવી ગયા છતાં અંદરોઅંદર વિદ્રોહ અને ઈર્ષ્યાના કારણે જ વિરોધ કર્યો છે અને અલ્લાહ તઆલાની આયતોનો જે કોઇ ઇન્કાર કરે અલ્લાહ તઆલા તેનો નજીક માંજ હિસાબ લેનાર છે.

૨૦) તો પણ આ લોકો તમારી સાથે ઝઘડો કરે તો તમે કહી દો કે મેં અને મારું અનુસરણ કરનારાઓએ અલ્લાહ તઆલાની સમક્ષ પોતાનું

મસ્તક ઝુકાવી દીધું છે અને કિતાબવાળાઓને અને અભણ લોકોને કહી દો કે શું તમે પણ અનુસરણ કરો છો ? બસ ! આ લોકો પણ અનુસરણ કરતા થઇ જાય તો સત્યમાર્ગ વાળાઓ છે અને જો આ લોકો મોઢું ફેરવે તો તમારી જવાબદારી ફકત પહોંચાડી દેવાની છે અને અલ્લાહ તઆલા બંદાઓની સારી રીતે દેખરેખ કરી રહ્યો છે.

૨૧) જે લોકો અલ્લાહ તઆલાની આયતો નો ઇન્કાર કરે છે અને કારણ વગર પયગંબરોને કતલ કરી નાખે છે અને જે લોકો ન્યાય ની વાત કરે છે તેઓને પણ કતલ કરી નાખે છે, તો હે પયગંબર ! તેઓને દુ:ખદાયી યાતનાની જાણ આપી દો.

૨૨) તેઓના કાર્યો દુનિયા અને આખેરત (પરલોક ) માં વ્યર્થ છે અને તેઓને કોઇ મદદ કરનાર નથી.

૨૩) શું તમે તેઓને નથી જોયા જેઓને કિતાબનો એક ભાગ આપવામાં આવ્યો છે, તેઓને પોતાના અંદરોઅંદરના પરિણામ માટે અલ્લાહ તઆલાની કિતાબ તરફ બોલાવવામાં આવે છે, તો પણ તેઓનું એક જૂથ મોઢું ફેરવી પાછા ફરી જાય છે.

૨૪) તેનું કારણ, તેઓનું એવું કહેવું છે કે અમને તો ગણતરીના દિવસ જ આગમાં રહેવાનું છે, તેઓની ઘડી કાઢેલી વાતોએ તેઓને તેઓના દીન વિશે ધોકામાં રાખ્યા છે.

૨૫) બસ ! શું સ્થિતિ હશે જ્યારે કે અમે તેમને તે દિવસે ભેગા કરીશું ? જેના આવવામાં કોઇ શંકા નથી અને દરેક વ્યક્તિને પોતાના કર્મોનો પૂરેપૂરો બદલો આપવામાં આવશે અને તેઓ પર અત્યાચાર કરવામાં નહીં આવે.

૨૬) તમે કહી દો કે હે અલ્લાહ ! હે સમગ્ર સૃષ્ટિના માલિક ! તું જેને ઇચ્છે સરદારી આપે અને જેની પાસેથી ઇચ્છે તેની પાસેથી સરદારી છીનવી લે અને તું જેને ઇચ્છે ઇજજત આપે અને જેને ઇચ્છે અપમાનિત કરી દે,

તારા જ હાથમાં દરેક ભલાઇ છે, નિ:શંક તું દરેક વસ્તુ પર શક્તિ ધરાવે છે.

૨૭) તું જ રાતને દિવસમાં દાખલ કરે છે અને દિવસને રાતમાં લઇ જાય છે, તું જ નિર્જીવ માંથી સજીવનું સર્જન કરે છે અને તું જ સજીવ માંથી નિર્જીવનું સર્જન કરે છે, તું જ છે કે જેને ઇચ્છે તેને પુષ્કળ રોજી આપે છે.

૨૮) ઈમાનવાળાઓ ઈમાનવાળાઓને છોડીને ઇન્કાર કરનારાઓને પોતાના મિત્ર ન બનાવે અને જે આવું કરશે તે અલ્લાહ તઆલાની દેખરેખ હેઠળ નહીં રહે, પરંતુ એ કે તેઓના દુર્વ્યવહારહારથી બચવા માટે (મિત્ર બનાવી શકો છો). અને અલ્લાહ તઆલા પોતે તમને પોતાનાથી ડરાવી રહ્યો છે અને અલ્લાહ તરફ જ પાછા ફરવાનું છે.

૨૯) કહી દો કે ભલેને તમે પોતાના હૃદયોની વાતોને છૂપી રાખો અથવા તો જાહેર કરો અલ્લાહ તઆલા જાણે છે, આકાશો અને ધરતીમાં જે કંઈ પણ છે બધું જ તેને ખબર છે અને અલ્લાહ તઆલા દરેક વસ્તુ પર શક્તિ ધરાવે છે.

30) જે દિવસે દરેક જીવ (વ્યક્તિ) પોતાના કરેલા સત્કાર્યોને અને પોતાના દુષ્કર્મોને પામી લેશે, ઇચ્છશે કે કદાચ ! તેની અને દુષ્કર્મોના વચ્ચે ઘણું જ અંતર હોત, અલ્લાહ તઆલા તમને પોતાનાથી ડરાવી રહ્યો છે અને અલ્લાહ તઆલા પોતાના બંદાઓ પર ઘણો જ કૃપાળુ છે.

3૧) કહી દો કે જો તમે અલ્લાહથી મોહબ્બત રાખો છો તો મારું અનુસરણ કરો, અલ્લાહ તઆલા પોતે તમને મોહબ્બત કરશે અને તમારા ગુના માફ કરી દેશે અને અલ્લાહ તઆલા ઘણો જ માફ કરનાર, દયાળુ છે.

3૨) કહી દો કે અલ્લાહ તઆલા અને પયગંબરનું અનુસરણ કરો, જો આ લોકો મોઢું ફેરવી લે તો નિ:શંક અલ્લાહ તઆલા ઇન્કાર કરનારાઓને મોહબ્બત નથી કરતો.

૩૩) નિ:શંક અલ્લાહ તઆલાએ સમ્રગ સૃષ્ટિના લોકો માંથી આદમ (અ.સ.), નૂહ (અ.સ.), ઇબ્રાહીમ (અ.સ.) ના કુટુંબીઓ અને ઇમરાન ના કુટુંબીઓને પસંદ કરી લીધા.

૩૪) કે આ સૌ અંદરોઅંદર એકબીજાની પેઢી માંથી છે અને અલ્લાહ તઆલા સાંભળનાર, જાણનાર છે.

૩૫) જ્યારે ઇમરાન ની પત્નીએ કહ્યું કે હે મારા પાલનહાર ! મારા ગર્ભમાં જે કંઈ છે તેને મેં તારા નામે અર્પણ કરવાની નઝર માની, તું મારા તરફથી કબૂલ કર, નિ:શંક તું સારી રીતે સાંભળનાર અને સારી રીતે જાણનાર છે.

૩૬) જ્યારે બાળકીને જન્મ આપ્યો તો કહેવા લાગી કે પાલનહાર ! મને તો બાળકી જન્મી, અલ્લાહ તઆલા ખૂબ સારી રીતે જાણે છે કે કોણ જન્મ્યું છે અને બાળક-બાળકી સમાન નથી, મેં તેનું નામ મરયમ રાખ્યું, હું તેને અને તેના સંતાનને ધુત્કારેલા શેતાનથી તારા શરણમાં આપું છું.

૩૭) બસ ! તેને તેના પાલનહારે ઉત્તમ રીતે કબૂલ કરી અને તેનું ભરણ-પોષણ ઉત્તમ રીતે કર્યું, તેની દેખરેખ માટે ઝકરીયા (અ.સ.) ને બનાવ્યા, જ્યારે પણ ઝકરીયા (અ.સ.) તેણીના ઓરડામાં જતાં તેણીની પાસે રોજી જોતા, તે સવાલ કરતા હે મરયમ ! આ રોજી તમારી પાસે કયાંથી આવી ? તે જવાબ આપતી કે આ અલ્લાહ તઆલા તરફથી છે, નિ:શંક અલ્લાહ તઆલા જેને ઇચ્છે તેને પુષ્કળ રોજી આપે છે.

૩૮) તે જ જગ્યા પર ઝકરીયા (અ.સ.) એ પોતાના પાલનહારને દુઆ કરી, કહ્યું કે હે મારા પાલનહાર ! મને પોતાની પાસેથી પવિત્ર સંતાન આપ, નિ:શંક તું દુઆને સાંભળનાર છે.

૩૯) બસ ! ફરિશ્તાઓએ તેમને પોકાર્યા જ્યારે કે તે ઓરડામાં ઊભા રહી નમાઝ પઢી રહ્યા હતા, કે અલ્લાહ તઆલા તમને યહ્યાની ખરેખરી

ખુશખબર આપી રહ્યો છે, જે અલ્લાહ તઆલાના કલમાની પુષ્ટિ કરનાર, સરદાર અને જીવ પર કાબૂ રાખનાર અને પયગંબર છે. સદાચાર લોકો માંથી.

૪૦) કહેવા લાગ્યા હે મારા પાલનહાર ! મારે ત્યાં બાળકનો જન્મ કેવી રીતે થશે ? હું તો ખૂબ જ વૃદ્ધ થઇ ગયો છું અને મારી પત્ની વંધ્યા સ્ત્રી છે, કહ્યું આવી જ રીતે અલ્લાહ તઆલા જે ઇચ્છે છે કરે છે.

૪૧) કહેવા લાગ્યા કે પાલનહાર ! મારા માટે આની કોઇ નિશાની નક્કી કરી દે, કહ્યું નિશાની એ છે કે ત્રણ દિવસ સુધી તમે લોકો સાથે વાત નહીં કરી શકો, ફકત ઇશારાથી સમજાવશો, તમે પોતાના પાલનહારના નામનું સ્મરણ ખૂબ જ કરો અને સવાર-સાંજ તેના જ નામનું સ્મરણ કરતા રહો.

૪૨) અને જ્યારે ફરિશ્તાઓએ કહ્યું હે મરયમ ! અલ્લાહ તઆલાએ તમને પસંદ કર્યા અને તમને પવિત્ર કરી દીધા અને સમ્રગ સૃષ્ટિની સ્ત્રીઓ માંથી તમને પસંદ લીધા.

૪૩) હે મરયમ ! તમે પોતાના પાલનહારની બંદગી કરો અને સિજદો કરો અને રૂકુઅ કરવાવાળા સાથે રૂકુઅ કરો.

૪૪) આ અદૃશ્યની વાતો માંથી છે, જેને અમે તમારી તરફ વહી દ્વારા પહોંચાડીએ છીએ, તમે તેઓની પાસે ન હતા જ્યારે કે તેઓ પોતાની કલમ નાંખી રહ્યા હતા કે મરયમને આમાંથી કોણ પામશે ? અને ન તો તેઓના ઝઘડા વખતે તમે ત્યાં હતા.

૪૫) જ્યારે ફરિશ્તાઓએ કહ્યું કે હે મરયમ ! અલ્લાહ તઆલા તમને પોતાના એક કલિમાની ખુશખબર આપી રહ્યો છે, જેનું નામ મસીહ, મરયમના દીકરા “ઈસા” છે, જે દુનિયા અને આખેરત (પરલોક) માં ઇજ્જતવાળા છે અને તે મારા નિકટ બંદાઓ  માંથી છે.

૪૬) તે લોકોની સાથે બાળપણમાં પારણામાં વાતો કરશે અને વૃદ્ધાવસ્થામાં પણ. અને તે સદાચારી લોકો માંથી હશે.

૪૭) કહેવા લાગી અલ્લાહ, મને બાળક કેવી રીતે થશે ? જ્યારે કે મને તો કોઇ માનવીએ હાથ પણ નથી લગાવ્યો, ફરિશ્તાઓએ કહ્યું આવી જ રીતે અલ્લાહ તઆલા જે ઇચ્છે છે તે પેદા કરે છે. જ્યારે પણ તે કોઇ કાર્યને કરવા ઇચ્છે છે તો ફકત એટલુ કહી દે છે કે થઇ જા તો તે થઇ જાય છે.

૪૮) અલ્લાહ તઆલા તેને લખવાનું, હિકમત, તૌરાત અને ઈંજીલ શિખવાડશે.

૪૯) અને તે ઇસ્રાઇલના સંતાનો તરફ પયગંબર હશે, કે હું તમારી પાસે તમારા પાલનહારની નિશાની લાવ્યો છું, હું તમારા માટે પંખી જેવું માટીનું પક્ષી બનાવું છું, પછી તેમાં ફૂંક મારું છું, તો તે અલ્લાહ તઆલાના આદેશથી જીવંત પક્ષી બની જાય છે અને અલ્લાહ તઆલાના આદેશથી હું જન્મથી આંધળાને અને કોઢવાળાને સાજો કરી દઉં છું અને મૃતકોને જીવિત કરું છું અને જે કંઈ તમે ખાઓ અને જે કંઈ પોતાના ઘરોમાં સંગ્રહ કરો છો હું તમને જણાવી દઉં છું, આમાં તમારા માટે મોટી નિશાની છે, જો તમે ઈમાનવાળા હોય.

૫૦) અને હું તૌરાતની પુષ્ટિ કરવાવાળો છું, જે મારી સામે છે અને હું એટલા માટે આવ્યો છું કે તમારા પર કેટલીક તે વસ્તુ હલાલ કરું જે તમારા પર હરામ કરી દેવામાં આવી છે અને હું તમારી પાસે તમારા પાલનહારની નિશાની લાવ્યો છું, એટલા માટે તમે અલ્લાહ તઆલાથી ડરતા રહો અને મારું અનુસરણ કરતા રહો.

૫૧) યકીન રાખો ! મારો અને તમારો પાલનહાર અલ્લાહ તઆલા જ છે, તમે સૌ તેની જ બંદગી કરો, આ જ સત્ય માર્ગ છે.

૫૨) પરંતુ જ્યારે ઇસા (અ.સ.) ને તેઓના ઇન્કારનો આભાસ થવા લાગ્યો

તો કહેવા લાગ્યા અલ્લાહ તઆલાના માર્ગમાં મારી મદદ કરવાવાળા કોણ કોણ છે ? હવારીઓએ (મદદકરનાર) જવાબ આપ્યો કે અમે અલ્લાહ તઆલાના માર્ગમાં મદદ કરનાર છે, અમે અલ્લાહ તઆલા પર ઈમાન લાવ્યા અને તમે સાક્ષી રહેજો કે અમે અનુસરણ કરનાર છે.

૫૩) હે અમારા પાલનહાર ! અમે તેં અવતરિત કરેલી વહી પર ઈમાન લાવ્યા અને અમે તારા પયગંબરનું અનુસરણ કર્યું. બસ ! તું અમને સાક્ષીઓ માંથી લખી લે.

૫૪) અને ઇન્કાર કરનારાઓએ ષડયંત્ર રચ્યું અને અલ્લાહ તઆલાએ પણ છૂપી યુક્તિ રચી અને અલ્લાહ તઆલા દરેક છૂપી યુક્તિ કરનારા કરતા ઉત્તમ છે.

૫૫) જ્યારે અલ્લાહ તઆલાએ કહ્યું કે હે ઇસા ! હું તમને પૂરે-પૂરો લેવાનો છું અને તને મારી તરફ ઉઠાવી લઇશ અને તને ઇન્કાર કરનારાઓથી પવિત્ર કરીશ અને તારું અનુસરણ કરનારાઓને ઇન્કાર કરનારાઓ પર વિજય આપીશ, કયામતના દિવસ સુધી, પછી તમારે દરેકે મારી જ તરફ પાછા ફરવાનું છે, હું જ તમારા અંદરોઅંદરના મતભેદોનો નિર્ણય કરીશ.

૫૬) પછી ઇન્કાર કરનારાઓને તો હું દુનિયા અને આખેરતમાં સખત યાતના આપવાનો છું, અને તેઓની મદદ કરનાર કોઇ નહીં હોય.

૫૭) પરંતુ ઈમાનવાળાઓ અને સત્કાર્ય કરવાવાળાઓને અલ્લાહ તઆલા તેઓનું ફળ પૂરે-પૂરું આપશે અને અલ્લાહ તઆલા અત્યાચારીઓને મોહબ્બત નથી કરતો.

૫૮) આ જે અમે તમારી સમક્ષ પઢી રહ્યા છે, આયતો છે અને હિકમતથી ભરેલી શિખામણો છે.

૫૯) અલ્લાહ તઆલાની પાસે ઈસા (અ.સ.)નું ઉદાહરણ આદમ (અ.સ.) જેવું જ છે, જેમને માટીથી બનાવીને કહી દીધું કે થઇ જા બસ ! તે થઇ ગયા.

૬૦) તારા પાલનહાર તરફથી સત્ય આ જ છે, ખબરદાર ! શંકા કરવાવાળાઓ માંથી ન થઇ જતા.

૬૧) એટલા માટે જે વ્યક્તિ, તમારી પાસે આ જ્ઞાન આવી ગયા છતાં પણ, તમારી સાથે આ બાબતે ઝઘડો કરે તો તમે કહી દો કે આવો ! અમે અને તમે પોત પોતાના સંતાનોને તથા અમે અને તમે પોત-પોતાની સ્ત્રીઓને તથા અમે અને તમે પોત-પોતાના જીવોને ખાસ કરીને બોલાવી લઇએ, પછી આપણે નમ્રતાથી વિનંતી કરીએ અને જૂઠાઓ પર અલ્લાહની લઅનત (ફીટકાર) કરીએ.

૬૨) નિ:શંક ફકત આ જ સાચી વાત છે અને કોઇ સાચો પૂજય નથી અલ્લાહ તઆલા સિવાય અને નિ:શંક વિજયી અને હિકમતવાળો અલ્લાહ તઆલા જ છે.

૬૩) પછી પણ જો ન સ્વીકારે તો અલ્લાહ તઆલા પણ ખુલ્લી રીતે વિદ્રોહીઓને જાણનાર છે.

૬૪) તમે કહી દો કે હે કિતાબવાળાઓ ! એવી ન્યાયી વાત તરફ આવો જે અમારા અને તમારામાં સમાન છે, કે આપણે અલ્લાહ તઆલા સિવાય કોઇની બંદગી ન કરીએ, ન તેની સાથે કોઇને ભાગીદાર ઠેરવીએ, ન તો અલ્લાહ તઆલાને છોડીને અંદરો-અંદર એકબીજાને જ પૂજ્ય બનાવીએ, બસ ! જો તેઓ મોઢું ફેરવી લેં તો તમે કહી દો કે સાક્ષી રહો, અમે તો મુસલમાન છે.

૬૫) કિતાબવાળાઓ ! તમે ઇબ્રાહીમ (અ.સ.) વિશે કેમ ઝઘડો કરી રહ્યા છો, જ્યારે કે તૌરાત અને ઇન્જીલ તો તેમના પછી અવતરિત કરવામાં આવી, શું તમે તે પણ નથી સમજતા ?

૬૬) સાંભળો ! તમે લોકો જેમાં ઝઘડો કરી ચૂકયા જેના વિશે તમને જ્ઞાન હતું, હવે તે બાબતે કેમ ઝઘડી રહ્યા છો જેનું તમને જ્ઞાન જ નથી ? અને અલ્લાહ તઆલા જાણે છે અને તમે નથી જાણતા.

૬૭) ઇબ્રાહીમ (અ.સ.) ન યહૂદી હતા અને ન તો ઈસાઈ હતા, પરંતુ તે તો સાચા મુસલમાન હતા. તે મુશરિક પણ ન હતા.

૬૮) દરેક લોકો કરતા ઇબ્રાહીમ (અ.સ.) થી નજીક તે લોકો છે જેમણે તેમનું કહ્યું માન્યું અને તે પયગંબર અને જે લોકો ઈમાન લાવ્યા, ઈમાનવાળાઓનો દોસ્ત અને આશરો અલ્લાહ તઆલા જ છે.

૬૯) કિતાબવાળાઓનું એક જૂથ ઇચ્છે છે કે તમને પથભ્રષ્ટ કરી દે, પરંતુ તે પોતે પોતાને પથભ્રષ્ટ કરી રહ્યા છે અને સમજતા નથી.

૭0) હે કિતાબવાળાઓ ! તમે (માની લેવા છતા) ઇરાદાપૂર્વક અલ્લાહની આયતોનો ઇન્કાર કેમ કરી રહ્યા છો ?

૭૧) હે કિતાબવાળાઓ ! જાણવા છતાં સત્ય અને અસત્યને મિશ્ર કેમ કરો છો અને કેમ સત્યને છૂપાવી રહ્યા છો ?

૭૨) અને કિતાબવાળાના એક જૂથે કહ્યું કે જે કંઈ ઈમાનવાળા પર અવતરિત કરવામાં આવ્યું, તેના પર દિવસે ઈમાન લાવો છો અને સાંજના સમયે ઇન્કાર કરનારા બની જાવ છો, જેથી આ લોકો પણ ફરી જાય.

૭3) તમારા દીનનું અનુસરણ કરનારા સિવાય બીજા કોઇનો વિશ્વાસ ન કરો, તમે કહી દો કે નિ:શંક સત્યમાર્ગ તો ફકત અલ્લાહનો જ છે, (અને આ પણ કહે છે કે તેની વાત પર પણ વિશ્વાસ ન કરો) કે કોઈને તેના જેવું આપવામાં આવે, જેવું તમને આપવામાં આવ્યું છે, અથવા તો એ કે આ લોકો તમારા પાલનહાર સાથે ઝઘડો કરશે, તમે કહી દો કે કૃપા તો અલ્લાહ તઆલાના જ હાથમાં છે. તે જેને ઇચ્છે તેને આપે, અલ્લાહ તઆલા સર્વગ્રાહી અને જાણનાર છે.

૭૪) તે પોતાની કૃપા જેના પર ઇચ્છે ખાસ કરી દે અને અલ્લાહ તઆલા ઘણો જ કૃપાળુ છે.

૭૫) કેટલાક કિતાબવાળા તો એવા છે જો તમે તેઓને ખજાનાના જવાબદાર બનાવી દે, તો પણ તેઓ તમને પરત કરી દેશે અને તેઓ માંથી કેટલાક એવા પણ છે જો તમે તેઓને એક દીનાર પણ આપો-અમાનત રૂપે, તો તમને પરત ન કરે. હાં આ અલગ વાત છે કે તમે તેઓના માથા પર જ ઉભા રહો અથવા તો એટલા માટે કે તેઓએ કહી રાખ્યું છે કે અમારા પર તે અભણોના અધિકારનો કોઇ ગુનો નથી, આ લોકો જાણવા છતાં અલ્લાહ પર જુઠાણું બાંધે છે.

૭૬) કેમ નહીં (પકડ થશે) જો કે જે વ્યક્તિ પોતાનું વચન પુરૂં કરે અને ડરવા લાગે તો અલ્લાહ તઆલા પણ આવા ડરવાવાળાઓને મોહબ્બત કરે છે.

૭૭) નિ:શંક જે લોકો અલ્લાહ તઆલાના વચન અને પોતાની સોગંદોને નજીવી કિંમતે વેચી નાખે છે તેઓ માટે આખેરતમાં કોઇ ભાગ નથી, અલ્લાહ તઆલા ન તો તેઓ સાથે વાતચીત કરશે, ન તો તેઓની તરફ કયામત ના દિવસે જોશે, ન તો તેઓને પવિત્ર કરશે અને તેઓ માટે દુ:ખદાયી યાતના છે.

૭૮) નિ:શંક તેઓમાં એક એવું જૂથ પણ છે જે કિતાબનું વાંચન કરતા પોતાની જીભને મરડી નાખે છે જેથી તમે તેને કિતાબનું જ લખાણ સમજો, પરંતુ ખરેખર તે કિતાબ (કુરઆન) નું લખાણ નથી અને તેઓ કહે પણ છે કે, તે અલ્લાહ તઆલા તરફથી છે, પરંતુ ખરેખર તે અલ્લાહ તઆલા તરફથી નથી, તે તો ખુલ્લી રીતે અલ્લાહ તઆલા પર જુઠાણું બાંધે છે.

૭૯) કોઇ એવા વ્યક્તિને, જેને અલ્લાહ તઆલા કિતાબ, હિકમત અને પયગંબરી આપે, તો પણ શક્ય નથી કે તે લોકોને કહે કે તમે અલ્લાહ

તઆલાને છોડીને મારા બંદાઓ બની જાઓ, પરંતુ તે તો કહેશે કે તમે સૌ પાલનહારના બની જાઓ, તમારા કિતાબ શીખવાડવાના કારણે અને તમારા કિતાબ પઢવાના કારણે.

૮૦) અને આ નથી (થઇ શકતું) કે તે તમને ફરિશ્તાઓ અને પયગંબરોને પાલનહાર બનાવી લેવા માટે આદેશ આપે, શું તે તમારા મુસલમાન થઇ જવા છતાં ઇન્કાર કરવાનો આદેશ આપશે ?

૮૧) જ્યારે અલ્લાહ તઆલાએ પયગંબરો પાસેથી વચન લીધું કે જે કંઈ હું તમને કિતાબ અને હિકમત આપું પછી તમારી પાસે તે પયગંબર આવી જાય જે તમારી પાસેની વસ્તુઓને સાચી ઠેરાવતો હોય, તો તમારા માટે તેના પર ઈમાન લાવવું અને તેની મદદ કરવી જરૂરી છે, કહ્યું કે તમે તેના સમર્થક છો અને તેના પર મારી જવાબદારી ઉપાડો છો ? સૌએ કહ્યું કે અમને મંજૂર છે, કહ્યું તો હવે સાક્ષી બનીને રહો અને હું પોતે પણ તમારી સાથે સાક્ષીઓ માંથી છું.

૮૨) બસ ! તે પછી પણ જે પાછો ફરે તે નિ:શંક ખુલ્લો અવજ્ઞાકારી છે.

૮3) શું તે અલ્લાહ તઆલાના દીન સિવાય બીજા દીનની શોધમાં છે ? જો કે દરેક આકાશોવાળા અને દરેક ધરતીવાળા અલ્લાહ તઆલાના જ આજ્ઞાકારી છે, રાજી હોય અથવા ન હોય, સૌ તેની જ તરફ પાછા ફેરવવામાં આવશે.

૮૪) તમે કહી દો કે અમે અલ્લાહ તઆલા અને જે કંઈ અમારા પર અવતરિત કરવામાં આવ્યું છે અને જે કંઈ ઇબ્રાહીમ (અ.સ.), ઇસ્માઇલ (અ.સ.), યાકૂબ (અ.સ.) અને તેઓના સંતાનો પર અવતરિત કરવામાં આવ્યું અને જે કંઈ મૂસા (અ.સ.), ઇસા (અ.સ.), અને બીજા પયગંબરોને અલ્લાહ તઆલા તરફથી આપવામાં આવ્યું. તે બધા પર ઈમાન લાવ્યા. અમે તેઓ માંથી કોઇની વચ્ચે ભેદભાવ નથી કરતા અને અમે અલ્લાહ તઆલાના આજ્ઞાકારી છે.

૮૫) જે વ્યક્તિ ઇસ્લામ વગર બીજો દીન શોધે તેનો દીન કબૂલ કરવામાં નહીં આવે અને આખેરતમાં નુકસાન ઉઠાવનારાઓ માંથી હશે.

૮૬) અલ્લાહ તઆલા તે લોકોને કેવી રીતે સત્યમાર્ગ બતાવશે, જે પોતાના ઈમાન લાવવા અને પયગંબરની સત્યતાની સાક્ષી આપવા અને પોતાની પાસે ખુલ્લા પૂરાવા આવી ગયા છતાં ઇન્કાર કરનારા બની જાય છે. અલ્લાહ તઆલા આવા અન્યાયી લોકોને સત્યમાર્ગ નથી બતાવતો.

૮૭) તેઓની આ જ સજા છે કે તેઓ પર અલ્લાહ તઆલાની, ફરિશ્તાઓની અને દરેક લોકોની લઅનત (ફીટકાર) થાય.

૮૮) જેમાં તેઓ હંમેશા પડી રહેશે, ન તો તેઓની યાતનાને હળવી કરવામાં આવશે અને ન તો મહેતલ આપવામાં આવશે.

૮૯) પરંતુ જે લોકો આ પછી તૌબા અને સુધારો કરી લે તો નિ:શંક અલ્લાહ માફ કરનાર કૃપાળુ છે.

૯૦) નિ:શંક જે લોકો પોતાના ઈમાન લાવ્યા પછી ઇન્કાર કરે પછી ઇન્કારમાં વધી જાય તેઓની તૌબા ક્યારેય કબૂલ કરવામાં નહીં આવે, આ જ પથભ્રષ્ટ લોકો છે.

૯૧) હાં જે લોકો ઇન્કાર કરે અને મૃત્યુ સુધી ઇન્કાર કરનારા બનીને રહે, તેઓ માંથી જો કોઇ ધરતી ભરીને સોનું આપે ભલે ને મુક્તિદંડ હોય, તો પણ ક્યારેય કબૂલ કરવામાં નહીં આવે. આ જ તે લોકો છે જેમના માટે દુ:ખદાયી યાતના છે, અને જેમની મદદ કરનાર કોઇ નથી.

પારા ૪

૯૨) જ્યાં સુધી તમે પોતાની મનપસંદ વસ્તુને અલ્લાહના માર્ગમાં ખર્ચ નહીં કરો ત્યાં સુધી ભલાઇ નહીં મેળવી શકો. અને જે કંઈ તમે ખર્ચ કરો તેને અલ્લાહ તઆલા ખૂબ સારી રીતે જાણે છે.

૯૩) તૌરાત ના અવતરણ પહેલા યાકૂબ (અ.સ.) એ જે વસ્તુને પોતાના ઉપર હરામ કરી દીધી હતી તે સિવાય દરેક ભોજન ઇસ્રાઇલના

સંતાનો પર હલાલ હતું. તમે કહી દો કે જો તમે સાચા છો તો તૌરાત લઇ આવો અને વાંચી સંભળાવો.

૯૪) તે પછી પણ જે લોકો અલ્લાહ તઆલા પર જૂઠાણું બાંધે તે જ અત્યાચારી છે.

૯૫) કહી દો કે અલ્લાહ તઆલા સાચો છે, તમે સૌ ઇબ્રાહીમ "હનીફ" ના તરીકાનું અનુસરણ કરો, જે મુશરિક ન હતા.

૯૬) અલ્લાહ તઆલાનું પ્રથમ ઘર જે લોકો માટે નક્કી કરવામાં આવ્યું, તે જ છે, જે મક્કામાં છે, જે સમ્રગ સૃષ્ટિના લોકો માટે બરકત અને સત્યમાર્ગનું કારણ છે.

૯૭) જેમાં સ્પષ્ટ નિશાનીઓ છે, મકામે ઇબ્રાહીમ છે, તેમાં જે આવી જાય સુરક્ષિત થઇ જાય છે, અલ્લાહ તઆલાએ તે લોકો પર, જે તેની તરફ માર્ગ મેળવી શકે છે, તેના માટે આ ઘરનું હજ્જ કરવું ફરજિયાત કરી દીધું છે, અને જે કોઇ ઇન્કાર કરે તો અલ્લાહ તઆલા સમગ્ર સૃષ્ટિથી બેપરવા છે.

૯૮) તમે કહી દો કે હે કિતાબવાળાઓ ! તમે અલ્લાહ તઆલાની આયતોનો ઇન્કાર કેમ કરો છો ? જે કંઈ તમે કરો છો અલ્લાહ તઆલા તેના પર સાક્ષી છે.

૯૯) તે કિતાબવાળાઓને કહો કે તમે અલ્લાહ તઆલાના માર્ગથી લોકોને કેમ રોકો છો ? અને તેમાં ખામીઓ શોધો છો, જો કે તમે પોતે સાક્ષી છો અલ્લાહ તઆલા તમારા કાર્યોથી અજાણ નથી.

૧૦૦) હે ઈમાનવાળાઓ ! જો તમે કિતાબવાળાઓના કોઇ જૂથની વાતોને માનશો તો તે તમને તમારા ઈમાન લાવ્યા પછી ઇન્કાર કરનારા બનાવી દેશે.

૧૦૧) (જો કે જાહેર છે કે) તમે કેવી રીતે ઇન્કાર કરી શકો છો ? તમારા પર અલ્લાહ તઆલાની આયતો પઢવા છતાં, અને તમારી સાથે પયગંબર સ.અ.વ. હાજર છે, જે વ્યક્તિ અલ્લાહ તઆલા (ના દીન) ને મજબૂતીથી પકડી લે, તો નિ:શંક તેને સત્યમાર્ગ બતાવી દેવામાં આવ્યો.

૧૦૨) હે ઈમાનવાળાઓ ! અલ્લાહ તઆલાથી તેટલું ડરો જેટલું તેનાથી ડરવું જોઇએ. અને મૃત્યુ પામતાં સુધી મુસલમાન જ રહેજો.

૧૦૩) અલ્લાહ તઆલાની દોરીને સૌ ભેગા મળી મજબૂતીથી પકડી લો અને ભાગલા ન પાડો અને અલ્લાહ તઆલાની તે સમયની કૃપાને યાદ કરો જ્યારે તમે એકબીજાના શત્રુ હતા, તો તેણે તમારા હૃદયોમાં મોહબ્બત ભરી દીધી, બસ ! તમે તેની કૃપાથી ભાઇ-ભાઇ બની ગયા, અને તમે આગના ઘડાની નજીક પહોંચી ગયા હતા તો તેણે તમને બચાવી લીધા, અલ્લાહ તઆલા આવી જ રીતે તમારા માટે પોતાની નિશાની વર્ણન કરે છે, જેથી તમે સત્યમાર્ગ પામો.

૧૦૪) તમારા માંથી એક જૂથ એવું હોવું જોઇએ જે ભલાઇ તરફ બોલાવે અને સત્કાર્યોનો આદેશ આપે અને ખરાબ કાર્યોથી રોકે અને આજ લોકો સફળ થશે.

૧૦૫) તમે તે લોકો જેવા ન થઇ જતા જે લોકોએ પોતાની પાસે સ્પષ્ટ પુરાવા આવી ગયા છતાં ભાગલા પાડયા, અને મતભેદ કર્યો, તે જ લોકો માટે મોટી યાતના છે.

૧૦૬) જે દિવસે કેટલાક ચહેરા સફેદ હશે અને કેટલાક કાળાં-કાળાં ચહેરાવાળા ! (ને કહેવામાં આવશે) શું તમે ઈમાનલાવ્યા પછી ઇન્કાર કર્યો ? હવે પોતાના ઇન્કારનો સ્વાદ ચાખો.

૧૦૭) અને સફેદ ચહેરાવાળા અલ્લાહની કૃપામાં પ્રવેશ કરશે અને તેમાં હંમેશા રહેશે.

૧૦૮) હે પયગંબર ! અમે આ સત્ય આયતોનું પઠન તમારી સમક્ષ કરી રહ્યા છે અને અલ્લાહ તઆલા લોકો પર અત્યાચાર કરવાનું નથી ઇચ્છતો.

૧૦૯) અલ્લાહ તઆલા માટે જ છે જે કંઈ આકાશો અને ધરતીમાં છે અને અલ્લાહ તઆલા તરફ જ દરેક કાર્ય મોકલવામાં આવે છે.

૧૧૦) તમે ઉત્તમ જૂથ છો, જે લોકો માટે બનાવવામાં આવ્યા છે, કે તમે સત્કાર્યનો આદેશ આપો છો અને ખરાબ વાતોથી રોકો છો અને અલ્લાહ તઆલા પર ઈમાન રાખો છો, જો કિતાબવાળા પણ ઈમાન લાવતા તો તેઓ માટે સારું હોત, તેઓમાં ઈમાનવાળાઓ પણ છે, પરંતુ વધારે પડતા લોકો વિદ્રોહી છે.

૧૧૧) આ લોકો તમને સતાવવા સિવાય વધારે નુકસાન પહોંચાડી શકતા નથી, જો યુદ્ધ કરવાનો સમય આવી જાય તો પીઠ બતાવશે, પછી તેઓની મદદ કરવામાં નહીં આવે.

૧૧૨) તેઓને દરેક જગ્યા પર અપમાનિત કરવામાં આવશે, સિવાય એ કે અલ્લાહ તઆલાના અથવા લોકોના શરણમાં હોય, આ લોકો અલ્લાહના ગુસ્સાના હકદાર બની ગયા અને તેઓ પર લાચારી નાખી દેવામાં આવી, આ એટલા માટે કે આ લોકો અલ્લાહ તઆલાની આયતોનો ઇન્કાર કરતા હતા  અને કારણ વગર પયગંબરોને કતલ કરતા હતા, આ બદલો છે અવજ્ઞાકારીઓ અને અત્યાચારીઓ નો.

૧૧૩) આ બધા જ સરખા નથી, પરંતુ તે કિતાબવાળાઓમાં એક જૂથ (સત્ય પર) અડગ રહેવાવાળું પણ છે, જે રાત્રિના સમયે અલ્લાહની કિતાબનું પઠન અને સિજદા પણ કરે છે.

૧૧૪) આ લોકો અલ્લાહ તઆલા પર અને કયામતના દિવસ પર ઈમાન પણ રાખે છે, સત્કાર્યોનો આદેશ આપે છે અને ખરાબ કાર્યોથી રોકે છે અને ભલાઇના કાર્યોમાં ઉતાવળ કરે છે, આ સદાચારી લોકો છે.

૧૧૫) આ લોકો જે કંઈ પણ ભલાઇ કરે તેઓની અવગણના કરવામાં નહીં આવે અને અલ્લાહ તઆલા ડરવાવાળાઓને ખૂબ સારી રીતે જાણે છે.

૧૧૬) ઇન્કાર કરનારાઓને તેઓનું ધન અને તેઓના સંતાન અલ્લાહ પાસે કંઈ કામ નહીં આવે, આ તો જહન્નમી લોકો છે, જેઓ હંમેશા તેમાં જ પડયા રહેશે.

૧૧૭) આ ઇન્કાર કરનારાઓ જે ખર્ચ કરે તેનું ઉદાહરણ આ રીતે છે કે એક ઝડપી હવા ચાલી જેમાં હિમ વરસે, જે અત્યાચારીઓના ખેતર ઉપર પડી અને તેને નષ્ટ કરી દીધું, અલ્લાહ તઆલાએ તેઓ પર અત્યાચાર નથી કર્યો, પરંતુ એ લોકો પોતે પોતાના પર અત્યાચાર કરતા હતા.

૧૧૮) હે ઈમાનવાળાઓ ! તમે ઈમાનવાળા સિવાય બીજાને સાચા મિત્ર ન બનાવો (તમે તો) જોતા નથી, બીજા લોકો તમને ખતમ કરવામાં કોઇ કસર નથી છોડતા, તેઓ ઇચ્છે છે કે તમે દુ:ખી થાવ, તેઓની શત્રુતા તો તેઓની જબાન વડે જાહેર થઇ ગઇ છે અને જે તેઓના હૃદયોમાં છૂપું છે તે ઘણું જ વધારે છે, અમે તમારા માટે આયતોનું વર્ણન કરી દીધું.

૧૧૯) જો બુદ્ધિશાળી હોવ (તો ચિંતન કરો) હાં તમે તેઓને મોહબ્બત કરો છો અને તે તમને નથી કરતા, તમે સંપુર્ણ કિતાબનું અનુસરણ કરો છો (તેઓ અનુસરણ નથી કરતા, પછી મોહબ્બત કેવી ?) તેઓ તમારી સામે ઈમાનનો એકરાર કરે છે, પરંતુ એકાંતમાં ગુસ્સાના કારણે આંગળીઓ ચાવે છે, કહી દો કે તમારા ગુસ્સામાં જ મૃત્યુ પામો, અલ્લાહ તઆલા હૃદયોના ભેદોને ખૂબ સારી રીતે જાણે છે.

૧૨૦) તમને જો ભલાઇ મળે તો આ લોકો દુ:ખી થાય છે, હાં જો નુકસાન પહોંચે તો ખુશ થાય છે, તમે જો ધીરજ રાખો અને ડરવાવાળા બની જાવ તો તેઓનું કપટ તમને કંઈ નુકસાન નહીં પહોંચાડે, અલ્લાહ

તઆલાએ તેઓના કાર્યોનો ઘેરાવ કરી રાખ્યો છે.

૧૨૧) હે પયગંબર ! તે સમયને પણ યાદ કરો જ્યારે પરોઢમાં તમે પોતાના ઘરેથી નીકળી મુસલમાનોને યુદ્ધના મેદાનમાં યુદ્ધના મોરચા પર શિસ્તબદ્ધ બેસાડી રહ્યા હતા, અલ્લાહ તઆલા સાંભળનાર, જાણનાર છે.

૧૨૨) જ્યારે તમારા બન્ને જૂથ પોતાને કમજોર સમજવા લાગ્યા, અલ્લાહ તઆલા તેઓનો દોસ્ત અને મદદ કરનાર છે અને તેની પવિત્ર ઝાત પર ઈમાનવાળાઓએ વિશ્વાસ કરવો જોઇએ.

૧૨૩) બદરના યુદ્ધ વખતે અલ્લાહ તઆલાએ બરાબર તે સમયે તમારી મદદ કરી હતી જ્યારે કે તમે ઘણી જ નબળી સ્થિતિમાં હતા, એટલા માટે અલ્લાહથી જ ડરતા રહો, જેથી તમે આભારી બનો.

૧૨૪) જ્યારે તમે ઈમાનવાળાઓને સાંત્વના આપી રહ્યા હતા, શું આકાશ માંથી ત્રણ હજાર ફરિશ્તાઓ ઉતારી અલ્લાહ તઆલાની તમને મદદ કરવી તમારા માટે પૂરતી નહીં થાય.

૧૨૫) કેમ નહીં, પરંતુ જો તમે ધીરજ રાખો અને ડરવા લાગો અને આ લોકો તે જ સમયે તમારી પાસે આવી જાય તો તમારો પાલનહાર તમારી મદદ પાંચ હજાર ફરિશ્તાઓ વડે કરશે, જે નિશાનવાળા હશે.

૧૨૬) અને આ તો ફકત તમારા હૃદયની ખુશી અને હૃદયની શાંતિ માટે છે, જોકે મદદ તો અલ્લાહ તઆલા તરફથી જ છે, જે વિજયી અને હિકમતવાળો છે.

૧૨૭) (તે અલ્લાહ તરફથી મદદ આવવાનો હેતુ આ હતો કે અલ્લાહ) ઇન્કાર કરનારાઓના એક જૂથને કાપી નાખે અથવા તો તેઓને અપમાનિત કરી નાખે અને (બધા જ) અપમાનિત થઇ પાછા ફરી જાય.

૧૨૮) હે પયગંબર ! તમારા હાથમાં કંઈ નથી અલ્લાહ તઆલા ઇચ્છે તો

તેઓની તૌબા કબૂલ કરે અથવા તો યાતના આપે, કારણ કે તેઓ અત્યાચારી છે.

૧૨૯) આકાશો અને ધરતીમાં જે કંઈ પણ છે બધું અલ્લાહનું જ છે, તે જેને ઇચ્છે તેને માફ કરે, જેને ઇચ્છે તેને યાતના આપે, અલ્લાહ તઆલા માફ કરનાર, કૃપાળુ છે.

૧30) હે ઈમાનવાળાઓ ! વધારીને વ્યાજ ન ખાઓ અને અલ્લાહ તઆલાથી ડરતા રહો, જેથી તમને મુક્તિ મળે.

૧૩૧) અને તે આગથી ડરો, જે ઇન્કાર કરનારાઓ માટે તૈયાર કરવામાં આવી છે.

૧૩૨) અને અલ્લાહ અને તેના પયગંબરના આજ્ઞાકારી બનો, જેથી તમારા પર કૃપા કરવામાં આવે.

૧૩૩) અને પોતાના પાલનહારની માફી તરફ અને તે જન્નત તરફ ભાગો જેની પહોળાઇ આકાશો અને ધરતી બરાબર છે, જે ડરવાવાળાઓ માટે તૈયાર કરવામાં આવી છે.

૧૩૪) જે લોકો ખુશહાલી અને તંગીમાં પણ અલ્લાહ ના માર્ગમાં ખર્ચ કરે છે, ગુસ્સો પીવાવાળા અને લોકોને માફ કરવાવાળા છે, અલ્લાહ તઆલા તે સદાચારી લોકોને મોહબ્બત કરે છે.

૧૩૫) જ્યારે તેઓથી કોઇ નિર્લજ્જ (અશ્લીલ) કાર્ય થઇ જાય અથવા કોઇ ગુનો કરી લે તો તરત જ અલ્લાહના નામનું સ્મરણ કરે છે અને પોતાના પાપો માટે માફી માંગે છે. નિ:શંક અલ્લાહ તઆલા સિવાય બીજું કોણ ગુનાને માફ કરી શકે છે ? અને તે લોકો જ્ઞાન આવી ગયા પછી કોઇ ખરાબ કૃત્ય પર અડગ નથી રહેતા.

૧૩૬) તેઓનો બદલો તેઓના પાલનહાર તરફથી માફી છે અને જન્નતો છે જેની નીચે નહેરો વહી રહી છે જેમાં તેઓ હંમેશા રહેશે. તે સત્કાર્ય કરવાવાળા લોકો માટે કેટલું સારું વળતર છે.

૧૩૭) તમારાથી પહેલાના પણ આવા કિસ્સાઓ થઇ ગયા છે, તો ધરતી પર હરી-ફરીને જોઇ લો કે જુઠલાવવાળાઓની કેવી દશા થઇ ?

૧૩૮) સામાન્ય લોકો માટે તો આ (કુરઆન) વર્ણન છે અને ડરવાવાળાઓ માટે માર્ગદર્શન અને શિખામણ છે.

૧૩૯) તમે ન સુસ્તી કરો અને ન તો ઉદાસ થાવ, તમે જ વિજય પ્રાપ્ત કરશો જો તમે ઈમાનવાળાઓ છો.

૧૪૦) જો તમે ઘાયલ થયા હોવ તો તમારા વિરોધી લોકો પણ આવી જ રીતે ઘાયલ થઇ ગયા છે, અમે તે દિવસોને લોકો માટે બદલતા રહીએ છીએ, (ઉહદના યુદ્ધમાં હાર) એટલા માટે હતી કે ઈમાનવાળાઓ જાહેર કરી દે અને તમારા માંથી કેટલાકને શહીદનો દરજ્જો આપીએ, અલ્લાહ તઆલા અત્યાચારીઓને મોહબ્બત નથી કરતો.

૧૪૧) (આ કારણ પણ હતું) કે અલ્લાહ તઆલા ઈમાનવાળાઓને તદ્દન અલગ કરી દે અને ઇન્કાર કરનારાઓને ખતમ કરી દે.

૧૪૨) શું તમે એમ સમજી બેઠા છો કે જન્નતમાં જતા રહેશો જો કે અત્યાર સુધી અલ્લાહ તઆલાએ એવું જાહેર નથી કર્યું કે તમારા માંથી જેહાદ કરવાવાળા કોણ છે અને ધીરજ રાખવાવાળા કોણ છે ?

૧૪૩) યુદ્ધ પહેલા તો તમે શહીદ થવાની ઇચ્છા ધરાવતા હતા, હવે તેને પોતાની આંખોથી પોતાની સામે જોઇ લીધું.

૧૪૪) મુહમ્મદ સ.અ.વ. ફકત પયગંબર જ છે, તેમનાથી પહેલા ઘણા પયગંબરો થઇ ગયા છે, શું જો તે મૃત્યુ પામે અથવા તો તે શહીદ થઇ જાય તો તમે ઇસ્લામ માંથી પોતાની એડી વડે ફરી જશો ? અને જે પણ ફરી જાય પોતાની એડીઓ વડે તે ક્યારેય અલ્લાહ તઆલાનું કંઈ બગાડી શકવાના નથી, નજીક માંજ અલ્લાહ તઆલા આભારીઓને સારું વળતર આપશે.

૧૪૫) અલ્લાહ ના આદેશ વગર કોઇને મૃત્યુ નથી આવતું, નક્કી કરેલ સમય લખેલ છે, દુનિયાની મુહબ્બત કરવાવાળાઓને અમે થોડીક દુનિયા આપી દઇએ છીએ અને આખેરતનો બદલો ઇચ્છતા લોકોને અમે તે પણ આપીશું, અને ઉપકાર કરવાવાળાઓને અમે નજીક માંજ સારું વળતર આપીશું.

૧૪૬) કેટલાય પયગંબરો સાથે મળી ઘણા અલ્લાહવાળા જેહાદ કરી ચૂકયા છે, તેઓને પણ અલ્લાહના માર્ગમાં તકલીફ પડી, પરંતુ ન તો તેઓ હિમ્મત હાર્યા ન તો આળસુ બની ગયા અને ન તો તેમણે કમજોરી દાખવી અને અલ્લાહ ધીરજ રાખનારને (જ) પસંદ કરે છે.

૧૪૭) તે આવું જ કહેતા રહ્યા કે, હે પાલનહાર ! અમારા ગુનાને માફ કરી દે અને અમારા કાર્યોમાં જે વધારાનો અત્યાચાર થયો છે તેને પણ માફ કરી દે અને અમને અડગ રાખ અને ઇન્કાર કરનારાઓના જૂથ સામે અમારી મદદ કર.

૧૪૮) અલ્લાહ તઆલાએ તેઓને દુનિયાનું ફળ પણ આપ્યું અને આખેરતના ફળની શ્રેષ્ઠતા પણ આપી અને અલ્લાહ તઆલા સદાચારી લોકોને મોહબ્બત કરે છે.

૧૪૯) હે ઈમાનવાળાઓ ! જો તમે ઇન્કાર કરનારાઓની વાતોને માનશો તો તેઓ તમને તમારી એડીઓ વડે પાછા ફેરવી દેશે, પછી તમે નિષ્ફળ થઇ જશો.

૧૫૦) પરંતુ અલ્લાહ જ તમારો દોસ્ત છે અને તે જ શ્રેષ્ઠ મદદ કરનાર છે.

૧૫૧) અમે નજીક માંજ ઇન્કાર કરનારાઓના દિલોમાં ભય નાખી દઇશું, તે કારણે કે આ લોકો અલ્લાહ સાથે તે વસ્તુઓને ભાગીદાર ઠેરવે છે જેના કોઇ પુરાવા અલ્લાહ તઆલાએ ઉતાર્યા નથી, તેઓનું ઠેકાણું જહન્નમ છે. અને તે અત્યાચારી લોકો માટે ખરાબ ઠેકાણું છે.

૧૫૨) અલ્લાહ તઆલાએ તમારી સાથેનું પોતાનું વચન સાચું કરી બતાવ્યું,

જ્યારે કે તમે તેના આદેશથી તેમને કાપી રહ્યા હતા, અહીં સુધી કે જ્યારે તમે નબળાઇ દાખવી અને કાર્યમાં ઝઘડો કરવા લાગ્યા અને અવજ્ઞા કરી, તે પછી કે તેણે (અલ્લાહ) તમારી મનેચ્છાની વસ્તુ તમને બતાવી. તમારા માંથી કેટલાક દુનિયા ઇચ્છતા હતા, અને કેટલાકનો ઇરાદો આખેરતનો હતો, તો પછી તેણે (અલ્લાહ) તમને તેમનાથી ફેરવી નાખ્યા જેથી તમારી કસોટી કરીએ અને નિ:શંક તેણે (અલ્લાહ) તમારી ભૂલોને માફ કરી દીધી અને ઈમાનવાળાઓ માટે અલ્લાહ તઆલા ઘણો જ કૃપાળુ છે.

૧૫૩) જ્યારે કે તમે ભાગદોડ કરી રહ્યા હતા અને તમે કોઇની તરફ ધ્યાન પણ નહતા કરતા, અને અલ્લાહ તઆલાના પયગંબર તમને તમારી પાછળથી પોકારી રહ્યા હતા, બસ ! તમને ઉદાસી ઘેરી વળી, જેથી તમે છૂટી ગયેલી વસ્તુ પર ઉદાસ ન થાઓ, અને ન પહોંચનારી (તકલીફ) પર ઉદાસ થાઓ, અલ્લાહ તઆલાને તમારા દરેક કાર્યોની જાણ છે.

૧૫૪) ત્યારબાદ તેણે (અલ્લાહએ) તે ઉદાસી પછી તમારા પર શાંતિ ઉતારી અને તમારા માંથી એક જૂથને શાંતિની ઊંઘ આવવા લાગી, હાં કેટલાક તે લોકો પણ હતા તેઓને પોતાના જીવોની પરવા હતી, તે અલ્લાહ તઆલા વિશે ખોટી આશંકાઓ સેવી રહ્યા હતા અને કહેતા હતા શું અમને પણ કોઇ વસ્તુનો અધિકાર છે ? તમે કહી દો કે દરેક કાર્ય પર અલ્લાહનો અધિકાર છે, આ લોકો પોતાના હૃદયોના ભેદોને તમારી સમક્ષ જાહેર નથી કરતા. કહે છે કે જો અમને કંઈ પણ અધિકાર હોત તો અહીં કતલ કરવામાં ન આવતા, તમે કહી દો કે જો તમે ઘરોમાં હોત તો પણ જેના ભાગ્યમાં કતલ થવાનું હતું તે તો કાતિલ તરફ ચાલી આવતા, અલ્લાહને તમારા હૃદયોની વાતોની કસોટી અને જે કંઈ તમારા હૃદયોમાં છે તેને પવિત્ર કરવું હતું અને અલ્લાહ હૃદયોના ભેદોને જાણે છે.

૧૫૫) તમારા માંથી જે લોકોએ તે દિવસે પીઠ બતાવી જે દિવસે બન્ને જૂથો વચ્ચે યુદ્ધ થયું હતું, આ લોકો પોતાના કેટલાક કાર્યોના કારણે શેતાનની લલચામણીમાં આવી ગયા, પરંતુ ખરેખર અલ્લાહ તઆલાએ તેઓને માફ કરી દીધા, અલ્લાહ તઆલા માફ કરનાર, ધૈર્યવાન છે.

૧૫૬) હે ઈમાનવાળાઓ ! તમે તે લોકો જેવા ન થઇ જશો જેમણે ઇન્કાર કર્યો, અને પોતાના ભાઇઓ વિશે, જ્યારે કે તે મુસાફરીમાં હોય અથવા જેહાદમાં હોય કહ્યું કે જો આ અમારી પાસે હોત તો ન મૃત્યુ પામતા અને ન તો તેઓને મારવામાં આવતા, તેનું કારણ એ હતું કે આ વિચારને અલ્લાહ તઆલા તેઓની દિલની તમન્ના બનાવી દે, અલ્લાહ તઆલા જીવિત કરે છે અને મૃત્યુ આપે છે. અને અલ્લાહ તઆલા તમારા કાર્યોને જોઇ રહ્યો છે.

૧૫૭) સોગંદ છે, જો અલ્લાહ તઆલાના માર્ગમાં શહીદ કરવામાં આવે અથવા તો મૃત્યુ પામો તો નિ:શંક અલ્લાહ તઆલાની માફી અને દયા તેનાથી ઉત્તમ છે જેને આ લોકો ભેગું કરી રહ્યા છે.

૧૫૮) નિ:શંક તમે મૃત્યુ પામો અથવા તો તમને કતલ કરવામાં આવે, ભેગા તો અલ્લાહ તઆલા તરફ જ કરવામાં આવશો.

૧૫૯) અલ્લાહ તઆલાની કૃપાના કારણે તમે તેઓ પર નમ્રતા દાખવો છો અને જો તમે ખરાબ જબાન અને સખત હૃદયના હોત તો આ સૌ તમારી પાસેથી છૂટી જતા, માટે તમે તેઓને માફ કરો અને તેઓ માટે માફી માંગતા રહો અને કાર્યના સલાહસૂચન તેઓ પાસેથી લેતા રહો, પછી જ્યારે તમારો મજબૂત નિર્ણય થઇ જાય તો અલ્લાહ તઆલા પર ભરોસો કરો, નિ:શંક અલ્લાહ તઆલા ભરોસો કરનારને પસંદ કરે છે.

૧૬૦) જો અલ્લાહ તઆલા તમારી મદદ કરે તો તમારા પર કોઇ વિજય

મેળવી શકતું નથી અને જો તે તમને છોડી દે તો તે પછી કોણ છે જે તમારી મદદ કરે ? ઈમાનવાળાઓએ અલ્લાહ તઆલા પર જ ભરોસો કરવો જોઇએ.

૧૬૧) શકય નથી કે પયગંબર વિશ્વાસઘાત કરે, દરેક વિશ્વાસઘાત કરનાર વિશ્વાસઘાતને લઇ કયામતના દિવસે હાજર થશે, પછી દરેક વ્યક્તિને પોતાના કાર્યો નો પૂરેપૂરો બદલો આપવામાં આવશે અને તેમના પર અત્યાચાર કરવામાં નહીં આવે.

૧૬૨) શું તે વ્યક્તિ, જેના માટે અલ્લાહ તઆલાની પ્રસન્નતા છે, તેના જેવો છે જે અલ્લાહ તઆલાના રોષને પાત્ર થયો ? અને જેનું ઠેકાણું જહન્નમ છે જે ઘણું જ ખરાબ ઠેકાણું છે.

૧૬૩) અલ્લાહ તઆલા પાસે તેઓના અલગ-અલગ દરજ્જા છે અને તેઓના દરેક કાર્યને અલ્લાહ તઆલા ખૂબ સારી રીતે જોઇ રહ્યો છે.

૧૬૪) નિ:શંક મુસલમાનો પર અલ્લાહ તઆલાનો મોટો ઉપકાર છે કે તેમના માંથી જ એક પયગંબર મોકલ્યા, જે તેઓને તેની આયતો પઢીને સંભળાવે છે અને તેઓને પવિત્ર કરે છે અને તેઓને કિતાબ અને હિકમત શિખવાડે છે, ખરેખર આ પહેલા તે સૌ ખુલ્લી પથભ્રષ્ટતામાં હતા.

૧૬૫) (શું વાત છે) કે જ્યારે તમને એક એવી તકલીફ પહોંચી કે તમે તેઓને આવી જ બે તકલીફો (યુદ્ધમાં) પહોંચાડી ચૂકયા છો, તો આ લોકો કહેવા લાગ્યા કે આ ક્યાંથી આવી ? તમે કહી દો કે આ પોતે તમારા તરફથી છે. નિ:શંક અલ્લાહ તઆલા દરેક વસ્તુ પર શક્તિ ધરાવે છે.

૧૬૬) અને તમને જે કંઈ તે દિવસે થયું જે દિવસે બે જૂથો વચ્ચે યુદ્ધ થયું હતું આ બધું અલ્લાહ ના આદેશ પ્રમાણે હતું અને એટલા માટે કે અલ્લાહ તઆલા ઈમાનવાળાઓને ખુલ્લી રીતે જાણી લે.

૧૬૭) અને ઢોંગીઓને પણ જાણી લઇએ, જેમને કહેવામાં આવ્યું કે

અલ્લાહના માર્ગમાં જેહાદ કરો, અથવા ઇન્કાર કરનારાઓને દૂર કરો, તો તેઓ કહેવા લાગ્યા કે જો અમે યુદ્ધ કરવાનું જાણતા હોત તો જરૂર સાથ આપતા, તેઓ તે દિવસે ઈમાન કરતા ઇન્કારથી વધારે નજીક હતા, પોતાના મોઢાઓથી તે વાતો કહે છે જે તેઓના હૃદયોમાં નથી અને અલ્લાહ તઆલા ખૂબ જ જાણે છે, જેને તેઓ છૂપાવે છે.

૧૬૮) આ તે લોકો છે જેઓ પોતે પણ બેસી રહ્યા અને પોતાના ભાઇઓ વિશે કહ્યું કે જો તેઓ પણ અમારી વાત માની લેતા તો કતલ કરવામાં ન આવતા. કહી દો કે જો તમે સાચા હોવ તો પોતાનું મૃત્યુ હટાવી બતાવો.

૧૬૯) જે લોકો અલ્લાહના માર્ગમાં શહીદ કરવામાં આવ્યા છે તેઓને ક્યારેય મૃતક ન સમજો, પરંતુ તે જીવિત છે, પોતાના પાલનહાર પાસે તેઓને રોજી આપવામાં આવે છે.

૧૭૦) અલ્લાહ તઆલાએ પોતાની કૃપા, જે તેઓને આપી રાખી છે તેનાથી ઘણા ખુશ છે અને ખુશી વ્યકત કરી રહ્યા છે, તે લોકો (શહીદો) વિશે જેઓ (મુસલમાનો) હજુ સુધી તેઓ (શહીદો) ને નથી મળ્યા, તેઓ (શહીદો) ની પાછળ છે, તેઓ (શહીદો) ને ન કોઇ ભય છે અને ન તો તેઓ ઉદાસ થશે.

૧૭૧) તેઓ ખુશ થાય છે, અલ્લાહની નેઅમત અને કૃપાથી અને તેનાથી પણ કે અલ્લાહ તઆલા ઈમાનવાળાના વળતરને વ્યર્થ નથી કરતો.

૧૭૨) જે લોકોએ ઘાયલ થયા પછી પણ અલ્લાહ અને પયગંબરના આદેશોને કબૂલ કર્યા તેઓ માંથી જે લોકોએ સત્કાર્ય કર્યા અને ડરવા લાગ્યા, તેઓ માટે પુષ્કળ પ્રમાણમાં વળતર છે.

૧૭૩) તે લોકો, જ્યારે તેમને લોકોએ કહ્યું કે ઇન્કાર કરનારાઓએ તમારી સામે યુદ્ધ કરવા માટે લશ્કર ભેગું કરી દીધું છે તમે તેઓથી ભયભીત થાઓ, તો આ વાતે તેઓના ઈમાનમાં વધારો કરી દીધો અને કહેવા

લાગ્યા અમારા માટે અલ્લાહ પૂરતો છે અને તે ઘણો જ સારો રખેવાળ છે.

૧૭૪) (પરિણામ એ આવ્યું કે) અલ્લાહની નેઅમત અને કૃપાની સાથે પરત ફર્યા, તેઓને કંઈ પણ તકલીફ ન પહોંચી, તેઓએ અલ્લાહ તઆલાની પ્રસન્નતાનું અનુસરણ કર્યું, અલ્લાહ ઘણો જ કૃપાળુ છે.

૧૭૫) આ ખબર આપનાર ફકત શેતાન જ છે, જે પોતાના મિત્રોથી ભયભીત કરે છે, તમે તે ઇન્કાર કરનારાઓથી ભયભીત ન થાઓ અને મારો ડર રાખો, જો તમે ઈમાનવાળાઓ હોય.

૧૭૬) ઇન્કારમાં આગળ વધી જનાર લોકો તમને ઉદાસ ન કરે, નિ:શંક આ લોકો અલ્લાહ તઆલાનું કંઈ પણ બગાડી નહીં શકે, અલ્લાહ તઆલાની ઇચ્છા છે કે તેઓને આખેરત માંથી કોઇ ભાગ ન આપે અને તેઓ માટે મોટી યાતના છે.

૧૭૭) ઇન્કાર ને ઈમાનના બદલામાં ખરીદવાવાળા ક્યારેય અલ્લાહ તઆલાને કંઈ નુકસાન પહોંચાડી શકવાના નથી અને તેઓ માટે જ દુ:ખદાયી યાતના છે.

૧૭૮) ઇન્કાર કરનારા લોકો અમારી આપેલી મહેતલને પોતાના માટે ઉત્તમ ન સમજે, આ મહેતલ તો એટલા માટે છે કે તે ગુના કરવામાં વધી જાય, તેઓ માટે જ અપમાનિત કરી દેનાર યાતના છે.

૧૭૯) જે સ્થિતિમાં તમે છો તેના પર ઈમાનવાળાઓને છોડી નહીં દે, જ્યાં સુધી કે પવિત્ર અને અપવિત્ર લોકોને અલગ ન કરી દે, અને અલ્લાહ તઆલા તમને અદૃશ્યની જાણ નહીં આપે, પરંતુ અલ્લાહ તઆલા પોતાના પયગંબરો માંથી જેને ઇચ્છે તેને પસંદ કરી લે છે, એટલા માટે તમે અલ્લાહ તઆલા પર અને તેના પયગંબરો પર ઈમાન લાવો, જો તમે ઈમાન લાવશો અને ડરશો તો તમારા માટે ખૂબ જ મોટું વળતર છે.

૧૮૦) જે લોકો પર અલ્લાહ તઆલાએ પોતાની કૃપા કરી રાખી છે તે તેમાં પોતાની કંજૂસાઈ પોતાના માટે ઉત્તમ ન સમજે, પરંતુ તે તેઓ માટે ખૂબ જ ખરાબ છે, નજીક માંજ કયામતના દિવસે આ લોકોને પોતાની કંજૂસાઈનો હાર પહેરાવામાં આવશે, આકાશો અને ધરતીનો વારસો અલ્લાહ તઆલા માટે જ છે અને જે કંઈ પણ તમે કરી રહ્યા છો તેને અલ્લાહ તઆલા જાણે છે.

૧૮૧) નિ:શંક અલ્લાહ તઆલાએ તે લોકોની વાત પણ સાંભળી જેમણે કહ્યું કે અલ્લાહ તઆલા ફકીર છે અને અમે ધનવાન છે, તેઓની આ વાતને અમે લખી લઇશું અને તેઓનું પયગંબરોને કારણ વગર કતલ કરી દેવું પણ (લખી લઇશું), અને અમે તેઓને કહીશું કે સળગાવી નાખનારી યાતનાનો સ્વાદ ચાખો.

૧૮૨) આ તમારા કરેલા કાર્યોનો બદલો છે અને અલ્લાહ તઆલા પોતાના બંદાઓ પર અત્યાચાર કરવાવાળો નથી.

૧૮૩) આ તે લોકો છે જેમણે કહ્યું કે અલ્લાહ તઆલાએ અમને આદેશ આપ્યો છે કે કોઇ પયગંબરનું અનુસરણ ત્યાં સુધી નહીં કરીએ જ્યાં સુધી તે અમારી પાસે એવી કુરબાની ન લાવી દે જેને આગ ખાઇ જાય, તમે કહી દો કે જો તમે સાચા છો તો મારા કરતા પહેલા તમારી પાસે જે પયગંબર બીજા ચમત્કારો સાથે આવી વસ્તુ પણ લાવ્યા જે તમે કહી રહ્યા છો, તો પછી તમે તેઓને કેમ કતલ કરી નાખ્યા ?

૧૮૪) તો પણ આ લોકો તમને જુઠલાવે તો તમારાથી પહેલા પણ ઘણા પયગંબરોને જુઠલાવવામાં આવ્યા છે જે ખુલ્લા પુરાવા, (આસ્માની) પુસ્તિકાઓ અને પ્રકાશિત કિતાબ લઇને આવ્યા.

૧૮૫) દરેક જીવને મૃત્યુનો સ્વાદ ચાખવાનો છે અને કયામતના દિવસે તમને પોતાનો પૂરો બદલો આપવામાં આવશે. બસ ! જે વ્યક્તિને આગથી બચાવી લેવામાં આવ્યો અને જન્નતમાં દાખલ કરી દેવામાં

આવ્યો, ખરેખર તે સફળ થઇ ગયો અને દુનિયાનું જીવન તો ફકત ધોકો જ છે.

૧૮૬) નિ:શંક તમારા ધન અને પ્રાણો વડે તમારી કસોટી કરવામાં આવશે અને એ પણ સત્ય છે કે તમને તે લોકોની, જે લોકોને તમારાથી પહેલા કિતાબ આપવામાં આવી અને મુશરિકોની ઘણી જ દુ:ખદાયક વાતો પણ સાંભળવી પડશે અને જો તમે ધીરજ રાખો અને ડરવા લાગો તો ખરેખર આ ઘણી જ હિમ્મતવાળું કાર્ય છે.

૧૮૭) અલ્લાહ તઆલાએ જ્યારે કિતાબવાળાઓ પાસેથી વચન લીધું કે તમે આ (કિતાબ) ને દરેક લોકો સામે જરૂરથી બયાન કરશો અને આને છુપાવશો નહીં, તો પણ તે લોકોએ આ વચનને પોતાની પીઠ પાછળ નાખી દીધું અને તેને ઘણી જ નજીવી કિંમતે વેચી નાખી, તેઓનો આ વેપાર ખૂબ જ ખરાબ છે.

૧૮૮) તે લોકો જેઓ પોતાના ખરાબ કૃત્યોના કારણે ખુશ છે, અને ઇચ્છે છે કે જે તેઓએ નથી કર્યું તેના પર પણ તેમની પ્રશંસા કરવામાં આવે, તમે આવું ન સમજો કે તેઓ યાતનાથી બચી જશે, તેઓ માટે તો દુ:ખદાયી યાતના છે.

૧૮૯) આકાશો અને ધરતીની સરદારી અલ્લાહ માટે જ છે અને અલ્લાહ તઆલા દરેક વસ્તુ પર શક્તિ ધરાવે છે.

૧૯૦) આકાશો અને ધરતીના સર્જનમાં અને રાત-દિવસની હેરફેરમાં, ખરેખર બુદ્ધિશાળી લોકો માટે નિશાની છે.

૧૯૧) જે લોકો અલ્લાહના નામનું સ્મરણ ઊભા-ઊભા, બેસીને અને પડખા ફેરવતી વખતે કરે છે, અને આકાશો અને ધરતીના સર્જનમાં ચિંતન-મનન કરે છે અને કહે છે કે હે અમારા પાલનહાર ! તેં આ કારણ વગર નથી બનાવ્યું, તું પવિત્ર છે, બસ ! અમને આગની યાતનાથી બચાવી લે.

૧૯૨) હે અમારા પાલનહાર ! તું જેને જહન્નમમાં નાખી દે, ખરેખર તેં તેને અપમાનિત કર્યો અને અત્યાચારીઓની મદદ કરનાર કોઇ નથી.

૧૯૩) હે અમારા પાલનહાર ! અમે સાંભળ્યું કે અવાજ આપનાર મોટા અવાજે ઈમાન તરફ પોકારી રહ્યો છે, કે લોકો ! પોતાના પાલનહાર પર ઈમાન લાવો, બસ ! અમે ઈમાન લાવ્યા, હે પાલનહાર ! હવે તું અમારા ગુના માફ કરી દે અને અમારી બૂરાઈ અમારાથી દૂર કરી દે અને અમારું મૃત્યુ સદાચારી લોકો માંથી કર.

૧૯૪) હે અમારા પાલનહાર ! અમને તે આપ જેનું વચન તે અમારી સાથે પોતાના પયગંબરો દ્વારા કર્યું છે અને અમને કયામતના દિવસે અપમાનિત ન કર, ખરેખર તું વચન ભંગ કરનાર નથી.

૧૯૫) બસ ! તેઓના પાલનહારે તેઓની દુઆ કબૂલ કરી, કે તમારા માંથી કોઇ કાર્ય કરવાવાળાના કાર્યને, ભલે તે પુરુષ હોય અથવા સ્ત્રી, ક્યારેય વ્યર્થ નથી કરતો, તમે સૌ એકબીજા માંથી છો, એટલા માટે તે લોકો, જેમણે હિજરત કરી અને પોતાના ઘરો માંથી કાઢી મૂકવામાં આવ્યા અને જેમને મારા માર્ગમાં તકલીફ આપવામાં આવી અને જે લોકોએ જેહાદ કર્યું, અને શહીદ કરવામાં આવ્યા, હું જરૂર તેમની બુરાઇને તેઓથી દૂર કરી દઇશ અને ખરેખર તેઓને તે જન્નતોમાં દાખલ કરીશ જેની નીચે નહેરો વહી રહી હશે, આ છે વળતર અલ્લાહ તઆલા તરફથી, અને અલ્લાહ તઆલા પાસે જ ઉત્તમ વળતર છે.

૧૯૬) તમને ઇન્કાર કરનારાઓના શહેરોમાં હરવું-ફરવું ધોકામાં ન નાખી દે.

૧૯૭) આ તો ઘણો જ ઓછો ફાયદો છે, તે પછી તેઓનું ઠેકાણું જહન્નમ છે. અને તે ખરાબ ઠેકાણું છે.

૧૯૮) પરંતુ જે લોકો પોતાના પાલનહારથી ડરતા રહ્યા તેઓ માટે જન્નતો છે, તેની નીચે નહેરો વહી રહી છે, તેમાં તેઓ હંમેશા રહેશે, આ

મહેમાની છે અલ્લાહ તરફથી અને સદાચારી લોકો માટે જે કંઈ અલ્લાહ તઆલા પાસે છે તે ઘણું જ ઉત્તમ છે.

૧૯૯) નિ:શંક કિતાબવાળાઓ માંથી કેટલાક એવા પણ છે જે અલ્લાહ તઆલા પર ઈમાન લાવે છે અને તમારી તરફ જે અવતરિત કરવામાં આવ્યું છે અને તેઓની તરફ જે અવતરિત કરવામાં આવ્યું તેના પર પણ, અલ્લાહ તઆલાથી ડરે છે અને અલ્લાહ તઆલાની આયતોને નજીવી કિંમતે વેચતા પણ નથી, તેઓનું વળતર તેઓના પાલનહાર પાસે છે, ખરેખર અલ્લાહ તઆલા નજીક માંજ હિસાબ લેવાવાળો છે.

૨૦૦) હે ઈમાનવાળાઓ !તમે અડગ રહો અને એકબીજાને પકડી રાખો અને જેહાદ માટે તૈયાર રહો અને અલ્લાહ તઆલાથી ડરતા રહો, જેથી તમે સફળ થાવ.






અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧) હે લોકો ! પોતાના પાલનહારથી ડરતા રહો, જેણે તમારું સર્જન એક જીવ વડે કર્યું અને તેનાથી જ તેની પત્નીનું સર્જન કર્યું, તે બન્ને વડે ઘણા જ પુરુષો અને સ્ત્રીઓને ફેલાવી દીધા, તે અલ્લાહથી ડરો જેનું નામ લઇ એક બીજા પાસે માંગો છો અને સંબંધો પણ તોડવાથી બચો, નિ:શંક અલ્લાહ તઆલા તમારી દેખરેખ કરી રહ્યો છે.

૨) અને અનાથોને તેઓનું ધન આપી દો અને પવિત્ર અને હલાલ વસ્તુના બદલામાં અપવિત્ર અને હરામ વસ્તુ ન લો અને પોતાના ધન સાથે તેઓ (અનાથો) નું ધન ભેળવી ખાઇ ન જાઓ, નિ:શંક આ ઘણો જ મોટો ગુનો છે.

3) જો તમને ભય હોય કે અનાથ છોકરીઓ સાથે લગ્ન કરી તમે ન્યાય નહીં કરી શકો તો બીજી સ્ત્રીઓ માંથી જે પણ તમને પસંદ આવે તો તમે તેણીઓની સાથે લગ્ન કરી લો, બે-બે, ત્રણ-ત્રણ, ચાર-ચાર સાથે, પરંતુ જો તમને ન્યાય ન કરવાનો ભય હોય તો એક જ પૂરતી છે, અથવા તમારી માલિકીની ગુલામ સ્ત્રી, આવું વધારે ઉત્તમ છે કે (આવું કરવાથી અન્યાય અને) એક તરફ ઝૂકી જવાથી બચી જાઓ.

૪) અને સ્ત્રીઓને તેણીઓની મહેર રાજી-ખુશીથી આપી દો, હાં જો તે પોતે પોતાની રજામંદીથી થોડીક મહેર છોડી દે તો તેને રાજીખુશીથી ખાઇ લો.

૫) અણસમજુ લોકોને પોતાનું ધન આપી ન દો, જે ધનને અલ્લાહ તઆલાએ તમારા માટે રોજીનું સાધન બનાવ્યું છે, હાં તેઓને તે ધન માંથી ખવડાવો, પીવડાવો, પહેરાવો, ઓઢાવો અને તેઓ સાથે નમ્રતાથી વાત કરો.

૬) અને અનાથોને તેઓના પુખ્તવયે પહોચી જતાં સુધી સુધારતા રહો અને કસોટી કરતા રહો, પછી જો તે લોકોમાં તમે સમજદારી અને ઉત્તમ યુક્તિ જોઇ લો તો તેમને તેમનું ધન સોંપી દો અને તેમના પુખ્તવયે પહોંચી જવાના ભયથી તેમના ધનને ઝડપથી વ્યર્થ ખર્ચ ન કરી દો, ધનવાનો માટે જરૂરી છે કે (તેઓના ધનથી) બચતા રહે. હાં લાચાર, નિરાધાર હોય તો કાયદા મુજબ જે અનિવાર્ય હોય તે ખાઇ લે, પછી તેઓને તેઓનું ધન સોંપતી વખતે સાક્ષી બનાવી લો, ખરેખર હિસાબ લેનાર અલ્લાહ જ પૂરતો છે.

૭) માતા-પિતા અને સંબંધીઓના વારસામાં પુરૂષો અને સ્ત્રીઓનો પણ ભાગ છે, (જે ધન માતા-પિતા અને સંબંધી છોડી જાય) ભલેને તે ધન ઓછું હોય અથવા વધારે, (તેમાં) ભાગ નક્કી કરેલ છે.

૮) અને જ્યારે વહેંચણીના સમયે સંબંધીઓ અને અનાથો અને લાચાર લોકો આવી પહોંચે તો તમે તેમાંથી તેઓને પણ થોડુંક આપી દો. અને તેઓની સાથે નમ્રતાથી વાત કરો.

૯) અને તેઓ એ વાતથી ભયભીત થાય છે કે જો તે પોતે પોતાની પાછળ (નાના) બાળકો છોડી જાય જેના વ્યર્થ થઇ જવાનો ભય હોય (તો તેઓની ઇચ્છા શું હોત), બસ ! અલ્લાહ તઆલાથી ડરીને સત્ય વાત કહ્યા કરો.

૧૦) જે લોકો વગર કારણે અત્યાચાર કરી અનાથોનું ધન ખાઇ જાય છે તે પોતાના પેટમાં આગ ભરી રહ્યા છે અને નજીક માંજ તે લોકો જહન્નમમાં જશે.

૧૧) અલ્લાહ તઆલા તમને તમારા સંતાનો વિશે આદેશ આપે છે કે એક બાળકનો ભાગ બે બાળકીઓ બરાબર છે અને જો ફકત બાળકીઓ જ હોય અને બે થી વધારે હોય તો તેણીઓને વારસના ધનમાં બેતૃત્યાંશ મળશે અને જો એક જ બાળકી હોય તો તેના માટે અડધો ભાગ છે અને

મૃતકના માતા-પિતા માંથી બન્ને માટે તેણે છોડેલા વારસા માંથી છઠ્ઠો ભાગ છે, જો તે (મૃતક) ના સંતાન હોય અને જો તેના સંતાન ન હોય અને માતા-પિતા વારસદાર બનતા હોય, તો તેની માતા માટે ત્રીજો ભાગ છે, હાં જો મૃતકના કેટલાક ભાઇ હોય તો પછી તેની માતા માટે છઠ્ઠો ભાગ છે, આ ભાગ વસિયત (પૂરી કર્યા) પછી છે. જે મૃતકે કરી હોય. અથવા ઉધાર માલ ચૂકવી દીધા પછી, તમારા પિતા અથવા તમારા દીકરાઓ, તમને નથી ખબર કે તેઓ માંથી કોણ તમને ફાયદો પહોંચાડવામાં વધારે નજીક છે. આ ભાગ અલ્લાહ તઆલા તરફથી નક્કી કરેલ છે, નિ:શંક અલ્લાહ તઆલા સંપૂર્ણ જ્ઞાન અને હિકમતવાળો છે.

૧૨) તમારી પત્ની જે કંઈ છોડી મૃત્યુ પામે અને તેણીઓના સંતાન ન હોય તો અડધો ભાગ તમારો છે અને જો તેણીના સંતાન હોય તો, તેણીએ છોડેલા વારસા માંથી તમારા માટે ચોથો ભાગ છે, તે વસિયત પૂરી કર્યા પછી જે તેણીએ કરી હોય અથવા ઉધાર ચૂકવી દીધા પછી અને જે (વારસો) તમે છોડી જાઓ તેમાં તેણીઓ માટે ચોથો ભાગ છે જો તમારા સંતાન ન હોય તો અને જો તમારા સંતાન હોય તો પછી તેમને તમારા વારસાનો આઠમો ભાગ મળશે, તે વસિયત પછી, જે તમે કરી હોય અથવા ઉધાર ચૂકવી દીધા પછી અને જેમનો વારસો લેવામાં આવે છે તે પુરુષ અથવા સ્ત્રી “કલાલહ” હોય એટલે કે તેના પિતા અને સંતાન ન હોય અને તેનો એક ભાઇ અથવા એક બહેન હોય તો તે બન્નેનો છઠ્ઠો ભાગ છે અને જો તેનાથી વધારે હોય તો એકતૃત્યાંશમાં સૌ ભાગીદાર છે, તે વસિયત પછી જે તમે કરી હોય અથવા ઉધાર ચૂકવી દીધા પછી. જ્યારે કે બીજાને નુકસાન ન પહોંચાડયું હોય, આ નક્કી કરેલ અલ્લાહ તઆલા તરફથી છે અને અલ્લાહ તઆલા જ્ઞાનવાળો અને ધૈર્યવાન છે.

૧૩) આ સીમાઓ અલ્લાહ તઆલાની નક્કી કરેલ છે અને જે અલ્લાહ તઆલા અને તેના પયગંબરની આજ્ઞાનું પાલન કરશે તેને અલ્લાહ તઆલા જન્નતોમાં દાખલ કરશે જેની નીચે નહેરો વહી રહી છે જેમાં તેઓ હંમેશા રહેશે અને આ મોટી સફળતા છે.

૧૪) અને જે વ્યક્તિ અલ્લાહ તઆલાની અને તેના પયગંબરની આજ્ઞાનું પાલન ન કરે અને તેણે નક્કી કરેલ સીમાઓથી આગળ વધી જાય તેને તે જહન્નમમાં નાખી દેશે, જેમાં તે હંમેશા રહેશે, આવા જ લોકો માટે અપમાનિત કરી દેનારી યાતના છે.

૧૫) તમારી સ્ત્રીઓ માંથી જે અશ્લીલ કાર્ય કરે, તેણીઓ પર પોતાના માંથી ચાર સાક્ષીઓ માંગો, જો તે સાક્ષી આપે તો તે સ્ત્રીઓને ઘરમાં કેદી બનાવી રાખો, ત્યાં સુધી કે મૃત્યુ આવી પહોંચે, અથવા તો અલ્લાહ તઆલા તેઓ માટે બીજો માર્ગ કાઢે.

૧૬) તમારા માંથી જે બે વ્યક્તિ આવું કાર્ય કરી લે, તેઓને તકલીફ પહોંચાડો, જો તે તૌબા અને સુધારો કરી લે તો તેઓથી મોઢું ફેરવી લો, નિ:શંક અલ્લાહ તઆલા તૌબા કબૂલ કરનાર અને દયા કરવાવાળો છે.

૧૭) અલ્લાહ તઆલા ફકત તે જ લોકોની તૌબા કબૂલ કરે છે જે ભૂલ તથા નાસમજમાં કોઇ ખરાબ કૃત્ય કરી લે પછી ઝડપથી તેનાથી બચી જાય અને તૌબા કરે તો અલ્લાહ તઆલા પણ તેઓની તૌબા કબૂલ કરે છે, અલ્લાહ તઆલા સંપૂર્ણ જ જ્ઞાન ધરાવનાર, હિકમતવાળો છે.

૧૮) તેઓની તૌબા (કબૂલ) નહીં, જે ખરાબ કૃત્યો કરતા જ રહે, અહીં સુધી કે જ્યારે તેઓ માંથી કોઇની પાસે મૃત્યુ આવી પહોંચે તો કહી દે કે મેં હવે તૌબા કરી, અને તેઓની તૌબા પણ કબૂલ નથી જે ઇન્કાર પર જ મૃત્યુ પામે આ જ લોકો છે જેમના માટે અમે દુ:ખદાયી યાતના તૈયાર કરી રાખી છે.

૧૯) હે ઈમાનવાળાઓ ! તમારા માટે યોગ્ય નથી કે બળજબરીથી સ્ત્રીઓના વારસદાર બની બેસો, તેણીઓને તે માટે ન રોકી રાખો કે જે તમે તેણીઓને આપી રાખ્યું છે તેમાંથી કંઈક લઇ લો, હાં આ અલગ વાત છે કે તે લોકો ખુલ્લી રીતે બુરાઇ અથવા અશ્લીલતા કરે, તેણીઓ સાથે ઉત્તમ રીતે વર્તન કરો, ભલેને તમે તેણીઓને પસંદ ન કરો, પરંતુ શક્ય છે કે તમે કોઇ વસ્તુને ખરાબ સમજો અને અલ્લાહ તઆલા તેમાં ઘણી જ ભલાઇ કરી દે.

૨૦) અને જો તમે એક પત્નીની જગ્યાએ બીજી પત્ની કરવા ઇચ્છો અને તેણી માંથી કોઇકને તમે ખજાનો આપી રાખ્યો હોય તો પણ તેમાંથી કંઈ ન લો, શું તમે તેને અસત્યથી અને ખુલ્લું પાપ થતાં પણ લઇ લેશો, તમે તેને કેવી રીતે લઇ લેશો.

૨૧) જો કે તમે એક-બીજા સાથે મળેલા છો, અને તે સ્ત્રીઓએ તમારી પાસેથી મજબૂત વચન લઇ રાખ્યું છે.

૨૨) તે સ્ત્રીઓ સાથે લગ્ન ન કરો જેમની સાથે તમારા પિતાએ લગ્ન કર્યા છે, પરંતુ જે પસાર થઇ ગયું છે, આ અશ્લીલ કૃત્ય અને કપટનું કારણ છે અને અત્યંત ખરાબ માર્ગ છે.

૨૩) તમારા પર (લગ્ન કરવા માટે) તમારી મા હરામ કરવામાં આવી છે અને તમારી છોકરીઓ અને તમારી બહેનો, તમારી ફોઇઓ, તમારી માસીઓ અને ભાઇની છોકરીઓ અને બહેનોની છોકરીઓ અને તમારી તે માતાઓ જેમણે તમને દૂધ પિવડાવ્યું હોય અને તમારી દૂધ સરખી બહેનો અને તમારી સાસુ અને તમારો ઉછેર પામેલી છોકરીઓ જે તમારા ખોળામાં છે, તમારી તે સ્ત્રીઓથી જેમની સાથે તમે સંભોગ કરી ચૂકયા છો, હાં જો તમે તેઓ સાથે સંભોગ ન કર્યો હોય તો તમારા પર કોઇ ગુનો નથી અને તમારા સગા છોકરાની પત્નીઓ અને તમારા માટે બે બહેનોને ભેગી કરવી (હરામ છે), હાં જે થઇ ગયું તે થઇ ગયું નિ:શંક અલ્લાહ તઆલા માફ કરનાર દયાળુ છે.

૨૪) અને (હરામ કરવામાં આવી છે) તે સ્ત્રીઓ, જેમના પતિઓ હોય પરંતુ જે તમારી માલિકી હેઠળ આવી જાય (તેની સાથે સમાગમ કરી શકાય), અલ્લાહ તઆલાએ આ આદેશો તમારા પર જરૂરી કરી દીધા છે, અને તે સ્ત્રીઓ વગર બીજી સ્ત્રીઓ તમારા માટે હલાલ કરવામાં આવી કે પોતાના માલની મહેર આપી તમે તેણીઓની સાથે લગ્ન કરવા ઇચ્છો, ખરાબ કૃત્યથી બચવા માટે, મનેચ્છા પૂરી કરવા માટે નહીં, એટલા માટે તમે જેણીઓથી ફાયદો ઉઠાવો તેણીઓને તેણીઓએ નક્કી કરેલ મહેર આપી દો, અને મહેર નક્કી થઇ ગયા પછી તમે એકબીજાની ખુશીથી જે નક્કી કરી લો તો તમારા પર કોઇ ગુનો નથી, નિ:શંક અલ્લાહ તઆલા જ્ઞાનવાળો, હિકમતવાળો છે.

૨૫) અને તમારા માંથી કોઇને સ્વતંત્ર મુસલમાન સ્ત્રીઓ સાથે લગ્ન કરવાની સુવિધા અને તાકાત ન હોય તો તે મુસલમાન ગુલામ સ્ત્રી સાથે જેણીઓના તમે માલિક છો (લગ્ન કરી લો), અલ્લાહ તમારા કાર્યોને ખૂબ સારી રીતે જાણવાવાળો છે, તમે સૌ અંદરોઅંદર એક જ છો, એટલા માટે તેણીઓના માલિકોની પરવાનગી લઇ તેણીઓ સાથે લગ્ન કરી લો અને નિયમ પ્રમાણે તેણીઓને મહેર આપી દો, તે પવિત્ર હોય, ન કે ખુલ્લી અશ્લીલતાનું કાર્ય કરનારી, ન તો છૂપી રીતે પણ, બસ ! જ્યારે આ ગુલામ સ્ત્રીઓ સાથે લગ્ન કરી લો પછી જો તે અશ્લીલતાનું કાર્ય કરે તો તેણીઓ માટે અડધી સજા છે. તે સજા કરતા, જે સ્વતંત્ર સ્ત્રીઓ માટે છે, ગુલામ સ્ત્રીઓ સાથે લગ્ન કરવાનો આ આદેશ તમારા માંથી તે લોકો માટે છે જેમને ગુનો અને તકલીફ નો ડર હોય અને તમારા માટે ધીરજ રાખવી ઘણું જ ઉત્તમ કાર્ય છે અને અલ્લાહ ઘણો જ માફ કરનાર અને ઘણો જ કૃપાળુ છે.

૨૬) અલ્લાહ તઆલા ઇચ્છે છે કે તમારા માટે (આદેશો) સ્પષ્ટ રીતે વર્ણન કરે અને તમને તમારાથી પહેલાના (સદાચારી) લોકોના માર્ગ પર ચલાવે અને તમારી તૌબા કબૂલ કરે અને અલ્લાહ તઆલા જાણવાવાળો, હિકમતવાળો છે.

૨૭) અને અલ્લાહ તઆલા ઇચ્છે છે કે તમારી તૌબા કબૂલ કરે અને જે લોકો મનેચ્છાઓનું અનુસરણ કરે છે તેઓ ઇચ્છે છે કે તમે તેનાથી (સત્ય માર્ગથી) ઘણા જ દૂર થઇ જાવ.

૨૮) અલ્લાહ ઇચ્છે છે કે તમારા માટે સરળ કરી દે, કારણ કે માનવી અશકત પેદા કરવામાં આવ્યો છે.

૨૯) હે ઈમાનવાળાઓ ! પોતાનું એકબીજાનું ધન ખોટી રીતે ન ખાઓ, પરંતુ એ કે તમારી એકબીજાની ખુશીથી લે-વેચ કરો અને પોતાને કતલ ન કરો, નિ:શંક અલ્લાહ તઆલા તમારા પર અત્યંત કૃપાળુ છે.

30) અને જે વ્યક્તિ આ અવજ્ઞા અને અત્યાચાર કરશે તો નજીક માંજ અમે તેને આગમાં નાખીશું અને આ અલ્લાહ તઆલા માટે સરળ છે.

3૧) જો તમે તે મોટા અપરાધોથી બચતા રહેશો જેનાથી તમને રોકવામાં આવે છે તો અમે તમારા નાના પાપોને દૂર કરી દઇશું અને ઇજ્જતવાળા સ્થળે દાખલ કરીશું.

3૨) અને તે વસ્તુની ઇચ્છા ન કરો જેના કારણે અલ્લાહ તઆલાએ તમારા માંથી કેટલાકને કેટલાક પર ઇજ્જત આપી છે, પુરૂષો માટે તેમનો ભાગ છે જે તેઓએ કમાણી કરી, અને સ્ત્રીઓ માટે તે ભાગ છે જે તેણીઓએ કમાવ્યો અને અલ્લાહ પાસે તેની કૃપા માંગો, નિ:શંક અલ્લાહ દરેક વસ્તુને જાણે છે.

33) માતા-પિતા અથવા સગાંસંબંધીઓ જે (ધનસંપત્તિ) છોડી જાય, તેના વારસદાર અમે દરેક વ્યક્તિને નક્કી કરેલ છે અને જેઓને તમે પોતે વચન આપ્યું છે તેઓને તેઓનો ભાગ આપી દો, નિ:શંક અલ્લાહ તઆલા દરેક વસ્તુઓનો સાક્ષી છે.

3૪) પુરુષ સ્ત્રીઓ પર શાસક છે, એટલા માટે કે અલ્લાહ તઆલાએ એકને બીજા પર શ્રેષ્ઠતા આપી છે અને એટલા માટે પણ કે પુરૂષોએ પોતાનું ધન ખર્ચ કર્યું છે, બસ ! સદાચારી તથા આજ્ઞાકારી સ્ત્રીઓ પતિની

ગેરહાજરીમાં પવિત્રતા જાળવી રાખનારી છે અને જે સ્ત્રીઓની અવજ્ઞા અને ખરાબ વિચાર નો તમને ભય હોય તેણીઓને શિખામણ આપો અને તેણીઓની પથારી અલગ કરી દો અને તેણીઓને મારો, પછી જો તે અનુસરણ કરે તો તેણીઓ માટે કોઇ માર્ગ ન શોધો, નિ:શંક અલ્લાહ તઆલા ઘણો જ ઉચ્ચ અને મોટો છે.

૩૫) જો તમને પતિ-પત્ની વચ્ચે અંદરોઅંદરની અણબનાવનો ભય હોય તો એક સુલેહ કરનાર પુરુષ માંથી અને એક સ્ત્રીના ઘર માંથી નક્કી કરો, જો આ બન્ને સુલેહ કરવા ઇચ્છતા હશે તો અલ્લાહ બન્નેનો મેળાપ કરાવી દેશે, નિ:શંક અલ્લાહ સંપૂર્ણ જ્ઞાની તથા સંપૂર્ણ ખબર રાખનાર છે.

૩૬) અને અલ્લાહ તઆલાની બંદગી કરો અને તેની સાથે કોઇને ભાગીદાર ન ઠેરવો અને માતા-પિતા સાથે સારું વર્તન કરો અને સગાંસંબંધીઓ, અનાથો, લાચારો, નજીકના પાડોશી, અજાણ પાડોશી, સહવાસીઓ, પોતાની સાથે સફર કરનાર, અને તેઓ સાથે, જેઓના તમે માલિક છો, નિ:શંક અલ્લાહ તઆલા ઘમંડ કરનાર, ઇતરાવનારાઓને પસંદ નથી કરતો.

૩૭) જે લોકો પોતે કંજૂસાઈ કરે છે અને બીજાને પણ કંજૂસાઈ કરવાનું કહે છે અને અલ્લાહ તઆલાએ પોતાની જે કૃપા તેઓ પર કરી છે તેને છૂપાવી લે છે, અમે તે ઇન્કાર કરનારાઓ માટે અપમાનિત યાતના તૈયાર કરી રાખી છે.

૩૮) અને જે લોકો પોતાનું ધન લોકોને દેખાડો કરવા માટે ખર્ચ કરે છે અને અલ્લાહ તઆલા પર તથા કયામતના દિવસ પર ઈમાન નથી ધરાવતા અને જેમનો સાથી મિત્ર શેતાન હોય, તે ખરાબ સાથી છે.

૩૯) તેઓનું શું ખરાબ થવાનું હતું, જો તે લોકો અલ્લાહ તઆલા પર અને કયામત ના દિવસ પર ઈમાન લાવતા, અને અલ્લાહ તઆલાએ જે

તેઓને આપી રાખ્યું છે તેમાંથી ખર્ચ કરતા, અલ્લાહ તઆલા તેઓને સારી રીતે જાણે છે.

૪૦) નિ:શંક અલ્લાહ તઆલા લેશ માત્ર પણ અત્યાચાર નથી કરતો અને જો સત્કાર્ય હોય તો તેને બમણું કરી દે છે અને ખાસ પોતાની પાસેથી ઘણો જ મોટો સવાબ આપે છે.

૪૧) બસ ! શી દશા થશે, જે સમયે દરેક કોમ માંથી એક સાક્ષી અમે લાવીશું અને તમને તે લોકો પર સાક્ષી બનાવીને લાવીશું.

૪૨) જે દિવસે ઇન્કાર કરનારાઓ અને પયગંબરની અવજ્ઞા કરનારાઓ ઇચ્છા કરશે કે કાશ ! તેઓને ધરતીમાં જ દબાવી દેવામાં આવતા અને અલ્લાહથી કોઇ વાત છૂપાવી નહીં શકે.

૪૩) હે ઈમાનવાળાઓ ! જ્યારે તમે નશામાં હોય તો નમાઝની નજીક પણ ન જાઓ, જ્યાં સુધી પોતાની વાતને સમજવા ન લાગો અને નાપાકીની અવસ્થામાં, જ્યાં સુધી સ્નાન ન કરી લો, હાં જો તમને (મસ્જિદ માંથી પસાર થવું પડે) તો કોઇ વાંધો નથી અને જો તમે બિમાર હોય અથવા મુસાફરીમાં હોય અથવા તમારા માંથી કોઇ કુદરતી હાજતથી આવે અથવા તમે પત્નીઓ સાથે સમાગમ કર્યું હોય અને તમને પાણી ન મળે તો સાફ માટી વડે પવિત્રતા પ્રાપ્ત કરો અને પોતાના ચહેરા તથા હાથ પર ફેરવી લો, નિ:શંક અલ્લાહ તઆલા માફ કરનાર, દરગુજર કરનાર છે.

૪૪) શું તમે તેઓને નથી જોયા ? જેમને કિતાબનો કેટલોક ભાગ આપવામાં આવ્યો છે, તે પથભ્રષ્ટતાને ખરીદે છે અને ઇચ્છે છે કે તમે પણ માર્ગથી ભટકી જાઓ.

૪૫) અલ્લાહ તઆલા તમારા શત્રુઓને ખૂબ સારી રીતે જાણે છે અને અલ્લાહ તઆલાનું સાથી થવું પૂરતું છે અને અલ્લાહ તઆલાની મદદ મેળવવી પણ પૂરતી છે.

૪૬) કેટલાક યહૂદીઓ શબ્દોને તેમની યોગ્ય જગ્યાએથી ફેરવી નાખે છે અને કહે છે કે અમે સાંભળ્યું અને અવજ્ઞા કરી અને સાંભળ, તારી (વાત) સાંભળવામાં ન આવે, અને અમને છૂટ આપ (પરંતુ આવું કહેવામાં) પોતાની જીભને મરડી નાખે છે અને દીન વિશે મહેણાંટોણાં મારે છે અને જો આ લોકો કહી દે કે અમે સાંભળ્યું અને અમે આજ્ઞાકારી બન્યા અને તમે સાંભળો અને અમને જુઓ તો આ તે લોકો માટે ઘણું જ ઉત્તમ અને યોગ્ય હોત, પરંતુ અલ્લાહ તઆલાએ તેઓના ઇન્કાર ના કારણે તેઓ પર લઅનત (ફિટકાર) કરી છે. બસ ! આ લોકોમાં ઘણા ઓછા ઈમાન લાવે છે.

૪૭) હે કિતાબવાળાઓ ! જે કંઈ અમે અવતરિત કર્યું છે, તે તેની પણ પુષ્ટિ કરવાવાળું છે, જે તમારી પાસે છે, તેના પર ઈમાન લાવો, તે પહેલા કે અમે ચહેરા બગાડી નાખીએ અને તેઓને પાછા ફેરવી પીઠ તરફ કરી નાખીએ, અથવા તેઓ પર લઅનત (ફિટકાર) કરી દઇએ જેવી કે અમે શનિવારના દિવસવાળાઓ પર લઅનત કરી, અલ્લાહ તેનું કાર્ય કરી દેનાર છે.

૪૮) નિ:શંક અલ્લાહ તઆલા પોતાની સાથે ભાગીદાર ઠેરવનારને માફ નથી કરતો અને તે સિવાય જેને ઇચ્છે માફ કરી દે છે અને જે અલ્લાહ તઆલાનો ભાગીદાર ઠેરવે તેણે ઘણું જ મોટું પાપ અને જુઠાણું ઘડ્યું.

૪૯) શું તમે તેઓને નથી જોયા, જે પોતાની પવિત્રતા અને પ્રશંસા પોતે જ કરે છે ? પરંતુ અલ્લાહ તઆલા જેને ઇચ્છે પવિત્ર કરે છે, કોઇના પર એક દોરા બરાબર પણ અત્યાચાર કરવામાં નહીં આવે.

૫૦) જૂઓ ! આ લોકો અલ્લાહ તઆલા પર કેવી રીતે જૂઠ ઘડે છે અને આ (કાર્ય) ખુલ્લા પાપ માટે પૂરતું છે.

૫૧) શું તમે તેઓને નથી જોયા જેમને કિતાબનો કેટલોક ભાગ મળ્યો છે ? જે મૂર્તિ પૂજા અને જુઠાં પૂજ્યની માન્યતા રાખે છે અને ઇન્કાર

કરનારાઓ વિશે કહે છે કે આ લોકો ઈમાનવાળાઓ કરતા વધારે સત્ય માર્ગ પર છે.

૫૨) આ જ તે લોકો છે, જેમના પર અલ્લાહ તઆલાએ લઅનત કરી છે અને જેના પર અલ્લાહ તઆલા લઅનત કરી દે તો તમે તેનો કોઇ મદદ કરનાર નહીં જુઓ.

૫૩) શું તેઓનો કોઇ ભાગ સામ્રાજ્યમાં છે ? જો આવું હોય તો પછી આ લોકો કોઇને એક ખજૂરના ઠળિયાના છોંતરા બરાબર પણ નહીં આપે.

૫૪) અથવા આ લોકો અદેખાઇ કરે છે, તે લોકો ઉપર જેમને અલ્લાહ તઆલાએ પોતાની કૃપાથી આપ્યું છે, બસ ! અમે તો ઇબ્રાહીમના સંતાનોને કિતાબ અને હિકમત પણ આપી છે અને મોટું સામ્રાજ્ય પણ આપ્યું છે.

૫૫) પછી તેઓ માંથી કેટલાકે આ કિતાબનું અનુસરણ કર્યુ અને કેટલાકે અનુસરણ ન કર્યુ અને જહન્નમમાં બાળી નાખવું પૂરતું છે.

૫૬) જે લોકોએ અમારી આયતોનો ઇન્કાર કર્યો તેઓને અમે ચોક્કસ આગમાં નાંખી દઇશું, જ્યારે તેઓની ચામડી પાકી જશે અમે તેમની ચામડી બદલી નાખીશું, જેથી તેઓ યાતનામાં પડયા રહે, નિ:શંક અલ્લાહ તઆલા વિજયી, હિકમત વાળો છે.

૫૭) અને જે લોકો ઈમાન લાવ્યા અને સત્કાર્યો કર્યા અમે નજીક માંજ તેઓને તે જન્નતોમાં લઇ જઇશું જેની નીચે નહેરો વહી રહી છે, જેમાં તેઓ હંમેશા રહેશે, તેઓ માટે ત્યાં પવિત્ર પત્નીઓ હશે અને અમે તેઓને ઉત્તમ છાંયડામાં લઇ જઇશું.

૫૮) અલ્લાહ તઆલા તમને જરૂરી આદેશ આપે છે કે અમાનતદારોને તેમની અમાનત પહોંચાડી દો અને જ્યારે લોકો માટે ચુકાદો કરો તો ન્યાયથી કરો, નિ:શંક આ ઉત્તમ વસ્તુ છે જેની શિખામણ તમને અલ્લાહ તઆલા આપી રહ્યો છે, નિ:શંક અલ્લાહ તઆલા સાંભળે છે, જુએ છે.

૫૯) હે ઈમાનવાળાઓ ! આજ્ઞાનું પાલન કરો, અલ્લાહ તઆલા અને પયગંબરની અને તમારા માંથી જેઓ (શાસક તથા ધર્મગુરૂઓ) છે, પછી જો કોઇ વસ્તુમાં વિવાદ કરો તો તેને અલ્લાહ અને પયગંબર તરફ ફેરવી દો, જો તમને અલ્લાહ તઆલા પર અને કયામતના દિવસ પર ઈમાન હોય, આ ઘણું જ ઉત્તમ છે અને પરિણામ પણ શ્રેષ્ઠ છે.

૬૦) શું તમે તેને નથી જોયા ? જેઓનો દાવો તો એ છે કે જે કંઈ તમારા પર અને જે કંઈ તમારા કરતા પહેલા અવતરિત કરવામાં આવ્યું તેના પર તેઓનું ઈમાન છે, પરંતુ તેઓ પોતાના ચુકાદા “તાગૂત” તરફ લઇ જવાનું ઇચ્છે છે જો કે તેઓને આદેશ આપવામાં આવ્યો છે કે શેતાનનો વિરોધ કરે, શેતાન તો ઇચ્છે છે કે તેમને ફોસલાવી દૂર નાખી દે.

૬૧) તેઓને જ્યારે પણ કહેવામાં આવે છે કે અલ્લાહ તઆલાએ અવતરિત કરેલ કિતાબ અને પયગંબર તરફ આવો તો તમે જોઇ લેશો કે આ ઢોંગીઓ તમારાથી મોઢું ફેરવી રોકાઇ જાય છે.

૬૨) શું વાત છે કે જ્યારે તેઓ પર તેઓના કાર્યોના કારણે કોઇ મુસીબત આવી પહોંચે છે તો તેઓ તમારી પાસે આવી અલ્લાહ તઆલાની સોગંદો ખાય છે કે અમારી ઇચ્છા તો ફકત ભલાઇ અને મેળાપ કરવાની જ હતો.

૬૩) આ તે લોકો છે જેઓ ના હૃદયોના ભેદ અલ્લાહ તઆલા ખૂબ સારી રીતે જાણે છે, તમે તેઓથી અળગા રહો, તેઓને શિખામણ આપતા રહો અને તેઓને તે વાત કહો જે તેઓના હૃદયોમાં બેસી જનારી હોય.

૬૪) અમે દરેક પયંગબરને ફકત એટલા માટે જ મોકલ્યા કે અલ્લાહ તઆલાના આદેશથી તેની આજ્ઞાનું પાલન કરવામાં આવે અને જો આ લોકો, જ્યારે તેઓએ પોતાના પર અત્યાચાર કર્યો હતો, તમારી પાસે આવી જતા અને અલ્લાહ થી માફી માંગતા અને પયગંબર પણ

તેઓના માટે માફી માંગતા, તો તેઓ નિ:શંક અલ્લાહ તઆલાને માફ કરનાર અને દયાળુ પામતા.

૬૫) તો સોગંદ છે તારા પાલનહારની, આ લોકો ઈમાનવાળા ન હોઇ શકતા, જ્યાં સુધી કે દરેક અંદરોઅંદરના વિવાદોમાં તમને ન્યાયકરતા ન માની લે, પછી જે ફેંસલો તમે તેઓ માટે કરી લો તેનાથી પોતાના મનમાં કોઇ પણ પ્રકારની તંગી અને નાખુશી ન અનુભવે અને આજ્ઞાકારી સાથે માની લે.

૬૬) અને જો અમે તેઓ માટે ફરજિયાત કરી દેતા કે પોતાના જીવોને કતલ કરી નાખો અથવા પોતાના ઘરો માંથી નીકળી જાવ તો આ આદેશનું પાલન તેઓ માંથી ઘણા જ ઓછા લોકો કરતા અને જો આ લોકો તે જ કરે જેની તેઓને શિખામણ આપવામાં આવે છે તો નિ:શંક આ જ તેઓ માટે ઉત્તમ અને ઘણું જ મજબૂત હશે.

૬૭) અને જેથી તેઓને અમે અમારી પાસેથી ઘણો જ સવાબ આપીએ.

૬૮) અને ખરેખર તેઓને સત્યમાર્ગ બતાવીએ.

૬૯) અને જે પણ અલ્લાહ તઆલા અને પયગંબરની આજ્ઞાનું પાલન કરશે તે, તે લોકો સાથે હશે જેમના પર અલ્લાહ તઆલાએ કૃપા કરી છે જેવી રીતે પયગંબર, સાચા લોકો, શહીદ અને સદાચારી લોકો, આ લોકો ઉત્તમ સાથી છે.

૭૦) આ કૃપા અલ્લાહ તઆલા તરફથી છે અને અલ્લાહ તઆલા જાણનાર, પૂરતો છે.

૭૧) હે મુસલમાનો ! પોતાના બચાવ માટેનો સામાન લઇ લો, પછી જૂથ-જૂથ બનીને આગળ વધો, અથવા દરેક લોકો એકઠાં થઇને નીકળી જાવ.

૭૨) અને નિ:શંક તમારા માંથી કેટલાક તેઓ પણ છે જેઓ પાછળ રહી જાય છે, પછી જ્યારે તમને કોઇ નુકસાન પહોંચે તો કહે છે કે અલ્લાહ તઆલાએ મારા પર મોટી કૃપા કરી, કે હું તેઓની સાથે ન હતો.

૭૩) અને જો તમને અલ્લાહ તઆલાની કોઇ કૃપા પહોંચે તો એવી રીતે કહે છે કે તમારી સાથે તેઓની કોઇ મિત્રતા હતી જ નહીં કહે છે કે કદાચ ! હું પણ તેઓ સાથે હોત તો મોટી સફળતા મેળવી શક્તો.

૭૪) બસ ! જે લોકો દુનિયાના જીવનને આખેરતના બદલામાં વેચી નાખે છે તેઓએ અલ્લાહ તઆલાના માર્ગમાં લડવું જોઇએ અને જે વ્યક્તિ અલ્લાહ તઆલાના માર્ગમાં લડતા શહીદ થઇ જાય અથવા વિજય મેળવી લે, નિ:શંક તેઓને અમે ઘણો જ સવાબ આપીશું.

૭૫) શું કારણ છે કે તમે અલ્લાહ તઆલાના માર્ગમાં અને તે નબળા પુરુષો, સ્ત્રીઓ અને નાના બાળકોના છુટકારા માટે જેહાદ ન કરો ? જે આવી રીતે દુઆઓ કરી રહ્યા છે કે હે અમારા પાલનહાર ! આ અત્યાચારીઓ ની વસ્તીથી અમને મુક્તિ આપ અને અમારા માટે તારા પોતાના તરફથી દેખરેખ કરનાર નક્કી કર અને અમારા માટે ખાસ તારી પોતાની તરફથી મદદ કરનાર બનાવ.

૭૬) જે લોકો ઈમાન લાવ્યા છે તે લોકો અલ્લાહના માર્ગમાં જેહાદ કરે છે અને જે લોકો ઇન્કાર કરે છે તે અલ્લાહ તઆલા સિવાય બીજા લોકો માટે લડે છે, બસ ! તમે શેતાનના સાથીઓ સાથે લડાઇ કરો, ખરેખર શેતાનની યુક્તિઓ ઘણી જ નબળી છે.

૭૭) શું તમે તેઓને નથી જોયા જેઓને આદેશ આપવામાં આવ્યો હતો કે પોતાના હાથોને રોકી રાખો અને નમાઝ પઢતા રહો અને ઝકાત આપતા રહો, પછી જ્યારે તેઓને જેહાદનો આદેશ આપવામાં આવ્યો તો તે જ સમયે તેઓનું એક જૂથ લોકોથી એવી રીતે ડરવા લાગ્યું જેવું કે અલ્લાહ તઆલાથી ડરતા હોય, પરંતુ તેના કરતા પણ વધારે અને

કહેવા લાગ્યા, હે અમારા પાલનહાર ! તેં અમારા પર જેહાદ કેમ ફરજિયાત કરી દીધું ? કેમ અમને થોડુંક જીવન વધારે ન આપ્યું ? તમે કહી દો કે દુનિયાનો સોદો ઘણો જ ઓછો છે અને ડરવાવાળાઓ માટે તો આખેરત જ ઉત્તમ છે અને તમારા પર એક દોરા બરાબર પણ અત્યાચાર કરવામાં નહીં આવે.

૭૮) તમે જ્યાં પણ હોવ, મૃત્યુ તમને આવી પહોંચશે, ભલેને તમે મજબૂત કિલ્લાઓમાં હોય અને જો તેઓને કોઇ ભલાઇ પહોંચે છે તો કહે છે આ અલ્લાહ તઆલા તરફથી છે અને જો કોઇ બુરાઇ પહોંચે છે તો કહે છે કે આ તારા તરફથી છે, તેઓને કહી દો કે આ બધું જ અલ્લાહ તઆલા તરફથી જ છે, તેઓને શું થઇ ગયું છે કે કોઇ વાત સમજવા માટે તૈયાર નથી.

૭૯) તમને જે ભલાઇ પહોંચે છે તે અલ્લાહ તઆલા તરફથી છે અને જે બુરાઇ પહોંચે છે તે તમારા પોતાના તરફથી છે, અમે તમને દરેક લોકો માટે આદેશ પહોંચાડનાર બનાવીને મોકલ્યા છે અને અલ્લાહ તઆલા સાક્ષી માટે પૂરતો છે.

૮૦) તે પયગંબરનું જે અનુસરણ કરે તેણે જ અલ્લાહ તઆલાની આજ્ઞાનું પાલન કર્યું અને જે મોઢું ફેરવી લે તો અમે તમને તેમના પર દેખરેખ કરનારા બનાવીને નથી મોકલ્યા.

૮૧) આ લોકો (તમારા) અનુસરણની વાતો તો કહે છે પછી જ્યારે તમારી પાસેથી ઉઠીને બહાર જાય છે તો તેઓનું એક જૂથ જે વાત તમે અથવા તેઓએ કહી છે તેના વિરોધમાં રાત્રે સલાહસૂચન કરે છે, તેઓની રાતની વાતચીત અલ્લાહ લખી રહ્યો છે, તો તમે તેઓથી મોઢું ફેરવી લો અને અલ્લાહ પર વિશ્વાસ રાખો, અલ્લાહ તઆલા મિત્રતા માટે પૂરતો છે.

૮૨) શું આ લોકો કુરઆનમાં ચિંતન નથી કરતા ? જો આ અલ્લાહ તઆલા

સિવાય બીજા કોઇ તરફથી હોત તો ખરેખર તેમાં ઘણો જ વિવાદ જોતા.

૮૩) જ્યારે તેઓને કોઇ ખબર શાંતિ અને ભયની મળી, તેઓ તેનો પ્રચાર કરવાનો શરૂ કરી દે છે, જો કે આ લોકો આ (વાત) ને પયગંબર અને પોતાના માંથી તેવા લોકોને સોંપી દે છે જેઓ વાતના મૂળ સુધી પહોંચી જાય છે, તો તેની વાસ્તવિકતાને જાણી લેતા, જેઓ પરિણામને પારખી લે છે. અને જો અલ્લાહ તઆલાની કૃપા અને તેની કૃપા તમારા પર ન હોત તો થોડાક લોકો સિવાય તમે સૌ શેતાનના અનુયાયી બની જતા.

૮૪) તમે અલ્લાહ તઆલાના માર્ગમાં જેહાદ કરતા રહો, તમને ફકત તમારા માટે જ આદેશ આપવામાં આવે છે, હાં ઈમાનવાળાઓને પ્રોત્સાહન આપતા રહો, શક્ય છે કે અલ્લાહ તઆલા ઇન્કાર કરનારાઓના યુદ્ધને રોકી લે અને અલ્લાહ તઆલા ખૂબ જ તાકાતવાળો છે અને યાતના આપવામાં પણ સખત છે.

૮૫) જે વ્યક્તિ કોઇ સત્કાર્ય અથવા ભલાઇના કાર્યની ભલામણ કરે તેને પણ તેનો થોડોક ભાગ મળશે અને જે બુરાઇ અને ખરાબ કૃત્યની ભલામણ કરે તેના માટે પણ તેમાંથી એક ભાગ છે અને અલ્લાહ તઆલા દરેક વસ્તુ પર શક્તિ ધરાવે છે.

૮૬) અને જ્યારે તમને સલામ કરવામાં આવે તો તમે તેના કરતા સારો જવાબ આપો, અથવા તે જ શબ્દોમાં કહી દો, નિ:શંક અલ્લાહ તઆલા દરેક વસ્તુનો હિસાબ લેવાવાળો છે.

૮૭) અલ્લાહ તે છે, જેના સિવાય કોઇ પૂજ્ય નથી, તે તમને સૌને ચોક્કસ કયામતના દિવસે ભેગા કરશે, જેના આવવામાં કોઇ શંકા નથી, અલ્લાહ તઆલા સિવાય સાચી વાત કરનાર બીજો કોણ હોઇ શકે.

૮૮) તમને શું થઇ ગયું છે કે ઢોંગીઓ વિશે બે જૂથ બની ગયા છો ? તેઓને

તેઓના કાર્યોના કારણે ઊંધા કરી નાખવામાં આવ્યા છે, હવે તમે શું એવું ઇચ્છો છો કે અલ્લાહ તઆલાએ પથભ્રષ્ટ કરેલા લોકોને તમે સત્યમાર્ગ પર લાવી દો, જેને અલ્લાહ તઆલા માર્ગથી ભટકાવી દે તમે ક્યારેય તેના માટે કોઇ માર્ગ નહીં પામો.

૮૯) તેઓની ઇચ્છા છે કે જેવી રીતે તેઓ ઇન્કાર કરનારા છે તમે પણ તેઓની જેમ ઇન્કાર કરવા લાગો અને પછી બધા સરખા બની જાવ, બસ ! જ્યાં સુધી આ લોકો ઇસ્લામ માટે વતન ન છોડે, તેઓ માંથી કોઇને પણ સાચા મિત્ર ન બનાવો, પછી જો આ લોકો મોઢું ફેરવી લે તો તેઓને પકડો અને કતલ કરી દો જ્યાં પણ તેઓ મળી જાય, ખબરદાર ! તેઓ માંથી કોઇને પણ પોતાનો મિત્ર અને મદદ કરનાર ન સમજી લેશો.

૯૦) તે લોકો સિવાય, જે તે જૂથના હોય જેમની સાથે તમારો કરાર થઇ ચૂકયો છે, અથવા જે તમારી પાસે તે પરિસ્થિતિમાં આવે કે તમારી સાથે યુદ્ધ કરવાનો ઇરાદો નથી અને પોતાના લોકો સાથે પણ યુદ્ધ કરવાની ઇચ્છા નથી અને જો અલ્લાહ તઆલા ઇચ્છતો તો તેઓને તમારા પર પ્રભુત્વ આપી દેતો અને તેઓ તમારી સાથે ચોક્કસ યુદ્ધ કરતા, બસ ! જો આ લોકો તમારાથી અળગા રહે અને તમારી સાથે યુદ્ધ ન કરે અને તમારી પાસે શાંતિનો સંદેશ મોકલે, તો અલ્લાહ તઆલાએ તમારા માટે તેઓ સાથે લડાઇ બાબતે કોઇ માર્ગ નથી રાખ્યો.

૯૧) તમે કેટલાક લોકોને એવા પણ જોશો જેઓની ઇચ્છા છે કે તમારી સાથે પણ શાંતિથી રહે અને પોતાના લોકો સાથે પણ શાંતિથી રહે, (પરંતુ) જ્યારે પણ ફિત્નાની તક મળે તો ઊંધા થઇ તેમાં પડી જાય છે, બસ ! જો આ લોકો તમારાથી અળગા ન રહે અને તમારી સાથે શાંતિની વાત ન કરે અને પોતાના હાથને ન રોકે તો તેઓને પકડો અને મારી નાખો, જ્યાં પણ જુઓ. આ જ તે લોકો છે જેમના પર અમે તમને ખુલ્લો

અધિકાર આપ્યો છે.

૯૨) કોઇ ઈમાનવાળા માટે બીજા ઈમાનવાળા ભાઇને કતલ કરી નાખવું યોગ્ય નથી પરંતુ જો ભૂલથી થઇ જાય (તે અલગ વાત છે), જે વ્યક્તિ કોઇ મુસલમાનને કારણ વગર કતલ કરી દે તેના પર એક મુસલમાન દાસને મુકત કરવું અને કતલ થયેલ ના સગાઓને (ખૂનના બદલામાં સો ઊંટ બરાબરનું ધન) આપવાનું રહેશે, હાં તે અલગ વાત છે કે તે લોકો સદકો (દાન) સમજી માફ કરી દે અને જો કતલ થયેલ તમારા શત્રુઓ માંથી હોય અને તે મુસલમાન હોય તો ફકત એક ઈમાનવાળા દાસને મુકત કરવો જરૂરી છે અને જો કતલ થયેલ તે જૂથનો હોય કે તમારા અને તેઓની વચ્ચે કરાર થયેલો છે તો ખૂનના બદલામાં ધન જરૂરી છે, જે તેના સગાઓને આપવામાં આવશે અને એક મુસલમાન દાસને મુકત કરવું પણ (જરૂરી છે). બસ ! જેની પાસે (દાસ અથવા ધન) ન હોય તેના પર બે મહીનાના રોઝા રાખવા જરૂરી છે, અલ્લાહ તઆલા પાસે માફી મેળવવા માટે અને અલ્લાહ તઆલા ખૂબ સારી રીતે જાણનાર અને હિકમતવાળો છે.

૯૩) અને જે કોઇ, કોઇ ઈમાનવાળાને ઇરાદાપૂર્વક કતલ કરી દે તેની સજા જહન્નમ છે, જેમાં તે હંમેશા રહેશે, તેના પર અલ્લાહ તઆલાનો ગુસ્સો છે, તેના પર અલ્લાહ તઆલાએ લઅનત કરી છે અને તેના માટે મોટી યાતના તૈયાર કરી રાખી છે.

૯૪) હે ઈમાનવાળાઓ ! જ્યારે તમે અલ્લાહ ના માર્ગમાં નીકળો તો તપાસ કરી લો અને જે તમને સલામ કરે તમે તેને એવું ન કહી દો કે તું ઈમાનવાળો નથી, તમે દુનિયાના જીવનની શોધમાં હોવ તો અલ્લાહ તઆલા પાસે પુષ્કળ કૃપા છે. પહેલા તમે પણ આવા જ હતા, પછી અલ્લાહ તઆલાએ તમારા પર ઉપકાર કર્યો, જેથી તમે જરૂરથી તપાસ કરી લો, નિ:શંક અલ્લાહ તઆલા તમારા કાર્યોની ખબર

રાખનાર છે.

૯૫) પોતાના પ્રાણ અને ધન વડે અલ્લાહના માર્ગમાં જેહાદ કરનાર ઈમાનવાળાઓ અને કારણ વગર બેસી રહેનાર ઈમાનવાળાઓ બન્ને સરખા નથી, પોતાના ધન અને પ્રાણ વડે જેહાદ કરનારને બેસી રહેનાર પર અલ્લાહ તઆલાએ દરજ્જામાં ઘણી જ શ્રેષ્ઠતા આપી રાખી છે અને આમ તો અલ્લાહ તઆલાએ દરેકને કૃપા અને સારા વળતરનું વચન આપી રાખ્યું છે, પરંતુ જેહાદ કરનારાઓને બેસી રહેવાવાળા પર ખૂબ જ મોટા વળતરની શ્રેષ્ઠતા આપી રાખી છે.

૯૬) પોતાના તરફથી દરજ્જા અને માફીની પણ તથા કૃપા ની પણ અને અલ્લાહ તઆલા માફ કરનાર અને દયાળુ છે.

૯૭) જે લોકો પોતાના પર અત્યાચાર કરનારા છે, જ્યારે ફરિશ્તાઓ તેનો પ્રાણ કાઢે છે તો પૂછે છે તમે કેવી સ્થિતિમાં હતા ? આ લોકો જવાબ આપે છે કે અમે અમારી જગ્યાએ અશક્ત અને વિવશ હતા, ફરિશ્તાઓ જવાબ આપે છે શું અલ્લાહ તઆલાની ધરતી વિશાળ ન હતી કે તમે હિજરત કરી જતા ? આ જ તે લોકો છે જેમનું ઠેકાણું જહન્નમ છે અને તે ખરાબ ઠેકાણું છે.

૯૮) પરંતુ જે પુરુષ, સ્ત્રીઓ અને બાળકો લાચાર છે, જેમની પાસે ન તો કોઇ કારણ છે અને ન તો કોઇ રસ્તો છે.

૯૯) ઘણુંજ શક્ય છે અલ્લાહ તઆલા તેઓને માફ કરી દે, અલ્લાહ તઆલા માફ કરનાર દરગુજર કરનાર છે.

૧૦૦) જે કોઇ અલ્લાહના માર્ગમાં હિજરત કરશે તેઓ ધરતી પર ઘણી જ રહેવાની જગ્યાઓ પામશે અને વિશાળતા પણ અને જે કોઇ પોતાના ઘરેથી અલ્લાહ તઆલા અને તેના પયગંબર તરફ નીકળી ગયો, પછી જો તે મૃત્યુ પામ્યો તો પણ ચોક્કસપણે તેનો સવાબ અલ્લાહ તઆલા પર નક્કી થઇ ગયો અને અલ્લાહ તઆલા ઘણો જ માફ

કરનાર, દયા કરનાર છે.

૧૦૧) જ્યારે તમે મુસાફરીમાં હોય તો તમારા પર નમાઝોને કસ્ર ( સંક્ષિપ્ત) કરવામાં કોઈ ગુનો નથી, જો તમને ભય હોય કે ઇન્કાર કરનારાઓ તમને સતાવશે, નિ:શંક ઇન્કાર કરનારાઓ તમારા ખુલ્લા દુશ્મન છે.

૧૦૨) જ્યારે તમે તેઓની સાથે હોવ અને તેઓની વચ્ચે નમાઝ પઢવા લાગો તો, તેઓનું એક જૂથ તમારી સાથે પોતાના શસ્ત્રો લઇ ઊભું હોય, પછી જ્યારે આ લોકો સિજદો કરી લે, તો આ લોકો હટીને તમારી પાછળ આવી જાય અને તે બીજું જૂથ જેણે નમાઝ નથી પઢી તેઓ આવી જાય અને તમારી સાથે નમાઝ પઢે અને પોતાનો બચાવ અને શસ્ત્રો લઇ ઊભા રહે, ઇન્કાર કરનારાઓ ઇચ્છે છે કે કોઇ પણ રીતે તમે પોતાના શસ્ત્રો અને સામાનથી અજાણ થઇ જાવ, તો તેઓ તમારા પર અચાનક ચઢાઇ કરે, હાં પોતાના શસ્ત્રો ઉતારવામાં તે સમયે તમારા પર કોઇ ગુનો નથી જ્યારે કે તમને તકલીફ હોય અથવા વરસાદના અથવા બિમારીના કારણે અને પોતાના રક્ષણ માટેની વસ્તુઓ સાથે રાખો, નિ:શંક અલ્લાહ તઆલાએ ઇન્કાર કરનારાઓ માટે અપમાનિત કરી દેનારી યાતના તૈયાર કરી રાખી છે.

૧૦૩) પછી જ્યારે તમે નમાઝ પઢતા રહો, ઊભા-ઊભા, બેઠાં-બેઠાં અને સૂતાં-સૂતાં અલ્લાહ તઆલાના નામનું સ્મરણ કરતા રહો અને જ્યારે શાંતિ મળે ત્યારે નમાઝ પાબંદી સાથે પઢો, નિ:શંક નમાઝ ઈમાનવાળાઓ માટે નક્કી કરેલ સમય પર પઢવી જરૂરી છે.

૧૦૪) તે લોકોનો પીછો કરવામાં નબળા ન પડો, જો તમને તકલીફ પહોંચતી હોય તો તેઓને પણ તમારી જેમ જ તકલીફ પહોંચે છે અને તમે અલ્લાહ તઆલાથી તે અપેક્ષા રાખો છો જે અપેક્ષાઓ તેઓને નથી અને અલ્લાહ તઆલા જાણનાર, હિકમતવાળો છે.

૧૦૫) નિ:શંક અમે તમારી તરફ સત્ય સાથે પોતાની કિતાબ અવતરિત કરી,

જેથી તમે લોકોમાં તે વસ્તુ વિશે ન્યાય કરો, જેના વિશે અલ્લાહ તઆલાએ તમને શિખવાડ્યું છે અને અપ્રમાણિક લોકોના મદદ કરનારા ન બનો.

૧૦૬) અને અલ્લાહ તઆલા પાસે માફી માંગો, નિ:શંક અલ્લાહ તઆલા માફ કરનાર, કૃપા કરનાર છે.

૧૦૭) અને તે લોકો તરફથી ઝઘડો ન કરો જેઓ પોતાના વિશે જ અપ્રમાણિકતા દાખવે છે, નિ:શંક અપ્રમાણિક, પાપીને અલ્લાહ તઆલા પસંદ કરતો નથી.

૧૦૮) તે લોકોથી છુપાઇ જાય છે (પરંતુ) અલ્લાહ તઆલાથી છૂપાઇ શકતા નથી, તે રાત્રિના સમયે જ્યારે કે અલ્લાહ ની અનિચ્છનીય વાતો વિશે સલાહસૂચન કરે છે, તે સમયે પણ અલ્લાહ તેઓની સાથે હોય છે, તેઓના દરેક કાર્યોને તેણે ઘેરાવવમાં રાખેલ છે.

૧૦૯) હાં તો તમે જ છો તે લોકો, જેમણે દુનિયામાં તેઓની મદદ કરી, પરંતુ અલ્લાહ તઆલા સમક્ષ કયામતના દિવસે તેઓની મદદ કોણ કરશે ? અને તે કોણ છે જે તેઓનો વકીલ બની ઉભો રહેશે ?

૧૧૦) જે વ્યક્તિ કોઇ ખરાબ કૃત્ય કરે અથવા પોતાના જીવ પર અત્યાચાર કરે પછી અલ્લાહ તઆલાથી માફી માંગે તો તે અલ્લાહને માફ કરનાર, દયાળુ પામશે.

૧૧૧) અને જે ગુનો કરે છે તેનો ભાર તેના પર જ છે અને અલ્લાહ ખૂબ સારી રીતે જાણનાર અને પૂરે-પૂરો હિકમતવાળો છે.

૧૧૨) અને જે વ્યક્તિ કોઇ પાપ અથવા ભૂલ કરી કોઇ નિર્દોષના માથે આક્ષેપ મૂકે તો તેણે ખૂબ જ મોટો આરોપ લગાવ્યો અને ખુલ્લું પાપ કર્યુ.

૧૧૩) જો અલ્લાહ તઆલાની કૃપા અને દયા તારા પર ન હોત તો તેઓના

એક જૂથે તો તમને ભ્રમમાં નાખી દેવાનો નિર્ણય કરી લીધો હતો, પરંતુ ખરેખર આ લોકો પોતાને જ પથભ્રષ્ટ કરે છે, આ તમારું કંઈ જ બગાડી શકતા નથી, અલ્લાહ તઆલાએ તમારા પર કિતાબ અને હિકમત અવતરિત કરી અને તમને તે શિખવાડ્યું છે જેને તમે જાણતા ન હતા અને અલ્લાહ તઆલાની તમારા પર ઘણી જ મોટી કૃપા છે.

૧૧૪) તેઓના વધારે પડતા ગુપ્ત સૂચનોમાં કોઇ ભલાઇ નથી, હાં ભલાઇ તેઓના સલાહસૂચનોમાં છે જેઓ દાન કરવામાં અથવા સત્કાર્યમાં તથા લોકોમાં મેળાપ કરવાનો આદેશ આપે, અને જે વ્યક્તિ ફકત અલ્લાહ તઆલાની પ્રસન્નતા ઇચ્છતા આ કાર્ય કરે તેને અમે ચોક્કસપણે ખૂબ જ પ્રમાણમાં ફળ આપીશું.

૧૧૫) જે વ્યક્તિ સત્યમાર્ગ પામ્યા પછી પણ પયગંબરનો વિરોધ કરે અને દરેક ઈમાનવાળાઓનો માર્ગ છોડીને ચાલે, અમે તેને ત્યાં જ ફેરવી દઇશું જ્યાં તે પોતે ફરે અને જહન્નમમાં નાખી દઇશું, તે ઘણું જ ખરાબ ઠેકાણું છે.

૧૧૬) તેને અલ્લાહ તઆલા ક્યારેય માફ નહીં કરે જેણે તેની સાથે કોઇને ભાગીદાર ઠેરવ્યો, હાં આ પાપ સિવાય જે પાપ તે ઇચ્છશે, માફ કરી દેશે અને અલ્લાહની સાથે ભાગીદાર ઠેરવનાર ઘણીજ દૂરની પથભ્રષ્ટતામાં જતો રહે છે.

૧૧૭) આ લોકો તો અલ્લાહ તઆલાને છોડીને ફકત સ્ત્રીઓને પોકારે છે અને ખરેખર આ લોકો તો વિદ્રોહી શેતાનને પૂજે છે.

૧૧૮) જેના પર અલ્લાહએ લઅનત (ફિટકાર) કરી છે અને તેણે ભાર ઉઠાવ્યો છે કે તારા બંદાઓ માંથી નક્કી કરેલ ભાગ લઇને જ રહીશ.

૧૧૯) અને તેઓને માર્ગથી ભટકાવતો રહીશ અને ખોટી મનેચ્છાઓ તરફ દોરવતો રહીશ. અને તેઓને શિખવાડીશ કે જાનવરોના કાન ચીરી નાખે અને તેઓને કહીશ કે અલ્લાહ તઆલાએ બનાવેલી રચનામાં

ફેરફાર કરી દે, સાંભળો ! જે વ્યક્તિ અલ્લાહને છોડી શેતાનને પોતાનો મિત્ર બનાવશે તેને ખુલ્લુ નુકસાન પહોંચશે.

૧૨૦) તે તેઓને ફકત શાબ્દિક વચનો આપતો રહેશે અને હર્યા-ભર્યા બગીચાઓ બતાવશે, (પરંતુ યાદ રાખો) શેતાને જે વચનો તેઓને આપ્યા છે તે ખરેખર છેતરપિંડી છે.

૧૨૧) આ તે લોકો છે જેમની જગ્યા જહન્નમ છે, જ્યાંથી તેઓને છૂટકારો નહીં મળે.

૧૨૨) અને જે ઈમાન લાવ્યા અને ભલાઇના કાર્યો કરે, અમે તેઓને તે જન્નતોમાં પ્રવેશ આપીશું જેની નીચે ઝરણા વહી રહ્યા છે, જ્યાં તે હંમેશા રહેશે, આ છે અલ્લાહનું વચન, જે ખરેખર સાચું છે. અને કોણ છે જે પોતાની વાતમાં અલ્લાહ તઆલા કરતા વધારે સાચો હોય ?

૧૨૩) વાસ્તવિકતા ન તો તમારી મનેચ્છા પ્રમાણે છે અને ન તો તેઓની મનેચ્છા પ્રમાણે કે જેઓને કિતાબ આપવામાં આવી છે, જે બુરાઇ કરશે તેની સજા પામશે અને અલ્લાહ સિવાય કોઇ મદદ કરનાર નહીં પામે.

૧૨૪) જે ઈમાનવાળો છે, પુરુષ હોય અથવા સ્ત્રી અને તે સત્કાર્ય કરે, નિ:શંક આવા લોકો જન્નતમાં જશે, અને ખજૂરના ઠળિયાના કાણાં જેટલો પણ તેઓનો અધિકાર છીનવી નહીં આવે.

૧૨૫) દીન બાબતે તેનાથી સારો કોણ છે ? જે પોતાને અલ્લાહને સોંપી દે અને સદાચારી હોય, સાથે સાથે એકેશ્વરવાદી ઇબ્રાહીમનું અનુસરણ કરતો હોય અને ઇબ્રાહીમ (અ.સ.)ને અલ્લાહ તઆલાએ પોતાના મિત્ર બનાવી લીધા છે.

૧૨૬) આકાશો અને ધરતીમાં જે કંઈ પણ છે, બધું અલ્લાહનું જ છે અને અલ્લાહ તઆલા દરેક વસ્તુને ઘેરાવમાં લેનાર છે.

૧૨૭) તમને સ્ત્રીઓ વિશે આદેશ આપે છે, તમે કહી દો કે અલ્લાહ પોતે

તેણીઓ વિશે આદેશ આપી રહ્યો છે અને કુરઆનની તે આયતો, જે તમારી સમક્ષ તે અનાથ બાળકીઓ વિશે પઢવામાં આવે છે જેમને તેણીઓનો નક્કી કરેલ અધિકાર તમે નથી આપતા અને તેણીઓ સાથે લગ્ન કરવાની લાલચ રાખો છો અને અશક્ત બાળકો વિશે અને તે વિશે કે અનાથોનું ભરણ-પોષણ ન્યાયથી કરો, નિ:શંક અલ્લાહ તેને પૂરી રીતે જાણવાવાળો છે.

૧૨૮) જો કોઇ સ્ત્રીને પોતાના પતિ વિશે દુર્વ્યવહાર અને લાપરવાહીનો ભય હોય તો બન્ને અંદરોઅંદર જે સુલેહ કરી લે તેમાં કોઇના પર કોઇ ગુનો નથી, સુલેહ ઘણી જ ઉત્તમ વસ્તુ છે, લાલચ દરેક જીવમાં દાખલ કરી દેવામાં આવી છે, જો તમે સદ્વ્યવહાર કરો અને ડરવા લાગો, તો તમે જે કરી રહ્યા છો તેને અલ્લાહ તઆલા પૂરી રીતે જાણવાવાળો છે.

૧૨૯) તમારાથી એવું તો ક્યારેય નહીં થઇ શકે કે પોતાની દરેક પત્નીઓમાં દરેક રીતે ન્યાય કરો, ભલેને તમે તે બાબતે કેટલીય ઇચ્છા અને મહેનત કરી લો, એટલા માટે ફકત એક જ તરફ ઝુકાવ રાખી બીજી (પત્ની) ને વચ્ચે લટકાવી ન રાખો અને જો તમે સુધારો કરી લો અને ડરવા લાગો તો નિ:શંક અલ્લાહ તઆલા ખૂબ જ માફ કરનાર અને દયા કરનાર છે.

૧30) અને જો પતિ-પત્ની અલગ થઇ જાય તો અલ્લાહ તઆલા પોતાની કૃપાથી દરેકને બેનિયાઝ (નિરપેક્ષ) કરી દેશે, અલ્લાહ તઆલા આવરી લેનાર, હિકમતવાળો છે.

૧૩૧) ધરતી અને આકાશની દરેકે દરેક વસ્તુ અલ્લાહ તઆલાની જ માલિકી હેઠળ છે અને ખરેખર અમે તે લોકોને, જેમને તમારાથી પહેલાં કિતાબ આપવામાં આવી હતી અને તમને પણ, એજ આદેશ આપવામાં આવ્યો છે કે અલ્લાહથી ડરતા રહો અને જો તમે ઇન્કાર કરશો તો યાદ રાખો કે અલ્લાહ માટે જ છે જે કંઈ આકાશોમાં છે અને જે

કંઈ ધરતીમાં છે અને અલ્લાહ ઘણો જ બેનિયાઝ અને પ્રશંસાવાળો છે.

૧૩૨) અલ્લાહ માટે જ છે આકાશો અને ધરતીની દરેક વસ્તુઓ અને અલ્લાહ પૂરતો વ્યસ્થાપક છે.

૧૩૩) જો તે (અલ્લાહ) ઇચ્છે તો હે લોકો ! તે તમને સૌને લઇ જાય અને બીજાને લઇ આવે, અલ્લાહ તઆલા આના પર સંપૂર્ણ શક્તિ ધરાવે છે.

૧૩૪) જે વ્યક્તિ દુનિયાનું ફળ ઇચ્છતો હોય તો (યાદ રાખો કે) અલ્લાહ તઆલાની પાસે તો દુનિયા અને આખેરત (પરલોક) નું ફળ છે અને અલ્લાહ તઆલા ઘણું જ સાંભળનાર અને ખૂબ સારી રીતે જોવાવાળો છે.

૧૩૫) હે ઈમાનવાળાઓ ! ન્યાય કરવામાં મજબૂતાઈ સાથે અડગ રહેનાર અને અલ્લાહની પ્રસન્નતા માટે સાચી સાક્ષી આપનારા બની જાઓ, ભલેને તે તમારા પોતાની વિરૂદ્ધ હોય અથવા પોતાના માતા-પિતા અથવા સગાંસંબંધીઓના વિરૂદ્ધ હોય, તે વ્યક્તિ જો ધનવાન હોય તો અને ગરીબ હોય તો બન્નેની સાથે અલ્લાહને વધારે સંબંધ છે, એટલા માટે તમે મનેચ્છાઓની પાછળ પડી ન્યાય કરવાનું ન છોડી દો અને જો તમે ખોટી સાક્ષી આપો અને અળગા રહ્યા તો જાણી લો કે જે કંઈ પણ તમે કરશો અલ્લાહ તઆલા તે વિશે પૂરી રીતે જાણનાર છે.

૧૩૬) હે ઈમાનવાળાઓ ! અલ્લાહ તઆલા પર, તેના પયગંબર પર અને તે કિતાબ પર જે તેણે પોતાના પયગંબર પર અવતરિત કરી છે અને તે કિતાબો પર જે આ પહેલા તેણે અવતરિત કરી છે, ઈમાન લાવો. જે વ્યક્તિ અલ્લાહ તઆલા, તેના ફરિશ્તાઓ, તેની કિતાબો, તેના પયગંબરો, અને કયામતના દિવસનો ઇન્કાર કરે તે તો ઘણી જ દૂરની પથભ્રષ્ટતામાં પડી ગયો.

૧૩૭) જે લોકોએ ઈમાન કબૂલ કરી પછી ઇન્કાર કર્યો ફરી ઈમાન લાવી પાછો ઇન્કાર કર્યો ફરી પોતાના ઇન્કારમાં વધી ગયા, અલ્લાહ તઆલા ખરેખર તેઓને માફ નહીં કરે અને ન તો તેઓને સત્યમાર્ગ બતાવશે.

૧૩૮) ઢોંગીઓને તે આદેશ પહોંચાડી દો કે તેઓ માટે દુ:ખદાયી યાતના ચોક્કસપણે છે.

૧૩૯) જે લોકો મુસલમાનોને છોડીને ઇન્કાર કરનારાઓને મિત્ર બનાવે છે, શું તેઓ પાસે ઇજ્જત શોધવા જાય છે ? (તો યાદ રાખો કે) ઇજ્જત તો પૂરેપૂરી અલ્લાહ તઆલાના હાથમાં છે.

૧૪૦) અને અલ્લાહ તઆલા તમારી પાસે પોતાની કિતાબમાં આ આદેશ આપી ચૂકયો છે કે તમે જ્યારે કોઇ સભાવાળાઓને અલ્લાહ તઆલાની આયતોનો ઇન્કાર કરતા અને ઠઠ્ઠા-મશ્કરી કરતા સાંભળો તો તે સભામાં તેઓની સાથે ન બેસો, ત્યાં સુધી કે તે લોકો આ સિવાય બીજી વાત ન કરવા લાગે, (નહીં તો) તમે પણ તે સમયે તેઓ જેવા જ છો, નિ:શંક અલ્લાહ તઆલા દરેક ઇન્કાર કરનારાઓને અને ઢોંગીઓને જહન્નમમાં ભેગા કરવાવાળો છે.

૧૪૧) આ લોકો તમારા (ખોટા પરિણામની) રાહ જુએ છે, પછી જો તમને અલ્લાહ વિજય આપે તો આ લોકો કહે છે કે શું અમે તમારા મિત્ર ન હતા ? અને જો ઇન્કાર કરનારાઓને થોડીક પણ જીત મળી જાય તો (તેમને) કહે છે કે અમે તમારા પર વિજય નહતા મેળવી શકતા અને શું અમે તમને મુસલમાનોના હાથોથી બચાવ્યા ન હતા ? બસ ! કયામતના દિવસે અલ્લાહ તઆલા પોતે તમારી વચ્ચે ન્યાય કરશે અને અલ્લાહ તઆલા ઇન્કાર કરનારાઓને ઈમાનવાળાઓ પર ક્યારેય કોઇ માર્ગ નહીં આપે.

૧૪૨) નિ:શંક ઢોંગીઓ અલ્લાહ સાથે યુક્તિઓ કરી રહ્યા છે અને તે (અલ્લાહ) તેઓને તેમની યુક્તિઓનો બદલો આપશે અને જ્યારે નમાઝ પઢવા માટે ઊભા થાય છે તો ઘણી જ સુસ્તી સાથે ઊભા થાય છે, ફકત લોકોને દેખાડો કરે છે અને અલ્લાહના નામનું સ્મરણ તો બસ થોડુંક જ કરે છે.

૧૪૩) તે (ઈમાન અને ઇન્કાર) ની વચ્ચેની સ્થિતિમાં છે, ન પૂરા તેઓની (ઇન્કાર કરનારાઓ) તરફ, ન સાચી રીતે તેમની (ઈમાનવાળાઓ) તરફ, અને જેને અલ્લાહ તઆલા પથભ્રષ્ટ કરી દે તો તમે તેના માટે કોઇ માર્ગ નહીં પામો.

૧૪૪) હે ઈમાનવાળાઓ ! ઈમાનવાળાઓને છોડી ઇન્કાર કરનારાઓને મિત્ર ન બનાવો, શું તમે એવું ઇચ્છો છો કે પોતાના પર અલ્લાહ તઆલાનો ખુલ્લો પૂરાવો તમારી વિરૂદ્ધ આપી દો ?

૧૪૫) નિ:શંક, ઢોંગીઓ તો જહન્નમના સૌથી નીચલા ભાગમાં જશે, અશક્ય છે કે તમે તેમનો કોઇ મદદ કરનાર જુઓ.

૧૪૬) હાં, જે લોકો તૌબા કરી લે અને સુધારો કરી લે અને અલ્લાહ તઆલા પર પૂરો ભરોસો રાખે અને નિખાલસતાથી અલ્લાહ માટે દીનદાર બની જાય તો આ લોકો ઈમાનવાળાઓની સાથે છે, અલ્લાહ તઆલા ઈમાનવાળાઓને ઘણું જ મોટું ફળ આપશે.

૧૪૭) અલ્લાહ તઆલા તમને સજા આપીને શું કરશે ? જો તમે આભાર વ્યકત કરતા રહો અને ઈમાનવાળા બનીને રહો, અલ્લાહ તઆલા ઘણી જ કદર કરનાર અને પૂરૂં જ્ઞાન રાખનાર છે.

૧૪૮) બૂરાઈની સાથે અવાજ ઊંચો કરવાને અલ્લાહ તઆલા પસંદ નથી કરતો, પરંતુ પીડિતને છૂટ છે અને અલ્લાહ તઆલા ખૂબ સારી રીતે સાંભળનાર, જાણનાર છે.

૧૪૯) જો તમે કોઇ સત્કાર્યને જાહેરમાં કરો અથવા છૂપી રીતે અથવા કોઇ બૂરાઈથી અળગા રહો, બસ ! ખરેખર અલ્લાહ તઆલા પૂરેપૂરો માફ કરનાર અને શક્તિ ધરાવનાર છે.

૧૫૦) જે લોકો અલ્લાહનો અને તેના પયગંબરોનો ઇન્કાર કરે છે અને જે લોકો એવું ઇચ્છે છે કે અલ્લાહ અને તેના પયગંબર વચ્ચે ભેદભાવ રાખે અને જે લોકો કહે છે કે કેટલાક પયગંબરો પર અમારું ઈમાન છે અને કેટલાક પર (ઈમાન) નથી અને ઇચ્છે છે કે (જે પયગંબર પર ઈમાન ધરાવે છે અને જે પયગંબર પર ઈમાન નથી ધરાવતા) બન્નેની વચ્ચે કોઇ માર્ગ કાઢે.

૧૫૧) નિ:શંક આ સૌ ખરેખર ઇન્કાર કરનારા છે અને ઇન્કાર કરનારાઓ માટે અમે અપમાનિત કરી દેનારી યાતના તૈયાર કરી રાખી છે.

૧૫૨) અને જે લોકો અલ્લાહ પર અને તેના દરેક પયગંબરો પર ઈમાન લાવે છે અને તેઓ માંથી કોઇની વચ્ચે ભેદભાવ નથી કરતા, આ જ લોકો છે જેને અલ્લાહ પૂરેપૂરો બદલો આપશે અને અલ્લાહ ઘણો જ માફ કરનાર, દરગુજર કરનાર છે.

૧૫૩) તમારી સમક્ષ આ કિતાબવાળાઓ શરત મૂકે છે કે તમે તેઓની પાસે કોઇ આસ્માની કિતાબ લાવો, મૂસા (અ.સ.) સમક્ષ તેઓએ આના કરતા પણ મોટી શરત મૂકી હતી, કે અમને ખુલ્લી રીતે અલ્લાહ તઆલા બતાવ, બસ ! તેઓના આ અત્યાચારના કારણે તેઓ પર કડાકા સાથે વિજળી ત્રાટકી, તેઓની પાસે ઘણા પુરાવા પહોંચી ગયા છતાં, તેઓએ વાછરડાને પોતાનો પૂજ્ય બનાવી લીધો, પરંતુ અમે આ પણ માફ કરી દીધું, અમે મૂસા (અ.સ.) ને સંપૂર્ણ વિજયી આપ્યો.

૧૫૪) અને તેઓની વાત પૂરી કરવા માટે અમે તેમની ઉપર તૂર પહાડ લાવી દીધો, અને તેઓને આદેશ આપ્યો કે સિજદો કરતા કરતા દરવાજામાં દાખલ થાઓ અને આ પણ આદેશ આપ્યો હતો કે શનિવારના દિવસ વિશે અતિરેક ન કરશો અને અમે તેઓ પાસેથી સખત વચનો લીધા.

૧૫૫) (આ યાતના હતી) વચનભંગના કારણે અને અલ્લાહના આદેશનો ઇન્કાર કરવાના કારણે અને અલ્લાહના પયગંબરોને કારણ વગર કતલ કરવાના કારણે અને તે કારણે પણ કે તેઓ એવું કહે છે કે અમારા હૃદયો પર પરદો પડયો છે, જો કે તેઓના ઇન્કાર કરવાના કારણે તેઓના હૃદયો પર અલ્લાહ તઆલાએ મહોર લગાવી દીધી છે, એટલા માટે આમાંથી ઓછા લોકો ઈમાન લાવે છે,

૧૫૬) અને તેઓના ઇન્કાર કરવાના કારણે અને મરયમ પર તહોમત બાંધવાના કારણે.

૧૫૭) અને એવું કહેવાના કારણે કે અમે અલ્લાહના પયગંબર મસીહ ઈસા બિન મરયમને કતલ કરી દીધા, જો કે ન તો તેઓએ તેમને કતલ કર્યા, ન ફાંસીએ ચઢાવ્યા, પરંતુ તેમના માટે તેમના જેવો જ (એક વ્યક્તિ) બનાવી દીધો, જાણી લો કે ઈસા અ.સ.નો વિરોધ કરવાવાળા તેમના વિશે શંકામાં છે, તેઓને તેમના વિશે કંઈ જ ખબર નથી ફકત કાલ્પનિક વાતોમાં છે, આ સત્ય છે કે તેમને કતલ કરવામાં નથી આવ્યા.

૧૫૮) પરંતુ અલ્લાહ તઆલાએ તેમને પોતાની તરફ ઉઠાવી લીધાં, અને અલ્લાહ જબરદસ્ત અને હિકમતોવાળો છે.

૧૫૯) કિતાબવાળાઓ માંથી એક પણ એવો નહીં રહે જે ઈસા (અ.સ.) ના મૃત્યુ પહેલા તેઓ પર ઈમાન નહીં લાવ્યો હોય અને કયામતના દિવસે તમે તેઓ પર સાક્ષી બનશો.

૧૬૦) જે કિંમતી વસ્તુઓ તેઓ માટે હલાલ કરવામાં આવી હતી તે વસ્તુઓ અમે તેઓ માટે હરામ કરી દીધી તેઓના અત્યાચારના કારણે અને અલ્લાહ તઆલાના માર્ગથી ઘણા લોકોને રોકવાના કારણે.

૧૬૧) અને વ્યાજ, જેનાથી રોકવામાં આવ્યા હતા તે લેવાના કારણે અને લોકોનું ધન હડપ કરવાના કારણે અને તેઓમાં જે ઇન્કાર કરનારાઓ છે અમે તેઓના માટે દુ:ખદાયક યાતના તૈયાર કરી રાખી છે.

૧૬૨) પરંતુ તેઓ માંથી જે સંપૂર્ણ અને મજબૂત જ્ઞાનવાળાઓ છે અને ઈમાનવાળાઓ છે, જે તેના પર ઈમાન લાવે છે, જે તમારી તરફ અવતરિત કરવામાં આવ્યું છે અને જે તમારાથી પહેલા અવતરિત કરવામાં આવ્યું અને નમાઝ કાયમ કરનારા અને ઝકાત આપનારા અને અલ્લાહ પર તથા કયામતના દિવસ પર ઈમાન લાવવાવાળા, આ લોકો છે, જેમને અમે ખૂબ જ મોટું ફળ આપીશું.

૧૬૩) નિ:શંક અમે તમારી તરફ એવી જ રીતે વહી કરી છે કે જેવી રીતે કે નૂહ (અ.સ.) અને તેઓ પછી આવનારા પયગંબરો તરફ કરી અને અમે વહી ઉતારી, ઇબ્રાહીમ (અ.સ.), ઇસ્માઇલ (અ.સ.), ઇસ્હાક (અ.સ.), યાકૂબ (અ.સ.) અને તેઓના સંતાન પર અને ઈસા (અ.સ.), અય્યુબ (અ.સ.), યૂનુસ (અ.સ.), હારૂન (અ.સ.) અને સુલૈમાન (અ.સ.) તરફ અને અમે દાઉદ (અ.સ.) ને "ઝબૂર" આપી.

૧૬૪) અને તમારા પહેલાના ઘણા જ પયગંબરોના કિસ્સાઓ અમે તમારી સમક્ષ વર્ણન કરી દીધા છે અને ઘણા જ પયગંબરોનું વર્ણન નથી પણ કર્યું અને મૂસા (અ.સ.) સાથે અલ્લાહ તઆલાએ સ્પષ્ટ રીતે વાત કરી.

૧૬૫) અમે તેમને પયગંબર બનાવ્યા છે, ખુશખબર આપનારા અને સચેત કરનારા, જેથી લોકો માટે કોઇ પુરાવો અને આરોપ પયગંબરોને અવતરિત કર્યા પછી અલ્લાહ તઆલા પર રહી ન જાય, અલ્લાહ તઆલા જબરદસ્ત અને હિકમતવાળો છે.

૧૬૬) જે કંઈ તમારી તરફ અવતરિત કરવામાં આવ્યું છે તે વિશે અલ્લાહ તઆલા પોતે સાક્ષી આપે છે કે તેને પોતાના જ્ઞાન વડે અવતરિત કર્યું અને ફરિશ્તાઓ પણ સાક્ષી આપે છે અને અલ્લાહ તઆલા સાક્ષી માટે પૂરતો છે.

૧૬૭) જે લોકોએ ઇન્કાર કર્યો અને અલ્લાહ તઆલાના માર્ગથી બીજાને રોકયા તે ખરેખર પથભ્રષ્ટતામાં દૂર જઇ પડયા.

૧૬૮) જે લોકોએ ઇન્કાર કર્યો અને અત્યાચાર કર્યો તેઓને અલ્લાહ તઆલા ક્યારેય માફ નહીં કરે અને ન તો તેઓને કોઇ માર્ગ બતાવશે.

૧૬૯) જહન્નમના માર્ગ સિવાય, જેમાં તેઓ હંમેશા પડ્યા રહેશે અને આ અલ્લાહ તઆલા માટે ખૂબ જ સરળ છે.

૧૭૦) હે લોકો ! તમારી પાસે તમારા પાલનહાર તરફથી સત્યવાત લઇને પયગંબર આવી પહોંચ્યા છે, બસ ! તમે ઈમાન લાવો, જેથી તમારા માટે સારું થાય અને જો તમે ઇન્કાર કરનારા બની ગયા તો અલ્લાહની જ છે તે દરેક વસ્તુ જે આકાશો અને ધરતીમાં છે અને અલ્લાહ તઆલા જ્ઞાનવાળો, હિકમતવાળો છે.

૧૭૧) હે કિતાબવાળાઓ ! પોતાના દીન વિશે હદ વટાવી જનાર ન બનો અને અલ્લાહ તઆલા માટે સત્યવાત સિવાય બીજું કંઈ ન કહો, મસીહ ઈસા બિન મરયમ (અ.સ.) તો ફકત અલ્લાહ તઆલાના પયગંબર અને તેનો કલ્મો (અલ્લાહનું આવું કહેવું થઇ જા) છે. જેને મરયમ તરફ નાંખી દીધો હતો અને તેની પાસેની રૂહ છે, એટલા માટે તમે અલ્લાહને અને તેના સૌ પયગંબરોને માનો અને ન કહો કે અલ્લાહ ત્રણ છે, આવું કહેવાથી અટકી જાવ, આ જ તમારા માટે ઉત્તમ છે, અલ્લાહ બંદગીને લાયક તો ફકત એક જ છે અને તે આ વસ્તુથી પવિત્ર છે કે તેની સંતાન હોય, તેના જ માટે છે જે કંઈ આકાશોમાં છે અને જે કંઈ ધરતીમાં છે અને અલ્લાહ કાર્યોની વ્યવસ્થા માટે પૂરતો છે.

૧૭૨) મસીહ (અ.સ.) ને અલ્લાહના બંદા હોવામાં કોઇ શરમ ક્યારેય થઇ શકતી નથી અને ન તો નિકટના ફરિશ્તાઓને, તેની બંદગીથી જે પણ શરમ અનુભવશે અને ઘમંડ અને ઇન્કાર કરે, અલ્લાહ તઆલા તેઓ સૌને પોતાની તરફ ભેગા કરશે.

૧૭૩) બસ ! જે લોકો ઈમાન લાવ્યા છે અને સત્કાર્ય કરે છે તેઓને તેઓનો પૂરેપૂરો બદલો આપવામાં આવશે અને પોતાની કૃપાથી તેઓને વધુ આપશે અને જે લોકોએ શરમ અને ઘમંડ કર્યો અને ઇન્કાર કર્યું તેઓને સખત યાતના આપશે અને તે પોતાના માટે અલ્લાહ સિવાય કોઇ મિત્ર અને મદદ કરનાર નહીં પામે.

૧૭૪) હે લોકો ! તમારી પાસે તમારા પાલનહાર તરફથી પુરાવા આવી પહોંચ્યા અને અમે તમારી તરફ સ્પષ્ટ અને સ્વચ્છ પ્રકાશ અવતરિત કરી દીધો છે.

૧૭૫) બસ ! જે લોકો અલ્લાહ તઆલા પર ઈમાન લાવ્યા અને તેના પર અડગ રહ્યા તેઓને તો તે (અલ્લાહ) નજીક માંજ પોતાની કૃપા અને દયામાં લઇ લેશે અને તેઓને પોતાની તરફનો માર્ગ બતાવી દેશે.

૧૭૬) તમારી પાસે ફતવો (ધર્માદેશ) પૂછે છે, તમે કહી દો કે અલ્લાહ તઆલા (પોતે) તમને "કલાલહ" વિશે ફતવો આપે છે, જો કોઇ વ્યક્તિ મૃત્યુ પામે જેના સંતાન ન હોય અને એક બહેન હોય તો તેના માટે છોડેલા ધન માંથી અડધો ભાગ છે અને તે ભાઇ તે બહેનનો વારસદાર બનશે, જેને સંતાન ન હોય, બસ ! જો બહેનો બે હોય તો તેઓને કુલ છોડેલા ધન માંથી 2/3 બેતૃત્યાંશ મળશે અને જો કોઇ વ્યક્તિ તે સંબંધના હોય પુરુષ અને સ્ત્રીઓ પણ તો પુરુષ માટે બે સ્ત્રીઓ બરાબર ભાગ છે, અલ્લાહ તઆલા તમારા માટે વર્ણન કરી રહ્યો છે આવું ન થાય કે તમે પથભ્રષ્ટ બની જાવ અને અલ્લાહ તઆલા દરેક વસ્તુને જાણે છે.





અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧) હે ઈમાનવાળાઓ ! વચનો પૂરા કરો, તમારા માટે ઢોરના પ્રકારના (કેટલાક) પશુઓ હલાલ કરવામાં આવ્યા છે, તે સિવાય જેના નામ વર્ણન કરી જણાવી દેવામાં આવશે, પરંતુ એહરામની સ્થિતિમાં શિકારને હલાલ સમજવાવાળા ન બનશો, નિ:શંક અલ્લાહ જે ઇચ્છે, આદેશ આપે છે.

૨) હે ઈમાનવાળાઓ ! અલ્લાહ તઆલાની પવિત્ર નિશાનીઓનો અનાદર ન કરો, ન પવિત્ર મહિનાઓનું, ન હરમમાં કુરબાન થનારા અને પટ્ટો પહેરાવેલ જાનવરોનો જે કાબા તરફ જઇ રહ્યા હોય અને ન તે લોકોનો જે અલ્લાહના ઘરના ઇરાદાથી પોતાના પાલનહારની કૃપા અને તેની પ્રસન્નતા પ્રાપ્ત કરવાના હેતુથી જઇ રહ્યા હોય, હાં જ્યારે તમે અહેરામ ઊતારી નાખો તો શિકાર કરી શકો છો, જે લોકોએ તમને મસ્જિદે હરામથી રોક્યા હતા તેઓની શત્રુતા તમને તે વાત પર ન ઉભારે કે તમે હદ વટાવી જનારા બની જાવ, સત્કાર્ય અને ડરવામાં એકબીજાની મદદ કરતા રહો અને પાપ અને અત્યાચાર કરવામાં મદદ ન કરો અને અલ્લાહ તઆલાથી ડરતા રહો, નિ:શંક અલ્લાહ તઆલા સખત યાતના આપનાર છે.

3) તમારા માટે હરામ કરવામાં આવ્યું છે મૃતક અને લોહી અને ડુક્કરનું માંસ અને જેના પર અલ્લાહ સિવાય બીજાનું નામ લેવામાં આવ્યું હોય અને જે ગળું ફસાઇ જવાથી મૃત્યુ પામ્યું હોય અને જે કોઇ મારના મૃત્યુ પામ્યું હોય અને જે ઊંચી જગ્યાએથી પડી જવાથી મૃત્યુ પામે અને જે કોઇના શિંગડા મારવાથી મૃત્યુ પામે અને જેને હિંસક પશુએ ફાડી ખાધું હોય, પરંતુ તેને તમે ઝબહ કરી દો તો હરામ નથી અને જે

જાનવર વેદી ઉપર ઝબહ કરવામાં આવ્યું હોય અને આ જાનવર પણ જે પાસાના તીરો વડે ઝબહ થયું હોય, આ બધા ગુનાના કાર્ય છે, આજે ઇન્કાર કરનારાઓ તમારા દીનથી સંપૂર્ણ નિરાશ થઇ ગયા, ખબરદાર ! તમે તેઓથી ન ડરશો અને મારાથી ડરતા રહેજો, આજે મેં તમારા માટે દીનને સંપૂર્ણ કરી દીધો અને તમારા પર મારી કૃપા પુષ્કળ કરી દીધી અને તમારા માટે ઇસ્લામના દીન હોવા પર રાજી થઇ ગયો, બસ ! જે વ્યક્તિ સખત ભૂખથી આકુળવ્યાકુળ થઇ જાય, શરત એ છે કે કોઇ ગુના તરફ તેની ઇચ્છા ન હોય, તો ખરેખર અલ્લાહ તઆલા માફ કરનાર અને ઘણો જ કૃપાળુ છે.

૪) તમને સવાલ કરે છે કે તેઓ માટે શું-શું હલાલ કરવામાં આવ્યું છે ? તમે કહી દો કે દરેક શુદ્ધ વસ્તુઓ તમારા માટે હલાલ કરવામાં આવી છે અને જે શિકારી જાનવરોને તમે કેળવ્યા હોય એટલે કે જેને તમે થોડુંક એવું શિખવાડો છો જેવું અલ્લાહએ તમને શિખવાડ્યું છે, બસ ! જે શિકારને તે (જાનવર) તમારા માટે પકડી રાખે તો તમે તેને ખાઇ લો અને તેના પર અલ્લાહ તઆલાનું નામ લો અને અલ્લાહ તઆલાથી ડરતા રહો, નિઃશંક અલ્લાહ તઆલા ત્વરિત હિસાબ લેનાર છે.

૫) બધી જ શુદ્ધ વસ્તુઓ આજે તમારા માટે હલાલ કરવામાં આવી છે અને કિતાબવાળાનું ઝબહ (કરેલ જાનવર) તમારા માટે હલાલ છે અને તમારું ઝબહ કરેલ તેઓ માટે હલાલ છે. પવિત્ર મુસલમાન સ્ત્રીઓ અને જે લોકોને તમારા પહેલા કિતાબ આપવામાં આવી છે તેઓની પવિત્ર સ્ત્રીઓ પણ હલાલ છે, જ્યારે તમે તેણીઓને મહેર આપો એવી રીતે કે તમે તેણીઓ સાથે લગ્ન કરો, એવું નહીં કે ખુલ્લી રીતે વ્યાભિચાર કરો, અથવા તો છુપી રીતે વ્યાભિચાર કરો, ઈમાનનો ઇન્કાર કરવાવાળાના કાર્યો વ્યર્થ થઇ જશે અને આખેરતમાં (પરલોક) તેઓ હારી જનાર લોકો માંથી હશે,

૬) હે ઈમાનવાળાઓ ! જ્યારે તમે નમાઝ પઢવા લાગો તો પોતાના ચહેરાને અને પોતાના હાથોને કોણીઓ સુધી ધોઇ લો, પોતાના માથાઓ પર હાથ ફેરવી લો અને પોતાના પગને ઘુંટીઓ સુધી ધોઇ લો અને જો તમે નાપાકી ની અવસ્થામાં હોવ તો ગુસ્લ (પવિત્ર સ્નાન) કરી લો, હાં જો તમે બિમાર હોવ અથવા મુસાફરીમાં હોવ અથવા તમારા માંથી કોઇ હાજત પૂરી કરીને આવ્યો હોય, અથવા તો તમે પત્ની સાથે ભેગા (સમાગમ) થયા હોય, અને તમને પાણી ન મળે તો તમે સાફ માટી વડે તયમ્મુમ કરી લો, તેને પોતાના ચહેરા અને હાથો પર ફેરવી લો, અલ્લાહ તઆલા તમારા પર કોઇ પણ પ્રકારની તંગી નાખવા નથી ઇચ્છતો, પરંતુ તેની ઇચ્છા તમને પવિત્ર કરવાની અને પોતાની પુષ્કળ નેઅમત (કૃપા) આપવાની છે, જેથી તમે આભાર વ્યકત કરતા રહો.

૭) તમને અલ્લાહ તઆલાએ જે નેઅમતો આપી છે તેને યાદ રાખો અને તેના તે વચનને પણ, જેનો કરાર તમારી સાથે થયો છે, જ્યારે કે તમે કહ્યું, અમે સાંભળ્યું અને માન્યું અને અલ્લાહ તઆલાથી ડરતા રહો, નિ:શંક અલ્લાહ તઆલા હૃદયોની વાતોને જાણવાવાળો છે.

૮) હે ઈમાનવાળાઓ ! તમે અલ્લાહ માટે સત્ય પર અડગ રહેનારા બની જાવ, સાચી અને ન્યાય સાથે સાક્ષી આપનારા બની જાવ, કોઇ કોમની શત્રુતા તમને ન્યાયના વિરોધ માટે ન ઉભારે, ન્યાય કરતા રહો જે ડરવાની વધારે નજીક છે અને અલ્લાહ તઆલાથી ડરતા રહો, ખરેખર અલ્લાહ તઆલા તમારા કાર્યોને જાણે છે.

૯) અલ્લાહ તઆલાનું વચન છે કે જે લોકો ઈમાન લાવ્યા અને સત્કાર્ય કરે તેઓ માટે વિશાળ માફી અને ઘણું જ મોટું ફળ છે.

૧૦) અને જે લોકોએ ઇન્કાર કર્યો અને અમારા આદેશોને જૂઠલાવ્યા તેઓ જહન્નમી છે.

૧૧) હે ઈમાનવાળાઓ ! અલ્લાહ તઆલાએ જે ઉપકાર તમારા પર કર્યા છે તેને તમે યાદ કરો, જ્યારે કે એક જૂથે તમારા પર અત્યાચાર કરવાનો ઇરાદો કર્યો તો અલ્લાહ તઆલાએ તેમના હાથ તમારા સુધી પહોંચતા પહેલા રોકી લીધા અને અલ્લાહ તઆલાથી ડરતા રહો અને ઈમાનવાળાઓએ અલ્લાહ તઆલા પર જ ભરોસો કરવો જોઇએ.

૧૨) અને અલ્લાહ તઆલાએ ઇસ્રાઇલના સંતાનો પાસેથી વચન લીધું અને તેમના માંથી જ બાર સરદાર અમે નક્કી કર્યા અને અલ્લાહ તઆલાએ કહ્યું કે ખરેખર હું તમારી સાથે છું, જો તમે નમાઝ પઢતા રહેશો અને ઝકાત આપતા રહેશો અને મારા પયગંબરોની વાત માનશો અને તેમની મદદ કરતા રહેશો અને અલ્લાહ તઆલાને ઘણું જ ઉત્તમ ઉધાર આપતા રહેશો, તો ચોક્કસપણે હું તમારી બૂરાઈને તમારાથી દૂર રાખીશ અને તમને તે જન્નતોમાં પ્રવેશ આપીશ જેની નીચે ઝરણાં વહી રહ્યા છે. હવે તે વચન આપ્યા પછી પણ તમારા માંથી જે ઇન્કાર કરનારા બનશે, તો નિ:શંક તે સત્યમાર્ગથી ભટકી ગયો.

૧૩) પછી તેમના વચનભંગના કારણે અમે તેમના પર અમારી લઅનત (ફિટકાર) નાખી દીધી અને તેઓના હૃદયો સખત કરી દીધા કે તેઓ કલામ (દિવ્યવાણી) ને તેની જગ્યાએથી બદલી નાંખે છે અને જે કંઈ શિખામણ તેઓને આપવામાં આવી હતી તેનો મોટો ભાગ ભૂલી ગયા, તેમના દરેક દગાની જાણ તમને આપતા રહીશું, હાં થોડાંક લોકો આવા નથી. બસ ! તમે તેઓને માફ કરી દો અને દરગુજર કરતા રહો, નિ:શંક અલ્લાહ તઆલા ઉપકાર કરવાવાળાઓને મુહબ્બત કરે છે.

૧૪) અને જે પોતે પોતાને નસ્રાની કહે છે અમે તેઓ પાસેથી પણ વચન લીધું, તેઓ પણ તેનો મોટો ભાગ ભૂલાવી બેઠા, જેની શિખામણ તેઓને આપવામાં આવી હતી, તો અમે પણ તેઓની અંદરો અંદર કપટ અને શત્રુતા નાખી દીધી, જે કયામત સુધી રહેશે અને જે કંઈ

પણ આ લોકો કરતા હતા નજીક માંજ અલ્લાહ તઆલા તેઓને બધું જ બતાવી દેશે.

૧૫) હે કિતાબવાળાઓ ! નિ:શંક તમારી પાસે અમારો પયગંબર આવી પહોંચ્યો, જે તમારી સમક્ષ અલ્લાહની કિતાબની વધું પડતી એવી વાતો જાહેર કરી રહ્યો છે જેને તમે છૂપાવી રહ્યા હતા અને ઘણી જ વાતોથી દરગુજર કરે છે, તમારી પાસે અલ્લાહ તરફથી પ્રકાશ અને ખુલ્લી કિતાબ આવી પહોંચી છે.

૧૬) જેના કારણે અલ્લાહ તઆલા તેઓને-જે અલ્લાહની પ્રસન્નતા ઇચ્છતા હોય (તેમને) સલામતી માર્ગ બતાવે છે અને પોતાની તૌફીક વડે અંધકાર માંથી કાઢી પ્રકાશ તરફ લાવે છે અને સત્યમાર્ગ તરફ તેઓને માર્ગદર્શન કરે છે.

૧૭) નિ:શંક તે લોકો ઇન્કાર કરનારા બની ગયા જેઓએ કહ્યું કે અલ્લાહ જ મરયમના દીકરા મસીહ છે, તમે તેઓને કહી દો કે જો અલ્લાહ તઆલા મરયમના દીકરા મસીહ અને તેમની માતા અને ધરતી પરના દરેક લોકોનો વિનાશ કરવા ઇચ્છે તો કોણ છે જે અલ્લાહ તઆલા પર કંઈક પણ અધિકાર રાખતો હોય ? આકાશો અને ધરતી અને બન્ને વચ્ચેનું દરેક સામ્રાજ્ય અલ્લાહ તઆલાનું જ છે, તે જે ઇચ્છે છે, સર્જન કરે છે અને અલ્લાહ તઆલા દરેક વસ્તુ પર શક્તિ ધરાવે છે.

૧૮) યહૂદી અને નસ્રાની કહે છે કે અમે અલ્લાહના દીકરા અને તેના મિત્ર છે, તમે કહી દો કે પછી તમને તમારા અપરાધના કારણે અલ્લાહ કેમ સજા આપે છે ? નહીં, પરંતુ તમે પણ તેના સર્જન માંથી એક માનવી છો, તે જેને ઇચ્છે છે માફ કરે છે અને જેને ઇચ્છે છે યાતના આપે છે, ધરતી અને આકાશ અને તે બન્ને વચ્ચેની દરેક વસ્તુ અલ્લાહ તઆલાની માલિકી હેઠળ જ છે અને તેની તરફ જ પાછા ફરવાનું છે.

૧૯) હે કિતાબવાળાઓ ! નિઃશંક અમારો પયગંબર તમારી પાસે પયગંબરોના અવતરણની એક મુદ્દત પછી આવી પહોંચ્યો છે, જે તમારા માટે સ્પષ્ટ વર્ણન કરી રહ્યો છે, જેથી તમારી એ વાત ન રહી જાય કે અમારી પાસે તો કોઇ ભલાઇ, બૂરાઈ સંભળાવનાર આવ્યો જ નથી, બસ ! હવે તો ખરેખર ખુશખબર સંભળાવનાર અને સચેત કરનાર આવી પહોંચ્યો અને અલ્લાહ તઆલા દરેક વસ્તુ પર શક્તિ ધરાવે છે.

૨૦) અને યાદ કરો મૂસા (અ.સ.) એ પોતાની કોમને કહ્યું હે મારી કોમના લોકો ! અલ્લાહ તઆલાના તે ઉપકારને યાદ કરો કે તેણે તમારા માંથી પયગંબરો બનાવ્યા અને તમને બાદશાહ બનાવી દીધા અને તમને તે આપ્યું જે સમગ્ર જગતમાં કોઇને આપવામાં આવ્યું નથી.

૨૧) હે મારી કોમના લોકો ! તે પવિત્ર ધરતીમાં દાખલ થઇ જાવ, જે અલ્લાહ તઆલાએ તમારા નામે લખી દીધી છે અને પોતાની પીઠ બતાવી અત્યાચાર ન કરો, કે પછી નુકસાન ઉઠાવનારા બની જાવ.

૨૨) તેઓએ જવાબ આપ્યો કે, હે મૂસા (અ.સ.) ત્યાં તો શક્તિશાળી, અતિરેક કરનાર લોકો છે અને જ્યાં સુધી તેઓ ત્યાંથી નીકળી નહીં જાય, અમે તો ક્યારેય ત્યાં નહીં જઇએ, હાં જો તેઓ ત્યાંથી નીકળી જશે પછી તો અમે (રાજી ખુશીથી) જતા રહીશું.

૨૩) બે વ્યક્તિઓએ, જે અલ્લાહથી ડરનારાઓ માંથી હતા, જેઓ પર અલ્લાહની કૃપા હતી, કહ્યું કે તમે તેઓ પાસે દરવાજા સુધી તો પહોંચી જાવ, દરવાજામાં પગ મૂકતા જ તમે વિજય પ્રાપ્ત કરી લેશો અને જો તમે ઈમાનવાળાઓ હોવ તો તમારે અલ્લાહ તઆલા પર જ ભરોસો કરવો જોઇએ.

૨૪) કોમના લોકોએ જવાબ આપ્યો કે હે મૂસા (અ.સ.) ! જ્યાં સુધી તે લોકો ત્યાં છે ત્યાં સુધી અમે ક્યારેય ત્યાં નહીં જઇએ, એટલા માટે તમે અને તમારો પાલનહાર જઇ બન્ને લડાઇ કરો, અમે અહીંયા જ બેઠા છે.

૨૫) મૂસા (અ.સ.) કહેવા લાગ્યા મને તો મારા અને મારા ભાઇ સિવાય કોઇના પર અધિકાર નથી, બસ ! તમે અમારા અને ઇન્કાર કરનારાઓ વચ્ચે તફાવત કરી દો.

૨૬) કહ્યું કે હવે ધરતી તેઓ પર ચાલીસ વર્ષ સુધી હરામ કરવામાં આવી છે, આ લોકો પૃથ્વી પર આમ-તેમ ભટકતા રહેશે, એટલા માટે તમે તે વિદ્રોહીઓ વિશે નિરાશ ન થશો.

૨૭) આદમ (અ.સ.) ના બન્ને દીકરાઓની સાચી વાત પણ તેમને સંભળાવી દો, તે બન્નેએ એક કુરબાની આપી, તેમાંથી એકની કુરબાની કબૂલ થઇ ગઇ અને બીજાની કબૂલ ન થઇ, તો તે કહેવા લાગ્યો કે હું તો તને મારી નાખીશ, (જેની કબૂલ થઇ) તેણે કહ્યું કે અલ્લાહ તઆલા ડરવાવાળઓનું જ કાર્ય કબૂલ કરે છે.

૨૮) ભલેને તું મારા કતલ માટે અત્યાચાર કર પણ હું તારા કતલ માટે ક્યારેય હાથ લાંબો નહીં કરું, હું તો અલ્લાહ તઆલા સમગ્ર સૃષ્ટિના પાલનહારથી ડરું છું.

૨૯) હું તો ઇચ્છુ છું કે તું મારા પાપ અને પોતાના પાપોને પોતાના શિરે રાખી લે અને જહન્નમી બની જા, અત્યાચારીઓનો આ જ બદલો છે.

૩૦) બસ ! તેને તેની મનેચ્છાએ પોતાના ભાઇના કતલ માટે ઉભારી દીધો અને તેણે તેને કતલ કરી દીધો, જેથી નુકસાન ઉઠાવનારાઓ માંથી થઇ ગયો.

૩૧) પછી અલ્લાહ તઆલાએ એક કાગડાને મોકલ્યો, જે જમીન ખોદી રહ્યો હતો જેથી તેને બતાવે કે તે કેવી રીતે પોતાના ભાઇની લાશને છૂપાવી દે, તે કહેવા લાગ્યો કે અફસોસ ! શું હું આ કાગડા જેવો પણ ન થઇ શકયો કે પોતાના ભાઇની લાશ છુપાવવાનો ઉપાય શોધી કાઢતો ? પછી તો તે (ઘણો જ) પસ્તાયો.

૩૨) આ કારણે અમે ઇસ્રાઇલની સંતાન માટે આ લખી દીધું કે જે વ્યક્તિ કોઇને વગર કારણે કતલ કરે અથવા તો ધરતી પર અતિરેક કરનાર હોય તો જાણે કે તેણે સમગ્ર માનવજાતિની હત્યા કરી, અને જે વ્યક્તિ કોઇ એકના પ્રાણ બચાવી લે તો તેણે જાણે કે સમગ્ર માનવજાતિને જીવન પ્રદાન કર્યું, અને તેઓની પાસે અમારા ઘણા જ પયગંબરો જાહેર પુરાવા લઇને આવ્યા, પરંતુ ત્યાર પછી પણ તેઓ માંથી વધારે પડતા લોકો ધરતી પર અત્યાચાર અને અતિરેક કરનારાઓ જ રહ્યા.

૩૩) જે અલ્લાહ તઆલા અને તેના પયગંબર સાથે લડાઇ કરશે અને ધરતી પર અતિરેક કરતા ફરે, તેઓની યાતના એ જ છે કે તેમને કતલ કરી નાખવામાં આવે અથવા ફાંસીએ લટકાવી દેવામાં આવે, અથવા વિરુદ્ધ દિશાથી તેઓના હાથ-પગ કાપી નાંખવામાં આવે, અથવા તો તેમને ધરતી પરથી કાઢી દેવામાં આવે, આ તો તેઓ માટે દુનિયાના જીવનનું અપમાન અને આખેરતમાં તેઓ માટે સખત યાતના છે.

૩૪) હાં જે લોકો આ પહેલા તૌબા કરી લે તમે તેઓ પર નિયંત્રણ પામી લો તો જાણી લો કે અલ્લાહ તઆલા ઘણો જ માફ કરનાર અને દયા કરનાર છે.

૩૫) મુસલમાનો, અલ્લાહ તઆલાથી ડરતા રહો અને તેની નિકટતા શોધો અને તેના માર્ગમાં જેહાદ કરો, જેથી તમે સફળ થાવ.

૩૬) નિ:શંક ઇન્કાર કરનારાઓ માટે, જો તેઓ ધરતીમાં જે કંઈ છે તે બધું જ, પરંતુ તેની જેમ જ વધારે અને તે આ બધું કયામતની યાતનાના બદલામાં મુક્તિદંડ આપવા માંગે તો પણ શક્ય નથી કે તેઓનો મુક્તિદંડ કબૂલ કરવામાં આવે, તેઓ માટે તો દુ:ખદાયી યાતના જ છે.

૩૭) આ લોકો ઇચ્છશે કે જહન્નમ માંથી નીકળી જાય, પરંતુ તેઓ ક્યારેય તેમાંથી નહીં નીકળી શકે, તેઓ માટે હંમેશાની યાતના છે.

૩૮) ચોરી કરવાવાળા પુરુષ અને સ્ત્રીના હાથ કાપી નાખો, આ બદલો છે તેનો જે તેમણે કર્યું, સજા અલ્લાહ તરફથી છે અને અલ્લાહ તઆલા જબરદસ્ત અને હિકમતવાળો છે.

૩૯) જે વ્યક્તિ પોતાના ગુના પછી તૌબા કરી લે અને સુધારો કરી લે, તો અલ્લાહ તઆલા દયા સાથે તેની તરફ ફરે છે, નિ:શંક અલ્લાહ તઆલા માફ કરનાર, દયાળુ છે.

૪૦) શું તમને ખબર નથી કે અલ્લાહ તઆલા માટે જ ધરતી અને આકાશનું સામ્રાજ્ય છે, જેને ઇચ્છે સજા આપે અને જેને ઇચ્છે તેને માફ કરી દે, અલ્લાહ તઆલા દરેક વસ્તુ પર શક્તિ ધરાવે છે.

૪૧) હે પયગંબર ! તમે તે લોકોની પાછળ શોકમગ્ન ન બનો, જે ઇન્કાર કરવામાં આગળ વધી ગયા છે, ભલેને તેઓ તે (ઢોંગીઓ) માંથી હોય, જે જબાનથી ઈમાનનો દાવો કરે છે, પરંતુ ખરેખર તેઓના હૃદય ઈમાનવાળા નથી અને યહૂદીઓ માંથી કેટલાક લોકો એવા છે જે જુઠી વાતોને સાંભળવા ટેવાયેલા છે અને તે લોકોના જાસુસ છે જે હજુ સુધી તમારી પાસે નથી આવ્યા, તેઓ કલેમા (અલ્લાહની વાણી) ના નક્કી કરેલ અર્થને છોડી તેના અર્થને બદલી નાખે છે, કહે છે કે જો તમને આ જ આદેશ આપવામાં આવે તો કબૂલ કરી લેવું અને જો આ પ્રમાણે આદેશ ન આપે તો અળગા રહેજો અને જેનું ખરાબ અલ્લાહ તઆલા ઇચ્છતો હોય તમે તેમના માટે અલ્લાહની ઇચ્છા માંથી કોઇ વસ્તુનો અધિકાર રાખતા નથી, અલ્લાહ તઆલાની ઇચ્છા તેઓના હૃદયોને પવિત્ર કરવાની નથી, તેઓ માટે દુનિયામાં પણ મોટું અપમાન છે અને આખેરતમાં પણ તેઓ માટે ઘણી જ સખત યાતના છે.

૪૨) આ લોકો કાન લગાવી જુઠ સાંભળનાર અને પેટભરીને હરામ ખાવાવાળા છે, જો આ લોકો તમારી પાસે આવે તો તમને અધિકાર છે, ઇચ્છો તો તેઓ માટે ન્યાય કરો, નહીં તો તેઓને ટાળી દો, જો તેઓથી મોઢું ફેરવી લેશો તો પણ આ લોકો તમને ક્યારેય કોઇ નુકસાન નથી

પહોંચાડી શકતા અને જો તમે ન્યાય કરો તો તેઓ માં ન્યાય સાથે ફેંસલો કરો, નિ:શંક ન્યાય કરનારા સાથે અલ્લાહ મુહબ્બત રાખે છે.

૪૩) (આશ્ચર્યની વાત છે કે) તેઓ પાસે તૌરાત હોવા છતાં, જેમાં અલ્લાહના આદેશો છે, કેવી રીતે તમને ન્યાય કરનારા બનાવે છે, ત્યાર પછી પણ ફરી જાય છે, ખરેખર આ લોકો ઈમાનવાળા નથી.

૪૪) અમે તૌરાત અવતરિત કરી છે જેમાં સત્ય માર્ગદર્શન અને પ્રકાશ છે, યહૂદીઓમાં આ જ તૌરાત વડે અલ્લાહ તઆલાને માનવાવાળા પયગંબરો અને અલ્લાહવાળા લોકો અને જ્ઞાનીઓ ફેંસલો કરતા હતા, કારણ કે તેઓને અલ્લાહની તે કિતાબની સુરક્ષાનો આદેશ આપવામાં આવ્યો હતો અને તે લોકો તેના માટે વચન આપી ચૂકયા હતા, હવે તમારા પર જરૂરી છે કે લોકોથી ન ડરો અને ફકત મારાથી જ ડરો, મારી આયતોને નજીવી કિંમતે ન વેચો, જે લોકો અલ્લાહએ અવતરિત કરેલી વહી દ્વારા ફેંસલો ન કરે તે ઇન્કાર કરનારાઓ છે.

૪૫) અને અમે યહૂદીઓના શિરે તૌરાતમાં આ વાત નક્કી કરી દીધી હતી કે પ્રાણના બદલામાં પ્રાણ અને આંખના બદલામાં આંખ અને નાકના બદલામાં નાક અને કાનના બદલામાં કાન અને દાંતના બદલામાં દાંત અને ખાસ ઇજાઓનો બદલો પણ છે, પછી જે વ્યક્તિ તેને માફ કરી દે તો, તે તેના માટે કફ્ફારો (પ્રાયશ્ચિત) છે. અને જે લોકો અલ્લાહએ અવતરિત કરેલ મુજબ આદેશ ન કરે તે જ લોકો અત્યાચારી છે.

૪૬) અને અમે તેમની પાછળ મરયમના પુત્ર ઈસા (અ.સ.) ને મોકલ્યા, જે પોતાના પહેલાની કિતાબ એટલે કે તૌરાતની પુષ્ટિ કરનારા હતા અને અમે તેમને ઈંજીલ આપી, જેમાં પ્રકાશ અને સત્ય માર્ગદર્શન હતું અને તે (ઈંજીલ) પોતાના પહેલાની કિતાબ તૌરાતની પુષ્ટિ કરતી હતી અને તે સ્પષ્ટ શિખામણ અને સત્ય માર્ગદર્શન હતું, ડરવાવાળાઓ માટે.

૪૭) અને ઈંજીલ વાળાઓ માટે પણ જરૂરી છે કે અલ્લાહ તઆલાએ જે કંઈ ઈંજીલમાં અવતરિત કર્યું છે, તે જ પ્રમાણે આદેશ આપે અને જે અલ્લાહ તઆલાએ અવતરિત કરેલ પ્રમાણે આદેશ ન કરે, તે વિદ્રોહી છે.

૪૮) અને અમે તમારી તરફ સત્ય સાથે આ કિતાબ (કુરઆન) નું અવતરણ કર્યું છે, જે પોતાના કરતા પહેલાની કિતાબોની પુષ્ટિ કરવાવાળી છે અને તે (કિતાબો)ની સુરક્ષા કરનારી છે, એટલા માટે તમે તેઓની અંદર અંદરની બાબતોમાં તે અલ્લાહએ જ અવતરિત કરેલ કિતાબ મુજબ આદેશ આપો, આ સત્યથી હટીને તેઓની મનેચ્છાઓની પાછળ ન જાઓ, તમારા માંથી પ્રત્યેક માટે એક કાનૂન અને રસ્તો નક્કી કરી દીધો છે, જો અલ્લાહની ઇચ્છા હોત તો તમને બધાને એક જ જૂથ બનાવી દેત, પરંતુ તેની ઇચ્છા છે કે જે તમને આપ્યું છે તેમાં તમારી કસોટી કરે. તમે સદકાર્યો તરફ ઉતાવળ કરો, તમારે સૌએ અલ્લાહ તરફ જ પાછા ફરવાનું છે, પછી તે (અલ્લાહ) તમને તે દરેક વસ્તુની જાણ આપશે જેમાં તમે મતભેદ કરતા હતા.

૪૯) તમે તેઓની બાબતોમાં અલ્લાહની અવતરિત કરેલ વહી પ્રમાણે જ આદેશ આપતા રહેજો, તેઓની મનેચ્છાઓનું અનુસરણ ન કરશો, અને તેઓથી ખબરદાર રહો કે તેઓ તમને અલ્લાહએ અવતરિત કરેલ કોઇ આદેશથી અળગા ન કરી દે, જો આ લોકો મોઢું ફેરવી લે તો, ખરેખર અલ્લાહની ઇચ્છા એ છે કે તેઓને તેઓના કેટલાક પાપોની સજા આપી દે, વધુ લોકો અવજ્ઞાકારી જ હોય છે.

૫૦) શું આ લોકો ફરીવાર અજ્ઞાનતાનો નિર્ણય ઇચ્છે છે ? માનનારા લોકો માટે અલ્લાહ તઆલા સિવાય ઉત્તમ નિર્ણય અને આદેશ આપનાર કોણ હોઇ શકે છે ?

૫૧) હે ઈમાનવાળાઓ ! તમે યહૂદી અને નસ્રાનીઓને મિત્ર ન બનાવો, આ તો એક-બીજાના જ મિત્રો છે, તમારા માંથી જે વ્યક્તિ પણ તેઓ માંથી કોઇની સાથે મિત્રતા રાખશે, તે નિ:શંક તેઓ માંથી છે, અત્યાચારીઓને અલ્લાહ તઆલા ક્યારેય સત્ય માર્ગદર્શન નથી આપતો.

૫૨) તમે જોશો કે જેઓના હૃદયોમાં બિમારી છે તે દોડી દોડીને તેઓમાં ઘુસી રહ્યા છે અને કહે છે કે અમને ભય છે, એવું ન થાય કે કોઇ આફત અમારા પર આવી જાય, ઘણું જ શક્ય છે કે અલ્લાહ તઆલા વિજય અપાવે, અથવા તો પોતાની પાસેથી કોઇ બીજી વસ્તુ લાવે, પછી તો આ લોકો પોતાના હૃદયોમાં છૂપી વાતો પર શરમાવા લાગશે.

૫૩) અને ઈમાનવાળાઓ કહેશે શું આ જ લોકો છે જે અલ્લાહ તઆલાની વધુમાં વધુ સોગંદો લઇને કહે છે કે અમે તમારી સાથે છે તેઓના કાર્યો વ્યર્થ થઇ ગયા અને આ લોકો નિષ્ફળ થઇ ગયા.

૫૪) હે ઈમાનવાળાઓ ! તમારા માંથી જે વ્યક્તિ પોતાના દીનથી ફરી જાય, તો અલ્લાહ તઆલા નજીક માંજ એવી કોમ લાવશે, જેમને અલ્લાહ પસંદ કરતો હશે અને તેઓ પણ અલ્લાહને પસંદ કરતા હશે, તે નમ્રતા દાખવનારા હશે મુસલમાનો પર, અને સખત હશે ઇન્કાર કરનારાઓ માટે, અલ્લાહના માર્ગમાં જેહાદ કરશે અને કોઇ નિંદા કરનાર ની નિંદાની પરવાહ પણ નહીં કરે, આ છે અલ્લાહ તઆલાની કૃપા, જેને ઇચ્છે આપે, અલ્લાહ તઆલા આવરી લેનાર, જબરદસ્ત જ્ઞાનવાળો છે.

૫૫) (મુસલમાનો) તમારો મિત્ર અલ્લાહ પોતે છે અને તેના પયગંબર છે અને ઈમાનવાળાઓ છે, જે નમાઝોને કાયમ કરે છે અને ઝકાત આપે છે અને તેઓ રૂકુઅ કરનારાઓ છે.

૫૬) અને જે વ્યક્તિ અલ્લાહ તઆલા અને તેના પયગંબર અને મુસલમાનો સાથે મિત્રતા કરશે, તે લોકો ભરોસો રાખે કે અલ્લાહ તઆલાનું જૂથ જ વિજયી રહેશે.

૫૭) મુસલમાનો ! તે લોકો સાથે મિત્રતા ન કરો જે તમારા દીનને ઠઠ્ઠામશ્કરી બનાવી બેઠા છે, (ભલે) ને તેઓ તે લોકો માંથી કેમ ન હોય જેઓને તમારા પહેલા કિતાબ આપવામાં આવી, અથવા તો ઇન્કાર કરનારા હોય, જો તમે ઈમાનવાળા હોવ તો અલ્લાહ તઆલાથી ડરતા રહો.

૫૮) અને જ્યારે તમે નમાઝ માટે પોકારો છો તેઓ તેને ઠઠ્ઠામશ્કરી બનાવી લે છે, આવું અણસમજુ હોવાના કારણે.

૫૯) તમે કહી દો હે કિતાબવાળાઓ ! તમે અમારી સાથે ફકત એટલા માટે જ શત્રુતા રાખો છો કે અમે અલ્લાહ તઆલા પર અને જે કંઈ પણ અમારી તરફ અવતરિત કરવામાં આવ્યું છે અને જે કંઈ પણ આ પહેલા અવતરિત કરવામાં આવ્યું છે, તેના પર ઈમાન લાવ્યા છે અને એટલા માટે પણ કે તમારા માંથી ઘણા લોકો વિદ્રોહી છે.

૬૦) કહી દો કે શું હું તમને જણાવું કે તેના કરતા પણ વધારે ખરાબ ફળ પામનાર અલ્લાહ તઆલાની નજીક કોણ છે ? તેઓ, જેમના પર અલ્લાહ તઆલાએ લઅનત (ફિટકાર) કરી અને જેમના પર તે ગુસ્સે થયો અને તેઓ માંથી કેટલાકને વાંદરા અને ડુક્કર બનાવી દીધા અને જે લોકોએ ખોટા પૂજ્યોને પૂજ્યા, આ જ લોકો ખરાબ દરજ્જાવાળા છે અને આ જ લોકો સત્યમાર્ગથી ઘણા જ પથભ્રષ્ટ થઇ ગયા છે.

૬૧) અને જ્યારે તમારી પાસે આવે છે તો કહે છે કે અમે ઈમાન લાવ્યા, જો કે તેઓ ઇન્કાર કરતા જ આવ્યા હતા અને તે જ ઇન્કાર સાથે પાછા ફર્યા અને આ લોકો જે કંઈ છૂપાવી રહ્યા છે તેને અલ્લાહ ખૂબ સારી રીતે જાણે છે.

૬૨) તમે જોશો કે તેઓ માંથી વધુ પડતા લોકો પાપ, અત્યાચાર અને હરામ માલ ખાવાની તરફ લપકી રહ્યા છે, જે કંઈ પણ આ લોકો કરી રહ્યા છે તે અત્યંત ખોટા કાર્યો છે.

૬૩) તેઓને તેમના સદાચારી લોકો તથા જ્ઞાની લોકો જુઠી વાતો કહેવાથી અને હરામ વસ્તુઓ ખાવાથી કેમ નથી રોકતા ? નિ:શંક ખરાબ કાર્ય છે જે આ લોકો કરી રહ્યા છે.

૬૪) અને યહૂદીઓએ કહ્યું કે અલ્લાહ તઆલાના હાથ બંધાયેલા છે, તેઓના જ હાથ બંધાયેલા છે અને તેઓની આ વાતના કારણે તેઓ પર લઅનત કરવામાં આવી, પરંતુ અલ્લાહ તઆલાના બન્ને હાથ ખુલ્લા છે જેવી રીતે ઇચ્છે છે ખર્ચ કરે છે અને જે કંઈ તમારી તરફ તમારા પાલનહાર તરફથી અવતરિત કરવામાં આવે છે, તે (વાણી) તેઓ માંથી વધારે પડતા લોકોને ઇન્કાર અને વિદ્રોહી બનવામાં વધારો કરે છે અને અમે તેઓની અંદરોઅંદર જ કયામત સુધી શત્રુતા અને કપટ નાંખી દીધો, તે જ્યારે પણ યુધ્ધ કરવા માટે આગ ભડકાવવા લાગે છે તો અલ્લાહ તઆલા તેને હોલવી નાંખે છે, આ લોકો શહેરમાં અતિરેક અને બૂરાઈ ફેલાવતા રહે છે અને અલ્લાહ તઆલા અતિરેક કરનારને પસંદ નથી કરતો.

૬૫) અને જો આ કિતાબવાળાઓ ઈમાન લઇ આવે, અને ડરવા લાગે તો અમે તેઓના દરેક ગુનાને માફ કરી દઇશું અને અમે ચોક્કસપણે તેઓને રાહત અને આરામવાળી જન્નતોમાં પ્રવેશ આપીશું.

૬૬) અને જો આ લોકો તૌરાત અને ઈંજીલ અને તેઓની તરફ જે કંઈ પણ અલ્લાહ તઆલા તરફથી અવતરિત કરવામાં આવ્યું છે, તેઓનું અનુસરણ કરતા તો આ લોકો પોતાના ઉપર નીચેથી રોજી પામતા અને ખાતા, એક જૂથ તો તેઓ માંથી (દીન બાબતે) સાવચેતી રાખનારાઓનું છે, બીજા તેઓ માંથી વધારે પડતા લોકોના ખરાબ કૃત્યો છે.

૬૭) હે પયગંબર ! જે કંઈ પણ તમારી તરફ તમારા પાલનહાર તરફથી અવતરિત કરવામાં આવ્યું છે, તે પહોંચાડી દો, જો તમે આવું ન કર્યું તો તમે અલ્લાહની પયગંબરી પૂર્ણ ન કરી, અને તમને અલ્લાહ તઆલા લોકોથી બચાવી લેશે, નિ:શંક અલ્લાહ તઆલા ઇન્કાર કરનારાઓને સત્યમાર્ગ નથી બતાવતો.

૬૮) તમે કહી દો કે હે કિતાબવાળાઓ ! તમે ખરેખર કોઇ વસ્તુ પર નથી જ્યાં સુધી કે તૌરાત અને ઈંજીલને અને જે કંઈ તમારી તરફ તમારા પાલનહારે અવતરિત કર્યું છે, તેનું અનુસરણ ન કરો, જે કંઈ તમારી તરફ તમારા પાલનહાર તરફથી અવતરિત કરવામાં આવ્યું છે, તે તેઓ માંથી વધારે પડતા લોકોના અત્યાચાર અને ઇન્કારમાં વધારો કરી દેશે, તો તમે તે ઇન્કાર કરનારાઓ માટે નિરાશ ન થશો.

૬૯) મુસલમાન, યહૂદી, તારાઓના પૂજારી અને ઈસાઈ, કોઇ પણ હોય જે કોઇ અલ્લાહ પર અને કયામતના દિવસ પર ઈમાન લાવશે અને સત્કાર્ય કરશે તેને કોઇ પણ જાતનો ભય નહીં હોય અને તદ્દન ખુશ થઇ જશે.

૭૦) અમે ખરેખર ઇસ્રાઇલના સંતાનો પાસેથી વચન લીધું અને તેઓ તરફ પયગંબરોને અવતરિત કર્યા, જ્યારે પણ પયગંબર તેઓની પાસે તે આદેશો લઇને આવ્યા, જે તેઓની મનેચ્છાઓની વિરોધમાં હતા, તો તેઓએ તેઓના એક જૂથને ઝુઠલાવ્યા અને એક જૂથને કતલ કરી નાખ્યા.

૭૧) અને સમજી બેઠા કે કંઈ જ પકડ નહીં થાય, બસ ! આંધળા, બહેરા બની ગયા, પછી અલ્લાહ તઆલાએ તેઓની તૌબા કબૂલ કરી, ત્યાર પછી પણ તેઓ માંથી વધુ પડતા લોકો આંધળા, બહેરા થઇ ગયા, અલ્લાહ તઆલા તેઓના કાર્યોને ખૂબ સારી રીતે જોવાવાળો છે.

૭૨) નિ:શંક તે લોકો ઇન્કાર કરનારા બની ગયા જેઓનું કહેવું છે કે મરયમના પુત્ર મસીહ જ અલ્લાહ છે, જો કે પોતે મસીહે તેઓને કહ્યું

હતું કે હે ઇસ્રાઇલના સંતાનો ! અલ્લાહની જ બંદગી કરો, જે મારો અને તમારા સૌનો પાલનહાર છે, નિ:શંક જે વ્યક્તિ અલ્લાહનો ભાગીદાર ઠેરવે છે, અલ્લાહ તઆલાએ તેના પર જન્નત હરામ કરી દીધી છે, તેઓનું ઠેકાણું જહન્નમ જ છે અને પાપીઓની મદદ કરનાર કોઇ નહીં હોય.

૭૩) તે લોકો પણ સંપૂર્ણ ઇન્કાર કરનારા થઇ ગયા, જે લોકોએ કહ્યું અલ્લાહ ત્રણ માંથી ત્રીજો છે, ખરેખર અલ્લાહ સિવાય કોઇ પૂજ્ય નથી, જો આ લોકો પોતાની આવી વાતોથી અળગા ન રહ્યા તો તેઓ માંથી જે ઇન્કાર કરનાર રહેશે તેઓને સખત યાતના જરૂર પહોંચશે.

૭૪) આ લોકો કેમ અલ્લાહ તઆલા તરફ નથી ઝૂકતા અને કેમ માફી નથી માંગતા ? અલ્લાહ તઆલા તો ઘણો જ માફ કરનાર છે અને ઘણો જ દયાળુ છે.

૭૫) મરયમના પુત્ર મસીહ પયગંબર સિવાય કંઈ જ નથી, આ પહેલા પણ ઘણા પયગંબરો આવી ગયા, તેમની માતા એક સાચી સ્ત્રી હતી, બન્ને મા-દીકરા ખાવાનું ખાતા હતા, તમે જોશો કે કેવી રીતે અમે તેમની સમક્ષ પુરાવા મૂકીએ છીએ, પછી ધ્યાન ધરો કે કેવી રીતે તેઓ ફરી રહ્યા છે ?

૭૬) તમે કહી દો કે શું તમે અલ્લાહ સિવાય તેમની બંદગી કરો છો જે ન તો તમારા કંઈ નુકસાન ના માલિક છે અને ન તો કોઇ ફાયદાના, અલ્લાહ જ ખૂબ સાંભળનાર અને પૂરી રીતે જાણનાર છે.

૭૭) કહી દો કે હે કિતાબવાળાઓ ! પોતાના દીનમાં ખોટી રીતે અતિરેક ન કરો અને તે લોકોની મનેચ્છાઓનું અનુસરણ ન કરો જે પહેલાથી ભટકી ગયેલા છે અને ઘણા લોકોને ભટકાવી પણ ચૂકયાં છે અને સત્યમાર્ગથી હટી ગયા છે.

૭૮) ઇસ્રાઇલના સંતાનો માંથી ઇન્કાર કરનારાઓ પર દાઉદ (અ.સ.) અને

મરયમ ના પુત્ર ઈસા (અ.સ.)ની જબાન વડે લઅનત કરવામાં આવી, તેઓની અવજ્ઞા અને હદ વટાવી જવાના કારણે.

૭૯) અંદર અંદર એક-બીજાને ખરાબ કાર્યોથી, જે તેઓ કરતા હતા, રોકતા ન હતા, જે કંઈ પણ આ લોકો કરતા હતા, નિ:શંક તે ઘણું જ ખરાબ કૃત્ય હતું.

૮૦) તેઓ માંથી ઘણા પડતા લોકોને તમે જોશો કે તે ઇન્કાર કરનારાઓ સાથે મિત્રતા રાખે છે, જે કંઈ તેઓએ તેમના માટે આગળ મોકલી રાખ્યું છે તે ઘણું જ ખરાબ છે કે અલ્લાહ તઆલા તેઓથી નારાજ થયો અને તેઓ હંમેશા યાતના માંજ રહેશે.

૮૧) જો તેઓ અલ્લાહ તઆલા પર અને પયગંબર પર અને જે અવતરિત કરવામાં આવ્યું છે તેના પર ઈમાન ધરાવતા તો, આ લોકો ઇન્કાર કરનારાઓ સાથે મિત્રતા ન રાખતા, પરંતુ તેઓ માંથી ઘણા લોકો વિદ્રોહી છે.

૮૨) નિ:શંક તમે ઈમાનવાળાઓના સૌથી મોટા દુશ્મનો યહૂદી અને મુશરિકોને જોશો અને ઈમાનવાળાઓ માટે સૌથી વધારે દોસ્તીની નજીક તમે નિ:શંક તેઓને જોશો, જેઓ પોતાને ઈસાઈ કહે છે, આ એટલા માટે કે તેઓમાં જ્ઞાનીઓ અને બંદગી કરનારા ખાસ લોકો છે અને એટલા માટે પણ કે તેઓ ઘમંડ નથી કરતા.

પારા ૭

૮૩) અને જ્યારે તે પયગંબર તરફ અવતરિત કરવામાં આવેલ (વાણી) ને સાંભળે છે તો તમે તેઓની આંખોને આંસુથી ભરેલી જૂઓ છો, એટલા માટે કે તેઓએ સત્યને પારખી લીધું, તેઓ કહે છે કે હે અમારા પાલનહાર ! અમે ઈમાન લાવ્યા, બસ ! તું અમને પણ તે લોકોની સાથે કરી દે જેઓ ઈમાનવાળા છે.

૮૪) અને અમારી પાસે એવું કયું કારણ છે કે અમે અલ્લાહ પર અને જે સત્ય અમારા સુધી પહોંચ્યું છે, તેના પર ઈમાન ન લાવીએ ? અને

અમે તે વાતની આશા રાખીએ છીએ કે અમારો પાલનહાર અમને સદાચારી લોકોના મિત્ર બનાવી દેશે.

૮૫) તેઓને અલ્લાહ તઆલા આ વાતના કારણે એવા બગીચાઓ આપશે, જેની નીચે નહેરો વહી રહી હશે, જેમાં તેઓ હંમેશા રહેશે અને સદાચારી લોકોનું આ જ વળતર છે.

૮૬) અને જે લોકોએ ઇન્કાર કર્યો અને અમારી આયતોને જુઠલાવતા રહ્યા, તે લોકો જહન્નમી છે.

૮૭) હે ઈમાનવાળાઓ ! અલ્લાહ તઆલાએ જે પવિત્ર વસ્તુઓ તમારા માટે હલાલ કરી છે તેને હરામ ન કરો અને હદવટાવી ન નાખો, નિ:શંક અલ્લાહ તઆલા હદવટાવી જનારાઓને પસંદ નથી કરતો.

૮૮) અને અલ્લાહ તઆલાએ જે વસ્તુઓ તમને આપી છે, તેમાંથી હલાલ અને પવિત્ર વસ્તુઓ ખાઓ અને અલ્લાહ તઆલાથી ડરતા રહો, જેના પર તમે ઈમાન ધરાવો છો.

૮૯) અલ્લાહ તઆલા તમારી નકામી સોંગદો પર તમારી પકડ નથી કરતો, પરંતુ પકડ તે સોંગદો પર કરે છે કે જે સોગંદોને તમે મજબૂત કરી દો, તેનો કફ્ફારો દસ લાચારોને મધ્યમ ખવડાવવું છે, જે પોતાના ઘરવાળાઓને ખવડાવતા હોય, અથવા તો તેમને કપડા આપવા, અથવા એક દાસ (ગુલામ) તથા બાંદીને મુક્ત કરાવવું છે અને જે તાકાત ન ધરાવતો હોય, તેના પર ત્રણ દિવસના રોઝા છે, આ તમારી સોગંદોનો કફ્ફારો છે, જ્યારે કે તમે સોગંદ ખાઇ લો અને પોતાની સોગંદોનું ધ્યાન રાખો, આવી જ રીતે અલ્લાહ તઆલા તમારા માટે પોતાના આદેશોનું વર્ણન કરે છે, જેથી તમે આભાર વ્યક્ત કરો.

૯૦) હે ઈમાનવાળાઓ ! વાત એ જ છે કે શરાબ, જુગાર, સ્થળ અને શગુન કાઢવા માટે પાસાના તીર, આ બધું જ ખરાબ વાતો અને શેતાની કૃત્ય છે, તેનાથી તદ્દન અળગા રહો, જેથી તમે સફળ બનો.

૯૧) શેતાન તો એવું ઇચ્છે છે કે શરાબ અને જુગાર વડે તમારી વચ્ચે શત્રુતા અને કપટ ભરી દે અને અલ્લાહ તઆલાના સ્મરણ અને નમાઝથી તમને વંચિત રાખે, તો હજુ પણ (આ કુત્યોને) છોડી દો.

૯૨) અને તમે અલ્લાહ તઆલાના (આદેશોનું) અનુસરણ કરતા રહો, અને પયગંબરનું પણ, અને ધ્યાન રાખો જો અતિરેક કરશો તો અમારા પયગંબરની જવાબદારી ફકત સ્પષ્ટ રીતે પહોંચાડી દેવાનું છે.

૯૩) આવા લોકો પર, જેઓ ઈમાન ધરાવતા હોય અને સત્કાર્ય કરતા હોય, તે વસ્તુમાં કંઈ પાપ નથી, જેને તેઓ ખાતા પીતા હોય જ્યારે કે તેઓ ડરતા હોય અને ઈમાન ધરાવતા હોય અને સત્કાર્ય કરતા હોય, પછી ડરતા પણ હોય અને ભરપૂર સત્કાર્ય કરતા હોય, અલ્લાહ આવા સદાચારી લોકોને પસંદ કરે છે.

૯૪) હે ઈમાનવાળાઓ ! અલ્લાહ તઆલા શિકાર વડે તમારી કસોટી કરશે, જેના સુધી તમારા હાથ અને તમારા ભાલા પહોંચી શકશે, જેથી અલ્લાહ તઆલા જાણી લે કે કોણ તેનાથી વણદેખે ડરે છે, તો જે વ્યક્તિ તે પછી હદ હટાવી દેશે, તેના માટે દુ:ખદાયી યાતના છે.

૯૫) હે ઈમાનવાળાઓ ! (જંગલી) શિકારને કતલ ન કરો, જ્યારે કે તમે અહેરામની સ્થિતિમાં હોવ (હજ્જ અથવા ઉમરહ માટે) અને જે વ્યક્તિ તમારા માંથી તેને જાણી જોઇને કતલ કરશે તો તેના પર ફિદયહ જરૂરી છે, જે કતલ કરેલ જાનવર બરાબર હોવું જોઇએ, જેનો નિર્ણય તમારા માંથી બે ભરોસાપાત્ર વ્યક્તિ કરી દે, ભલેને તે ફિદયો ખાસ પ્રકારના ઢોર હોય, જે કુરબાની માટે કઅબા શરીફમાં લઇ જવાતા હોય, અને ભલેને કફ્ફારો લાચારોને આપી દેવામાં આવે અને ભલેને તેના બરાબર રોઝા રાખી લેવામાં આવે, જેથી પોતે કરેલ કાર્યનો સ્વાદ ચાખે, અલ્લાહ તઆલાએ પાછલા પાપને માફ કરી દીધા અને જે વ્યક્તિ ફરી આવું જ કરશે, તો અલ્લાહ બદલો લેશે, અને અલ્લાહ બદલો લેવામાં જબરદસ્ત છે.

૯૬) તમારા માટે દરિયાઈ શિકાર અને તેનું ખાવું હલાલ છે, તમારા ફાયદા માટે અને મુસાફરો માટે, અને ધરતીનો શિકાર તમારા માટે હરામ કરવામાં આવ્યો છે જ્યાં સુધી તમે એહરામની સ્થિતિમાં હોય, અને અલ્લાહ તઆલાથી ડરો, જેની પાસે ભેગા કરવામાં આવશો.

૯૭) અલ્લાહ તઆલાએ કાબાને, જે પવિત્ર સ્થળ છે, લોકોને અડગ રહેવા માટેનું કારણ બનાવી દીધું, અને ઇજ્જતવાળા મહિનાને પણ અને હરમમાં કુરબાન થનાર જાનવરને પણ અને તે જાનવરોને પણ જેમના ગળામાં પટ્ટા હોય, આ એટલા માટે કે જેથી તમે તે વાતને માની લો કે નિ:શંક અલ્લાહ તઆલા આકાશો અને ધરતીની દરેક વસ્તુને જાણે છે. અને નિ:શંક અલ્લાહ તઆલા બધી જ વસ્તુઓને ખૂબ સારી રીતે જાણે છે.

૯૮) તમે જાણી લો કે અલ્લાહ તઆલા યાતના પણ સખત આપનાર છે અને અલ્લાહ તઆલા મોટો માફ કરનાર અને ઘણો જ દયાળુ પણ છે.

૯૯) પયગંબરના જવાબદારી તો ફકત પહોંચાડી દેવાની છે અને અલ્લાહ તઆલા બધું જ જાણે છે, જે કંઈ પણ તમે જાહેર કરો છો અને જે કંઈ પણ તમે છુપાવો છો.

૧૦૦) તમે કહી દો કે અપવિત્ર અને પવિત્ર સરખું નથી, ભલેને તમને અપવિત્ર સારું લાગતું હોય, અલ્લાહ તઆલાથી ડરતા રહો, હે બુદ્ધિશાળી લોકો ! જેથી તમે સફળ બનો.

૧૦૧) હે ઈમાનવાળાઓ ! એવી વાતો વિશે સવાલ ન કરો કે જો તમને જણાવી દેવામાં આવે તો તમને પસંદ ન આવે અને જો તમે કુરઆનના અવતરણના સમયે તે વાતો વિશે સવાલ કરશો તો તમારા પર જાહેર કરી દેવામાં આવશે, પાછલા સવાલોને અલ્લાહ તઆલાએ માફ કરી દીધા અને અલ્લાહ ખૂબ જ માફ કરનાર અને ધૈર્યવાન છે.

૧૦૨) આવી વાતો તમારાથી પહેલા બીજા લોકોએ પણ પૂછી હતી, પછી તે વાતોના ઇન્કાર કરનારા બની ગયા.

૧૦૩) અલ્લાહ તઆલાએ ન બહીરહને , ન સાઇબહને, ન વસીલહને, અને ન હામને હલાલ કર્યા છે, (આ તે જાનવરોના નામ છે જેને મક્કાના મુશરિક લોકો અલ્લાહ સિવાય બીજા પૂજ્યોના નામ લઇ કુરબાન કરતા હતા). પરંતુ જે લોકો ઇન્કાર કરનારા છે તે અલ્લાહ તઆલા પર જુઠાણું બાંધે છે અને કેટલાય ઇન્કાર કરનારાઓ બુદ્ધિશાળી નથી.

૧૦૪) અને જ્યારે તેઓને કહેવામાં આવે છે કે અલ્લાહ તઆલાએ જે આદેશો અવતરિત કર્યા છે તેને અને પયગંબરની વાતને માનો, તો કહે છે કે અમારા માટે તે જ પૂરતુ છે જેના પર અમે અમારા પૂર્વજોને જોયા, તેઓના પૂર્વજો બુદ્ધિશાળી ન હતા અને સત્યમાર્ગનું અનુસરણ ન કરતા હતા.

૧૦૫) હે ઈમાનવાળાઓ ! પોતાની ચિંતા કરો, જ્યારે તમે સત્યમાર્ગ પર ચાલી રહ્યા હોય તો, જે વ્યક્તિ પથભ્રષ્ટ છે, તેનાથી તમને કંઈ નુકસાન નથી, અલ્લાહ તરફ જ તમારે સૌએ પાછા ફરવાનું છે, તે તમને સૌને બતાવી દેશે જે કંઈ તમે કરતા હતા.

૧૦૬) હે ઈમાનવાળાઓ ! તમારી વચ્ચે બે વ્યક્તિની સાક્ષી હોવી યોગ્ય છે, જ્યારે કે તમારા માંથી કોઇનું મૃત્યુ આવી પહોંચે અને વસિયત કરવાનો સમય હોય, તે બે વ્યક્તિ સદાચારી હોય, ભલેને તમારા માંથી હોય અથવા બીજા માંથી, જો તમે કયાંક મુસાફરીમાં હોવ અને તમને મૃત્યુ આવી પહોંચે, જો તમને શંકા હોય તો તે બન્નેને નમાઝ પછી રોકી લો, પછી બન્ને અલ્લાહના સોગંદ ખાય કે અમે આ સોગંદના બદલામાં કોઇ ફાયદો લેવા નથી ઇચ્છતા, ભલેને કોઇ સંબંધી પણ હોય અને અલ્લાહની વાતનો અમે ભંગ નહીં કરીએ, અને અમે તેવી પરિસ્થિતિમાં ખૂબ જ પાપી બની જઇશું.

૧૦૭) પછી જો તેની ખબર પડે કે તે બન્ને સાક્ષી કોઇ પાપ કરી બેઠા છે, તો તે લોકો માંથી જેની સામે પાપ થયો હતો અને બે વ્યક્તિ તે બધા માંથી સૌથી નજીક હતા, જ્યાં તે બન્ને ઊભા હતા, આ બન્ને ઊભા થાય અને અલ્લાહના સોગંદ ખાય કે ખરેખર અમારી આ સોગંદ તે બન્નેની તે સોગંદ કરતા સત્ય છે, અને અમે સહેજ પણ અતિરેક નથી કર્યો, અમે તે પરિસ્થિતિમાં સખત અત્યાચારી બની જઇશું.

૧૦૮) આવું કરવું વધારે સારું છે કે તે લોકો તે આદેશને સત્ય રીતે જાહેર કરી દે, અથવા તે વાતથી ડરી જાય કે તેઓ પાસેથી સોગંદ લીધા પછી તેઓ સોગંદોનો ભંગ કરશે, અને અલ્લાહ તઆલાથી ડરો અને સાંભળો અલ્લાહ તઆલા વિદ્રોહીઓને સત્યમાર્ગ દર્શન નથી આપતો.

૧૦૯) જે દિવસે અલ્લાહ તઆલા પયગંબરોને ભેગા કરશે, પછી કહેશે કે તમને શું જવાબ મળ્યો હતો, તેઓ કહેશે કે અમને કંઈ જ ખબર નથી, તું જ ખરેખર છૂપી વાતોને પૂરી રીતે જાણનાર છે.

૧૧૦) જ્યારે કે અલ્લાહ તઆલા કહેશે કે હે મરયમના દિકરા ઈસા ! મારુ ઇનામ યાદ કરો, જે તમારા પર અને તમારી માતા પર થયું છે, જ્યારે મેં તમને રૂહુલ્ કુદ્દુસ (જિબ્રઇલ અ.સ.) દ્વાર ટેકો કર્યો, તમે માતાના ખોળામાં પણ લોકો સાથે વાતો કરતા હતા અને મોટી વયે પણ અને જ્યારે કે મેં તમને કિતાબ અને હિકમતની વાતો અને તૌરાત અને ઈંજીલનું જ્ઞાન આપ્યું અને જ્યારે કે તમે મારા આદેશથી માટી માંથી એક આકાર બનાવતા હતા, જેવો કે પક્ષીનો આકાર હોય છે, પછી તમે તેની અંદર ફૂંક મારતા હતા જેનાથી તે પક્ષી (સજીવ) બની જતું હતું, મારા આદેશથી, અને તમે તંદુરસ્ત કરી દેતા હતા જન્મથી આંધળા અને કોઢીને મારા આદેશથી, અને જ્યારે કે તમે મૃતકોને જીવિત કરી ઊભા કરતા હતા મારા આદેશથી અને જ્યારે કે મેં ઇસ્રાઇલના સંતાનોને તમારાથી અળગા રાખ્યા, જ્યારે તમે તેઓની પાસે પૂરાવા લઇ આવ્યા હતા, પછી તેઓમાં જે ઇન્કાર કરનારાઓ હતા, તેઓએ કહ્યું હતું કે આ તો સ્પષ્ટ રીતે જાદુ સિવાય બીજું કંઈજ નથી.

૧૧૧) અને જ્યારે કે મેં હવ્વારી (મદદ કરનાર) ને આદેશ આપ્યો કે તમે મારા પર અને મારા પયગંબર પર ઈમાન લાવો, તેઓએ કહ્યું કે અમે ઈમાન લાવ્યા અને તમે સાક્ષી રહો કે અમે સંપૂર્ણ આજ્ઞાકારી છે.

૧૧૨) તે સમય યાદ કરવા જેવો છે, જ્યારે કે હવ્વારીઓએ પૂછ્યું કે હે મરયમના દિકરા ઈસા ! શું તમારો પાલનહાર અમારા પર આકાશ માંથી એક ભોજનનો થાળ ઉતારી શકે છે ? તેમણે કહ્યું કે અલ્લાહથી ડરો જો તમે ઈમાનવાળા હોય.

૧૧૩) તેઓએ કહ્યું કે અમે એવું ઇચ્છીએ છીએ કે તેમાંથી ખાઇએ અને અમારા હૃદયને શાંતિ મળી જાય અને અમારી આસ્થામાં વધારો થઇ જાય કે તમે અમને સત્ય વાત કહી છે અને અમે સાક્ષી આપનારાઓ માંથી થઇ જઇએ.

૧૧૪) મરયમના દિકરા ઈસાએ દુઆ કરી કે, હે અલ્લાહ ! હે અમારા પાલનહાર ! અમારા પર આકાશ માંથી ભોજન ઉતાર, કે તે અમારા માટે એટલે કે અમારા માં જે પહેલા આવનારા અને જે પછી આવનારા છે તે સૌના માટે, એક ખુશીની વાત થઇ જાય અને તારા તરફથી એક નિશાની બની જાય અને તું અમને રોજી આપી દે અને તું બધા આપવાવાળા કરતા સારો છે.

૧૧૫) અલ્લાહ તઆલાએ કહ્યું કે હું તે ભોજન તમારા પર ઉતારવાવાળો છું, પછી જે વ્યક્તિ તમારા માંથી તે પછી અતિરેક કરશે, તેને હું એવી સજા આપીશ કે તે સજા દુનિયાવાળાઓ માંથી કોઇને નહીં આપું.

૧૧૬) અને તે સમય પણ યાદ કરવા જેવો છે કે જ્યારે કે અલ્લાહ તઆલા કહેશે કે હે મરયમના પુત્ર ઈસા ! શું તમે તે લોકોને કહી દીધું હતું કે મને અને મારી માતાને પણ અલ્લાહ તઆલા સિવાય પૂજ્ય બનાવી લો, ઈસા કહેશે કે હું તો તને પવિત્ર સમજું છું, મારા માટે આવી વાત કરવી અશક્ય હતી, જેનો કોઇ અધિકાર મને ન હતો, જો મેં કહ્યું હશે તો તને

આ વિશેની જાણ હશે, તું તો મારા હૃદયની વાતોને પણ જાણે છે અને હું તારા હૃદયમાં જે કંઈ છે તેને નથી જાણતો, બધું જ અદૃશ્યને જાણવાવાળો તું જ છે.

૧૧૭) મેં તો તેઓને તે જ કહ્યું, જે તે મને કહેવાનો આદેશ આપ્યો હતો કે તમે અલ્લાહની બંદગી કરો, જે મારો પણ પાલનહાર છે અને તમારો પણ, હું તેઓ પર સાક્ષી બનીને રહ્યો જ્યાં સુધી હું તેઓની વચ્ચે રહ્યો, પછી જ્યારે તેં મને ઉઠાવી લીધો તો તું જ તેઓની સ્થિતિ જાણતો હતો અને તું દરેક વસ્તુની સંપૂર્ણ જાણકારી રાખે છે.

૧૧૮) જો તું તેઓને યાતના આપે તો તેઓ તારા બંદા છે, અને જો તું તેઓને માફ કરી દે તો તું જબરદસ્ત હિકમતવાળો છે.

૧૧૯) અલ્લાહ તઆલા કહેશે કે આ તે દિવસ છે કે જે લોકો સાચા હતા, તેઓનું સાચું હોવું તેમને કામમાં આવશે, તેઓને બગીચાઓ મળશે જેની નીચે નહેરો વહી રહી હશે, જેમાં તેઓ હંમેશા હંમેશ રહેશે, અલ્લાહ તઆલા તેઓથી રાજી અને ખુશ, અને આ લોકો અલ્લાહથી રાજી અને ખુશ છે, આ મોટી સફળતા છે.

૧૨૦) અલ્લાહનું જ છે આકાશોનું સામ્રાજ્ય અને ધરતીનું, અને તે વસ્તુઓનું પણ જે તેમાં છે, અને તે દરેક વસ્તુ પર શક્તિ ધરાવે છે.






અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧) દરેક પ્રકારની પ્રશંસા અલ્લાહ માટે જ છે, જેણે આકાશો અને ધરતીનું સર્જન કર્યું અને અંધકાર અને પ્રકાશ બનાવ્યો,તો પણ ઇન્કાર કરનારા લોકો (અલ્લાહને છોડીને) અન્યને પોતાના પાલનહાર બરાબર ઠેરવે છે.૨) તે એવો છે જેણે તમારું માટીથી સર્જન કર્યું, પછી એક સમય નક્કી કર્યો અને (બીજો) નક્કી કરેલ સમય ખાસ અલ્લાહ જ જાણે છે, તો પણ તમે શંકા કરો છો.

૩) અને તે જ છે સાચો પૂજ્ય, આકાશોમાં પણ અને ધરતીમાં પણ, તે તમારી છૂપી (વાતો)ને પણ અને તમારી જાહેર (વાતો) ને પણ જાણે છે અને તમે જે કંઈ કાર્ય કરો છો તેને પણ જાણે છે.

૪) અને તેઓની પાસે કોઇ પણ નિશાની, તેઓના પાલનહારની નિશાનીઓ માંથી એવી નથી આવતી કે જેનાથી તે અળગા ન રહેતા હોય.

૫) તેઓએ તે સાચી કિતાબને પણ જુઠલાવી, જ્યારે કે તે (કિતાબ) તેમની પાસે આવી પહોંચી, તો નજીક માંજ તેઓ જાણી લેશે તે વસ્તુને, જેના વિશે આ લોકો મજાક કરતા હતા.

૬) શું તેઓએ જોયું નથી કે તેઓથી પહેલા અમે કેટલાય જૂથોને નષ્ટ કરી ચૂકયા છીએ, જેઓને અમે દુનિયામાં એવી શક્તિ આપી હતી જેવી શક્તિ તમને નથી આપી અને અમે તેઓ પર મુશળધાર વરસાદ વરસાવ્યો અને અમે તેઓની નીચેથી નહેરો વહેતી કરી દીધી, પછી અમે તેઓને, તેઓના પાપોના કારણે નષ્ટ કરી દીધા અને તેઓ પછી બીજા જૂથોને પેદા કરી દીધા.

૭) અને જો અમે કાગળ પર લખેલ પૃષ્ઠ તમારા પર ઊતારતા, પછી તેને આ લોકો પોતાના હાથ વડે અડી પણ લેતા, તો પણ આ ઇન્કાર કરનારા લોકો એવું કહેતા કે આ તો સ્પષ્ટ જાદુ જ છે.

૮) અને આ લોકો એવું કહે છે કે તેઓની પાસે કોઇ ફરિશ્તા કેમ ઉતારવામાં નથી આવતા ? અને જો અમે કોઇ ફરિશ્તા મોકલી દેતા, તો વાત જ પૂરી થઇ જાત, પછી તેઓને થોડીક પણ મહેતલ આપવામાં ન આવતી.

૯) અને જો અમે (પયગંબર) તરીકે ફરિશ્તાને ઉતારતા, તો અમે તેને માણસ જ બનાવતા અને અમારા આ કાર્યથી ફરી, તેઓને તે જ શંકા થતી, જે અત્યારે શંકા કરી રહ્યા છે.

૧૦) અને ખરેખર તમારાથી પહેલા જે પયગંબર થઇ ચૂક્યા છે, તેઓની પણ મજાક ઉડાવવામાં આવી, પછી જે લોકોએ તેઓની (પયગંબરો) સાથે મજાક કરી હતી, તેઓને તે પ્રકોપે ઘેરી લીધી, જેની મજાક ઉડાવતા હતા.

૧૧) તમે કહી દો કે થોડું ધરતી પર હરો-ફરો, પછી જોઇ લો કે જુઠલાવનારાઓની કેવી દશા થઇ.

૧૨) તમે કહી દો કે જે કંઈ આકાશ અને ધરતીમાં છે, તેનો માલિક કોણ છે ? તમે કહી દો કે તે સૌનો માલિક અલ્લાહ જ છે, અલ્લાહએ કૃપા કરવી પોતાના પર જરૂરી કરી દીધું છે. તમને અલ્લાહ કયામતના દિવસે એકઠા કરશે, તેમાં કોઇ શંકા નથી, જે લોકોએ પોતે પોતાને નુકસાનમાં નાખ્યા છે, તેઓ ઈમાન નહીં લાવે.

૧૩) અને અલ્લાહ જ માલિક છે તે દરેક વસ્તુઓનો જે રાત અને દિવસમાં રહે છે, અને તે ખૂબ જ સાંભળનાર અને જાણનાર છે.

૧૪) તમે કહી દો કે શું હું અલ્લાહ સિવાય બીજાને પૂજ્ય સમજું ? જે (અલ્લાહ) આકાશો અને ધરતીનું સર્જન કરનાર છે, અને જે ખોરાક

આપે છે અને તેને કોઇ ખોરાક નથી આપતું, તમે કહી દો કે મને આદેશ આપવામાં આવ્યો છે કે હું સૌથી પહેલા ઇસ્લામનો સ્વીકાર કરું અને તમે મુશરિકો માંથી ક્યારેય ન થઇ જતા.

૧૫) તમે કહી દો કે જો હું પોતાના પાલનહારનું કહ્યું ન માનું તો હું એક મોટા દિવસની યાતનાનો ડર રાખું છું.

૧૬) જે વ્યક્તિ ઉપરથી તે દિવસે તે યાતના હટાવી દેવામાં આવી, તો તેના પર અલ્લાહએ ખૂબ દયા કરી અને આ મોટી સફળતા છે.

૧૭) અને જો તમને અલ્લાહ તઆલા કોઇ તકલીફ આપે તો તેને દૂર કરવાવાળો અલ્લાહ સિવાય કોઇ નથી અને જો તમને અલ્લાહ તઆલા કોઇ નફો પહોંચાડે, તો તે દરેક વસ્તુ પર શક્તિ ધરાવે છે.

૧૮) અને તે જ અલ્લાહ પોતાના બંદાઓ પર સંપૂર્ણ સત્તા ધરાવે છે, અને તે જ મોટી હિકમતવાળો છે અને બધી જ ખબર રાખનાર છે.

૧૯) તમે કહી દો કે સાક્ષી આપવા માટે સૌથી મોટું કોણ છે ? તમે કહી દો કે મારી અને તમારી વચ્ચે સાક્ષી આપનાર અલ્લાહ છે અને મારી પાસે આ કુરઆન વહી વડે અવતરિત કરવામાં આવ્યું છે, જેથી હું આ કુરઆન દ્વારા, તમને અને જે લોકો સુધી આ કુરઆન પહોંચે તે સૌને સચેત કરું, શું તમે સાચે જ આ સાક્ષી આપશો કે અલ્લાહ તઆલા સાથે બીજા અન્ય પૂજ્યો પણ છે, તમે કહી દો કે હું તો સાક્ષી નથી આપતો, તમે કહી દો કે બસ ! તે તો એક જ પૂજ્ય છે અને ખરેખર હું તમારા (અલ્લાહ સાથે) ભાગીદાર ઠેરવવાના કારણે કંટાળેલો છું.

૨૦) જે લોકોને અમે કિતાબ આપી છે તે લોકો પયગંબરને ઓળખે છે, જેવી રીતે પોતાના સંતાનને ઓળખે છે, જે લોકોએ પોતે પોતાને નુકસાનમાં નાખ્યા છે તેઓ ઈમાન નહીં લાવે.

૨૧) અને તેના કરતા વધારે અન્યાય કરનાર કોણ હોઇ શકે છે જે અલ્લાહ

તઆલા પર જૂઠાણું બાંધે, અથવા અલ્લાહની આયતોને જુઠી ઠેરવે ? આવા અન્યાય કરનારા સફળ નહીં થાય.

૨૨) અને તે સમય પણ યાદ કરવા જેવો છે જે દિવસે અમે તે બધા સર્જનને ભેગા કરીશું, પછી અમે મુશરિકોને કહીશું કે તમારા તે ભાગીદારો, જેમના પૂજ્ય હોવાનો તમે દાવો કરતા હતા, ક્યાં છે ?

૨૩) પછી તેઓના શિર્કનું પરિણામ તે સિવાય બીજું કંઈ નહીં હોય કે, તેઓ એવું કહેશે કે, સોગંદ છે અલ્લાહના, હે અમારા પાલનહાર અમે મુશરિક ન હતા.

૨૪) જુઓ તો, તેઓએ કેવી રીતે જૂઠ કહ્યું પોતાના પર, અને જે વસ્તુને તેઓ જૂઠ ઘડી કાઢતા હતા તે સૌ અદૃશ્ય થઇ ગયા.

૨૫) અને તેઓ માંથી કેટલાક એવા છે કે તમારી તરફ કાન ધરે છે અને અમે તેઓના હૃદયો પર પરદો નાંખી દીધો છે જેનાથી તેઓ સમજે, અને કાનમાં બૂચ નાંખી દીધા છે, અને જો તે લોકો બધા જ પૂરાવાને જોઇ લે તો પણ તેના પર ઈમાન નહીં લાવે, અહીં સુધી કે જ્યારે આ લોકો તમારી પાસે આવે છે, તો અમસ્તા ઝઘડો કરે છે, આ લોકો જે ઇન્કાર કરનારા છે એવું કહે છે કે, આ તો કંઈ પણ નથી ફકત વાતો છે, જે પહેલાથી ચાલતી આવી છે.

૨૬) અને આ લોકો તેનાથી બીજાને પણ રોકે છે અને પોતે પણ તેનાથી દૂર દૂર રહે છે અને આ લોકો પોતાને જ નષ્ટ કરી રહ્યા છે અને કંઈ ખબર નથી રાખતા.

૨૭) અને જો તમે તે સમયે જુઓ, કે આ લોકો જહન્નમ પાસે ઊભા રાખવામાં આવશે તો કહેશે, અફસોસ, કેવું સારું થાત, કે અમે પાછા (દુનિયામાં) મોકલી દેવામાં આવીએ, અને જો આવું થઇ જાય તો, અમે અમારા પાલનહારની આયતોને જૂઠી નહીં ઠેરવીએ, અને ઈમાનવાળાઓ માંથી થઇ જઇએ.

૨૮) પરંતુ જે વસ્તુને આ પહેલાં છુપાવતાં હતા, તે તેઓની સામે આવી ગઈ, અને જો આ લોકો ફરી પાછા મોકલી દેવામાં આવે તો પણ તેઓ એવા જ કાર્યો કરશે જેનાથી તેઓને રોકવામાં આવ્યા હતા અને ખરેખર આ લોકો જુઠ્ઠા છે.

૨૯) અને આ લોકો કહે છે કે ફકત આ દુનિયાનું જીવન જ અમારું જીવન છે અને અમે (બીજી વખત) જીવિત કરવામાં નહીં આવીએ.

30) અને જો તમે તે સમયે જુઓ, જ્યારે આ લોકો પોતાના પાલનહાર સમક્ષ ઊભા કરવામાં આવશે, અલ્લાહ કહેશે કે શું આ સાચું નથી ? તે કહેશે નિ:શંક સોગંદ છે અમારા પાલનહારના, કેમ નહીં, અલ્લાહ તઆલા કહેશે તો હવે પોતાના ઇન્કારના કારણે યાતનાનો (સ્વાદ) ચાખો.૩૧) નિ:શંક નુકસાનમાં રહ્યા તે લોકો, જેઓએ અલ્લાહ સાથે મુલાકાત કરવાને જૂઠ સમજ્યું, અહીં સુધી કે તે નક્કી કરેલ સમય તેઓ પર આવી પહોંચશે, કહેશે કે અફસોસ છે અમારી સુસ્તી પર, જે આ વિષે થઇ, અને સ્થિતિ એવી થશે કે તેઓ પોતાની પીઠ પર ભાર ઉઠાવેલ હશે, સારી રીતે સાંભળી લો કે, ખરાબ હશે તે વસ્તુ જેનો ભાર તેઓ ઉઠાવશે.

૩૨) અને દુનિયાનું જીવન તો કંઈ પણ નથી, ખેલ-તમાશા સિવાય. અને આખેરતનું ઘર ડરવાવાળાઓ માટે ઉત્તમ છે, શું તમે વિચારતા નથી ?

૩૩) અમે સારી રીતે જાણીએ છીએ કે તમને તે લોકોની વાતો નિરાશ કરે છે, આ લોકો તમને જુઠ્ઠા નથી કહેતા, પરંતુ આ અત્યાચારી લોકો તો અલ્લાહની આયતોને ઇન્કાર કરે છે.

૩૪) અને ઘણા પયગંબરો જે તમારા કરતા પહેલા આવી ચૂક્યા છે તેઓને પણ જુઠલાવવામાં આવ્યા, પરંતુ તેઓએ તેના પર ધીરજ રાખી, તેઓને જુઠલાવવામાં આવ્યા અને તેઓને તકલીફો આપવામાં

આવી, ત્યાં સુધી કે અમારી મદદ તેઓ માટે આવી ગઇ અને અલ્લાહ તઆલાની વાતોને કોઇ બદલી શકતું નથી અને તમારી પાસે કેટલાક પયગંબરોની કેટલીક વાતો પહોંચી ગઇ છે.

૩૫) અને જો તેઓની ઉપેક્ષા તમને તકલીફ પહોંચાડે છે. તો, જો તમને તાકાત હોય તો ધરતીમાં કોઇ સુરંગ અથવા આકાશમાં કોઇ સીડી શોધી લો, ફરી કોઇ ચમત્કાર લઇ આવી, તેને બતાવો, અને જો અલ્લાહ ઇચ્છતો, તો તે સૌને સત્યમાર્ગ પર ભેગા કરી દેતો, તો તમે અણસમજું લોકો માંથી ન થઇ જાવ.

૩૬) તે જ લોકો માને છે જેઓ સાંભળે છે અને મૃતકોને અલ્લાહ જીવિત કરીને ઉઠાવશે, પછી બધા અલ્લાહ તરફ જ લાવવામાં આવશે.

૩૭) અને આ લોકો કહે છે કે તેઓ પર કોઇ ચમત્કાર કેમ ઉતારવામાં નથી આવ્યો તેઓના પાલનહાર તરફથી, તમે કહી દો કે અલ્લાહ તઆલા ખરેખર સંપૂર્ણ શક્તિ ધરાવે છે તેના પર કે, તે ચમત્કાર ઉતારી દે, પરંતુ તેઓ માંથી વધારે પડતા લોકો અજાણ છે.

૩૮) અને જેટલાં પ્રકારના જાનવરો ધરતી પર હરે-ફરે છે અને જેટલાં પ્રકારના પક્ષીઓ છે, જેઓ પોતાની બન્ને પાંખો વડે ઉડે છે, તેમાં કોઇ એવા નથી જે તમારી જેમ જૂથ ન હોય, અમે કિતાબ (લોહે મહફૂઝ)માં કોઈ વસ્તુ છોડી નથી, પછી સૌ પોતાના પાલનહાર સમક્ષ ભેગા કરવામાં આવશે.

૩૯) અને જે લોકો અમારી આયતોને જુઠલાવે છે, તે તો અલગ-અલગ પ્રકારના અંધકારમાં બહેરા અને મૂંગા થઇ રહ્યા છે, અલ્લાહ જેને ઇચ્છે તેને પથભ્રષ્ટ કરી દે અને જેને ઇચ્છે સત્ય માર્ગદર્શન આપી દે.

૪૦) તમે કહી દો કે તમારી શી દશા થશે જો તમારા પર અલ્લાહનો પ્રકોપ આવી પહોંચે અથવા તમારા પર કયામત જ આવી પહોંચે, તો શું અલ્લાહ સિવાય બીજાને પોકારશો ? જો તમે સાચા હોવ.

૪૧) પરંતુ તેને જ પોકારશો, પછી જેના માટે તમે પોકારશો, જો તે ઇચ્છે તો તેને હટાવી પણ દે અને જેઓને તમે ભાગીદાર ઠેરવો છો તે સૌને ભૂલી જશો.

૪૨) અને અમે બીજા જૂથ તરફ પણ જે તમારા પહેલા થઇ ગયા છે, પયગંબરો મોકલ્યા હતા, તો અમે તેઓના પર તંગી અને બિમારી લાવ્યા, જેથી તેઓ વિનમ્રતાપૂર્વક અમારી સામે ઝૂકી પડે.

૪૩) તો જ્યારે તેઓને અમારી સજા પહોંચતી, તો તેઓએ નમ્રતા કેમ ન દાખવી ? પરંતુ તેઓના હૃદયો કઠોર થઇ ગયા અને શેતાને તેઓના કાર્યોને તેમના માટે સારા કરી દીધા.

૪૪) પછી જ્યારે તે લોકો તે વસ્તુને ભૂલી ગયા, જેની શિખામણ તેઓને આપવામાં આવતી હતી, તો અમે તેઓ પર દરેક વસ્તુના દરવાજા ફેલાવી દીધા, ત્યાં સુધી કે જ્યારે તે વસ્તુઓ પર, જે તેમને મળી હતી, તેઓ ખૂબ ઇતરાવા લાગ્યા, અમે તેઓને અચાનક પકડી લીધા, પછી તો તેઓ તદ્દન નિરાશ થઇ ગયા.

૪૫) પછી અત્યાચારીઓના મૂળ કપાઇ ગયા અને અલ્લાહનો આભાર છે જે સમગ્ર સૃષ્ટિનો પાલનહાર છે.

૪૬) તમે કહી દો કે, જણાવો ! જો અલ્લાહ તઆલા તમારી સાંભળવાની અને જોવાની શક્તિને સંપૂર્ણપણે લઇ લે અને તમારા હૃદયો પર મહોર લગાવી દે, તો અલ્લાહ તઆલા સિવાય બીજો કોઇ પૂજ્ય છે કે એ તમને પરત આપી દે, તમે જૂઓ તો અમે કેવી રીતે પૂરાવાનું અલગ-અલગ રીતે વર્ણન કરી રહ્યા છે, તો પણ આ લોકો માનતા નથી.

૪૭) તમે કહી દો કે જણાવો ! જો તમારા પર અલ્લાહ તઆલાનો પ્રકોપ આવી પહોંચે, ભલેને અચાનક અથવા જાહેરમાં, તો શું અત્યાચારી સિવાય બીજા કોઇને નષ્ટ કરવામાં આવશે ?

૪૮) અને અમે પયગંબરોને ફક્ત તે કારણે મોકલીએ છીએ કે, તે ખુશખબર આપે અને સચેત કરે, પછી જે લોકો ઈમાન લઇ આવે અને સુધારો કરી લે, તે લોકોને કોઇ ભય નહીં હોય અને ન તો તેઓ નિરાશ થશે.

૪૯) અને જે લોકો અમારી આયતોને જુઠલાવે, તેઓ ઉપર યાતના આવી પહોંચશે, એટલા માટે કે તેઓ અવજ્ઞા કરતા હતા.

૫૦) તમે કહી દો કે ન તો હું તમને એવું કહું છું કે મારી પાસે અલ્લાહના ખજાના છે અને ન તો હું અદૃશ્ય (ની વાતો) જાણું છું અને ન તો હું તમને એવું કહું છું કે હું ફરિશ્તો છું, હું તો ફકત જે મારી પાસે વહી આવે છે તેનું અનુસરણ કરું છું, તમે કહી દો કે શું આંધળો અને જોનારો બન્ને સમાન હોઇ શકે છે ? તો શું તમે ચિંતન નથી કરતા ?

૫૧) અને એવા લોકોને સચેત કરો, જેઓ તે વાતની ખાતરી રાખે છે કે પોતાના પાલનહાર પાસે એવી સ્થિતિમાં ભેગા કરવામાં આવીશું કે અલ્લાહ સિવાય જેટલા પૂજ્યો છે, ન કોઇ તેઓની મદદ કરશે અને ન તો કોઇ ભલામણ કરશે, આ આશા પર કે તેઓ ડરી જાય.

૫૨) અને તે લોકોને ન કાઢો, જે સવાર-સાંજ પોતાના પાલનહારની બંદગી કરે છે, ફક્ત તેની પ્રસન્નતાનો હેતુ રાખે છે, તેઓનો હિસાબ થોડોક પણ તમારા વિશે નથી અને તમારો હિસાબ થોડોક પણ તેઓના વિશે નથી, કે તમે તેઓને કાઢી મૂકો, નહીં તો તમે અત્યાચાર કરવાવાળાઓ માંથી થઇ જશો.

૫૩) અને આવી જ રીતે અમે કેટલાકની કેટલાક વડે કસોટી કરી રહ્યા છે, જેથી આ લોકો કહે, શું આ લોકો છે જેમના પર અમારા સૌ માંથી અલ્લાહ તઆલાએ કૃપા કરી છે, શું એવું નથી કે અલ્લાહ તઆલા આભાર વ્યક્ત કરનાર લોકોને ખૂબ સારી રીતે જાણે છે.

૫૪) અને આ લોકો જ્યારે તમારી પાસે આવે, જેઓ અમારી આયતો પર ઈમાન રાખે છે, તો (એવું) કહી દો કે તમારા પર સલામતી છે, તમારા પાલનહારે કૃપા કરવી પોતાના શિરે નક્કી કરી લીધું છે, કે જે વ્યક્તિ તમારા માંથી ખરાબ કૃત્ય અજાણતાથી કરી બેસે, ત્યાર પછી તેઓ તૌબા કરી લે, અને સુધારો કરી લે, તો અલ્લાહ (ની એ ખૂબી છે કે તે) મોટો માફ કરનાર છે, ઘણો કૃપાળુ છે.

૫૫) આવી જ રીતે અમે આયતોને સ્પષ્ટ કરતા રહીએ છીએ જેથી પાપીઓનો માર્ગ જાહેર થઇ જાય.

૫૬) તમે કહી દો કે મને તેનાથી રોકવામાં આવ્યો છે કે તેઓની બંદગી કરું જેમને તમે અલ્લાહ તઆલા સિવાય બીજાને પોકારો છો, તમે કહી દો કે હું તમારી મનેચ્છાઓનું અનુસરણ નહીં કરું, કારણકે આ સ્થિતિમાં તો હું પથભ્રષ્ટ થઇ જઇશ, અને સત્ય માર્ગ પર ચાલનારાઓ માંથી નહીં રહું.

૫૭) તમે કહી દો કે મારી પાસે તો મારા પાલનહાર તરફથી એક પૂરાવો છે, પરંતુ તમે તેને જુઠલાવો છો, જે વસ્તુ વિશે તમે ઉતાવળ કરી રહ્યા છો, તે મારી પાસે નથી, અલ્લાહ સિવાય કોઇનો આદેશ નથી ચાલતો, અલ્લાહ તઆલા ખરેખર સત્ય વાતને જણાવી દે છે અને સૌથી સારો નિર્ણય કરનાર તે જ છે.

૫૮) તમે કહી દો કે જો મારી પાસે તે વસ્તુ હોત જેની તમે માંગણી કરી રહ્યા છો, તો મારી અને તમારી વચ્ચે નિર્ણય થઈ જાત અને અત્યાચારીઓને અલ્લાહ તઆલા ખૂબ સારી રીતે જાણે છે.

૫૯) અને અલ્લાહ તઆલા પાસે જ છે અદૃશ્યની ચાવીઓ (ખજાનો), અલ્લાહ સિવાય તેને કોઇ નથી જાણતું અને તે દરેક વસ્તુઓને જાણે છે, જે કંઈ ધરતીમાં છે અને જે કંઈ સમુદ્રમાં છે અને કોઇ પાંદડું એવું નથી પડતું જેને તે જાણતો ન હોય અને કોઇ દાણો ધરતીના

અંધકારમાં અને ન કોઇ ભીની અને ન કોઇ સૂકી વસ્તુ છે, સાચે જ આ બધું જ ખુલ્લી કિતાબમાં લખેલ છે.

૬૦) અને તે એવો છે કે રાતમાં તમારા પ્રાણ ખેંચી લે છે અને જે કંઈ પણ તમે દિવસમાં કરો છો તેને જાણે છે, પછી તમને ઉઠાડે છે, જેથી નક્કી કરેલ સમય પૂરો થઇ જાય, પછી તેની જ તરફ તમારે પાછા ફરવાનું છે, પછી તમને બતાવશે જે કંઈ તમે કરતા હતા.૬૧) અને તે જ પોતાના બંદાઓ પર વિજયી છે, અને તમારા માટે નિરીક્ષક અવતરિત કરે છે, ત્યાં સુધી કે જ્યારે તમારા માંથી કોઇને મૃત્યુ આવી પહોંચે છે, તેનો જીવ અમારા મોકલેલા ફરિશ્તા કાઢી લે છે અને તેઓ થોડીક પણ સુસ્તી નથી કરતા.

૬૨) પછી સૌ પોતાના સાચા પૂજ્ય અલ્લાહ તઆલા તરફ લાવવામાં આવશે, સારી રીતે સાંભળી લો, નિર્ણય અલ્લાહનો જ હશે અને તે નજીક માંજ હિસાબ લેશે.

૬૩) તમે કહી દો કે તે કોણ છે જે તમને ધરતી અને સમુદ્રના અંધકારથી બચાવે છે, તમે તેને પોકારો છો નમ્રતાપૂર્વક અને છૂપી-છૂપીને, જો તમે અમને તેનાથી છુટકારો અપાવી દો તો અમે ખરેખર આભાર વ્યકત કરનારાઓ માંથી થઇ જઇશું.

૬૪) તમે કહી દો કે અલ્લાહ જ તમને તેનાથી બચાવે છે અને દરેક દુ:ખથી, તમે તો પણ ભાગીદાર ઠેરવવા લાગો છો.

૬૫) તમે કહી દો કે તેના પર પણ તે જ શક્તિ ધરાવે છે કે તમારા પર કોઇ પ્રકોપ તમારા ઉપરથી મોકલી દે, અથવા તમારા તળીયેથી, અથવા તો તમને જૂથ જૂથ બનાવી સૌને લડાવી દે અને તમારા માંથી એકને બીજાની લડાઇની મજા ચખાડી દે, તમે જૂઓ તો ખરા, અમે કેવી રીતે પૂરાવા અલગ-અલગ રીતે વર્ણન કરી રહ્યા છે, કદાચ કે તેઓ સમજી જાય.

૬૬) અને તમારી કોમ તેને જુઠલાવે છે, જો કે તે સત્ય છે, તમે કહી દો કે હું તમારા પર વકીલ નથી.

૬૭) દરેક ખબર નો એક સમય છે અને નજીક માંજ તમને ખબર પડી જશે.

૬૮) અને જ્યારે તમે તે લોકોને જૂઓ જેઓ અમારી આયતોમાં ખામી શોધી રહ્યા છે, તમે તે લોકોથી અળગા થઇ જાવ, ત્યાં સુધી કે તેઓ કોઇ બીજી વાતમાં પડી જાય અને જો તમને શેતાન ભૂલાવી દે તો, યાદ આવ્યા પછી ફરી આવા અત્યાચારી લોકો સાથે ન બેસો.

૬૯) અને જે લોકો ડરવાવાળા છે, તેઓ પર તેઓની વાતોનો કોઇ અસર નહીં થાય, પરંતુ તેઓની જવાબદારી શિખામણ આપી દેવાની છે, કદાચ તે લોકો પણ ડરવા લાગે.

૭૦) અને આવા લોકોથી તદ્દન અળગા રહો, જે લોકોએ પોતાના દીનને રમત બનાવી દીધો છે અને દુનિયાના જીવને તેઓને ધોકામાં રાખી મૂક્યા છે અને આ કુરઆન વડે શિખામણ પણ આપતા રહો, જેથી કોઇ વ્યક્તિ પોતાના વ્યવહારના કારણે (એવી રીતે) ન ફસાઈ જાય કે અલ્લાહ સિવાય કોઇ મદદ કરનાર ન હોય, ન ભલામણ કરનાર, અને એવી સ્થિતિ હોય કે જો તે દુનિયા ભરીને મુક્તિદંડ આપી દે તો પણ તેની પાસેથી સ્વીકારવામાં ન આવે, આ તેવા જ લોકો છે જેઓ પોતાના વ્યવહારના કારણે ફસાઇ ગયા, તેઓ માટે ખૂબ જ ગરમ પાણી પીવા માટે હશે અને દુ:ખદાયી સજા હશે પોતાના ઇન્કારના કારણે.

૭૧) તમે કહી દો કે શું અમે અલ્લાહ તઆલા સિવાય એવી વસ્તુને પોકારીએ, કે ન તો અમને તે ફાયદો પહોંચાડે અને ન તો નુકસાન, અને શું અમે પાછા ફરી જઇએ તે પછી કે અમને અલ્લાહ તઆલાએ સત્ય માર્ગદર્શન આપી દીધું છે, જેવું કે કોઇ વ્યક્તિ હોય કે તેને શેતાનોએ કયાંક જંગલમાં પથભ્રષ્ટ કરી દીધો હોય અને તે ભટકેલો ફરતો હોય, તેના અમુક મિત્રો પણ હોય કે તેઓ તેને સાચા રસ્તા તરફ

બોલાવી રહ્યા હોય, કે અમારી પાસે આવ, તમે કહી દો કે ખરેખર વાત છે કે સત્ય માર્ગ, તે ખાસ અલ્લાહનો જ માર્ગ છે અને અમને આ આદેશ આપવામાં આવ્યો છે કે અમે સમગ્ર સૃષ્ટિના પાલનહારના સંપૂર્ણ આજ્ઞાકારી બની જઇએ.

૭૨) અને એ કે નમાઝ કાયમ કરો અને તેનાથી ડરતા રહો અને તે જ છે જેની તરફ તમે સૌ ભેગા કરવામાં આવશો.

૭૩) અને તે જ છે જેણે આકાશો અને ધરતીનું સત્ય સાથે (ફાયદા માટે) સર્જન કર્યું, અને જે સમયે અલ્લાહ તઆલા એટલું કહી દેશે, તું થઇ જા, બસ ! તે થઇ જશે, તેનું કહેવું સાચું અને અસરકારક છે અને દરેક સામ્રાજ્ય તેની જ હશે, જ્યારે કે સૂર ફૂંકવામાં આવશે, તે છૂપી અને જાહેર વસ્તુને સારી રીતે જાણે છે અને તે જ મોટી હિકમતવાળો, સંપૂર્ણ ખબર રાખનાર છે.

૭૪) અને તે સમયને પણ યાદ કરવા જેવો છે, જ્યારે ઇબ્રાહીમ (અ.સ.) એ પોતાના પિતા આઝરને કહ્યું કે શું તમે મૂર્તિઓને પૂજ્ય ઠેરાવો છો ? નિ:શંક હું તમને અને તમારી કોમને ખુલ્લી પથભ્રષ્ટતામાં જોઇ રહ્યો છું.

૭૫) અને અમે આવી જ રીતે ઇબ્રાહીમ (અ.સ.) ને આકાશો અને ધરતીના સર્જન બતાવ્યા, જેથી સંપૂર્ણ ભરોસો કરનારાઓ માંથી થઇ જાય.

૭૬) પછી જ્યારે રાતનો અંધકાર તેમના પર છવાઇ ગયો, તો તેમણે એક તારો જોયો, તેમણે (ઇબ્રાહીમ અ.સ.)એ કહ્યું કે આ મારો પાલનહાર છે, પરંતુ જ્યારે તે આથમી ગયો, તો તેમણે કહ્યું કે હું આથમી જનારને પસંદ નથી કરતો.

૭૭) પછી જ્યારે ચંદ્રને ચમકતો જોયો, તો કહ્યું કે આ મારો પાલનહાર છે, પરંતુ જ્યારે તે આથમી ગયો, તો તેમણે કહ્યું કે જો મને મારા પાલનહારે માર્ગદર્શન ન આપ્યું, તો હું પથભ્રષ્ટ લોકો માંથી થઇ જઇશ.

૭૮) પછી જ્યારે સૂર્યને ચમકતો જોયો, તો કહ્યું કે આ મારો પાલનહાર છે, આ તો સૌથી મોટો છે, પછી જ્યારે તે પણ આથમી ગયો તો, તેમણે કહ્યું કે નિ:શંક હું તમારા ભાગીદાર ઠેરવવાથી કંટાળેલો છું.

૭૯) હું મારો ચહેરો એકાગ્ર થઇ, તેની તરફ કરું છું, જેણે આકાશો અને ધરતીનું સર્જન કર્યું અને હું શિર્ક (ભાગીદાર ઠેરાવનારા) કરનારાઓ માંથી નથી.

૮૦) અને તેમની કોમના લોકો તકરાર કરવા લાગ્યા, તેમણે કહ્યું શું તમે અલ્લાહ વિશે મારી સાથે વિવાદ કરો છો, જો કે તેણે (અલ્લાહએ) મને સત્ય માર્ગદર્શન આપી દીધું છે અને હું તે વસ્તુઓથી, જેને તમે અલ્લાહ સાથે ભાગીદાર ઠેરવો છો, નથી ડરતો, હાં જો મારો પાલનહાર જ કોઇ આદેશ આપવા ઇચ્છે, મારો પાલનહાર દરેક બાબતનું જ્ઞાન ધરાવે છે, શું તમે તો પણ વિચારતા નથી.૮૧) અને હું તે વસ્તુથી કેવી રીતે ડરું, જેને તમે ભાગીદાર બનાવી છે, જો કે તમે તે વાતથી નથી ડરતા કે તમે લોકો અલ્લાહની સાથે એવી વસ્તુને ભાગીદાર ઠેરવી છે, જેના વિશે અલ્લાહ તઆલાએ કોઇ પૂરાવા અવતરિત નથી કર્યા, તો તે બન્ને જૂથો માંથી સલામતીનો વધારે હકદાર કોણ છે ? જો તમે જાણતા હોવ.

૮૨) જે લોકો ઈમાન ધરાવે છે અને પોતાના ઈમાનની સાથે શિર્કને ભેગા નથી કરતા, આવા જ લોકો માટે સલામતી છે, અને તે જ સત્ય માર્ગ પર ચાલી રહ્યા છે.

૮૩) અને આ અમારો પૂરાવો હતો, તે અમે ઇબ્રાહીમ (અ.સ.) ને તેમની કોમ માટે આપ્યો હતો, અમે જેને ઇચ્છીએ છીએ, દરજ્જા માં વધારો કરીએ છીએ, નિ:શંક તમારો પાલનહાર ખૂબ જ હિકમતવાળો, ખૂબ જ જાણનાર છે.

૮૪) અને અમે તેઓને ઇસ્હાક આપ્યા અને યાકૂબ, દરેકને અમે સત્યમાર્ગ તરફ માર્ગદર્શન આપ્યું અને ભૂતકાળમાં અમે નૂહને સત્યમાર્ગ

બતાવ્યો અને તેમના સંતાનો માંથી દાઊદ (અ.સ.), સુલૈમાન (અ.સ.), અય્યુબ (અ.સ.), યૂસુફ (અ.સ.), મૂસા (અ.સ.), હારૂન (અ.સ.) અને તેવી જ રીતે સત્કાર્ય કરવાવાળાને બદલો આપતા રહીએ છીએ.

૮૫) અને ઝકરિયા (અ.સ.), યહ્યા (અ.સ.), ઈસા (અ.સ.) અને ઇલ્યાસ (અ.સ.), સૌ સદાચારી લોકો માંથી હતા.

૮૬) અને તેવી જ રીતે ઇસ્માઇલ (અ.સ.), ય-સ-અ (અ.સ.), યૂનુસ (અ.સ.), લૂત (અ.સ.) અને દરેકને સમગ્ર સૃષ્ટિના લોકો પર અમે પ્રાથમિકતા આપી.

૮૭) અને એવી જ રીતે તેઓના કેટલાક બાપ-દાદાઓને અને કેટલાક સંતાનોને અને કેટલાક ભાઇઓને અને અમે તેઓને પસંદ કરી લીધા અને અમે તેઓને સત્ય માર્ગદર્શન આપ્યું.

૮૮) અલ્લાહનું માર્ગદર્શન જ છે જેના વડે પોતાના બંદાઓ માંથી જેને ઇચ્છે તેને માર્ગદર્શન આપે છે, અને જો આ લોકો (ઉપર જણાવેલ લોકો માંથી) પણ શિર્ક (અલ્લાહ સાથે ભાગીદાર) કરતા, તો જે કંઈ કાર્યો કરતા તે સૌ વ્યર્થ થઇ જાત.

૮૯) આ લોકો એવા હતા કે અમે તેઓને કિતાબ અને હિકમત અને પયગંબરી આપી હતી, જો આ લોકો પયગંબરીનો ઇન્કાર કરે તો, અમે તેના માટે એવા ઘણા લોકો નક્કી કરી દીધા છે, જે આનો ઇન્કાર કરનારા નથી.

૯૦) આ જ લોકો એવા હતા, જેમને અલ્લાહ તઆલાએ માર્ગદર્શન આપ્યું હતું, તો તમે પણ તેઓના માર્ગ પર ચાલો, તમે કહી દો કે હું તમારા પાસેથી તે વિશે કંઈ વળતર નથી ઇચ્છતો, આ તો ફકત સમગ્ર માનવજાતિ માટે એક શિખામણ છે.

૯૧) અને તે લોકોએ અલ્લાહ તઆલાની જેવી કદર કરવી જરૂરી હતી, તેવી કદર ન કરી, પરંતુ એવું કહી દીધું કે અલ્લાહએ કોઇ વ્યક્તિ પર

કંઈ પણ અવતરિત નથી કર્યું, તમે એવું કહી દો કે તે કિતાબ કોણે અવતરિત કરી છે, જે મૂસા પાસે હતી, જે દરેક લોકો માટે પ્રકાશ અને માર્ગદર્શન હતી, જેને તમે તે વિરોધી કાગળો સાથે મૂકી રાખી છે, જેને જાહેર કરો છો અને ઘણી વાતોને છૂપાવો છો, અને તમને ઘણી એવી વાતો જણાવવામાં આવી છે, જેને તમે જાણતા ન હતા અને ન તો તમારા પૂર્વજો, તમે કહી દો કે અલ્લાહ તઆલાએ અવતરિત કરી છે, પછી તેઓને તેઓની અંધશ્રદ્ધામાં રમતા છોડી દો.

૯૨) અને આ પણ તેના જેવી જ કિતાબ છે જેને અમે અવતરિત કરી છે, જે ઘણી બરકતવાળી છે, પોતાના પહેલાની કિતાબોની પુષ્ટિ કરનારી છે, જેથી તમે મક્કા વાસીઓને અને આસ-પાસના લોકોને ડરાવો, અને જે લોકો આખિરતને માને છે, એવા લોકો તે (કિતાબ) પર ઈમાન લઇ આવે છે અને તે લોકો હંમેશા નમાઝ કાયમ કરે છે.

૯૩) અને તે વ્યક્તિ કરતા વધારે અત્યાચારી કોણ હશે, જે અલ્લાહ તઆલા પર જૂઠો આરોપ મૂકે અથવા એવું કહે કે મારા પર વહી આવે છે, જો કે તેની પાસે કોઇ પણ વાતની વહી નથી આવી, અને જે વ્યક્તિ એવું કહે છે કે જેવી વાણી અલ્લાહએ અવતરિત કરી છે તેના જેવી જ હું પણ લાવું છું અને જો તમે તે સમયે જોશો, જ્યારે કે આ અત્યાચારી લોકો મૃત્યુની કઠણાઇઓમાં હશે અને ફરિશ્તાઓ પોતાન હાથ લંબાવતા હશે કે, હાં પોતાના જીવો કાઢો. આજે તમને અપમાનિત કરવામાં આવશે, તે કારણે કે તમે અલ્લાહ તઆલા વિશે જૂઠી વાતો કહેતા હતા. અને તમે અલ્લાહ તઆલાની આયતો સામે ઇતરાતા હતા.

૯૪) અને તમે અમારી પાસે એકલા આવી ગયા, જે રીતે અમે તમારું સર્જન પહેલી વખત કર્યું હતું અને જે કંઈ પણ અમે તમને આપ્યું હતું તેને પોતાની પાછળ જ છોડી આવ્યા અને અમે તો તમારી સાથે તમારા તે ભલામણ કરનારાઓને નથી જોઇ રહ્યા જેનું નામ લઇ તમે દાવો

કરતા હતા, કે તેઓ તમારા કાર્યોમાં ભાગીદાર છે, ખરેખર તમારા અંદરોઅંદર તો ઝઘડો થઇ ગયો અને તમારો તે દાવો નિષ્ફળ થઇ ગયો.

૯૫) નિ:શંક અલ્લાહ તઆલા બીજ અને ઠળિયાને ફાડનાર છે, તે સજીવને નિર્જીવ માંથી કાઢે છે અને તે નિર્જીવને સજીવ માંથી કાઢનાર છે. અલ્લાહ તઆલા આ છે, તો તમે ક્યાં પાછા ફરી રહ્યા છો ?

૯૬) તે સવારને લાવનાર અને તેણે રાતને આરામ માટે બનાવી છે અને સૂર્ય અને ચંદ્રને હિસાબ સાથે રાખ્યા છે, આ નક્કી વાત છે, તે હસ્તીની જે શક્તિશાળી છે, બધું જ જાણવાવાળો છે.

૯૭) અને તે એવો છે જેણે તમારા માટે તારાઓનું સર્જન કર્યું, જેથી તમે તેના વડે અંધારામાં, ધરતી પર અને દરિયાઓમાં પણ રસ્તો શોધી શકો, નિ:શંક અમે પૂરાવા ખૂબ સારી રીતે વર્ણન કરી દીધા, તે લોકો માટે જે જ્ઞાની છે.

૯૮) અને તે એવો છે જેણે તમને એક વ્યક્તિ દ્વારા પેદા કર્યા, પછી એક જગ્યા હંમેશા માટેની છે અને એક જગ્યા થોડાક સમય માટેની છે, નિ:શંક અમે પૂરાવા ખૂબ સારી રીતે સ્પષ્ટ કરી દીધા, તે લોકો માટે, જે બુદ્ધિશાળી છે.

૯૯) અને તે એવો છે જેણે આકાશ માંથી પાણી વરસાવ્યું, પછી અમે તેના વડે દરેક પ્રકારના છોડને ઉગાડ્યા, પછી અમે તેનાથી લીલી ડાળી ઉગાડી, કે તેનાથી અમે ઉપરની તરફ દાણા કાઢીએ છીએ અને ખજૂરના વૃક્ષોથી એટલે કે તેના ગુચ્છા માંથી ઝૂમખા પેદા કર્યા જે વજનથી લટકી પડે છે અને દ્રાક્ષ ના બગીચા અને ઝૈતૂન અને દાડમના, કેટલાક એકબીજાથી સમાન હોય છે અને કેટલાક એક બીજા જેવા નથી હોતા, દરેકના ફળોને જૂઓ, જ્યારે તે ફળે છે, અને તેના પાકી જવાને જૂઓ, તેમાં નિશાનીઓ છે, તે લોકો માટે જેઓ ઈમાન ધરાવે છે.

૧૦૦) અને તે લોકોએ શૈતાનોને અલ્લાહ તઆલાના ભાગીદાર ઠેરવી રાખ્યા છે, જોકે તે લોકોનું સર્જન અલ્લાહ તઆલાએ જ કર્યુ અને તે લોકોએ અલ્લાહ વિશે દીકરા અને દીકરીઓ પૂરાવા વગર ઠેરવી રાખ્યા છે અને તે પવિત્ર અને ઉચ્ચ છે તે વાતોથી જે આ લોકો કહે છે.

૧૦૧) તે આકાશો અને ધરતીનો સર્જનહાર છે, અલ્લાહ તઆલાના સંતાન કેવી રીતે હોઇ શકે છે જેની કોઇ પત્ની જ નથી, અને અલ્લાહ તઆલાએ દરેક વસ્તુનું સર્જન કર્યું અને તે દરેક વસ્તુને ખૂબ સારી રીતે જાણે છે.

૧૦૨) આ જ અલ્લાહ તઆલા તમારો પાલનહાર છે, તેના સિવાય કોઇ બંદગીને લાયક નથી, દરેક વસ્તુનું સર્જન કરનાર, તો તમે તેની બંદગી કરો, અને તે દરેક વસ્તુનો કાર્યકર્તા છે.

૧૦૩) કોઇ દૃષ્ટિ તેને પામી શકતી નથી અને તે દરેક દૃષ્ટિને ઓળખી જાય છે, તે અત્યંત સૂક્ષ્મ દૃષ્ટિવાળો અને ખૂબ માહિતગાર છે.

૧૦૪) હવે કોઇ શંકા વગર તમારી પાસે તમારા પાલનહાર તરફથી સત્ય વાત પહોંચી ગઇ છે, તો હવે જે વ્યક્તિ જોઇ લેશે તે પોતાનો ફાયદો કરશે અને જે વ્યક્તિ આંધળો રહેશે તે પોતાનું નુકસાન કરશે, અને હું તમારો નિરીક્ષક નથી.

૧૦૫) અને અમે આવી રીતે પૂરાવાને અલગ-અલગ રીતે વર્ણન કરીએ છીએ, જેથી આ લોકો એવું કહે કે તમે કોઇની પાસેથી શીખી લીધું છે અને જેથી અમે બુદ્ધિશાળી લોકો માટે ખૂબ જ જાહેર કરી દઇએ.

૧૦૬) તમે પોતે આ માર્ગ પર ચાલતા રહો જેની વહી તમારા પાલનહાર તરફથી તમારી પાસે આવી છે, અલ્લાહ તઆલા સિવાય કોઇ પૂજ્ય નથી અને મુશરિકોની પાછળ ન પડશો.

૧૦૭) અને જો અલ્લાહ તઆલા ઇચ્છતો તો આ લોકો શિર્ક ન કરતા, અને

અમે તમને તેઓ માટે નિરીક્ષક નથી બનાવ્યા, અને ન તો તમે તેમના પર અધિકાર ધરાવો છો.

૧૦૮) અને અપશબ્દો ન બોલો તેને, જેઓને આ લોકો અલ્લાહને છોડીને પૂજા કરે છે, કારણ કે ફરી તે લોકો અણસમજ ના કારણે, હદ વટાવી અલ્લાહ તઆલાની શાનમાં અપશબ્દો કહેશે, અમે આવી જ રીતે દરેક જૂથોના કાર્યો મોહક બનાવી દીધા છે, પછી પોતાના પાલનહાર પાસે જ તેઓને પાછા ફરવાનું છે, તો તે (અલ્લાહ) તેઓને બતાવી દેશે જે કંઈ પણ તેઓ કરતા હતા.

૧૦૯) અને તે લોકોએ સોગંદોમાં, ઘણો ભાર લગાવી અલ્લાહ તઆલાની સોગંદ ખાધી કે જો તેઓની પાસે કોઇ નિશાની આવી જાય, તો તે ખરેખર તેના પર ઈમાન લઇ આવશે, તમે કહી દો કે દરેક નિશાની અલ્લાહની પકડમાં છે અને તમને તેની શી ખબર કે તે નિશાની જે સમયે આવી પહોંચશે, આ લોકો તો પણ ઈમાન નહીં લાવે.

૧૧૦) અને અમે પણ તેઓના હૃદયોને અને તેઓની દૃષ્ટિઓને ફેરવી નાખીશું, જેવું કે આ લોકો તેના પર પ્રથમ વખત ઈમાન ન લાવ્યા, અને અમે તેઓને તેઓની પથભ્રષ્ટતામાં પરેશાન રહેવા દઇશું.



૧૧૧) અને જો અમે તેઓની પાસે ફરિશ્તાઓને મોકલી દેતા અને તેઓ સાથે મૃતકો વાતો કરવા લાગતા, અને અમે તે દરેક નિશાનીઓ તેઓની આંખો સમક્ષ રજૂ કરીએ છીએ, તો પણ આ લોકો કયારેય ઈમાન ન લાવતા, હાં જો અલ્લાહ ઇચ્છે તો વાત અલગ છે, પરંતુ તેઓમાં વધુ લોકો અજ્ઞાનતાની વાતો કરે છે.

૧૧૨) અને આવી જ રીતે અમે દરેક પયગંબર ના શત્રુઓ, ઘણા શેતાનોનું સર્જન કર્યું છે, કેટલાક માનવીઓ માંથી અને કેટલાક જિન્નાતો માંથી, જેમાંથી કેટલાક લોકો કેટલાકને મીઠી-મીઠી વાતોમાં ભટકાવે છે, જેથી તેઓને ધોકામાં નાંખી દે અને જો અલ્લાહ તઆલા ઇચ્છતો તો આ

લોકો આવા કાર્યો ન કરતા, તો તે લોકોને અને જે કંઈ પણ જૂઠાણું ઠેરવી રહ્યા છે, તેને તમે છોડી દો.

૧૧૩) અને જેથી તેની તરફ તે લોકોના હૃદયો ઝૂકી જાય, જેઓ આખેરત પર ઈમાન નથી ધરાવતા અને જેથી તેને પસંદ કરી લે અને જે (બૂરાઈ) તે લોકો કરવા ઇચ્છે છે તે કરે.

૧૧૪) તો શું અલ્લાહ સિવાય કોઇ બીજા નિર્ણય કરનારને શોધું ? જો કે તે એવો છે કે તેણે એક પૂરી કિતાબ તમારી પાસે અવતરિત કરી, તેના પાઠોનું ખૂબ સ્પષ્ટ રીતે વર્ણન કર્યુ છે અને જે લોકોને અમે કિતાબ આપી છે તે, આ વાતને ચોક્કસપણે જાણે છે કે આ (કુરઆન) તમારા પાલનહારે સત્ય સાથે અવતરિત કર્યું છે. તો તમે શંકા કરવાવાળાઓ માંથી ન થઇ જાવ.

૧૧૫) તમારા પાલનહારની વાણી સત્ય અને ન્યાયની રીતે પૂરતી છે, તેની વાણીને કોઇ બદલી શકતું નથી અને તે ખૂબ સારી રીતે સાંભળનાર, જાણનાર છે.

૧૧૬) અને દુનિયામાં વધારે પડતા લોકો એવા છે કે જો તમે તેઓનું કહેવું માનવા લાગો, તો તેઓ તમને અલ્લાહના માર્ગથી હટાવી દેશે, તે ફકત કાલ્પનિક વાતોનું અનુસરણ કરે છે, અને અનુમાન કરે છે.

૧૧૭) નિ:શંક તમારો પાલનહાર તેઓને ખૂબ સારી રીતે જાણે છે, જે તેના માર્ગથી હટી જાય છે. અને તે તેઓને પણ ખૂબ સારી રીતે જાણે છે જે લોકો તેના માર્ગ પર ચાલે છે.

૧૧૮) તો જે જાનવર પર અલ્લાહનું નામ લેવામાં આવે તેને ખાઓ, જો તમે તેના આદેશો પર ઈમાન ધરાવતા હોવ.

૧૧૯) અને શું કારણ છે કે તમે તે જાનવરને ન ખાઓ, જેના પર અલ્લાહનું નામ લેવામાં આવ્યું હોય, જો કે અલ્લાહ તઆલાએ તે દરેક જાનવરોનું વર્ણન કરી દીધું છે, જેને તમારા પર હરામ કર્યું છે, પરંતુ

અનિવાર્ય સંજોગોમાં હલાલ છે (એટલે કે ખાઇ શકો છો) અને આ ચોક્કસ વાત છે કે ઘણા લોકો પોતાના વિચારો પર કોઇ પુરાવા વગર લોકોને પથભ્રષ્ટ કરે છે, તેમાં કોઇ શંકા નથી કે અલ્લાહ તઆલા હદ વટાવી દેનારાઓને ખૂબ સારી રીતે જાણે છે.

૧૨૦) અને તમે ખુલ્લા અને છૂપા પાપોને છોડી દો, નિ:શંક જે લોકો પાપ કરી રહ્યા છે, તેઓને તેઓના કાર્યોની નજીક માંજ સજા મળશે.

૧૨૧) અને એવા જાનવરો ન ખાઓ, જે અલ્લાહના નામ પર (ઝબહ) કરવામાં ન આવ્યા હોય, આ કાર્ય અવજ્ઞા છે અને ખરેખર શેતાન પોતાના મિત્રોના હૃદયોમાં નાખે છે, જેથી આ લોકો તમારી સાથે ઝઘડો કરે અને જો તમે તેઓનું અનુસરણ કરવા લાગો તો, ખરેખર તમે મુશરિક થઇ જશો.

૧૨૨) એવો વ્યક્તિ જે પહેલા મૃત હતો, પછી અમે તેને જીવિત કરી દીધો અને અમે તેને એક એવો પ્રકાશ આપી દીધો કે તે તેને લઈ, લોકો વચ્ચે હરે ફરે છે, શું આવો વ્યક્તિ તે વ્યક્તિ જેવો થઇ શકે છે જે અંધકાર માંથી નીકળી જ નથી શકતો, આવી જ રીતે ઇન્કાર કરનારાઓને તેઓના કાર્યો, ઉત્તમ લાગે છે.

૧૨૩) અને આવી જ રીતે અમે દરેક વસ્તીમાં ત્યાંના આગેવાનોને જ અપરાધ કરનારા બનાવ્યા, જેથી તે લોકો ત્યાં વિદ્રોહ કરે, પરંતુ તેઓ પોતાની સાથે જ વિદ્રોહ કરી રહ્યા છે અને તેઓને થોડી પણ જાણ નથી,

૧૨૪) અને જ્યારે તેઓ પાસે કોઇ આયત પહોંચે છે તો એવું કહે છે કે, અમે તો કયારેય ઈમાન નહીં લાવીએ, જ્યાં સુધી અમને પણ એવી જ વસ્તુ આપવામાં ન આવે જે અલ્લાહના પયગંબરોને આપવામાં આવે છે, આ તો અલ્લાહ ખૂબ જ સારી રીતે જાણે છે કે, તે કયાં પોતાની પયગંબરી રાખે, નજીકમાં જ તે લોકોને, જેમણે અપરાધ કર્યો છે,

અલ્લાહની પાસે અપમાનિત થશે અને તેઓની મસ્તીના બદલામાં સખત સજા (થશે).

૧૨૫) તો જે વ્યક્તિને અલ્લાહ તઆલા માર્ગ પર લાવવા ઇચ્છે તેના હૃદયને ઇસ્લામ માટે ખોલી દે છે અને જેને પથભ્રષ્ટ કરવા ઇચ્છે તેના હૃદયને ઘણું જ તંગ કરી દે છે, જેવું કોઇ આકાશ પર ચઢે છે, આવી જ રીતે અલ્લાહ તઆલા ઈમાન ન લાવવાવાળાઓ પર નાપાકી નાખી દે છે,

૧૨૬) અને આ જ તારા પાલનહારનો સત્ય માર્ગ છે, અમે શિખામણ પ્રાપ્ત કરવાવાળાઓ માટે આ આયતોને સ્પષ્ટ રીતે વર્ણન કરી દીધી છે.

૧૨૭) તે લોકો માટે તેઓના પાલનહાર પાસે સલામતીવાળું ઘર છે અને અલ્લાહ તેઓને પસંદ કરે છે, તેઓના કાર્યોના કારણે.

૧૨૮) અને જે દિવસે અલ્લાહ તઆલા દરેકને ભેગા કરશે, (કહેશે) હે જિન્નાતોનું જૂથ ! તમે માનવીઓ માંથી ઘણા લોકોને અપનાવી લીધા, જે માનવી તેઓની સાથે હતા, કહેશે કે હે અમારા પાલનહાર ! અમારા માંથી એકે બીજા દ્વારા ફાયદો ઉઠાવ્યો અને અમે પોતાના નક્કી કરેલ સમય સુધી આવી પહોંચ્યા જે તે અમારા માટે નક્કી કર્યો હતો, અલ્લાહ કહેશે કે તમારા સૌનું ઠેકાણું જહન્નમ છે જેમાં હંમેશા રહેશો, હાં અલ્લાહ ઇચ્છે તો અલગ વાત છે, નિ:શંક તમારો પાલનહાર ઘણો જ હિકમતવાળો, જ્ઞાનવાળો છે.

૧૨૯) અને આવી જ રીતે અમે કેટલાક ઇન્કાર કરનારાઓને કેટલાક ઇન્કાર કરનારાઓની નજીક રાખીશું, તેઓના કાર્યોના કારણે.

૧૩૦) હે જિન્નાતો અને માનવીઓના જૂથો ! શું તમારી પાસે તમારા માંથી જ પયગંબર નથી આવ્યા, જે તમારી સમક્ષ મારા આદેશોનું વર્ણન કરતા હતા, અને તમને આ દિવસની ખબર આપતા હતા ? તે સૌ કહેશે કે અમે માનીએ છીએ અને તેઓને દુનિયાના જીવને

(આખેરતના જીવનને) ભૂલાવી દીધું અને આ લોકો પોતે ઇન્કાર કરનારા છે, તેવું માની લેશે.

૧૩૧) આ એટલા માટે છે કે તમારો પાલનહાર કોઇ વસ્તીના લોકોને ઇન્કારના કારણે એવી સ્થિતિમાં નષ્ટ નથી કરતો કે, તે વસ્તીના રહેવાસીઓ અજાણ હોય.

૧૩૨) અને દરેકના માટે તેઓના કાર્યોના બદલામાં દરજ્જા મળશે અને તમારો પાલનહાર તેઓના કાર્યોથી અજાણ નથી.

૧૩૩) અને તમારો પાલનહાર ઘણો જ ગની (ધનવાન), દયાવાન છે, જો તે ઇચ્છે તો તમારા સૌને ઉઠાવી લે અને તમારા પછી જેને ઇચ્છે તમારા બદલામાં વસાવી દે, જેવું કે તમને એક બીજી કોમની પેઢી માંથી પેદા કર્યા છે.

૧૩૪) જે વસ્તુનું વચન તમને આપવામાં આવે છે, તે ચોક્કસ આવનારી છે અને તમે રોકી શકતા નથી.

૧૩૫) તમે એવું કહી દો કે હે મારી કોમના લોકો ! તમે પોતાની જગ્યાઓ પર કર્મ કરતા રહો, હું પણ કર્મો કરતો રહીશ, હવે નજીકમાં જ તમને ખબર પડી જશે કે કે આ જગતનું પરિણામ કોના માટે લાભદાયક હશે, આ ચોક્કસ વાત છે કે અત્યાચારીઓ કયારેય સફળ નહીં થાય.

૧૩૬) અને અલ્લાહ તઆલાએ જે ખેતી અને જાનવરોનું સર્જન કર્યું છે, તે લોકોએ તેમાંથી થોડોક ભાગ અલ્લાહ માટે નક્કી કર્યો અને તમે પોતે કહો છો કે આ તો અલ્લાહ માટે છે અને આ અમારા પૂજ્યો માટે છે, પછી જે વસ્તુ તેઓના પૂજ્યોની હોય છે, તે તો અલ્લાહ સુધી નથી પહોંચતી, અને જે વસ્તુ અલ્લાહની હોય છે તે તેઓના પૂજ્યો સુધી પહોંચી જાય છે, કેટલો ખરાબ નિર્ણય તેઓ કરે છે.

૧૩૭) અને આવી જ રીતે ઘણા મુશરિકો ના વિચારમાં તેઓના પૂજ્યોએ તેઓના સંતાનની હત્યા કરવાને સુંદર બનાવી દીધી છે, જેથી તે

તેમને નષ્ટ કરી દે અને જેથી તેમને તેમના ધર્મ વિશે શંકામાં નાંખી દે અને જો અલ્લાહ ઇચ્છતો તો આ લોકો આવું કાર્ય ન કરતા, તો તમે તેઓને અને જે કંઈ તેઓ ખોટી વાતો કહી રહ્યા છે, આમ જ રહેવા દો.

૧૩૮) અને તેઓ પોતાના વિચારો દ્વારા એમ પણ કહે છે કે આ કેટલાક જાનવરો અને ખેતરો છે જેનો વપરાશ દરેક લોકો માટે નથી, તેઓને કોઇ નથી ખાઈ શકતું ફકત તે જ લોકો (ખાઈ શકે છે) જેને અમે ઇચ્છીએ અને જાનવરો છે જેના પર સવારી અને ભાર ઉઠાવવાને હરામ કરી દીધું અને કેટલાક જાનવરો છે જેના પર આ લોકો અલ્લાહ તઆલાનું નામ નથી લેતા, ફકત અલ્લાહ પર જૂઠાણું ઠેરાવવાના કારણે, હવે અલ્લાહ તઆલા તેઓના જૂઠની સજા આપી દેશે.

૧૩૯) અને તેઓ કહે છે કે જે વસ્તુ તે જાનવરોના પેટમાં છે, તે ફકત અમારા પુરુષો માટે જ છે, અને અમારી સ્ત્રીઓ પર હરામ છે અને જો મૃત છે તો તેમાં સૌનો ભાગ છે, હવે અલ્લાહ તેઓને તેમના જૂઠાણાંની સજા આપી દેશે, નિ:શંક તે હિકમતવાળો અને ઘણો જ જ્ઞાની છે.

૧૪૦) ખરેખર તેઓ નુકસાનમાં પડી ગયા, જેમણે પોતાના સંતાનને ફકત અજ્ઞાનતા અને મૂર્ખતાના કારણે કતલ કરી દીધા, અને જે વસ્તુ તે લોકોને અલ્લાહએ ખાવા-પીવા માટે આપી, તેને હરામ ઠેરવી દીધી, અલ્લાહ પર જૂઠાણું ઠેરાવવાના કારણે, નિ:શંક આ લોકો પથભ્રષ્ટતામાં પડી ગયા અને ક્યારેય સત્યમાર્ગ પર ચાલવાવાળા ન બન્યા.

૧૪૧) અને તે જ છે જેણે બગીચાઓ બનાવ્યા, તેના પર વેલ ચઢાવવામાં આવી છે અને તેવા (બગીચાઓ) પણ, જેમના પર વેલ ચઢાવવામાં આવી નથી, અને ખજૂરના વૃક્ષો, અને ખેતરો જેમાં ખાવાની વસ્તુઓ અલગ-અલગ પ્રકારની હોય છે અને ઝૈતૂન અને દાડમ, જે સમાન હોય છે અને અસમાન પણ હોય, તે દરેક પ્રકારના ફળો માંથી ખાઓ જ્યારે તે ઉગે અને તેમાં જે હક જરૂરી છે, તે તેમની કાપણી વખતે

આપી દો, અને હદ વટાવી જનાર ન બનો, ખરેખર તે (અલ્લાહ) હદ વટાવી જનારને પસંદ નથી કરતો.

૧૪૨) અને લાંબા તથા ઠીંગણા જાનવરોનું (સર્જન કર્યું), જે કંઈ અલ્લાહએ તમને આપ્યું છે ખાઓ, અને શેતાનનું અનુસરણ ન કરો, નિ:શંક તે તમારો ખુલ્લો શત્રુ છે.

૧૪૩) (સર્જન કર્યું) આઠ પ્રકારના નર અને માદા, એટલે કે ઘેટાની જાતમાં બે પ્રકાર અને બકરીમાં બે પ્રકાર, તમે કહી દો કે શું અલ્લાહએ તે બન્ને નરોને અથવા તે બન્ને માદાઓને હરામ કર્યા છે ? અથવા તેને જે બન્ને માદાના પેટમાં છે ? તમે મને કોઇ પુરાવા તો બતાવો જો તમે સાચા હોવ.

૧૪૪) અને ઊંટમાં બે પ્રકાર અને ગાયમાં બે પ્રકાર, તમે કહી દો કે શું અલ્લાહએ તે બન્ને નરોને અથવા તે બન્ને માદાઓને હરામ કર્યા છે ? અથવા તેને જે બન્ને માદાના પેટમાં છે ? શું તમે હાજર હતા જ્યારે અલ્લાહ તઆલાએ આનો આદેશ આપ્યો ? તો તેના કરતા વધારે કોણ અત્યાચારી હોઇ શકે છે જે અલ્લાહ તઆલા પર કોઇ પુરાવા વગર જૂઠ બાંધે, જેથી લોકોને પથભ્રષ્ટ કરે, નિ:શંક અલ્લાહ તઆલા અત્યાચારી લોકોને માર્ગદર્શન નથી આપતો.

૧૪૫) તમે કહી દો કે જે કંઈ આદેશો વહી દ્વારા મારી પાસે આવ્યા, તેમાં તો હું કોઇ હરામ નથી જોતો, કોઇ ખાવાવાળા માટે જે તેને ખાય, પરંતુ એ કે તે (જાનવર) મૃતક હોય, અથવા કે વહેતું લોહી હોય, અથવા ડુક્કરનું માંસ હોય, કારણ કે તે તદ્દન નાપાક છે, અથવા એવું (જાનવર) કે જે અલ્લાહના નામ સિવાય બીજા પૂજ્યોના નામ પર છોડી દેવામાં આવ્યું હોય, પછી જે વ્યક્તિ લાચાર બની જાય (તો તે ખાઇ શકે છે), શરત એ છે કે તે શોખ માટે ન ખાતો હોય અને ન તો હદવટાવી દેનાર હોય, તો ખરેખર તમારો પાલનહાર માફ કરનાર, દયાળુ છે.

૧૪૬) અને યહૂદીઓ માટે અમે દરેક નખવાળા જાનવર હરામ કરી દીધા હતા, ગાય અને બકરી, તે બન્નેની ચરબી હરામ કરી દીધી હતી, પરંતુ (તે ચરબી) જે તેઓની પીઠ અને આંતરડા પર હોય, અથવા જે હાડકા સાથે હોય (તે હલાલ કરી), તેઓના વિદ્રોહના કારણે અમે તેઓને આ સજા આપી અને અમે ખરેખર સાચા છે.

૧૪૭) પછી જો આ તમને જુઠાં કહે, તો તમે કહી દો કે, તમારો પાલનહાર ઘણો જ વિશાળ દયાળુ છે અને તેની યાતના અપરાધીઓ માટે ટાળવામાં નહીં આવે.

૧૪૮) આ મુશરિકો કહેશે કે, જો અલ્લાહ તઆલા ઇચ્છતો તો, ન અમે શિર્ક કરતા અને ન તો અમારા પૂર્વજો, અને ન તો અમે કોઇ વસ્તુને હરામ ઠેરવતા, આવી જ રીતે જે લોકો તેમના કરતા પહેલા હતા, તેઓએ પણ જુઠલાવ્યું હતું, અહીં સુધી કે તેઓએ અમારી યાતનાનો સ્વાદ ચાખ્યો, તમે કહી દો કે શું તમારી પાસે કોઇ પુરાવો છે તો તેને અમારી સમક્ષ જાહેર કરો ? તમે તો ફકત કાલ્પનિક વાતો જ કહો છો અને તમે તદ્દન નકામી વાતો કરો છો.

૧૪૯) તમે કહી દો કે બસ સાચા પુરાવા અલ્લાહ પાસે જ છે, પછી જો તે ઇચ્છતો તો તમને સૌને સત્યમાર્ગ બતાવી દીધો હોત.

૧૫૦) તમે કહી દો કે, પોતાના સાક્ષીઓને લાવો, જેઓ તે વાતની સાક્ષી આપે કે, અલ્લાહએ તે વસ્તુને હરામ ઠેરવી છે, પછી જો તેઓ સાક્ષી આપી દે તો, તમે તેની સાક્ષી ન આપો અને એવા લોકોના ખોટા વિચારોનું અનુસરણ ન કરશો, જેઓ અમારી આયતોને જુઠલાવે છે અને તે આખેરત ના દિવસ પર ઈમાન નથી ધરાવતા અને તેઓ પોતાના પાલનહાર સાથે બીજાને ભાગીદાર ઠેરવે છે.

૧૫૧) તમે કહી દો કે આવો, હું તમને તે વસ્તુ પઢી સંભળાવું, જેને તમારા પાલનહારે તમારા પર હરામ ઠેરવ્યું છે, તે આ છે કે, અલ્લાહની સાથે કોઇ પણ વસ્તુને ભાગીદાર ન ઠેરવો અને માતા-પિતા સાથે

ઉપકારભર્યું વતન કરો અને પોતાના સંતાનને ગરીબીના કારણે કતલ ન કરો, અમે તમને અને તેઓને રોજી આપીએ છીએ અને અશ્લીલતાના જેટલા માર્ગ છે તેની પાસે પણ ન ભટકો, ભલેને તે જાહેર હોય કે છૂપા, અને જેને કતલ કરવા પર અલ્લાહ તઆલાએ હરામ ઠેરવ્યું છે, તેને કતલ ન કરો, હાં પરંતુ સત્યની સાથે, આ વસ્તુઓની શીખ તેણે તમને ભારપૂર્વક આપી છે જેથી તમે શિખામણ પ્રાપ્ત કરો.

૧૫૨) અને અનાથોના ધન પાસે ન જાઓ, પરંતુ એવી રીતે જે શ્રેષ્ઠ હોય, ત્યાં સુધી કે તે પોતાની પુખ્તવયે પહોંચી જાય અને માપ-તોલ પૂરેપૂરું કરો, ન્યાયથી, અમે કોઇ વ્યક્તિને તેની શક્તિથી વધારે તકલીફ નથી આપતા, અને જ્યારે તમે વાત કરો તો ન્યાય કરો, ભલેને તે વ્યક્તિ સગા સંબંધી માંથી હોય, અને અલ્લાહ તઆલા સાથે જે વચન કર્યું છે તેને પુરું કરો, આ વસ્તુનો આદેશ અલ્લાહ તઆલાએ તમને ભાર પૂર્વક આપ્યો છે જેથી તમે સમજો.

૧૫૩) અને એ કે આ દીન મારો માર્ગ છે જે સત્ય છે, તો તે માર્ગ પર ચાલો અને બીજા માર્ગો પર ન ચાલો, કે તે માર્ગ તમને અલ્લાહના માર્ગથી અલગ કરી દેશે, આ વસ્તુનો આદેશ અલ્લાહ તઆલાએ તમને ભાર પૂર્વક આપ્યો છે, જેથી તમે ડરવા લાગો.

૧૫૪) પછી અમે મૂસા (અ.સ.) ને કિતાબ આપી હતી, જેનું સારી રીતે અનુસરણ કરવાવાળા ને ઇનામ મળે, અને દરેક આદેશો સ્પષ્ટ થઇ જાય, અને માર્ગદર્શન મળે અને (તેઓના પર) દયા કરવામાં આવે, જેથી તે લોકો પોતાના પાલનહારની મુલાકાત પર ઈમાન લાવે.

૧૫૫) અને આ એક ખૂબ જ બરકત અને ભલાઇવાળી કિતાબ છે, જેને અમે અવતરિત કરી, તો તેનું અનુસરણ કરો અને ડરતા રહો, જેથી તમારા પર દયા કરવામાં આવે.

૧૫૬) ક્યાંક તમે એવું ન કહી દો કે, કિતાબ તો ફકત અમારા પહેલા બે જૂથો હતા, તેમના માટે અવતરિત કરવામાં આવી હતી અને અમને કંઈ ખબર ન હતી કે તેઓ શું પઢતા-પઢાવતા હતા.

૧૫૭) અથવા એવું ન કહી દો કે જો અમારા પર કોઇ કિતાબ અવતરિત કરવામાં આવતી તો, અમે તેમના કરતા પણ વધારે માર્ગદર્શન મેળવતા, તો હવે તમારી પાસે તમારા પાલનહાર તરફથી એક કિતાબ, સ્પષ્ટ અને માર્ગદર્શક તથા કૃપા આવી પહોંચી છે, હવે તે વ્યક્તિ કરતા વધારે અત્યાચારી કોણ હોઇ શકે જે અમારી આ આયતોને જૂઠ ઠેરવે અને તેનાથી રોકે, અમે નજીક માંજ તે લોકોને જેઓ અમારી આયતોથી રોકે છે, તેઓના રોકવાના કારણે સખત યાતના આપીશું.

૧૫૮) શું આ લોકો ફકત તે આદેશની રાહ જુએ છે કે, તેઓ પાસે ફરિશ્તાઓ આવે અથવા તેમની પાસે તમારો પાલનહાર આવે, અથવા તમારા પાલનહારની કોઇ (મોટી) નિશાની આવે ? જે દિવસે તમારા પાલનહારની કોઇ મોટી નિશાની આવી પહોંચશે, કોઇ એવા વ્યક્તિનું ઈમાન લાભ નહીં પહોંચાડી શકે, જે પહેલાથી ઈમાન નથી ધરાવતો, અથવા તો તેણે પોતાના ઈમાન લાવ્યા પછી કોઇ સત્કાર્ય ન કર્યું હોય, તમે કહી દો કે તમે રાહ જુઓ, અમે પણ રાહ જોઇ રહ્યા છે.

૧૫૯) નિ:શંક જે લોકોએ પોતાના દીનને અલગ કરી દીધો અને જૂથ બની ગયા, તમારો તેમની સાથે કોઇ સંબંધ નથી, બસ ! તે લોકોનો નિર્ણય તો ફકત અલ્લાહ પાસે જ છે, પછી તેઓને તેમના કર્મો બતાવી દઇશું.

૧૬૦) જે વ્યક્તિ સત્કાર્ય કરશે, તેને તેના કરતા દસ ગણું વળતર મળશે, અને જે વ્યક્તિ ખોટું કાર્ય કરશે તેને તેના (ગુના) જેટલી જ સજા મળશે, અને તે લોકો પર અત્યાચાર કરવામાં નહીં આવે.

૧૬૧) તમે કહી દો કે મને મારા પાલનહારે એક સીધો માર્ગ બતાવ્યો છે, કે જે તદ્દન સાચો દીન છે, જે ઇબ્રાહીમ (અ.સ.)નો માર્ગ છે, જે અલ્લાહ તરફ એકાગ્ર હતા અને તેઓ મુશરિક ન હતા.

૧૬૨) તમે કહી દો કે, નિ:શંક મારી નમાઝ, અને મારી દરેક બંદગીઓ અને મારું જીવન અને મારું મૃત્યુ, આ બધું ફકત અલ્લાહ માટે જ છે, જે સમગ્ર સૃષ્ટિનો માલિક છે.

૧૬૩) તેનો કોઇ ભાગીદાર નથી, અને મને તેનો જ આદેશ આપવામાં આવ્યો છે, અને હું દરેક માનવાવાળા માં પ્રથમ છું.

૧૬૪) તમે કહી દો કે શું હું અલ્લાહ સિવાય કોઇ બીજાને પાલનહાર બનાવવા માટે શોધું ? જો કે તે દરેક વસ્તુનો માલિક છે અને જે વ્યક્તિ કોઇ પણ કાર્ય કરે છે તેની જવાબદારી તેના પર જ રહે છે અને કોઇ બીજાનો ભાર નહીં ઉઠાવે, પછી તમારે સૌએ પોતાના પાલનહાર પાસે પરત ફરવાનું છે, પછી તે તમને બતાવશે, જે જે વસ્તુનો તમે વિરોધ કરતા હતા.

૧૬૫) અને તે એવો છે જેણે તમને ધરતી પર નાયબ બનાવ્યા અને એક-બીજા પર શ્રેષ્ઠતા આપી, જેથી તમારી કસોટી કરે, તે વસ્તુના બદલામાં જે તમને આપવામાં આવી છે, ખરેખર તમારો પાલનહાર નજીક માંજ સજા આપનાર છે, અને ખરેખર તે ખૂબ જ માફ કરનાર અને દયાળુ છે.







અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧) અલિફ-લામ્-મિમ્-સૉદ્

૨) આ એક કિતાબ છે જે તમારી તરફ એટલા માટે અવતરિત કરવામાં આવી છે કે, તમે આ (કુરઆન) વડે લોકોને સચેત કરો, તો તમારા હૃદયમાં આના વિશે જરાય સંકોચ ન કરશો, અને શિખામણ છે, ઈમાનવાળાઓ માટે.

૩) તમે લોકો તેનું અનુસરણ કરો, જે તમારા પાલનહાર તરફથી આવી છે અને અલ્લાહ તઆલાને છોડીને જુઠ્ઠા લોકોનું અનુસરણ ન કરો, તમે લોકો ઘણી જ ઓછી શિખામણ પ્રાપ્ત કરો છો.

૪) અને ઘણી વસ્તીઓને અમે નષ્ટ કરી દીધી અને તેઓ પર અમારો પ્રકોપ રાત્રિના સમયે પહોંચ્યો, અથવા એવી સ્થિતિમાં કે તેઓ બપોરના સમયે આરામ કરી રહ્યા હતા.

૫) તો જે સમયે તેઓ પર અમારો પ્રકોપ આવ્યો, તે સમયે તેઓએ ફકત એવું જ કહ્યું કે ખરેખર અમે અત્યાચારી હતા.

૬) પછી અમે તે લોકોને જરૂર સવાલ કરીશું, જે લોકોની પાસે પયગંબર આવ્યા હતા અને અમે પયગંબરોને જરૂર સવાલ કરીશું.

૭) પછી, અમે જો કે દરેક વાતની ખબર રાખીએ છીએ, તેઓની સામે કહી દઇશું અને અમે થોડાંક પણ અજાણ ન હતા.

૮) અને તે દિવસે વજન પણ સાચે જ થશે, પછી જે વ્યક્તિનું પલડું ભારે હશે, તો એવા લોકો સફળ થશે.

૯) અને જે વ્યક્તિનું પલડું હલકું હશે, તો તે એવા લોકો હશે જેઓએ

પોતાનું નુકસાન કરી લીધું, અમારી આયતો સાથે અતિરેક કરવાના કારણે.

૧૦) અને નિ:શંક અમે તમને ધરતી પર રહેવા માટે જગ્યા આપી અને અમે તમારા માટે તેમાં રોજીનો સામાન બનાવ્યો, તમે લોકો થોડોક જ આભાર માનો છો.

૧૧) અને અમે તમારું સર્જન કર્યું, પછી અમે જ તમારા ચહેરા બનાવ્યા, પછી અમે ફરિશ્તાઓને કહ્યું કે આદમને સિજદો કરો, તો સૌએ સિજદો કર્યો, ઇબ્લિસ (શેતાન) સિવાય, તે સિજદો કરવાવાળાઓ માંથી ન થયો.

૧૨) અલ્લાહ તઆલાએ કહ્યું, જે લોકો સિજદો નથી કરતા, તેમને કેવી વાત રોકી રહી છે, જ્યારે કે હું તને આદેશ આપી ચૂક્યો છું, કહેવા લાગ્યો હું તેના કરતા શ્રેષ્ઠ છું, તમે મારું સર્જન આગ વડે કર્યું અને તેનું (આદમ) માટી વડે.

૧૩) (અલ્લાહ તઆલાએ) કહ્યું તું આકાશ માંથી ઉતરી જા, તને કોઇ અધિકાર નથી કે તું આકાશમાં રહી ઘમંડ કરે, તો તું નીકળ, નિ:શંક તું અપમાનિત લોકો માંથી છે.

૧૪) તેણે કહ્યું કે મને કયામતના દિવસ સુધી મહેતલ આપો.

૧૫) અલ્લાહ તઆલાએ કહ્યું તને મહેતલ આપવામાં આવી.

૧૬) તેણે કહ્યું એટલા માટે તે મને પથભ્રષ્ટ કરી દીધો, હું સોગંદ ખાઉં છું કે હું તેઓ માટે સત્યમાર્ગની આડે આવીશ.

૧૭) પછી તેઓ પર હુમલો કરીશ, તેઓની આગળથી, પાછળથી, જમણી બાજુથી અને તેઓની ડાબી બાજુથી પણ અને તમે તેઓ માંથી વધારે પડતા લોકોને આભાર વ્યક્ત કરનારા નહીં જુઓ.

૧૮) અલ્લાહ તઆલાએ કહ્યું કે અહીંયાથી અપમાનિત થઇ નીકળી જા, જે

વ્યક્તિ તેઓ માંથી તારૂં કહ્યું માનશે, તો હું જરૂર તમારા સૌ વડે જહન્નમને ભરી દઇશ.

૧૯) અને અમે આદેશ આપ્યો કે હે આદમ ! તમે અને તમારી પત્ની જન્નતમાં રહો, પછી જે જગ્યાએથી ઇચ્છો, બન્ને ખાઓ અને તે વૃક્ષની નજીક ન જાઓ, નહીં તો તમે બન્ને અત્યાચારી લોકો માંથી થઇ જશો.

૨૦) પછી શેતાને તે બન્નેના હૃદયમાં કુવિચાર નાખ્યો, જેથી તેઓના ગુપ્તાંગ જે એકબીજાથી છૂપા હતા, બન્નેની સામે જાહેર થઇ જાય અને કહેવા લાગ્યો કે તમારા પાલનહારે તમને બન્નેને આ વૃક્ષની નજીક જવાથી એટલા માટે રોક્યા હતા કે તમે બન્ને ક્યાંક ફરિશ્તા બની જાવ, અથવા તો ક્યાંક હંમેશા જીવિત લોકો માંથી થઇ જાવ.

૨૧) અને તે બન્નેની સામે સોગંદ ખાધી કે તમે જાણી લો કે હું ખરેખર તમારા બન્નેનો શુભેચ્છક છું.

૨૨) તો તે બન્નેને ધોકાથી નીચે લઇ આવ્યો, બસ ! તે બન્નેએ જ્યારે તે વૃક્ષને ચાખ્યું, બન્નેના ગુપ્તાંગ એકબીજાની સામે ખુલ્લા થઈ ગયા અને બન્ને પોતાના પર જન્નતના પાંદડાંઓ જોડી-જોડીને છૂપાવવા લાગ્યા અને તેઓના પાલનહારે તેમને પોકાર્યા, શું મેં તમને બન્નેને આ વૃક્ષથી રોક્યા ન હતા અને એવું ન હતું કહ્યું કે શેતાન તમારો ખુલ્લો શત્રુ છે ?

૨૩) બન્નેએ કહ્યું કે હે અમારા પાલનહાર ! અમે અમારું મોટું નુકસાન કર્યું અને જો તું અમને માફ નહીં કરે અને અમારા પર દયા નહીં કરે, તો ખરેખર અમે લોકો નુકસાન ઉઠાવનારાઓ માંથી થઇ જઇશું.

૨૪) અલ્લાહ તઆલાએ કહ્યું કે નીચે એવી સ્થિતિમાં જાઓ કે તમે એક-બીજાના શત્રુ હશો, અને તમારા માટે ધરતી પર રહેવા માટેની જગ્યા છે અને એક સમય સુધી ફાયદો મેળવવાનો સામાન છે.

૨૫) કહ્યું, તમારે ત્યાં જ જીવન પસાર કરવાનું છે અને ત્યાં જ મૃત્યુ પામવાનું છે અને તેમાંથી જ પાછા ફેરાવવામાં આવશો.

૨૬) હે આદમના સંતાનો ! અમે તમારા માટે પોશાક બનાવ્યો, જે તમારા ગુપ્તાંગને છુપાવે છે, અને શણગાર માટેનું કારણ પણ છે અને ડરવાવાળો પોશાક આ બધા કરતા વધારે ઉત્તમ છે, આ અલ્લાહ તઆલાની નિશાનીઓ માંથી છે, જેથી આ લોકો યાદ રાખે.

૨૭) હે આદમના સંતાનો ! શેતાન તમને કોઇ ખરાબીમાં ન નાખી દે, જેવું કે તેણે તમારા માતા-પિતાને જન્નત માંથી કઢાવી દીધા, તે જ સ્થિતિમાં તેમનો પોશાક પણ ઉતારી નખાવ્યો, જેથી તે તેમને તેમના ગુપ્તાંગ બતાવે, તે અને તેનું લશ્કર તમને એવી રીતે જુએ છે કે તમે તેઓને નથી જોઇ શકતા, અમે શેતાનોને તે લોકોના જ મિત્રો બનાવ્યા છે જેઓ ઈમાન નથી લાવતા.

૨૮) અને તે લોકો જ્યારે કોઇ ખરાબ કૃત્ય કરે છે, તો કહે છે અમે અમારા પૂર્વજોને આ જ માર્ગ પર જોયા અને અલ્લાહએ પણ અમને આવું જ કહ્યું છે, તમે કહી દો કે અલ્લાહ તઆલા ખરાબ કૃત્યનો આદેશ નથી આપતો, શું અલ્લાહના માટે એવી વાત રચો છો જેનું તમને જ્ઞાન નથી?

૨૯) તમે કહી દો કે મારા પાલનહારે ન્યાય કરવાનો આદેશ આપ્યો છે અને એ કે દરેક સિજદા વખતે પોતાનો ચહેરો સીધો રાખો અને અલ્લાહ તઆલાની બંદગી તે રીતે કરો કે તે બંદગી ફક્ત અલ્લાહ માટે જ હોય, તમારું સર્જન અલ્લાહએ જે રીતે પ્રથમ વખત કર્યુ તે જ રીતે બીજી વખત પણ કરશે.

30) કેટલાક લોકોને અલ્લાહએ સત્યમાર્ગ બતાવ્યો છે અને કેટલાક પર પથભ્રષ્ટતા સાબિત થઇ ગઇ છે, તે લોકોએ અલ્લાહ તઆલાને છોડી શેતાનોને મિત્ર બનાવી દીધા છે અને એવું સમજે છે કે તેઓ સત્ય માર્ગ પર છે.

૩૧) હે આદમના સંતાનો ! તમે મસ્જિદમાં દરેક હાજરી વખતે પોતાનો પોશાક પહેરી લો, અને ખૂબ ખાઓ-પીવો, અને હદ ન વટાવો, નિ:શંક અલ્લાહ હદ વટાવી જનારને પસંદ નથી કરતો.

૩૨) તમે કહી દો કે અલ્લાહ તઆલાએ સર્જન કરેલા શણગારના માર્ગોને, જેને તેણે પોતાના બંદાઓ માટે બનાવ્યા છે અને ખાવા-પીવાની હલાલ વસ્તુઓને કોણે હરામ કરી ? તમે કહી દો કે આ વસ્તુઓ ઈમાનવાળાઓ માટે કયામતના દિવસે એટલી જ પવિત્ર હશે, જેટલી પવિત્ર દુનિયાના જીવનમાં છે. અમે આવી જ રીતે દરેક આયતોને બુદ્ધિશાળી લોકો માટે સ્પષ્ટ રીતે વર્ણન કરીએ છીએ.

૩૩) તમે કહી દો કે હાં મારા પાલનહારે ફકત તે ખરાબ વાતોને જ હરામ કરી છે, જે સ્પષ્ટ છે અને જે છૂપી છે અને દરેક પાપની વાતને અને કારણ વગર કોઇના પર અત્યાચાર કરવાને અને તે વાતને કે તમે અલ્લાહ સાથે કોઇ એવી વસ્તુને ભાગીદાર ઠેરવો, જેના વિશે અલ્લાહએ કોઇ પુરાવા નથી આપ્યા અને તે વાતને પણ કે તમે લોકો અલ્લાહ વિશે એવી વાત કહી દો જેને તમે નથી જાણતા.

૩૪) અને દરેક જૂથ માટે એક નક્કી કરેલ સમય છે, તો જે વખતે તે નક્કી કરેલ સમય આવી પહોંચશે તે સમય થોડોક પણ ન પાછળ હટશે અને ન તો આગળ.

૩૫) હે આદમના સંતાનો ! જો તમારી પાસે પયગંબર આવે, જે તમારા માંથી હોય, અને જે મારા આદેશોને તમારી સમક્ષ રજૂ કરે, તો જે વ્યક્તિ ડરવા લાગે અને સુધારો કરી લે તો તે લોકો પર ન તો કોઇ ભય હશે અને ન તો તે નિરાશ થશે.

૩૬) અને જે લોકો અમારા તે આદેશોને જુઠલાવે અને તેની સામે ઘમંડ કરે, તે લોકો જહન્નમવાળા હશે, તેઓ તેમાં હંમેશા રહેશે.

૩૭) તો તે વ્યક્તિ કરતા વધારે અત્યાચારી કોણ હોઇ શકે છે જે અલ્લાહ તઆલા પર જૂઠાણું ઘડે, અથવા તેની આયતોને જુઠ્ઠી ઠેરવે, તે લોકોના ભાગ્યમાં જે કંઈ કિતાબમાં છે તે તેઓને મળી જશે, અહીં સુધી કે જ્યારે તેઓની પાસે અમારા મોકલેલા ફરિશ્તાઓ તેઓના પ્રાણ કાઢવા આવશે, તો (ફરિશ્તાઓ) કહેશે કે તેઓ ક્યાં ગયા જેમની તમે અલ્લાહને છોડીને બંદગી કરતા હતા, તે કહેશે કે તેઓ અમારા સામેથી અદૃશ્ય થઇ ગયા અને પોતાની અવગણના હોવાનો સ્વીકાર કરશે.

૩૮) અલ્લાહ કહેશે કે જે જૂથ તમારા કરતા પહેલા થઇ ચૂક્યા છે, જિન્નાતો માંથી પણ અને માનવીઓ માંથી પણ, તેઓની સાથે તમે પણ જહન્નમમાં જાઓ, જે સમયે કોઇ પણ જૂથ પ્રવેશ કરશે તે પોતાના બીજા જૂથ પર લઅનત કરશે, ત્યાં સુધી કે જ્યારે તેમાં બધાં જ ભેગા થઇ જશે, તો પાછળના લોકો આગળના લોકો વિશે કહેશે, કે અમારા પાલનહાર ! અમને તે લોકોએ પથભ્રષ્ટ કર્યા હતા, તો તેમને જહન્નમની યાતના બમણી આપ, અલ્લાહ કહેશે કે બધા માટે બમણી છે, પરંતુ તમે અજાણ છો.

૩૯) અને આગળના લોકો પાછલા લોકોને કહેશે કે તમે અમારા પર કંઈ પણ પ્રાથમિકતા ધરાવતા નથી, તો તમે પણ પોતાની કર્મોના બદલામાં યાતનાનો સ્વાદ ચાખો.

૪૦) જે લોકોએ અમારી આયતોને જુઠલાવી અને તેની સામે ઘમંડ કર્યું, તેઓના માટે આકાશના દ્વાર ખોલવામાં નહીં આવે અને તે લોકો ક્યારેય જન્નતમાં નહીં જાય, ત્યાં સુધી કે ઊંટ સોયના કાણાંમાં ન જતું રહે અને અમે અપરાધીઓને આવી જ સજા આપીએ છીએ.

૪૧) તેઓ માટે જહન્નમના અંગારાનું પાથરણું હશે, અને તેઓ માટે (તેનું જ) ઓઢવાનું હશે અને અમે આવા અપરાધીઓને આવી જ સજા આપીએ છીએ.

૪૨) અને જે લોકો ઈમાન લાવ્યા અને સત્કાર્યો કર્યા, અમે કોઇ વ્યક્તિને તેની શક્તિ કરતા વધારે, કોઇના જવાબદાર નથી બનાવતા, તે જ લોકો જન્નતવાળાઓ છે અને તેઓ તેમાં હંમેશા રહેશે.

૪૩) અને જે કંઈ પણ તેઓના હૃદયોમાં (કપટ) હતું, અમે તેને દૂર કરી દઇશું, તેમની નીચે નહેરો વહી રહી હશે અને તે લોકો કહેશે કે અલ્લાહનો આભાર છે જેણે અમને આ સ્થાન આપ્યું અને અમારું અપમાન ક્યારેય નહીં થાય, જો અલ્લાહ તઆલા અમને ન આપતો, ખરેખર અમારા પાલનહારના પયગંબર સત્ય વાત લઇને આવ્યા હતા, અને તેઓને પોકારીને કહેવામાં આવશે કે આ જન્નતના તમે વારસદાર બનાવવામાં આવ્યા છો, તમારા કાર્યોના બદલામાં.

૪૪) અને જન્નતના લોકો જહન્નમના લોકોને પોકારશે કે અમારી સાથે અમારા પાલનહારે જે વચન કર્યું હતું, અમે તો તેને ખરેખર તેવું જ જોયું, તો તમારી સાથે પણ તમારા પાલનહારે જે વચન કર્યું હતું, તમે પણ તેને વચન પ્રમાણે જ જોયું ? તેઓ કહેશે કે હાં, પછી એક પોકારવાવાળો બન્નેની સામે પોકારશે કે અલ્લાહની ફિટકાર થાય તે અત્યાચારીઓ પર.

૪૫) જે અલ્લાહના માર્ગથી અળગા રહેતા હતા અને તેમાં ખામી શોધતા હતા, અને તેઓ આખેરતના પણ ઇન્કાર કરનારા હતાં.

૪૬) અને તે બન્ને વચ્ચે એક પડદો હશે અને અઅરાફની ઉપર ઘણા લોકો હશે તે લોકો, દરેકને તેમની નિશાની વડે ઓળખવામાં આવશે અને જન્નતીઓને પોકારીને કહેશે કે, “અસ્સલામુઅલયકુમ” હજુ આ અઅરાફ વાળા જન્નતમાં દાખલ નહીં થયા હોય અને તેના ઉમેદવાર હશે.

૪૭) અને જ્યારે તેઓની નજર જહન્નમી તરફ ફરશે તો કહેશે હે અમારા પાલનહાર ! અમને તે અત્યાચારી લોકો માંથી ન કરી દે.

૪૮) અને એઅરાફના લોકો ઘણા માનવીઓને, જેમને તેઓની નિશાની વડે ઓળખશે, કહેશે કે તમારું જૂથ અને તમારું પોતાને મહાન સમજવું તમારા માટે કંઈ કામ ન લાગ્યું.

૪૯) શું આ તે જ લોકો છે જેની સોગંદો ખાઈ તમે કહેતા હતા કે, અલ્લાહ તઆલા તેઓ પર કૃપા નહીં કરે, તેઓને એવો આદેશ આપવામાં આવશે કે જાઓ, જન્નતમાં તમારા પર ન તો કોઇ ભય છે અને ન તો તમે નિરાશ થશો.

૫૦) અને જહન્નમી લોકો જન્નતીઓને પોકારશે કે, અમારા પર થોડુંક પાણી તો નાંખી દો અથવા બીજું કંઈક આપી દો, જે અલ્લાહએ તમને આપી રાખ્યું છે, જન્નતવાળાઓ કહેશે કે અલ્લાહ તઆલાએ ઇન્કાર કરનારાઓ માટે બન્ને વસ્તુ પર રોક લગાવી દીધી છે.

૫૧) જેમણે દુનિયામાં પોતાના દીનને ખેલ તમાશો બનાવી રાખ્યો હતો અને જેમને દુનિયાના જીવને ધોકામાં રાખ્યા હતા, તો અમે (પણ) આજના દિવસે તેઓના નામ ભૂલી જઇશું, જેવું કે તેઓ આ દિવસને ભૂલી ગયા અને જેવું કે આ લોકો અમારી આયતોનો ઇન્કાર કરતા હતા.

૫૨) અને અમે તે લોકો પાસે એક એવી કિતાબ પહોંચાડી છે, જેને અમે સંપૂર્ણ જ્ઞાન વડે ઘણી જ સ્પષ્ટ રીતે વર્ણન કરી દીધી છે, તે રહમત અને માર્ગદર્શનનું કારણ છે, તે લોકો માટે જેઓ ઈમાન લાવ્યા છે.

૫૩) તે લોકો બીજી કોઇ વાત માટે રાહ નથી જોતા, પરંતુ ફકત તેઓના છેલ્લા પરિણામની રાહ જુએ છે, જે દિવસે તેમનું છેલ્લું પરિણામ આવશે અને તે દિવસે જે લોકો તેને પહેલાથી જ ભૂલી ગયા હતા, એવું કહેશે કે ખરેખર અમારા પાલનહારના પયગંબર સાચી વાત લઇને આવ્યા હતા, તો હવે શું કોઇ છે જે અમારા માટે ભલામણ કરે ? તે અમારા માટે ભલામણ કરે અથવા તો શું અમે ફરી પાછા મોકલવામાં

આવી શકીએ છીએ ? જેથી અમે તે કાર્યો, જે અમે કરતા હતા તેના બદલામાં બીજા કાર્યો કરીએ, નિ:શંક તે લોકોએ પોતાને નુકસાનમાં નાખી દીધા અને આ લોકો જે જે વાતો કહેતા હતા દરેક ખોવાઇ ગઇ.

૫૪) નિ:શંક તમારો પાલનહાર અલ્લાહ જ છે, જેણે આકાશો અને ધરતીનું સર્જન છ દિવસમાં કર્યુ છે, પછી અર્શ પર બિરાજમાન થયો, તે રાતને દિવસમાં એવી રીતે છૂપાવી દે છે કે તે રાત તે દિવસને ઝડપથી લઇ આવે છે, અને સૂર્ય અને ચંદ્ર અને બીજા તારાઓનું સર્જન કર્યુ, એવી રીતે કે સૌ તેના આદેશનું પાલન કરે છે, યાદ રાખો ! અલ્લાહ માટે જ ખાસ છે સર્જક હોવું અને શાસક હોવું, અલ્લાહ તઆલા ઘણો જ બરકતવાળો છે, જે સમગ્ર સૃષ્ટિનો પાલનહાર છે.

૫૫) તમે પોતાના પાલનહાર સામે દુઆ કરો આજીજી સાથે અને છૂપાઇ છૂપાઇને પણ, ખરેખર અલ્લાહ તઆલા તે લોકોને પસંદ નથી કરતો, જે હદ વટાવી દે.

૫૬) અને દુનિયામાં સુધારો કર્યા પછી વિદ્રોહ ન ફેલાવો, અને તમે અલ્લાહ તઆલાની બંદગી કરો તેનાથી ડરતા, અને આશા સાથે, નિ:શંક અલ્લાહ તઆલાની કૃપા સત્કાર્ય કરવાવાળાની નજીક છે.

૫૭) અને તે એવો છે કે પોતાની કૃપાથી હવાઓને મોકલે છે, કે તે ખુશ કરી દે છે, ત્યાં સુધી કે જ્યારે તે હવા ભારે વાદળોને ઉઠાવી લે છે, તો અમે તે વાદળને કોઇ સૂકી ધરતી તરફ લઇ જઇએ છીએ, પછી તે વાદળ માંથી પાણી વરસાવીએ છીએ, પછી તે પાણી વડે દરેક પ્રકારના ફળો ઉગાડીએ છીએ, આવી જ રીતે અમે મૃતકોને કાઢીશું, જેથી તમે સમજો.

૫૮) અને જે ફળદ્રુપ ધરતી હોય છે તેની ઊપજ તો અલ્લાહના આદેશથી ખૂબ હોય છે અને જે ખરાબ ધરતી હોય છે, તેની ઊપજ ઘણી જ ઓછી હોય છે, આવી જ રીતે અમે દલીલોનું અલગ-અલગ રીતે વર્ણન કરીએ છીએ, તે લોકો માટે જે આભાર માને છે.

૫૯) અમે નૂહ (અ.સ.)ને તેમની કોમ તરફ મોકલ્યા, તો તેમણે કહ્યું હે મારી કોમના લોકો ! તમે અલ્લાહની બંદગી કરો, તેના સિવાય કોઇ તમારો પૂજ્ય હોવાને લાયક નથી, મને તમારા માટે એક મોટા દિવસની યાતનાનો ભય છે.

૬૦) તેમની કોમના આગેવાનોએ કહ્યું કે અમે તમને સ્પષ્ટ ભૂલ કરતા જોઇ રહ્યા છીએ.

૬૧) તેમણે કહ્યું કે હે મારી કોમના લોકો ! હું તો જરા પણ પથભ્રષ્ટ નથી, પરંતુ હું તો પાલનહારનો પયગંબર છું.

૬૨) તમારી સમક્ષ પોતાના પાલનહારના આદેશો પહોંચાડું છું અને તમારા માટે ભલાઈ ઇચ્છું છું અને હું અલ્લાહ તરફથી તે કાર્યોની જાણ રાખું છું જેનાથી તમે અજાણ છો.

૬૩) અને શું તમે તે વાતથી આશ્ચર્ય પામો છો કે તમારા પાલનહાર તરફથી તમારી પાસે એક એવા વ્યક્તિની ઓળખ, જે તમારી જ જાતિનો છે, કોઇ શિખામણની વાત આવી ગઇ, જેથી તે વ્યક્તિ તમને ડરાવે અને તમે ડરી જાઓ અને જેથી તમારા પર દયા કરવામાં આવે.

૬૪) તો તે લોકો તેમને જુઠલાવતા જ રહ્યા, તો અમે નૂહ (અ.સ.)ને અને તેઓને જે તેમની સાથે વહાણમાં હતા, બચાવી લીધા અને જે લોકોએ અમારી આયતોને જુઠલાવી હતી, તેઓને અમે ડુબાડી દીધા, નિ:શંક તે લોકો આંધળા બની ગયા હતા.

૬૫) અને અમે આદ નામની કોમ તરફ તેમના ભાઈ હૂદ (અ.સ.)ને મોકલ્યા, તેઓએ કહ્યું હે મારી કોમના લોકો ! તમે અલ્લાહની બંદગી કરો, તેના સિવાય કોઇ તમારો પૂજ્ય નથી, તો શું તમે નથી ડરતા ?

૬૬) તેઓની કોમના જે આગેવાનો ઇન્કાર કરનાર હતા, તેઓએ કહ્યું અમે તમને મંદબુદ્ધિના જોઇ રહ્યા છે, અને અમે ખરેખર જુઠા લોકોમાં સમજી રહ્યા છીએ.

૬૭) તેમણે કહ્યું કે હે મારી કોમ ! હું થોડો પણ મંદબુદ્ધિ ધરાવતો નથી, પરંતુ હું પાલનહાર તરફથી અવતરિત કરેલ પયગંબર છું.

૬૮) તમારી સમક્ષ પોતાના પાલનહારના આદેશો પહોંચાડુ છું અને હું તમારા માટે નિષ્ઠાવાન શુભેચ્છક છું.

૬૯) અને શું તમે તે વાતથી આશ્ચર્ય પામો છો કે તમારા પાલનહાર તરફથી તમારી પાસે એક એવા વ્યક્તિની ઓળખ, જે તમારી જ જાતિનો છે, કોઇ શિખામણની વાત આવી ગઇ, જેથી તે વ્યક્તિ તમને ડરાવે અને તમે એ સ્થિતિ યાદ કરો કે અલ્લાહએ તમને નૂહની કોમ પછી નાયબ બનાવ્યા અને તમને ખૂબ સશક્ત બનાવ્યા, તો અલ્લાહની નેઅમતોને યાદ કરો, જેથી તમે સફળ થઇ શકો.

૭૦) તેઓએ કહ્યું કે શું તમે અમારી પાસે આ કારણે આવ્યા છો કે અમે ફકત અલ્લાહની જ બંદગી કરીએ અને જેઓને અમારા બાપ-દાદાઓ પૂજતા હતા તેઓને છોડી દઇએ, બસ અમને જે યાતનાની ધમકી આપો છો તેને અમારી સામે લાવી બતાવો, જો તમે સાચા હોવ.

૭૧) તેમણે કહ્યું કે બસ ! હવે તમારા પર અલ્લાહ તરફથી યાતના અને ગુસ્સો આવવાનો જ છે, શું તમે મારાથી તે નામો વિશે ઝઘડો કરો છો, જેને તમે અને તમારા બાપ-દાદાઓએ રાખ્યા છે, તેઓના પૂજ્ય હોવાના કોઇ પુરાવા અલ્લાહએ નથી ઉતાર્યા, તો તમે રાહ જુઓ, હું પણ તમારી સાથે રાહ જોઇ રહ્યો છું.

૭૨) બસ ! અમે તેઓને અને તેઓના મિત્રોને પોતાની કૃપાથી બચાવી લીધા અને તે લોકોના મૂળ કાપી નાખી, જેઓએ અમારી આયતોને જુઠલાવી હતી અને તેઓ ઈમાન લાવનારા ન હતા.

૭૩) અને અમે ષમૂદ તરફ તેમના ભાઇ સાલેહ (અ.સ.)ને મોકલ્યા, તેઓએ કહ્યું હે મારી કોમના લોકો ! તમે અલ્લાહની બંદગી કરો, તેના સિવાય કોઇ તમારો પૂજ્ય નથી, તમારી પાસે તમારા પાલનહાર તરફથી એક

સ્પષ્ટ દલીલ આવી પહોંચી છે, આ ઊંટડી અલ્લાહની છે જે તમારા માટે નિશાની છે, તો તેને છોડી દો, જેથી અલ્લાહ તઆલાની ધરતી પર ખાય પીવે અને તેને ખરાબ ઇરાદા સાથે હાથ પણ ન લગાડશો, કે તમારા પર દુ:ખદાયી યાતના આવી પહોંચે.

૭૪) અને તમે આ સ્થિતિ યાદ કરો કે અલ્લાહ તઆલાએ તમોને આદ પછી નાયબ બનાવ્યા અને તમને ધરતી પર રહેવા માટે જગ્યા આપી, જેથી નરમ ધરતી પર મહેલ બનાવો છો અને પર્વતોને કોતરીને તેમાં ઘર બનાવો છો, તો અલ્લાહ તઆલાની નેઅમતોને યાદ કરો અને ધરતીમાં વિદ્રોહ ન ફેલાવો.

૭૫) તેમની કોમમાં જે ઘમંડી સરદારો હતા, તેઓએ ગરીબ લોકોને કે જેઓ ઈમાન લાવ્યા હતા, પૂછ્યું : શું તમને તે વાતની ખાતરી છે કે સાલિહ (અ.સ.) પોતાના પાલનહાર તરફથી અવતરિત થયા છે, તેઓએ કહ્યું કે નિ:શંક અમે તો તેના પર પૂરો ભરોસો કરીએ છીએ, જે તેમને લઇને મોકલવામાં આવ્યા છે.

૭૬) ઘમંડી લોકો કહેવા લાગ્યા કે તમે જે વાત પર ઈમાન લાવ્યા છો, અમે તો તેના ઇન્કાર કરનારા છે.

૭૭) બસ ! તેઓએ તે ઊંટડીને મારી નાખી અને પોતાના પાલનહારના આદેશનો વિરોધ કર્યો અને કહેવા લાગ્યા કે હે સાલિહ ! જેની ધમકી તમે અમોને આપતા હતા, તે બતાવો જો તમે પયગંબર હોવ.

૭૮) બસ ! તેઓને ધરતીકંપે પકડી લીધા, અને તેઓ પોતાના ઘરોમાં ઊંધા જ પડ્યા રહ્યા.

૭૯) તે સમયે (સાલિહ અ.સ.) તેમનાથી મોઢું ફેરવી ચાલવા લાગ્યા, અને કહેવા લાગ્યા કે હે મારી કોમ ! મેં તો તમારા સુધી પોતાના પાલનહારનો આદેશ પહોંચાડી દીધો હતો, અને હું તમારો શુભેચ્છક રહ્યો, પરંતુ તમે લોકો શુભેચ્છકોને પસંદ નથી કરતા.

૮૦) અને અમે લૂત (અ.સ.) ને મોકલ્યા, જ્યારે કે તેઓએ પોતાની કોમને કહ્યું કે તમે એવું નિર્લજજ કાર્ય કરો છો, જેવું તમારા પહેલા સમગ્ર સૃષ્ટિવાળાઓ માંથી કોઇએ નથી કર્યું.

૮૧) તમે પુરુષો સાથે અશ્લીલતાનું કાર્ય કરો છો, સ્ત્રીઓને છોડીને, જો કે તમે તો હદ વટાવી દીધી છે.

૮૨) અને તેમની કોમને કોઇ જવાબ ન સૂઝ્યો, તેઓ એકબીજાને કહેવા લાગ્યા કે તે લોકોને પોતાની વસ્તી માંથી કાઢી મૂકો, આ લોકો ઘણા પવિત્ર બની રહ્યા છે.

૮૩) તો અમે લૂત (અ.સ.) ને અને તેઓના ઘરવાળાઓને બચાવી લીધા, તેમની પત્ની સિવાય, (તેમની પત્ની) તે લોકો સાથે રહી ગઇ જેમના પર પ્રકોપ આવી પહોંચ્યો.

૮૪) અને અમે તેમના પર ખાસ પ્રકારનો વરસાદ વરસાવ્યો, બસ ! જુઓ તો ખરા, તે અપરાધીઓનું પરિણામ કેવું આવ્યું ?

૮૫) અને અમે મદયન તરફ તેમના ભાઇ શુઐબ (અ.સ.)ને મોકલ્યા, તેમણે કહ્યું હે મારી કોમ ! તમે અલ્લાહની બંદગી કરો તેના સિવાય કોઇ તમારો પૂજ્ય નથી, તમારી પાસે તમારા પાલનહાર તરફથી સ્પષ્ટ દલીલ આવી પહોંચી છે, બસ ! તમે માપ-તોલ પૂરેપૂરું કરો, અને લોકોને તેમની વસ્તુ ઓછી ન આપો, અને ધરતી પર સુધારો થઇ ગયા પછી વિદ્રોહ ન ફેલાવો, આ તમારા માટે ફાયદાકારક છે જો તમે માનો.

૮૬) અને તમે રસ્તા પર તે હેતુથી ન બેસો કે અલ્લાહ પર ઈમાન લાવવાવાળાઓને ધમકાવો, અને અલ્લાહના માર્ગથી રોકો અને તેમાં ખામી શોધતા રહો અને તે સ્થિતિ ને યાદ કરો જ્યારે તમે ઓછા હતા, પછી અલ્લાહએ તમને વધારી દીધા અને જુઓ વિદ્રોહીઓની કેવી દશા થઈ?

૮૭) અને જો તમારા માંથી કેટલાક લોકો તે આદેશ પર, જેને લઇને મને મોકલવામાં આવ્યો છે, ઈમાન લાવ્યા અને કેટલાંક ઈમાન ન લાવ્યા, તો જરા રોકાઇ જાઓ ! ત્યાં સુધી કે આપણી વચ્ચે અલ્લાહ નિર્ણય કરી દે, અને તે દરેક નિર્ણય કરનારાઓ કરતા ઉત્તમ છે.



૮૮) તેમની કોમના અહંકારી સરદારોએ કહ્યું કે હે શુઐબ ! અમે તમને અને જેઓ તમારી સાથે ઈમાન લાવ્યા છે, તેઓને પોતાની વસ્તી માંથી કાઢી મૂકીશું, જો તમે અમારા ધર્મનું અનુસરણ ફરીવાર કરવા લાગો (તો નહીં કાઢીએ), શુઐબ (અ.સ.) એ કહ્યું કે શું અમે તમારા ધર્મનું અનુસરણ કરીએ તેમ છતાં કે અમે તેને પસંદ ન કરતા હોય ?

૮૯) અમે તો અલ્લાહ તઆલા પર સખત આરોપ મૂકનારા બની જઇશું, જો અમે તમારા ધર્મનું અનુસરણ કરવા લાગીએ, ત્યાર પછી કે અલ્લાહ તઆલાએ અમને તેનાથી છુટકારો આપ્યો અને અમારા માટે શક્ય નથી કે તમારા ધર્મનું અનુસરણ કરીએ, પરંતુ હાં અલ્લાહએ જ, જે અમારો માલિક છે, ભાગ્ય નક્કી કર્યું હોય, દરેક વસ્તુ અમારા પાલનહારના જ્ઞાનના ઘેરાવમાં છે, અમે અલ્લાહ પર જ ભરોસો કરીએ છીએ, હે અમારા પાલનહાર ! અમારી અને મારી કોમ વચ્ચે સત્યની સાથે ફેંસલો કરી દે. અને તું ઘણો જ સારો નિર્ણય કરનાર છે.

૯૦) અને તેમની કોમના ઇન્કાર કરનાર સરદારોએ કહ્યું કે જો તમે શુઐબ (અ.સ.)ના માર્ગે ચાલશો, તો તમને મોટું નુકસાન થશે.

૯૧) બસ ! ધરતીકંપે તેઓને પકડી લીધા, તો તેઓ પોતાના ઘરોમાં ઊંધા પડ્યા રહ્યા.

૯૨) જેઓએ શુઐબ (અ.સ.)ને જુઠલાવ્યા હતા, તેમની સ્થિતિ એવી થઇ ગઇ જેવી કે પોતાના ઘરોમાં ક્યારેય રહેતા જ ન હતા, જેઓએ શુઐબ (અ.સ.)ને જુઠલાવ્યા તે જ નુકસાન ઉઠાવનારા છે.

૯૩) તે સમયે શુઐબ (અ.સ.) તેમનાથી મોઢું ફેરવી ચાલવા લાગ્યા અને કહેવા લાગ્યા કે હે મારી કોમ ! મેં તમારી સમક્ષ પોતાના પાલનહારના

આદેશો પહોંચાડી દીધા હતા અને હું તમારા માટે શુભેચ્છક રહ્યો, પછી હું તે ઇન્કાર કરનારાઓ માટે કેમ નિરાશ  થઉં.

૯૪) અને અમે કોઇ વસ્તી માટે કોઇ પયગંબર અવતરિત નથી કર્યા કે ત્યાંના રહેવાસીઓની અમે કઠણાઇ અને તકલીફમાં પકડ ન કરી હોય, જેથી તેઓ આજીજી કરે.

૯૫) પછી અમે તે ખરાબ જગ્યાને સારી કરી દીધી, અહીં સુધી કે તેઓએ ઘણી પ્રગતિ કરી અને કહેવા લાગ્યા કે અમારા બાપદાદાઓને પણ તંગી અને શાંતિ મળી હતી, તો અમે તેઓની પકડ કરી અને તેઓને જાણ પણ ન હતી.

૯૬) અને જો તે વસ્તીના રહેવાસીઓ ઈમાન લઈ આવતા અને ડરવા લાગતા, તો અમે તેઓ માટે આકાશ અને ધરતીની બરકતો ખોલી નાખતા, પરંતુ તેઓએ જુઠલાવ્યું, તો અમે તેઓના કાર્યોના કારણે તેઓને પકડી લીધા.

૯૭) શું તો પણ તે વસ્તીના રહેવાસીઓ તે વાતથી નીડર બનીને રહે છે કે તેઓ પર અમારો પ્રકોપ રાત્રિના સમયે આવી પહોંચે, જે સમયે તેઓ સૂઈ રહ્યાં હોય.

૯૮) અને શું તે વસ્તીના રહેવાસી એ વાતથી નીડર બની ગયા છે કે તેમના પર અમારો પ્રકોપ દિવસે આવી પહોંચશે, જે સમયે તેઓ પોતાની રમતોમાં વ્યસ્ત હશે.

૯૯) શું તેઓ અલ્લાહની એ પકડથી નીડર બની ગયા, જો કે અલ્લાહની પકડથી તે જ કોમ ડરતી નથી જે નાશ થવાની હોય.

૧૦૦) અને શું તે લોકોને, જેઓ ધરતીના નાયબ બન્યા, ત્યાંના લોકોના વિનાશ પછી, આ વાત નથી જણાવી કે જો અમે ઇચ્છીએ તો તેઓના પાપોના કારણે તેઓને નષ્ટ કરી નાખીએ અને અમે તેઓના હૃદયો પર તાળા લગાવી દઇએ, જેથી તેઓ સાંભળી ન શકે.

૧૦૧) તે વસ્તીઓના કેટલાક કિસ્સાઓ અમે તમારી સમક્ષ રજૂ કરી રહ્યા છે અને તે સૌની પાસે તેઓના પયગંબર ચમત્કાર લઇને આવ્યા, પછી જે વસ્તુને તેઓએ શરૂઆતમાં જ જુઠલાવી દીધી, પછી તેઓ માનતા ન હતા, અલ્લાહ તઆલા આવી જ રીતે ઇન્કાર કરનારાઓના હૃદયો પર તાળા લગાવી દે છે.

૧૦૨) અને વધુ પડતા લોકોને અમે વચનનું પાલન કરતા ન જોયા અને અમે વધુ પડતા લોકોને આજ્ઞાનું પાલન કરતા ન જોયા.

૧૦૩) ત્યાર પછી અમે મૂસા (અ.સ.)ને પોતાના પુરાવા આપી ફિરઔન અને તેની પ્રજા પાસે મોકલ્યા, પરંતુ તે લોકોએ અત્યાચાર કર્યો, તો જુઓ તે અત્યાચારીઓની કેવી દશા થઇ ?

૧૦૪) અને મૂસા (અ.સ.)એ કહ્યું કે, હે ફિરઔન ! હું સમગ્ર સૃષ્ટિના પાલનહારનો પયગંબર છું.

૧૦૫) મારા માટે આ જ યોગ્ય છે કે સત્ય સિવાય કંઈ પણ વાત અલ્લાહ માટે ન કહું, હું તમારી પાસે તમારા પાલનહાર તરફથી એક સ્પષ્ટ દલીલ પણ લાવ્યો છું, તો તું ઇસ્રાઇલના સંતાનને મારી સાથે મોકલી દે.

૧૦૬) ફિરઔને કહ્યું જો તમે કોઇ ચમત્કાર લઇને આવ્યા હોય તો તેને રજૂ કરો, જો તમે સાચા છો.

૧૦૭) બસ ! તેમણે (મૂસા અ.સ.)એ પોતાની લાકડી નાખી દીધી, તો અચાનક તે લાકડી એક અજગર બની ગઇ.

૧૦૮) અને પોતાનો હાથ બહાર કાઢ્યો, તો તે અચાનક દરેકની વચ્ચે ઘણો જ પ્રકાશિત થઇ ગયો.

૧૦૯) ફિરઔનની કોમમાં જે સરદારો હતા, તેઓએ કહ્યું કે ખરેખર આ વ્યક્તિ ઘણો જ નિષ્ણાંત જાદુગર છે.

૧૧૦) આ ઇચ્છે છે કે તમને તમારા વતન માંથી કાઢી મૂકે, તો તમે શું સલાહ આપો છો.

૧૧૧) તેઓએ કહ્યું કે તમે તેમને અને તેમના ભાઇને મહેતલ આપો અને શહેરોમાં દૂત મોકલી દો.

૧૧૨) કે તે બધા નિષ્ણાંત જાદુગરોને તમારી પાસે લાવી દે.

૧૧૩) અને તે જાદુગરો ફિરઔન સામે આવ્યા, કહેવા લાગ્યા કે જો અમે વિજય મેળવીએ, તો અમને કોઇ મોટું ઇનામ મળશે ?

૧૧૪) ફિરઔને કહ્યું કે હાં, તમે સૌ નિકટના લોકોમાં થઇ જશો.

૧૧૫) અને જાદુગરોએ કહ્યું કે હે મૂસા (અ.સ.) તમે નાંખો છો કે અમે નાખીએ ?

૧૧૬) (મૂસા અ.સ.)એ કહ્યું કે તમે જ નાખો, બસ ! તેઓએ લોકોને વશમાં લઇ લીધા અને ભય છવાઇ ગયો અને એક પ્રકારનું જાદુ બતાવ્યું.

૧૧૭) અને અમે મૂસા (અ.સ.)ને આદેશ આપ્યો કે પોતાની લાકડી નાખી દો, જેવી જ લાકડી નાખી, તેણે તે લોકોની રમતને બગાડવાનું શરૂ કર્યું.

૧૧૮) બસ ! સત્ય જાહેર થઇ ગયું અને તેઓએ જે કંઈ પણ બનાવ્યું હતું, બધું ખતમ થઇ ગયું.

૧૧૯) બસ ! તે લોકો આ સમયે હારી ગયા અને ખૂબ જ અપમાનિત થઇ પાછા ફર્યા.

૧૨૦) અને જાદુગરો સિજદામાં પડી ગયા.

૧૨૧) કહેવા લાગ્યા કે અમે સમગ્ર સૃષ્ટિના પાલનહાર પર ઈમાન લાવ્યા

૧૨૨) જે મૂસા (અ.સ.) અને હારૂન (અ.સ.)નો પણ પાલનહાર છે.

૧૨૩) ફિરઔન કહેવા લાગ્યો કે તમે મૂસા (અ.સ.) પર મારી પરવાનગી વગર ઈમાન લાવ્યા ? નિ:શંક આ યુક્તિ હતી જેના પર તમારું કાર્ય આ શહેરમાં સાબિત થયું, જેથી તમે સૌ આ શહેરના રહેવાસીઓને અહીંયાથી બહાર કાઢી મૂકો, તો હવે તમને સત્યવાતની ખબર પડી જશે.

૧૨૪) હું તમારા એક તરફના હાથ અને બીજી તરફના પગ કાપી નાખીશ, પછી તમને સૌને ફાંસીએ લટકાવી દઇશ.

૧૨૫) તેઓએ જવાબ આપ્યો કે અમે પોતાના પાલનહાર તરફ જ પાછા ફરીશું.

૧૨૬) અને તેં અમારામાં કેવી ખામી જોઇ છે, ફકત એ જ કે અમે અમારા પાલનહાર પર ઈમાન લાવ્યા. હે અમારા પાલનહાર ! જ્યારે તે અમારી પાસે આવે, અમને ધૈર્યની શક્તિ આપ અને અમને ઇસ્લામ પર મૃત્યુ આપ.

૧૨૭) અને ફિરઔનની કોમના સરદારોએ કહ્યું કે શું તમે મૂસા (અ.સ.) અને તેમની કોમને આવી જ સ્થિતિમાં રહેવા દેશો કે તેઓ શહેરમાં વિદ્રોહ ફેલાવતા ફરે અને તેઓ તમને અને તમારા પૂજ્યોને છોડીને રહે, ફિરઔને કહ્યું કે હું તેઓના બાળકોને કતલ કરવાનું શરૂ કરી દઇશ અને બાળકીઓને જીવિત છોડી દઇશ અને હું તેઓ પર દરેક રીતે શક્તિશાળી છું.

૧૨૮) મૂસા (અ.સ.)એ પોતાની કોમને કહ્યું અલ્લાહ તઆલાનો આશરો પ્રાપ્ત કરો અને ધીરજ રાખો, આ ધરતી અલ્લાહ તઆલાની છે, પોતાના બંદાઓ માંથી જેને ઇચ્છે તેને માલિક બનાવી દે છે, બસ ! છેવટે સફળતા તેને જ મળે છે જેઓ અલ્લાહ થી ડરે છે.

૧૨૯) કોમના લોકો કહેવા લાગ્યા કે અમે તો હંમેશા મુસીબતો માં જ રહ્યા, તમારા આવવા પહેલા પણ અને તમારા આવ્યા પછી પણ, મૂસા (અ.સ.)એ કહ્યું કે નજીક માંજ અલ્લાહ તમારા શત્રુને નષ્ટ કરી દેશે અને તેના બદલામાં તમને આ ધરતીના નાયબ બનાવી દેશે, પછી તમારા કાર્યો જોશે.

૧૩૦) અને અમે ફિરઔનના લોકો પર ભૂખમરો નાખ્યો અને ફળોની અછત કરી દીધી, જેથી તેઓ શિખામણ પ્રાપ્ત કરે.

૧૩૧) જ્યારે તેઓ સુખ મળતું તો કહેતા કે આ તો અમારા માટે થવાનું જ હતું અને જો તેઓને કોઇ તંગી આવી પહોંચતી તો મૂસા (અ.સ.) અને તેમના મિત્રોનું અપશુકન ગણતા, યાદ રાખો કે તેઓ માટે અપશુકન તો અલ્લાહ તઆલા પાસે છે, પરંતુ તેઓ માંથી વધુ પડતા લોકો નથી જાણતા.

૧૩૨) અને એમ કહેતા કે કોઈ પણ વાત અમારી સમક્ષ રજૂ કરો કે તેના વડે અમારા પર જાદુ કરો, તો પણ અમે લોકો તમારી વાત કયારેય નહીં માનીએ.

૧૩૩) પછી અમે તેઓ પર વાવાઝોડું મોકલ્યું અને તીડના ટોળા, માંકડ અને દેડકા અને લોહી (તેઓના પર પ્રકોપ રૂપે આ બધી વસ્તુ ઉતારી), આ બધા સ્પષ્ટ ચમત્કારો હતા, પરંતુ તેઓ ઘમંડ કરતા રહ્યા અને તે લોકોનું કામ જ હતું અપરાધ કરવું.

૧૩૪) અને જ્યારે તેઓ પર કોઇ પ્રકોપ આવી પહોંચે તો એમ કહેતા કે હે મૂસા (અ.સ.) અમારા માટે પોતાના પાલનહાર પાસે આ વાતની દુઆ કરી આપ, જેનું વચન તેણે તમારી સાથે કરી કર્યું છે, જો તમે આ પ્રકોપને અમારા પરથી હટાવી આપશો તો, અમે ચોક્કસ તમારા કહેવા મુજબ ઈમાન લઇ આવીશું. અને અમે ઇસ્રાઇલના સંતાનને પણ (મુક્ત કરી) તમને સોંપી દઇશું.

૧૩૫) પછી જ્યારે તે યાતનાને એક નક્કી કરેલ સમય સુધી તેમના પરથી હટાવી દેતા, તો તરત જ તેઓ વચનભંગ કરવા લાગતા.

૧૩૬) પછી અમે તેઓ સાથે બદલો લીધો, એટલે કે તેઓને સમુદ્રમાં ડુબાડી દીધા, અમારી આયતોને જુઠલાવવાના કારણે અને તેનાથી ઘણાં અળગા રહેતા હતા.

૧૩૭) અને અમે તે લોકોને, કે જે ઘણાં અશક્ત હતા, ધરતીના પૂર્વ અને પશ્ચિમના માલિક બનાવી દીધા, જેમાં અમે બરકત મૂકી છે અને

તમારા પાલનહારનું પવિત્ર વચન, ઇસ્રાઇલના સંતાન માટે તેઓના ધીરજના કારણે પૂરૂં થઇ ગયું અને અમે ફિરઔન અને તેની કોમની બનાવટી વસ્તુઓને નષ્ટ કરી નાખી, અને ઊંચી ઊંચી ઇમારતોને પણ નષ્ટ કરી દીધી.

૧૩૮) અને અમે ઇસ્રાઇલના સંતાનને સમુદ્ર પાર કરાવ્યો, બસ ! તે લોકો એક કોમ પાસેથી પસાર થયા, જેઓ પોતાની કેટલીક મૂર્તિઓ લઇને બેઠા હતા, કહેવા લાગ્યા કે હે મૂસા (અ.સ.) ! અમારા માટે પણ એક પૂજ્ય આવી જ રીતે નક્કી કરી દો, જેવી રીતે આ લોકોનો છે, મૂસા (અ.સ.) કહ્યું કે ખરેખર તમારી અંદર ઘણી જ અજ્ઞાનતા છે.

૧૩૯) આ લોકો જે કાર્યમાં લાગેલા છે તેને નષ્ટ કરવામાં આવશે, તેઓનું આ કાર્ય આધારહીન છે.

૧૪૦) કહ્યું કે શું અલ્લાહ તઆલાને છોડીને બીજા કોઇને પૂજ્ય નક્કી કરું ? જો કે તેણે તમને સમગ્ર સૃષ્ટિના લોકો પર પ્રાથમિકતા આપી છે.

૧૪૧) અને તે સમય યાદ કરો જ્યારે અમે તમને ફિરઔનથી બચાવી લીધા, જે તમને સખત તકલીફો આપતા હતા, તમારા બાળકોને કતલ કરી દેતા અને તમારી સ્ત્રીઓને જીવિત છોડી દેતા અને તેમાં તમારા પાલનહાર તરફથી ઘણી મોટી કસોટી હતી.

૧૪૨) અને અમે મૂસા (અ.સ.) પાસે ત્રીસ રાત્રિઓનું વચન કર્યું અને વધું દસ રાત્રિઓ વડે, તે ત્રીસ રાત્રિઓને પૂરી કરી, તો તેઓના પાલનહારનો સમય કુલ ચાલીસ રાત્રિઓનો થઇ ગયો, અને મૂસા (અ.સ.) એ પોતાના ભાઇ હારૂન (અ.સ.) ને કહ્યું કે મારા પછી આ લોકો માટે વ્યવસ્થા ગોઠવશો અને તેઓની અંદર સુધારો કરતા રહેજો અને નકામા લોકોની સલાહ ન માનશો.

૧૪૩) અને જ્યારે મૂસા (અ.સ.) અમારા સમયે આવ્યા અને તેમના પાલનહારે તેમની સાથે વાત કરી, કહ્યું હે મારા પાલનહાર ! મને તને જોવાની શક્તિ આપ, જેથી હું તમને એક નજર જોઇ શકું, કહેવામાં આવ્યું કે તમે મને કયારેય નથી જોઇ શકતા, પરંતુ તમે તે પહાડ તરફ જોતા રહો, જો તે પોતાની જગ્યાએ જ રહ્યો, તો તમે પણ મને જોઇ શકશો, બસ ! તેમનો પાલનહાર તે પહાડ તરફ તજલ્લી બતાવી તો, તેના ચૂરેચૂરા થઇ ગયા, અને મૂસા (અ.સ.) બેહોશ થઇને પડી ગયા, નિ:શંક તારી હસ્તી પવિત્ર છે, હું તારી સમક્ષ તૌબા કરુ છું અને હું સૌથી પહેલા તારા પર ઈમાન લાવવાવાળો છું.

૧૪૪) કહેવામાં આવ્યું કે હે મૂસા (અ.સ.) ! મેં પયગંબરી અને મારી સાથે વાતચીત કરવા માટે, લોકો પર તમને પ્રાથમિકતા આપી છે, તો જે કંઈ પણ મેં તમને આપ્યું છે તેને લો અને આભાર વ્યક્ત કરો.

૧૪૫) અને અમે કેટલીક તકતીઓ પર દરેક પ્રકારની શિખામણ અને દરેક વસ્તુની વિગત તેઓને લખીને આપી, તમે તેને મજબૂતીથી પકડી લો, અને પોતાની કોમને આદેશ આપો કે તેઓ સારા સારા આદેશોનું અનુસરણ કરે, હવે નજીક માંજ તમને તે વિદ્રોહીઓનું પરિણામ બતાવી દઇશું.

૧૪૬) હું એવા લોકોને પોતાના આદેશોથી અળગા જ રાખીશ જેઓ દુનિયામાં ઘમંડ કરે છે, જેનો કોઇ અધિકાર તેઓ પાસે નથી, અને જો દરેક નિશાની જોઇ લીધા પછી પણ તે તેના પર ઈમાન ન લાવ્યા, અને જો સત્ય માર્ગદર્શન જોતા તો, તેને પોતાનો તરીકો ન બનાવતા, અને જો પથભ્રષ્ટતા નો માર્ગ જોઇ લે તો તેને પોતાનો તરીકો બનાવી લેતા. આવું એટલા માટે છે કે તેઓએ અમારી આયતોને જુઠલાવી અને તેની અવગણના કરતા રહ્યા.

૧૪૭) અને આ લોકો જેમણે અમારી આયતોને અને કયામત આવવાને પણ જુઠલાવી, તેઓના દરેક કાર્યો વ્યર્થ થઇ ગયા, તેઓને તેની જ સજા આપવામાં આવશે જે કંઈ તેઓ કરતા હતા.

૧૪૮) અને મૂસા (અ.સ.)ની કૌમે તેઓના પછી પોતાના ઘરેણાંઓ (માંથી બનાવેલ) એક વાછરડાને પૂજ્ય બનાવી દીધું, જેમાં એક અવાજની ગોઠવણ હતી, શું તેઓએ આ ન જોયું કે તે તેમની સાથે વાત ન હતું કરતું અને ન તો તેઓને કોઇ માર્ગ બતાવતું હતું, તેને તેઓએ પૂજ્ય બનાવી દીધું અને ઘણું અન્યાયી કૃત્ય કર્યું.

૧૪૯) અને જ્યારે તેઓ નિરાશ થઇ ગયા અને જાણ થઇ કે ખરેખર તે લોકો પથભ્રષ્ટતામાં પડી ગયા, તો કહેવા લાગ્યા કે જો અમારો પાલનહાર અમારા પર દયા ન કરે અને અમારા પાપોને માફ ન કરે તો અમે ઘણા જ નુકસાન ભોગવનાર લોકો માંથી થઇ જઇશું.

૧૫૦) અને જ્યારે મૂસા (અ.સ.) પોતાની કોમ પાસે પાછા આવ્યા, ગુસ્સા અને નિરાશાથી ભરપૂર, તો કહેવા લાગ્યા કે તમે લોકોએ મારા ગયા પછી ઘણું જ ખરાબ કૃત્ય કર્યું, શું પોતાના પાલનહારનો આદેશ મેળવતા પહેલા જ આગળ વધી ગયા અને ઝડપથી તકતીઓ એક તરફ મૂકી દીધી, અને પોતાના ભાઈનું માથું પકડી તેમને પોતાની તરફ ખેંચવા લાગ્યા, હારૂન (અ.સ.)એ કહ્યું કે હે મારા ભાઈ ! તે લોકોએ મને કંઈ પણ ન સમજ્યો અને શક્ય હતું કે મને કતલ કરી દેતા, તો મારા શત્રુઓને ન હસાવો અને મને તે અત્યાચારીઓના ષડ્યંત્રમાં દાખલ ન કરો.

૧૫૧) મૂસા (અ.સ.)એ કહ્યું કે હે મારા પાલનહાર ! મારી ભૂલો માફ કર અને મારા ભાઇની પણ, અને અમને બન્નેને પોતાની કૃપામાં પ્રવેશ આપ અને તું દરેક દયાવાનો કરતા વધારે દયાળુ છે.

૧૫૨) નિ:શંક જે લોકોએ વાછરડાની પૂજા કરી હોય, તેઓના પર નજીક માંજ તેમના પાલનહાર તરફથી ગુસ્સો અને અપમાન આ દુનિયાના જીવન માંજ આવી પહોંચશે અને અમે જૂઠ ઘડનારા લોકોને આવી જ સજા આપીએ છીએ.

૧૫૩) અને જે લોકોએ પાપ કર્યા પછી જો તેઓ તૌબા કરી લે અને ઈમાન લઇ આવે, તો તૌબા કર્યા પછી પાપને તમારો પાલનહાર માફ કરી દેનાર, દયા કરનાર છે.

૧૫૪) અને જ્યારે મૂસા (અ.સ.) શાંત થયા તો, તે તકતીઓને ઉઠાવી લીધી અને તેના વિષયોમાં તે લોકો માટે, જેઓ પોતાના પાલનહારથી ડરતા હતા, માર્ગદર્શન અને કૃપા હતી.

૧૫૫) અને મૂસા (અ.સ.)એ સિત્તેર વ્યક્તિઓને પોતાની કોમ માંથી અમારા નક્કી કરેલ સમય માટે પસંદ કર્યા, તો જ્યારે તે લોકો પર ધરતીકંપ આવી પહોંચ્યો, તો મૂસા (અ.સ.) કહેવા લાગ્યા કે હે મારા પાલનહાર ! જો તારી ઇચ્છા હોત તો આ પહેલા જ તેઓને અને મને નષ્ટ કરી દીધા હોત, શું અમારા માંથી થોડાક મૂર્ખ લોકોના કારણે અમને પણ નષ્ટ કરી દઇશ ? આ કિસ્સો ફકત તારા તરફથી કસોટી છે, આવી કસોટી દ્વારા જેને તું ઇચ્છે તેને પથભ્રષ્ટ કરી દે, અને જેને ઇચ્છે સત્ય માર્ગ પર અડગ રાખે, તું જ અમારો વ્યવસ્થાપક છે. બસ ! અમારા પર માફી અને દયા કર, અને તું દરેક માફ કરનારાઓ કરતા વધારે માફ કરનાર છે.

૧૫૬) અને અમારા નામ સદાચારી લોકોમાં લખી દે, દુનિયામાં પણ અને આખેરતમાં પણ, અમે તારી તરફ જ રજૂ થઇએ છીએ, અલ્લાહ તઆલાએ કહ્યું કે હું મારી યાતના તેને જ આપું છું જેને ઇચ્છુ છું અને મારી કૃપા દરેક વસ્તુઓ પર છે, તો તે કૃપા તે લોકોને જરૂર આપીશ, જેઓ અલ્લાહથી ડરે છે અને ઝકાત આપે છે અને જેઓ અમારી આયતો પર ઈમાન લાવે છે.

૧૫૭) જે લોકો એવા અભણ પયગંબરનું અનુસરણ કરે છે, જેને તે લોકો પોતાની પાસે તૌરાત અને ઈંજીલમાં લખેલું જુએ છે, તે તેઓને સત્કાર્યોનો આદેશ આપે છે અને ખરાબ કૃત્યોથી રોકે છે, અને પવિત્ર વસ્તુઓને હલાલ ઠેરવે છે અને ખરાબ વસ્તુઓને તેઓ પર હરામ ઠેરવે છે. અને તે લોકો પર જે ભાર અને પટ્ટો હતો, તેને હટાવે છે, તો જે લોકો આ પયગંબર પર ઈમાન લાવે છે અને તેમનું સમર્થન કરે છે અને તેમની મદદ કરે છે અને તે પ્રકાશનું અનુસરણ કરે છે જે તેમની સાથે મોકલવામાં આવ્યું છે, આવા લોકો સંપૂર્ણ સફળતા મેળવશે.

૧૫૮) તમે કહી દો કે હે લોકો ! હું તમારી સૌની તરફ તે અલ્લાહનો મોકલેલો છું જેનું સામાર્જ્ય આકાશો અને ધરતી પર છે, તેના સિવાય કોઇ બંદગીને લાયક નથી, તે જ જીવન આપે છે અને તે જ મૃત્યુ આપે છે, તો અલ્લાહ તઆલા પર ઈમાન લાવો અને તેના અભણ પયગંબર પર, જે અલ્લાહ તઆલા પર અને તેના આદેશો પર ઈમાન ધરાવે છે અને તેનું અનુસરણ કરો, જેથી તમે સત્યમાર્ગ પર આવી જાઓ.

૧૫૯) અને મૂસાની કોમમાં એક જૂથ એવું પણ છે, જે સત્ય સાથે માર્ગદર્શન આપે છે અને તે જ પ્રમાણે ન્યાય પણ કરે છે.

૧૬૦) અને અમે તેમની બાર કુટુંબોમાં વહેંચણી કરી, સૌના અલગ-અલગ જૂથ નક્કી કરી દીધા અને અમે મૂસા (અ.સ.)ને આદેશ આપ્યો જ્યારે કે તેમની કૌમે તેમની પાસે પાણી માંગ્યું, કે પોતાની લાકડીને પેલા પથ્થર પર મારો, બસ ! તરત જ તેમાંથી બાર ઝરણાં ફૂટી નીકળ્યા, દરેક વ્યક્તિએ પોતાની પાણી પીવાની જગ્યા જાણી લીધી અને અમે તેમના પર વાદળ દ્વારા છાંયડો કર્યો, અને તેમને “મન્” અને “સલ્વા” (જન્નતી ખોરાક) પહોંચાડ્યું, ખાઓ પવિત્ર વસ્તુઓ માંથી, જે અમે તમને આપી છે અને તેઓએ અમારું કંઈ પણ નુકસાન ન કર્યું, પરંતુ પોતાનું જ નુકસાન કરતા હતા.

૧૬૧) અને જ્યારે તેઓને આદેશ આપવામાં આવ્યો કે તમે લોકો તે વસ્તીમાં જઇને રહો અને જ્યાંથી ઇચ્છો ત્યાંથી ખાઓ અને જબાન વડે એવું કહેજો કે “તૌબા છે” અને ઝૂકી ઝૂકીને દરવાજામાં પ્રવેશ કરજો, અમે તમારી ભૂલો માફ કરી દઇશું, જે લોકો સત્કાર્ય કરશે, તેઓને વધારે આપીશું.

૧૬૨) તો તે અત્યાચારીઓએ એક શબ્દને બીજા શબ્દ વડે બદલી દીધો જે વિરૂદ્ધ હતો, તે શબ્દ ના બદલામાં જેને કહેવા માટે કહ્યું હતું, તેના કારણે અમે તેઓ પર એક અવકાશી આપત્તિ મોકલી, એ કારણસર કે તે આદેશને નહોતા માનતા.

૧૬૩) અને તમે તે લોકો સામે તે વસ્તીવાળાની દશા પૂછો, જેઓ સમુદ્ર નજીક રહેતા હતા, જ્યારે કે તેઓ શનિવાર ના દિવસે હદ વટાવી ગયા હતા, જ્યારે કે તેઓના શનિવારના દિવસે તેમના માટે માછલીઓ ઉપર આવતી હતી, અને જ્યારે શનિવારનો દિવસ ન હોય તો ઉપર નહોતી આવતી, અમે તેઓની આવી રીતે કસોટી કરતા હતા, તે કારણસર કે તેઓ આદેશોનો ભંગ કરતા હતા.

૧૬૪) અને જ્યારે તેમના માંથી એક જૂથે એમ કહ્યું કે તમે એવા લોકોને કેમ શિખામણ આપો છો, જેમને અલ્લાહ નષ્ટ કરવાવાળો છે, અથવા તેમને સખત સજા આપનાર છે ? તેઓએ જવાબ આપ્યો કે તમારા પાલનહારને કારણ જણાવવા અને એટલા માટે કે કદાચ તેઓ ડરી જાય.

૧૬૫) તો જ્યારે તેને ભૂલી ગયા, જે તેમને શિખવવામાં આવતું હતું, તો અમે તે લોકોને તો બચાવી લીધા જેઓ આ ખરાબ કૃત્યોથી રોકતા હતા. અને તે લોકોને જેઓ અતિરેક કરતા હતા, તે લોકો પર એક સખત પ્રકોપ આવી પહોંચ્યો, એટલા માટે કે તેઓ આદેશોનું પાલન કરતા ન હતા.

૧૬૬) એટલે જ્યારે, તેઓને જે કાર્યથી રોકવામાં આવ્યા હતા, તેમાં હદ વટાવી ગયા, તો અમે તેમને કહી દીધું કે તમે અપમાનિત કરેલ વાંદરા બની જાવ.

૧૬૭) અને તે સમય યાદ કરવો જોઇએ જ્યારે તમારા પાલનહારે એ વાત જણાવી દીધી કે, તે (અલ્લાહ) યહૂદીઓ પર કયામત સુધી એક એવા વ્યક્તિને જરૂર નક્કી કરી દેશે જે તેઓને સખત સજા આપતો રહેશે, નિ:શંક તમારો પાલનહાર નજીક માંજ સજા આપી દે છે અને ખરેખર તે ઘણો જ માફ કરનાર અને ઘણો જ દયાવાન છે.

૧૬૮) અને અમે દુનિયામાં તેઓને અલગ-અલગ જૂથમાં વહેંચી દીધા, કેટલાક તેમનામાં સદાચારી હતા અને કેટલાક બીજા લોકો હતા અને અમે સુખ અને દુ:ખથી કસોટી કરતા રહ્યા, કે કદાચ સુધારો કરી લે.

૧૬૯) ત્યાર પછી એવા લોકો તેઓના નાયબ બન્યા, કે તેઓએ કિતાબ તેમની પાસેથી લઇ લીધી અને આ નષ્ટ થનારી દુનિયાનો સામાન લઇ લીધો અને કહે છે કે અમારી માફી ચોક્કસ થઇ જશે, જો કે તેમની પાસે એવો જ સામાન આવી જાય તો તેને પણ લઇ લેશે, શું તેઓ પાસેથી તે કિતાબના આ વિષયનું વચન લેવામાં નહતું આવ્યું કે અલ્લાહની તરફ સત્ય વાત સિવાય બીજી કોઇ વાત ન કહેવી અને તેઓએ તે કિતાબમાં જે કંઈ પણ હતું તેને વાંચી લીધું અને આખેરતનું ઘર તે લોકો માટે ઉત્તમ છે, જે લોકો ડરે છે, પછી શું તમે નથી સમજતા ?

૧૭૦) અને જે લોકો કિતાબને મજબૂતી સાથે પકડી રાખે છે અને નમાઝ કાયમ પઢતા રહે છે, અમે એવા લોકોના, જેઓ પોતાનો સુધારો કરે, સવાબ વ્યર્થ નહીં કરીએ.

૧૭૧) અને તે સમય પણ યાદ કરવા જેવો છે, જ્યારે અમે પર્વતને ઉઠાવી છાંયડાની જેમ તેમના પર લાવી દીધો, અને તેમને વિશ્વાસ થઇ ગયો કે હવે તેમના પર પડ્યો અને કહ્યું કે જે કિતાબ અમે તમને આપી છે

તેને મજબૂતીથી સ્વીકાર કરો અને યાદ રાખો જે આદેશો તેમાં છે, તેના કારણે આશા છે કે તમે ડરવાવાળા બની જાવ.

૧૭૨) અને જ્યારે તમારા પાલનહારે આદમના સંતાનની પીઠ વડે તેમના સંતાનનું સર્જન કર્યું અને તેમની પાસેથી તેમના જ વિશે વચન લીધું કે શું હું તમારો પાલનહાર નથી ? સૌએ જવાબ આપ્યો કેમ નહીં, અમે સૌ સાક્ષી આપીએ છીએ, જેથી તમે કયામતના દિવસે એમ ન કહો કે અમે તો આનાથી અજાણ હતા.

૧૭૩) અથવા એમ કહો કે પહેલી વખત શિર્ક તો અમારા પૂર્વજોએ કર્યું, અને અમે તેમના પછી તેઓની પેઢી માંથી થયા, તો શું તે પથભ્રષ્ટ લોકોના કાર્ય પર તું અમને નષ્ટ કરી દઇશ ?

૧૭૪) અમે આ જ પ્રમાણે આયતોનું સ્પષ્ટ રીતે વર્ણન કરીએ છીએ, જેથી તેઓ અળગા રહે.

૧૭૫) અને તે લોકોને તે વ્યક્તિની દશા વાંચી સંભળાવો કે જેને અમે પોતાની આયતો આપી, પછી તેણે (અમારી આયતોનું અનુસરણ ન કર્યું) પછી શેતાન તેની પાછળ લાગી ગયો, તો તે પથભ્રષ્ટ લોકોમાં દાખલ થઇ ગયો.

૧૭૬) અને જો અમે ઇચ્છતા તો તેને આ આયતોના કારણે ઊંચો હોદ્દો આપતા, પરંતુ તે તો દુનિયા તરફ ઝૂકી ગયો અને પોતાની મનેચ્છાઓની પાછળ પડી ગયો, તેમની દશા કૂતરાં જેવી થઇ ગઇ, કે તું તેમના પર હુમલો કરીશ તો પણ હાંફશે અથવા તું તેને છોડી દઇશ તો પણ તે હાંફશે, આ જ દશા તે લોકોની છે જેઓએ અમારી આયતોનો ઇન્કાર કર્યો, તો તમે આ સ્થિતિનું વર્ણન કરી દો, કદાચ તે લોકો કંઈક વિચારે.

૧૭૭) તે લોકોની દશા પણ ખરાબ છે, જેઓ અમારી આયતોને જુઠલાવે છે અને તેઓ પોતાનું જ નુકસાન કરે છે.

૧૭૮) જેને અલ્લાહ સત્યમાર્ગ બતાવે છે તો તે જ સત્ય માર્ગદર્શન મેળવનાર છે અને જેને તે પથભ્રષ્ટ કરી દે તો આવા જ લોકો નુકસાન ભોગવનારા છે.

૧૭૯) અને અમે એવા ઘણા માનવીઓ અને જિન્નાતોનું સર્જન જહન્નમ માટે કર્યું છે, જેમના હૃદય એવા છે જે નથી સમજતા અને જેઓની આંખો એવી છે જેનાથી નથી જોતા અને જેઓના કાન એવા છે જેનાથી નથી સાંભળતા, આ લોકો ઢોર જેવા છે, પરંતુ આ લોકો તે ઢોરો કરતા પણ વધારે પથભ્રષ્ટ છે, આ જ લોકો બેદરકાર છે.

૧૮૦) અને સારા નામ અલ્લાહ માટે જ છે, તો તે નામો વડે જ અલ્લાહને પોકારો અને એવા લોકો સાથે સંબંધ પણ ન રાખો જેઓ તેના નામમાં ખામી શોધે છે, તે લોકોને તેમના કાર્યોની જરૂર સજા મળશે.

૧૮૧) અને અમારા સર્જનમાં એક જૂથ એવું પણ છે જે સત્ય સાથે માર્ગદર્શન આપે છે અને તે જ પ્રમાણે ન્યાય પણ કરે છે.

૧૮૨) અને જે લોકો અમારી આયતોને જુઠલાવે છે, અમે તેઓની પકડ ધીરે-ધીરે કરી રહ્યા છે, તેવી રીતે કે તેમને જાણ પણ નથી.

૧૮૩) તેઓને મહેતલ આપું છું, નિ:શંક મારી યુક્તિ ઘણી જ મજબૂત છે.

૧૮૪) શું તે લોકોએ તે વાત પર ચિંતન ન કર્યુ કે તેમના મિત્ર સહેજ પણ પાગલ નથી, તે તો ફકત એક સ્પષ્ટ ચેતવણી આપનાર છે.

૧૮૫) અને શું તે લોકોએ ચિંતન ન કર્યું કે આકાશો અને ધરતી પર અને બીજી દરેક વસ્તુઓમાં, જેનો સર્જનહાર અલ્લાહ જ છે અને એ વાતમાં પણ (ચિંતન ન કર્યું કે) શક્ય છે કે તેઓનું મૃત્યુ નજીક માંજ આવી પહોંચ્યું હોય, તો કુરઆન પછી કેવી વાત પર ઈમાન લાવશે ?

૧૮૬) જેને અલ્લાહ તઆલા પથભ્રષ્ટ કરી દે તેને કોઇ માર્ગદર્શન આપી શકતું નથી, અને અલ્લાહ તઆલા તેઓને તેમની પથભ્રષ્ટતામાં ભટકતા છોડી દેછે.

૧૮૭) આ લોકો તમને કયામત વિશે પૂછે છે કે તે ક્યારે આવશે ? તમે કહી દો કે તેનું જ્ઞાન ફકત મારા પાલનહાર પાસે જ છે, તેના સમય પર તેને અલ્લાહ સિવાય કોઇ લાવી નહીં શકે, તે આકાશો અને ધરતી પર ઘણો સખત (દિવસ) હશે, તે તમારા પર અચાનક આવી પડશે, તેઓ તમને એવી રીતે પૂછે છે જાણે કે તમે તેની શોધ કરી ચૂક્યા હોય, તમે કહી દો કે તેનું જ્ઞાન ફકત અલ્લાહને જ છે, પરંતુ ઘણા લોકો નથી જાણતા.

૧૮૮) તમે કહી દો કે હું પોતે મારા માટે કોઇ ફાયદાનો અધિકાર નથી રાખતો અને ન તો કોઇ નુકસાનનો, પરંતુ જેટલું અલ્લાહએ ઇચ્છયું હોય તેટલું જ (મારા માટે છે) અને જો મને અદૃશ્યનું જ્ઞાન હોત તો, હું ઘણા ફાયદા પ્રાપ્ત કરી લેતો, અને કોઇ નુકસાન મને ન થતું, હું તો ફકત ચેતવણી આપનાર અને શુભેચ્છક છું, તે લોકો માટે જેઓ ઈમાન રાખે છે.

૧૮૯) તે અલ્લાહ તઆલા એવો છે જેણે તમારું સર્જન એક પ્રાણ વડે કર્યું અને તેનાથી જ તેના માટે જોડીદાર બનાવ્યા, જેથી તે તેની પાસેથી લાગણી પ્રાપ્ત કરે, પછી જ્યારે પતિ-પત્ની સાથે ભેગો થયો, તેને હલકું ગર્ભ રહી ગયું, તો તેણી તેને લઇને હરે-ફરે છે, પછી જ્યારે તે ભારે થઇ ગયું તો બન્ને પતિ-પત્ની અલ્લાહથી જે તેમનો માલિક છે, દુઆ કરવા લાગ્યા, કે જો તું અમને તંદુરસ્ત સંતાન આપે તો, અમે ખૂબ જ આભાર વ્યક્ત કરીશું.

૧૯૦) તો જ્યારે અલ્લાહએ તે બન્નેને તંદુરસ્ત સંતાન આપ્યું તો અલ્લાહએ આપેલી વસ્તુઓમાં તે બન્ને અલ્લાહના ભાગીદારો ઠેરાવવા લાગ્યા, અલ્લાહ પવિત્ર છે તેઓના ભાગીદાર ઠેરાવવાથી.

૧૯૧) શું એવા લોકોને ભાગીદાર ઠેરવે છે જે કોઇ પણ વસ્તુનું સર્જન નથી કરી શકતા અને તેમનું પોતાનું જ સર્જન કરવામાં આવ્યું છે.

૧૯૨) અને તે તેમને કોઇ પણ પ્રકારની મદદ નથી કરી શકતા અને તે પોતે પણ મદદ કરી શકતા નથી.

૧૯૩) અને જો તમે તેમને કોઇ વાત જણાવવા માટે બોલાવો તો તમારા કહેવા પર નહીં ચાલે, તમારી દૃષ્ટિએ બન્ને કાર્યો સરખા છે, ભલેને તમે તેમને પોકારો અથવા તો ચૂપ રહો.

૧૯૪) ખરેખર અલ્લાહને છોડીને જેની બંદગી તમે કરો છો, તેઓ પણ તમારા જેવા જ બંદાઓ છે, તો તમે તેમને પોકારો, પછી તેઓ તમારું કહેવું સાચું કરી બતાવે જો તેઓ સાચા હોય.

૧૯૫) શું તેઓના પગ છે જેનાથી તેઓ ચાલતા હોય અથવા તેઓના હાથ છે જેનાથી તેઓ કોઇ વસ્તુઓને પકડી શકે, અથવા તેઓની આંખો છે જેનાથી તેઓ જોતા હોય, અથવા તેઓના કાન છે જેનાથી તેઓ સાંભળતા હોય, તમે કહી દો કે તમે પોતાના દરેક પૂજ્યોને બોલાવી લો, પછી મને નુકસાન પહોંચાડવા માટેની યુક્તિ કરો, પછી મને થોડીક પણ મહેતલ ન આપો.

૧૯૬) નિ:શંક મારી મદદ કરનાર અલ્લાહ તઆલા જ છે, જેણે આ કિતાબનું અવતરણ કર્યું અને તે સદાચારી લોકોની મદદ કરે છે.

૧૯૭) અને તમે જે લોકોની પણ અલ્લાહને છોડીને બંદગી કરો છો, તેઓ તમારી કંઈ પણ મદદ નથી કરી શકતા અને ન તો તે પોતાની મદદ કરી શકે છે.

૧૯૮) અને તેમને કોઇ વાતનો આદેશ આપવા માટે બોલાવો તો, તેને ન સાંભળે, અને તેઓને તમે જુઓ છો જાણે કે તેઓ તમને જોઇ રહ્યા છે જો કે તેઓ કંઈ પણ નથી જોતા.

૧૯૯) તમે દરગુજર કરો, સત્કાર્યની શિક્ષા આપો, અને અજાણ લોકોથી અળગા રહો.

૨૦૦) અને જો તમને કોઇ ખરાબ વિચાર શેતાન તરફથી આવવા લાગે તો, અલ્લાહનું શરણ માંગી લો, નિ:શંક તે ખૂબ જ સાંભળનાર, જાણનાર છે.

૨૦૧) નિ:શંક જે લોકો અલ્લાહથી ડરે છે, જ્યારે તેઓ પર કોઇ મુસીબત શેતાન તરફથી આવી પહોંચે છે તો તેઓ યાદ કરવા લાગે છે, તો અચાનક તેઓની આંખો ખુલી જાય છે.

૨૦૨) અને જે લોકો શેતાનોની વાત માને છે, તે તેઓને પથભ્રષ્ટતામાં ખેંચી જાય છે, બસ ! તેઓ છોડતા નથી.

૨૦૩) અને જ્યારે તમે કોઇ ચમત્કાર જાહેર નથી કરતા તો, તે લોકો કહે છે કે તમે આ ચમત્કાર કેમ ન લાવ્યા ? તમે કહી દો કે હું તેનું અનુસરણ કરું છું જે મને મારા પાલનહાર તરફથી આદેશ આપવામાં આવ્યો, આ ઘણા પુરાવા છે અમારા પાલનહાર તરફથી, અને સત્ય માર્ગદર્શન અને દયા છે તે લોકો માટે જેઓ ઈમાન લાવ્યા છે.

૨૦૪) અને જ્યારે કુરઆન પઢવામાં આવે તો તેને ધ્યાનથી સાંભળો અને ચૂપ રહો, શક્ય છે કે તમારા પર કૃપા થાય.

૨૦૫) અને હે વ્યક્તિ ! પોતાના પાલનહારને પોતાના મનમાં યાદ કર્યા કર, આજીજી સાથે અને ડરતા ડરતા, અને ઊંચા અવાજ કરતા ધીમા અવાજે સવાર-સાંજ (યાદ કરો) અને ભૂલી જનારાઓ માંથી ન થઇ જાઓ.

૨૦૬) નિ:શંક જે લોકો તારા પાલનહારની નજીક છે, તે તેની બંદગી સાથે ઘમંડ નથી કરતા, અને તેની પવિત્રતા બયાન કરે છે અને તેને સિજદો કરે છે.






અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧) આ લોકો તમને ગનીમત (યુદ્ધ પછી મળેલો માલ) વિશે સવાલ કરે છે, તમે કહી દો કે આ ગનીમતો અલ્લાહ માટે છે અને પયગંબર માટે છે, તો તમે અલ્લાહથી ડરો અને પોતાના અંદરોઅંદરના સંબંધોને સુધારો અને અલ્લાહ તઆલા અને તેના પયગંબરનું અનુસરણ કરો, જો તમે ઈમાન ધરાવતા હોય.

૨) હાં, ઈમાનવાળાઓ તો એવા હોય છે કે જ્યારે અલ્લાહ તઆલાના નામનું સ્મરણ સાંભળે છે તો તેઓના હૃદય ડરી જાય છે અને જ્યારે અલ્લાહ તઆલાની આયતો તેમની સમક્ષ પઢી સંભળાવવામાં આવે છે તો, તે આયતો તેઓના ઈમાનમાં વધારો કરી દે છે અને તે લોકો પોતાના પાલનહાર પર ભરોસો કરે છે.

૩) જેઓ નમાઝ કાયમ કરે છે અને અમે તેઓને જે કંઈ પણ આપ્યું છે તેઓ તેમાંથી દાન કરે છે.

૪) સાચા ઈમાનવાળાઓ આ લોકો છે, તેઓ માટે ઊંચા દરજ્જા છે પોતાના પાલનહાર પાસે, તથા માફી અને ઇજ્જતવાળી રોજી છે.

૫) જેવું કે તમારા પાલનહારે તમને તમારા ઘરેથી સત્ય સાથે રવાના કર્યા અને મુસલમાનોના એક જૂથને તે પસંદ ન હતું.

૬) તેઓ તે સત્ય વિશે, જે સ્પષ્ટ થઇ ગયા પછી, તમારી સાથે એવી રીતે ઝઘડો કરી રહ્યા હતા કે જેવું કે તેમને કોઇ મૃત્યુ તરફ હાંકતા હોય અને તેઓ જોઇ રહ્યા હોય.

૭) અને તમે તે સમયને યાદ કરો, જ્યારે અલ્લાહએ તમને તે બન્ને જૂથ માંથી એકને વચન આપ્યું હતું કે તે તમને મળી જાય અને તમે તે

આશા કરતા હતા કે હથિયાર વગરનું જૂથ તમને મળી જાય, અને અલ્લાહ તઆલા એવું ઇચ્છતો હતો કે પોતાના આદેશ વડે સત્યનું સત્ય હોવું સાબિત કરી દે અને તે ઇન્કાર કરનારાઓની જડ કાપી નાખે.

૮) જેથી સત્યનું સત્ય હોવું અને અસત્યનું અસત્ય હોવું સાબિત કરી દે, ભલેને આ અપરાધીઓ પસંદ ન કરે.

૯) તે સમયને યાદ કરો જ્યારે કે તમે પોતાના પાલનહાર સામે ફરિયાદ કરી રહ્યા હતા, પછી અલ્લાહ તઆલાએ તમારી (ફરિયાદ) સાંભળી લીધી, કે હું તમારી એક હજાર ફરિશ્તાઓ વડે મદદ કરીશ, જે સતત આવતા રહેશે.

૧૦) અને અલ્લાહ તઆલાએ આ મદદ ફકત એટલા માટે કરી કે ખુશખબર આપે અને જેથી તમારા મનને શાંતિ મળે અને મદદ ફકત અલ્લાહ તરફથી જ છે, જે જબરદસ્ત હિકમતવાળો છે.

૧૧) તે સમયને યાદ કરો જ્યારે અલ્લાહ તમને ઊંઘાડી રહ્યો હતો, પોતાના તરફથી શાંતિ આપવા માટે અને તમારા પર આકાશ માંથી પાણી વરસાવી રહ્યો હતો કે તે પાણી વડે તમને પવિત્ર કરી દે અને તમારા (હૃદયો) માંથી શેતાની વિચારને નષ્ટ કરી દે અને તમારા હૃદયોને મજબૂત કરી દે અને તમારા પગ અડગ કરી દે.

૧૨) તે સમયને યાદ કરો જ્યારે તમારો પાલનહાર ફરિશ્તાઓને આદેશ આપી રહ્યો હતો કે હું તમારો મિત્ર છું, તો તમે ઈમાનવાળાઓની હિંમત વધારો, હમણા જ ઇન્કાર કરનારાઓના હૃદયોમાં ભય નાખી દઉં છું, તો તમે ગળા પર મારો અને તેઓના સાંધાઓ પર પ્રહાર કરો.

૧૩) આ તે વાતની સજા છે કે તેઓએ અલ્લાહ અને તેના પયગંબરનો વિરોધ કર્યો અને જે અલ્લાહ અને તેના પયગંબરનો વિરોધ કરે છે તેને ખરેખર અલ્લાહ તઆલા સખત સજા આપનાર છે.

૧૪) હવે આ સજાનો (સ્વાદ) ચાખો અને જાણી લો કે ઇન્કાર કરનારાઓ માટે જહન્નમની યાતના નક્કી જ છે.

૧૫) હે ઈમાનવાળાઓ ! જ્યારે તમે ઇન્કાર કરનારાઓ ની સામે આવી જાવ તો, તેઓને પીઠ ન બતાવો.

૧૬) અને જે વ્યક્તિ તે સમયે પીઠ બતાવશે, પરંતુ હાં જે લડાઇ માટે કોઇ યુક્તિ કરતો હોય અથવા જે (પોતાના) જૂથ તરફ શરણ ઇચ્છતો હોય, તેના માટે છૂટ છે, તે વગર જે કોઇ પણ આવું કરશે તેના પર અલ્લાહનો ગુસ્સો ઉતરશે અને તેનું ઠેકાણું જહન્નમ હશે, તે ઘણી જ ખરાબ જગ્યા છે.

૧૭) તો તમે તેઓને કતલ નથી કર્યા પરંતુ અલ્લાહએ તેમને કતલ કર્યા, અને તમે મુઠ્ઠી ભરીને માટી નથી ફેંકી પરંતુ તે અલ્લાહએ ફેંકી છે અને જેથી મુસલમાનોને પોતાની તરફથી તેઓની મહેનતનો બદલો આપે. નિ:શંક અલ્લાહ તઆલા ખૂબ સાંભળનાર, ખૂબ જાણનાર છે.

૧૮) (એક વાત તો) આવી થઇ અને (બીજી વાત આ છે) અલ્લાહ તઆલાને ઇન્કાર કરનારાઓની યુક્તિને નિર્બળ કરવી હતી.

૧૯) જો તમે લોકો ફેંસલો ઇચ્છતા હોય તો તે ફેંસલો તમારી સામે જ છે, અને જો અળગા રહો તો આ તમારા માટે ઉત્તમ છે, અને જો તમે ફરી તે જ કાર્ય કરશો તો અમે પણ ફરી તે જ કરીશું અને તમારી એકતા તમને કંઈ પણ ફાયદો નહીં પહોંચાડે, ભલેને કેટલીય પ્રબળ હોય અને ખરેખર વાત એવી છે કે અલ્લાહ તઆલા ઈમાનવાળાઓની સાથે છે.

૨૦) હે ઈમાનવાળાઓ ! અલ્લાહ અને તેના પયગંબરનું કહેવું માનો સાંભળવા-જાણવા છતાં અને તેમની અવગણના ન કરો.

૨૧) અને તમે તે લોકો જેવા ન થઇ જાવ, જે લોકો દાવો તો કરે છે કે અમે સાંભળી લીધું જો કે તેઓ સાંભળતા નથી.

૨૨) નિ:શંક સર્જન માંથી સૌથી ખરાબ અલ્લાહની નજીક તે લોકો છે, જેઓ બહેરા છે અને મૂંગા છે, જો કે (થોડુંક) પણ નથી સમજતા.

૨૩) અને જો અલ્લાહ તઆલા તેમનામાં કોઈ ભલાઈ જોતો તો તેઓને સાંભળવાની સદબુદ્ધિ આપી દેત અને જો તેમને હવે સંભળાવી દે તો જરૂર લાપરવાહી સાથે અવગણના કરશે.

૨૪) હે ઈમાનવાળાઓ ! તમે અલ્લાહ અને તેના પયગંબરનું કહેવું માનો, જ્યારે  પયગંબર તમને જીવન પ્રદાન કરતી વસ્તુ તરફ બોલાવે, અને જાણી લો કે અલ્લાહ તઆલા માનવી અને તેના હૃદયની વચ્ચે પડદો બની જાય છે અને ખરેખર તમને અલ્લાહ પાસે જ ભેગા થવાનું છે.

૨૫) અને તમે એવા ઉપદ્રવથી બચો, કે જેની આફત વિશેષ તે જ લોકો માટે નહીં હોય, જેમણે તમારા માંથી  પાપ કર્યા હોય અને આ જાણી લો કે અલ્લાહ સખત સજા આપનાર છે.

૨૬) અને તે પરિસ્થિતિને યાદ કરો જ્યારે તમે ધરતી પર ઓછા હતા, નિર્બળ ગણાતા હતા, એ ભયમાં રહેતા હતા કે તમને લોકો લૂંટી ન લે, તો અલ્લાહએ તમને રહેવા માટે જગ્યા આપી અને તમને પોતાની મદદ વડે શક્તિ આપી અને તમને ઉત્તમ વસ્તુઓ આપી જેથી તમે આભાર વ્યક્ત કરો.

૨૭) હે ઈમાનવાળાઓ ! તમે અલ્લાહ અને તેના પયગંબર (ના અધિકારો)ને જાણવા છતાં દગો ન કરો અને પોતાની અમાનતોમાં વિશ્વાસઘાત ન કરો.

૨૮) અને તમે તે વાતને જાણી લો કે તમારું ધન અને તમારી સંતાન એક કસોટી છે અને તે વાતને પણ જાણી લો કે અલ્લાહ તઆલા પાસે પુષ્કળ બદલો છે.

૨૯) હે ઈમાનવાળાઓ ! જો તમે અલ્લાહથી ડરતા રહેશો તો, અલ્લાહ તઆલા તમને એક ફેંસલો કરવાની શક્તિ આપશે અને તમારાથી તમારા પાપોને દૂર કરી દેશે અને તમને માફ કરી દેશે અને અલ્લાહ તઆલા ઘણો જ કૃપાળુ છે.

30) અને તે વાતનું પણ વર્ણન કરો, જ્યારે ઇન્કાર કરનારાઓએ તમારા માટે યુક્તિ કરી રહ્યા હતા, કે તમને કેદી બનાવી લે, અથવા તમને કતલ કરી દે અથવા તમને દેશનિકાલ કરી દે અને તે તો પોતાની યુક્તિ કરી રહ્યા હતા અને અલ્લાહ પોતાની યુક્તિ કરી રહ્યો હતો અને સૌથી વધારે મજબૂત યુક્તિ કરનાર અલ્લાહ જ છે.

૩૧) અને જ્યારે તેઓની સમક્ષ અમારી આયતોનું વર્ણન કરવામાં આવે છે તો કહે છે કે અમે સાંભળી લીધું, જો અમે ઇચ્છીએ તો તેના જેવું જ અમે પણ કહી બતાવીએ, આ તો કંઈ પણ નથી, આ તો ફકત પૂર્વજોની ઘડેલી વાતો છે.

૩૨) અને જ્યારે તે લોકોએ કહ્યું કે હે અલ્લાહ ! જો આ કુરઆન તમારા તરફથી અવતરિત કરેલ હોય તો અમારા પર આકાશ માંથી પથ્થરો વરસાવ, અથવા અમારા માટે કોઇ દુ:ખદાયી પ્રકોપ ઉતાર.

33) અને અલ્લાહ તઆલા એવું નહીં કરે, તેઓને માટે તમારા હોવા છતાં પ્રકોપ ઉતારે અને અલ્લાહ તેઓને સજા નહીં આપે તેવી સ્થિતિ માં કે તેઓ માફી પણ માંગતા હોય.

3૪) અને તેઓમાં એવી કેવી વાત છે જેના કારણે અલ્લાહ તઆલા તેમને સજા ન આપે, જો કે તે લોકો મસ્જિદે હરામમાં જવાથી રોકે છે, જ્યારે કે તે લોકો તે મસ્જિદના દેખરેખ રાખનાર નથી, તેની દેખરેખ રાખનાર ફકત ડરવાવાળા લોકો છે, પરંતુ તેઓમાં વધારે પડતા લોકો અજ્ઞાન છે.

૩૫) અને તેઓની નમાઝ કાબા પાસે ફકત એ હતી , સીટીઓ મારવી અને તાળીઓ પાડવી, તો પોતાના ઇન્કારના કારણે આ યાતનાનો સ્વાદ ચાખો.

૩૬) નિ:શંક આ ઇન્કાર કરનારાઓ પોતાના ધનને એટલા માટે ખર્ચ કરે છે કે લોકોને અલ્લાહના માર્ગથી રોકે, તો આ લોકો પોતાના ધનને ખર્ચ કરતા જ રહેશે, પછી તે ધન તેઓ માટે નિરાશાનું કારણ બની જશે. પછી હારી જશે અને ઇન્કાર કરનારાઓને જહન્નમ તરફ ભેગા કરવામાં આવશે.

૩૭) જેથી અલ્લાહ તઆલા અપવિત્ર લોકોને પવિત્ર લોકોથી અલગ કરી દે અને અપવિત્રોને એક-બીજા સાથે ભેળવી દે, બસ ! તે સૌને એકઠા કરી દે, પછી તે સૌને જહન્નમમાં નાખી દે, આવા લોકો સંપૂર્ણ નુકસાનમાં છે.

૩૮) તમે તે ઇન્કાર કરનારાઓને કહી દો કે જો આ લોકો સુધારો કરી લે તો તેઓના બધા જ પાપ જે પહેલા કરી ચૂક્યા છે, બધા જ માફ કરી દેવામાં આવશે અને જો તેઓ પોતાની તે જ આદત રાખશે તો (ઇન્કાર કરનારાઓ) આગળના લોકો માટે કાયદો બની ગયો છે.

૩૯) અને તમે તેઓ સાથે ત્યાં સુધી લડાઇ કરો જ્યાં સુધી તેઓ ઉપદ્રવને છોડી ન દે અને દીન અલ્લાહનો જ થઇ જાય, પછી જો આ લોકો સુધારો કરી લે તો, અલ્લાહ તઆલા તે કાર્યોને ખૂબ જ સારી રીતે જાણે છે.

૪૦) અને જો અવગણના કરે, તો યકીન રાખો કે અલ્લાહ તઆલા તમારો વ્યવસ્થાપક છે, અને ઘણો જ ઉત્તમ વ્યવસ્થાપક છે અને ઘણો જ ઉત્તમ મદદ કરનાર છે.

પારા ૧૦

૪૧) જાણી લો કે તમે જે પ્રકારની પણ ગનીમત (યુદ્ધમાં મળેલ માલ) પ્રાપ્ત કરો, તેમાંથી પાંચમો ભાગ અલ્લાહ અને તેના પયગંબર માટે

છે, અને સગાં સંબંધીઓ માટે અને અનાથો તથા લાચારો માટે અને મુસાફરો માટે, જો તમે અલ્લાહ પર ઈમાન ધરાવતા હોવ અને તે વસ્તુ પર જેને અમે પોતાના બંદા પર તે દિવસે અવતરિત કર્યું છે, જે દિવસ સત્ય અને અસત્યની વચ્ચે તફાવતનો હતો, જે દિવસે બે લશ્કર લડ્યા હતા, અલ્લાહ દરેક વસ્તુ પર શક્તિ ધરાવે છે.

૪૨) જ્યારે કે તમે નજીકના કિનારા પર હતા અને તેઓ દૂરના કિનારે હતા અને લશ્કરો તમારા કરતા નીચલા ભાગમાં હતા, જો તમે અંદરઅંદર વચન કરતા તો, નિ:શંક તમે નક્કી કરેલ સમય પર પહોંચવામાં મોડા પડી જતાં, પરંતુ અલ્લાહને તો એક કાર્ય કરી જ નાંખવાનું હતું, જે નક્કી થઇ ગયું હતું, જેથી જે નષ્ટ થાય તે પુરાવા સાથે થાય, અને જે જીવિત રહે તે (સત્યને પારખીને) પુરાવા સાથે જીવિત રહે, નિ:શંક અલ્લાહ ઘણો જ સાંભળનાર, ખૂબ જાણવાવાળો છે.

૪૩) જ્યારે અલ્લાહએ તમને તમારા સપનામાં તેઓની સંખ્યા ઓછી બતાવી, જો તેઓની સંખ્યા વધુ બતાવતો, તો તમે નિર્બળ પડી જાત અને આ કાર્ય વિશે અંદરઅંદર ઝઘડતા, પરંતુ અલ્લાહ તઆલાએ બચાવી લીધા, તે હૃદયોના ભેદોને ખૂબ સારી રીતે જાણે છે.

૪૪) જ્યારે તેણે (અલ્લાહએ) લડાઈ સમયે તેઓની સંખ્યા તમારી દૃષ્ટિએ ખૂબ ઓછી બતાવી, અને તમને તેઓની દૃષ્ટિએ ઓછા બતાવ્યા, જેથી અલ્લાહ તઆલા આ કાર્યને પૂરું કરી દે, જે કરવાનું જ હતું અને દરેક કાર્ય અલ્લાહ તરફ જ ફેરવવામાં આવે છે.

૪૫) હે ઈમાનવાળાઓ ! જ્યારે તમે કોઇ વિરોધી લશ્કર સાથે લડાઇ કરવા લાગો તો અડગ રહો અને અલ્લાહને ખૂબ જ યાદ કરો, જેથી તમને સફળતા પ્રાપ્ત થાય.

૪૬) અલ્લાહ અને તેના પયગંબરની આજ્ઞાનું પાલન કરતા રહો, અંદરોઅંદર ન ઝઘડો, નહીં તો કાયર થઇ જશો અને તમારી હવા

ઊખડી જશે અને ધીરજ રાખો, નિ:શંક અલ્લાહ તઆલા ધીરજ રાખનારાઓ સાથે છે.

૪૭) તે લોકો જેવા ન થઇ જાવ જેઓ ઇતરાઇને અને લોકો સામે પ્રદર્શન કરતા પોતાના ઘરો માંથી નીકળતા હતા અને અલ્લાહના માર્ગથી રોકતા હતા, જે કંઈ પણ તેઓ કરી રહ્યા છે, અલ્લાહ તેને ઘેરાવમાં લેવાનો છે.

૪૮) જ્યારે શેતાન તેઓના કાર્યોને તેમના માટે ઉત્તમ બતાવી રહ્યો હતો અને કહી રહ્યો હતો કે લોકો માંથી કોઇ પણ આજે તમારા પર વિજય પ્રાપ્ત નથી કરી શકતા, હું પોતે પણ તમારી મદદ કરનાર છું, પરંતુ જ્યારે બન્ને લશ્કર સામ-સામે આવી ગયા તો, પોતાની એડી વડે પાછળ હટી ગયો અને કહેવા લાગ્યો કે હું તો તમારાથી અળગો છું, હું તે જોઇ રહ્યો છું જે તમે નથી જોઇ રહ્યા, હું અલ્લાહથી ડરુ છું અને અલ્લાહ તઆલા સખત યાતના આપનાર છે.

૪૯) જ્યારે ઢોંગીઓ કહી રહ્યા હતા અને તેઓ પણ જેઓના હૃદયોમાં બિમારી હતી, કે તેઓને તેઓના ધર્મએ ધોકામાં રાખ્યા છે, જે કોઇ અલ્લાહ પર ભરોસો કરે, નિ:શંક અલ્લાહ તઆલા વિજયી અને હિકમતવાળો છે.

૫૦) કાશ કે તમે જોતાં જ્યારે ફરિશ્તાઓ ઇન્કાર કરનારાઓના પ્રાણ કાઢી રહ્યા હતા, તેઓના ચહેરા પર અને થાપા પર માર મારે છે, (અને કહે છે) કે તમે બળવાની સજા ભોગવો.

૫૧) આ એ (કાર્યો)ના બદલામાં જે તમારા હાથોએ પહેલાથી જ મોકલી રાખ્યા છે, નિ:શંક અલ્લાહ તઆલા પોતાના બંદાઓ પર અત્યાચાર કરવાવાળો નથી.

૫૨) ફિરઔનના લોકોની સ્થિતિ જેવી અને તેમના આગળના લોકો જેવી, કે તેઓએ અલ્લાહની આયતોનો ઇન્કાર કર્યો, બસ ! અલ્લાહએ

તેમના પાપોના કારણે તેઓને પકડી લીધા, અલ્લાહ તઆલા ખરેખર તાકાતવાળો અને સખત યાતના આપનાર છે.

૫૩) આ એટલા માટે કે અલ્લાહ તઆલા એવો નથી કે કોઇ કોમ પર કોઇ નેઅમત આપ્યા પછી તેને છીનવી લે, ત્યાં સુધી કે તે લોકો પોતે પોતાની સ્થિતિની ન બદલી લે, જે તેમની હતી, અને એ કે અલ્લાહ સાંભળનાર અને જાણનાર છે.

૫૪) ફિરઔન અને તેના પહેલાના લોકોની સ્થિતિ જેવી, તેઓએ પોતાના પાલનહારની વાતોને જુઠલાવી, બસ! તે લોકોના પાપોના કારણે અમે તેઓને નષ્ટ કરી દીધા અને ફિરઔનના લોકોને ડુબાડી દીધા, આ સૌ અત્યાચારીઓ હતા.

૫૫) દરેક સજીવો માંથી સૌથી ખરાબ અલ્લાહની નજરમાં તે છે જે ઇન્કાર કરે, પછી તે ઈમાન ન લાવે.

૫૬) જેમની પાસેથી તમે વચન લઇ લીધું, પછી પણ તેઓ દરેક વખતે વચનભંગ કરે છે અને જરાય ડરતા નથી.

૫૭) બસ ! જ્યારે પણ તમે તેઓ પર યુદ્ધમાં વિજય પ્રાપ્ત કરો, તેઓને એવો માર મારો કે તેઓના પાછળના લોકો પણ ભાગી જાય, કદાચ તેઓ શિખામણ પ્રાપ્ત કરે.

૫૮) અને જો તમને કોઇ કોમના દગાનો ભય હોય તો, બરાબરની સ્થિતિમાં તેઓ સાથેનું વચન તોડી નાંખો, અલ્લાહ તઆલા દગાખોરોને પસંદ નથી કરતો.

૫૯) ઇન્કાર કરનારા એવું ન વિચારે કે તેઓ ભાગી નીકળશે, ખરેખર તેઓ લાચાર નથી કરી શકતા.

૬૦) તમે તેમની સાથે યુદ્ધ માટે પોતાની શક્તિ પ્રમાણે તૈયારી કરો અને ઘોડાઓને પણ તૈયાર રાખો, જેથી તમે તેના વડે અલ્લાહના અને

પોતાના શત્રુઓને ભયભીત કરી શકો અને તેમના સિવાય બીજા લોકોને પણ, જેમને તમે નથી જાણતા, અલ્લાહ તઆલા તેઓને ખૂબ સારી રીતે જાણે છે, જે કંઈ પણ અલ્લાહના માર્ગમાં ખર્ચ કરશો, તે તમને પૂરેપૂરું આપવામાં આવશે અને તમારો અધિકાર છીનવી લેવામાં નહીં આવે.

૬૧) જો તેઓ સમાધાન તરફ ઝૂકી જાય તો, તમે પણ સમાધાન કરવા માટે ઝૂકી જાવ અને અલ્લાહ પર ભરોસો રાખો, નિ:શંક તે ઘણો જ સાંભળનાર, જાણનાર છે.

૬૨) જો તે લોકો તમારી સાથે દગો કરવા ઇચ્છશે તો, અલ્લાહ તમારા માટે પૂરતો છે, તેણે જ પોતાની મદદ વડે અને ઈમાનવાળાઓના સહકારથી તમારી મદદ કરી છે.

૬૩) તેમના હૃદયોમાં મોહબ્બત પણ તેણે જ ભરી છે, ધરતીમાં જે કંઈ પણ છે તે બધું જ જો તમે ખર્ચ કરી દેતા તો પણ તેઓના હૃદયોને મેળવી ન શકતા. આ તો અલ્લાહએ જ તેઓમાં મોહબ્બત નાખી, તે વિજયી, હિકમતવાળો છે.

૬૪) હે પયગંબર ! તમારા માટે અલ્લાહ પૂરતો છે અને તે ઈમાનવાળાઓ માટે જે તમારું અનુસરણ કરી રહ્યા છે.

૬૫) હે પયગંબર ! ઈમાનવાળાઓને જેહાદ માટે પ્રોત્સાહિત કરો, જો તમારામાં વીસ લોકો પણ ધીરજ રાખનારા હશે, તો બસો પર વિજય મેળવશે અને જો તમારામાં એક સો હશે તો એક હજાર ઇન્કાર કરનારાઓ પર વિજય મેળવશે, એટલા માટે કે તે અણસમજુ લોકો છે.

૬૬) હવે અલ્લાહ તમારો ભાર હળવો કરે છે, તે ખૂબ જાણે છે કે તમારામાં નબળાઇ છે, બસ ! જો તમારામાં એક સો લોકો ધીરજ રાખનારા હશે, તો તે બસો પર વિજય મેળવશે અને જો તમારામાં એક હજાર લોકો

હશે તો તે અલ્લાહના આદેશથી બે હજાર પર વિજય મેળવશે, અલ્લાહ ધીરજ રાખનાર લોકોની સાથે છે.

૬૭) પયગંબરને કેદીની આવશ્કતા નથી ત્યાં સુધી કે શહેરમાં ઘમસાણ યુદ્ધ ન થઇ જાય, તમે તો દુનિયાનું ધન ઇચ્છો છો અને અલ્લાહનો વિચાર આખેરતનો છે, અને અલ્લાહ તત્વદર્શી, હિકમતવાળો છે.

૬૮) જો પહેલાથી જ અલ્લાહ તરફથી વાત લખેલી ન હોત તો, જે કંઈ પણ તમે લીધું છે તે વિશે તમને એક મોટી સજા થાત.

૬૯) બસ ! જે કંઈ પણ હલાલ અને પવિત્ર ગનીમત તમે પ્રાપ્ત કરી હોય, તેને ખાઓ, અને અલ્લાહથી ડરતા રહો, નિ:શંક અલ્લાહ માફ કરનાર અને દયાળુ છે.

૭૦) હે પયગંબર ! પોતાના કેદીઓને કહી દો કે જો અલ્લાહ તઆલા તમારા હૃદયોમાં સારો ઇરાદો જોશે તો જે કંઈ પણ તમારી પાસેથી લેવામાં આવ્યું છે તેના કરતા ઉત્તમ તમને આપશે, અને સાથે સાથે પાપ પણ માફ કરી દેશે અને અલ્લાહ માફ કરનાર, દયાળુ તો છે જ.

૭૧) અને જો તેઓ તમારી સાથે દગો કરવાનો ઇરાદો કરશે તો, એ પોતે તો આ પહેલા અલ્લાહ સાથે દગો કરી ચૂક્યા છે, છેવટે અલ્લાહએ તેમને કેદી બનાવી દીધા અને અલ્લાહ જ્ઞાની અને હિકમતવાળો છે.

૭૨) જે લોકો ઈમાન લાવ્યા અને હિજરત કરી અને પોતાના ધન તથા પ્રાણ વડે અલ્લાહના માર્ગમાં જેહાદ કર્યું અને જે લોકોએ તેમને શરણ આપ્યું અને મદદ કરી, આ દરેક એકબીજાના મિત્રો છે, અને જેઓ ઈમાન તો લાવ્યા છે પરંતુ હિજરત નથી કરી, તમારા માટે તેમની મિત્રતા કંઈ પણ નથી, જ્યાં સુધી કે તેઓ હિજરત ન કરે, હાં જો તેઓ તમારી પાસે દીન વિશે મદદ માંગે તો તમારા માટે મદદ કરવી ફરજિયાત છે, સિવાય તે લોકો માટે કે તમારું વચન જે લોકો સાથે છે, તમે જે કંઈ કરી રહ્યા છો અલ્લાહ તેને જોઇ રહ્યો છે.

૭૩) ઇન્કાર કરનારાઓ એકબીજાના મિત્રો છે, જો તમે આવું ન કર્યું તો શહેરમાં ઉપદ્રવ ફેલાશે અને ઘમસાણ લડાઇ થશે.

૭૪) જે લોકો ઈમાન લાવ્યા અને હિજરત કરી અને અલ્લાહના માર્ગમાં જેહાદ કર્યુ અને જે લોકોએ શરણ આપ્યું અને મદદ કરી, આ જ લોકો સાચા ઈમાનવાળાઓ છે તેઓ માટે માફી છે અને ઈજ્જતવાળી રોજી.

૭૫) અને જે લોકો તે પછી ઈમાન લાવ્યા અને હિજરત કરી અને તમારી સાથે મળીને જેહાદ કર્યું, બસ ! આ લોકો પણ તમારા માંથી જ છે અને સગાં સંબંધી તેઓ માંથી કેટલાક કેટલાકની નજીક છે, અલ્લાહના આદેશથી, નિ:શંક અલ્લાહ તઆલા દરેક વસ્તુની જાણ રાખનાર છે.






૧) અલ્લાહ અને તેના પયગંબર તરફથી કંટાળાની ઘોષણા છે તે મુશરિકો વિશે જેમની સાથે તમે વચન કર્યું હતું.

૨) બસ (હે મુશરિકો !) તમે શહેરમાં ચાર મહિના સુધી હરી-ફરી લો, જાણી લો કે તમે અલ્લાહને લાચાર નથી કરી શકતા, અને એ (પણ યાદ રાખો) કે અલ્લાહ ઇન્કાર કરનારાઓને અપમાનિત કરવાવાળો છે.

૩) અલ્લાહ અને તેના પયગંબર તરફથી લોકોને પવિત્ર હજ્જના દિવસે સ્પષ્ટ રીતે આદેશ આપવામાં આવે છે કે અલ્લાહ મુશરિકોથી કંટાળે છે અને તેના પયગંબર પણ, જો હજુ પણ તમે તૌબા કરી લો તો તમારા માટે ઉત્તમ છે અને જો તમે અવગણના કરો તો જાણી લો કે તમે અલ્લાહને હરાવી નથી શકતા અને ઇન્કાર કરનારાઓઓને દુ:ખદાયી યાતનાની સૂચના પહોંચાડી દો.

૪) સિવાય તે મુશરિકોને જેમની સાથે તમારું સમાધાન થઇ ગયું છે અને તેઓએ તમને થોડુંક પણ નુકસાન નથી પહોંચાડયું, ન કોઇની તમારા વિરુદ્ધ મદદ કરી છે, તો તમે પણ તેમના સમાધાનના સમયગાળાને પૂરો કરો, અલ્લાહ તઆલા ડરવાવાળાઓનો મિત્ર છે.

૫) પછી પવિત્ર મહિના પસાર થતા જ મુશરિકોને જ્યાં પણ જુઓ, કતલ કરી દો, તેઓને કેદી બનાવી લો, તેમને ઘેરી લો અને તેમને શોધવાની તકમાં દરેક ઘાટીઓમાં જાઓ, હાં જો તેઓ તૌબા કરી લે અને નમાઝ પઢવા લાગે અને ઝકાત આપવા લાગે, તો તમે તેમના માર્ગ છોડી દો, નિ:શંક અલ્લાહ તઆલા માફ કરનાર, દયાળુ છે.

૬) જો મુશરિકો માંથી કોઇ તમારી પાસે શરણ માંગે તો, તમે તેઓને શરણ આપી દો, ત્યાં સુધી કે તેઓ અલ્લાહની વાણી સાંભળી લે, પછી

તેને પોતાની શાંતિની જગ્યાએ પહોંચાડી દો, આ એટલા માટે કે તે લોકો અજ્ઞાન છે.

૭) મુશરિકો માટે વચન અલ્લાહ અને તેના પયગંબર વચ્ચે કેવી રીતે રહી શકે છે તે લોકો સિવાય જેમની સાથે તમે સમાધાન અને વચન મસ્જિદે હરામ પાસે કર્યું છે, જ્યાં સુધી તે લોકો તમારી સાથે સમાધાનનું વચન પૂરૂં કરે તો તમે પણ તેમની સાથે પ્રામાણિકતા દાખવો, અલ્લાહ તઆલા ડરવાવાળાઓને પસંદ કરે છે.

૮) તેમના વચનોનો શું ભરોસો, જો તે લોકો તમારા પર વિજય પ્રાપ્ત કરે તો, ન તેઓ સંબંધો જોશે, ન વચન, પોતાની જબાનો વડે તો તમને પસંદ કરે છે પરંતુ તેઓના હૃદયો નથી માનતા, તેઓ માંથી વધારે પડતા લોકો વિદ્રોહી છે.

૯) તેઓએ અલ્લાહની આયતોને નજીવા દરે વેચી નાખી અને તેના માર્ગથી રોકતા રહ્યા, ઘણું જ ખરાબ કાર્ય છે જે આ લોકો કરી રહ્યા છે.

૧૦) આ લોકો તો કોઇ મુસલમાનો વિશે કોઇ સંબંધનું અથવા તો વચનનું સામાન્ય રીતે પણ ધ્યાન નથી રાખતા, આ લોકો હદ વટાવી જનારા જ છે.

૧૧) હજુ પણ આ લોકો તૌબા કરી લે અને નમાઝ પઢવા લાગે અને ઝકાત આપતા રહે તો તમારા દીની ભાઇ છે, અમે તો જાણવાવાળા માટે અમારી આયતો સ્પષ્ટ રીતે વર્ણન કરી રહ્યા છે.

૧૨) જો આ લોકો વચન અને સમાધાન કર્યા પછી પણ પોતાની સોગંદોને તોડી દે અને તમારા દીન વિશે ટોણાં મારે તો તમે પણ તે ઇન્કાર કરનારાઓના સરદારો સાથે લડાઇ કરો, તેમની સોગંદો કંઈ પણ નથી, શક્ય છે કે આવી રીતે તેઓ પણ સુધારો કરી લે.

૧૩) તમે તે લોકો સાથે લડાઇ કરવા માટે કેમ તૈયાર નથી રહેતા, જે લોકોએ પોતાની સોગંદોને તોડી નાખી અને પયગંબરને દેશનિકાલ

કરવા માટેની ચિંતા કરે છે અને પ્રથમ તે લોકોએ જ શરૂઆત કરી છે. શું તમે તેમનાથી ડરો છો ? અલ્લાહ જ વધારે હક ધરાવે છે કે તમે તેનો ડર રાખો, એટલા માટે કે તમે ઈમાનવાળા છો.

૧૪) તેમની સાથે તમે યુદ્ધ કરો, અલ્લાહ તઆલા તે લોકોને તમારા હાથ વડે જ સજા આપશે, તેઓને અપમાનિત કરશે, તમારી તેઓની વિરુદ્ધ મદદ કરશે અને મુસલમાનોના કાળજાને ઠંડક પહોંચાડશે.

૧૫) અને તેઓના હૃદયોની નિરાશા અને ગુસ્સો દૂર કરશે, અને તે જેની તરફ ઇચ્છે છે કૃપા સાથે ધ્યાન ધરે છે, અલ્લાહ જાણનાર, હિકમતવાળો છે.

૧૬) શું તમે એવું સમજી લીધું છે કે તમે છોડી દેવામાં આવશો, જો કે અત્યાર સુધી અલ્લાહએ તમારા માંથી તેઓને પ્રાથમિકતા નથી આપી, જેઓ અલ્લાહના માર્ગમાં જેહાદ કરનારા છે, અને જેમણે અલ્લાહ અને તેના પયગંબરને અને ઈમાનવાળાઓ સિવાય કોઇને પણ સાચા મિત્રો નથી બનાવ્યા, અલ્લાહ ખૂબ સારી રીતે જાણે છે જે કંઈ પણ તમે કરી રહ્યા છો.

૧૭) મુશરિકો અલ્લાહ તઆલાની મસ્જિદોને આબાદ કરવાને લાયક નથી, જો કે તેઓ પોતે પોતાના ઇન્કારના સાક્ષી છે, તેઓના કાર્યો વ્યર્થ છે અને તેઓ જ કાયમી જહન્નમી છે.

૧૮) અલ્લાહની મસ્જિદોની રોશની અને આબાદી તો તેમના માટે છે જેઓ અલ્લાહ અને કયામતના દિવસ પર ઈમાન રાખતા હોય, નમાઝો પઢતા હોય, ઝકાત આપતા હોય, અલ્લાહ સિવાય કોઇનાથી ન ડરતા હોય, આશા છે કે આ જ લોકો ખરેખર સત્યમાર્ગ પર છે.

૧૯) શું તમારું હાજીઓને પાણી પીવડાવવું દેવું અને મસ્જિદે હરામની સેવા કરવી, તેના જેવું સમજી રાખ્યું છે કે જે અલ્લાહ અને આખેરતના દિવસ પર ઈમાન લાવ્યા અને અલ્લાહના માર્ગમાં જેહાદ કર્યું, આ

અલ્લાહની નજીક સરખા નથી, અને અલ્લાહ તઆલા અત્યાચારીઓને માર્ગદર્શન નથી આપતો.

૨૦) જે લોકો ઈમાન લાવ્યા, હિજરત કરી, અલ્લાહના માર્ગમાં પોતાના ધન અને પ્રાણ વડે જેહાદ કર્યું, તે અલ્લાહની પાસે ઘણા જ ઊંચા દરજ્જાવાળાઓ છે અને આ જ લોકો સફળતા મેળવનારા છે.

૨૧) તેમને તેમનો પાલનહાર ખુશખબર આપે છે, પોતાની કૃપાની અને (અલ્લાહના) રાજી થવાની અને જન્નતોની, તેમના માટે ત્યાં હંમેશા રહેનારી નેઅમતો છે.

૨૨) ત્યાં તેઓ હંમેશા રહેનારા છે, અલ્લાહની પાસે ખરેખર ઘણો જ પુષ્કળ બદલો છે.

૨૩) હે ઈમાનવાળાઓ ! પોતાના પિતા અને ભાઇઓને મિત્ર ન બનાવો, જો તેઓ ઇન્કારને ઈમાન કરતાં વધારે સમજે, તમારા માંથી જે લોકો પણ તેમની સાથે મિત્રતા રાખશે તે સંપૂર્ણ પાપ કરનાર, અત્યાચારી છે.

૨૪) તમે કહી દો કે જો તમારા પિતા અને તમારા બાળકો અને તમારા ભાઇ અને તમારી પત્નીઓ, અને તમારા કુટુંબીઓ, અને તમારી કમાણી, અને તે વેપાર જેના નુકસાનથી તમે ડરો છો, અને તે હવેલીઓ જેમને તમે પસંદ કરો છો, જો આ બધું જ તમને અલ્લાહ અને તેના પયગંબરથી અને તેના માર્ગમાં જેહાદ કરવાથી વધારે પસંદ હોય તો તમે રાહ જુઓ કે અલ્લાહ તઆલા પોતાનો પ્રકોપ તમારા પર લઇ આવશે, અલ્લાહ તઆલા વિદ્રોહીઓને માર્ગદર્શન નથી આપતો.

૨૫) નિ:શંક અલ્લાહ તઆલાએ ઘણા યુદ્ધમાં તમને વિજય આપ્યો છે અને "હુનૈન"ની લડાઇ વખતે પણ, જ્યારે કે તમને પોતાના મોટા લશ્કર પર ઘમંડ હતું, પરંતુ તેણે તમને કંઈ પણ ફાયદો ન પહોંચાડયો, વિશાળ ધરતી હોવા છતાં  તે તમારા માટે તંગ થઇ ગઇ, પછી તમે પીઠ બતાવી પાછા ફર્યા.

૨૬) પછી અલ્લાહએ પોતાના તરફથી શાંતિ પોતાના પયગંબર પર અને ઈમાનવાળાઓ પર ઉતારી અને પોતાના તે લશ્કરો મોકલ્યા જેને તમે જોઇ નથી રહ્યા અને ઇન્કાર કરનારાઓને સખત સજા આપી, તે ઇન્કાર કરનારાઓનો આ જ બદલો હતો.

૨૭) ત્યાર પછી પણ જેને ઇચ્છે તેના પર પોતાની કૃપા કરશે, અલ્લાહ જ માફ કરનાર અને દયાળુ છે.

૨૮) હે ઈમાનવાળાઓ ! ખરેખર મુશરિક તદ્દન નાપાક છે, તેઓ આ વર્ષ પછી મસ્જિદે હરામની આસ-પાસ પણ ન ભટકે, જો તમને લાચારીનો ભય છે તો અલ્લાહ તઆલા તમને પોતાની કૃપાથી ધનવાન બનાવી દેશે, જો અલ્લાહ ઇચ્છે અલ્લાહ જ્ઞાની અને હિકમતવાળો છે.

૨૯) તે લોકો સાથે યુદ્ધ કરો જેઓ અલ્લાહ અને કયામતના દિવસ પર ઈમાન નથી લાવતા, જે અલ્લાહ અને તેના પયગંબરે હરામ (અવૈધ) કરેલી વસ્તુઓને હરામ નથી માનતા, ન સત્ય દીનને કબૂલ કરે છે, તે લોકો માંથી જેઓને કિતાબ આપવામાં આવી છે, ત્યાં સુધી કે તેઓ અપમાનિત થઇ, પોતાની પાસેથી દંડ આપે.

30) યહૂદી લોકો કહે છે કે ઉઝૈર અલ્લાહનો દીકરો છે, અને ઈસાઈ લોકો કહે છે કે મસીહ અલ્લાહનો દીકરો છે, આ વાતો ફકત તેઓના મોઢાઓની છે, પૂર્વજોની વાતોને આ લોકો પણ નકલ કરવા લાગ્યા, અલ્લાહ તેઓને નષ્ટ કરે, તે કેવા ઉથલ પાથલ કરવામાં આવે છે.

૩૧) તે લોકોએ અલ્લાહને છોડીને પોતાના જ્ઞાનીઓ અને સાધુઓને પાલનહાર ઠેરવ્યા છે અને મરયમના દીકરા મસીહને પણ, જો કે તેમને ફક્ત એક અલ્લાહની જ બંદગીનો આદેશ આપવામાં આવ્યો હતો, જેના સિવાય કોઇ પૂજ્ય નથી, તે પવિત્ર છે તેઓના ભાગીદાર ઠેરાવવાથી.

૩૨) તે ઇચ્છે છે કે અલ્લાહના પ્રકાશને પોતાની ફૂંક વડે હોલવી નાંખે અને અલ્લાહ તઆલા આ વાતોનો ઇન્કાર કરે છે, પરંતુ અલ્લાહ પોતાના પ્રકાશને પૂરો કરીને જ રહેશે ભલેને આ ઇન્કાર કરનારાઓ પસંદ ન કરે.

૩૩) તેણે જ પોતાના પયગંબરને સત્ય માર્ગદર્શન અને સાચો ધર્મ આપી મોકલ્યા, કે તેને બીજા દરેક ધર્મો પર પ્રભાવિત કરી દે, ભલેને મુશરિક ખોટું સમજે.

૩૪) હે ઈમાનવાળાઓ ! વધારે પડતા જ્ઞાનીઓ અને ઇબાદત કરનારા, લોકોનું ધન હડપ કરી લે છે અને અલ્લાહના માર્ગથી રોકે છે, અને જે લોકો સોના અને ચાંદીનો ખજાનો રાખે છે અને અલ્લાહના માર્ગમાં ખર્ચ નથી કરતા, તેઓને દુ:ખદાયી યાતનાની ખબર આપી દો.

૩૫) જે દિવસે તે ખજાનાને જહન્નમની આગમાં તપાવવામાં આવશે, પછી તેઓના કપાળોને, ખભાના ભાગને અને પીઠોને દઝાડવામાં આવશે, (તેઓને કહેવામાં આવશે) આ છે જેને તમે પોતાના માટે ખજાનો બનાવી રાખ્યો હતો, બસ ! પોતાના ખજાનાનો સ્વાદ ચાખો.

૩૬) મહિનાઓની ગણતરી અલ્લાહની પાસે અલ્લાહની કિતાબમાં બાર છે, તે દિવસથી જ જ્યારથી આકાશ અને ધરતીનું સર્જન તેણે કર્યું, તેમાંથી ચાર પવિત્ર મહિના છે, આ જ સત્ય ધર્મ છે, તમે તે મહિનાઓમાં પોતાના જીવો પર અત્યાચાર ન કરો અને તમે દરેક મુશરિકો સાથે જેહાદ કરો, જેવી રીતે કે તેઓ તમારી સાથે લડે છે અને જાણી લો કે અલ્લાહ તઆલા ડરવાવાળાઓની સાથે છે.

૩૭) મહિનાઓને આગળ પાછળ કરી દેવું ઇન્કારનો અતિરેક છે, આના વડે તે લોકો પથભ્રષ્ટ કરવામાં આવે છે, જેઓ ઇન્કાર કરે છે, એક વર્ષ તો તેને હલાલ કરી દે છે, અને બીજા વર્ષે તેને જ પવિત્ર ઠેરવે છે કે અલ્લાહએ જે પવિત્રતા રાખી છે તેની ગણતરીમાં તમે બરાબરી કરી લો, પછી તેને હલાલ બનાવી લો જેને અલ્લાહએ હરામ કર્યો છે,

તેઓને તેઓના ખરાબ કૃત્યો સારા બતાવી દેવામાં આવ્યા છે અને ઇન્કાર કરનારાઓની કોમને અલ્લાહ માર્ગદર્શન નથી આપતો.

૩૮) હે ઈમાનવાળાઓ ! તમને શું થઇ ગયું છે કે જ્યારે તમને કહેવામાં આવે છે કે ચાલો અલ્લાહના માર્ગમાં નીકળો, તો તમે ધરતીને વળગી રહો છો, શું તમે આખેરતના બદલામાં દુનિયાના જીવનને પ્રાથમિકતા આપો છો, સાંભળો ! દુનિયાનું જીવન તો આખેરતની તુલમાં બસ થોડું જ છે.

૩૯) જો તમે ન નીકળ્યા તો, તમને અલ્લાહ તઆલા સખત સજા આપશે અને તમારી જગ્યાએ બીજાને લાવશે, તમે અલ્લાહ તઆલાને કોઇ નુકસાન નથી પહોંચાડી શકતા, અલ્લાહ તઆલા દરેક વસ્તુ પર શક્તિ ધરાવે છે.

૪૦) જો તમે તે (મુહમ્મદ સ.અ.વ.)ની મદદ નહીં કરો તો, અલ્લાહએ જ તેમની મદદ કરી, તે સમયે જ્યારે તેમને ઇન્કાર કરનારાઓએ કાઢી મૂક્યા હતા, બે માંથી બીજો, જ્યારે કે તે બન્ને ગુફામાં હતા, ત્યારે તે પોતાના મિત્રને કહી રહ્યા હતા કે નિરાશ ન થાઓ, અલ્લાહ આપણી સાથે છે, બસ ! અલ્લાહ તઆલાએ પોતાના તરફથી તે લોકોને શાંતિ આપી, તે લશ્કરો દ્વારા તેમની મદદ કરી જેને તમે જોયા જ નથી, તેણે ઇન્કાર કરનારાઓની વાત હલકી કરી દીધી અને ઊંચી અને મૂલ્યવાન તો અલ્લાહની વાત જ છે, અલ્લાહ વિજયી, હિકમતવાળો છે.

૪૧) નીકળી જાઓ, નિર્બળ હોય તો પણ અને શક્તિશાળી હોય તો પણ, અને અલ્લાહના માર્ગમાં પોતાના ધન અને પ્રાણ વડે જેહાદ કરો, આ જ તમારા માટે ઉત્તમ છે જો તમે જાણતા હોવ.

૪૨) જો ઝડપથી આવનારું ધન અને કારણ હોત અને સરળ મુસાફરી હોત તો, આ લોકો જરૂર તમારી પાછળ આવતા, પરંતુ તે લોકો પર દૂરની મુસાફરી મુશ્કેલ થઇ ગઇ, હવે તો આ લોકો અલ્લાહના નામની

સોગંદો ખાશે કે જો અમારામાં શક્તિ અને હિંમત હોત તો, અમે ખરેખર તમારી સાથે આવતા, આ લોકો પોતે જ પોતાને નષ્ટ કરી રહ્યા છે, તેઓના જૂઠાણાંનું સાચું જ્ઞાન અલ્લાહ પાસે જ છે.

૪૩) અલ્લાહ તમને માફ કરી દે, તમે તેઓને કેમ પરવાનગી આપી ? તમારી સામે સાચા લોકોની ઓળખ થયા વગર અને તમે જૂઠા લોકોને પણ ઓળખી લો ?

૪૪) અલ્લાહ અને કયામતના દિવસ પર ઈમાન અને વિશ્વાસ રાખનાર લોકો તો ધન અને માલ વડે જેહાદથી રોકાઇ જવા માટે કયારેય તમારી પાસે પરવાનગી નહીં માંગે અને અલ્લાહ તઆલા ડરવાવાળાઓને ખૂબ સારી રીતે જાણે છે.

૪૫) આ પરવાનગી તો તમારી પાસેથી તે જ લોકો માંગે છે જેમને ન તો અલ્લાહ પર અને ન આખેરતના દિવસ પર ઈમાન છે, જેમના હૃદય શંકામાં પડ્યા છે અને તે પોતાની શંકામાં જ મગ્ન છે,

૪૬) જો તેઓની ઇચ્છા જેહાદ માટેની હોત તો, તેઓ આ સફર માટે સામાનની તૈયારી કરી રાખતા, પરંતુ અલ્લાહને તેમનું નીકળવું પસંદ જ ન હતું, એટલા માટે અલ્લાહએ તેઓને શરૂઆતથી જ રોકી રાખ્યા અને કહી દેવામાં આવ્યું કે તમે બેસી રહેનાર લોકો સાથે બેઠેલા જ રહો.

૪૭) જો આ લોકો તમારી સાથે ભેગા થઇને નીકળતા તો પણ, તમારા માટે ઉપદ્રવ કરવા સિવાય કંઈ પણ ન કરતા, ઉપરાંત તમારી વચ્ચે ઘોડાઓ દોડાવી દેત અને તમારા માં વિદ્રોહની શોધમાં રહેતા, તેઓના માનવાવાળાઓ પોતે તમારી વચ્ચે જ છે અને અલ્લાહ તઆલા તે અત્યાચારીઓને ખૂબ જાણે છે.

૪૮) આ લોકો તો પહેલા પણ ઉપદ્રવ કરવાની શોધમાં હતા અને તમારા માટે કાર્યોને ઉલટ સૂલટ કરતા રહે છે, અહીં સુધી કે સત્ય આવી પહોંચ્યું અને અલ્લાહનો આદેશ પ્રભાવિત થઇ ગયો, ભલેને તે લોકો નારાજ રહ્યા.

૪૯) તેઓ માંથી કોઇક તો કહે છે કે મને પરવાનગી આપો, મને વિદ્રોહમાં ન નાખો, સચેત રહો, તે તો તેમાં પડી ગયા છે અને નિ:શંક ઇન્કાર કરનારાઓને જહન્નમ ઘેરી લેશે.

૫૦) જો તમને કંઈ ભલાઇ મળે તો, તેમને ખરાબ લાગે છે અને કોઇ બૂરાઈ પહોંચે તો તેઓ કહે છે કે અમે તો પહેલાથી જ પોતાની બાબત યોગ્ય કરી લીધી હતી, પછી તે લોકો ઇતરાઇને પાછા ફરે છે.

૫૧) તમે કહી દો કે અલ્લાહએ અમારા માટે જે કંઈ નુકસાન પહોંચાડવાનું લખેલ છે તે પહોંચીને જ રહેશે, તે અમારો વ્યવસ્થાપક અને મિત્ર છે, ઈમાનવાળાઓએ તો ફકત અલ્લાહ પર જ ભરોસો કરવો જોઇએ.

૫૨) કહી દો કે તમે અમારા વિશે જે વસ્તુની રાહ જોઇ રહ્યા છો, તે બે ભલાઇઓ માંથી એક છે અને અમે તમારા માટે તેની રાહ જોઇ રહ્યા છે કે, અલ્લાહ તઆલા પોતાની પાસે જે સજા છે તેમાંથી તમને પહોંચાડે અથવા અમારા હાથો દ્વારા, બસ ! એક બાજુ તમે રાહ જુઓ, બીજી તરફ તમારી સાથે અમે પણ રાહ જોઇ રહ્યા છીએ.

૫૩) કહી દો કે તમે રાજીખુશીથી અથવા નારાજગીથી, ગમે તે રીતે દાન કરો, કબૂલ તો કયારેય કરવામાં નહીં આવે, નિ:શંક તમે વિદ્રોહી છો.

૫૪) તેઓનુ દાન કબૂલ ન કરવાનું કારણ તેના સિવાય કાંઇ જ નથી કે આ અલ્લાહ અને તેના પયગંબરનો ઇન્કાર કરનારા છે અને ઘણી આળસથી નમાઝ માટે આવે છે અને સંકુચિત મનથી જ ખર્ચ કરે છે.

૫૫) બસ! તમને તેઓનું ધન અને સંતાન આશ્ચર્યચકિત ન કરી દે, અલ્લાહની ઇચ્છા એ જ છે કે તેનાથી તેઓને દુનિયાના જીવનમાં જ સજા આપે અને તેઓનું મૃત્યુ ઇન્કારની સ્થિતિ માં જ થાય.

૫૬) આ લોકો અલ્લાહના નામની સોગંદો ખાઇને કહે છે કે આ તમારા જૂથના લોકો છે, જો કે ખરેખર તેઓ તમારા માંથી નથી, વાત ફકત એ જ છે કે આ લોકો ડરપોક છે.

૫૭) જો આ લોકો બચાવ માટેની જગ્યા અથવા કોઇ ગુફા અથવા કોઇ પણ માથું છુપાવવાની જગ્યા પામી લે તો હમણાં જ તે તરફ ફરી જાય.

૫૮) તેઓમાં તે લોકો પણ છે જેઓ દાનના માલની વહેંચણી વિશે તમારા પર ખોટો આરોપ લગાવે છે, જો તેઓને તેમાંથી મળી જાય તો રાજી છે અને જો તેઓને તેમાંથી ન મળ્યું તો તરત જ ગુસ્સે થાય છે.

૫૯) જો આ લોકો અલ્લાહ અને તેના પયગંબરે આપેલી વસ્તુઓથી રાજી થઇ ગયા હોત અને કહી દેતા કે અલ્લાહ અમને પૂરતો છે, અલ્લાહ અમને તેની કૃપાથી આપશે અને તેનો પયગંબર પણ, અમે તો અલ્લાહની જાતથી જ આશા રાખનારા છે.

૬૦) દાન ફકત ફકીરો માટે, લાચારો માટે, ઝકાત ઉઘરાવનારાઓ માટે, તેઓ માટે જેમના હૃદયો ઇસ્લામ તરફ ઝુકેલા છે, તથા કેદીઓને છોડાવવા માટે, દેવાદારો માટે, તથા અલ્લાહના માર્ગમાં અને મુસાફરો માટે ફરજિયાત છે અલ્લાહ તરફથી અને અલ્લાહ જ્ઞાની તથા હિકમતવાળો છે.

૬૧) તે લોકો માંથી એવા લોકો પણ છે જેઓ પયગંબરને તકલીફ આપે છે અને કહે છે , ઓછું સાંભળે છે, તમે કહી દો કે તે ઓછું સાભળવા માં જ તમારા માટે ભલાઇ છે, તે અલ્લાહ પર ઈમાન ધરાવે છે અને મુસલમાનોની વાતો પર ભરોસો કરે છે અને તમારા માંથી જે લોકો ઈમાન ધરાવે છે આ તેમના માટે કૃપા છે, અલ્લાહના પયગંબરને જે લોકો તકલીફ આપે છે તેમના માટે દુ:ખદાયી યાતના છે.

૬૨) ફકત તમને ખુશ રાખવા માટે તમારી સામે અલ્લાહના નામની સોગંદો ખાય છે, જો કે આ લોકો ઈમાન રાખતા હોય તો, અલ્લાહ અને તેનો પયગંબર રાજી કરવા માટે વધારે હકદાર છે.

૬૩) શું આ લોકો નથી જાણતા કે જે લોકો અલ્લાહ અને તેના પયગંબરનો વિરોધ કરશે, તેના માટે ખરેખર જહન્નમની યાતના છે, જેમાં તેઓ હંમેશા રહેશે, આ જબરદસ્ત અપમાન છે.

૬૪) ઢોંગીઓને દરેક સમયે એ વાતનો ડર લાગે છે કે કદાચ મુસલમાનો પર કોઇ સૂરહ અવતરિત ન થાય, જે તેઓના હૃદયોની વાતો દર્શાવી દે, કહી દો કે તમે મજાક કરતા રહો, નિ:શંક અલ્લાહ તઆલા તેને જાહેર કરી દેશે જેનાથી તમે ડરી રહ્યા છો.

૬૫) જો તમે તેમને સવાલ કરશો તો સ્પષ્ટ કહી દેશે કે અમે તો એમજ અંદરોઅંદર હંસીમજાક કરી રહ્યા હતા, કહી દો કે શું અલ્લાહ, તેની આયતો અને તેનો પયગંબર જ તમારા ઠઠ્ઠા મશ્કરી માટે રહી ગયા છે ?

૬૬) તમે બહાનું ન બનાવો, ખરેખર તમે ઈમાન લાવ્યા પછી ઇન્કાર કરનારા થઇ ગયા, જો અમે તમારા માંથી થોડાંક લોકોને માફ પણ કરી દઇએ, તો કેટલાક લોકોને તેઓના અપરાધના કારણે સખત સજા પણ આપીશું.

૬૭) દરેક ઢોંગી પુરુષ અને સ્ત્રી એક સરખાં છે, આ લોકો ખરાબ વાતોનો આદેશ આપે છે અને સારી વાતોથી રોકે છે અને પોતાની મુઠ્ઠી બંધ રાખે છે, આ લોકો અલ્લાહને ભૂલી ગયા, અલ્લાહ તેમને ભૂલી ગયો, નિ:શંક ઢોંગીઓ વિદ્રોહી છે.

૬૮) અલ્લાહ તઆલા તે ઢોંગી પુરુષ અને સ્ત્રીઓ અને ઇન્કાર કરનારાઓને જહન્નમની આગનું વચન આપી ચૂક્યો છે, જ્યાં તેઓ હંમેશા રહેશે, તે જ તેમને પૂરતો છે, તેમના પર અલ્લાહની ફિટકાર છે અને તેમના માટે જ હંમેશા રહેનારી યાતના છે.

૬૯) તે લોકોની જેમ, જેઓ તમારાથી પહેલા હતા, તમારા કરતા તેઓ વધારે શક્તિમાન હતા અને વધુ સંતાનવાળા અને ધનવાન હતા, બસ ! તે લોકો દીનને ભૂલી ગયા, પછી તમે પણ ભૂલી ગયા, જેવી રીતે તમારા પહેલાના લોકોએ પોતાના ભાગ માંથી ફાયદો ઉઠાવ્યો અને તમે પણ એવી જ રીતે મજાકભર્યો વાર્તા લાપ કર્યો જેવો કે તેઓએ કર્યો હતો, તેમના કાર્યો દુનિયા અને આખેરતમાં વ્યર્થ થઇ ગયા, આ જ લોકો નુકસાન ઉઠાવનારા છે.

૭૦) શું તેમની પાસે પોતાની પહેલાના લોકોની ખબર નથી પહોંચી ? નૂહની કોમ, આદની કોમ, ષમૂદની કોમ, અને ઇબ્રાહીમની કોમ અને મદયનવાળાઓ, અને મુઅતફિકાત (તે કોમ જેમને યાતના રૂપે ઊંધા કરી દેવામાં આવ્યા) ની, તેમની પાસે તેમના પયગંબર પુરાવા લઇને પહોંચ્યા, અલ્લાહ એવો ન હતો કે તેમની પર અત્યાચાર કરે, પરંતુ તે લોકોએ પોતે જ પોતાના પર અત્યાચાર કર્યો.

૭૧) ઈમાનવાળા પુરુષ અને ઈમાનવાળી સ્ત્રીઓ એક-બીજાના મિત્રો છે, તે ભલાઇનો આદેશ આપે છે અને બૂરાઈથી રોકે છે, નમાઝોને કાયમ પઢે છે, ઝકાત આપે છે, અલ્લાહ અને તેના પયગંબરની વાતો માને છે, આ જ તે લોકો છે જેમના પર અલ્લાહ તઆલા નજીક માંજ દયા કરશે, નિ:શંક અલ્લાહ વિજયી તથા હિકમતવાળો છે.

૭૨) તે ઈમાનવાળા પુરુષ અને સ્ત્રીઓને અલ્લાહએ તે જન્નતોનું વચન આપ્યું છે, જેની નીચે નહેરો વહી રહી છે, જ્યાં તેઓ હંમેશા રહેશે અને તે પવિત્ર-સ્વચ્છ મહેલોનો, જે તે હંમેશા રહેનારી જન્નતોમાં છે અને અલ્લાહની ખુશી સૌથી મોટી વસ્તુ છે, આ જ ખરેખર ખૂબ જ મોટી સફળતા છે.

૭૩) હે પયગંબર ! ઇન્કાર કરનારા અને ઢોંગીઓ સાથે જેહાદ ચાલુ રાખો અને તેમના પર સખત બની જાવ, તેમનું સાચું ઠેકાણું જહન્નમ છે, જે અત્યંત ખરાબ ઠેકાણું છે.

૭૪) આ અલ્લાહના નામની સોગંદો ખાઇને કહે છે કે તેમણે નથી કર્યું, જો કે ખરેખર ઇન્કારની વાત તેમની જબાન વડે નીકળી ગઇ છે, આ લોકો ઈમાન લાવ્યા પછી ઇન્કાર કરનારા બની ગયા છે અને તેમણે આ કાર્યની ઇચ્છા પણ કરી જે તેઓ પૂર્ણ કરી ન શક્યા, આ લોકો ફકત તે જ વાતનો બદલો લઇ રહ્યા છે કે તેમને અલ્લાહએ પોતાની કૃપાથી અને તેના પયગંબરે ધનવાન કરી દીધા, જો આ લોકો હજુ પણ તૌબા કરી લે તો, આ તેમના માટે સારું છે અને જો ચહેરો ફેરવી રહ્યા છે તો,

અલ્લાહ તઆલા તેમને દુનિયા અને આખેરતમાં દુ:ખદાયી યાતના આપશે અને ધરતીમાં તેમના માટે કોઇ તેમની મદદ કરનાર તથા સહાય કરનાર ઊભો નહીં થાય.

૭૫) તે લોકોમાં તેઓ પણ છે જેમણે અલ્લાહને વચન આપ્યું હતું કે જો તે અમને પોતાની કૃપાથી ધન આપશે તો, અમે ચોક્કસ દાન કરીશું અને સાચા સદાચારી લોકો બની જઇશું.

૭૬) પરંતુ જ્યારે અલ્લાહએ તેમને પોતાની કૃપા વડે આપ્યું તો, આ લોકો તેમાં કંજુસાઇ કરવા લાગ્યા, અને વાતને ટાળીને મોઢું ફેરવવા લાગ્યા.

૭૭) બસ ! તેમની સજા અલ્લાહએ તે આપી કે તેમના હૃદયોમાં ઢોંગીપણું નાખી દીધું, અલ્લાહ સાથે મુલાકાત ના દિવસ સુધી, કારણકે તેઓએ અલ્લાહ સાથે કરેલા વચનનો ભંગ કર્યો અને જૂઠ કહેતા રહ્યા.

૭૮) શું તે લોકો નથી જાણતા કે અલ્લાહ તઆલા તેઓના હૃદયોના ભેદો અને તેઓની ગુસપુસને જાણે છે, અને અલ્લાહ તઆલા અદૃશ્યની દરેક વાતોને જાણે છે.

૭૯) જે લોકો તે મુસલમાનોને ટોણાં મારે છે, જે (મુસલમાનો) દિલ ખોલીને દાન કરે છે, અને તે લોકોને પણ (ટોણાં મારે છે) જેમને પોતાની મહેનત અને મજૂરી સિવાય કંઈ મળતું નથી, બસ ! આ લોકો તેઓનો મજાક ઉડાવે છે, અલ્લાહ પણ તેમની સાથે મજાક કરે છે, તેમના માટે જ દુ:ખદાયી યાતના છે.

૮૦) તેમના માટે તમે માફી માંગો અથવા ન માંગો, જો તમે સિત્તેર વાર પણ તેઓના માટે માફી માંગશો, તો પણ અલ્લાહ તેઓને કયારેય માફ નહીં કરે, આ એટલા માટે કે તેઓએ અલ્લાહ અને તેના પયગંબરનો ઇન્કાર કર્યો છે. આવા વિદ્રોહીને અલ્લાહ તઆલા સત્ય માર્ગદર્શન નથી આપતો.

૮૧) પાછળ રહી જનારા લોકો પયગંબરના ગયા પછી, બેસી રહેવા પર રાજી છે, તેઓએ અલ્લાહના માર્ગમાં પોતાના ધન અને પ્રાણ વડે જેહાદ કરવાને પસંદ ન કર્યું અને તેઓએ કહી દીધું કે આવી ગરમીમાં ન નીકળો, કહી દો કે જહન્નમની આગ ખૂબ જ ગરમ છે, કાશ કે તેઓ સમજતા હોત.

૮૨) બસ ! તે લોકોએ ઘણું જ ઓછું હસવું જોઇએ અને ઘણું જ વધારે રડવું જોઇએ, તેઓ જે કંઈ પણ કરી રહ્યા છે તેના બદલામાં.

૮૩) બસ ! જો અલ્લાહ તઆલા તમને તેમના કોઇ જૂથ તરફ મોકલી પાછા લઇ આવે, પછી આ લોકો તમારી સાથે યુદ્ધના મેદાનમાં આવવાની પરવાનગી માંગે, તો તમે કહી દો કે તમે લોકો મારી સાથે આવી નથી શકતા અને ન તો મારી સાથે તમે શત્રુઓ સામે યુદ્ધ કરી શકો છો, તમે પ્રથમ વખત બેસી રહેવાનું પસંદ કર્યું હતું, બસ ! તમે પાછળ રહી જનારા લોકો માંજ બેસી રહો.

૮૪) તે લોકો માંથી કોઇ મૃત્યુ પામે તો તમે તેમના જનાઝાની નમાઝ કયારેય ન પઢશો અને ન તેમની કબર પર પણ ઊભા રહેશો, આ લોકો અલ્લાહ અને તેના પયગંબરનો ઇન્કાર કરનારા છે અને મૃત્યુ પામ્યા સુધી વિદ્રોહી જ રહ્યા.

૮૫) તમને તેઓનું ધન અને સંતાન, કંઈ પણ, આશ્ચર્યચકિત ન કરે, અલ્લાહની ઇચ્છા એ જ છે કે તેમને તે વસ્તુ દ્વારા દુનિયામાં સજા આપે અને તે લોકો પોતાના પ્રાણ નીકળવા સુધી ઇન્કાર કરનારા જ બની રહ્યા.

૮૬) જ્યારે કોઇ સૂરહ અવતરિત કરવામાં આવે છે કે અલ્લાહ પર ઈમાન લાવો અને તેના પયગંબર સાથે મળી જેહાદ કરો, તો તેમના માંથી ધનવાન લોકોનું એક જૂથ તમારી પાસે આવીને એવું કહી પરવાનગી લઇ લે છે કે અમને તો બેસી રહેનારા લોકોમાં જ છોડી દો.

૮૭) આ તો વેશ્યાઓનો સાથ આપવાને જ પ્રાથમિકતા આપે છે અને તેમના હૃદયો પર મહોર લગાવી દીધી, હવે તેઓ કંઈ પણ નથી સમજતા.

૮૮) પરંતુ પયગંબર પોતે અને તેમની સાથે ઈમાનવાળાઓ, પોતાના ધન અને પ્રાણ વડે જેહાદ કરે છે, આ જ લોકો ભલાઇ પામનારા છે અને આ જ લોકો સફળ થનારા છે.

૮૯) તેમના માટે અલ્લાહએ તે જન્નતો તૈયાર કરી રાખી છે જેની નીચે નહેરો વહી રહી છે, જેમાં તેઓ હંમેશા રહેનારા છે, આ જ મોટી સફળતા છે.

૯૦) ગામડાના લોકો માંથી તે લોકો આવ્યા જેમની પાસે કંઈ કારણ હતું, કે તેમને પરવાનગી આપી દેવામાં આવે અને તે બેસી રહે, જેમણે અલ્લાહ અને તેના પયગંબર સામે જૂઠી વાતો કહી હતી, હવે તો તેમાં જેટલા પણ ઇન્કાર કરનારા છે તેમને દુ:ખ પહોંચાડનારો માર પડશે.

૯૧) નિર્બળ લોકો અને બિમાર લોકો અને જેમની પાસે ખર્ચ કરવા માટે કંઈ પણ નથી, એવા લોકો માટે કોઇ વાંધો નથી, શરત એ કે તેઓ અલ્લાહ અને તેના પયગંબરની ભલાઇ ઇચ્છે, આવા સદાચારી લોકો પર આરોપનો કોઇ માર્ગ નથી, અલ્લાહ તઆલા ખૂબ જ માફ કરનાર, કૃપાળુ છે.

૯૨) હાં તે લોકો માટે પણ કંઈ વાંધો નથી જેઓ તમારી પાસે આવે છે, જેથી તમે તેમને મુસાફરી માટે કોઇ બંદોબસ્ત કરી આપો, તો તમે જવાબ આપો છો કે મારી પાસે તમારી મુસાફરી માટે કંઈ પણ નથી, તો તેઓ નિરાશ થઇ પોતાની આંખો માંથી આંસુ વહાવી પાછા ફરી જાય છે, કે તેમની પાસે ખર્ચ કરવા માટે કંઈ નથી.

૯૩) નિ:શંક તે લોકો પર જ આરોપ છે, જે ધનવાન હોવા છતાં, તમારી પાસે પરવાનગી માંગે છે, આ વેશ્યાઓની સાથે જ રાજી છે અને તેમના હૃદયો પર અલ્લાહની મોહર લાગી ગઇ છે, જેનાથી તેઓ અજ્ઞાની થઇ ગયા છે.

૯૪) આ લોકો તમારી સમક્ષ કારણ વર્ણન કરશે, જ્યારે તમે તેમની પાસે પાછા ફરશો, તમે કહી દો કે આવા કારણ વર્ણન ન કરો, અમે ક્યારેય તમને સાચા નહીં માનીએ, અલ્લાહ તઆલા અમને તમારી જાણકારી આપી ચૂક્યો છે અને હવે પછી પણ અલ્લાહ અને તેનો પયગંબર તમારી કાર્યક્ષમતા જોઇ લેશે, પછી એની પાસે પાછા ફેરવવામાં આવશો, જે છૂપી અને જાહેર દરેક વાતોને જાણનાર છે, પછી તે તમને બતાવી દેશે જે કંઈ તમે કરતા હતા.

૯૫) હાં, હવે તેઓ તમારી સમક્ષ અલ્લાહના નામના સોગંદ ખાઇ લેશે, જ્યારે તમે તેમની પાસે જશો, જેથી તમે તેઓને તેમની સ્થિતિ પર જ છોડી દો, તો તમે તેમને તેઓની સ્થિતિ પર છોડી દો, તે લોકો તદ્દન ખરાબ છે અને તેમનું ઠેકાણું જહન્નમ છે, તે કાર્યોના બદલામાં જે તેઓ કરતા હતા.

૯૬) આ લોકો એટલા માટે સોગંદો ખાશે કે, જેથી તમે તેમનાથી રાજી થઇ જાવ, કદાચ તમે તેમનાથી રાજી થઇ પણ જાવ, પરંતુ અલ્લાહ તઆલા તો આવા વિદ્રોહી લોકોથી રાજી થતો નથી.

૯૭) ગામડાના લોકો ઇન્કાર અને ઢોંગ કરવામાં ખૂબ જ મક્કમ છે અને તેમના એવા હોવું સ્વભાવિક છે કારણકે તેમને તે આદેશોનું જ્ઞાન નથી હોતું, જે અલ્લાહ તઆલાએ પોતાના પયગંબર પર અવતરિત કર્યા છે અને અલ્લાહ ઘણો જ જ્ઞાની, ઘણી જ હિકમતવાળો છે.

૯૮) અને તે ગામડાના લોકો માંથી કેટલાક એવા પણ છે કે, જે કંઈ પણ ખર્ચ કરે છે તેને દંડ સમજે છે અને તે લોકો મુસલમાનો માટે ખરાબ સમયની રાહ જુએ છે, ખરાબ સમય તે લોકો પર જ આવશે અને અલ્લાહ સાંભળનાર, જાણનાર છે.

૯૯) અને કેટલાક ગામડાના લોકો એવા પણ છે જે અલ્લાહ તઆલા પર અને કયામતના દિવસ પર ઇમાન રાખે છે, અને જે કંઈ ખર્ચ કરે છે

તેને અલ્લાહથી નજીક થવાનું કારણ અને પયગંબરની દુઆનું કારણ બનાવે છે, યાદ રાખો કે તેમનું આ ખર્ચ કરવું, નિ:શંક (અલ્લાહથી) નજીક થવા માટે જરૂર ઉપયોગી થશે, તેમને અલ્લાહ તઆલા ચોક્કસ પોતાની કૃપામાં પ્રવેશ આપશે, અલ્લાહ તઆલા ઘણો જ માફ કરનાર, ઘણો જ દયાળુ છે.

૧૦૦) અને જે હિજરત કરનાર તથા અન્સાર, પહેલવહેલા ઇમાન લાવ્યા છે, અને જે લોકો નિખાલસતાથી તેમનું અનુસરણ કરે છે, અલ્લાહ તઆલા તે સૌ લોકોથી રાજી થયો અને તે સૌ અલ્લાહથી રાજી થયા અને અલ્લાહએ તેમના માટે એવા બગીચાઓ તૈયાર કરી રાખ્યા છે, જેની નીચે નહેરો વહી રહી હશે, જેમાં હંમેશા રહેશે, આ ભવ્ય સફળતા છે.૧૦૧) અને કેટલાક તમારી આસપાસ અને કેટલાક મદીનાના લોકો માંથી એવા ઢોંગીઓ છે, કે ઢોંગીપણા પર અડગ છે, તમે તેમને નથી જાણતા, તેમને અમે જાણીએ છીએ, અમે તેમને બમણી સજા આપીશું, પછી તેઓ મોટી યાતના તરફ ધકેલવામાં આવશે.

૧૦૨) અને કેટલાક એવા પણ છે, જેઓ પોતાની ભૂલને સ્વીકારે છે, જેમણે સારા-નરસા કાર્યો કર્યા હતાં, અલ્લાહથી આશા છે કે તેમની તૌબા કબૂલ કરશે, નિ:શંક અલ્લાહ તઆલા ઘણો જ માફ કરનાર, ઘણો જ કૃપાળુ છે.

૧૦૩) તમે તેમના માલ માંથી દાન માટે રકમ લઇ લો, જેના કારણે તમે તેમને પવિત્ર કરી દો અને તેમના માટે દુઆ કરતા રહો, નિ:શંક તમારી દુઆ તેમના માટે શાંતિનું કારણ બનશે અને અલ્લાહ ઘણું જ સાંભળે છે, ઘણું જ જાણે છે.

૧૦૪) શું તેમને એ ખબર નથી કે અલ્લાહ જ પોતાના બંદાઓની તૌબા કબૂલ કરે છે અને તે જ દાન કબૂલ કરે છે અને એ કે અલ્લાહ જ તૌબા કબૂલ કરવા અને કૃપા કરવા માટે પૂરતો છે.

૧૦૫) કહી દો કે તમે કર્મો કરતા રહો, તમારા કર્મો અલ્લાહ પોતે જ જોઇ લેશે અને તેનો પયગંબર અને ઇમાનવાળાઓ (પણ જોઇ લેશે) અને ખરેખર તમારે તેની પાસે પાછા ફરવાનું છે, જે દરેક છૂપી અને જાહેર વસ્તુઓને જાણે છે, તો તે તમને તમારા દરેક કાર્યો બતાવી દેશે.

૧૦૬) અને કેટલાક એવા લોકો પણ છે, જેમનો ફેંસલો અલ્લાહનો આદેશ આવ્યા સુધી અનિર્ણિત છે, તેમને સજા આપશે, અથવા તેમની તૌબા કબૂલ કરશે અને અલ્લાહ ઘણું જ જાણનાર, ઘણો જ હિકમતવાળો છે.

૧૦૭) અને કેટલાક એવા છે જેમણે નુકસાન પહોંચાડવાના હેતુસર મસ્જિદ બનાવી, અને ઇન્કારની વાતો કરે અને ઇમાનવાળાઓની વચ્ચે મતભેદ નાંખી દે અને તે વ્યક્તિને રહેવા માટે સુવિધા આપે, જે પહેલાથી જ અલ્લાહ અને તેના પયગંબરની વિરૂદ્ધ છે અને સોગંદો ખાઇ કહેશે કે (મસ્જિદ બનાવવામાં અમારો ઇરાદો) ભલાઈ સિવાય કાંઇ જ નથી અને અલ્લાહ સાક્ષી આપે છે કે તેઓ તદ્દન જૂઠા છે.

૧૦૮) તમે તેમાં ક્યારેય ઊભા ન રહેશો, હા, જે મસ્જિદનો પાયો પહેલાથી જ દીન અને અલ્લાહના ડર માટે છે તેમાં તમે ઊભા રહો, તેમાં એવા લોકો છે જેઓ ખૂબ પવિત્ર થવાને પસંદ કરે છે અને અલ્લાહ ખૂબ પવિત્ર લોકોને પસંદ કરે છે.

૧૦૯) પછી શું તે વ્યક્તિ ઉત્તમ છે જેણે પોતાની ઇમારતનો પાયો અલ્લાહથી ડરવા  અને અલ્લાહની પ્રસન્નતા માટે રાખ્યો હોય અથવા તે વ્યક્તિ ઉત્તમ છે, જેણે પોતાની ઇમારતનો પાયો કોઈ ખીણના કિનારા પર જે પડી જવાની હોય, રાખ્યો હોય ? પછી તે તેને લઇને જહન્નમની આગમાં પડી જાય અને અલ્લાહ તઆલા આવા અત્યાચારીઓને માર્ગદર્શન નથી આપતો.

૧૧૦) તેમની આ ઇમારત, જે તે લોકોએ બનાવી છે, હંમેશા તેઓના હૃદયોમાં શંકાના કારણે (કાંટો બનીને) ખૂંચશે, હા, જો તેમના હૃદય

ડરવા લાગે, તો વાંધો નથી, અને અલ્લાહ તઆલા ઘણો જ જ્ઞાની, ઘણો જ હિકમતવાળો છે.

૧૧૧) નિ:શંક અલ્લાહ તઆલાએ મુસલમાનો પાસેથી તેમના પ્રાણ અને માલને તે વાતના બદલામાં ખરીદી લીધા છે કે તેમને જન્નત મળશે, તે લોકો અલ્લાહના માર્ગમાં લડે છે, કતલ કરે છે અને કતલ કરી દેવામાં આવે છે. તેના પર સાચું વચન આપવામાં આવ્યું છે, તૌરાત, ઇન્જીલ, અને કુરઆનમાં. અને અલ્લાહ કરતા વધારે પોતાના વચનને કોણ પૂરૂં કરનાર છે ? તો તમે લોકો પોતાના આ વેપાર પર, જેની બાબતે વચન આપવામાં આવ્યું છે, ખુશી વ્યક્ત કરો અને આ ભવ્ય સફળતા છે.

૧૧૨) તે લોકો તૌબા કરનાર, બંદગી કરનાર, પ્રશંસા કરનાર, રોઝો રાખનાર (અથવા સત્યમાર્ગમાં સફર કરનારાઓ) રૂકુઅ અને સિજદો કરનાર, સદાચારની વાતો શીખવાડનાર અને ખરાબ વાતોથી દૂર રાખનાર છે, અને અલ્લાહની હદોની રક્ષા કરનારા છે અને આવા ઇમાનવાળાઓને તમે ખુશખબર આપી દો.

૧૧૩) પયગંબર અને બીજા મુસલમાનો માટે યોગ્ય નથી કે તેઓ મુશરિકો માટે માફીની દુઆ કરે, ભલેને તે સંબંધી કેમ ન હોય ? તે આદેશ આવી ગયા પછી કે આ લોકો જહન્નમી છે.

૧૧૪) અને ઇબ્રાહીમ (અ.સ.)નું પોતાના પિતા માટે માફીની દુઆ કરવી, તે ફકત વચનના કારણે હતું, જે તેમણે (તેમના પિતા સાથે) કર્યું હતું, પછી જ્યારે તેમના પર એ વાત સ્પષ્ટ થઇ ગઇ કે તે અલ્લાહના શત્રુ છે તો તે તેમનાથી અળગા થઇ ગયા, ખરેખર ઇબ્રાહીમ (અ.સ.) ઘણા જ વિનમ્ર તથા ધૈર્યવાન હતા.

૧૧૫) અને અલ્લાહ એવું નથી કરતો કે કોઈ કોમને સત્ય માર્ગદર્શન આપી ફરીથી તેમને પથભ્રષ્ટ કરી દે, જ્યાં સુધી કે તે બાબતોને સ્પષ્ટ ન કરી

દે, જેનાથી તેઓ બચીને રહે, નિ:શંક અલ્લાહ તઆલા દરેક વસ્તુને ખૂબ સારી રીતે જાણે છે.

૧૧૬) નિ:શંક આકાશો અને ધરતીમાં ફકત અલ્લાહનું જ સામ્રાજ્ય છે, તે જ જીવિત કરે છે અને મૃત્યુ આપે છે, અને તમારા માટે અલ્લાહ સિવાય ન તો કોઈ દોસ્ત છે અને ન તો કોઈ મદદ કરનાર.

૧૧૭) અલ્લાહ તઆલાએ પયગંબરની હાલત પર કૃપા કરી અને હિજરત કરનાર અને અન્સાર લોકોની હાલત પર પણ, જેમણે એવી તંગીમાં પયગંબરનો સાથ આપ્યો, ત્યાર પછી કે તેમના માંથી એક જૂથના હૃદયમાં થોડીક શંકા થઇ હતી, પછી અલ્લાહએ તેમની સ્થિતિ પર કૃપા કરી, નિ:શંક અલ્લાહ તઆલા તે સૌના પર ઘણો જ દયાળુ, મહેરબાન છે.

૧૧૮) અને ત્રણ વ્યક્તિઓની હાલત પર, જેમના નિર્ણય ટાળી દેવામાં આવ્યા હતા, ત્યાં સુધી કે ધરતી વિશાળ હોવા છતાં પણ તેમના માટે સાંકડી થવા લાગી અને તે પોતે પોતાના જીવનથી કંટાળી ગયા અને તેઓએ સમજી લીધું કે અલ્લાહ પાસે કોઈ શરણ નહીં મળે, સિવાય એ કે તેની તરફ પાછા ફરવામાં આવે, પછી તેમની હાલત ઉપર ધ્યાન કર્યું, જેથી તેઓ પછી પણ તૌબા કરી શકે, નિ:શંક અલ્લાહ તઆલા ખૂબ જ તૌબા કબૂલ કરનાર, ઘણો જ દયાળુ છે.

૧૧૯) હે ઇમાનવાળાઓ ! અલ્લાહથી ડરો. અને સાચા લોકો સાથે રહો.

૧૨૦) મદીનાના રહેવાસી જેઓ ગામડાના છે, તેમની આજુબાજુ છે, તેમના માટે એ યોગ્ય ન હતું કે તેઓ અલ્લાહના પયગંબરને છોડી પાછળ રહી જાય અને ન એ કે પોતાના જીવને તેમના જીવ કરતા ઉત્તમ સમજે, એટલા માટે કે તેમને અલ્લાહના માર્ગમાં જે તરસ લાગી અને જે થાક લાગ્યો અને જે ભૂખ લાગી અને એવી જગ્યા પર ચાલ્યા જે ઇન્કાર કરનારાઓ માટે ગુસ્સાનું કારણ બન્યું હોય અને શત્રુઓની જે

કંઈ તપાસ કરી લીધી, તે દરેકના નામે (એક-એક) સત્કાર્ય લખવામાં આવ્યું. નિ:શંક અલ્લાહ તઆલા નિખાલસ લોકોનો સવાબ વ્યર્થ નથી કરતો.

૧૨૧) અને જે કંઈ નાનું-મોટું તેમણે ખર્ચ કર્યું અને જેટલા મેદાન તેઓને પાર કરવા પડયા, આ બધું જ તેમના નામે લખવામાં આવ્યું, જેથી અલ્લાહ તઆલા તેમના કાર્યોનું શ્રેષ્ઠ વળતર આપે.

૧૨૨) અને મુસલમાનો માટે એ યોગ્ય નથી કે દરેક લોકો નીકળી જાય, એવું કેમ કરવામાં ન આવે કે તેમના દરેક મોટા જૂથ માંથી એક નાનું જૂથ નીકળે, જેથી તે દીનની સમજ પ્રાપ્ત કરે, અને જેથી આ લોકો પોતાની કોમને, જ્યારે કે તેઓ તેમની પાસે આવે, સચેત કરે જેથી તેઓ ડરી જાય.

૧૨૩) હે ઇમાનવાળાઓ ! તે ઇન્કાર કરનારાઓ સાથે યુદ્ધ કરો જે તમારી આજુબાજુ છે અને તેઓ તમને કડક જુએ અને એવું સમજી લો કે અલ્લાહ તઆલા ડરવાવાળાઓની સાથે છે.

૧૨૪) અને જ્યારે કોઈ સૂરહ અવતરિત કરવામાં આવે છે તો કેટલાક ઢોંગીઓ કહે છે કે આ સૂરહએ તમારા માંથી કોનું ઇમાન વધારે કર્યું, તો જે લોકો ઇમાનવાળાઓ છે, આ સૂરહએ તેમના ઇમાનમાં વધારો કર્યો અને તેઓ આનંદ મેળવી રહ્યા છે.

૧૨૫) અને જેમના હૃદયોમાં બિમારી છે, આ સૂરહએ તેમની પોતાની ગંદકીમાં વધારો કરી દીધો, અને તે ઇન્કારની હાલતમાં જ મૃત્યુ પામ્યા.

૧૨૬) અને શું તે લોકો નથી જોઇ રહ્યા કે આ લોકો દર વર્ષે એક વખત અથવા બે વખત કોઈને કોઈ આપત્તિમાં ફસાઇ જાય છે, તો પણ તૌબા નથી કરતા અને ન શિખામણ પ્રાપ્ત કરે છે.

૧૨૭) અને જ્યારે કોઈ સૂરહ અવતરિત કરવામાં આવે છે તો એકબીજાને જોવા લાગે છે, કે તમને કોઈ જોઇ તો નથી રહ્યા, પછી ચાલ્યા જાય છે, અલ્લાહ તઆલાએ તેમના હૃદયોને ફેરવી નાખ્યા છે, એટલા માટે તેઓ અણસમજુ લોકો છે.

૧૨૮) તમારી પાસે એક એવા પયગંબર આવ્યા છે જે તમારા માંથી જ છે, જેમને તમારા નુકસાનની વાત અત્યંત ખરાબ લાગે છે, જે તમારા ફાયદા માટે ઘણા ઇચ્છુક હોય છે, ઇમાનવાળાઓ સાથે ઘણા જ માયાળુ અને દયાળુ છે.

૧૨૯) પછી જો પીઠ ફેરવે તો તમે કહી દો કે મારા માટે અલ્લાહ પૂરતો છે, તેના સિવાય કોઈ પૂજ્ય નથી, હું તેના પર જ ભરોસો કરુ છું અને તે "અર્શ" નો માલિક છે.






અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧) અલિફ્-લામ્-રાઅ- આ હિકમતથી ભરેલી કિતાબની આયતો છે.

૨) શું તે લોકોને એ વાતથી આશ્ચર્ય થયું કે અમે તેમના માંથી એક વ્યક્તિ પાસે વહી ઉતારી કે દરેક લોકોને સચેત કરે અને જે ઇમાન લઇ આવે તેમને આ ખુશખબર સંભળાવી દે કે તેમના પાલનહાર પાસે તેમને સંપૂર્ણ વળતર અને દરજ્જા મળશે. ઇન્કાર કરનારાઓએ કહ્યું કે આ વ્યક્તિ તો ખુલ્લો જાદુગર છે.

3) નિ:શંક તમારો પાલનહાર અલ્લાહ જ છે, જેણે આકાશો અને ધરતીનું સર્જન છ દિવસમાં કર્યું, પછી અર્શ પર બિરાજમાન થયો, તે દરેક કાર્યની વ્યવસ્થા કરે છે, તેની પરવાનગી વગર કોઈ તેની પાસે ભલામણ કરનાર નથી, આવો અલ્લાહ તમારો પાલનહાર છે. તો તમે તેની બંદગી કરો, શું તો પણ તમે શિખામણ પ્રાપ્ત નથી કરતા ?

૪) તમારા સૌને અલ્લાહની તરફ જ પાછા ફરવાનું છે, અલ્લાહએ સાચું વચન આપી રાખ્યું છે, નિ:શંક તે જ પ્રથમ વખત સર્જન કરે છે, પછી તે જ બીજી વખત પણ સર્જન કરશે, જેથી જે લોકો ઇમાન લાવ્યા અને તેઓએ સત્કાર્ય કર્યા, ન્યાયપૂર્વક બદલો આપશે અને જે લોકોએ ઇન્કાર કર્યો તેમને ઉકળતું પાણી પીવા માટે મળશે, અને તેમના ઇન્કારના કારણે દુ:ખદાયી યાતના મળશે.

૫) તે અલ્લાહ તઆલા એવો છે જેણે સૂર્યને ચમકતો બનાવ્યો અને ચંદ્રને પ્રકાશિત બનાવ્યો અને તેના માટે (વધઘટની) મંજિલો નક્કી કરી, જેથી તમે વર્ષોની ગણતરી અને હિસાબ જાણી લો, અલ્લાહ તઆલાએ આ વસ્તુઓનું સર્જન વ્યર્થ નથી કર્યું, તે આ પુરાવા તેમને સ્પષ્ટ રીતે બતાવી રહ્યો છે, જે બુદ્ધિશાળી છે.

૬) નિ:શંક રાત અને દિવસનું એક પછી એક આવવામાં અને અલ્લાહ તઆલાએ જે કંઈ આકાશો અને ધરતીમાં સર્જન કર્યું છે, તે દરેકમાં તે લોકો માટે પુરાવા છે જેઓ અલ્લાહનો ડર રાખે છે.

૭) જે લોકો અમારી તરફ પાછા ફરવામાં નથી માનતા અને તે દુનિયાના જીવન પર રાજી થઇ ગયા અને તેમાં મગ્ન થઇ ગયા છે અને જે લોકો અમારી આયતોથી બેદરકાર છે,

૮) એવા લોકોનું ઠેકાણું તેમના કાર્યોના કારણે જહન્નમ છે.

૯) નિ:શંક જે લોકો ઇમાન લાવ્યા અને તેમણે સત્કાર્યો કર્યા, તેમનો પાલનહાર તેમના ઇમાન લાવવાના કારણે તેમના ધ્યેય સુધી પહોંચાડી દેશે, નેઅમતના બગીચાઓમાં જેની નીચે નહેરો વહી રહી હશે.

૧૦) તેમના મોઢા માંથી આ વાત નીકળશે “ સુબ્હાન અલ્લાહ” અને તેમની વચ્ચે સલામના શબ્દો આ હશે “ અસ્સલામુઅલયકુમ” અને તેમની છેલ્લી વાત એ હશે કે દરેક પ્રકારની પ્રસંશા અલ્લાહ માટે જ છે જે સમગ્ર સૃષ્ટિનો પાલનહાર છે.

૧૧) અને જો અલ્લાહ લોકો પર ઝડપથી નુકસાન ખી દેતો, જે રીતે તેઓ ફાયદા માટે ઉતાવળ કરે છે તો તેમનું વચન ક્યારનું પૂરૂં થઇ ગયું હોત. માટે અમે તે લોકોને, જેઓ અમારી તરફ પાછા ફરવાની શ્રદ્ધા નથી રાખતા, તેમની પોતાની સ્થિતિ પર છોડી દીધા છે કે પોતાના વિદ્રોહમાં ભટકતા રહે.

૧૨) અને જ્યારે મનુષ્ય કોઈ મુશ્કેલીમાં મૂકાય છે તો તે અમને પોકારે છે, સૂતા-સૂતા પણ, બેઠા-બેઠા પણ, ઊભા-ઊભા પણ. પછી જ્યારે અમે તેની મુશ્કેલી તેનાથી દૂર કરીએ છીએ તો તે એવો થઇ જાય છે, જાણે કે તેણે પોતાની મુશ્કેલી વખતે, જે તેને પહોંચી હતી, ક્યારેય અમને પોકાર્યા જ ન હતા, તેવા હદ વટાવી જનારાના કાર્યોને તેમના માટે આવી જ રીતે ઉત્તમ બનાવી દીધા છે.

૧૩) અને અમે તમારા પહેલા ઘણા જૂથોને નષ્ટ કરી દીધા, જ્યારે કે તેઓએ અત્યાચાર કર્યો, જો કે તેમની પાસે તેમના પયગંબર પણ પુરાવા લઇને આવ્યા અને તેઓ એવા કયારે હતા કે ઇમાન લઇ આવતા ? અમે અપરાધીઓને આવી જ રીતે સજા આપીએ છીએ.

૧૪) ત્યાર પછી અમે દુનિયામાં તેમના બદલામાં તમને નાયબ બનાવ્યા, જેથી અમે જોઇ લઇએ કે તમે કેવી રીતે કાર્ય કરો છો.

૧૫) અને જ્યારે તેમની સમક્ષ અમારી આયતો પઢવામાં આવે છે જે તદ્દન સ્પષ્ટ છે, તો આ લોકો, જેમને અમારી પાસે પાછા ફરવાની શ્રદ્ધા નથી, એવું કહે છે કે આના સિવાય બીજું કુરઆન લઇ આવો અથવા આમાં કંઈક સુધારોવધારો કરી દો, તમે એવું કહી દો કે મને આ અધિકાર નથી કે હું મારા તરફથી આ (કુરઆન)માં સુધારોવધારો કરું, બસ ! હું તો તેનું જ અનુસરણ કરીશ, જે મારી પાસે વહી દ્વારા પહોંચ્યું છે, જો હું મારા પાલનહારની અવજ્ઞા કરું, તો હું એક મોટા દિવસની યાતનાનો ડર રાખુ છું.

૧૬) તમે એવું કહી દો કે જો અલ્લાહ ઇચ્છે તો ન તો હું તમારી સમક્ષ તે પઢીને સંભળાવતો અને ન તો અલ્લાહ તઆલા તમને તેની જાણ કરતો, કારણકે હું તમારી સાથે મારા જીવનનો એક લાંબો સમય વિતાવી ચૂક્યો છું, પછી શું તમે સમજતા નથી ?

૧૭) તો તે વ્યક્તિ કરતા વધારે અત્યાચારી કોણ હશે જે અલ્લાહ પર જૂઠાણું બાંધે અથવા તેની આયતોને જૂઠી ઠેરવે, નિ:શંક આવા અપરાધીઓને ક્યારેય સફળતા નહીં મળે.

૧૮) અને આ લોકો અલ્લાહ સિવાય એવી વસ્તુઓની બંદગી કરે છે જે ન તો તેમને નુકસાન પહોંચાડી શકે છે અને ન તો તેમને ફાયદો પહોંચાડી શકે છે અને કહે છે કે આ લોકો અલ્લાહની સમક્ષ અમારા માટે ભલામણ કરશે. તમે કહી દો કે શું તમે અલ્લાહને એવી વસ્તુની

જાણ આપો છો જે અલ્લાહ તઆલાને ખબર નથી, ન આકાશોમાં અને ન ધરતીમાં, તે પવિત્ર અને સર્વગ્રાહી છે તે લોકોના ભાગીદાર ઠેરાવવાથી.

૧૯) અને દરેક લોકો એક જ જૂથના હતા, પછી તેમણે મતભેદ કરી દીધો અને જો એક વાત ન હોત જે તમારા પાલનહાર તરફથી પહેલાથી જ નક્કી થઇ ગઇ છે, તો જે વસ્તુમાં આ લોકો મતભેદ કરી રહ્યા હતા તેમનો ખરેખર નિર્ણય થઇ ચૂક્યો હોત.

૨૦) અને આ લોકો એવું કહે છે કે તેમના પર તેમના પાલનહાર તરફથી કોઈ નિશાની કેમ નથી આવી ? તમે કહી દો કે અદૃશ્યની વાતો ફકત અલ્લાહ જ જાણે છે, તો તમે પણ રાહ જુઓ હું પણ તમારી સાથે રાહ જોઇ રહ્યો છું.

૨૧) અને જ્યારે તેમના પર કોઈ મુસીબત આવ્યા પછી કોઈ નેઅમતનો સ્વાદ ચખાડી દઇએ તો તેઓ તરત જ અમારી આયતો વિશે યુક્તિઓ કરવા લાગે છે, તમે કહી દો કે અલ્લાહ યુક્તિઓ કરવામાં તમારા કરતા વધારે ઝડપી છે, નિ:શંક અમારા ફરિશ્તાઓ તમારી દરેક યુક્તિઓને લખી રહ્યા છે.

૨૨) તે અલ્લાહ એવો છે, જે તમને ભૂમિ પર અને દરિયામાં ચલાવે છે, ત્યાં સુધી કે જ્યારે તમે હોડીમાં હોવ છો અને તે હોડી લોકોને લઇને હવાની અનુકૂળતાના પ્રમાણે ચાલે છે અને તે લોકો તેનાથી આનંદ મેળવે છે, તેમના પર એક સખત વાવાઝોડું આવે છે અને દરેક બાજુથી તેમના પર મોજાઓ ઉઠે છે, અને તે સમજે છે અમે ઘેરાઇ ગયા, (તે સમયે) સૌ નિખાલસતાથી અલ્લાહને જ યાદ કરે છે, કે જો તું અમને આનાથી બચાવી લે તો અમે જરૂર આભાર વ્યક્ત કરનારા બની જઇશું.

૨૩) પછી જ્યારે અલ્લાહ તેમને બચાવી લે છે તો તરત જ તેઓ ધરતી પર અયોગ્ય રીતે વિદ્રોહ કરવા લાગે છે. હે લોકો ! આ તમારો વિદ્રોહ

તમારા માટે આપત્તિનું કારણ બનશે, દુનિયાના જીવનના (થોડાંક) ફાયદાઓ છે, પછી તમારે અમારી તરફ પાછા ફરવાનું છે, પછી અમે તમારા બધા કાર્યો બતાવી દઇશું.

૨૪) બસ ! દુનિયાના જીવનની સ્થિતિ તો એવી છે, જેવી કે અમે આકાશ માંથી પાણી વરસાવ્યું, પછી તેનાથી ધરતીની ઊપજ, જેને મનુષ્ય અને ઢોરો ખાય છે, ખૂબ ગીચ ઊગ્યું, ત્યાં સુધી કે જ્યારે તે ધરતી પોતાની ઊપજો માટેનો પૂરતો ભાગ લઇ ચૂકી અને તેની ઊપજો ખૂબ શોભવા લાગી અને તેના માલિકોએ સમજી લીધું કે હવે અમે આના પર સંપૂર્ણ રીતે સમર્થ છીએ, તો દિવસે અથવા રાત્રે તેની (ઊપજો) પર અમારા તરફથી કોઈ આદેશ (પ્રકોપ) આવી પહોંચ્યો, તો અમે તેને એવી રીતે નષ્ટ કરી દીધી જાણે કે તે ગઇકાલે હતી જ નહીં, અમે આવી જ રીતે આયતોનું સ્પષ્ટ રીતે વર્ણન કરીએ છીએ, એવા લોકો માટે, જે વિચારે છે.

૨૫) અને અલ્લાહ તઆલા શાંતિના ઘર તરફ તમને પોકારે છે અને જેને ઇચ્છે છે સત્ય માર્ગ તરફ માર્ગદર્શન આપે છે.

૨૬) જે લોકોએ સત્કાર્ય કર્યા છે તેમના માટે નેઅમત છે અને વધારે (વળતર) પણ. અને તેમના મોઢાઓ પર ન કાળાશ હશે અને ન તો તેમનું અપમાન કરવામાં આવશે. આ લોકો જન્નતમાં રહેવાવાળા છે, તેઓ તેમાં હંમેશા રહેશે.

૨૭) અને જે લોકોએ દુષ્કર્મ કર્યા, તેમના દુષ્કર્મોની સજા તેના જેવી જ મળશે અને તેમના પર અપમાન છવાઇ જશે, તેમને અલ્લાહ તઆલાથી કોઈ બચાવી નહીં શકે, અને તેમના ચહેરાઓ પર અંધારી રાત્રિનો અંધકાર છવાઇ ગયો હશે, આ લોકો જહન્નમમાં રહેવાવાળા છે, તેઓ તેમાં હંમેશા રહેશે.

૨૮) અને તે દિવસ પણ યાદ કરવા જેવો છે જે દિવસે અમે તે સૌને ભેગા કરીશું, પછી મુશરિકોને કહીશું કે તમે અને તમારા ભાગીદાર પોતાની

જગ્યાએ ઊભા રહો, પછી અમે તેમને અંદરોઅંદર લડાવી દઇશું અને તેમના તે ભાગીદારો કહેશે કે તમે અમારી બંદગી કરતા ન હતા.

૨૯) તો અમારી અને તમારી વચ્ચે સાક્ષી માટે અલ્લાહ પૂરતો છે, કે અમને તમારી બંદગીની જાણ પણ ન હતી.

30) તે સમયે, દરેક વ્યક્તિ પોતાના આગળ મોકલેલા કર્મોને ચકાસી લેશે અને આ લોકો અલ્લાહ તરફ, જે તેમનો સાચો માલિક છે, પાછા ફેરવવામાં આવશે અને જે કંઈ જૂઠ ઘડતા હતા બધું જ તેમનાથી અદૃશ્ય થઇ જશે.

૩૧) તમે કહી દો કે તે કોણ છે જે તમને આકાશ અને ધરતી માંથી રોજી પહોંચાડે છે, અથવા તે કોણ છે જે કાન અને આંખો બન્ને પર સંપૂર્ણ અધિકાર ધરાવે છે અને તે કોણ છે જે નિર્જીવ માંથી સજીવ કાઢે છે અને સજીવ માંથી નિર્જીવ કાઢે છે અને તે કોણ છે જે દરેક કાર્યની વ્યવસ્થા કરે છે, જરૂર તેઓ એ જ કહેશે કે “અલ્લાહ”. તો તેમને કહો કે કેમ નથી ડરતા ?

૩૨) તો આવો છે અલ્લાહ તઆલા, જે તમારો સાચો પાલનહાર છે, સત્ય પછી પથભ્રષ્ટતા સિવાય હવે શું રહી ગયું, પછી ક્યાં ભટકો છે ?

૩૩) આવી જ રીતે તમારા પાલનહારની એ વાત કે, આ લોકો ઇમાન નહીં લાવે, દરેક વિદ્રોહીઓ વિશે સાબિત થઇ ગઇ.

૩૪) તમે એમ કહી દો કે શું તમારા ભાગીદારોમાં કોઈ એવો છે જે પ્રથમ વખત પણ સર્જન કરીને બતાવે અને ફરી બીજી વખત પણ સર્જન કરી બતાવે ? તમે કહી દો કે અલ્લાહ જ પ્રથમ વખત સર્જન કરે છે અને તે જ બીજી વખત પણ સર્જન કરશે, પછી તમે ક્યાં ભટકતા ફરો છો ?

૩૫) તમે કહી દો કે તમારા ભાગીદારોમાં કોઈ એવો છે જે સત્ય માર્ગ તરફ માર્ગદર્શન આપતો હોય ? તમે કહી દો કે અલ્લાહ જ સત્ય તરફ

માર્ગદર્શન આપે છે, તો પછી જે વ્યક્તિ સત્ય તરફ માર્ગદર્શન આપતો હોય તે અનુસરણ કરવા માટે વધું યોગ્ય છે અથવા તે વ્યક્તિ જેને બતાવ્યા વગર પોતે જ માર્ગદર્શન ન મેળવે ? બસ ! તમને શું થઇ ગયું છે તમે કેવા નિર્ણય કરો છો.

૩૬) અને તેમના માંથી વધારે પડતા લોકો ફકત અનુમાનનું અનુસરણ કરે છે, ખરેખર અનુમાન સત્ય (ની ઓળખ)માં કંઈ પણ કામ નથી આવી શકતું. આ લોકો જે કંઈ કરી રહ્યા છે ખરેખર અલ્લાહ તે બધું જ જાણે છે.

૩૭) અને આ કુરઆન એવું નથી કે અલ્લાહ (ની વહી) વગર (પોતે જ) ઘડી કાઢ્યું હોય, પરંતુ આ તો (તે કિતાબોની) પુષ્ટિ કરવાવાળું છે જે આ પહેલા (અવતરિત) થઇ ચૂકી છે અને કિતાબ (જરૂરી આદેશો)નું સ્પષ્ટીકરણ કરે છે, આમાં કોઈ શંકાની વાત નથી કે આ પાલનહાર તરફથી જ છે.

૩૮) શું આ લોકો આવું કહે છે કે તમે તેને ઘડી કાઢ્યું છે ? તમે કહી દો કે તો પછી તમે તેના જેવી એક જ સૂરહ લાવી બતાવો અને અલ્લાહ સિવાય જે-જે પૂજ્યોને બોલાવી શકતા હોય, બોલાવી લો, જો તમે સાચા હોવ.

૩૯) પરંતુ એવી વસ્તુને જુઠી ઠેરવવા લાગ્યા જે પોતાના જ્ઞાનમાં નથી અને હજુ સુધી પરિણામ પણ નથી આવ્યું, જે લોકો આ લોકોથી પહેલા થઇ ગયા, આવી જ રીતે તેમણે પણ જુઠલાવ્યું, તો જોઇ લો કે તે અત્યાચારીઓનું પરિણામ કેવું આવ્યું?

૪૦) અને તેમના માંથી કેટલાક એવા છે જે આના પર ઇમાન લઇ આવશે અને કેટલાક એવા છે કે આના પર ઇમાન નહીં લાવે અને તમારો પાલનહાર વિદ્રોહીઓને ખૂબ સારી રીતે જાણે છે.

૪૧) અને જો તમને જુઠલાવતા રહ્યા તો એવું કહી દો કે મારા માટે મારું કર્મ અને તમારા માટે તમારું કર્મ, તમે મારા કર્મથી મુક્ત છો અને હું તમારા કર્મની જવાબદારીથી મુક્ત છું.

૪૨) અને તે લોકોમાં થોડાંક લોકો એવા છે જે તમારી તરફ કાન ધરીને બેઠા છે, શું તમે બહેરાને સંભળાવો છો, જેમને બુદ્ધિ નથી ?

૪૩) અને તે લોકોમાં થોડાંક એવા છે કે તમને તાકીને બેઠા છે, પછી શું તમે આંધળાઓને માર્ગદર્શન આપવા ઇચ્છો છો જેમને દૃષ્ટિ જ નથી ?

૪૪) આ ખરેખર સાચી વાત છે કે અલ્લાહ લોકો પર જરા પણ અત્યાચાર નથી કરતો, પરંતુ લોકો પોતે જ પોતાના પર અત્યાચાર કરે છે.

૪૫) અને તેમને તે દિવસ યાદ કરાવો, જેમાં અલ્લાહ તેમને એકઠાં કરશે (તો તે લોકોને એવું લાગશે) કે તે લોકો (દુનિયામાં) આખા દિવસની એક પળ રહ્યા હોય, અને એકબીજાની ઓળખ માટે રોકાયા હોય, નિ:શંક નુકસાનમાં રહ્યા તે લોકો જેમણે અલ્લાહની પાસે પાછા ફરવાને જુઠલાવ્યું અને તે લોકો સત્ય માર્ગદર્શનને અપનાવનારા ન હતા.

૪૬) અને જેનું વચન અમે કરી રહ્યા છે તેમાંથી કંઈક અમે તમને બતાવી દઇએ, અથવા (તે થયા પહેલા) અમે તમને મૃત્યુ આપી દઇએ છેવટે અમારી પાસે તેમને આવવાનું જ છે. પછી અલ્લાહ તેમના દરેક કાર્યો પર સાક્ષી છે.

૪૭) અને દરેક જૂથ માટે એક પયગંબર છે, તો જ્યારે તેમનો પયગંબર આવી જાય છે, તેમનો નિર્ણય ન્યાયથી કરવામાં આવે છે અને તેમના પર અત્યાચાર કરવામાં નથી આવતો.

૪૮) અને આ લોકો કહે છે કે આ વચન કયારે પૂરું થશે, જો તમે સાચા છો ?

૪૯) તમે કહી દો કે હું મારા માટે તો કોઈ ફાયદા અને નુકસાનનો અધિકાર નથી ધરાવતો, સિવાય એટલું કે જે અલ્લાહ ઇચ્છતો હોય, દરેક જૂથ માટે એક નક્કી કરેલ સમય છે જ્યારે તે લોકોનો નક્કી કરેલ સમય આવી પહોંચે છે તો એક ક્ષણ ન પાછળ જઇ શકે છે અને ન આગળ વધી શકે છે.

૫૦) તમે કહી દો કે એ તો જણાવો કે જો તમારા પર અલ્લાહનો પ્રકોપ રાત્રે આવી પહોંચે અથવા દિવસે, તો પ્રકોપ માં કેવી વસ્તુ એવી છે જેને અપરાધીઓ માંગવામાં ઉતાવળ કરે છે ?

૫૧) શું પછી જ્યારે (પ્રકોપ) આવી જશે, પછી ઇમાન લાવશો, હાં, હવે માન્યા, જો કે તમે તેના માટે ઉતાવળ કરતા હતા.

૫૨) પછી અત્યાચારીઓને કહેવામાં આવશે કે હંમેશાની યાતના ચાખો, તમને તમારા કાર્યોનો જ બદલો મળ્યો છે.

૫૩) અને તે લોકો તમને પૂછે છે કે શું યાતના ખરેખર સાચી છે ? તમે કહી દો કે હાં, સોગંદ છે મારા પાલનહારના, તે ખરેખર સાચી છે અને તમે કોઈ પણ રીતે અલ્લાહને અસમર્થ નથી કરી શકતા.

૫૪) અને જો પ્રત્યેક જીવ, જેણે અત્યાચાર (શિર્ક) કર્યો, તે લોકો (યાતના જોઇ લીધા પછી) આખી ધરતી ભરીને મુક્તિદંડ રૂપે ધન આપવા ઇચ્છશે, અને નિરાશાને છૂપાવી રાખશે જ્યારે યાતનાને જોઇ લેશે અને તેમનો નિર્ણય ન્યાયથી કરવામાં આવશે અને તેમના પર અત્યાચાર નહીં થાય.

૫૫) યાદ રાખી લો કે જેટલી વસ્તુ આકાશો અને ધરતીમાં છે બધાનો માલિક અલ્લાહ જ છે, યાદ રાખો કે અલ્લાહ તઆલાનું વચન સાચું છે, પરંતુ ઘણા લોકો અજ્ઞાન છે.

૫૬) તે જ પ્રાણ નાખે છે તે જ પ્રાણ કાઢે છે અને તમે સૌ તેની જ તરફ પાછા ફેરવવામાં આવશો.

૫૭) હે લોકો ! તમારી પાસે તમારા પાલનહાર તરફથી એક એવી વસ્તુ આવી ગઇ છે, જે શિખામણ છે અને જે લોકોના હૃદયોમાં રોગ છે તેના માટે દવા છે અને માર્ગદર્શન આપનારી છે અને ઇમાનવાળાઓ માટે કૃપા છે.

૫૮) તમે કહી દો કે લોકોએ અલ્લાહના આ ઇનામ અને કૃપા પર રાજી થવું જોઇએ અને જે કંઈ તેઓ ભેગું કરી રહ્યા છે, તે તેના કરતા ઉત્તમ છે.

૫૯) તમે કહી દો કે એવું તો જણાવો કે અલ્લાહએ તમારા માટે જે કંઈ પણ રોજી મોકલી હતી, પછી તેના થોડાંક ભાગને હલાલ અને થોડાંક ભાગને હરામ ઠેરવી દીધું, તમે પૂછો કે શું તમને અલ્લાહએ આદેશ આપ્યો હતો અથવા અલ્લાહ પર જૂઠાણું બાંધો છો ?

૬૦) અને જે લોકો અલ્લાહ પર જૂઠાણું બાંધે છે તે લોકો કયામત વિશે શું અનુમાન કરે છે ? ખરેખર લોકો પર અલ્લાહ તઆલાની ઘણી જ કૃપા છે પરંતુ ઘણા લોકો આભાર નથી માનતા.

૬૧) અને તમે કોઈ પણ સ્થિતિમાં હોવ અને જે કંઈ પણ કુરઆન માંથી પઢી રહ્યા છો (કયામત તથા યાતના વિશેની આયતો) અને જે કંઈ પણ કાર્ય કરો છો અમે બધું જ જાણીએ છીએ જ્યારે તમે તે કાર્યમાં વ્યસ્ત હોવ છો અને તમારા પાલનહારથી કોઈ પણ વસ્તુ કણ બરાબર પણ છૂપી નથી. ન ધરતીમાં ન આકાશમાં અને તેનાથી ન કોઈ વસ્તુ નાની અને ન કોઈ મોટી વસ્તુ (છૂપી છે). પરતું આ બધું જ “કિતાબે મુબીન” (ખુલ્લી કિતાબ) માં છે.

૬૨) યાદ રાખો ! અલ્લાહના મિત્રો માટે ન કોઈ આપત્તિ છે અને ન તો તેઓ નિરાશ થશે.

૬૩) આ તે લોકો છે જેઓ ઇમાન લાવ્યા અને બચીને રહે છે (ખરાબ કૃત્યોથી).

૬૪) તેમના માટે દુનિયાના જીવનમાં પણ અને આખેરત (પરલોક)માં પણ ખુશખબર છે, અલ્લાહ તઆલાની વાતોમાં કંઈ તફાવત હોતો નથી, આ ભવ્ય સફળતા છે.

૬૫) અને તમને તેઓની વાતો નિરાશ ન કરે, દરેક પ્રકારનું પ્રભુત્વ અલ્લાહનું જ છે, તે સાંભળે છે, જાણે છે.

૬૬) યાદ રાખો ! જે કંઈ પણ આકાશો અને ધરતીમાં છે આ બધું અલ્લાહનું જ છે અને જે લોકો અલ્લાહને છોડીને બીજા ભાગીદારોની બંદગી કરી રહ્યા છે, કેવી વસ્તુનું અનુસરણ કરી રહ્યા છે, ફકત કલ્પનાનું અનુસરણ કરી રહ્યા છે અને ફકત નકામી વાતો કરી રહ્યા છે.

૬૭) તે એવો છે જેણે તમારા માટે રાત બનાવી જેથી તમે તેમાં આરામ કરો અને દિવસ પણ બનાવ્યો જેથી તમે જુઓ, ખરેખર આમાં પણ પુરાવા છે તે લોકો માટે જેઓ સાંભળે છે.

૬૮) તે કહે છે કે અલ્લાહને સંતાન છે, સુબ્હાન અલ્લાહ (અલ્લાહ પવિત્ર છે), તે તો કોઇનો મોહતાજ નથી તેની જ માલિકીનું છે, જે કંઈ આકાશોમાં અને જે કંઈ ધરતીમાં છે. તમારી પાસે તેના પર કોઈ દલીલ નથી, શું અલ્લાહ વિશે એવી વાત કહો છો જેનું તમને જ્ઞાન નથી ?

૬૯) તમે કહી દો કે જે લોકો અલ્લાહ પર જૂઠાણું બાંધે છે તે સફળ નહીં થાય.

૭૦) આ દુનિયામાં થોડીક મોજમજા છે, પછી અમારી તરફ તેમને આવવાનું છે, પછી અમે તેમને તેમના ઇન્કારના બદલામાં સખત યાતના આપીશું.

૭૧) અને તમે તેમને નૂહ (અ.સ.)નો કિસ્સો વાંચી સંભળાવો, જ્યારે તેમણે પોતાની કોમને કહ્યું, કે હે મારી કોમના લોકો ! જો તમને મારું અહીંયા રહેવું અને અલ્લાહના આદેશોની શિખામણ આપવી કઠીન લાગતું હોય, તો મારો ભરોસો અલ્લાહ પર જ છે, તમે પોતાની યુક્તિ પોતાના ભાગીદારો સાથે મજબૂત કરી લો, પછી તમારી ચાલ તમારા ખંડનનું કારણ ન બનવી જોઇએ, પછી મારી સાથે જે કરવું હોય કરી લો મને મહેતલ ન આપો.

૭૨) તો પણ જો તમે અળગા રહો તો મેં તમારી પાસે કોઈ વળતર તો નથી માંગ્યું, મારું વળતર તો ફકત અલ્લાહ પાસે છે અને મને આદેશ આપવામાં આવ્યો છે કે હું મુસલમાન બનીને રહું.

૭૩) તો તે લોકો તેમને જુઠલાવતા રહ્યા, બસ! અમે તેમને અને જે લોકો તેમની સાથે જહાજમાં સવાર હતા, (પ્રકોપથી) બચાવી લીધા અને તે લોકોને નાયબ બનાવી દીધા અને જે લોકોએ અમારી આયતોને જુઠલાવી હતી તે લોકોને ડુબાડી દીધા. તો તમે જુઓ તે લોકોની દશા કેવી થઇ ? જે લોકોને સચેત કરવામાં આવ્યા હતા.

૭૪) પછી નૂહ અ.સ. પછી અમે બીજા પયગંબરોને તેમની કોમ તરફ મોકલ્યા તો, તે લોકો તેમની પાસે સ્પષ્ટ પુરાવા લઇને આવ્યા, બસ ! જે વસ્તુને તે લોકોએ પ્રથમ વખતે જુઠલાવી દીધી, પછી તેઓ માનવાવાળા ન થયા, અલ્લાહ તઆલા આવી જ રીતે હદ વટાવી દેનારાઓના હૃદયો પર મહોર લગાવી દે છે.

૭૫) પછી તે પયગંબરો પછી અમે મૂસા (અ.સ.) અને હારૂન (અ.સ.) ને ફિરઔન અને તેના સરદારો પાસે પોતાની નિશાનીઓ આપીને મોકલ્યા, તો તે લોકોએ ઘમંડ કર્યું અને તે લોકો અપરાધીઓ હતા.

૭૬) પછી જ્યારે તેમની પાસે અમારા સાચા પુરાવા પહોંચ્યા તો તે લોકો કહેવા લાગ્યા કે ખરેખર આ ખુલ્લું જાદુ છે.

૭૭) મૂસા (અ.સ.)એ કહ્યું કે શું તમે આ સાચા પુરાવા વિશે, જ્યારે કે તે તમારી પાસે આવી ગયા, એવી વાત કહો છો કે આ જાદુ છે ? જો કે જાદુગર સફળ નથી થતા.

૭૮) તે લોકો કહેવા લાગ્યા શું તમે અમારી પાસે એટલા માટે આવ્યા છો કે અમને અમારા માર્ગથી હટાવી દો, જેના પર અમે અમારા પૂર્વજોને જોયા છે અને તમને બન્નેને દુનિયામાં હોદ્દો મળી જાય અને અમે તમને બન્નેને ક્યારેય નહીં માનીએ.

૭૯) અને ફિરઔને કહ્યું કે મારી પાસે દરેક નિષ્ણાંત જાદુગરોને ભેગા કરી દો.

૮૦) પછી જ્યારે જાદુગરો ભેગા થયા તો મૂસા (અ.સ.)એ તેમને કહ્યું કે નાંખો, જે કંઈ પણ તમે નાંખવાના છો.

૮૧) તો જ્યારે તે લોકોએ નાંખ્યું તો મૂસા (અ.સ.)એ કહ્યું કે આ જે કંઈ પણ તમે લાવ્યા છો, જાદુ છે, નિ:શંક અલ્લાહ આને હમણાં જ અસ્તવ્યસ્ત કરી દેશે, અલ્લાહ આવા વિદ્રોહીઓનું કામ સફળ નથી થવા દેતો.

૮૨) અને અલ્લાહ તઆલા સત્યને પોતાના આદેશો દ્વારા સાબિત કરી દે છે, ભલેને અપરાધી પસંદ ન કરે.

૮૩) બસ ! મૂસા (અ.સ.) પર તેમની કોમ માંથી ફકત થોડાંક લોકો જ ઇમાન લાવ્યા, તે પણ ફિરઔન અને પોતાના સરદારોથી ડરતા-ડરતા કે ક્યાંક તેઓને તકલીફ ન પહોંચાડે અને ખરેખર ફિરઔન તે શહેરમાં બળવાન હતો અને આ વાત પણ હતી કે તે હદ વટાવી દેતો.

૮૪) અને મૂસા(અ.સ.)એ કહ્યું કે હે મારી કોમના લોકો ! જો તમે અલ્લાહ પર ઇમાન રાખતા હોવ તો તેના પર જ ભરોસો કરો, જો તમે મુસલમાન હોય.

૮૫) તેમણે કહ્યું કે અમે અલ્લાહ પર જ ભરોસો કર્યો, હે અમારા પાલનહાર ! અમને તે અત્યાચારીઓ માટે ઉપદ્રવનું કારણ ન બનાવ.

૮૬) અને અમને પોતાની કૃપાથી તે ઇન્કાર કરનારાઓથી બચાવી લે.

૮૭) અને અમે મૂસા (અ.સ.) અને તેમના ભાઇની પાસે વહી મોકલી કે તમે બન્ને પોતાના તે લોકો માટે મિસ્રમાં ઘર નક્કી કરી લો અને તમે સૌ તે જ ઘરોમાં નમાઝ પઢવાનું નક્કી કરી લો અને નમાઝ કાયમ કરો અને તમે મુસલમાનોને ખુશખબર આપી દો.

૮૮) અને મૂસા (અ.સ.)એ કહ્યું કે હે અમારા પાલનહાર ! તેં ફિરઔન અને તેના સરદારોને શણગારનો સામાન અને અલગ-અલગ પ્રકારનું ધન દુનિયાના જીવનમાં આપ્યું. હે અમારા પાલનહાર ! (આ કારણે આપ્યું

છે કે) તે લોકો તારા માર્ગથી લોકોને પથભ્રષ્ટ કરે, હે અમારા પાલનહાર ! તેમના ધનને નષ્ટ કરી દે અને તેમના હૃદયોને સખત કરી દે, જેથી આ લોકો ઇમાન ન લાવી શકે, ત્યાં સુધી કે દુ:ખદાયી યાતનાને જોઇ લે.

૮૯) અલ્લાહ તઆલાએ કહ્યું કે, તમારા બન્નેની દુઆ કબૂલ કરવામાં આવી, તો તમે અડગ રહો અને તે લોકોના માર્ગે ન ચાલશો, જેઓ અજ્ઞાની છે.

૯૦) અને અમે ઇસ્રાઇલના સંતાનને દરિયો પાર કરાવી દીધો, પછી તેમની પાછળ-પાછળ ફિરઔન પોતાના લશ્કર સાથે અત્યાચાર કરવાના હેતુથી આવ્યો, ત્યાં સુધી કે જ્યારે તે ડુબવા લાગ્યો તો કહેવા લાગ્યો કે હું ઇમાન લાવું છું કે જેના પર ઇસ્રાઇલના સંતાનો ઇમાન લાવ્યા, તેના સિવાય કોઈ પૂજ્ય નથી અને હું મુસલમાનો માંથી છું.

૯૧) (જવાબ આપવામાં આવ્યો કે) હવે ઇમાન લાવે છે ? અને પહેલા વિદ્રોહ કરતો રહ્યો અને અત્યાચારી બનીને રહ્યો.

૯૨) હવે આજે અમે ફકત તારી લાશને છોડી દઇશું, જેથી તું બધા માટે શિખામણ પ્રાપ્ત કરવાની નિશાની બને, જે તારા પછી આવનારા છે. અને ખરેખર ઘણા લોકો અમારી નિશાનીઓથી બેદરકાર છે.

૯૩) અને અમે ઇસ્રાઇલના સંતાનને રહેવા માટે ઉત્તમ ઠેકાણું આપ્યું અને અમે તેમને ખાવા માટે પવિત્ર વસ્તુઓ આપી, તેમણે વિરોધ ન કર્યો ત્યાં સુધી કે તેમની પાસે જ્ઞાન પહોંચી ગયું, ખરેખર તમારો પાલનહાર તેઓની વચ્ચે કયામતના દિવસે તે બાબતો વિશે નિર્ણય કરશે, જેના વિશે તેઓ વિરોધ કરતા હતા.

૯૪) પછી જો તમે તેના વિશે શંકામાં પડ્યા હોય જેને અમે તમારી પાસે અવતરિત કર્યું છે, તો તમે તેમને પૂછો જેઓ તમારાથી પહેલાના ગ્રંથોને પઢે છે, નિ:શંક તમારી પાસે તમારા પાલનહાર તરફથી સાચી કિતાબ આવી છે. તમે ક્યારેય શંકા કરનારાઓ માંથી ન થઇ જશો.

૯૫) અને ન તે લોકો માંથી થશો જેમણે અલ્લાહ તઆલાની આયતોને જુઠલાવી, (જેના કારણે તમે) કયાંક તમે નુકસાન ઉઠાવનારાઓ માંથી ન થઇ જાવ.

૯૬) નિ:શંક જે લોકો વિશે તમારા પાલનહારની વાત સાબિત થઇ ચૂકી છે તેઓ ઇમાન નહીં લાવે.

૯૭) ભલેને તેઓની પાસે દરેક નિશાનીઓ પહોંચી જાય, જ્યાં સુધી કે તેઓ દુ:ખદાયી યાતનાને ન જોઇ લે.

૯૮) ઇમાન લાવવું લાભદાયી હતું પરંતુ કોઈ વસ્તી ઇમાન ન લાવી સિવાય યૂનુસ અ.સ.ની કોમના લોકો (માટે લાભદાયી હતું) જ્યારે તે લોકો ઇમાન લઇ આવ્યા તો અમે અપમાનિત કરી દેનારી યાતના દુનિયાના જીવનમાં તે લોકો પરથી ટાળી દીધી અને તેમને એક સમય સુધી દુનિયાના જીવનથી લાભ ઉઠાવવા દીધો.

૯૯) અને જો તમારો પાલનહાર ઇચ્છતો તો સૃષ્ટિના દરેક લોકો ઇમાન લઇ આવતા, તો શું તમે લોકો પર બળજબરી કરી શકો છો, ત્યાં સુધી કે તેઓ ઈમાનવાળા થઇ જાય.

૧૦૦) જો કે કોઈ વ્યક્તિનું ઇમાન લાવવું અલ્લાહના આદેશ વગર શક્ય નથી અને અલ્લાહ તઆલા અણસમજુ લોકો પર ગંદકી નાંખી દે છે.

૧૦૧) તમે કહી દો કે તમે ચિંતન કરો કે કેવી કેવી વસ્તુઓ આકાશ અને ધરતીમાં છે અને જે લોકો ઇમાન નથી લાવતા તે લોકોને નિશાનીઓ અને ધમકીઓ કંઈ લાભ નહીં પહોંચાડે.

૧૦૨) તો તે લોકો ફકત એવા કિસ્સાઓની રાહ જોઇ રહ્યા છે, જે તેમના પહેલા થઇ ગયા છે, તમે કહી દો કે "સારું" તમે પણ રાહ જુઓ, હું પણ તમારી સાથે રાહ જોનારાઓ માંથી છું.

૧૦૩) પછી અમે અમારા પયગંબરો અને ઇમાનવાળાઓને બચાવી લેતા હતા, આવી જ રીતે અમારી જવાબદારી છે કે અમે ઇમાનવાળાઓને છુટકારો આપી દઇએ.

૧૦૪) તમે કહી દો કે હે લોકો ! જો તમે મારા દીન વિશે શંકા કરતા હોવ, તો હું તે પૂજ્યોની બંદગી નથી કરતો જેમની તમે અલ્લાહને છોડીને બંદગી કરો છો, પરંતુ હાં તે અલ્લાહની બંદગી કરું છું, જે તમારા પ્રાણ કાઢે છે અને મને આ આદેશ આપવામાં આવ્યો છે કે હું ઇમાન લાવનારા લોકો માંથી છું.

૧૦૫) અને એ કે પોતાની દિશા ધ્યાનપૂર્વક (આ) દીન તરફ કરી લો અને ક્યારેય મુશરિકો માંથી ન થતા.

૧૦૬) અને અલ્લાહને છોડીને એવી વસ્તુની બંદગી ન કરશો જે તમને ન કોઈ લાભ પહોંચાડી શકે અને ન કોઈ નુકસાન, ફરી જો આવું કર્યું તો તમે તે સ્થિતિમાં અત્યાચારી લોકોમાં થઇ જશો.

૧૦૭) અને જો તમને અલ્લાહ કોઈ તકલીફ પહોંચાડે તો તેના સિવાય કોઈ તેને દૂર કરી શકતું નથી અને જો તે તમને કોઈ ભલાઇ પહોંચાડવા ઇચ્છે તો તેની ભલાઇને કોઈ દૂર કરી શકતું નથી, તે પોતાની કૃપા પોતાના બંદાઓ માંથી જેના માટે ઇચ્છે, કરી દે અને તે ઘણો જ માફ કરનાર, ઘણો જ દયાળુ છે.

૧૦૮) તમે કહી દો કે હે લોકો ! તમારી પાસે સત્ય તમારા પાલનહાર તરફથી પહોંચી ગયું છે એટલા માટે જે વ્યક્તિ સત્ય માર્ગ પર આવી જાય તો તે પોતાના માટે સત્ય માર્ગે આવશે અને જે વ્યક્તિ ગેરમાર્ગે રહેશે તો તેનું ગેરમાર્ગે રહેવું તેના પર જ પડશે અને મને તમારા પર વાલી બનાવવામાં નથી આવ્યો.

૧૦૯) અને તમે તેનું અનુસરણ કરતા રહો જે કંઈ તમારી પાસે વહી મોકલવામાં આવે છે અને ધીરજ રાખો અહીં સુધી કે અલ્લાહ નિર્ણય કરી દે અને તે દરેક નિર્ણય કરનારાઓમાં સૌથી શ્રેષ્ઠ છે.






અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧) અલીફ-લામ્-રાઅ, આ એક એવી કિતાબ છે કે જેની આયતો મુહકમ (મજબૂત) છે, પછી સ્પષ્ટ રીતે વર્ણન કરવામાં આવી છે, એક હકીમ-માહિતગાર તરફથી.

૨) એ કે અલ્લાહ સિવાય કોઈની બંદગી ન કરો, હું તમને અલ્લાહ તરફથી સચેત કરનાર અને ખુશખબર આપનાર છું.

૩) અને એ કે તમે પોતાના પાપોને પોતાના પાલનહાર પાસે ક્ષમા કરાવો, પછી તેની જ તરફ ધ્યાન ધરો, તે તમને નક્કી કરેલ સમય સુધી ઉત્તમ જીવવા માટેનો સામાન આપશે, અને દરેક વધુ કર્મો કરનારને વધુ સવાબ આપશે અને જો તમે જુઠલાવતા રહ્યા તો મને તમારા માટે એક મોટા દિવસની યાતનાનો ભય છે.

૪) તમારે અલ્લાહ તરફ જ પાછા ફરવાનું છે અને તે દરેક વસ્તુ પર સંપૂર્ણ શક્તિ ધરાવે છે.

૫) યાદ રાખો કે તે લોકો પોતાના હૃદયોને બમણા કરી દે છે, જેથી પોતાની વાતોને (અલ્લાહ) થી છુપાવી શકે, યાદ રાખો કે તે લોકો જે સમયે પોતાના વસ્ત્રો લપેટે છે તે (અલ્લાહ), તે સમયને પણ ખૂબ સારી રીતે જાણે છે જે કંઈ છુપાવે છે, અને જે કંઈ તેઓ જાહેર કરે છે, નિ:શંક તે હૃદયોના ભેદોને જાણે છે.

પારા ૧૨

૬) ધરતી પર હરતા-ફરતા જેટલા સજીવો છે દરેકની રોજી અલ્લાહના શિરે છે, તે જ તેમના રહેઠાણોને જાણે છે અને તેમની કબરોની જગ્યાને પણ જાણે છે, બધું જ સ્પષ્ટ કિતાબમાં લખેલ છે.

૭) અલ્લાહ તે જ છે જેણે આકાશ અને ધરતીનું સર્જન છ દિવસમાં કર્યું અને તેનું અર્શ પાણી પર હતું, જેથી તે તમારી કસોટી કરે કે તમારા માંથી સત્કાર્ય કરનાર કોણ છે, જો તમે તેમને કહો કે તમે લોકો મૃત્યુ પામ્યા પછી પાછા જીવિત કરવામાં આવશો તો ઇન્કાર કરનારા જવાબ આપશે કે આ તો સ્પષ્ટ જાદુ છે.

૮) અને જો અમે તેમની યાતનાને થોડાંક સમય સુધી ટાળી દઇએ, તો આ લોકો જરૂર પોકારશે કે યાતનાને કેવી વસ્તુએ રોકી છે, સાંભળો જે દિવસે તે તેમના પર આવી જશે પછી તેમના પરથી હટશે નહીં, પછી તો જે વસ્તુની ઠઠ્ઠામશ્કરી કરતા હતા તે તેમને ઘેરાવમાં લઇ લેશે.

૯) જો અમે માનવીને પોતાની કોઈ નેઅમતનો સ્વાદ ચખાડ્યા પછી તેને લઇ લઇએ તો તે ઘણો જ નિરાશ અને કૃતઘ્ની બની જાય છે.

૧૦) અને જો અમે તેને કોઈ નેઅમતનો સ્વાદ ચખાડીએ તે તકલીફ પછી, જે તેને પહોંચી હતી, તો તે કહેવા લાગે છે કે બસ ! ખરાબીઓ મારાથી છેટી થવા લાગી, નિ:શંક તે ઘણો જ ઇતરાનારો, અહંકારી છે.

૧૧) સિવાય તે લોકો, જેઓ ધીરજ રાખે છે અને સત્કાર્ય કરતા રહે છે, તેમના માટે જ માફી પણ છે અને ઘણો જ સારો બદલો પણ.

૧૨) બસ ! કદાચ તમે આ વહીના કોઈ ભાગને છોડી દેવાના છો, જે તમારી તરફ અવતરિત કરવામાં આવે છે અને આનાથી તમારું હૃદય તંગ છે, ફકત તેમની એ વાતો પર કે તેના પર કોઈ ખજાનો કેમ ન આવ્યો, અથવા તેની સાથે કોઈ ફરિશ્તો આવતો, સાંભળી લો ! તમે તો ફકત સચેત કરનારા છો અને દરેક વસ્તુનો જવાબદાર અલ્લાહ તઆલા જ છે.

૧૩) શું આ લોકો એમ કહે છે કે આ કુરઆનને તેણે જ ઘડી કાઢ્યું છે, જવાબ આપી દો કે તો તમે પણ આના જેવી જ દસ સૂરતો ઘડેલી લઇને આવો અને અલ્લાહના સિવાય જેને ઇચ્છો પોતાની સાથે બોલાવી લો જો તમે સાચા હોવ.

૧૪) પછી જો તેઓ આ વાતને ન માને, તો તમે જાણી લો કે આ કુરઆન અલ્લાહના જ્ઞાન સાથે અવતરિત કરવામાં આવ્યું છે અને એ કે અલ્લાહ સિવાય કોઈ પૂજ્ય નથી, બસ ! શું તમે મુસલમાન બનો છો ?

૧૫) જે વ્યક્તિ દુનિયાના જીવન અને તેના શણગાર પર રાજી થવા ઇચ્છતા હોય, અમે આવા લોકોના દરેક કાર્યો (નો બદલો) અહીંયા જ સંપૂર્ણ આપી દઇએ છીએ, અને અહીંયા તેમના બદલામાં કંઈ પણ ઓછું કરવામાં નથી આવતું.

૧૬) હાં, આ જ તે લોકો છે જેમના માટે આખેરતમાં આગ સિવાય કંઈ નથી અને જે કંઈ તેઓએ અહીંયા કર્યું હશે, ત્યાં બધું જ વ્યર્થ છે અને જે કંઈ તેમના કાર્યો હતા બધા જ નષ્ટ થઇ જશે.

૧૭) શું તે વ્યક્તિ, જે પોતાના પાલનહારની દલીલ પર હોય અને તેની સાથે અલ્લાહનો સાક્ષી હોય અને તેના પહેલા મૂસા (અ.સ.)ની કિતાબ (ની સાક્ષી આપે) જે કૃપા અને માર્ગદર્શન આપનારી છે, (બીજા જેવા હોઇ શકે છે ?) આ જ લોકો છે જેઓ આના પર ઇમાન રાખે છે અને દરેક સમૂદાયો માંથી જે કોઈ આનો ઇન્કાર કરે તેનું છેલ્લું ઠેકાણું જહન્નમ છે, બસ ! તમે તે (કિતાબ વિશે) કોઈ શંકામાં ન રહો, નિ:શંક આ તમારા પાલનહાર તરફથી સત્ય છે, પરંતુ વધારે પડતા લોકો ઇમાન નથી લાવતા.

૧૮) તેના કરતા વધારે અત્યાચારી કોણ હોઇ શકે છે જે અલ્લાહ પર જૂઠાણું બાંધે ? આ લોકો પોતાના પાલનહારની સમક્ષ રજૂ કરવામાં આવશે અને દરેક સાક્ષીઓ કહેશે કે આ તે લોકો છે જેમણે પોતાના પાલનહાર પર જુઠ ઘડયું, ખબરદાર ! અલ્લાહની લઅનત (ફિટકાર) છે અત્યાચારીઓ માટે.

૧૯) જે અલ્લાહના માર્ગથી રોકે છે અને તેમાં ખામી શોધે છે આ જ લોકો આખેરતનો ઇન્કાર કરનારા છે.

૨૦) ન આ લોકો દુનિયામાં અલ્લાહને હરાવી શક્યા અને અલ્લાહ સિવાય તેમની મદદ કરનાર કોઈ નથી. તેમના માટે સજા બમણી કરવામાં આવશે, ન આ લોકો સાંભળવાની શક્તિ ધરાવતા હતા અને ન જોતા હતા.

૨૧) આ જ તે લોકો છે જેમણે પોતે જ પોતાનું નુકસાન કરી લીધું અને તે બધું જ તેમનાથી ખોવાઇ ગયું જે તેમણે ઘડી કાઢ્યું હતું.

૨૨) નિ:શંક આ લોકો જ આખેરતમાં નુકસાન ઉઠાવનારા હશે.

૨૩) નિ:શંક જે લોકો ઇમાન લાવ્યા અને તેમણે સત્કાર્યો કર્યા અને પોતાના પાલનહાર તરફ ઝૂકેલા રહ્યા, તે લોકો જ જન્નતમાં જનારા હશે, જ્યાં તેઓ હંમેશા રહેશે.

૨૪) તે બન્ને જૂથનું ઉદાહરણ આંધળા-બહેરા અને જોનાર-સાંભળનાર જેવું છે, શું આ લોકો ઉદાહરણમાં સરખા છે ? શું તો પણ તમે શિખામણ પ્રાપ્ત નથી કરતા ?

૨૫) નિ:શંક અમે નૂહ (અ.સ.)ને તેમની કોમ તરફ પયગંબર બનાવીને મોક્લ્યા, કે હું તમને સ્પષ્ટ રીતે સચેત કરી દેનારો છું.

૨૬) કે તમે ફકત અલ્લાહની જ બંદગી કરો, મને તો તમારા માટે દુ:ખદાયી યાતનાના દિવસનો ભય છે.

૨૭) તેમની કોમના ઇન્કાર કરનાર સરદારોએ જવાબ આપ્યો કે અમે તો તને અમારા જેવો એક મનુષ્ય જ જોઇ રહ્યા છે અને તારું અનુસરણ કરનારાઓને પણ અમે જોઇ રહ્યા છે કે તે લોકો સ્પષ્ટ રીતે નીચલા (હીન) લોકો સિવાય બીજા કોઈ નથી, જે સમજ્યા વગર (તમારું અનુસરણ કરી રહ્યા છે) અમે તો તમારું કોઈ પણ પ્રકારનું પ્રભુત્વ અમારા ઉપર નથી જોઇ રહ્યા, પરંતુ અમે તો તમને જુઠા સમજી રહ્યા છીએ.

૨૮) નૂહ (અ.સ.)એ કહ્યું મારી કોમના લોકો ! મને જણાવો કે જો હું મારા પાલનહાર તરફથી કોઈ દલીલ પર છું અને મને તેણે પોતાની પાસેથી કોઈ કૃપા અર્પણ કરી હોય, પછી તેને તમે ન જોઇ, તો શું જબરદસ્તી હું તમારા ગળે નાંખી દઉં, જો કે તમે તેનાથી અળગા છો.

૨૯) મારી કોમના લોકો ! હું તમારી પાસે તેના પર કંઈ વળતર નથી ઇચ્છતો, મારું વળતર તો ફકત અલ્લાહ પાસે જ છે. ન હું ઇમાનવાળાઓને મારી પાસેથી દૂર કરી શકું છું, તેમને પોતાના પાલનહારને મળવું છે, પરંતુ હું જોઇ રહ્યો છું કે તમે બધા અજ્ઞાનતામાં પડ્યા છો.

30) મારી કોમના લોકો ! જો હું તે ઇમાનવાળાઓને મારી પાસેથી દૂર કરી દઉં તો અલ્લાહની વિરૂદ્ધ મારી મદદ કોણ કરી શકે છે ? શું તમે કંઈ પણ શિખામણ પ્રાપ્ત નથી કરતા.

૩૧) હું તમને એવું નથી કહેતો કે મારી પાસે અલ્લાહના ખજાના છે, હું અદૃશ્યનું જ્ઞાન પણ નથી રાખતો, ન હું એવું કહું છું કે હું કોઈ ફરિશ્તો છું, ન મારી એ વાત છે કે જેના પર તમારી દૃષ્ટિ અપમાનિત થઇ પડે છે. તેમને અલ્લાહ તઆલા કોઈ નેઅમત આપશે જ નહીં, તેમના હૃદયોમાં જે કંઈ પણ છે તેને ખૂબ સારી રીતે અલ્લાહ જ જાણે છે, જો હું આવું કહુ તો ખરેખર હું અત્યાચારીઓ માંથી થઇ જઇશ.

૩૨) (કોમના લોકોએ) કહ્યું, હે નૂહ ! તમે અમારી સાથે વિવાદ કર્યો અને ઘણો વાદ-વિવાદ કરી લીધો, હવે તમે જે વસ્તુથી અમને ડરાવી રહ્યા છો, તે જ અમારી પાસે લઇ આવો, જો તમે સાચા હોવ.

૩3) જવાબ આપ્યો કે, તેને પણ અલ્લાહ તઆલા જ લાવશે, જો તે ઇચ્છે અને તમે તેને ક્યારેય હરાવી નહીં શકો.

૩૪) તમને મારી ભલામણ કંઈ પણ લાભ નહીં પહોંચાડી શકે, ભલેને હું કેટલીય ભલામણ કેમ ન ઇચ્છું. શરત એ કે અલ્લાહની ઇચ્છા તમને

પથભ્રષ્ટ કરવાની હોય, તે જ તમારા સૌનો પાલનહાર છે અને તેની જ તરફ પાછા ફેરવવામાં આવશો.

૩૫) શું આ લોકો કહે છે કે આ (કુરઆનને) તેણે પોતે જ ઘડી કાઢ્યું છે ? તમે જવાબ આપી દો કે જો મેં આને ઘડી કાઢ્યું હોય તો મારું પાપ મારા માટે છે અને હું તે પાપોથી અળગો છું, જે તમે કરી રહ્યા છો.

૩૬) નૂહ (અ.સ.) તરફ વહી કરવામાં આવી કે તમારી કોમ માંથી જે લોકો ઇમાન લાવી ચૂક્યા તેમના સિવાય બીજા કોઈ ઇમાન નહીં લાવે, બસ ! તમે તેમના કાર્યોથી નિરાશ ન થાવ.

૩૭) અને એક હોડી અમારી આંખો સામે અને અમારી વહી દ્વારા બનાવો અને અત્યાચારીઓ વિશે અમારી સાથે કંઈ પણ વાર્તાલાપ ન કરો, તેઓને પાણીમાં ડુબાડી દેવામાં આવશે.

૩૮) તે (નૂહ અ.સ.) હોડી બનાવવા લાગ્યા તેમની કોમના સરદારો તેમની પાસેથી પસાર થતા તો તેમની મશ્કરી કરતા, તેઓ કહેતા જો તમે અમારી મશ્કરી કરો તો અમે પણ એક દિવસ તમારી મજાક ઉડાવીશું જેવી રીતે તમે અમારા પર હસો છો.

૩૯) તમને નજીકમાં જ ખબર પડી જશે કે કોના પર પ્રકોપ ઉતરશે, જે તેને અપમાનિત કરશે અને તેના પર હંમેશાની સજા ઉતરશે.

૪૦) અહીં સુધી કે જ્યારે અમારો આદેશ આવી પહોંચ્યો અને " તન્નૂર" (અર્થાત ધરતી) ઊકળવા લાગ્યું, અમે કહ્યું કે આ હોડીમાં દરેક પ્રકારના (સજીવો માંથી) જોડ (એટલે કે ) બે ઢોર (એક નર અને એક માદા) લઇ લો અને તમારા ઘરવાળાઓને પણ, સિવાય તે લોકોને જેમના પર પહેલાથી જ વાત નક્કી થઇ ગઇ છે અને દરેક ઇમાન લાવનારા લોકોને પણ, તેમની સાથે ઇમાન લાવનારા થોડાક જ હતા.

૪૧) નૂહ (અ.સ.)એ કહ્યું કે આ હોડીમાં બેસી જાઓ, અલ્લાહના જ નામથી તે ચાલશે અને રોકાશે, નિ:શંક મારો પાલનહાર ઘણો જ માફ કરનાર અને ઘણો જ દયાળુ છે.

૪૨) તે હોડી તેમને લઇ પર્વતો જેવા મોજા પર ચાલી રહી હતી અને નૂહ (અ.સ.)એ પોતાના પુત્રને, જે એક કિનારા પર હતો, પોકારીને કહ્યું કે હે મારા પ્રિય દીકરા ! અમારી સાથે સવાર થઇ જા અને ઇન્કાર કરનારાઓ માંથી ન થઇ જા.

૪૩) તેણે જવાબ આપ્યો કે હું તો કોઈ ઊંચા પર્વત ઉપર ચાલ્યો જઇશ, જે મને પાણીથી બચાવી લેશે, નૂહ (અ.સ.)એ કહ્યું આજે અલ્લાહના આદેશ મુજબ બચાવનાર કોઈ નથી, ફકત તે જ લોકો બચશે જેના પર અલ્લાહની દયા હશે, તે જ સમયે બન્નેની વચ્ચે મોજા આવી ગયા અને તે ડુબનારાઓ માંથી થઇ ગયો.

૪૪) કહ્યું કે હે ધરતી ! પોતાના પાણીને પી લે, અને હે આકાશ ! બસ કર, થંભી જા, તે જ સમયે પાણી સુકાવી દેવામાં આવ્યું અને કામ પૂરું કરી દેવામાં આવ્યું અને હોડી “જૂદી” નામના પર્વત પર ઉભી રહી અને કહેવામાં આવ્યું કે અત્યાચારી લોકો પર લઅનત (ફિટકાર) ઉતરે.

૪૫) નૂહ (અ.સ.)એ પોતાના પાલનહારને પોકારીને કહ્યું કે મારા પાલનહાર ! મારો દીકરો તો મારા ઘરવાળાઓ માંથી હતો, નિ:શંક તારું વચન ખરેખર સાચું છે અને તું દરેક નિર્ણય કરનારાઓ માંથી ઉત્તમ છે.

૪૬) અલ્લાહ તઆલાએ કહ્યું, હે નૂહ ! ખરેખર તે તારા ઘરવાળાઓ માંથી નથી, તેના કર્મો તદ્દન વ્યર્થ છે, તારે તે વસ્તુ ક્યારેય ન માંગવી જોઇએ જેનું જ્ઞાન તારી પાસે નથી, હું તને શિખામણ આપું છું કે તું અણસમજુ લોકો માંથી ન થઇ જા.

૪૭) નૂહ (અ.સ.)એ કહ્યું, મારા પાલનહાર ! હું તારા જ શરણમાં આવુ છું તે વાતથી કે તારી પાસે તે માંગુ જેનું જ્ઞાન મને નથી, જો તું મને માફ નહીં કરે અને તું મારા પર દયા નહીં કરે તો હું નુકસાન ઉઠાવનારા લોકો માંથી થઇ જઇશ.

૪૮) કહેવામાં આવ્યું કે હે નૂહ ! અમારા તરફથી શાંતિ અને તે કૃપાઓ લઇ ઊતર જે તારા માટે છે અને તારા સિવાય ઘણા લોકો માટે, અને ઘણા તે જૂથો હશે જેને અમે લાભ તો જરૂર પહોંચાડીશું, પછી તેમના પર અમારા તરફથી દુ:ખદાયી યાતના પહોંચશે.

૪૯) આ જાણકારી અદૃશ્યની વાતો માંથી છે, જેની વહી અમે તમારી તરફ કરીએ છીએ, તેને આ પહેલા ન તમે જાણતા હતા અને ન તો તમારી કોમ, એટલા માટે ધીરજ રાખો, નિ:શંક સારું પરિણામ ડરવાવાળાઓ માટે જ છે.

૫૦) અને આદની કોમ તરફ તેમના ભાઇ હૂદ (અ.સ.)ને અમે મોકલ્યા, તેમણે કહ્યું મારી કોમના લોકો ! અલ્લાહની જ બંદગી કરો, તેના સિવાય તમારો કોઈ પૂજ્ય નથી, તમે તો ફકત આરોપ લગાવી રહ્યા છો.

૫૧) હે મારી કોમના લોકો ! આના બદલામાં હું તમારી પાસે કોઈ વળતર નથી માગતો, મારું વળતર તેના શિરે છે જેણે મારું સર્જન કર્યું, તો પણ તમે બુદ્ધિનો ઉપયોગ નથી કરતા ?

૫૨) હે મારી કોમના લોકો ! તમે પોતાના પાલનહાર પાસે પોતાના પાપોની માફી માગો અને તેના દરબારમાં તૌબા કરો, જેથી તે તમારા પર વરસનારા વાદળો મોકલી દે. અને તમારી તાકાતમાં પણ વધારો કરી દે. અને તમે પાપો કર્યા પછી (તૌબા કરવાથી) મોઢું ન ફેરવો.

૫૩) તેમણે કહ્યું હે હૂદ (અ.સ.) ! તમે અમારી પાસે કોઈ દલીલ તો લાવ્યા નથી અને અમે ફકત તારા કહેવાથી અમારા પૂજ્યોને છોડવાના નથી અને અમે ન તો તારા પર ઇમાન લાવવાવાળા છે.

૫૪) પરંતુ અમે તો એ જ કહીએ છીએ કે તમે અમારા કોઈ પૂજ્યની ખરાબ ઝપટમાં આવી ગયા છો, તેમણે જવાબ આપ્યો કે હું અલ્લાહને સાક્ષી બનાવું છું અને તમે પણ સાક્ષી આપજો કે હું તો અલ્લાહ સિવાય તે બધા થી અળગો છું જેમને તમે ભાગીદાર ઠેરવો છો.

૫૫) હાં તો તમે સૌ મળીને મારી વિરૂદ્ધ યુક્તિઓ રમી લો અને મને થોડીક પણ મહેતલ ન આપો.

૫૬) મારો વિશ્વાસ ફક્ત અલ્લાહ પર છે, જે મારો અને તમારા બધાનો પાલનહાર છે, જેટલા પણ સજીવો છે સૌના કપાળો તેના જ હાથમાં છે. નિ:શંક મારો પાલનહાર સાચા માર્ગ ઉપર છે.

૫૭) બસ ! જો તમે મોઢું ફેરવો તો ફેરવો, હું તો તમારી પાસે તે આદેશો પહોંચાડી ચૂક્યો જે આપીને મને તમારી પાસે મોકલવામાં આવ્યો હતો, મારો પાલનહાર તમારી જગ્યા પર બીજા લોકોને લાવી દેશે અને તમે તેનું કંઈ પણ બગાડી શકતા નથી, નિ:શંક મારો પાલનહાર દરેક વસ્તુની દેખરેખ રાખનાર છે.

૫૮) અને જ્યારે અમારો આદેશ આવી પહોંચ્યો તો અમે હૂદને અને તેના મુસલમાન મિત્રોને પોતાની ખાસ કૃપા વડે મુક્ત કર્યા અને અમે સૌને સખત યાતનાથી બચાવી લીધા.

૫૯) આ આદની કોમના લોકો હતા, જેમણે પોતાના પાલનહારની આયતોનો ઇન્કાર કર્યો અને તેના પયગંબરોની અવજ્ઞા કરી. અને દરેક વિદ્રોહી, અવજ્ઞાકારોના આદેશોનું અનુસરણ કર્યું.

૬૦) દુનિયામાં પણ તેમની ઉપર લઅનત (ફિટકાર) નાંખી દેવામાં આવી અને કયામતના દિવસે પણ, જોઇ લો આદની કૌમે પોતાના પાલનહારનો ઇન્કાર કર્યો, હૂદની કોમ, આદના લોકો (કૃપાથી) દૂર થાય.

૬૧) અને ષમૂદની કોમ તરફ તેમના ભાઇ સાલિહ (અ.સ.)ને મોકલ્યા, તેમણે કહ્યું કે હે મારી કોમના લોકો ! તમે અલ્લાહની બંદગી કરો, તેના સિવાય તમારો કોઈ પૂજ્ય નથી, તેણે જ તમારું ધરતી માંથી સર્જન કર્યું અને તેણે જ આ ધરતી પર તમને વસાવ્યા, બસ ! તમે તેની પાસે માફી માંગો અને તેની તરફ રજૂ થઇ જાવો, નિ:શંક મારો પાલનહાર નજીક અને દુઆઓને કબૂલ કરનાર છે.

૬૨) તેમણે કહ્યું, હે સાલિહ ! આ પહેલા તો અમને તારાથી ઘણી આશાઓ હતી, શું તું અમને તેમની બંદગીઓથી રોકી રહ્યો છે જેમની બંદગી આપણા પૂર્વજો કરતા આવી રહ્યા છે ? અમને તો તે દીન વિશે શંકા છે, જેની તરફ તું અમને બોલાવી રહ્યો છે.

૬૩) તેમણે જવાબ આપ્યો કે હે મારી કોમના લોકો ! મને જણાવો કે જો હું મારા પાલનહાર તરફથી કોઈ મજબૂત દલીલ લાવું અને તેણે મને પોતાની કૃપા આપી હોય, પછી જો મેં તેની અવજ્ઞા કરી તો કોણ છે જે તેની વિરૂદ્ધ મારી મદદ કરશે ? તમે તો મારું નુકસાન વધારી રહ્યા છો.

૬૪) અને મારી કોમના લોકો ! આ અલ્લાહની ઉતારેલી ઊંટણી છે, જે તમારા માટે એક ચમત્કાર છે, હવે તેને તમે અલ્લાહની ધરતી પર ખાવા માટે છોડી દો અને તેને કોઈ પણ પ્રકારની તકલીફ ન પહોંચાડો, નહીં તો તરત જ પ્રકોપ તમારા પર આવી પહોંચશે.

૬૫) તો પણ તે લોકોએ તે ઊંટણીના પગ કાપી નાંખ્યા, તેના પર સાલિહ (અ.સ.)એ કહ્યું કે સારું તો તમે પોતાના ઘરોમાં ત્રણ દિવસ સુધી રહી લો, આ વચન ખોટું નથી.

૬૬) પછી જ્યારે અમારો આદેશ આવી પહોંચ્યો, અમે સાલિહને અને તેમના પર ઇમાન લાવવાવાળાને પોતાની કૃપાથી તેનાથી બચાવી લીધા અને તે દિવસના અપમાનથી પણ, નિ:શંક તમારો પાલનહાર અત્યંત તત્વદર્શી અને વિજયી છે.

૬૭) અને અત્યાચારીઓને ઘણી ઊંચી ચીસે પકડી લીધા, પછી તેઓ પોતાના ઘરોમાં ઊંધા પડેલા રહી ગયા.

૬૮) એવી રીતે, જાણે કે તેઓ ત્યાં ક્યારેય રહેતા જ ન હતા, સચેત થઇ જાવ કે ષમૂદની કોમે પોતાના પાલનહારનો ઇન્કાર કર્યો, સાંભળી લો તે ષમૂદના લોકો પર ફિટકાર છે.

૬૯) અમે અમારા મોકલેલા સંદેશવાહક ઇબ્રાહીમ (અ.સ.) પાસે ખુશખબર લઇ પહોંચ્યા, અને સલામ કરી, તેમણે પણ જવાબમાં સલામ આપી અને વિલંબ કર્યા વગર ગાયનું ભુનેલું વાછરડું લઇ આવ્યા.

૭૦) હવે જ્યારે જોયું કે તેમના હાથ પણ તેની તરફ નથી પહોંચી રહ્યા, તો તેની અજાણતા જોઇ, મનમાં તેમનાથી ડરવા લાગ્યા, તેમણે કહ્યું ડરો નહીં, અમે તો લૂતની કોમ તરફ મોકલવામાં આવ્યા છે.

૭૧) તેની પત્ની જે ઉભી હતી, હસવા લાગી, તો અમે તેને ઇસ્હાક અને ઇસ્હાક પછી યાકૂબની ખુશખબર આપી.

૭૨) તે કહેવા લાગી, મારા પર અફસોસ છે, મારે ત્યાં સંતાન કેવી રીતે થઇ શકે છે, હું પોતે વૃદ્ધા અને મારા પતિ પણ વૃદ્ધાવસ્થામાં છે. આ તો ખરેખર આશ્ચર્યની વાત છે.

૭૩) ફરિશ્તાઓએ કહ્યું, શું તું અલ્લાહના આદેશ પર આશ્ચર્ય પામે છે ? હે આ ઘરવાળાઓ ! તમારા પર અલ્લાહની કૃપા અને તેની બરકતો ઉતરે, નિ:શંક અલ્લાહ તઆલા પ્રશંસાને લાયક અને ખૂબ જ પ્રતિષ્ઠાવાળો છે.

૭૪) જ્યારે ઇબ્રાહીમ (અ.સ.)નો ભય ખતમ થવા લાગ્યો અને તેમને ખુશખબરી પણ પહોંચી ગઇ તો અમને લૂતની કોમ વિશે પુછવા લાગ્યા.

૭૫) નિ:શંક ઇબ્રાહીમ (અ.સ.) ખૂબ જ ધૈર્યવાન, નમ્ર અને અલ્લાહની તરફ ઝૂકવાવાળા હતા.

૭૬) હે ઇબ્રાહીમ (અ.સ.) એ વિચારને છોડી દો, તમારા પાલનહારનો આદેશ આવી પહોંચ્યો અને તેમના પર ખતમ ન થનારી યાતના આવશે.

૭૭) જ્યારે અમારા મોકલેલા ફરિશ્તા લૂત (અ.સ.) પાસે પહોંચ્યા તો તે તેમના કારણે ખૂબ જ નિરાશ થઇ ગયા અને મનમાં જ પરેશાન થવા લાગ્યા અને કહેવા લાગ્યા કે આજનો દિવસ મોટી મુસીબતનો છે.

૭૮) અને તેમની કોમના લોકો દોડતા દોડતા તેમની પાસે પહોંચ્યા, તે તો પહેલાથી જ દુષ્કર્મો કરતા હતા, લૂત (અ.સ.) એ કહ્યું, હે કોમના લોકો ! આ છે મારી દીકરીઓ જે તમારા માટે ખૂબ જ પવિત્ર છે, અલ્લાહથી ડરો અને મને મારા મહેમાનો સામે અપમાનિત ન કરો, શું તમારામાં એક પણ સારો વ્યક્તિ નથી ?

૭૯) તેમણે જવાબ આપ્યો કે તમે ખૂબ જાણો છો, અમને તમારી દીકરીઓ પર કોઈ અધિકાર નથી અને તમે અમારી ઇચ્છાને સારી રીતે જાણો છો.

૮૦) લૂત (અ.સ.)એ કહ્યું કે કદાચ મારામાં તમારી સાથે લડવાની શક્તિ હોત ! અથવા હું કોઈ મજબૂત સહારો લઇ શક્તો હોત.

૮૧) હવે ફરિશ્તાઓએ કહ્યું કે હે લૂત (અ.સ.) અમે તમારા પાલનહાર તરફથી મોકલેલા છે, શક્ય નથી કે આ લોકો તમારી પાસે આવી પહોંચે, બસ તમે તમારા ઘરવાળાઓને લઇ પાછલી રાત્રે નીકળી જાવ, તમારા માંથી કોઈ પણ મોઢું ફેરવી ન જુએ, સિવાય તમારી પત્નીના, એટલા

માટે કે તેને પણ તે (યાતના) પહોંચનારી છે જે તે બધાને પહોંચશે. નિ:શંક તેમના વચનનો સમય સવારનો છે, શું સવાર તદ્દન નજીક નથી ?

૮૨) પછી જ્યારે અમારો આદેશ આવી પહોંચ્યો અમે તે વસ્તીને ઊલટસલટ કરી દીધી, ઉપરનો ભાગ નીચે કરી દીધો અને તેમના પર કાંકરા વરસાવ્યા જે એક પછી એક હતા.

૮૩) તમારા પાલનહાર તરફથી નિશાનીવાળા હતા અને તે અત્યાચારીઓ પાસે જ હતા.

૮૪) અને અમે મદયનના લોકો તરફ તેમના ભાઇ શુઐબ (અ.સ.)ને મોકલ્યા, તેમણે કહ્યું કે હે મારી કોમના લોકો ! અલ્લાહની બંદગી કરો, તેના સિવાય તમારો કોઈ પૂજ્ય નથી અને તમે તોલમાપમાં પણ કમી ન કરો, હું તો તમને ખુશ જોઇ રહ્યો છું અને મને તમારા પર ઘેરી લેનાર પ્રકોપનો ભય છે.

૮૫) હે મારી કોમના લોકો ! તોલમાપ ન્યાય સાથે પૂરેપૂરું કરો, લોકોને તેમની વસ્તુ ઓછી ન આપો અને ધરતીમાં વિદ્રોહ અને બગાડ ન ફેલાવો.

૮૬) અલ્લાહ તઆલાએ હલાલ કરેલી વસ્તુ, જે બચે તે તમારા માટે ઉત્તમ છે, જો તમે ઇમાનવાળા છો. હું તમારા પર દેખરેખ રાખનાર નથી.

૮૭) તેમણે જવાબ આપ્યો કે હે શુઐબ, શું તારી નમાઝ તને આ જ આદેશ આપે છે કે અમે અમારા પૂર્વજોના પૂજ્યોને છોડી દઇએ અને અમે અમારા ધન માંથી જે કંઈ પણ ઇચ્છીએ તે કરવાનું પણ છોડી દઇએ, તમે તો ઘણા ધૈર્યવાન અને સદાચારી છો.

૮૮) કહ્યું કે હે મારી કોમના લોકો ! જુઓ તો હું મારા પાલનહાર તરફથી સ્પષ્ટ પુરાવો લઇ આવ્યો છું અને તેણે પોતાની પાસેથી ઉત્તમ રોજી આપી રાખી છે, મારો આ ઇરાદો નથી કે તમારો વિરોધ કરી પોતે તે

વસ્તુ તરફ ઝૂકી જાઉં, જેનાથી હું તમને રોકી રહ્યો છું, મારી તૌફીક અને મારો ઇરાદો પોતાની શક્તિ પ્રમાણે સુધારો કરવાનો છે, મારી તૌફીક અલ્લાહની જ મદદથી છે તેના પર જ મારો ભરોસો છે અને તેની જ તરફ હું રજૂ થાઉં છું.

૮૯) અને હે મારી કોમના લોકો ! એવું ન થાય કે તમને મારો વિરોધ તે યાતના માટેનું કારણ બનાવી દે જે નૂહ, હૂદ અને સાલિહની કોમના લોકો પર પહોંચી અને લૂતની કોમના લોકો તો તમારા કરતા દૂર ન હતા.

૯૦) તમે પોતાના પાલનહાર પાસે માફી માંગો અને તેની તરફ તૌબા કરો, નિ:શંક મારો પાલનહાર ખૂબ જ દયાળુ અને ઘણી જ મુહબ્બત કરનાર છે.

૯૧) તેમણે કહ્યું કે હે શુઐબ તારી વધારે પડતી વાતો તો અમારી સમજમાં જ નથી આવતી અને અમે તો તને અમારામાં ઘણો જ અશક્ત જોઇ રહ્યા છે. જો (અમે) તારા ખાનદાન વિશે ન વિચારતા તો તને પથ્થરો મારી નષ્ટ કરી દેતા અને અમે તને કોઈ પ્રતિષ્ઠાવાન વ્યક્તિ નથી ગણતા.

૯૨) તેમણે જવાબ આપ્યો કે હે મારી કોમના લોકો ! શું તમારી દૃષ્ટિએ મારા ખાનદાનના લોકો અલ્લાહ કરતા પણ વધારે પ્રતિષ્ઠિત છે, કે તમે તેને પીઠ પાછળ નાંખી દીધી છે, નિ:શંક મારો પાલનહાર જે કંઈ પણ તમે કરી રહ્યા છો દરેકને ઘેરાવમાં રાખેલ છે.

૯૩) હે મારી કોમના લોકો ! હવે તમે પોતાની જગ્યાએ કર્મો કરતા રહો, હું પણ કર્મો કરી રહ્યો છું, તમને નજીકમાં જ ખબર પડી જશે કે કોના પર તે યાતના આવશે, જે તેને અપમાનિત કરી દેશે અને કોણ છે, જે જૂઠો છે, તમે રાહ જુઓ હું પણ તમારી સાથે રાહ જોઇ રહ્યો છું.

૯૪) જ્યારે અમારો આદેશ (પ્રકોપ) આવી પહોંચ્યો અમે શુઐબ (અ.સ.)ને અને તેમની સાથે (દરેક) ઇમાનવાળાઓને પોતાની ખાસ કૃપા વડે બચાવી લીધા અને અત્યાચારીઓને સખત ચીસ વડે નષ્ટ કરી દીધા અને તે લોકો પોતાના ઘરોમાં ઊંધા પડ્યા રહ્યા.

૯૫) જાણે કે તેઓ તે ઘરોમાં રહેતા જ ન હતા, સચેત રહો ! મદયનના લોકો માટે પણ એવી જ દૂરી થાય જેવી દૂરી ષમૂદના લોકો માટે થઇ.

૯૬) અને નિ:શંક અમે જ મૂસા (અ.સ.)ને પોતાની આયતો અને પ્રકાશિત પુરાવા સાથે મોકલ્યા હતાં.

૯૭) ફિરઔન અને તેના સરદારો પાસે, તો પણ તે લોકોએ ફિરઔનના આદેશોનું અનુસરણ કર્યું અને ફિરઔનનો કોઈ આદેશ બરાબર ન હતો.

૯૮) તે તો કયામતના દિવસે પોતાની કોમ સામે આવી તે દરેકને જહન્નમમાં લઇ જશે, તે ઘણી જ ખરાબ ખીણ છે જેના પર તેઓને લાવવામાં આવશે.

૯૯) તેમના પર તો આ દુનિયામાં પણ લઅનત (ફિટકાર) નાખી દીધી અને કયામતના દિવસે પણ, ખરાબ ઇનામ છે જે તેઓને આપવામાં આવશે.

૧૦૦) વસ્તીઓની આ કેટલીક જાણકારી જેનું અમે તમારી સમક્ષ વર્ણન કરી રહ્યા છે તેમાંથી તો કેટલીક હાજર છે અને કેટલાક (ની ઊપજો) કપાઇ ગઇ છે.

૧૦૧) અમે તેમના પર કંઈ પણ અત્યાચાર નથી કર્યો પરંતુ તેમણે જ પોતે પોતાના પર અત્યાચાર કર્યો અને તેમને તેમના પૂજ્યોએ કંઈ ફાયદો ન પહોંચાડયો જેમને તેઓ અલ્લાહ સિવાય પોકારી રહ્યા હતા, જ્યારે તમારા પાલનહારનો આદેશ આવી ગયો પરંતુ તેમણે તેમનામાં નુકસાનમાં વધારો કરી દીધો.

૧૦૨) તમારા પાલનહારની પકડની આ જ રીત છે, કે તે વસ્તીઓના રહેવાસી માંથી અત્યાચારીઓને પકડે છે, નિ:શંક તેની પકડ દુ:ખ આપનારી અને ખૂબ જ સખત છે.

૧૦૩) નિ:શંક આમાં તે લોકો માટે શિખામણ છે જે લોકો કયામતની યાતનાથી ડરે છે, તે દિવસ જેમાં દરેક લોકોને ભેગા કરવામાં આવશે અને તે, એવો દિવસ છે જેમાં સૌને હાજર કરવામાં આવશે.

૧૦૪) તે (કયામતના દિવસ)ને અમે દૂર કરી રહ્યા છે, તે ફકત એક નક્કી કરેલ સમય સુધી છે.

૧૦૫) જે દિવસે તે આવી જશે, તે દિવસે કોઈ પણ વ્યક્તિ અલ્લાહની પરવાનગી વગર વાત પણ નહીં કરી શકે, તો તેમાં કોઈ દુરાચારી હશે અને કોઈ સદાચારી.

૧૦૬) પરંતુ જે દુરાચારી હશે તે જહન્નમમાં હશે ત્યાં ચીસો અને રાડો પાડશે.

૧૦૭) તે તેમાં હંમેશા રહેવાવાળા છે, જ્યાં સુધી આકાશો અને ધરતી બાકી રહેશે, તે સમય સુધી જ્યાં તમારો પાલનહાર ઇચ્છે. નિ:શંક તમારો પાલનહાર જે કંઈ ઇચ્છે તે કરી લે છે.

૧૦૮) પરંતુ જે લોકો સદાચારી હશે, તે જન્નતોમાં હશે જ્યાં હંમેશા રહેશે જ્યાં સુધી આકાશ અને ધરતી બાકી રહેશે, તે સમય સુધી જ્યાં તમારો પાલનહાર ઇચ્છે. આ અગણિત માફી છે.

૧૦૯) એટલા માટે તમે તે વસ્તુઓ વિશે શંકામાં ન રહેશો, જેમની આ લોકો પૂજા કરી રહ્યા છે, તેમની પૂજા તો એવી છે જેવી તેમના પૂર્વજોની આ પહેલા હતી, અમે તે દરેકને તેમનો પૂરેપૂરો ભાગ, કમી કર્યા વગર આપી દઇશું.

૧૧૦) નિ:શંક અમે મૂસા (અ.સ.)ને કિતાબ આપી પછી તેનો વિરોધ કરવામાં આવ્યો, જો પહેલા જ તમારા પાલનહારની વાત ન આવી હોત તો ખરેખર તેમનો ફેંસલો કરી દેવામાં આવતો, તે લોકોને તો આમાં ખૂબ જ શંકા છે.

૧૧૧) નિ:શંક તે લોકો માંથી દરેક જ્યારે તેની સામે જશે તો તમારો પાલનહાર તેમને તેમના કર્મોનો પૂરેપૂરો બદલો આપશે, નિ:શંક તેઓ જે કરી રહ્યા છે તેને તે સારી રીતે જાણે છે.

૧૧૨) બસ ! તમે અડગ રહો તેના પર, જેનો તમને આદેશ આપવામાં આવ્યો છે અને તે લોકો પણ જેઓ તમારી સાથે તૌબા કરી ચૂક્યા છે, ખબરદાર તમે હદ ન વટાવશો, અલ્લાહ તમારા દરેક કાર્યોને જુએ છે.

૧૧૩) જુઓ ! અત્યાચારીઓ તરફ, ક્યારેય ઝૂકશો નહીં, નહિ તો તમને પણ (જહન્નમની) આગ અડી જશે અને અલ્લાહ સિવાય બીજો કોઈ તમારી મદદ કરનાર ન હશે. અને ન તમારી મદદ કરવામાં આવશે.

૧૧૪) દિવસના બન્ને ભાગમાં નમાઝ પઢતા રહો અને રાતના અમુક ભાગમાં પણ, નિ:શંક સદકર્મો દુષ્કર્મોને ખતમ કરી દે છે, આ શિખામણ છે, શિખામણ પ્રાપ્ત કરનારાઓ માટે.

૧૧૫) તમે ધીરજ રાખો, ખરેખર અલ્લાહ તઆલા સદાચારી લોકોનો બદલો વ્યર્થ નથી કરતો.

૧૧૬) બસ ! તમારા પહેલાના લોકો માંથી એવા સદાચારી લોકો કેમ ન થઇ ગયા જે ધરતી પર વિદ્રોહ ફેલાવવાથી રોકતા હતા, તે થોડાક લોકો સિવાય જેમને અમે તે લોકો માંથી બચાવ્યા હતા, અત્યાચારીઓ તો તે વસ્તુની પાછળ પડી ગયા જેમાં તેઓને સમૃદ્ધિ આપવામાં આવી હતી અને તેઓ પાપી હતા.

૧૧૭) તમારો પાલનહાર એવો નથી કે કોઈ વસ્તીને અત્યાચારથી નષ્ટ કરી દે અને ત્યાંના લોકો સદાચારી હોય.

૧૧૮) જો તમારો પાલનહાર ઇચ્છતો તો દરેક લોકોને એક જ માર્ગ પર એક જૂથ બનાવી દેત, તે લોકો હંમેશા વિરોધ કરનારા જ રહેશે.

૧૧૯) તે લોકો સિવાય, જેમના પર તમારો પાલનહાર દયા કરે, તેમને તો એટલા માટે જ પેદા કરવામાં આવ્યું છે અને તમારા પાલનહારની વાત સાચી છે, કે હું જહન્નમને જિન્નાતો અને માનવીઓથી ભરી દઇશ.

૧૨૦) પયગંબરોની દરેક વાતો અમે તમારી સમક્ષ તમારા હૃદયની શાંતિ માટે જણાવી રહ્યા છીએ, તમારી પાસે આ રીતે પણ સત્ય પહોંચી ગયું છે જે શિખામણ છે, ઇમાનવાળાઓ માટે.

૧૨૧) ઇમાન ન લાવનારાઓને કહી દો કે તમે પોતાની રીતે કર્મો કરતા રહો, અમે પણ કર્મો કરવામાં વ્યસ્ત છે.

૧૨૨) અને તમે પણ રાહ જુઓ, અમે પણ રાહ જોઇ રહ્યા છે.

૧૨૩) ધરતી અને આકાશોનું અદૃશ્યનું જ્ઞાન ફક્ત અલ્લાહ પાસે જ છે, દરેક કાર્યો તેની જ પાસે રજૂ કરવામાં આવે છે, બસ ! તમારે તેની જ બંદગી કરવી જોઇએ અને તેના પર જ ભરોસો કરવો જોઇએ અને તમે જે કંઈ કરી રહ્યા છો તેનાથી અલ્લાહ તઆલા અજાણ નથી.






અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧) અલિફ-લામ-રૉ, આ પ્રકાશિત કિતાબની આયતો છે.

૨) નિ:શંક અમે આ (કુરઆન)ને કુરઆન અરબી ભાષામાં અવતરિત કર્યું, જેથી તમે સમજી શકો.

૩) અમે તમારી સમક્ષ ઉત્તમ વાણીનું વર્ણન કરીએ છીએ, એટલા માટે કે અમે તમારી તરફ આ કુરઆન વહી દ્વારા અવતરિત કર્યું છે અને ખરેખર તમે આ પહેલા અજાણ લોકો માંથી હતા.

૪) જ્યારે યૂસુફ (અ.સ.)એ પોતાના પિતાને કહ્યું કે પિતાજી ! મેં અગિયાર તારાઓ, સૂર્ય અને ચંદ્રને જોયા કે તે બધા મને સિજદો કરી રહ્યા છે.

૫) યાકૂબ (અ.સ.)એ કહ્યું કે વ્હાલા દીકરા ! પોતાના આ સપનાનું વર્ણન પોતાના ભાઇઓ સમક્ષ ન કરીશ, એવું ન થાય કે તેઓ તારી સાથે કોઈ દગો કરે, શેતાન તો માનવીનો ખુલ્લો શત્રુ છે.

૬) અને આવી જ રીતે તને તારો પાલનહાર નિકટના લોકોમાં કરશે અને તને સમસ્યાઓના ઉકેલ (સપનાનું સ્પષ્ટીકરણ) પણ શિખવાડશે અને પોતાની ભરપૂર કૃપા તને આપશે અને યાકૂબ (અ.સ.)ના ઘરવાળાઓને પણ. જેવી રીતે કે તેણે આ પહેલા તમારા દાદા અને પરદાદા એટલે કે ઇબ્રાહીમ (અ.સ.) અને ઇસ્હાક (અ.સ.) પર પણ ભરપૂર કૃપા કરી. ખરેખર તમારો પાલનહાર ખૂબ જ જ્ઞાની અને જબરદસ્ત હિકમતવાળો છે.

૭) નિ:શંક યૂસુફ (અ.સ.) અને તેમના ભાઇઓનો કિસ્સો જાણવાવાળાઓ માટે શિખામણ છે.

૮) જ્યારે, તેમણે કહ્યું કે યૂસુફ (અ.સ.) અને તેમનો ભાઇ પિતાને આપણા કરતા ખૂબ જ પ્રિય છે, જો કે આપણે (શક્તિશાળી) જૂથ છે, કોઈ શંકા નથી કે આપણા પિતા સ્પષ્ટ ભૂલ કરી રહ્યા છે.

૯) યૂસુફને તો મારી નાખો, અથવા તેને કોઈ (વેરાન) જગ્યાએ ફેંકી દો, કે તમારા પિતાનો ચહેરો ફક્ત તમારી તરફ જ થઇ જાય, ત્યાર પછી તમે સદાચારી બની જજો.

૧૦) તેમના માંથી એકે કહ્યું યૂસુફને કતલ ન કરો, પરંતુ તેને એક અંધારા કુવામાં નાખી દો, કે તેને કોઈ (આવતી જતી) ટોળકી ઉઠાવી લે, જો તમે કરવા જ માંગતા હોય તો આવું કરો.

૧૧) તેમણે કહ્યું કે પિતાજી ! તમે યૂસુફ (અ.સ.) વિશે અમારા પર ભરોસો કેમ નથી કરતા ? અમે તો તેનું ભલું ઇચ્છીએ છીએ.

૧૨) આવતીકાલે તમે જરૂર તેને અમારી સાથે મોકલી દેજો, કે ખૂબ ખાઇ-પીવે અને રમે, તેની સુરક્ષાના અમે જવાબદાર છે.

૧૩) (યાકૂબ અ.સ.એ) કહ્યું તમારૂં તેને લઇને જવું મને તો ખૂબ જ ઉદાસ કરી દેશે અને મને એ પણ અંદેશો રહેશે કે તમારી બેદરકારીના કારણે વરૂં તેનો શિકાર કરી જશે .

૧૪) તેમણે જવાબ આપ્યો કે અમારા જેવા (શક્તિશાળી) જૂથની હાજરીમાં પણ જો તેને વરૂં ખાઇ જાય તો અમે તદ્દન નફ્ફટ સાબિત થઇ જઇશું.

૧૫) પછી જ્યારે તેને લઇ ગયા અને દરેકે ભેગા થઇ નક્કી કરી લીધું તેને વેરાન, ઊંડા કૂવામાં નાખી દઇશું, અમે યૂસુફ (અ.સ.) તરફ વહી મોકલી કે, નિ:શંક (સમય આવી રહ્યો છે કે) તમે તેમને આ કિસ્સાની જાણ તે સ્થિતિમાં આપશો કે તેઓ જાણતા પણ નહીં હોય.

૧૬) અને ઇશાના સમયે (તે દરેક) પોતાના પિતા સામે રડતા રડતા આવ્યા.

૧૭) અને કહેવા લાગ્યા કે પિતાજી ! અમે તો દોડવા લાગ્યા અને યૂસુફ (અ.સ.)ને અમે પોતાની સામગ્રીઓ પાસે બેસાડ્યા, બસ ! તેને વરૂં આવીને તેનો શિકાર કરી ગયું, તમે તો અમારી વાત નહીં માનો, ભલેને અમે તદ્દન સાચા કેમ ન હોય.

૧૮) અને યૂસુફના કુર્તાને ખોટા લોહીવાળું પણ કરી લાવ્યા હતા, પિતાએ કહ્યું કે આવું નહીં, તમે પોતાના મનમાં જ એક વાત બનાવી દીધી છે, બસ ! ધીરજ રાખવી જ ઉત્તમ છે. અને તમારી ઘડેલી વાતો પર અલ્લાહ પાસે જ મદદ ઇચ્છું છું.

૧૯) અને એક ટોળકી આવી અને તેમણે પોતાના પાણી લાવવાવાળાને મોકલ્યો, તેણે પોતાની ડોલ નાખી, કહેવા લાગ્યો ખુશીની વાત છે આ તો એક બાળક છે, તે લોકોએ (યૂસુફ અ.સ.)ને વેપારનો માલ સમજી છુપાવી દીધા અને અલ્લાહ તઆલા તેને જાણતો હતો, જે કંઈ તેઓ કરી રહ્યા હતા.

૨૦) અને તેમણે તેમને ખૂબ જ નજીવી કિંમતે ગણતરીના થોડાંક દીરહમો લઇ વેચી દીધા, તેઓ તો યૂસુફ વિશે ખૂબ જ બેદરકાર હતા.

૨૧) મિસ્રના લોકો માંથી જેણે યૂસુફ (અ.સ.) ને ખરીદ્યા હતા, તેણે પોતાની પત્નીને કહ્યું કે આને ખૂબ જ ઇજ્જત અને આદર સાથે રાખજે, શક્ય છે આ આપણને ફાયદો પહોંચાડશે અથવા આને આપણે આપણો બાળક માની લઇએ, આમ અમે મિસ્રની ધરતીમાં યૂસુફને નિવાસી બનાવ્યા, કે અમે સપનાના સ્પષ્ટીકરણનું થોડુંક જ્ઞાન શીખવાડી દઇએ, અલ્લાહ પોતાની ઇચ્છા પર પ્રભુત્વ ધરાવે છે પરંતુ ઘણા પડતા લોકો જાણતા નથી.

૨૨) અને જ્યારે (યૂસુફ અ.સ.) પુખ્ત વયે પહોંચી ગયા, અમે તેને ન્યાય કરવાની શક્તિ અને જ્ઞાન આપ્યું, અમે સદાચારી લોકોને આવી જ રીતે બદલો આપીએ છીએ.

૨૩) તે સ્ત્રીએ, જેના ઘરમાં યૂસુફ (અ.સ.) હતા, યૂસુફ (અ.સ.) ને પોતાની તરફ આકર્ષિત કરવા લાગી કે તે પોતાના મનની ઇચ્છા છોડી દે અને દરવાજો બંધ કરી કહેવા લાગી “ લો આવી જાવ” યૂસુફ (અ.સ.) એ કહ્યું “અલ્લાહની પનાહ” તે મારો પાલનહાર છે, તેણે મારી ખૂબ જ સારી રીતે દેખરેખ કરી છે. અન્યાય કરવાવાળાનું ભલું નથી થતું.

૨૪) તે સ્ત્રી યૂસુફ તરફ આગળ વધી અને જો યૂસુફ પોતાના પાલનહારની દલીલ ન જોતા તો તેની તરફ આગળ વધતા પરંતુ એવું ન થયું એટલા માટે કે અમે તેનાથી બુરાઇ અને અશ્લિલતા દૂર કરી દીધી હતી, નિ:શંક તે અમારા પસંદ કરેલા બંદાઓ માંથી હતા.

૨૫) બન્ને દરવાજા તરફ દોડ્યા અને તે સ્ત્રીએ યૂસુફ નો કુર્તો પાછળથી ખેંચીને ફાડી નાંખ્યો અને દરવાજા પાસે જ સ્ત્રીનો પતિ બન્નેને મળી ગયો, તો કહેવા લાગી જે વ્યક્તિ તારી પત્ની સાથે ખરાબ ઇરાદો કરે બસ ! તેની સજા આ જ છે કે તેને કેદી બનાવી લેવામાં આવે અથવા બીજી કોઈ દુ:ખદાયી સજા આપવામાં આવે.

૨૬) યૂસુફ અ.સ. એ કહ્યું કે આ સ્ત્રી જ મને પોતાની તરફ આકર્ષિત કરતી હતી અને સ્ત્રીની કબીલાના એક વ્યક્તિએ સાક્ષી આપી કે જો આનો કુર્તો આગળથી ફાટેલો હોય તો સ્ત્રી સાચી છે અને યૂસુફ જુઠ બોલે છે.

૨૭) અને જો તેનો કુર્તો પાછળથી ફાડવામાં આવ્યો હોય તો સ્ત્રી ખોટી છે અને યૂસુફ સાચા લોકો માંથી છે.

૨૮) પતિએ જોયું કે યૂસુફનો કુર્તો પીઠ તરફથી ફાડવામાં આવ્યો છે તો સ્પષ્ટ કહી દીધું કે આ તો સ્ત્રીઓની ચાલાકી છે, નિ:શંક તમારી ચાલાકી ખૂબ જ મોટી છે.

૨૯) યૂસુફ હવે આ વાતને છોડી દો અને (હે સ્ત્રી) તું પોતાના પાપની માફી માંગ, નિ:શંક તું પાપીઓ માંથી છે.

30) અને શહેરની સ્ત્રીઓમાં ચર્ચા થવા લાગી કે અઝીઝની પત્ની, પોતાના

(યુવાન) દાસને પોતાનો ઇચ્છાપૂર્તિ પૂરો કરવા માટે આકર્ષિત કરે છે, તેમના હૃદયમાં યૂસુફની મુહબ્બત બેસી ગઇ છે, અમારી વિચારધારા પ્રમાણે તો તે સ્પષ્ટ રીતે પથભ્રષ્ટ છે.

૩૧) તેણે જ્યારે તેમની આ દગાની વાતો સાંભળી, તો તેઓને બોલાવ્યા અને તેમના માટે એક સભા રાખી અને તેમના માંથી દરેકને ચપ્પુ આપ્યું અને કહ્યું હે યૂસુફ ! આ લોકો સામે આવો, તે સ્ત્રીઓએ જ્યારે તેમને જોયા તો ઘણા જ સુંદર જોયા અને પોતાના હાથ કાપી નાખ્યા અને ઝબાન માંથી નીકળી ગયું, " હાશ-અલ્લાહ" આ તો માનવી છે જ નહીં, આ તો ખરેખર કોઈ પ્રતિષ્ઠિત ફરિશ્તો છે.

૩૨) તે સમયે અઝીઝે મિસ્રની પત્નીએ કહ્યું, આ જ છે જેના વિશે તમે મને ટોણાં મારતા હતા, મેં આનાથી પોતાનો મતલબ પ્રાપ્ત કરવા ઇચ્છયું, પરંતુ આ બચીને જ રહ્યો અને જે કંઈ હું આને કહું છું જો આ નહીં કરે તો ખરેખર આ કેદી બનાવી લેવામાં આવશે. અને તે અપમાનિત થશે.

૩૩) યૂસુફ  અ.સ. એ દુઆ કરી કે હે મારા પાલનહાર ! જે વાત તરફ આ સ્ત્રીઓ મને બોલાવી રહી છે તેના કરતા મને જેલ ખૂબ જ પસંદ છે, જો તેં આ લોકોની યુક્તિને મારાથી દૂર ન કરી તો હું આ લોકો તરફ આકર્ષિત થઇ જઇશ અને ખૂબ જ અણસમજુ લોકો માંથી થઇ જઇશ.

૩૪) તેના પાલનહારે તેની દુઆ કબૂલ કરી અને તે સ્ત્રીઓની યુક્તિને તેનાથી ફેરવી નાંખી, ખરેખર તે સાંભળનાર, જાણકાર છે.

૩૫) પછી તે દરેક નિશાનીઓને જોઇ લીધા પછી પણ તેમને આવું જ યોગ્ય લાગ્યું કે યૂસુફ ને થોડાંક સમય માટે જેલમાં રાખીએ.

૩૬) તેમની સાથે બીજા બે યુવાન જેલમાં ગયા, તેમાંથી એકે કહ્યું કે મેં સપનામાં પોતાને દારૂ નિચોડતા જોયો અને બીજાએ કહ્યું હું પોતે મારા માથા પર રોટલી ઉઠાવેલી જોઇ રહ્યો છું, જેને પક્ષીઓ ખાઇ રહ્યા છે, અમને આ સપનાનું સ્પષ્ટીકરણ બતાવો, અમને તમે ગુણવાન વ્યક્તિ લાગો છો.

૩૭) યૂસુફ (અ.સ.) એ કહ્યું તમને જે ખાવાનું આપવામાં આવી રહ્યું છે, તે તમારી પાસે પહોંચતા પહેલા જ હું તમને તે સપનાનો સ્પષ્ટીકરણ બતાવી દઇશ, આ બધું તે જ્ઞાનના કારણે જે મને મારા પાલનહારે શિખવાડ્યું છે, મેં તે લોકોનો ધર્મ છોડી દીધો છે જેઓ અલ્લાહ પર ઇમાન નથી રાખતા અને આખેરતનો પણ ઇન્કાર કરનારા છે.

૩૮) હું મારા પૂર્વજોના દીનનું અનુસરણ કરું છું, એટલે કે ઇબ્રાહીમ (અ.સ.) , ઇસ્હાક (અ.સ.) અને યાકૂબ (અ.સ.)ના દીનનું, અમારા માટે એ યોગ્ય નથી કે અમે અલ્લાહની સાથે કોઈને પણ ભાગીદાર ઠેરવીએ, અમારા અને દરેક બીજા લોકો પર અલ્લાહની ખાસ કૃપા છે, પરંતુ વધારે પડતા લોકો કૃતઘ્ની છે.

૩૯) હે મારા જેલના મિત્રો ! શું કેટલાક અલગ-અલગ પાલનહાર શ્રેષ્ઠ છે અથવા એક અલ્લાહ જબરદસ્ત ?

૪૦) તેના સિવાય જેની પણ તમે બંદગી કરી રહ્યા છો, તે ફક્ત નામ જ છે, જે તમે અને તમારા પૂર્વજોએ પોતે જ ઘડી કાઢ્યા છે, અલ્લાહ તઆલાએ તેમના માટે કોઈ દલીલ નથી ઉતારી, આદેશ ફક્ત અલ્લાહનો જ છે, તેનો આદેશ છે કે તમે સૌ તેના સિવાય કોઈ બીજાની બંદગી ન કરો, આ જ સત્ય દીન છે, પરંતુ વધારે પડતા લોકો જાણતા નથી.

૪૧) હે મારા જેલના મિત્રો ! તમે બન્ને માંથી એક તો બાદશાહને દારૂ પીવડાવવા માટે નક્કી થઇ જશે, પરંતુ બીજાને ફાંસીએ ચઢાવી દેવામાં આવશે અને પંખીઓ તેનું માથું કોચી ખાશે, તમે બન્ને જેના વિશે શોધ કરી રહ્યા હતા, તે કાર્યનો નિર્ણય કરી દેવામાં આવ્યો.

૪૨) અને જેના વિશે યૂસુફ વિચારતા હતા કે તે બન્ને માંથી જે છૂટી જશે, તેને કહ્યું કે પોતાના બાદશાહને મારા વિશે પણ જણાવી દેજો, પછી તેને શૈતાને પોતાના બાદશાહ સામે (યૂસુફનું વર્ણન) કરવાનું ભૂલાવી દીધું અને યૂસુફે કેટલાય વર્ષો જેલમાં જ વિતાવ્યા,

૪૩) બાદશાહે કહ્યું, મેં સપનામાં સાત હ્રષ્ટ-પૃષ્ટ ગાયોને જોઇ, જેને સાત દૂબળી ગાયો ખાઇ રહી છે અને સાત હર્યા-ભર્યા ડુંડા જોયા અને બીજા સાત ડુંડા તદ્દન સૂકા. હે દરબારીઓ ! મારા આ સપનાનું સ્પષ્ટીકરણ જણાવો, જો તમે સપનાનું સ્પષ્ટીકરણ કરી શકતા હોવ.

૪૪) તેમણે જવાબ આપ્યો કે આ તો જેવા-તેવા સપના છે અને આવા બેકાર સપનાનું સ્પષ્ટીકરણ અમે નથી જાણતા.

૪૫) તે બન્ને કેદીઓ માંથી જે કેદી મુક્ત થયો હતો, તેને વર્ષો પછી યાદ આવ્યું અને કહેવા લાગ્યો હું તમને આનું સ્પષ્ટીકરણ બતાવી દઇશ, મને જવા માટેની પરવાનગી આપો.

૪૬) હે ખૂબ જ સાચા યૂસુફ ! તમે અમને આ સપનાનું સ્પષ્ટીકરણ બતાવો, સાત હ્રષ્ટપૃષ્ટ ગાયો છે, જેમને સાત દૂબળી ગાયો ખાઇ રહી છે આને સાત હર્યા-ભર્યા ડુંડા છે અને સાત બીજા સૂકા ડુંડા છે, જેથી હું પાછો ફરી તે લોકોને કહી દઉં જેથી તે સૌ જાણી લે.

૪૭) યૂસુફે જવાબ આપ્યો કે તમે સાત વર્ષ સુધી સતત આદત પ્રમાણે ખેતી કરતા રહેજો અને ઊપજો કાપી તેને ડૂડાં સાથે જ રહેવા દેજો, પોતાના ખોરાક જેટલું તેમાંથી લઇ લેજો.

૪૮) ત્યારપછી સાત વર્ષ અત્યંત દુકાળ પડશે, તે ઊપજો કામ આવશે, જેને તમે સંભાળી રાખ્યું હતું, (બીજી વાર ખેતી કરવા માટે જે ઉપજ બચાવી રાખવામાં આવે છે) તે સિવાય બધું જ તમને કામ આવશે.

૪૯) ત્યાર પછી જે વર્ષ આવશે તેમાં લોકો માટે ખૂબ વરસાદ વરસાવવામાં આવશે અને તે વર્ષમાં તમે (દ્રાક્ષના ઝૂમખા) ખૂબ જ નીચોડશો.

૫૦) અને બાદશાહે કહ્યું કે યૂસુફને મારી પાસે લાવો, જ્યારે સંદેશવાહક યૂસુફ પાસે પહોંચ્યો, તો તેમણે કહ્યું, પોતાના બાદશાહ પાસે પાછો જા અને તેને પૂછ કે તે સ્ત્રીઓની સાચી વાત શું છે ? જેમણે પોતાના હાથ

કાપી નાખ્યા હતા, તેમની યુક્તિને (સાચી રીતે) જાણવાવાળો મારો પાલનહાર જ છે.

૫૧) બાદશાહે કહ્યું. હે સ્ત્રીઓ ! તે સમયની સાચી વાત શું છે ? જ્યારે તમે યુક્તિ કરી યૂસુફને તેની મનની ઇચ્છાથી હટાવવા માંગતા હતા, તેણીઓ સ્પષ્ટ જવાબ આપ્યો કે " અલ્લાહની પનાહ" અમે યૂસુફમાં કોઈ બુરાઇ નથી જોઇ, પછી તો અઝીઝની પત્ની પણ બોલી કે હવે સાચી વાત આવી ગઇ, મેં જ તેને તેમના જ લાલચ આપી હતી અને ખરેખર તે સાચા લોકો માંથી છે.

૫૨) (યૂસુફ અ.સ. એ કહ્યું ) આ એટલા માટે કે (અઝીઝ ) જાણી લે કે મેં તેની ગેરહાજરીમાં તેને દગો નથી કર્યો અને એ પણ અલ્લાહ ધોકાખોરોની યુક્તિઓને સફળ નથી થવા દેતો.



૫૩) હું પોતાના મનની પવિત્રતાનું વર્ણન નથી કરતો, નિ:શંક મનતો બુરાઇ તરફ જ પ્રોત્સાહી છે, પરંતુ એ કે મારો પાલનહાર જ પોતાની કૃપા કરે, ખરેખર મારો પાલનહાર ઘણો જ માફ કરનાર અને ઘણો જ દયાળુ છે.

૫૪) બાદશાહે કહ્યું કે, તેને મારી પાસે લાવો જેથી હું તેને મારા ખાસ કાર્યો માટે તેમને નક્કી કરું, પછી જ્યારે તેની સાથે વાતચીત કરી તો કહેવા લાગ્યા કે તમે આજથી અમારે ત્યાં પ્રતિષ્ઠિત અને નિષ્ઠાવાન છો.

૫૫) (યૂસુફે) કહ્યું, તમે મને શહેરના ખજાનાની વ્યવસ્થા માટે નક્કી કરી દો, હું નિરીક્ષક અને જાણકાર છું.

૫૬) આવી જ રીતે અમે યૂસુફ (અ.સ.) ને શહેર પર સત્તા આપી દીધી, કે તે જ્યાં ઇચ્છે ત્યાં રહે, અમે જેને ઇચ્છીએ છીએ તેના પર પોતાની કૃપા કરીએ છીએ, અમે સદાચારી લોકોના સારા કાર્યોનો બદલો વ્યર્થ નથી કરતા.

૫૭) નિ:શંક ઇમાનવાળા અને ડરવાવાળાઓ માટે પરલોકનો બદલો ઘણો જ ઉત્તમ છે.

૫૮) યૂસુફના ભાઇઓ આવ્યા અને યૂસુફ પાસે ગયા તો તેમણે તેઓને ઓળખી લીધા અને તેઓએ તેમને ન ઓળખ્યા.

૫૯) જ્યારે તેઓને તેમનું ભાથું આપી દીધું તો કહ્યું કે, તમે મારી પાસે પોતાના તે ભાઇને પણ લઇને આવજો જે તમારા પિતાનો પુત્ર છે, શું તમે જોયું કે હું પૂરેપૂરૂં તોલીને આપુ છું અને હું ઉત્તમ મહેમાનગતિ કરવાવાળો છું.

૬૦) બસ ! જો તમે તેને લઇ મારી પાસે ન આવ્યા તો મારા તરફથી તમને કંઈ પણ નહીં મળે, પરંતુ તમે મારી નજીક પણ ન ભટકશો.

૬૧) તેમણે કહ્યું કે સારું અમે તેના પિતાને તેના વિશે મનાવીશું અને સંપૂર્ણ પ્રયત્ન કરીશું.

૬૨) પોતાના સહાયકોને કહ્યું કે, આ લોકોનું ભાથું તેમના કોથળાઓમાં મૂકી દો, કે જ્યારે પાછા ફરીને પોતાના ઘરવાળાઓ પાસે જાય અને ભાથાને પારખી લે તો શક્ય છે કે આ લોકો ફરીથી પાછા આવશે.

૬૩) જ્યારે આ લોકો પાછા ફરી પોતાના પિતા સમક્ષ ગયા, તો કહેવા લાગ્યા કે અમારા માટે ભાથું રોકી લેવામાં આવ્યું, હવે તમે અમારી સાથે અમારા ભાઇને મોકલો જેથી અમે અમારો ભાગ લઇ આવીએ. અમે આની દેખરેખની જવાબદારી લઇએ છીએ.

૬૪) (યાકૂબ અ.સ. એ) કહ્યું કે, મને તો આના વિશે તમારો એવો જ વિશ્વાસ છે જેવું કે આ પહેલા આના ભાઇ વિશે હતો, બસ ! અલ્લાહ જ ઉત્તમ દેખરેખ રાખનાર અને તે બધા કરતા ઘણો દયાળુ છે.

૬૫) જ્યારે તેઓએ પોતાનો કોથળો ખોલ્યો તો પોતાનું ભાથું જોયું, જે તેમને આપી દેવામાં આવ્યું હતું, કહેવા લાગ્યા કે હે અમારા પિતા આપણને બીજુ શું જોઇએ છે ? જુઓ, આ અમારું ભાથું પણ અમને

પાછું આપવામાં આવ્યું. અમે પોતાના કુંટુંબીજનો માટે લઇ આવીશું અને અમારા ભાઇની દેખરેખ પણ રાખીશું અને એક ઊંટ જેટલું અનાજ વધારે લાવીશું, આ માપ તો ઘણું જ સરળ છે.

૬૬) યાકૂબ (અ.સ.) કહ્યું, હું તો આને ક્યારેય તમારી સાથે નહીં મોકલું, જ્યાં સુધી કે તમે અલ્લાહને વચ્ચે રાખી મને વચન ન આપો કે તમે આને મારી પાસે પાછો લઇ આવશો, સિવાય એક જ શરત કે તમે સૌ કેદી બનાવી લેવામાં આવો, જ્યારે તેઓએ પાકુ વચન આપી દીધું, તો તેમણે કહ્યું કે અમે જે કંઈ પણ કહી રહ્યા છે અલ્લાહ તેના પર સાક્ષી છે.

૬૭) અને (યાકૂબ અ.સ.એ) કહ્યું હે મારા બાળકો ! તમે સૌ એક દ્વાર માંથી દાખલ ન થશો, પરંતુ જુદા-જુદા દ્વાર માંથી પ્રવેશ કરજો, હું અલ્લાહ તરફથી આવનારી કોઈ વસ્તુને તમારાથી ટાળી નથી શક્તો. આદેશ ફક્ત અલ્લાહનો છે. મારો સંપૂર્ણ ભરોસો તેના પર જ છે અને દરેક ભરોસો કરનારે તેના પર જ ભરોસો કરવો જોઇએ.

૬૮) જ્યારે તેઓ તે જ દ્વાર માંથી, જેનો આદેશ તેમને તેમના પિતાએ આપ્યો હતો, પ્રવેશ્યા, જે વાત અલ્લાહએ નક્કી કરી લીધી હોય તે વાતથી તેમને કોઈ બચાવી નથી શકતું, પરંતુ યાકૂબ અ.સ.ના હૃદયમાં એક વિચાર (આવ્યો), અને તે વિચાર પૂરો કર્યો, ખરેખર તે અમારા શિખવાડેલા જ્ઞાનના જાણકાર હતા, પરંતુ વધુ પડતા લોકો નથી જાણતા.

૬૯) આ બધા જ્યારે યૂસુફ અ.સ. પાસે પહોંચી ગયા, તો તેમણે (યૂસુફે) તેમના ભાઇને પોતાની પાસે બેસાડી દીધા અને કહ્યું કે, હું તારો ભાઇ (યૂસુફ) છું. બસ ! આ જે કંઈ પણ કરી રહ્યા છે તેનાથી નિરાશ ન થઇશ.

૭૦) પછી જ્યારે તેમને તેમનું ભાથું બરાબર કરી આપ્યું, તો પોતાના ભાઇના ભાથામાં પાણી પીવા માટેનો પ્યાલો મુકી દીધો, પછી એક અવાજ આપનારાએ  પોકારીને કહ્યું કે હે કાફલાવાળાઓ ! તમે લોકો ચોર છો.

૭૧) તેમણે તેમની તરફ મોઢું ફેરવી કહ્યું કે તમારી કઇ વસ્તુ ખોવાઇ ગઇ છે ?

૭૨) જવાબ આપવામાં આવ્યો કે શાહી પ્યાલો ગુમ છે, જે આને શોધી લાવે તેને એક ઊંટના વજન જેટલું અનાજ મળશે. આ વચનનો હું જવાબદાર છું.

૭૩) તેમણે કહ્યું કે, અલ્લાહના સોગંદ તમે સારી રીતે જાણો છો કે અમે શહેરમાં વિદ્રોહ ફેલાવવા માટે નથી આવ્યા અને ન તો અમે ચોર છીએ.

૭૪) તેમણે કહ્યું કે સારું ચોરીની કેવી સજા છે જો તમે જૂઠા હોવ ?

૭૫) જવાબ આપવામાં આવ્યો કે તેની સજા આ જ છે કે જેના કોથળા માંથી નીકળે તે જ તેનો બદલો છે, અમે તો આવા અત્યાચારીઓને આવી જ સજા આપીએ છીએ.

૭૬) યૂસુફ (અ.સ.)એ તેમના સામાનની ચકાસણી શરૂ કરી, પોતાના ભાઇની ચકાસણી પહેલા, પછી તે પ્યાલાને પોતાના ભાઇના સામાન માંથી કાઢ્યો. અમે યૂસુફ (અ.સ.) માટે આવી જ યુક્તિ કરી હતી, તે બાદશાહના કાયદા પ્રમાણે આ લોકો પોતાના ભાઇને લઇ જઇ શક્તા નથી, પરંતુ એ કે અલ્લાહ ઇચ્છતો હોય અમે જેના માટે ઇચ્છીએ તેના હોદ્દા ઉચ્ચ કરી દઇએ છીએ, દરેક જાણકાર પર પ્રાથમિકતા રાખનાર બીજો જાણકાર છે.

૭૭) તેમણે કહ્યું કે, જો તેણે ચોરી કરી (તો કોઈ આશ્ચર્યની વાત નથી) આનો ભાઇ પણ પહેલા ચોરી કરી ચુકયો છે. યૂસુફ અ.સ. એ આ વાતને પોતાના મનમાં રાખી લીધી અને તેમની સમક્ષ કંઈ પણ જાહેર ન કર્યું, કહ્યું કે તમે ખરાબ જગ્યા પર છો અને જે કંઈ પણ તમે વર્ણન કરી રહ્યા છો તેને અલ્લાહ જ ખૂબ સારી રીતે જાણે છે.

૭૮) તેઓએ કહ્યું કે હે અઝીઝે મિસ્ર ! આના પિતા ઘણા જ વૃદ્ધ અને તદ્દન અશક્ત વ્યક્તિ છે, તમે આના બદલામાં અમારા માંથી કોઈને લઇ લો, અમે જોઇએ છીએ કે તમે ઘણા સાચા મનના છો.

૭૯) યૂસુફ અ.સ.એ કહ્યું કે, અમે જેની પાસે અમારી વસ્તું જોઇ છે તેના સિવાય બીજાની પકડ કરવાથી અલ્લાહના શરણમાં આવીએ છીએ, આવું કરવાથી તો અમે ખરેખર અન્યાય કરનારા થઇ જઇશું.

૮૦) જ્યારે આ લોકો આનાથી નિરાશ થઇ ગયા તો એકાંતમાં બેસી સલાહ-સુચન કરવા લાગ્યા, આમાં જે સૌથી મોટો હતો તેણે કહ્યું કે, તમને ખબર નથી કે તમારા પિતાએ તમારી પાસેથી અલ્લાહના સોગંદ લઇ પાકું વચન લીધું છે અને આ પહેલા યૂસુફ વિશે તમે બેદરકારી કરી ચુકયા છો. બસ ! હું તો અહીંયાથી નહીં જાઉં, જ્યાં સુધી કે પિતાજી પોતે મને પરવાનગી ન આપે, અથવા અલ્લાહ તઆલા મારી આ બાબતે ફેંસલો ન કરી દે, તે જ ઉત્તમ ફેંસલો કરનાર છે.

૮૧) તમે  પિતા પાસે પાછા જાઓ અને કહો કે પિતાજી ! તમારા દીકરાએ ચોરી કરી અને અમે તે જ સાક્ષી આપી જે અમે જાણતા હતા, અમે કંઈ પણ અદૃશ્યનું જ્ઞાન જાણતા ન હતા.

૮૨) તમે આ શહેરના લોકોને પૂછી લો, જ્યાં અમે હતા અને તે કાફલાને પણ પૂછી લો, જેની સાથે અમે આવ્યા છે અને ખરેખર અમે સાચા છે.

૮૩) (યાકૂબ અ.સ.એ) કહ્યું આવું નથી પરંતુ તમે પોતાના તરફથી વાત ઘડી કાઢી છે, બસ ! હવે ધીરજ રાખવી જ ઉત્તમ છે, શક્ય છે કે અલ્લાહ તઆલા તે સૌને મારી પાસે જ પહોંચાડી દે, તે જ જ્ઞાની અને હિકમતવાળો છે.

૮૪) પછી તેમનાથી મોઢું ફેરવી લીધું અને કહ્યું કે હાય યૂસુફ ! તેમની આંખો દુ:ખના કારણે સફેદ થઇ ગઇ હતી અને તેમણે દુ:ખને છુપાવી રાખ્યું હતું.

૮૫) પુત્રોએ કહ્યું કે, અલ્લાહના સોગંદ ! તમે હંમેશા યૂસુફની યાદમાં જ રહેશો, ત્યાં સુધી કે ઘરડા થઇ જાવ અથવા મૃત્યુ પામો.

૮૬) તેમણે કહ્યું કે, હું તો મારી પરેશાની અને દુ:ખની ફરિયાદ અલ્લાહ પાસે જ કરુ છું, મને અલ્લાહ તરફથી તે વાતોની જાણ છે જેને તમે નથી જાણતા.

૮૭) મારા વ્હાલા પુત્રો ! તમે જાવ અને યૂસુફ અ.સ. અને તેમના ભાઇની સંપૂર્ણ રીતે શોધ કરો અને અલ્લાહની કૃપાથી નિરાશ ન થાવ, નિ:શંક પાલનહારની કૃપાથી નિરાશ તે જ લોકો થાય છે જેઓ ઇન્કાર કરનારા છે.

૮૮) પછી જ્યારે આ લોકો યૂસુફ અ.સ. પાસે પહોંચ્યા, તો કહેવા લાગ્યા કે હે અઝીઝ ! અમને અને અમારા કુટુંબીજનોને દુ:ખ પહોંચ્યું છે, અમે ઓછું (ધન) લાવ્યા છે, બસ ! તમે અમને પૂરેપૂરું અનાજ આપો અને અમને દાન આપો, અલ્લાહ તઆલા દાન કરવાવાળાઓને બદલો આપે છે.

૮૯) યૂસુફે કહ્યું, જાણો છો કે તમે યૂસુફ અને તેના ભાઇ સાથે પોતાની અજાણતાની સ્થિતિમાં શું કર્યું ?

૯૦) તેઓએ કહ્યું, કે શું (ખરેખર) તમે જ યૂસુફ છો, જવાબ આપ્યો કે હાં, હું જ યૂસુફ છું અને આ મારો ભાઇ છે, અલ્લાહએ અમારા પર કૃપા કરી, વાત એવી છે કે જે પણ ડરવા લાગે અને ધીરજ રાખે તો અલ્લાહ તઆલા કોઈ સદાચારીનો બદલો વ્યર્થ નથી કરતો.

૯૧) તેઓએ કહ્યું કે અલ્લાહના સોગંદ ! અલ્લાહ તઆલાએ તમને અમારા પર પ્રભુત્વ આપ્યું અને આ પણ તદ્દન સાચું છે કે અમે ગુનેગાર હતા.

૯૨) જવાબ આપ્યો કે, આજે તમારા પર કોઈ પકડ નથી, અલ્લાહ તઆલા તમને માફ કરે. તે સૌ માફ કરવાવાળાઓ માંથી ખૂબ જ માફ કરનાર છે.

૯૩) મારો આ કુર્તો તમે લઇ જાવ અને તેને મારા પિતાના ચહેરા પર નાંખી દો, જેથી તેઓ દૃષ્ટિ પાછી મેળવે અને આવી જાવ, પોતાના દરેક કુંટુંબીજનોને મારી પાસે લઇ આવો.

૯૪) જ્યારે આ કાફલો છુટો પડયો તો તેમના પિતાએ કહ્યું, મને તો યૂસુફની સુગંધ આવી રહી છે, જો તમે મને પાગલ ન સમજો તો.

૯૫) તેઓ કહેવા લાગ્યા, કે અલ્લાહના સોગંદ ! તમે પોતાના તે જ જુના વિચારોમાં છો.

૯૬) જ્યારે ખુશખબર આપનારાએ પહોંચીને તેમના ચહેરા પર તે કુર્તો નાખ્યો તે જ સમયે તે ફરીથી જોવા લાગ્યા, કહ્યું ! શું હું તમને નહતો કહેતો કે હું અલ્લાહ તરફથી તે વાતો જાણું છું જેને તમે નથી જાણતા.

૯૭) તેઓએ કહ્યું, કે પિતાજી ! તમે અમારા માટે ગુનાની માફી માંગો, ખરેખર અમે અપરાધી છે.

૯૮) કહ્યું કે, હું નજીક માંજ તમારા માટે પોતાના પાલનહાર પાસે માફી માંગીશ, તે ઘણો જ મોટો માફ કરનાર અને અત્યંત દયાળુ છે.

૯૯) જ્યારે આ બધા ઘરવાળાઓ યૂસુફ અ.સ. પાસે પહોંચ્યા તો યૂસુફે પોતાના માતાપિતાને પોતાની નજીક બેસાડ્યા અને કહ્યું કે અલ્લાહની ઇચ્છા હોય તો તમે સૌ શાંતિ પૂર્વક મિસ્રમાં આવો.

૧૦૦) અને પોતાના સિંહાસન પર પોતાના માતાપિતાને ઊચ્ચ સ્થાને બેસાડ્યા અને સૌ તેમની સામે સિજદામાં પડી ગયા, ત્યારે કહ્યું કે પિતાજી ! આ મારા પહેલા સપનાનું સ્પષ્ટીકરણ છે. મારા પાલનહારે આ સપનાને સાચું કરી બતાવ્યું. તેણે મારા પર ઘણા ઉપકાર કર્યા, જ્યારે કે મને જેલ માંથી કાઢ્યો અને તમને રણ પ્રદેશ માંથી લઇ આવ્યો, તે વિવાદ પછી, જે શેતાને મારા અને મારા ભાઇઓ વચ્ચે નાખ્યો હતો, મારો પાલનહાર જે ઇચ્છે તેની ઉત્તમ વ્યવસ્થા કરવાવાળો છે અને તે ઘણો જ જ્ઞાની અને હિકમતવાળો છે.

૧૦૧) હે મારા પાલનહાર ! તે મને શહેર આપ્યું અને તે મને સપનાના સ્પષ્ટીકરણનું જ્ઞાન શિખવાડ્યું. હે આકાશ અને ધરતીનું સર્જન કરનાર ! તું જ દુનિયા અને આખેરતમાં મારો દોસ્ત અને વ્યવસ્થાપક છે. તું મને ઇસ્લામની સ્થિતિમાં મૃત્યુ આપ અને સદાચારી લોકો માંથી કરી દે.

૧૦૨) આ અદૃશ્યની વાતો માંથી છે, જેની વહી અમે તમારી તરફ કરી રહ્યા છીએ, તમે તેની પાસે ન હતા, જ્યારે તેઓએ પોતાની વાત કહી હતી અને તેઓ વિદ્રોહ કરવા લાગ્યા હતા.

૧૦૩) ભલેને તમે જેટલું પણ ઇચ્છો, પરંતુ વધારે પડતા લોકો ઇમાનવાળા નહીં થાય.

૧૦૪) તમે તેમની પાસે આના માટે કોઈ વળતર નથી માંગી રહ્યા, આ તો દરેક લોકો માટે સ્પષ્ટ શિખામણ જ છે.

૧૦૫) આકાશો અને ધરતીમાં ઘણી જ નિશાનીઓ છે, જેનાથી આ લોકો મોઢું ફેરવી જતા રહે છે.

૧૦૬) તેમના માંથી વધારે પડતા લોકો અલ્લાહ પર ઇમાન ધરાવવા છતાં મુશરિક છે.

૧૦૭) શું તેઓ આ વાતથી નીડર બની ગયા છે કે તેમની પાસે અલ્લાહના પ્રકોપ માંથી કોઈ સામાન્ય પ્રકોપ આવી જાય, અથવા તેમના પર અચાનક કયામત આવી જાય અને તેઓ અજાણ હોય.

૧૦૮) તમે કહી દો કે, મારો માર્ગ આ જ છે, હું અને મારું અનુસરણ કરનારા અલ્લાહ તરફ બોલાવી રહ્યા છે, સંપૂર્ણ ભરોસા સાથે. અને અલ્લાહ પવિત્ર છે અને હું મુશરિકો માંથી નથી.

૧૦૯) તમારા પહેલા અમે જેટલા પણ પયગંબરો મોકલ્યા છે, બધાં પુરુષ જ હતા, જેમની તરફ અમે વહી અવતરિત કરતા ગયા, શું ધરતી પર હરી-ફરીને તેઓએ જોયું નથી કે તેમનાથી પહેલાના લોકોની કેવી

દશા થઇ, ખરેખર આખેરતનું ઘર ડરવાવાળાઓ માટે ઘણું જ ઉત્તમ છે, શું તો પણ તમે નથી સમજતા ?

૧૧૦) ત્યાં સુધી કે જ્યારે પયગંબર નિરાશ થવા લાગ્યા અને તેઓ (કોમના લોકો) વિચારવા લાગ્યા કે (પયગંબર અને તેમની કહેલી વાતો) જૂઠી છે, તો તરતજ અમારી મદદ તેમની પાસે આવી પહોંચી, જેને અમે ઇચ્છ્યું તેને નજાત (મુક્તિ) આપી, વાત એવી છે કે અમારી યાતનાને ગુનેગારો પરથી હટાવવામાં નથી આવતી.

૧૧૧) તેમની વાતમાં બુદ્ધિશાળી લોકો માટે ખરેખર શિખામણ છે, આ કુરઆન, ખોટી વાત નથી, પરંતુ આ પુષ્ટિ કરે છે તે કિતાબોની, જે તેના પહેલાની છે. દરેક વસ્તુનું સ્પષ્ટ રીતે વર્ણન કરનારી છે અને ઇમાનવાળાઓ માટે સત્યમાર્ગ દર્શન અને કૃપા છે.






અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧) અલિફ-લામ્-મિમ્-રૉ. આ કુરઆનની આયતો છે અને જે કંઈ પણ તમારી તરફ તમારા પાલનહાર તરફથી અવતરિત કરવામાં આવે છે, બધું જ સાચું છે, પરંતુ ઘણા લોકો ઇમાન નથી લાવતા.

૨) અલ્લાહ તે છે, જેણે આકાશોને વગર સ્તંભે ઊચું કરી રાખ્યું છે, કે તમે તેને જોઇ રહ્યા છો, પછી તે અર્શ પર બિરાજમાન છે, તેણે સૂર્ય અને ચંદ્રને નિયમિત કરી રાખ્યા છે, દરેક નક્કી કરેલ સમય સુધી ચક્કર લગાવી રહ્યા છે, તે જ કાર્યની વ્યવસ્થા કરે છે, તે પોતાની નિશાનીઓનું વર્ણન સ્પષ્ટ રીતે કરી રહ્યો છે કે તમે પોતાના પાલનહારની મુલાકાતને સાચી જાણો.

૩) તેણે જ ધરતીને ફેલાવીને પાથરી દીધી છે અને તેમાં પર્વત અને નહેરોનું સર્જન કરી દીધું છે અને તેમાં દરેક પ્રકારના ફળોની જોડ બનાવી, તે રાતને દિવસ વડે છૂપાવી દે છે, નિ:શંક ચિંતન-મનન કરનારાઓ માટે આમાં ઘણી જ નિશાનીઓ છે.

૪) અને ધરતીમાં વિવિધ પ્રકારના ભાગ એકબીજા સાથે જોડાયેલ છે અને દ્રાક્ષના બગીચાઓ છે અને ખેતરો છે અને ખજૂરીના વૃક્ષો છે, ડાળીઓ વાળા અને કેટલાક એવા છે જે ડાળીઓ વગરના છે, સૌને એક જ પ્રકારનું પાણી આપવામાં આવે છે, તો પણ અમે એકને બીજાના ફળો પર પ્રભુત્વ આપીએ છીએ, આમાં બુદ્ધિશાળી લોકો માટે ઘણી નિશાનીઓ છે.

૫) જો તમને આશ્ચર્ય થતું હોય કે ખરેખર તેમનું આવું કહેવું આશ્ચર્યજનક છે કે શું અમે માટી થઇ જઇશું, તો અમે નવા સર્જનમાં હોઇશું ? આ જ તે લોકો છે, જેમણે પોતાના પાલનહારનો ઇન્કાર કર્યો, આ જ તે લોકો

છે, જેમના ગળાઓમાં તોક (બેડીઓ) હશે અને આ જ લોકો જહન્નમમાં રહેનારા છે જેમાં તેઓ હંમેશા રહેશે.

૬) આ લોકો ભલાઇથી પહેલા બુરાઇ માટે ઉતાવળ કરી રહ્યા છે, ખરેખર તેમનાથી પહેલાના લોકો પર પ્રકોપ આવી પહોંચ્યો છે, અને ખરેખર તમારો પાલનહાર માફ કરનાર છે, લોકોના ખોટા અત્યાચાર કરવા પછી પણ. અને આ પણ ચોક્કસ વાત છે કે તમારો પાલનહાર ઘણી જ સખત સજા આપનાર પણ છે.

૭) અને ઇન્કાર કરનારા કહે છે કે, તેના પર તેના પાલનહાર તરફથી કોઈ નિશાની કેમ ન ઉતારવામાં આવી, વાત એવી છે કે તમે તો ફક્ત સચેત કરનારા છો અને દરેક કોમ માટે સત્ય માર્ગદર્શન આપનાર છે.

૮) માદા પોતાના પેટમાં જે કંઈ પણ રાખે છે તેને અલ્લાહ ખૂબ સારી રીતે જાણે છે અને પેટનો ઘટાડો-વધારો પણ, દરેક વસ્તુ તેની પાસે પ્રમાણસર છે.

૯) જાહેર અને છૂપી વાતોને તે જાણે છે, (બધા કરતા) મોટો અને (બધા કરતા) ઉચ અને પ્રતિષ્ઠિત છે.

૧૦) તમારા માંથી કોઈનું પોતાની વાત છુપાવીને કહેવું અને ઊંચા અવાજે કહેવું અને જે રાત્રે છુપું હોય અને જે દિવસમાં ચાલી રહ્યું હોય, બધું જ અલ્લાહ માટે સરખું છે.

૧૧) તેના નિરિક્ષકો માનવીની આગળ-પાછળ નિયુકત છે, જે અલ્લાહના આદેશથી તેનું નિરિક્ષણ કરે છે, કોઈ કોમની સ્થિતિ અલ્લાહ તઆલા નથી બદલતો, જ્યાં સુધી કે તે પોતે તેને ન બદલે, જે તેમના હૃદયોમાં છે, અલ્લાહ તઆલા જ્યારે કોઈ કોમને યાતના આપવાનો નિશ્ચય કરી લે છે, તો તે બદલતો નથી અને તેના સિવાય તેમની મદદ કરનાર કોઈ નથી.

૧૨) તે અલ્લાહ જ છે, જે તેમને વીજળીનો પ્રકાશ ડરાવવા માટે અને આશા માટે બતાવે છે અને ભારે વાદળોનું સર્જન કરે છે.

૧૩) (વાદળની) ગર્જના, તેના નામનું સ્મરણ અને તેની પ્રશંસા કરે છે અને ફરિશ્તાઓ પણ તેના ભયથી, તે જ આકાશ માંથી વીજળી પાડે છે, અને જેના પર ઇચ્છે છે તેના પર નાંખે છે, ઇન્કાર કરનારાઓ અલ્લાહ વિશે વિવાદ કરી રહ્યા છે અને અલ્લાહ ખૂબ જ તાકાતવાળો છે.

૧૪) તેને જ પોકારવું સત્ય છે, જે લોકો તેને છોડીને બીજાને પોકારે છે તે તેમનો કોઈ જવાબ નથી આપતા, પરંતુ તે વ્યક્તિ, જેવું કે પોતાના બન્ને હાથ પાણી તરફ ફેલાયેલા રાખે કે જેથી પાણી તેના મોઢામાં આવી જાય, જો કે તે પાણી તેમના મોઢામાં આવવાનું નથી, તે ઇન્કાર કરનારાઓની જેટલી પોકાર છે, બધી જ પથભ્રષ્ટ છે.

૧૫) અલ્લાહ માટે જ ધરતી અને આકાશનું દરેક સર્જન ખુશી તેમજ નારાજગી સાથે સિજદો કરે છે અને તેમના પડછાયા પણ, સવાર સાંજ.

૧૬) તમે પૂછો કે, આકાશો અને ધરતીનો પાલનહાર કોણ છે ? કહી દો કે "અલ્લાહ". કહી દો કે, શું તો પણ તેને છોડીને બીજા પાસે મદદ માંગો છો. જે પોતે પોતાના પ્રાણના પણ સાચા અને ખોટાનો અધિકાર નથી ધરાવતા, કહી દો કે, શું આંધળો અને જોઇ શકનાર બન્ને સરખા હોઇ શકે છે ? અથવા શું અંધકાર અને પ્રકાશ સરખા હોઇ શકે છે ? શું આ લોકો, જેમને અલ્લાહના ભાગીદાર ઠેરવી રહ્યા છે, તેમણે પણ અલ્લાહ જેવું જ સર્જન કર્યું છે ? કે તેમના માટે સર્જનની બાબત શંકાસ્પદ થઇ ગઇ છે ? કહી દો કે ફકત અલ્લાહ જ દરેક વસ્તુનો સર્જનહાર છે, તે એકલો છે અને જબરદસ્ત પ્રભાવશાળી છે.

૧૭) તેણે જ આકાશ માંથી પાણી વરસાવ્યું, પછી પોતપોતાના વિસ્તાર પ્રમાણે નહેરો વહી ગઇ, પછી પાણીના વહેણના કારણે ઉપરના ભાગે ફીણ ઉત્પન્ન થવા લાગ્યું, જેવી રીતે ઘરેણા તથા વાસણો સાફ કરતી વખતે ફીણ ઉભરાઇ આવે છે, આવી જ રીતે અલ્લાહ તઆલા સત્ય અને અસત્યનું ઉદાહરણ આપે છે, હવે ફીણ વ્યર્થ થઇ ખતમ થઇ જાય છે, પરંતુ જે લોકોને ફાયદો આપનારી વસ્તુ છે તે ધરતીમાં રહી જાય છે, અલ્લાહ તઆલા આવી જ રીતે ઉદાહરણોનું વર્ણન કરે છે.

૧૮) જે લોકોએ પોતાના પાલનહારના આદેશોનું અનુસરણ કર્યું તેમના માટે ભલાઇ છે અને જે લોકોએ તેના આદેશોનું અનુસરણ ન કર્યું, તેમના માટે ધરતીમાં જે કંઈ પણ છે અને તેના જેટલું જ બીજું પણ હોય તો તે બધું જ (મુક્તિદંડ માટે) આપી દે, આવા જ લોકો હશે જેમના માટે ખરાબ હિસાબ છે અને જેમનું ઠેકાણું જહન્નમ છે જે અત્યંત ખરાબ જગ્યા છે.

૧૯) શું તે એક વ્યક્તિ, જે આ જાણતો હોય કે તમારી તરફ તમારા પાલનહાર તરફથી જે પણ અવતરિત કરવામાં આવ્યું છે તે સત્ય છે, તે વ્યક્તિ જેવો હોઇ શકે છે જે આંધળો હોય, શિખામણ તો તે જ લોકો પ્રાપ્ત કરે છે જે બુદ્ધિશાળી છે.

૨૦) જે અલ્લાહના વચનને પૂરું કરે છે અને વાત-વચનનું ભંગ નથી કરતા.

૨૧) અને અલ્લાહએ જે (સંબંધોને) જાળવી રાખવાનો આદેશ આપ્યો છે, તે તેને જાળવી રાખે છે અને તે પોતાના પાલનહારથી ડરે છે અને હિસાબની કઠણાઇનો ભય રાખે છે.

૨૨) અને તે પોતાના પાલનહારની પ્રસન્નતા માટે ધીરજ રાખે છે અને નમાઝ કાયમ કરે છે અને જે કંઈ પણ અમે તેમને આપી રાખ્યું છે તેને છૂપું અને જાહેરમાં દાન કરે છે અને બુરાઇને ભલાઇથી દૂર કરે છે, તેમના માટે જ પરલોકનું ઘર છે.

૨૩) હંમેશા રહેવા માટે બગીચાઓ, જ્યાં તે પોતે જશે અને પોતાના પૂર્વજો અને પત્નીઓ અને સંતાનો માંથી જે સદાચારી હશે અને તેમની સાથે ફરિશ્તા દરેક દ્વારથી પ્રવેશ કરશે.

૨૪) કહેશે કે, તમારા પર સલામતી થાય, ધીરજના બદલામાં, કેટલો સારો (બદલો) છે, તે આખેરતના ઘરનો.

૨૫) અને જે અલ્લાહના મજબૂત વચનનો ભંગ કરે છે અને જે (સંબંધો)ને જાળવી રાખવાનો આદેશ આપ્યો છે તેને જાળવી રાખતા નથી અને ધરતીમાં વિદ્રોહ ફેલાવે છે, તેમના માટે લઅનતો (ફિટકાર) છે અને તેમના માટે ખરાબ ઠેકાણું છે.

૨૬) અલ્લાહ તઆલા જેને રોજી આપવાનું ઇચ્છે છે, વધારે છે અને જેની ઇચ્છે ઘટાડે છે, આ તો દુનિયાના જીવનમાં મગ્ન થઇ ગયા, જો કે દુનિયા પરલોકની સરખામણીમાં અત્યંત (તુચ્છ) સામાન છે.

૨૭) ઇન્કાર કરનારા કહે છે કે, તેના પર કોઈ નિશાની કેમ ન ઉતરી ? જવાબ આપી દો કે અલ્લાહ જેને પથભ્રષ્ટ કરવા ઇચ્છે કરી દે છે, અને જે તેની તરફ ઝૂકે તેને સત્યમાર્ગ બતાવી દે છે.

૨૮) જે લોકો ઇમાન લાવ્યા તેમના હૃદય અલ્લાહના નામના સ્મરણથી શાંતિ પ્રાપ્ત કરે છે, યાદ રાખો ! અલ્લાહના નામના સ્મરણથી જ દિલને શાંતિ મળે છે.

૨૯) જે લોકો ઇમાન લાવ્યા અને જે લોકોએ સારા કાર્યો પણ કર્યા તેમના માટે પ્રસન્નતા છે અને ઉત્તમ ઠેકાણું.

30) આવી જ રીતે અમે તમને એ જૂથમાં મોકલ્યા છે, જેમના પહેલા ઘણા જૂથો થઇ ચૂક્યા છે, કે તમે તેઓને અમારા તરફથી જે વહી તમારા પર અવતરિત થઇ છે, તે પઢી સંભળાવો. આ લોકો દયાળુ અલ્લાહના ઇન્કાર કરનારા છે, તમે કહી દો કે, મારો પાલનહાર તો તે જ છે તેના

સિવાય કોઈ પૂજ્ય નથી, તેના પર જ મારો ભરોસો છે અને તેની જ તરફ મારો ઝૂકાવ છે.

૩૧) જો કોઈ કુરઆન (આકાશી વાણી) દ્વારા પર્વતો ચલાવવામાં આવતા અથવા ધરતીના ટુકડે ટુકડા કરી દેવામાં આવતી અથવા મૃતકો સાથે વાર્તાલાપ કરાવી દેવામાં આવતો (તો પણ તેઓ ઇમાન ન લાવતા). વાત એ છે કે દરેક કાર્ય અલ્લાહના જ હાથમાં છે, તો શું ઇમાનવાળાઓને આ વાત પર વિશ્વાસ નથી કે જો અલ્લાહ તઆલા ઇચ્છે તો દરેક લોકોને સત્ય માર્ગદર્શન આપી દે, ઇન્કાર કરનારાઓને તો તેમના ઇન્કારના બદલામાં હંમેશા કોઈને કોઈ સખત સજા પહોંચતી રહેશે અથવા તેમના મકાનોની નજીક આવતી રહેશે, ત્યાં સુધી કે નક્કી કરેલ સમય આવી જાય, ખરેખર અલ્લાહ તઆલા વચનભંગ નથી કરતો.

૩૨) નિ:શંક તમારા પહેલાના પયગંબરોની મજાક કરવામાં આવી હતી અને મેં પણ ઇન્કાર કરનારાઓને મહેતલ આપી હતી, પછી તેમને પકડી લીધા હતા, બસ ! મારો પ્રકોપ કેવો રહ્યો ?

૩૩) શું તે અલ્લાહ, જે દરેક વ્યક્તિની દેખરેખ રાખનાર છે, તેણે કરેલા કાર્યો મુજબ જેને લોકો અલ્લાહના ભાગીદાર ઠેરવે છે (બરાબર હોઈ શકે છે), કહી દો કે થોડાંક તેમના નામ તો લો, શું તમે અલ્લાહને તે વાતો કહો છો જે ધરતીમાં જાણતો જ નથી અથવા ફકત ઉપર છલ્લીની વાતો કરો છો, વાત ખરેખર એવી છે કે, ઇન્કાર કરનારાઓ માટે તેમની યુક્તિઓ શણગારી દેવામાં આવી છે, અને તેમને સત્ય માર્ગથી રોકી દેવામાં આવ્યા છે અને જેને અલ્લાહ પથભ્રષ્ટ કરી દે, તેને માર્ગદર્શન આપનાર કોઈ નથી.

૩૪) તેમના માટે દુનિયાના જીવનમાં પણ સજા છે અને આખેરતની સજા તો ઘણી જ સખત છે, તેમને અલ્લાહના ગુસ્સાથી બચાવનાર કોઈ નથી.

૩૫) તે જન્નતના ગુણ, જેનું વચન ડરવાવાળાઓને કરવામાં આવ્યું છે, એ છે કે તેની નીચેથી નહેરો વહી રહી છે, તેનું ફળ હંમેશા રહેનાર છે અને તેનો છાંયડો પણ, આ છે ડરવાવાળોનું પરિણામ અને ઇન્કાર કરનારાઓનું ઠેકાણું જહન્નમ છે.

૩૬) જેમને અમે કિતાબ આપી છે, તેઓ તો જે કંઈ તમારા પર અવતરિત કરવામાં આવે છે તેનાથી રાજી થાય છે અને બીજા જૂથ તેની થોડીક વાતોનો ઇન્કાર કરે છે, તમે જાહેર કરી દો કે મને તો ફક્ત એ જ આદેશ આપવામાં આવ્યો છે કે, હું અલ્લાહની બંદગી કરું અને તેની સાથે કોઈને ભાગીદાર ન ઠેરવું. હું તેની જ તરફ બોલાવી રહ્યો છું અને તેની જ તરફ મારે પાછા ફરવાનું છે.

૩૭) આવી જ રીતે અમે આ કુરઆનને અરબી ભાષામાં અવતરિત કર્યું છે, જો તમે તેમની મનેચ્છાઓનું અનુસરણ કરી લીધું, ત્યાર પછી કે તમારી પાસે જ્ઞાન આવી પહોંચ્યું છે, તો અલ્લાહ વિરૂદ્ધ તમારી મદદ કરનાર કોઈ નહીં મળે અને ન બચાવનાર.

૩૮) અમે તમારા પહેલા પણ ઘણા જ પયગંબરોને અવતરિત કરી ચૂક્યા છે અને અમે તે સૌને પત્ની તથા બાળકોવાળા બનાવ્યા હતા, કોઈ પયગંબર અલ્લાહની પરવાનગી વગર કોઈ નિશાની નથી લાવી શકતો, દરેક નક્કી કરેલ વચન લખેલ છે.

૩૯) અલ્લાહ જે ઇચ્છે તે નષ્ટ કરી દે અને જે ઇચ્છે તેને બાકી રાખે, “લોહે મહફૂઝ” તેની જ પાસે છે.

૪૦) તેમની સાથે કરેલ વચન માંથી કોઈ વચન જો તમને જણાવી દઇએ અથવા તમને અમે મૃત્યુ આપી દઇએ, તો તમારું કામ તો ફક્ત પહોંચાડી દેવાનું જ છે, હિસાબ લેવો તો અમારી જ જવાબદારી છે.

૪૧) શું તે લોકો નથી જોતા કે અમે ધરતીને તેના કિનારા પરથી ઘટાડીએ છીએ, અલ્લાહ આદેશ કરે છે, કોઈ તેના આદેશને પાછું ઠેલનાર નથી. તે નજીકમાં જ હિસાબ લેનાર છે.

૪૨) તેમના પહેલાના લોકોએ પણ પોતાની ચાલાકીમાં કોઈ કસર ન છોડી હતી, પરંતુ દરેક યુક્તિઓ અલ્લાહની જ છે, જે વ્યક્તિ જે કંઈ પણ કરી રહ્યો છે અલ્લાહ તેને જાણે છે, ઇન્કાર કરનારાઓને હમણા જ ખબર પડી જશે કે (તે) આખેરતની યાતના કોના માટે છે.

૪૩) આ ઇન્કાર કરનાર કહે છે તમે અલ્લાહના પયગંબર નથી, તમે જવાબ આપી દો કે મારી અને તમારી વચ્ચે સાક્ષી આપવા માટે અલ્લાહ પૂરતો છે અને તે, જેની પાસે કિતાબનું જ્ઞાન છે.






અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧) અલિફ-લામ્-રૉ. આ ઊચ્ચ દરજ્જાવાળી કિતાબ અમે તમારી તરફ અવતરિત કરી છે જેથી તમે લોકોને અંધકાર માંથી પ્રકાશ તરફ લાવો, તેમના પાલનહારના આદેશથી, જબરદસ્ત અને પ્રશંસાવાળા અલ્લાહ તરફ.

૨) જે કંઈ પણ આકાશો અને ધરતી માં છે તે બધું જ અલ્લાહનું છે અને ઇન્કાર કરનારાઓ માટે સખત યાતનાની ચેતના છે.

૩) જે આખેરતની સરખામણીમાં દુનિયાના જીવનને પસંદ કરે છે અને અલ્લાહના માર્ગથી લોકોને રોકે છે અને તેમાં ટીકા કરવાનું શોધે છે, આ જ લોકો છેલ્લી કક્ષાના પથભ્રષ્ટ છે.

૪) અમે દરેક પયગંબરને તેમની માતૃભાષામાં જ મોકલ્યા છે, જેથી તેઓની સમક્ષ સ્પષ્ટ રીતે વર્ણન કરી શકે, હવે અલ્લાહ જેને ઇચ્છે તેને પથભ્રષ્ટ કરી દે અને જેને ઇચ્છે સત્યમાર્ગ બતાવી દે, તે વિજયી અને હિકમતવાળો છે.

૫) (યાદ રાખો જ્યારે કે) અમે મૂસા (અ.સ.)ને પોતાના પુરાવા લઇ મોકલ્યા અને કહ્યું કે તું પોતાની કોમને અંધકાર માંથી પ્રકાશ તરફ બોલાવ અને તેમને અલ્લાહના ઉપકારો યાદ કરાવ, તેમાં નિશાનીઓ છે, દરેક ધીરજ રાખનાર અને આભાર વ્યકત કરનાર માટે.

૬) જે સમયે મૂસા (અ.સ.) એ પોતાની કોમને કહ્યું કે, અલ્લાહના તે ઉપકારો યાદ કરો જે તેણે તમારા પર કર્યા છે જ્યારે તેણે તમને ફિરઔનના લોકોથી છુટકારો આપ્યો જે તમને ઘણી તકલીફ આપતા હતા, તમારા બાળકોને કતલ કરી દેતા અને તમારી બાળકીઓને

જીવિત છોડી દેતા, તેમાં તમારા પાલનહાર તરફથી તમારા પર ઘણી કઠિન કસોટી હતી.

૭) અને જ્યારે તમારા પાલનહારે તમને જણાવી દીધું કે જો તમે આભાર વ્યકત કરશો તો ખરેખર હું તમને વધુ આપીશ અને જો તમે કૃતઘ્ની થશો તો ખરેખર મારી યાતના ઘણી જ સખત છે.

૮) મૂસા (અ.સ.)એ કહ્યું કે, જો તમે સૌ અને ધરતીના દરેક લોકો અલ્લાહના કૃતઘ્ની બને તો પણ અલ્લાહ બેનિયાઝ (નિરપેક્ષ) અને પ્રશંસાવાળો છે.

૯) શું તમારી પાસે તમારા પહેલાના લોકોની ખબર નથી આવી ? એટલે કે નૂહ(અ.સ.) ની કોમની અને આદ અને ષમૂદની અને તેમના પછી આવનારાઓની, જેમને અલ્લાહ સિવાય કોઈ નથી જાણતુ, તેમની પાસે તેમના પયગંબર ચમત્કાર લઇને આવ્યા, પરંતુ તેમણે પોતાના હાથ પોતાના મોઢામાં દબાવી દીધા અને સ્પષ્ટ કહી દીધું કે જે કંઈ તમને લઇ મોકલવામાં આવ્યા છે અમે તેનો ઇન્કાર કરીએ છેએ અને જે વસ્તુ તરફ તમે અમને બોલાવી રહ્યા છો અમને તો તેમાં ઘણી મોટી શંકા છે.

૧૦) તેમના પયગંબરોએ તેમને કહ્યું કે, શું અલ્લાહ વિશે તમને શંકા છે ? જે આકાશો અને ધરતીને બનાવનાર છે, તે તો તમને એટલા માટે બોલાવી રહ્યો છે કે તે તમારા બધા ગુના માફ કરી દે અને એક નક્કી કરેલ સમય સુધી તમને મહેતલ આપે. તેમણે કહ્યું કે, તમે તો અમારી જેમ જ માનવી છો, તમે એવું ઇચ્છો છો કે અમને તે પૂજ્યોથી રોકી દો જેમની બંદગી અમારા પૂર્વજો કરતા હતાં, સારૂં તો અમારી સામે કોઈ સ્પષ્ટ નિશાની લાવો.

૧૧) તેમના પયગંબરોએ તેમને કહ્યું કે આ તો સાચું છે કે અમે તમારી જેમ જ માનવી છે, પરંતુ અલ્લાહ તઆલા પોતાના બંદાઓ માંથી જેના

પર ઇચ્છે છે, પોતાની કૃપા કરે છે. અલ્લાહના આદેશ વગર અમારી શક્તિ નથી કે અમે કોઈ ચમત્કાર તમારી સામે લાવી બતાવીએ અને ઇમાનવાળાઓએ ફક્ત અલ્લાહ તઆલા પર જ ભરોસો કરવો જોઇએ.

૧૨) છેવટે શું કારણ છે કે અમે અલ્લાહ તઆલા પર ભરોસો ન કરીએ, જ્યારે કે તેણે જ અમને સત્ય માર્ગ બતાવ્યો છે, અલ્લાહના સોગંદ, જે તકલીફ તમે અમને આપશો, અમે તેના પર ધીરજ રાખીશું, ભરોસો કરનારાઓએ અલ્લાહ પર જ ભરોસો કરવો જોઇએ.

૧૩) ઇન્કાર કરનારાઓએ પોતાના પયગંબરોને કહ્યું કે, અમે તમને શહેર માંથી કાઢી મૂકીશું, અથવા તમે ફરીથી અમારા ધર્મનો સ્વીકાર કરી લો, તો તેમના પાલનહારે તેમની તરફ વહી અવતરિત કરી કે અમે તે અત્યાઅચારીઓને જ નષ્ટ કરી દઇશું.

૧૪) અને તેમના પછી અમે પોતે તમને આ ધરતી પર વસાવીશું, આ છે તેમના માટે, જે મારી સામે ઊભા રહેવાનો ડર રાખે. અને મારી ચેતવણીથી ડરતો રહે.

૧૫) અને તેમણે ફેંસલો માગ્યો અને દરેક વિદ્રોહી, પથભ્રષ્ટ લોકો નિરાશ થઇ ગયા.

૧૬) તેની સામે જહન્નમ છે જ્યાં તેમને પરૂનું પાણી પીવડાવવામાં આવશે.

૧૭) જેને મુશ્કેલીથી ઘુંટડો ઘુંટડો પીશે, તો પણ એને ગળે ઉતારી નહીં શકે અને તેને દરેક બાજુથી મૃત્યુ દેખાશે, પરંતુ તે મૃત્યુ નહીં પામે, ત્યાર પછી પણ સખત યાતના હશે.

૧૮) તે લોકોનું ઉદાહરણ જેમણે પોતાના પાલનહારનો ઇન્કાર કર્યો, તેમના કર્મો તે રાખ જેવા છે જેના પર ભયંકર વાવાઝોડું આવે, જે કંઈ પણ તેમણે કર્યું તેમાંથી કોઈ વસ્તુંનો અધિકાર નહીં ધરાવે, આ જ દૂરની પથભ્રષ્ટતા છે.

૧૯) શું તમે નથી જોયું કે અલ્લાહ તઆલાએ આકાશો અને ધરતીને ઉત્તમ વ્યવસ્થા સાથે બનાવ્યા, જો તે ઇચ્છે તો તમને બધાને નષ્ટ કરી દે અને નવું સર્જન લાવી દે.

૨૦) અલ્લાહ માટે આ કાર્ય સહેજ પણ અશક્ય નથી.

૨૧) સૌ અલ્લાહની સમક્ષ ઊભા રહેશે, તે સમયે અશક્ત લોકો અહંકારીઓને કહેશે, કે અમે તો તમારું અનુસરણ કરનારા હતા તો શું તમે અલ્લાહની યાતના માંથી થોડીક યાતના દૂર કરી શકો છો ? તેઓ જવાબ આપશે કે જો અલ્લાહ અમને સત્યમાર્ગ બતાવતો, તો અમે પણ ખરેખર તમારું માર્ગદર્શન કરતા, હવે તો અમારા પર અફસોસ કરો અથવા ધૈર્ય રાખો, બન્ને સરખું છે, આપણા માટે કોઈ છૂટકારો નથી.

૨૨) જ્યારે બીજા કર્મોનો ફેંસલો કરી દેવામાં આવશે તો શેતાન કહેશે કે અલ્લાહએ તો તમને સાચું વચન આપ્યું હતું અને મેં, તમારી જે વચન આપ્યા હતાં તેનું વચનભંગ કર્યું, મારું તમારા પર કોઈ દબાણ હતું જ નહીં, હાં મે તમને પોકાર્યા અને તમે મારી વાતોને માની લીધી, તમે મારા પર આરોપ ન લગાવો, પરંતુ પોતે પોતાને જ દોષી માની લો, ન હું તમારી ફરિયાદ સાંભળી શકું છું અને ન તો તમે મારી, હું તો માનતો જ નથી કે તમે મને આ પહેલા અલ્લાહનો ભાગીદાર ઠેરાવતા રહ્યા, ખરેખર અત્યાચારીઓ માટે દુ:ખદાયી યાતના છે.

૨૩) જે લોકો ઇમાન લાવ્યા અને સત્કાર્યો કર્યા તેમને તે જન્નતોમાં પ્રવેશ આપવામાં આવશે જેની નીચે નહેરો વહી રહી છે, જ્યાં તેઓ હંમેશા રહેશે પોતાના પાલનહાર ના આદેશથી, જ્યાં તેમનું સ્વાગત “સલામ” સાથે કરવામાં આવશે.

૨૪) શું તમે નથી જોયું કે અલ્લાહ તઆલાએ પવિત્ર વાતનું ઉદાહરણ કેવી રીતે વર્ણન કર્યું, એક પવિત્ર વૃક્ષ વડે જેના મૂળ મજબૂત છે અને જેની ડાળીઓ આકાશમાં છે.

૨૫) જે પોતાના પાલનહારના આદેશથી દરેક સમયે પોતાનું ફળ ઉપજાવે છે અને અલ્લાહ તઆલા લોકોની સામે ઉદાહરણનું વર્ણન કરે છે જેથી તેઓ શિખામણ પ્રાપ્ત કરે.

૨૬) અને અપવિત્ર વાતનું ઉદાહરણ ખરાબ વૃક્ષ જેવું છે, જે ધરતી માંથી ઉપરથી જ ઉખાડી દેવામાં આવ્યું હોય, તેને કંઈ મજબૂતાઇ નથી.

૨૭) ઇમાનવાળાઓને અલ્લાહ તઆલા સાચી વાત સાથે જકડી રાખે છે, દુનિયાના જીવનમાં પણ અને આખેરતમાં પણ, હાં અન્યાય કરનારા લોકોને અલ્લાહ પથભ્રષ્ટ કરી દે છે અને અલ્લાહ જે ઇચ્છે છે, કરી દે છે.

૨૮) શું તમે તેમની તરફ ન જોયું, જેઓ અલ્લાહની નેઅમતના બદલામાં કૃતઘ્ન થયા અને પોતાની કોમને વિનાશક ઘરમાં ઉતારી દીધા.

૨૯) એટલે કે જહન્નમમાં-જેમાં આ સૌ જશે, જે ઘણું જ ખરાબ ઠેકાણું છે.

30) તેમણે અલ્લાહના ભાગીદાર બનાવી લીધા કે લોકોને અલ્લાહના માર્ગથી હટાવી દે, તમે કહી દો કે ભલે મજા કરી લો, તમારૂં છેલ્લું ઠેકાણું તો જહન્નમ જ છે.

૩૧) મારા ઇમાનવાળા બંદાઓને કહી દો કે, નમાઝ કાયમ કરે છે અને જે કંઈ પણ અમે તેઓને આપી રાખ્યું છે તેમાંથી થોડુંક પણ છુપી રીતે અથવા જાહેરમાં દાન કરતા રહે, એ પહેલા કે તે દિવસ આવી પહોંચે જેમાં ન તો લે-વેચ થશે, ન મિત્રતા અને ન મોહબ્બત.

૩૨) અલ્લાહ તે છે, જેણે આકાશો અને ધરતીનું સર્જન કર્યું અને આકાશો માંથી વરસાદ વરસાવી તેના દ્વારા તમારી રોજી માટે ફળ ઉપજાવ્યા છે અને હોડીઓને તમારા વશમાં કરી દીધી છે, જે સમુદ્રોમાં તેના આદેશથી ચાલે છે, તેણે જ નદીઓ અને નહેરો તમારી હેઠળ કરી દીધી છે.

૩૩) તેણે જ તમારા માટે સૂર્ય અને ચંદ્રને કામે લગાડેલા છે, કે અવિરત ચાલી રહ્યા છે. તથા રાત અને દિવસને પણ તમારા કામમાં લગાડેલ છે.

૩૪) તેણે જ તમારી ઇચ્છા પ્રમાણેની દરેક વસ્તુ આપી રાખી છે, જો તમે અલ્લાહના ઉપકારો ગણવા ઇચ્છો તો તેમને પૂરા ગણી પણ નથી શકતા, નિ:શંક માનવી ઘણો જ અન્યાયી અને કૃતઘ્ની છે.

૩૫) (ઇબ્રાહીમ અ.સ.ની આ દુઆ પણ યાદ કરો) જ્યારે તેમણે કહ્યું કે હે મારા પાલનહાર ! આ શહેરને શાંતિપૂર્ણ બનાવી દે તથા મને અને મારા સંતાનને મૂર્તિપૂજાથી બચાવી લે.

૩૬) હે મારા પાલનહાર ! તેઓએ ઘણા લોકોને સત્ય માર્ગથી પથભ્રષ્ટ કરી દીધા છે, બસ ! મારું અનુસરણ કરનાર મારો (સાથી) છે અને જે મારી અવજ્ઞા કરે, તો તું ઘણો જ માફ કરનાર અને દયાળુ છે.

૩૭) હે મારા પાલનહાર ! મેં મારા અમુક સંતાન આ વેરાન ધરતી પર તારા પવિત્ર ઘર પાસે છોડ્યા છે, હે મારા પાલનહાર ! આ એટલા માટે કે તેઓ નમાઝ કાયમ કરે, બસ ! તું કેટલાક લોકોના હૃદયોને તેમની તરફ ઝૂકાવી દે અને તેમને ફળોની રોજી આપ, જેથી તે લોકો આભાર વ્યક્ત કરે.

૩૮) હે મારા પાલનહાર ! તું ખૂબ જાણે છે જે અમે છુપાવીએ અને જે અમે જાહેર કરીએ, ધરતી અને આકાશની કોઈ વસ્તુ અલ્લાહથી છુપી નથી.

૩૯) અલ્લાહ નો આભાર છે, જેણે મને આ વૃદ્ધાવસ્થામાં ઇસ્માઇલ (અ.સ.) અને ઇસ્હાક (અ.સ.) આપ્યા, કોઈ શંકા નથી કે મારો પાલનહાર અલ્લાહ દુઆઓને સાંભળનાર છે.

૪૦) હે મારા પાલનહાર ! મને નમાઝ કાયમ કરનારો બનાવ અને મારા સંતાનને પણ, હે મારા પાલનહાર ! મારી દુઆ કબૂલ કર.

૪૧) હે મારા પાલનહાર ! મને માફ કરી દે અને મારા માતાપિતાને પણ માફ કરી દે અને બીજા ઈમાનવાળાઓને પણ માફ કરી દે, જે દિવસે હિસાબ કરવામાં આવશે.

૪૨) અન્યાય કરનારાઓના કર્મોથી અલ્લાહને બેદરકાર ન સમજ, તેણે તો તેઓને તે દિવસ સુધી મહેતલ આપી છે, જે દિવસે આંખો ફાટેલી રહી જશે.

૪૩) તે પોતાના માથાને ઉપર ઉઠાવી ભાગ-દોડ કરી રહ્યા હશે, પોતે પોતાના તરફ પણ નહીં જુએ અને તેમના હૃદયો ખાલી અને ભટકેલા હશે.

૪૪) લોકોને તે દિવસથી સચેત કરી દો, જ્યારે તેમની પાસે યાતના આવી પહોંચશે અને અત્યાચારી કહેશે કે હે અમારા પાલનહાર ! અમને થોડાંક સમયની મહેતલ આપ જેથી અમે તારી વાતનું અનુસરણ કરી લઇએ અને તારા પયગંબરોનું પણ અનુસરણ કરવા લાગીએ. શું તમે આ પહેલા પણ સોગંદો નહતા લેતા ? કે તમારે દુનિયા માંથી કૂચ કરવાની જ નથી.

૪૫) અને શું તમે તે લોકોના ઘરોમાં રહેતા ન હતા જેમણે પોતાના પર અત્યાચાર કર્યા અને શું તમારા પર તે બાબત સ્પષ્ટ નથી થઇ કે અમે તેઓની સાથે શું વ્યવહાર કર્યો ? અમે (તો તમને સમજાવવા માટે) ઘણા જ ઉદાહરણો વર્ણન કરી દીધા.

૪૬) આ પોતપોતાની યુક્તિઓ કરી રહ્યા છે અને અલ્લાહને તેમની દરેક યુક્તિઓનું જ્ઞાન છે અને તેમની યુક્તિઓ એવી ન હતી કે તેનાથી પર્વતો પોતાની જગ્યા પરથી ખસી જાય.

૪૭) તમે ક્યારેય એવો વિચાર ન કરશો કે અલ્લાહ પોતાના પયગંબરો સાથે વચનભંગ કરશે, અલ્લાહ ઘણો જ વિજયી અને બદલો લેવાવાળો છે.

૪૮) જે દિવસે ધરતી બદલી નાખવામાં આવશે અને આકાશ પણ અને દરેક લોકો ફકત એક, વિજયી અલ્લાહ સમક્ષ ઊભા હશે.

૪૯) તમે તે દિવસે પાપીઓને જોશો કે એક જગ્યા પર સાંકળોમાં જકડાયેલા હશે.

૫૦) તેમના વસ્ત્રો ગંધકના હશે અને આગ તેમના મોઢાઓ પર વ્યાપેલી હશે.

૫૧) આ એટલા માટે કે અલ્લાહ તઆલા દરેક વ્યક્તિને તેના કર્મોનો બદલો આપશે, નિ:શંક અલ્લાહ તઆલાને હિસાબ લેતા કંઈ પણ વાર નહીં થાય.

૫૨) આ કુરઆન દરેક લોકો માટે સચેત નામું છે, જેથી તેના દ્વારા તેઓને સચેત કરી દેવામાં આવે અને ખૂબ સારી રીતે જાણી લે કે અલ્લાહ એક જ પૂજ્ય છે અને જેથી બુદ્ધિશાળી લોકો સમજી લે.





# સૂરહ હિજ્-ર

અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧) અલિફ-લામ્-રૉ. આ અલ્લાહની કિતાબની આયતો છે અને સ્પષ્ટ અને પ્રકાશિત કુરઆનની.



૨) એવો પણ સમય હશે જ્યારે ઇન્કાર કરનાર મુસલમાન થવાની ઇચ્છા દર્શાવશે.

3) તમે તેઓને ખાતાં, ફાયદો ઉઠાવતાં અને આશાઓમાં વ્યસ્ત છોડી દો, તેઓ નજીકમાં જ જાણી લેશે.

૪) કોઈ વસ્તીને તેના નક્કી કરેલ સમય પહેલા અમે નષ્ટ નથી કરી.

૫) કોઈ જૂથ પોતાના મૃત્યુથી ન આગળ વધે છે અને ન તો પાછળ ખસે છે.

૬) તેઓએ કહ્યું કે, હે તે વ્યક્તિ ! જેના પર કુરઆન અવતરિત કરવામાં આવ્યું છે, ખરેખર તું તો કોઈ પાગલ છે.

૭) જો તમે સાચા જ છો, તો અમારી પાસે ફરિશ્તાઓને કેમ નથી લઇ આવતા.

૮) અમે ફરિશ્તાઓને સત્ય સાથે જ ઉતારીએ છીએ અને તે સમયે તેમને મહેતલ આપવામાં નથી આવતી.

૯) અમે જ આ કુરઆનને અવતરિત કર્યું છે અને અમે જ તેની સુરક્ષા કરનાર છે.

૧૦) અમે તમારા પહેલાની કોમમાં પણ પોતાના પયગંબર મોકલ્યા.

૧૧) અને જે પણ પયગંબર આવતા, તેઓ તેમની ઠઠ્ઠામશ્કરી કરતા.

૧૨) પાપીઓના હ્રદયોમાં અમે આવી જ રીતે આવું ઠસાવી દઇએ છીએ.

૧૩) તેઓ તેમના પર ઇમાન નથી લાવતા અને નિ:શંક આગળના લોકોથી આજ રીત ચાલી રહી છે.

૧૪) અને જો અમે તેમના માટે આકાશના દ્વાર ખોલી પણ નાંખીએ અને આ લોકો તેના પર ચઢવા પણ લાગે.

૧૫) તો પણ આવું જ કહેશે કે અમારી આંખો ધોકો ખાઇ રહી છે અથવા તો અમારા પર જાદુ કરી દેવામાં આવ્યું છે.

૧૬) નિ:શંક અમે આકાશોમાં “બુરૂજો” (સૂર્ય,ચંદ્ર,તારા, વગેરે...) બનાવ્યા અને જોનારાઓ માટે તેને શણગારી દેવામાં આવ્યું છે.

૧૭) અને દરેક ધિક્કારેલા શેતાનથી તેની રક્ષા કરી.

૧૮) હાં, જો કોઈ છુપી રીતે સાંભળવાનો પ્રયત્ન કરે, તેની પાછળ સળગેલો (ગોળો) લાગી જાય છે.

૧૯) અને ધરતીને અમે ફેલાવી દીધી અને તેના પર પર્વતોને નાખી દીધા અને તેમાં અમે દરેક વસ્તુને એક માપ પ્રમાણે ઊપજાવી દીધી છે.

૨૦) અને તેમાં જ અમે તમારી રોજી બનાવી દીધી છે અને જેમને તમે રોજી આપનારા નથી.

૨૧) અને જેટલી પણ વસ્તુઓ છે તે બધાંના ખજાના અમારી પાસે છે અને અમે દરેક વસ્તુને તેના માપસર જ ઉતારીએ છીએ.

૨૨) અને અમે ભારે હવાઓ મોકલીએ છીએ, પછી આકાશ માંથી પાણી વરસાવી તે તમને પીવડાવીએ છીએ અને તમે તેનો સંગ્રહ કરનારા નથી.

૨૩) અમે જ જીવન પ્રદાન કરીએ છીએ અને અમે જ મૃત્યુ પણ આપીએ છીએ અને અમે જ (છેવટે) વારસ છે.

૨૪) અને તમારા માંથી આગળ વધનારા અને પાછળ રહી જનારા પણ અમારી જાણકારીમાં છે.

૨૫) તમારો પાલનહાર બધાંને ભેગા કરશે, નિ:શંક તે ખૂબ જ હિકમતવાળો, ખૂબ જ જ્ઞાનવાળો છે.

૨૬) નિ:શંક અમે મનુષ્યનું સર્જન, કાળી, સડેલી અને ખણખણ બોલનારી માટીથી કર્યું.

૨૭) અને આ પહેલા અમે જિન્નાતોનું સર્જન, લૂ વાળી આગ વડે કર્યું.

૨૮) અને જ્યારે તારા પાલppનહારે ફરિશ્તાઓને કહ્યું કે હું એક મનુષ્યનું સર્જન કાળી, સડેલી અને ખણખણ બોલનારી માટી વડે કરવાનો છું.

૨૯) તો જ્યારે હું તેને સંપૂર્ણ બનાવી લઉ અને તેમાં પોતાની રૂહ ફૂંકી દઉં, તો તમે સૌ તેના માટે સિજદો કરજો.

30) છેવટે દરેક ફરિશ્તાઓએ સિજદો કર્યો.

3૧) પરંતુ ઇબ્લિસ સિવાય, કે તેણ સિજદો કરવાવાળો માંથી થવાનો ઇન્કાર કર્યો.

3૨) (અલ્લાહ તઆલાએ) કહ્યું હે ઇબ્લિસ ! તને શું થયું કે તું સિજદો કરનારાઓ માંથી ન થયો ?

3૩) તેણે કહ્યું કે, હું એવો નથી કે તે મનુષ્યને સિજદો કરું જેને તે કાળી, સડેલી અને ખણખણ બોલનારી માટી વડે બનાવ્યો.

3૪) કહ્યું, હવે જન્નત માંથી નીકળી જા, કારણકે તુ ધિક્કારેલો છે.

3૫) અને તારા પર મારી ફિટકાર કયામત સુધી છે.

3૬) કહેવા લાગ્યો કે હે મારા પાલનહાર ! મને તે દિવસ સુધીની મહેતલ આપી દે કે જ્યારે લોકો બીજી વાર જીવિત કરવામાં આવશે.

3૭) કહ્યું કે સારું તું તે લોકો માંથી છે જેમને મહેતલ મળી છે.

૩૮) નક્કી કરેલ દિવસ સુધી.

૩૯) (શૈતાને) કહ્યું કે હે મારા પાલનહાર ! જો કે તે મને પથભ્રષ્ટ કરી દીધો છે. હું પણ સોગંદ ખાઉં છે કે હું પણ ધરતી પર તેમના માટે ગુનાને શણગારી દઇશ અને તે બધાને પથભ્રષ્ટ પણ કરીશ.

૪૦) તારા તે બંદાઓ સિવાય, જેઓને પસંદ કરી લેવામાં આવ્યા છે.

૪૧) કહ્યું કે, હાં, આ જ મારા સુધી પહોંચવા માટેનો સત્ય માર્ગ છે.

૪૨) મારા બંદાઓ પર તારો કોઈ પ્રભાવ નથી, પરંતુ હાં જે પથભ્રષ્ટ લોકો તારું અનુસરણ કરશે.

૪૩) નિ:શંક તે સૌનું ઠેકાણું જહન્નમ છે.

૪૪) જેના સાત દ્વાર છે, દરેક દ્વાર માટે તેમનો એક ભાગ વહેંચાયેલો છે.

૪૫) ડરવાવાળા જન્નતી લોકો, બગીચાઓ અને ઝરણાઓમાં હશે.

૪૬) (તેમને કહેવામાં આવશે) સલામતી અને શાંતિ સાથે આમાં પ્રવેશ કરો.

૪૭) તેમના હૃદયોમાં જે કંઈ પણ કપટ અને નિરાશા હતી, અમે બધું જ કાઢી લઇશું, તે ભાઇ-ભાઇ બની એક-બીજા સામે આસનો પર બેઠા હશે.

૪૮) ન તો ત્યાં તેમને કોઈ તકલીફ સ્પર્શ કરી શકે છે અને ન તો તેઓ ત્યાંથી ક્યારેય કાઢવામાં આવશે.

૪૯) મારા બંદાઓને જણાવી દો કે હું ઘણો જ માફ કરનાર અને ઘણો જ દયાળુ છું.

૫૦) અને સાથે સાથે મારી યાતના પણ અત્યંત દુ:ખદાયી છે.

૫૧) તેઓને ઇબ્રાહીમ (અ.સ.)ના મહેમાનો વિશે જણાવો.

૫૨) કે જ્યારે તેમણે તેમની પાસે આવી સલામ કહ્યું, તો તેમણે કહ્યું કે અમને તો તમારાથી ડર લાગે છે.

૫૩) તેઓએ કહ્યું કે ડરો નહીં, અમે તમને એક જ્ઞાની બાળકની ખુશખબર આપીએ છીએ.

૫૪) કહ્યું શું આ વૃદ્ધાવસ્થાએ પહોંચ્યા પછી તમે મને ખુશખબર આપો છો, આ ખુશખબર તમે કેવી રીતે આપી રહ્યા છો

૫૫) તેઓએ કહ્યું કે અમે તમને સાચી ખુશખબરી આપી રહ્યા છીએ. તમે નિરાશ લોકો માંથી ન થઇ જાવ.

૫૬) કહ્યું કે પોતાના પાલનહારની કૃપાથી નિરાશ તો ફકત પથભ્રષ્ટ લોકો અને ભટકેલા લોકો જ થાય છે.

૫૭) પુછ્યું કે, અલ્લાહએ મોકલેલા (ફરિશ્તાઓ) ! તમારૂં એવું શું અગત્યનું કામ છે?

૫૮) તેમણે જવાબ આપ્યો કે અમે અપરાધી લોકો તરફ મોકલવામાં આવ્યા છે.

૫૯) પરંતુ લૂતના કુટુંબીજનો સિવાય અમે તે સૌને જરૂર બચાવી લઇશું.

૬૦) તેમની પત્ની સિવાય, અમે તેણીને રોકાઇ જનારાઓ અને બાકી રહેવાવાળાઓ માંથી નક્કી કરી દીધી છે.

૬૧) જ્યારે મોકલેલા ફરિશ્તા લૂત (અ.સ.) ના કુટુંબીજનો પાસે પહોંચ્યા.

૬૨) તો તેમણે (લૂત અ.સ.)એ કહ્યું કે તમે તો કોઈ અજાણ્યા લાગો છો.

૬૩) તેઓએ (ફરિશ્તાઓએ) કહ્યું ! ના, પરંતુ અમે તારી પાસે તે વસ્તુ લઇને આવ્યા છીએ જેના વિશે આ લોકો શંકામાં હતા.

૬૪) અમે તો તમારી પાસે (સ્પષ્ટ) સત્ય લઇને આવ્યા છીએ અને ખરેખર સાચી છે.

૬૫) હવે તમે પોતાના કુટુંબીજનો સાથે રાત્રિના કોઈ પ્રહરમાં ચાલી નીકળો અને તમે તેઓની પાછળ રહેજો અને (ખબરદાર) તમારા માંથી કોઈ

(પાછળ) ચહેરો ફેરવીને ન જુએ. અને જે જગ્યા પરનો આદેશ તમને આપવામાં આવી રહ્યો છે ત્યાં જતા રહેજો.

૬૬) અને અમે તેમના માટે એ વાતનો નિર્ણય કરી લીધો કે સવાર થતાં જ તે લોકોના મૂળ ઉખાડી ફેંકીશું.

૬૭) અને શહેરવાળાઓ ખુશી મનાવતા આવ્યા.

૬૮) (લૂત અ.સ. એ) કહ્યું, આ લોકો મારા મહેમાન છે, મારું અપમાન ન કરો.

૬૯) અલ્લાહ તઆલાથી ડરો અને મારું અપમાન ન કરો.

૭૦) તેઓએ કહ્યું શું અમે તમને આખી દુનિયાની (ઠેકેદારી) થી રોક્યા નથી ?

૭૧) (લૂત અ.સ. એ) કહ્યું, જો તમારે કંઈક કરવું જ હોય તો આ મારી બાળકીઓ છે.

૭૨) તમારી વયના સોગંદ ! તે તો પોતાની ખોટી મસ્તીમાં જ હતા.

૭૩) બસ ! સૂર્ય નીકળતા જ તેમને એક મોટા અવાજે પકડી લીધા.

૭૪) છેવટે અમે તે શહેરને ઉપર કરી દીધું અને તે લોકો પર કાંકરીઓ જેવા પથ્થર વરસાવ્યા.

૭૫) નિ:શંક જોનારા માટે આમાં ઘણી જ નિશાનીઓ છે.

૭૬) આ વસ્તી સામાન્ય માર્ગની વચ્ચે આવતી હતી.

૭૭) અને તેમાં ઇમાનવાળાઓ માટે ઘણી નિશાનીઓ છે.

૭૮) “અયકહ” વસ્તીના રહેવાસીઓ પણ ઘણા અત્યાચારી હતા.

૭૯) જેમનાથી અમે બદલો લીધો, આ બન્ને શહેર સામાન્ય માર્ગ ઉપર હતા.

૮૦) અને હિજર વાળાઓએ પણ પયગંબરોને જુઠલાવ્યા.

૮૧) અને અમે તેમને પોતાની નિશાનીઓ પણ બતાવી. પરંતુ તે લોકો તે નિશાનીઓની અવગણના જ કરતા રહ્યા.

૮૨) આ લોકો નિડરતાથી પર્વતોને કોતરીને ઘર બનાવતા હતા.

૮૩) છેવટે તેઓને પણ સવાર થતા જ ચીસે પકડી લીધા.

૮૪) બસ ! તેમની કોઈ યુક્તિ અથવા કાર્યએ કંઈ પણ ફાયદો ન પહોંચાડ્યો.

૮૫) અમે આકાશ અને ધરતી અને તે બન્ને વચ્ચેની દરેક વસ્તુનું સત્ય સાથે સર્જન કર્યું. અને કયામત જરૂર આવશે. બસ ! તમે સારી રીતે દરગુજર કરો.

૮૬) નિ:શંક તમારો પાલનહાર જ સર્જન કરનાર અને જાણવાવાળો છે.

૮૭) નિ:શંક અમે તમને સાત આયતો આપી રાખી છે, જે વારંવાર પઢવામાં આવે છે અને પ્રભાવશાળી કુરઆન પણ આપી રાખ્યું છે.

૮૮) તમે ક્યારેય પોતાની નજર તે વસ્તુ તરફ ન કરો, જેના કારણે અમે તેમના માંથી કેટલાય પ્રકારના લોકોને ધનિષ્ઠ બનાવ્યા છે. ન તેમના પર તમે નિરાશ થશો અને ઇમાનવાળાઓ માટે પોતાની “બાજુ” ઝૂકાવી રાખો.

૮૯) અને કહી દો કે હું તો સ્પષ્ટ રીતે સચેત કરનારો છું.

૯૦) જેવી રીતે કે અમે તે મતભેદ કરનારાઓ માટે ઉતારી હતી.

૯૧) જેઓએ તે અલ્લાહની કિતાબના ટુકડે-ટુકડા કરી નાખ્યા.

૯૨) સોગંદ છે તમારા પાલનહારની ! અમે તે બધાને જરૂર પૂછીશું.

૯૩) દરેક તે બાબત વિશે જે તેઓ કરતા હતા.

૯૪) બસ ! તમે તે આદેશને જે તમને આપવામાં આવ્યો છે, સ્પષ્ટ રીતે જણાવી દો અને મુશરિકોથી મોઢું ફેરવી લો.

૯૫) તમારી સાથે જે લોકો મશ્કરી કરે છે તેમની સજા માટે અમે પૂરતા છે.

૯૬) જે અલ્લાહની સાથે બીજાને પૂજ્ય નક્કી કરે છે તેમને નજીકમાં જ જાણ થઇ જશે.

૯૭) અમે ખૂબ સારી રીતે જાણીએ છીએ કે તેમની વાતોથી તમારૂં હૃદય ખૂબ પરેશાન થાય છે.

૯૮) તમે પોતાના પાલનહારના નામનું સ્મરણ અને પ્રશંસાનું વર્ણન કરતા રહો અને સિજદો કરનારાઓમાં થઇ જાવ.

૯૯) અને પોતાના પાલનહારની બંદગી કરતા રહો ત્યાં સુધી કે તમે મૃત્યુ પામો.






અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧) અલ્લાહનો આદેશ આવી પહોંચ્યો, હવે તેના માટે ઉતાવળ ન કરો, દરેક પ્રકારની પવિત્રતા તેના માટે જ છે, તે ઉચ્ચ છે તે બધાથી, જેમને આ લોકો અલ્લાહ સાથે ભાગીદાર ઠેરવે છે.

૨) તે જ ફરિશ્તાઓને પોતાની વહી લઇને પોતાના આદેશથી પોતાના બંદાઓ માંથી, જેના પર ઇચ્છે છે, તેના પર અવતરિત કરે છે કે તમે લોકોને સચેત કરી દો કે મારા સિવાય કોઈ પૂજ્ય નથી. બસ ! તમે મારાથી ડરો.

3) તેણે જ આકાશો અને ધરતીનું સર્જન સત્ય સાથે કર્યું, મુશરિકો જે કરે છે, તે (અલ્લાહ) તેનાથી પવિત્ર છે.

૪) તેણે મનુષ્યનું સર્જન વીર્યના ટીપા વડે કર્યું, પછી તે ખુલ્લો ઝઘડો કરનારો બની ગયો.

૫) તેણે જ ઢોરોનું સર્જન કર્યું, જેમાં તમારા માટે ગરમ પોશાક છે અને બીજા ઘણા ફાયદાઓ છે અને કેટલાક તમારા ખોરાક માટે છે.

૬) અને તેમાં તમારી ખૂબસૂરતી પણ છે, જ્યારે ચરાવી લાવો ત્યારે પણ અને જ્યારે ચરવા માટે લઇ જાવ ત્યારે પણ.

૭) (અને તે ઢોરો) તમારા માલસામાન તે શહેરો સુધી લઇ જાય છે, જ્યાં તમે કષ્ટ વિના પહોંચી નથી શકતા, નિ:શંક તમારો પાલનહાર ઘણો જ માયાળુ અને અત્યંત દયાળુ છે.

૮) ઘોડાઓનું, ખચ્ચરોનું, ગધેડાઓનું સર્જન તેણે જ કર્યું કે તમે તેમનો સવારી માટે ઉપયોગ કરો અને તે શણગારનું કારણ પણ છે, બીજી ઘણી વસ્તુઓનું સર્જન કરે છે જેનું તમને જ્ઞાન પણ નથી.

૯) અને સત્ય માર્ગને સ્પષ્ટ કરી દેવો અલ્લાહના શિરે છે અને કેટલાક ખોટા માર્ગો છે અને જો તે ઇચ્છે તો તમને સૌને સત્ય માર્ગ પર લાવી દે.

૧૦) તે જ તમારા ફાયદા માટે આકાશ માંથી પાણી વરસાવે છે, જેને તમે પીવો પણ છો અને તેના કારણે ઉગેલા વૃક્ષો, તમે પોતાના ઢોરોને ચરાવો છો.

૧૧) તેનાથી જ તે તમારા માટે ખેતી, ઝૈતુન, ખજુર, દ્રાક્ષ અને દરેક પ્રકારના ફળો ઉપજાવે છે. નિ:શંક તે લોકો માટે તો આમાં ખૂબ જ નિશાનીઓ છે જે લોકો ચિંતન કરે છે.

૧૨) તેણે જ રાત, દિવસ, સૂર્ય અને ચંદ્રને તમારા માટે કામે લગાડેલા છે અને તારાઓ પણ તેના જ આદેશનું અનુસરણ કરે છે. નિ:શંક આમાં બુદ્ધિશાળી લોકો માટે ઘણી નિશાનીઓ છે.

૧૩) બીજી ઘણી વસ્તુઓ, અલગ-અલગ રૂપ-રંગની, તેણે તમારા માટે ધરતી પર ફેલાવી રાખી છે, નિ:શંક શિખામણ પ્રાપ્ત કરનારાઓ માટે આમાં ઘણી મોટી નિશાની છે.

૧૪) અને દરિયા પણ તેણે તમારા વશમાં કરી દીધા છે, કે તમે તેમાંથી (નીકળેલુ) તાજું માંસ ખાઓ અને તેમાંથી પોતાના પહેરવા માટેના ઘરેણાં કાઢી શકો અને તમે જુઓ છો કે હોડીઓ તેમાં પાણીને ચીરીને (ચાલે) છે. અને એટલા માટે પણ કે તેની કૃપા શોધો અને શક્ય છે કે તમે આભાર વ્યકત કરો.

૧૫) અને તેણે ધરતીમાં પર્વતો જકડી દીધા છે, જેથી તે હલી ન શકે અને નહેરો અને માર્ગ પણ બનાવ્યા, જેથી તમે પોતાની મંજિલ સુધી પહોંચી શકો.

૧૬) બીજી ઘણી નિશાનીઓ નક્કી કરી અને તારાઓ દ્વારા પણ લોકો માર્ગ મેળવે છે.

૧૭) તો શું તે-જે સર્જન કરે છે, તેના જેવો હોઇ શકે છે જે સર્જન નથી કરી શકતો ? શું તમે સહેજ પણ વિચાર નથી કરતા ?

૧૮) અને જો તમે અલ્લાહની નેઅમતોને ગણવા માંગો તો તેને નથી ગણી શકતા, નિ:શંક અલ્લાહ ઘણો જ માફ કરનાર, દયાળુ છે.

૧૯) અને જે કંઈ પણ તમે છુપાવો અને જાહેર કરો અલ્લાહ તઆલા બધું જ જાણે છે.

૨૦) અને જેને પણ આ લોકો અલ્લાહ તઆલાને છોડીને પોકારે છે, તે કોઈ વસ્તુનું સર્જન નથી કરી શકતા, પરંતુ તેમનું સર્જન કરવામાં આવ્યું છે.

૨૧) (તેઓ) મૃતકો છે, જીવિત નથી, તેમને તો એ પણ ખબર નથી કે ક્યારે તેમને જગાડવામાં આવશે.

૨૨) તમારા સૌનો પૂજ્ય ફકત અલ્લાહ તઆલા એકલો છે અને આખેરત (પરલોક) ના દિવસ પર ઇમાન ન ધરાવનારાઓનું દીલ જુઠલાવનારું છે. અને તે પોતે અહંકારથી ભરેલા છે.

૨૩) નિ:શંક અલ્લાહ તઆલા તે દરેક વસ્તુને, જેને તે લોકો છુપાવે છે અને જેને જાહેર કરે છે, ખૂબ સારી રીતે જાણે છે, તે અહંકારી લોકોને પસંદ નથી કરતો.

૨૪) તેમને જ્યારે પૂછવામાં આવે છે કે તમારા પાલનહારે શું અવતરિત કર્યું છે ? ત્યારે તેઓ જવાબ આપે છે કે આગળના લોકોની વાર્તાઓ છે.

૨૫) આનું જ પરિણામ હશે કે કયામતના દિવસે આ લોકો પોતાના સંપૂર્ણ ભાર સાથે તેમના ભારના પણ ભાગીદાર હશે જેમને તેઓ પોતાની અજ્ઞાનતા દ્વારા પથભ્રષ્ટ કરતા રહ્યા, જુઓ તો કેટલો ખરાબ ભાર ઉપાવી રહ્યા છે.

૨૬) તેમનાથી પહેલાના લોકોએ પણ યુક્તિ કરી હતી, (છેવટે) અલ્લાહએ (તેમની યુક્તિઓ)ને મૂળ માંથી જ કાપી નાખી અને તેમના (માથા) પર છત ઉપરથી પડી ગઇ અને તેમની પાસે યાતના ત્યાંથી આવી પહોંચી જે જગ્યા વિશે તે લોકો વિચારી શકતા પણ નહતા.

૨૭) પછી કયામતના દિવસે પણ અલ્લાહ તઆલા તેમનું અપમાન કરશે અને કહેશે કે મારા તે ભાગીદારો ક્યાં છે ? જેના વિશે તમે ઝઘડતા હતા, જેમને જ્ઞાન આપવામાં આવ્યું હતું, તે કહેશે કે આજે ઇન્કાર કરનારાઓને અપમાન અને ખરાબી ચોંટી ગઇ.

૨૮) તે, જેઓ પોતાના પર અત્યાચાર કરે છે, ફરિશ્તાઓ જ્યારે તેમના પ્રાણ કાઢવા લાગે છે તે સમયે તેઓ ઝૂકી જાય છે કે અમે બુરાઇ કરતા ન હતા, કેમ નહીં, અલ્લાહ તઆલા ખૂબ સારી રીતે જાણવાવાળો છે જે કંઈ પણ તમે કરતા હતાં.

૨૯) બસ ! હવે તો હંમેશા માટે તમે જહન્નમના દ્વાર માંથી દાખલ થઇ જાવ, બસ ! કેટલું ખરાબ ઠેકાણું છે અહંકારીઓનું.

30) અને ડરવાવાળાઓને પૂછવામાં આવે છે કે તમારા પાલનહારે શું અવતરિત કર્યું છે, તો તેઓ જવાબ આપે છે કે “ખૂબ જ સારું”, જે લોકોએ ભલાઇ કરી તેમના માટે આ દુનિયામાં ભલાઇ છે અને ખરેખર આખેરતનું ઘર ઘણું જ ઉત્તમ છે. અને કેટલું સુંદર છે ડરવાવાળાઓનું ઘર.

૩૧) હંમેશા રહેનારા બગીચાઓ, જ્યાં તેઓ રહેશે, જેમની નીચે નહેરો વહી રહી છે, જે કંઈ પણ તે લોકો ઇચ્છશે ત્યાં તેમના માટે હાજર હશે, ડરવાવાળાઓને અલ્લાહ તઆલા આવી જ રીતે બદલો આપે છે.

૩૨) તેઓ, જેમના પ્રાણ ફરિશ્તાઓ એ સ્થિતિમાં કાઢે છે કે તે પવિત્ર અને સ્વચ્છ હોય, કહે છે કે તમારા માટે સલામતી જ સલામતી છે. જાઓ જન્નતમાં, પોતાના તે કર્મોના બદલામાં, જે તમે કરતા હતા.

૩૩) શું આ તે જ વાતની રાહ જોઇ રહ્યા છે કે તેમની પાસે ફરિશ્તાઓ આવી પહોંચે અથવા તારા પાલનહારનો આદેશ આવી પહોંચે ? આવું જ તે લોકોએ પણ કર્યું હતું જેઓ તેમનાથી પહેલા હતા, તેમના પર અલ્લાહ તઆલાએ કોઈ અત્યાચાર નથી કર્યો, પરંતુ તે પોતે પોતાના પર અત્યાચાર કરતા રહ્યા.

૩૪) બસ ! તેમના ખરાબ કાર્યોનું પરિણામ તેમને મળી ગયું અને જેની મશ્કરી કરતા હતા તેણે તેમને ઘેરાવમાં લઇ લીધા.

૩૫) મુશરિક લોકોએ કહ્યું કે જો અલ્લાહ તઆલા ઇચ્છતો તો અમે અને અમારા પૂર્વજો, તેને છોડીને બીજા કોઈની બંદગી જ ન કરતા, ન તેના આદેશ વગર કોઈ વસ્તુને હરામ ઠેરાવતા, આ જ કાર્ય તેમનાથી પહેલાના લોકો કરતા રહ્યા. પયગંબરોનું કાર્ય ફકત સ્પષ્ટ રીતે આદેશ પહોંચાડી દેવાનું છે.

૩૬) અમે દરેક સમૂદાયમાં પયગંબર મોકલ્યા જેથી (લોકો) ફકત અલ્લાહની જ બંદગી કરે અને તેના સિવાય દરેક પૂજ્યોથી બચે, બસ ! થોડાંક લોકોને તો અલ્લાહ તઆલાએ સત્ય માર્ગદર્શન આપ્યું અને થોડાંક પર પથભ્રષ્ટતા છવાઇ ગઇ, બસ ! તમે પોતે ધરતી પર હરીફરીને જોઇ લો કે જુઠલાવનારાઓની દશા કેવી થઇ ?

૩૭) ભલે તમે તેમના સત્યમાર્ગ દર્શનના ઇચ્છુક રહ્યા છો, પરંતુ અલ્લાહ તઆલા તે લોકોને સત્ય માર્ગદર્શન નથી આપતો જેને પથભ્રષ્ટ કરી દે અને ન તેમની કોઈ મદદ કરનાર હોય છે.

૩૮) તે લોકો મજબૂત સોગંદો ખાઇને કહે છે કે મૃતકોને અલ્લાહ તઆલા જીવિત નહીં કરે, કેમ નહીં, જરૂર જીવિત કરશે, આ તો તેનું અત્યંત સાચું વચન છે, પરંતુ ઘણા લોકો જાણતા નથી.

૩૯) એટલા માટે પણ, કે આ લોકો જે વસ્તુનો વિરોધ કરતા હતા તેને અલ્લાહ તઆલા સ્પષ્ટ રીતે વર્ણન કરી દે અને એટલા માટે કે ઇન્કાર

કરનારાઓ પોતે પણ પોતાનું ખોટા હોવું જાણી લે.

૪૦) અમે જ્યારે કોઈ વસ્તુની ઇચ્છા કરીએ છીએ તો અમે ફકત એવું કહીએ છીએ કે “થઇ જા” બસ તે થઇ જાય છે.

૪૧) જે લોકોએ અત્યાચાર સહન કર્યા પછી અલ્લાહ તઆલાના માર્ગમાં વતનને છોડ્યું છે, અમે તેમને ઉત્તમ ઠેકાણું દુનિયામાં આપીશું અને આખેરતનું વળતરતો ઘણું જ મોટું છે, કદાચ કે લોકો તેને જાણતા હોત.

૪૨) તે લોકો, જેમણે ધીરજ રાખી અને પોતાના પાલનહાર પર જ ભરોસો કરતા રહ્યા.

૪૩) તમારા પહેલા પણ અમે પુરુષોને જ મોકલતા રહ્યા, જેમની તરફ વહી ઉતારતા હતા. બસ ! જો તમે ન જાણતા હોવ તો જ્ઞાનવાળાઓ પાસેથી જાણી લો.

૪૪) પુરાવા અને કિતાબો સાથે આ વર્ણન (કુરઆન), અમે તમારી તરફ અવતરિત કર્યું છે કે લોકો માટે જે અવતરિત કરવામાં આવ્યું છે તમે તેને સ્પષ્ટ રીતે વર્ણન કરી દો, કદાચ કે તે લોકો ચિંતન કરે.

૪૫) ખરાબ યુક્તિઓ રમનારાઓ શું તે વાતથી નીડર થઇ ગયા છે કે અલ્લાહ તઆલા તેમને ધરતીમાં ધસાવી દે, અથવા તેમની પાસે એવી જગ્યાએથી પ્રકોપ આવી જાય જેના વિશે તેમને વિચાર પણ ન હોય.

૪૬) અથવા તેમને હરતાફરતા (પ્રકોપ) પકડી લે, આ લોકો અલ્લાહ તઆલાને ક્યારેય અસમર્થ કરી શકતા નથી.

૪૭) અથવા તેમને ડરાવી, ધમકાવી પકડી લે, બસ ! ખરેખર તમારો પાલનહાર અત્યંત દયાળુ અને માયાળુ છે.

૪૮) શું તે લોકોએ અલ્લાહના સર્જન માંથી કોઈને પણ નથી જોયા ? કે તેમના પડછાયા, ડાબી-જમણી બાજુ ઝૂકી ઝૂકીને અલ્લાહ તઆલા સામે સિજદા કરે છે અને વિનમ્રતા દાખવે છે.

૪૯) નિ:શંક આકાશ અને ધરતીના દરેક સજીવ અને દરેક ફરિશ્તા, અલ્લાહ તઆલાની સામે સિજદો કરી રહ્યા છે અને જરા પણ ઘમંડ નથી કરતા.

૫૦) અને પોતાના પાલનહારથી, જે તેમની ઉપર છે, ધ્રુજે છે અને જે આદેશ મળી જાય તેનું અનુસરણ કરે છે.

૫૧) અલ્લાહ તઆલા કહી ચૂક્યો છે કે બે પૂજ્યો ન બનાવો, પૂજ્ય તો ફકત તે એકલો જ છે, બસ ! તમે સૌ મારો જ ડર રાખો.

૫૨) આકાશો અને ધરતી પર જે કંઈ પણ છે, બધું તેનું જ છે અને તેની જ બંદગી યોગ્ય છે, શું તો પણ તમે તેના સિવાય બીજાથી ડરો છો ?

૫૩) તમારી પાસે જેટલી પણ નેઅમતો છે બધું તેણે જ આપેલું છે, હજું પણ તમારા પર કોઈ મુસીબત આવી જાય તો તેની જ સમક્ષ ફરિયાદ કરો છો.

૫૪) અને જ્યાં તેણે તે મુસીબત તમારા પરથી દૂર કરી દીધી, તમારા માંથી કેટલાક લોકો પોતાના પાલનહાર સાથે ભાગીદાર ઠેરવવા લાગે છે.

૫૫) કે અમારી આપેલી નેઅમતોનો આભાર ન માને, સારું તો થોડોક ફાયદો ઉઠાવી લો, છેવટે તમને ખબર પડી જ જશે.

૫૬) અને જેને જાણતા પણ નથી તેનો ભાગ અમારી આપેલી રોજીઓ માંથી નક્કી કરો છો, તે અલ્લાહ તમારા આ આરોપ વિશે જરૂર સવાલ કરશે.

૫૭) અને તે પવિત્ર અલ્લાહ માટે બાળકીઓ નક્કી કરે છે અને પોતાના માટે તે જે પોતાની ઇચ્છા અનુસાર હોય.

૫૮) તેમના માંથી કોઈને જ્યારે બાળકીની ખબર આપવામાં આવે તો તેનો ચહેરો ફિક્કો પડી જાય છે અને મનમાં સંકોચ અનુભવે છે.

૫૯) આ ખરાબ વાતના કારણે લોકોથી છુપાઇને ફરે છે, વિચારે છે કે શું તેને અપમાનિત થઇ, લઇને ફરે, અથવા તેને માટીમાં દબાવી દે, ઓહ ! કેટલો ખરાબ નિર્ણય કરે છે.

૬૦) આખેરત પર ઇમાન ન લાવનારાનું જ ખરાબ ઉદાહરણ છે, અલ્લાહ માટે તો ઘણા જ ઉચ્ચ ગુણો છે તે ઘણો વિજયી અને હિકમતવાળો છે.

૬૧) જો લોકોના પાપોના કારણે અલ્લાહ તઆલા તેમની પકડ કરતો, તો ધરતી પર એક પણ સજીવ ન રહેતો, પરંતુ તે તો એક મુદ્દત સુધી ઢીલ આપે છે, જ્યારે તેમનો તે સમય આવી પહોંચે છે તો તે એક ક્ષણ પણ ન પાછળ જઇ શકે છે અને ન તો આગળ વધી શકે છે.

૬૨) અને તે પોતાના માટે જે પસંદ નથી કરતા તે અલ્લાહ માટે પસંદ કરે છે અને તે લોકો જુઠ્ઠી વાતો વર્ણવે છે, એમના માટે ગુણ છે, ના, ના, પરંતુ તેમના માટે આગ છે અને તે જહન્નમી છે.

૬૩) અલ્લાહના સોગંદ, અમે તમારા પહેલાના લોકો તરફ પણ પયગંબર મોકલ્યા, પરંતુ શેતાને તેમના ખરાબ કાર્યોને તેમના માટે શણગારી દીધા, તે શેતાન આજે પણ તેમનો મિત્ર બન્યો છે અને તેમના માટે દુ:ખદાયી યાતના છે.

૬૪) આ કિતાબને અમે તમારા પર એટલા માટે અવતરિત કરી છે કે તમે તેમના માટે તે દરેક વસ્તુને સ્પષ્ટ કરી દો જેમાં તેઓ વિવાદ કરી રહ્યા છે અને આ (કિતાબ) ઇમાનવાળાઓ માટે માર્ગદર્શન અને કૃપા છે.

૬૫) અને અલ્લાહ આકાશ માંથી પાણી વરસાવી તેનાથી ધરતીને તેના મૃત્યુ પછી જીવિત કરી દે છે, ખરેખર આમાં, તે લોકો માટે નિશાની છે જે સાંભળે.

૬૬) તમારા માટે ઢોરોમાં પણ ઘણી શિખામણ છે કે અમે તમને, તેના

પેટમાં જે કંઈ પણ છે તેમાંથી જ ગોબર અને લોહીની વચ્ચેથી શુદ્ધ દૂધ પીવડાવીએ છીએ, જે પીનારના પાચન માટે હળવું છે.

૬૭) ખજૂર અને દ્રાક્ષના ફળો વડે તમે શરાબ બનાવો છો, અને ઉત્તમ રોજી પણ, જે લોકો બુદ્ધિ ધરાવે છે, તેમના માટે તો આમાં મોટી નિશાની છે.

૬૮) તમારા પાલનહારે મધમાખીના હ્રદયમાં આ વાત નાખી દીધી કે પર્વતોમાં, વૃક્ષોમાં અને લોકોએ બનાવેલી ઊંચી, ઊંચી વેલોમાં પોતાનું ઘર બનાવ.

૬૯) અને દરેક પ્રકારના ફળો ખાય અને પોતાના પાલનહારના સરળ માર્ગ પર ફર્યા કર, તેમના પેટ માંથી રંગબેરંગી પીણું નીકળે છે, જેના રંગો અલગ-અલગ છે. અને જેમાં લોકો માટે ઇલાજ છે. ચિંતન કરનારાઓ માટે આમાં પણ ખૂબ જ મોટી નિશાની છે.

૭૦) અલ્લાહ તઆલાએ જ તમારા સૌનું સર્જન કર્યું, પછી તે જ તમને મૃત્યુ આપશે, તમારામાં એવા પણ છે જે આધેડ વય તરફ પહોંચાડવામાં આવે છે કે, ઘણું બધું જાણવા છતાં અજાણે, નિ:શંક અલ્લાહ જાણનાર અને દરેક વસ્તુ પર શક્તિ ધરાવે છે.

૭૧) અલ્લાહ તઆલાએ જ તમારા માંથી એકને બીજા પર રોજીમાં વધારો આપ્યો છે, બસ ! જેમને વધારે આપવામાં આવ્યું છે, તે પોતાની રોજી પોતાની હેઠળ કામ કરનારા મજૂરોને નથી આપતા, એ ભયથી કે તે (જેમને વધારે આપ્યું છે) અને તેઓ (મજૂરો) બન્ને સરખા થઇ જાય. તો શું આ લોકો અલ્લાહની નેઅમતોનો ઇન્કાર કરી રહ્યા છે.

૭૨) અલ્લાહ તઆલાએ તમારા માટે તમારા માંથી જ તમારી પત્નીઓનું સર્જન કર્યું અને તમારી પત્નીઓ દ્વારા તમારા માટે તમારા બાળકો અને પૌત્ર પેદા કર્યા અને તમને સારી અને ઉત્તમ વસ્તુઓ ખાવા માટે આપી, શું તો પણ લોકો અસત્ય પર ઇમાન લાવશે ? અને અલ્લાહ તઆલાની નેઅમતોને ઇન્કાર કરશે.

૭૩) અને તે અલ્લાહ તઆલાને છોડીને, તે લોકોની બંદગી કરે છે જે

આકાશો અને ધરતી માંથી તેમને કંઈ પણ રોજી નથી આપી શકતા અને ન તો કંઈ પણ શક્તિ ધરાવે છે.

૭૪) બસ ! અલ્લાહ તઆલા માટે ઉદાહરણો ન આપો, અલ્લાહ તઆલા ખૂબ સારી રીતે જાણે છે અને તમે નથી જાણતા.

૭૫) અલ્લાહ તઆલા એક ઉદાહરણનું વર્ણન કરે છે કે, બીજાની માલિકી હેઠળ એક દાસ છે, જે કોઈ વાતનો અધિકાર નથી ધરાવતો અને એક બીજો વ્યક્તિ છે, જેને અમે પોતાની પાસેથી પૂરતી રોજી આપી છે, જેમાંથી તે છૂપી રીતે તથા જાહેર રીતે દાન કરે છે, શું આ બધા સરખાં હોઇ શકે છે ? અલ્લાહ તઆલા માટે જ બધી પ્રશંસા છે, પરંતુ તેમના માંથી વધારે પડતા લોકો જાણતા નથી.

૭૬) અલ્લાહ તઆલા એક બીજું ઉદાહરણ વર્ણન કરે છે, બે વ્યક્તિઓનું, જેમાંથી એક તો મૂંગો છે અને કોઈ વસ્તુ પર અધિકાર નથી ધરાવતો, પરંતુ તે પોતાના માલિક માટે બોજ છે, જ્યાં પણ તેને મોકલવામાં આવે તેનાથી ભલાઇની અપેક્ષા કરવામાં નથી આવતી, શું આ અને તે જે ન્યાય કરવાનો આદેશ આપે છે તથા સત્યમાર્ગ પર જ ચાલે છે, બન્ને સરખાં હોઇ શકે છે ?

૭૭) આકાશો અને ધરતીમાં અદૃશ્યનું જ્ઞાન ફકત અલ્લાહ તઆલાને જ છે અને કયામતનો સમય એવો છે જેવું કે પાંપણ પલકવું, પરંતુ તેનાથી પણ વધારે નજીક, નિ:શંક અલ્લાહ તઆલા દરેક વસ્તુ પર શક્તિ ધરાવે છે.

૭૮) અલ્લાહ તઆલાએ તમને તમારી માતાના પેટ માંથી કાઢ્યા છે કે તે સમયે તમે કંઈ પણ નહતા જાણતા, તેણે જ તમારા કાન, આંખ અને હૃદય બનાવ્યા, જેથી તમે આભાર વ્યક્ત કરો.

૭૯) શં તે લોકો પક્ષીઓને નથી જોતાં, જે આદેશનું અનુસરણ કરી હવામાં

ઉડે છે, જેમને અલ્લાહ સિવાય કોઈ બીજાએ પકડી રાખ્યા નથી, નિ:શંક તેમાં ઇમાન લાવનારાઓ માટે ઘણી નિશાનીઓ છે.

૮૦) અને અલ્લાહ તઆલાએ તમારા માટે તમારા ઘરોને શાંતિની જગ્યા બનાવી દીધી અને તેણે જ તમારા માટે ઢોરોના ચામડાના ઘર બનાવી દીધા છે જે તમને હલકું લાગે છે, પોતાના આગળ વધવાના દિવસે અને પોતાના રોકાવાના દિવસે પણ અને તેમના વાળ તથા ઉન વડે પણ તેણે ઘણા સામાન અને એક નક્કી કરેલ મુદ્દત સુધી ફાયદો મેળવવાની વસ્તુઓ બનાવી.

૮૧) અલ્લાહ એ જ તમારા માટે પોતાની સર્જન કરેલી વસ્તુઓ માંથી છાંયડો બનાવ્યો અને તેણે જ તમારા માટે પર્વતોમાં ગુફા બનાવી છે અને તેણે જ તમારા માટે પોશાક બનાવ્યા જે તમને ગરમીથી બચાવે છે અને એવા વસ્ત્રો પણ જે તમને યુદ્ધના સમયે કામ લાગે, તે આવી જ રીતે પોતાની નેઅમતો આપી રહ્યો છે જેથી તમે આદેશનું અનુસરણ કરનારા બની જાવ.

૮૨) તો પણ જો આ લોકો મોઢું ફેરવે તો તમારું કામ તો ફકત (આદેશ) સ્પષ્ટ રીતે પહોંચાડી દેવાનું છે.

૮૩) આ લોકો અલ્લાહની નેઅમતોને જાણવા છતાં ઇન્કાર કરનારા બની રહ્યા છે. પરંતુ તેમના માંથી વધારે પડતા લોકો કૃતઘ્ન છે.

૮૪) અને જે દિવસે અમે દરેક સમૂદાય માંથી સાક્ષીને ઊભો કરીશું, પછી ઇન્કાર કરનારાઓને ન તો પરવાનગી આપવામાં આવશે અને ન તો તેમને તૌબા કરવાનું કહેવામાં આવશે.

૮૫) અને જ્યારે આ અત્યાચારીઓ યાતના જોઇ લેશે પછી (યાતનાને) ન તો હલકી કરવામાં આવશે અને ન તો તેમને ઢીલ આપવામાં આવશે.

૮૬) અને જ્યારે મુશરિક લોકો પોતાના બનાવેલા ભાગીદારોને જોઇ લેશે, તો કહેશે કે હે અમારા પાલનહાર ! આ જ અમારા તે ભાગીદારો છે

જેમને, અમે તને છોડીને પોકારતા હતા, બસ ! તેઓ તેમને જવાબ આપશે કે તમે તદ્દન જુઠ્ઠા છો.

૮૭) તે દિવસે તે સૌ (લાચાર બની) અલ્લાહની સમક્ષ અનુસરણ કરવાનું વચન આપવાનું ઇચ્છશે અને જે આરોપ લગાવતા હતા તે બધાં તેમનાથી છુપાઇ જશે.

૮૮) જેમણે ઇન્કાર કર્યો અને અલ્લાહના માર્ગથી રોક્યા, અમે તેમના માટે એક પછી એક યાતના વધારતા જઇશું, આ બદલો હશે તેમના વિદ્રોહ કરવાનો.

૮૯) અને જે દિવસે અમે દરેક સમૂદાયમાં તેમના માંથી જ તેમની વિરૂદ્ધ, સાક્ષીને ઊભા કરીશું અને તમને તે બધાની ઉપર સાક્ષી બનાવી લાવીશું અને તમારા પર આ કિતાબ અવતરિત કરી, જેમાં દરેક વસ્તુનું સ્પષ્ટ વર્ણન છે. અને મુસલમાનો માટે સત્યમાર્ગદર્શન, કૃપા અને ખુશખબર છે.

૯૦) અલ્લાહ તઆલા ન્યાય, ભલાઇ અને કુટુંબીજનો સાથે સદવ્યવહાર કરવાનો આદેશ આપે છે અને અશ્લીલતા તથા વ્યર્થ કાર્યો અને અત્યાચાર કરવાથી રોકે છે, તે પોતે તમને શિખામણ આપી રહ્યો છે કે તમે શિખામણ પ્રાપ્ત કરો.

૯૧) અને અલ્લાહના વચનને પૂરું કરો, જ્યારે તમે એકબીજા સાથે કરાર કરો અને મજબૂત સોગંદ લીધા પછી તેને ન તોડો, જો કે તમે અલ્લાહ તઆલાને પોતાનો જામીન ઠેરવી દીધો છે. તમે જે કંઈ પણ કરો છો અલ્લાહ તેને ખૂબ સારી રીતે જાણે છે.

૯૨) અને તે સ્ત્રી જેવા ન થઇ જાવ, જેણે પોતાનું સુતર મજબૂત રીતે બનાવ્યું, ત્યારપછી ટુકડે-ટુકડા કરી દીધા, કે તમે પોતાની સોગંદોને અંદરોઅંદરની યુક્તિ કરવાનું કારણ બનાવો, એટલા માટે કે એક જૂથ, બીજા જૂથ પર પ્રભુત્વ પ્રાપ્ત કરી લે, વાત ફકત એ જ છે કે તે વચન

દ્વારા અલ્લાહ તમારી કસોટી કરી રહ્યો છે, નિ:શંક અલ્લાહ તઆલા તમારા માટે કયામતના દિવસે તે દરેક વસ્તુનું સ્પષ્ટ રીતે વર્ણન કરી દેશે, જેમાં તમે મતભેદ કરી રહ્યા હતા.

૯૩) જો અલ્લાહ ઇચ્છે તો તમને સૌને એક જ જૂથ બનાવી દેતો, પરંતુ તે જેને ઇચ્છે તેને પથભ્રષ્ટ કરે છે અને જેને ઇચ્છે છે સત્ય માર્ગદર્શન આપે છે. ખરેખર તમે જે કંઈ પણ કરી રહ્યા છો તેના વિશે પૂછપરછ કરવામાં આવશે.

૯૪) અને તમે પોતાની સોગંદોને એકબીજાને ધોકો આપવાનું કારણ ન બનાવો, પછી તો તમારા પગ, પોતાની મજબૂતાઇ પછી ડગી જશે અને તમને સખત સજા ભોગવવી પડશે. કારણકે તમે અલ્લાહના માર્ગથી રોકી દીધા અને તમારા માટે ખૂબ જ સખત સજા હશે.

૯૫) તમે અલ્લાહના વચનને નજીવી કિંમતે ન વેચો, યાદ રાખો ! અલ્લાહ પાસે જે કંઈ પણ છે તે જ તમારા માટે ઉત્તમ છે, શરત એ કે તમે જાણતા હોવ.

૯૬) તમારી પાસે જે કંઈ પણ છે બધું નષ્ટ થઇ જશે અને અલ્લાહ તઆલા પાસે જે કંઈ પણ છે તે બાકી રહેનારું છે અને ધીરજ રાખનાર માટે અમે ભલાઇના કાર્યોનો શ્રેષ્ઠ બદલો જરૂર આપીશું.

૯૭) જે પુરુષ અથવા સ્ત્રી સત્કાર્ય કરે અને ઇમાનવાળા હોય તો અમે તેમને ખરેખર અત્યંત શ્રેષ્ઠ જીવન આપીશું અને તેમના સત્કાર્યોનો ઉત્તમ બદલો પણ તેમને જરૂર આપીશું.

૯૮) કુરઆન પઢતી વખતે, ધૃત્કારેલા શેતાનથી અલ્લાહનું શરણ માંગો.

૯૯) ઇમાનવાળાઓ અને પોતાના પાલનહાર પર ભરોસો કરનારાઓ પર (શેતાન)નો પ્રભાવ ક્યારેય નથી પડતો.

૧૦૦) હાં, તેનો પ્રભાવ તેમના પર તો જરૂર પડે છે જે તેની સાથે જ દોસ્તી કરે

અને તેને અલ્લાહ સાથે ભાગીદાર ઠેરવે.

૧૦૧) અને જ્યારે અમે કોઈ આયતને બીજી આયત દ્વારા બદલી કાઢીએ છીએ અને જે કંઈ અલ્લાહ તઆલા અવતરિત કરે છે, તેને તે ખૂબ જાણે છે, તો આ લોકો કહે છે કે તમે તો આરોપ લગાવનાર છો, વાત એ છે કે તેમના માંથી વધારે પડતા લોકો જાણતા જ નથી.

૧૦૨) કહી દો કે આ (કુરઆન) તમારા પાલનહાર તરફથી જિબ્રઇલ (અ.સ.) સત્ય સાથે લઇને આવ્યા છે, જેથી ઇમાનવાળાઓને અલ્લાહ તઆલા અડગ રાખે અને મુસલમાનો માટે માર્ગદર્શન અને ખુશખબર બને.

૧૦૩) અમે ખૂબ સારી રીતે જાણીએ છીએ કે આ ઇન્કાર કરનારાઓ કહે છે કે આને તો એક વ્યક્તિ શિખવાડે છે, તેની ભાષા, જેની તરફ આ લોકો ઇશારો કરી રહ્યા છે, તે અજમી (અરબ સિવાયના લોકો) છે અને આ (કુરઆન) તો સ્પષ્ટ અરબી ભાષામાં છે.

૧૦૪) જે લોકો અલ્લાહ તઆલાની આયતો પર ઇમાન નથી ધરાવતા, તેમને અલ્લાહ તરફથી પણ માર્ગદર્શન નથી મળતું અને તેમના માટે દુ:ખદાયી યાતના છે.

૧૦૫) જૂઠાણું તો તે લોકો જ બાંધે છે જેમને અલ્લાહ તઆલાની આયતો પર ઇમાન નથી હોતું, આ જ લોકો જુઠ્ઠા છે.

૧૦૬) જે વ્યક્તિ પોતાના ઇમાન લાવ્યા પછી અલ્લાહનો ઇન્કાર કરે અને જે લોકો સ્પષ્ટ રીતે અલ્લાહનો ઇન્કાર કરે તો તેમના પર અલ્લાહ ગુસ્સે થાય છે અને તેમના માટે જ ઘણી મોટી યાતના છે. સિવાય તે લોકોથી, જેના પર જબરદસ્તી કરવામાં આવે અને તેનું હૃદય ઇમાન પર જ હોય (તો તેના માટે કોઈ સજા નથી).

૧૦૭) આ એટલા માટે કે તેઓ દુનિયાના જીવનને આખેરત કરતાં વધારે પસંદ કરતા હતા, ખરેખર અલ્લાહ તઆલા ઇન્કાર કરનારાઓને સત્ય માર્ગદર્શન નથી આપતો.

૧૦૮) આ તે લોકો છે, જેમના હૃદયો અને કાન અને જેમની આંખો પર અલ્લાહએ મહોર લગાવી દીધી છે અને આ જ લોકો બેદરકાર છે.

૧૦૯) કોઈ શંકા નથી કે આ જ લોકો આખેરતમાં સખત નુકસાન ઉઠાવનારા હશે.

૧૧૦) જે લોકોને (ઇમાન લાવ્યા પછી) સતાવવામાં આવ્યા અને ત્યાર પછી તે લોકોએ હિજરત કરી પછી જેહાદ કર્યું અને અડગ રહ્યા, નિ:શંક તમારો પાલનહાર આ વાતો પછી તેમને માફ કરવાવાળો અને દયા કરવાવાળો છે.

૧૧૧) જે દિવસે દરેક વ્યક્તિ પોતાના માટે ઝઘડો કરતો આવશે અને દરેક વ્યક્તિને, તેણે કરેલા કાર્યોનો પૂરેપૂરો બદલો આપવામાં આવશે અને લોકો પર અત્યાચાર કરવામાં નહીં આવે.

૧૧૨) અલ્લાહ તઆલા તે વસ્તીનું ઉદાહરણ આપે છે, જે સંપૂર્ણ શાંતિ અને સંતોષથી જીવન વિતાવી રહ્યા હતા, તેમની રોજી તેઓની પાસે પુષ્કળ પ્રમાણમાં દરેક જગ્યાએથી આવતી હતી, પછી તે લોકોએ અલ્લાહ તઆલાની નેઅમતોનો ઇન્કાર કર્યો, તો અલ્લાહ તઆલાએ તેમને ભુખમરા અને ભયનો સ્વાદ ચખાડયો, જે તેમના કાર્યોનો બદલો હતો.

૧૧૩) તેમની પાસે તેમના માંથી જ પયગંબર આવ્યા, તો પણ તેઓએ તેમને જુઠલાવ્યા, બસ ! તે લોકો પર પ્રકોપ આવી પહોંચ્યો અને તે લોકો અત્યાચારી જ હતા.

૧૧૪) જે કંઈ પણ હલાલ અને પવિત્ર રોજી અલ્લાહએ તમને આપી છે, તેને ખાઓ અને અલ્લાહની નેઅમતનો આભાર માનો, જો તમે તેની જ બંદગી કરતા હોવ.

૧૧૫) તમારા માટે ફકત મૃત (ઢોર) અને લોહી, ડુક્કરનું માંસ અને જે વસ્તુને અલ્લાહના નામ સિવાય ઝબહ કરવામાં આવે, તે હરામ છે. પછી જો કોઈ વ્યક્તિને લાચાર કરી દેવામાં આવે, ન તો તે ઇચ્છતો હોય અને

ન હદવટાવી જનાર હોય, તો ખરેખર અલ્લાહ માફ કરનાર, દયાળુ છે.

૧૧૬) કોઈ વસ્તુ માટે પોતાની જબાન વડે જુઠ્ઠી ન કહો કે આ હલાલ છે અને આ હરામ, કે જેના કારણે અલ્લાહ પર જૂઠાણું બાંધી બેસો, સમજી લો કે અલ્લાહ તઆલા પર જૂઠાણું બાંધનાર સફળતાથી વંચિત રહે છે.

૧૧૭) તેમને સામાન્ય ફાયદો મળે છે અને તેમના માટે જ દુ:ખદાયી યાતના છે.

૧૧૮) અને યહૂદી લોકો માટે, જે કંઈ પણ અમે હરામ ઠેરાવ્યું હતું, તેનું વર્ણન અમે પહેલા જ કરી ચૂક્યા છે, અમે તેમના પર અત્યાચાર નથી કર્યો, પરંતુ તે પોતે પોતાના પર અત્યાચાર કરતા રહ્યા.

૧૧૯) જે કોઈ વ્યક્તિ અજાણતામાં ખરાબ કાર્ય કરી લે, પછી તૌબા કરી લે અને સુધારો પણ કરી લે તો પછી તમારો પાલનહાર કોઈ શંકા વગર ઘણો જ માફ કરનાર અને અત્યંત કૃપાળુ છે.

૧૨૦) નિ:શંક ઇબ્રાહીમ (અ.સ.) નાયબ અને અલ્લાહ તઆલાનું અનુસરણ કરનાર અને સંપૂર્ણ નિખાલસતાવાળા હતા, તે મુશરિક લોકો માંથી ન હતા.

૧૨૧) અલ્લાહ તઆલાની નેઅમતોનો આભાર વ્યકત કરતા હતા, અલ્લાહ તઆલાએ તેમને પોતાના નિકટ કરી લીધા હતા અને તેમને સત્ય માર્ગનું માર્ગદર્શન આપી દીધું.

૧૨૨) અમે તેમને દુનિયામાં પણ શ્રેષ્ઠતા આપી હતી અને નિ:શંક તે આખેરતમાં પણ સદાચારી લોકો માંથી છે.

૧૨૩) પછી અમે તમારી તરફ વહી ઉતારી કે તમે ઇબ્રાહીમ (અ.સ.)ના પંથનું અનુસરણ કરો, જે મુશરિક લોકો માંથી ન હતા.

૧૨૪) શનિવારના દિવસની, મહત્વતા તો ફકત તે લોકો માટે જ હતી, જે

લોકોએ તેમાં વિવાદ કર્યો હતો, વાત એ છે કે તમારો પાલનહાર પોતે જ તેમની વચ્ચે તેમના મતભેદનો નિર્ણય કયામતના દિવસે કરશે.

૧૨૫) પોતાના પાલનહારના માર્ગ તરફ લોકોને હિકમત અને ઉત્તમ શિખામણ દ્વારા બોલાવો અને તેમની સાથે ઉત્તમ રીતે વાર્તા-લાપ કરો, નિ:શંક તમારો પાલનહાર પોતાના માર્ગથી ભટકી જનારાઓને પણ ખૂબ સારી રીતે જાણે છે. અને તે (અલ્લાહ) તે લોકોને પણ જાણે છે જે લોકો સત્ય માર્ગ પર છે.

૧૨૬) અને જો બદલો લો તો પણ તેટલો જ, જેટલી તકલીફ તમને પહોંચાડવામાં આવી હોય અને જો ધૈર્ય રાખો તો, નિ:શંક ધૈર્ય રાખનારાઓ માટે આ જ ઉત્તમ છે.

૧૨૭) તમે ધીરજ રાખો. અલ્લાહની તૌફીક વગર તમે ધીરજ રાખી શકતા જ નથી. અને તેમની સ્થિતિ પર નિરાશ ન થશો અને જે યુક્તિઓ આ લોકો કરતા રહે છે તેનાથી સંકુચિત ન થશો.

૧૨૮) નિ:શંક અલ્લાહ તઆલા ડરવાવાળા અને સદાચારી લોકોની સાથે છે.





# સૂરહ ઇસ્રા-અ

અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧) પવિત્ર છે તે અલ્લાહ તઆલા, જે પોતાના બંદાને (એક જ) રાત્રિમાં મસ્જિદે હરામ થી મસ્જિદે અકસા સુધી લઇ ગયો, જેની આજુબાજુ અમે બરકત આપી રાખી છે, એટલા માટે કે અમે તેને અમારી કુદરતના થોડાંક નમૂનાઓ બતાવીએ. નિ:શંક અલ્લાહ તઆલા ખૂબ સાંભળનાર, જોનાર છે.

૨) અમે મૂસા (અ.સ.)ને કિતાબ આપી અને તેમને ઇસ્રાઇલના સંતાન માટે માર્ગદર્શક બનાવી દીધા કે તમે મારા સિવાય કોઈને પોતાનો વ્યવસ્થાપક ન બનાવશો.

૩) હે તે લોકોના સંતાનો ! જેમને અમે નૂહ (અ.સ.) સાથે સવાર કરી દીધા હતા, તે અમારો ખૂબ જ આભારી બંદો હતો.

૪) અમે ઇસ્રાઇલના સંતાન માટે તેમની કિતાબમાં સ્પષ્ટ રીતે નિર્ણય કરી દીધો હતો કે તમે ધરતી પર બે વાર વિદ્રોહ કરશો અને તમે ખૂબ જ અતિરેક કરશો.

૫) તે બન્ને વચનો માંથી પહેલું વચન આવતા જ અમે તમારી વિરુદ્ધ અમારા બંદાઓ મોકલી દીધા જે બહાદુર યોદ્ધા હતા, બસ ! તે તમારા ઘરમાં પણ આવી પહોંચ્યા અને અલ્લાહનું આ વચન પૂરું થવાનું જ હતું.

૬) પછી અમે તેમના પર તમને વિજય અપાવ્યો અને તરત જ ધન અને સંતાન દ્વારા તમારી મદદ કરી અને તમારું ખૂબ જ મોટું જૂથ બનાવી દીધું.

૭) જો તમે સારા કર્મો કર્યા તો તે તમારા પોતાના જ ફાયદા માટે છે અને જો તમે ખોટાં કર્મો કર્યા તો તે પણ તમારા પોતાના માટે જ છે. ફરી જ્યારે બીજા વચનનો સમય આવ્યો, (તો અમે બીજા બંદાઓને મોકલી દીધા જેથી) તે તમારા ચહેરા બગાડી નાખે અને પ્રથમ વખતની જેમજ તે જ મસ્જિદમાં ઘૂસી જાય અને જે જે વસ્તુ હાથ લાગે તેને તોડી ફોડી નાખે.

૮) આશા છે કે તમારો પાલનહાર તમારા પર કૃપા કરે, હાં જો તમે પાછા તેવું જ કરવા લાગો તો અમે પણ બીજી વખત આવું જ કરીશું. અને અમે ઇન્કાર કરનારાઓ માટે કેદખાનું, જહન્નમને બનાવી રાખી છે.

૯) નિ:શંક આ કુરઆન તે માર્ગ બતાવે છે જે તદ્દન સાચો છે અને ઇમાનવાળાઓ તથા જે લોકો સત્કાર્ય કરે છે, તે વાતની ખુશખબર આપે છે કે તેમના માટે ખૂબ જ મોટું વળતર છે.

૧૦) અને એ કે, જે લોકો આખેરત પર ઇમાન નથી ધરાવતા તેમના માટે અમે દુ:ખદાયી યાતના તૈયાર કરી રાખી છે.

૧૧) અને માનવી બૂરાઈની દુઆ કરે છે, પોતાની ભલાઇની દુઆ માંગવા જેવી જ, માનવી ખૂબ જ ઉતાવળીયો છે.

૧૨) અમે રાત અને દિવસને પોતાની કુદરતની નિશાનીઓ બનાવી, રાતની નિશાનીને તો અમે અંધકારમય બનાવી દીધી છે અને દિવસની નિશાનીને પ્રકાશિત કરી દીધી છે, જેથી તમે પોતાના પાલનહારની કૃપા શોધી શકો અને એટલા માટે પણ કે વર્ષોની ગણતરી અને હિસાબ કરી શકો અને દરેક વસ્તુનું વર્ણન અમે ખૂબ જ સ્પષ્ટ રીતે કર્યું છે.

૧૩) અમે દરેક વ્યક્તિની બૂરાઈ અને ભલાઇને તેના ગળામાં લટકાવી દીધી છે અને કયામતના દિવસે અમે તેની સામે તેની કર્મનોંધ કાઢીશું, જેને તે પોતાના માટે સ્પષ્ટ જોઇ લેશે.

૧૪) લે, પોતે જ પોતાની કિતાબ વાંચી લે, આજે તો તું પોતે જ પોતાનો હિસાબ લેવા માટે પૂરતો છે.

૧૫) જે સત્યમાર્ગ પ્રાપ્ત કરી લે તે પોતે પોતાના જ ભલા માટે સત્યમાર્ગ પર હોય છે અને જે ભટકી જાય તેનો ભાર તેના પર જ છે, કોઈ ભાર ઉઠાવનાર બીજાનો ભાર પોતાના પર નહીં ઉઠાવે અને અમારો એ નિયમ નથી કે પયગંબર અવતરિત કર્યા પહેલા યાતના ઉતારીએ.

૧૬) અને જ્યારે અમે કોઈ વસ્તીને નષ્ટ કરવાનો નિર્ણય કરી લઇએ છીએ તો ત્યાંના સુખી લોકોને આદેશ આપીએ છે અને તે વસ્તીમાં સ્પષ્ટ રીતે અવજ્ઞા કરવા લાગે છે તો તેમના પર (યાતનાની) વાત નક્કી થઇ જાય છે. પછી અમે તે વસ્તીને નષ્ટ કરી દઇએ છીએ.

૧૭) અમે નૂહ (અ.સ.) પછી પણ ઘણી કોમોને નષ્ટ કરી ચૂક્યા છીએ અને તમારો પાલનહાર પોતાના બંદાઓના પાપોને ખૂબ જ જાણનાર અને ધ્યાન રાખનાર છે.

૧૮) જેની ઇચ્છા ફક્ત આ ઝડપથી પ્રાપ્ત થનારી દુનિયાની જ હોય તેને અમે આ દુનિયામાં જેના માટે જેટલું ઇચ્છીએ પૂરેપૂરું આપીએ છીએ, છેવટે અમે તેના માટે જહન્નમ નક્કી કરી દઇએ છીએ, જ્યાં તે ધૂત્કારેલ બનીને પ્રવેશ પામશે.

૧૯) અને જેની ઇચ્છા આખેરત પ્રાપ્ત કરવાની હોય અને જેવો પ્રયત્ન તેના માટે કરવો જોઇએ તે કરે પણ છે અને તે ઇમાનવાળો પણ હોય, બસ! આ લોકો જ છે જેમના પ્રયત્નોને અલ્લાહને ત્યાં સન્માન મળશે.

૨૦) અમે દરેકને અમારી કૃપા માંથી (રોજી) આપીએ છીએ, આ લોકોને પણ અને તેમને પણ, તમારા પાલનહારની કૃપા રોકાઇ ગઇ નથી.

૨૧) જોઇ લો કે તેમને એકબીજા પર કેવી રીતે અમે પ્રાથમિકતા આપી છે અને આખેરત તો હોદ્દા માટે વધારે ઉત્તમ છે અને પ્રભુત્વ માટે પણ ખૂબ જ ઉત્તમ છે.

૨૨) અલ્લાહની સાથે બીજા કોઈને પૂજ્ય ન બનાવ, નહીં તો લાચાર અને નિરાશ બની બેસી રહીશ.

૨૩) અને તમારો પાલનહાર સ્પષ્ટ રીતે આદેશ આપી ચૂકયો છે કે તમે તેને છોડીને અન્યની બંદગી ન કરશો અને માતા-પિતા સાથે સદવર્તન કરજો જો તમારી હાજરીમાં તેમના માંથી એક અથવા બન્ને વૃદ્ધાવસ્થામાં પહોંચી જાય તો તેમને “ઉફ” પણ ન કહેશો, ન તો તેમને ઠપકો આપશો, પરંતુ તેમની સાથે સભ્યતાથી વાત કરજો.

૨૪) અને વિનમ્રતા તથા પ્યારભર્યા અંદાજથી તેમની સામે પોતાના બાજુ ઝુકાયેલા રાખજો અને દુઆ કરતા રહેજો કે હે મારા પાલનહાર ! તેમના પર તેવી જ રીતે દયા કર જેવી રીતે તેમણે મારા બાળપણમાં મારું ભરણપોષણ કર્યું.

૨૫) જે કંઈ પણ તમારા હૃદયોમાં છે તેને તમારો પાલનહાર ખૂબ સારી રીતે જાણે છે, જો તમે સદાચારી છો તો તે ઝૂકવાવાળાને માફ કરવાવાળો છે.

૨૬) અને સગાંસંબંધીઓ તથા લાચારો અને મુસાફરોના હક્ક પૂરા કરતા રહો અને ઇસ્રાફ (ખોટા ખર્ચા)થી બચો.

૨૭) ખોટા ખર્ચ કરનાર શેતાનના ભાઇ છે અને શેતાન પોતાના પાલનહારનો ઘણો જ કૃતઘ્ન છે.

૨૮) અને જો તમને તે લોકોથી મોઢું ફેરવવું પડે, પોતાના પાલનહારની તે કૃપાની શોધમાં જેની આશા તમે રાખો છો, તો પણ તમે સારી રીતે અને નમ્રતા પૂર્વક તેઓને સમજાવી દો.

૨૯) પોતાનો હાથ પોતાના ગળા સાથે બાંધેલો ન રાખ અને ન તો તેને તદ્દન ખોલી નાખ, જેથી તારા પર આરોપ મૂકી તને બેસાડી દેવામાં આવે.

૩૦) નિ:શંક તમારો પાલનહાર જેના માટે ઇચ્છે તેને પુષ્કળ રોજી આપે છે અને જેના માટે ઇચ્છે, તેની રોજી તંગ કરી દે છે, નિ:શંક તે પોતાના બંદાઓને ખૂબ સારી રીતે જાણે છે અને જુએ છે.

૩૧) અને લાચારીના ભયથી પોતાના સંતાનને ન મારી નાખો, તેમને અને તમને અમે જ રોજી આપીએ છીએ, નિ:શંક તેમને કતલ કરી દેવા, ખૂબ જ મોટું પાપ છે.

૩૨) ખબરદાર ! અશ્લીલતાની નજીક પણ ન જશો, કારણકે તે સ્પષ્ટ નિર્લજ્જતા છે અને ખૂબ જ ખોટો માર્ગ છે.

૩૩) અને કોઈને પણ, જેને કતલ કરવું અલ્લાહએ હરામ ઠેરવ્યું છે, ક્યારેય ખોટી રીતે કતલ ન કરશો અને જે વ્યક્તિને પીડા આપી મારી નાખવામાં આવે, અમે તેના વારસદારને અધિકાર આપી રાખ્યો છે, બસ ! તેણે બદલો લેવામાં અતિરેક ન કરવો જોઇએ, નિ:શંક તેની મદદ કરવામાં આવી છે.

૩૪) અને અનાથના ધનની નજીક પણ ન જાઓ, સિવાય ઉત્તમ રીતે, ત્યાં સુધી કે તે પોતાની પુખ્તવયે પહોંચી જાય અને વચનો પૂરા કરો, કારણકે વચનો વિશે પૂછપરછ કરવામાં આવશે.

૩૫) અને જ્યારે તોલો તો પૂરેપૂરું તોલીને આપો, અને સીધા ત્રાજવાથી તોલો, આ જ ઉત્તમ છે અને પરિણામ સ્વરૂપે પણ ખૂબ જ ઉત્તમ છે.

૩૬) જે વાતની તમને ખબર પણ ન હોય તેની પાછળ ન પડી જશો, કારણ કે કાન તથા આંખ અને હૃદય-દરેકની પૂછતાછ કરવામાં આવશે.

૩૭) અને ધરતી પર ઇતરાઇને ન ચાલ, ન તો તું ધરતીને ફાડી શકે છે અને ન તો લંબાઇમાં પર્વતો સુધી પહોંચી શકે છે.

૩૮) આ બધાં કાર્યોની બૂરાઈ તમારા પાલનહારની નજીક નાપસંદ છે.

૩૯) આ બધું પણ વહી દ્વારા તમારી તરફ તમારા પાલનહારે હિકમત સાથે

અવતરિત કર્યું છે, તમે અલ્લાહ સાથે બીજા કોઈને પૂજ્ય ન બનાવશો, ક્યાંક નિંદાનો ભોગી અને હાંકી કાઢી જહન્નમમાં નાખી દેવામાં આવે.

૪૦) શું પુત્રો માટે તો અલ્લાહએ તમને પસંદ કરી લીધા અને પોતાના માટે ફરિશ્તાઓને દીકરીઓ બનાવી દીધી ? નિ:શંક તમે ખૂબ જ મોટી વાત કહી રહ્યા છો.

૪૧) અમે તો આ કુરઆનમાં દરેક રીતે વર્ણન કરી દીધું જેથી લોકો સમજી જાય, પરંતુ તેનાથી તે લોકોની નફરત વધે જ છે.

૪૨) કહી દો કે જો અલ્લાહ સાથે બીજા પૂજ્ય હોત, જેવી રીતે આ લોકો કહે છે તો જરૂર અત્યાર સુધી અર્શના માલિક સુધીનો માર્ગ શોધી કાઢતા.

૪૩) જે કંઈ આ લોકો કહે છે, તેનાથી તે પવિત્ર અને ઉચ્ચ છે, ઘણો જ દૂર અને ઘણો જ ઉચ્ચ છે.

૪૪) સાત આકાશો અને ધરતી અને જે કંઈ પણ તેમાં છે તેના જ નામનું સ્મરણ કરી રહ્યા છે, એવી કોઈ વસ્તુ નથી જે તેને પવિત્રતા અને પ્રશંસા સાથે યાદ ન કરતી હોય, હાં આ સાચું છે કે તમે તેમના સ્મરણની રીતને સમજી નથી શકતા, તે ખૂબ જ પ્રતિષ્ઠિત અને માફ કરનાર છે.

૪૫) તમે જ્યારે કુરઆન પઢો છો, અમે તમારી અને તે લોકોની વચ્ચે, જે આખેરત પર વિશ્વાસ નથી ધરાવતા, એક છૂપો પરદો નાખી દઇએ છીએ.

૪૬) અને તેમના હૃદયો ઉપર અમે પરદા નાંખી દીધા છે કે તેઓ તેને સમજે અને તેમના કાનમાં બોજ અને જ્યારે તમે ફકત અલ્લાહના જ નામનું સ્મરણ તેના એકેશ્વરવાદ સાથે, આ કુરઆનમાં કરો છો, તો તે લોકો ઘમંડ કરતા પીઠ ફેરવી પાછા ફરી જાય છે.

૪૭) જે હેતુ સાથે તે લોકો આ સાંભળે છે, તેને અમે ખૂબ સારી રીતે જાણીએ

છીએ, જ્યારે આ લોકો તમારી તરફ કાન ધરે છે ત્યારે પણ અને જ્યારે આ લોકો સલાહ-સૂચન કરે છે ત્યારે પણ, આ અત્યાચારીઓ કહે છે કે તમે તેનું અનુસરણ કરી રહ્યા છો જેની ઉપર જાદુ કરી દેવામાં આવ્યું છે.

૪૮) જુઓ તો ખરા, તમારા માટે કેવા કેવા ઉદાહરણ આપે છે, બસ ! તે લોકો ભટકી ગયા છે હવે તો સત્યમાર્ગ પર આવવું તેમના હાથમાં નથી.

૪૯) તે લોકોએ કહ્યું કે અમે જ્યારે હાડકાંઓ અને કણ કણ થઇ જઇશું તો શું અમારું સર્જન ફરીથી કરવામાં આવશે ?

૫૦) જવાબ આપી દો કે તમે પથ્થર બની જાવો અથવા લોખંડ.

૫૧) અથવા બીજું કોઈ એવું સર્જન, જે તમારા મતે ઘણું જ સખત હોય, પછી તે લોકો એમ પૂછે, કે કોણ છે જે બીજીવાર અમને જીવન આપે ? તમે જવાબ આપી દો કે તે જ અલ્લાહ, જેણે તમારું સર્જન પ્રથમ વખત કર્યું, તેના પર તે લોકો પોતાના માથા હલાવી તમને પૂછશે કે, સારું તો આ છે ક્યારે ? તમે જવાબ આપી દો કે શું ખબર કે તે નજીકમાં જ હોય.

૫૨) જે દિવસે તે તમને બોલાવશે, તમે તેની પ્રશંસા કરતા, તેના આદેશોનું અનુસરણ કરશો અને વિચારશો કે અમે (ધરતી પર) ઘણું જ ઓછું રોકાયા.

૫૩) અને મારા બંદાઓને કહી દો કે તે ઘણી જ સારી વાત કહેતા રહે, કારણકે શેતાન અંદરોઅંદર વિવાદ કરાવે છે. નિ:શંક શેતાન માનવીનો ખુલ્લો શત્રુ છે.

૫૪) તમારો પાલનહાર તમારા કરતા વધારે જાણવાવાળો છે, તે ઇચ્છે તો તમારા પર કૃપા કરે અથવા તો તે ઇચ્છે તો તમને યાતના આપે, અમે

તમને તેઓના જવાબદાર બનાવી અવતરિત નથી કર્યા.

૫૫) આકાશો અને ધરતીમાં જે કંઈ પણ છે તે બધું જ તમારો પાલનહાર ખૂબ જ સારી રીતે જાણે છે, અમે કેટલાક પયગંબરોને કેટલાક પર પ્રાથમિકતા આપી છે અને દાઉદને ઝબુર અમે આપી.

૫૬) કહી દો કે તમે અલ્લાહ સિવાય જેને પૂજ્ય સમજો છો તેમને પોકારો, પરંતુ ન તો તે તમારી કોઈ તકલીફને દૂર કરી શકે છે અને ન તો બદલી શકે છે.

૫૭) જેમને આ લોકો પોકારે છે તે પોતે જ પોતાના પાલનહારની નિકટતા શોધે છે, કે તેઓ માંથી કોણ વધારે નજીક થઇ જાય, તે પોતે અલ્લાહની કૃપાની આશા રાખે છે અને તેની યાતનાથી ભયભીત રહે છે. (વાત આવી જ છે) કે તમારા પાલનહારની યાતના ભયભીત કરી દેનારી છે.

૫૮) જેટલી પણ વસ્તીઓ છે અમે કયામતના દિવસ પહેલા તેમને નષ્ટ કરી દઇશું અથવા સખત સજા આપીશું, આ તો કિતાબમાં લખી દેવામાં આવ્યું છે.

૫૯) અમે નિશાનીઓને અવતરિત કરતા નથી એટલા માટે કે, પહેલાના લોકો તેને જુઠલાવી ચૂક્યા છે, અમે ષમૂદના લોકોને નિશાની રૂપે ઊંટડી આપી, પરંતુ તે લોકોએ તેના પર અત્યાચાર કર્યો, અમે લોકોને ડરાવવા માટે જ નિશાનીઓ અવતરિત કરીએ છીએ.

૬૦) અને યાદ કરો, જ્યારે અમે તમને કહી દીધું કે તમારા પાલનહારે લોકોને ઘેરાવમાં લઇ લીધા છે, જે અમે તમને નરી આંખે બતાવ્યું હતું, તે લોકો માટે સ્પષ્ટ કસોટી હતી અને એવી જ રીતે, તે વૃક્ષ પણ, જેને કુરઆનમાં નફરતનું કારણ બતાવ્યું છે, અમે તે લોકોને ડરાવી રહ્યા છીએ, પરંતુ આ લોકો તે વૃક્ષને લઇ વિદ્રોહ કરવામાં લાગેલા છે.

૬૧) જ્યારે અમે ફરિશ્તાઓને આદેશ આપ્યો કે આદમ (અ.સ.)ને સિજદો કરો, તો ઇબ્લિસ સિવાય દરેકે સિજદો કર્યો, તેણે કહ્યું કે શું હું તેને સિજદો કરું જેને તેં માટીથી બનાવ્યો છે.

૬૨) સારું જોઇ લે, તેં તેને મારા પર પ્રભુત્વ તો આપ્યું છે પરંતુ જો તેં મને પણ કયામત સુધી ઢીલ આપી તો હું તેના સંતાનને થોડાંક લોકો સિવાય, (ઘણા લોકોને) પોતાના વશમાં કરી દઇશ.

૬૩) કહેવામાં આવ્યું કે જા તે લોકો માંથી જેઓ પણ તારું અનુસરણ કરવા લાગશે તો તમારા સૌની સજા જહન્નમ છે, જે પૂરેપૂરો બદલો છે.

૬૪) તે લોકો માંથી તું જે લોકોને પણ પોતાના અવાજ વડે પથભ્રષ્ટ કરી શકે કરી લે અને તેમના પર પોતાના સવાર અને મદદ કરનારાઓને ચઢાવી દે અને તેમનું ધન અને સંતાન માંથી પોતાનો પણ ભાગ ઠેરાવ અને તે લોકોને (જુઠ્ઠા) વચનો આપ, તે લોકોને જેટલા વચનો શેતાન કરે છે, સ્પષ્ટ ધોકો છે.

૬૫) મારા સાચા બંદાઓ પર તારો કોઈ વશ નહીં ચાલે, તારો પાલનહાર પૂરતો વ્યવસ્થાપક છે.

૬૬) તમારો પાલનહાર તે છે, જે તમારા માટે દરિયામાં જહાજો ચલાવે છે, જેથી તમે તેની કૃપા શોધો, તે તમારા પર ખૂબ જ દયા કરનાર છે.

૬૭) અને દરિયાઓમાં તકલીફ પડતાની સાથે જ જેમને તમે પોકારતા હતા સૌ અદૃશ્ય થઇ જાય છે, ફકત તે અલ્લાહ જ બાકી રહે છે. પછી જ્યારે તે તમને બચાવી કિનારા પર લાવે છે તો તમે મોઢું ફેરવી લો છો અને માનવી ખૂબ જ કૃતઘ્ન છે.

૬૮) તો શું તમે તે વાતથી નીડર થઇ ગયા છો કે તમને કિનારા તરફ (લાવી ધરતી)માં ધસાવી દે, અથવા તમારા પર પથ્થરોનું વાવાઝોડું મોકલી દે, પછી તમે પોતાના માટે કોઈને પણ નિરીક્ષક નહીં જુઓ.

૬૯) શું તમે તે વાતથી નીડર થઇ ગયા છો કે અલ્લાહ તઆલા ફરી તમને બીજી વખત દરિયાની મુસાફરી કરાવે અને તમારા પર સખત હવા મોકલે અને તમારા ઇન્કારના કારણે તમને ડુબાડી દે, પછી તમે પોતાના માટે અમારા પર તેનો અધિકાર જતાવનાર કોઈને નહીં જુઓ.

૭૦) નિ:શંક અમે આદમના સંતાનને ખૂબ જ ઇજ્જત આપી અને તેમને ધરતી અને દરિયાના વાહનો પણ આપ્યા, અને તેમને પવિત્ર વસ્તુઓની રોજી આપી અને અમારા કેટલાય સર્જન પર તેમને પ્રાથમિકતા આપી.

૭૧) જે દિવસે અમે દરેક જૂથને તેમના સરદારો સાથે બોલાવીશું, પછી જેમનું પણ કર્મપત્ર જમણા હાથમાં આપવામાં આવ્યું તે તો ખુશીથી પોતાનું કર્મપત્ર વાંચવા લાગશે અને દોરા બરાબર પણ અત્યાચાર કરવામાં નહીં આવે.

૭૨) અને જે પણ આ દુનિયામાં આંધળો બનીને રહ્યો, તે આખેરતમાં પણ આંધળો અને માર્ગથી ખૂબ જ ભટકેલો હશે.

૭૩) આ લોકો તમને પથભ્રષ્ટ કરવા ઇચ્છે છે તે વસ્તુથી, જેને અમે તમારા પર અવતરિત કરી, કે તમે તેના સિવાય બીજું જ અમારા નામથી ઘડી કાઢો, ત્યારે આ લોકો તમને પોતાના મિત્ર બનાવી લે.

૭૪) જો અમે તમને અડગ ન રાખતા તો ઘણું જ શક્ય હતું કે તમે તેમની તરફ થોડાંક ઝૂકી જતા.

૭૫) પછી અમે પણ દુનિયામાં અને મૃત્યુની બમણી સજા આપતા, પછી તમે તો પોતાના માટે અમારી વિરુદ્ધ કોઈને મદદ કરનાર પણ ન જોતા.

૭૬) આ લોકો તો તમારા ડગલા આ ધરતી પરથી ઉખાડી નાખવા માંગતા હતા કે તમને અહીંયાથી કાઢી મૂકે, પછી આ લોકો પણ તમારા પછી થોડોક જ સમય રોકાઇ શકતા.

૭૭) આવો જ નિયમ તે લોકોનો હતો જેમને તમારા પહેલા પયગંબર બનાવી અમે મોકલ્યા અને તમે અમારા નિયમમાં ક્યારેય ફેરફાર નહીં જુઓ.

૭૮) નમાઝ પઢતા રહો, સૂર્યાસ્તથી લઇ રાત્રિના અંધકાર સુધી અને ફજરના સમયે કુરઆન પઢવું પણ, ખરેખર ફજરના સમયે કુરઆન પઢવાની (ફરિશ્તાઓ) સાક્ષી આપે છે.

૭૯) રાત્રિના થોડાંક સમયે તહજ્જુદની નમાઝમાં કુરઆન પઢો, આ વધારો તમારા માટે છે, નજીક માંજ તમારો પાલનહાર "મહમૂદ" નામી જગ્યા પર ઊભા કરશે.

૮૦) અને દુઆ કરતા રહો કે હે મારા પાલનહાર ! મને જ્યાં પણ લઇ જા સારી રીતે લઇ જા અને જ્યાંથી પણ કાઢે સારી રીતે કાઢ અને મારા માટે તારી પાસેથી વિજય અને મદદ નક્કી કરી દે.

૮૧) અને જાહેર કરી દો કે સત્ય આવી ગયું અને અસત્ય નષ્ટ થઇ ગયું, નિ:શંક અસત્ય નષ્ટ થવાનું જ હતું.

૮૨) આ કુરઆન જે અમે અવતરિત કરી રહ્યા છે, ઇમાનવાળાઓ માટે તો સ્પષ્ટ ઇલાજ અને કૃપા છે, હાં અત્યાચારીઓ માટે નુકસાન સિવાય બીજો કોઈ અતિરેક નહીં કરવામાં આવે.

૮૩) અને અમે માનવીને જ્યારે ઇનામ આપીએ છીએ તો તે મોઢું ફેરવી લે છે અને પડખું ફેરવી લે છે અને જ્યારે તેને કોઈ તકલીફ પહોંચે છે તો તે નિરાશ થઇ જાય છે.

૮૪) કહી દો કે દરેક વ્યક્તિ પોતાની રીતે કર્મ કરી રહ્યો છે, જે લોકો સંપૂર્ણ સત્યમાર્ગ પર છે તેમને તમારો પાલનહાર ખૂબ જ સારી રીતે જાણે છે.

૮૫) અને આ લોકો તમને "રૂહ" વિશે સવાલ કરે છે તમે જવાબ આપી દો કે, "રૂહ" મારા પાલનહારના આદેશથી છે અને તમને ખૂબ જ ઓછું જ્ઞાન આપવામાં આવ્યું છે.

૮૬) અને જો અમે ઇચ્છીએ તો જે વહી તમારી તરફ અવતરિત કરી છે બધું જ છીનવી લઇએ, પછી તમને તેના માટે અમારી વિરુદ્ધ કોઈ મદદ કરનાર નહીં મળી શકે.

૮૭) તમારા પાલનહારની કૃપા સિવાય, નિ:શંક તમારા પર તેની ઘણી જ કૃપા છે.

૮૮) કહી દો કે જો દરેક માનવી અને દરેક જિન્નાતો મળી આ કુરઆન જેવું લાવવા ઇચ્છે તો, તે દરેક માટે ભેગા મળીને પણ આના જેવું લાવવું અશક્ય છે, ભલેને તેઓ એક બીજાની મદદ કરનારા બની જાય.

૮૯) અમે તો આ કુરઆનમાં લોકોને સમજવા માટે દરેક રીતે ઘણા ઉદાહરણોનું વર્ણન કરી દીધું છે, પરંતુ વધારે પડતા લોકો ઇન્કાર કરવાનું છોડતા નથી.

૯૦) તે લોકોએ કહ્યું કે અમે તમારા પર ક્યારેય ઇમાન નહીં લાવીએ, ત્યાં સુધી કે તમે અમારા માટે ધરતી માંથી કોઈ ઝરણું વહેતું ન કરી દો.

૯૧) અથવા તમારા માટે કોઈ બગીચો હોય ખજૂર અને દ્રાક્ષનો અને તેની વચ્ચે તમે ઘણી નહેરો વહાવી બતાવો.

૯૨) અથવા તમે આકાશને અમારા પર ટુકડે ટુકડા કરી પાડી દો, જેવું કે તમારો વિચાર છે અથવા તમે પોતે અલ્લાહ તઆલાને અને ફરિશ્તાઓને અમારી સમક્ષ ઊભા કરી બતાવો.

૯૩) અથવા તમારા માટે કોઈ સોનાનું ઘર બની જાય, અથવા તમે આકાશ પર ચઢી બતાવો, અને અમે તો તમારું ચઢી જવું પણ તે સમય સુધી ક્યારેય નહીં માનીએ, જ્યાં સુધી કે તમે અમારા માટે કોઈ કિતાબ ન

લઇ આવો, જેને અમે પોતે પઢી લઇએ, તમે જવાબ આપી દો કે મારો પાલનહાર પવિત્ર છે, હું તો ફક્ત એક મનુષ્ય જ છું, જેને પયગંબર બનાવવામાં આવ્યો છે.

૯૪) લોકો પાસે સત્યમાર્ગ આવી ગયા પછી ઇમાનથી દૂર થવા માટે ફકત આ જ વાત રહી ગઇ કે, તે લોકોએ આવું કહ્યું કે શું અલ્લાહએ મનુષ્ય ને જ પયગંબર બનાવી મોકલ્યા ?

૯૫) તમે કહી દો કે જો ધરતી પર ફરિશ્તાઓ હરતા-ફરતા, અને રહેતા હોત તો અમે પણ તેમની પાસે કોઈ આકાશના ફરિશ્તાને જ પયગંબર બનાવી મોકલતા.

૯૬) કહી દો કે મારી અને તમારી વચ્ચે અલ્લાહ સાક્ષી માટે પૂરતો છે, તે પોતાના બંદાઓને ખૂબ સારી રીતે જાણે છે અને ખૂબ જ સારી રીતે જોનાર છે.

૯૭) અલ્લાહ જેને સત્યમાર્ગ બતાવે તે તો સત્યમાર્ગ પર છે અને જેને તે માર્ગથી પથભ્રષ્ટ કરી દે, અશક્ય છે કે તમે તેની મદદ કરનાર તેના સિવાય બીજા કોઈને જુઓ, આવા લોકોને અમે કયામતના દિવસે ઊંધા મોઢે કરી દઇશું, તે લોકો આંધળા, મૂંગા અને બહેરા હશે, તેમનું ઠેકાણું જહન્નમ હશે, જ્યારે પણ તે (આગ) ઠંડી પડવા લાગશે, અમે તેમના માટે તે (આગ)ને વધું ભડકાવી દઇશું.

૯૮) આ બધું અમારી આયતોનો ઇન્કાર કરવાનો અને એવું કહેવાનો બદલો છે કે શું અમે જ્યારે હાડકા અને કણ કણ થઇ જઇશું, પછી અમારું સર્જન નવી રીતે કરવામાં આવશે ?

૯૯) શું તે લોકોએ તે વાત વિશે વિચાર ન કર્યો કે જે અલ્લાહએ આકાશ અને ધરતીનું સર્જન કર્યું છે તે તેમના જેવાનું સર્જન કરવા પર સંપૂર્ણ શક્તિ ધરાવે છે. તેણે જ તેમના માટે એક એવો સમય નક્કી કરી

રાખ્યો છે જેમાં કોઇ શંકા નથી, પરંતુ અત્યાચારી લોકો ઇન્કાર જ કરતા રહે છે.

૧૦૦) કહી દો કે જો કદાચ તમે મારા પાલનહારના ખજાનાના માલિક બની જાવ તો તમે તે સમયે પણ તે ખર્ચ થઇ જવાના ભયથી, તેને રોકી રાખતા અને માનવી તંગ દીલનો છે.

૧૦૧) અમે મૂસા (અ.સ.)ને નવ ચમત્કાર સ્પષ્ટ આપ્યા, તમે પોતે જ ઇસ્રાઇલના સંતાનોને પૂછી લો કે જ્યારે તે તેમની પાસે પહોંચ્યા તો ફિરઔને કહ્યું કે, હે મૂસા ! મારા મત મુજબ તો તારા પર જાદુ કરવામાં આવ્યું છે.

૧૦૨) મૂસા (અ.સ.)એ જવાબ આપ્યો કે આ તો તમને જાણ થઇ ચૂકી છે કે આકાશ અને ધરતીના પાલનહારે જ આ ચમત્કારો બતાવવા, સમજાવવા માટે અવતરિત કર્યા છે, હે ફિરઔન ! હું તો સમજી રહ્યો છું કે તું ખરેખર બરબાદ અને નષ્ટ કરી દેવામાં આવ્યો છે.

૧૦૩) છેવટે ફિરઔને પાકો ઇરાદો કરી લીધો કે તેમને ધરતી માંથી ઉખાડી દઇએ તો અમે ફિરઔનને અને તેના સાથીઓને ડુબાડી દીધા.

૧૦૪) ત્યાર પછી અમે ઇસ્રાઇલના સંતાનને કહી દીધું કે આ ધરતી પર તમે રહો, હાં જ્યારે આખેરતનું વચન આવશે તો અમે તમને સૌને ભેગા કરીને લઇ આવીશું.

૧૦૫) અને અમે આ કુરઆનને સત્ય સાથે અવતરિત કર્યું અને આ પણ સત્ય સાથે જ અવતરિત થયું, અમે તમને ફક્ત ખુશખબર આપનાર અને સચેત કરનાર બનાવી મોકલ્યા છે.

૧૦૬) કુરઆનને અમે થોડું થોડું કરીને એટલા માટે અવતરિત કર્યું છે કે તમે કુરઆનને સમયાંતરે લોકોને સંભળાવો અને અમે પોતે પણ આને સમયાંતરે અવતરિત કર્યું છે.

૧૦૭) કહી દો તમે આના પર ઇમાન લાવો અથવા ન લાવો, જેમને પહેલાથી જ જ્ઞાન આપવામાં આવ્યું છે તેમની પાસે જ્યારે પણ કુરઆન પઢવામાં આવે છે તો તે ઘુંટણના બળે સિજદામાં પડી જાય છે.

૧૦૮) અને કહે છે કે અમારો પાલનહાર પવિત્ર છે અમારા પાલનહારનું વચન કોઈ શંકા વગર પૂરું થઇને જ રહેશે.

૧૦૯) તેઓ પોતાના ઘુંટણ વડે રડતા રડતા સિજદામાં પડી જાય છે અને આ કુરઆન દ્વારા તેમની નમ્રતા ખૂબ વધી જાય છે.

૧૧૦) કહી દો કે અલ્લાહને અલ્લાહ કહીને પોકારો, અથવા રહમાન કહી, જે નામથી પણ પોકારો દરેક સારા નામ તેના જ છે, તમે પોતાની નમાઝ ન તો મોટા અવાજે પઢો અને ન તો તદ્દન ધીમે, પરંતુ મધ્યમ અવાજે પઢો.

૧૧૧) અને એવું કહી દો કે દરેક પ્રશંસા અલ્લાહ માટે જ છે જે ન સંતાન રાખે છે અને ન પોતાના સામ્રાજ્યમાં કોઈને ભાગીદાર ઠેરવે છે અને ન તે અશક્ત છે કે જેથી તેને કોઈની મદદની જરૂર પડે અને તમે તેની ઉચ્ચતાનું ખૂબ જ વર્ણન કરતા રહો.






અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧) દરેક પ્રકારની પ્રશંસા તે અલ્લાહ માટે જ છે, જેણે પોતાના બંદા પર આ કુરઆન અવતરિત કર્યું અને તેમાં કોઈ કમી બાકી ન રાખી.

૨) પરંતુ દરેક રીતે ઠીકઠાક રાખ્યું, જેથી પોતાની પાસેની સખત યાતનાથી સચેત કરી દે. અને ઇમાનવાળા અને સત્કાર્ય કરનારાઓને ખુશખબર આપી દે, કે તેમના માટે શ્રેષ્ઠ વળતર છે.

3) જેમાં તેઓ હંમેશા રહેશે.

૪) અને તે લોકોને પણ સચેત કરી દો જેઓ કહે છે કે અલ્લાહ તઆલાને સંતાન છે.

૫) ખરેખર તો તે લોકો પણ જાણતા નથી, ન તેમના પૂર્વજો પણ જાણતા હતા, આ આરોપ ખૂબ જ ખોટો છે જે તેમના મોઢા માંથી નીકળી રહ્યો છે, તેઓ સ્પષ્ટ જૂઠ કહી રહ્યા છે.

૬) બસ ! જો આ લોકો આ વાત પર ઇમાન ન લાવે, તો શું તમે તેમની પાછળ તે જ નિરાશામાં પોતાને નષ્ટ કરી દેશો ?

૭) ધરતી પર જે કંઈ પણ છે અમે તેને ધરતીના શણગારનું કારણ બનાવ્યું છે, કે અમે તે લોકોની કસોટી કરીએ કે તેમાંથી કોણ સત્કાર્ય કરનાર છે.

૮) તેના (ધરતી) પર જે કંઈ પણ છે અમે તેને એક સપાટ મેદાન કરી દેવાના છે.

૯) શું તમે પોતાના વિચાર પ્રમાણે ગુફા અને વસ્તીવાળાને અમારી નિશાનીઓ માંથી ઘણી અદ્દભુત નિશાની સમજી રહ્યા છો ?

૧૦) તે થોડાંક નવયુવાનોએ જ્યારે ગુફામાં શરણ લીધું, તો દુઆ કરી કે હે અમારા પાલનહાર ! અમને તારી પાસેથી કૃપા આપ અને અમારા કાર્ય માટે અમારા માર્ગને સરળ બનાવી દે.

૧૧) બસ ! અમે ગણતરીના કેટલાય વર્ષો સુધી તે જ ગુફામાં તેમના કાન પર પરદા નાંખી દીધા.

૧૨) પછી અમે તે લોકોને ઊભા કર્યા કે અમે એ જાણી લઇએ કે બન્ને જૂથ માંથી તે ઘણાં વર્ષ, જે તે લોકોએ પસાર કર્યા, કોને વધારે યાદ છે.

૧૩) અમે તે લોકોનો સાચો કિસ્સો તમારી સમક્ષ વર્ણન કરી રહ્યા છે એ કે થોડાંક નવયુવાન પોતાના પાલનહાર ઉપર ઇમાન લાવ્યા હતા અને અમે તેમના સત્ય માર્ગદર્શનમાં વધારો કર્યો હતો.

૧૪) અમે તેમના હૃદયોને મજબૂત કરી દીધા હતા, જ્યારે આ લોકો ઊભા થયા અને કહેવા લાગ્યા કે હે અમારા પાલનહાર ! તું તે જ છે, જે આકાશો અને ધરતીનો પાલનહાર છે, અશક્ય છે અમે તેને છોડીને બીજા પૂજ્યોને પોકારીએ, જો આવું કર્યું તો અમે અત્યંત ખોટી વાત કરનારા છે.

૧૫) આ છે અમારી કોમ, જેમણે તે (અલ્લાહ)ને છોડીને બીજા પૂજ્યો બનાવી રાખ્યા છે, આ લોકો તેમના પૂજ્ય હોવાની સ્પષ્ટ દલીલ કેમ લાવતા નથી ? અલ્લાહ પર આરોપ મૂકનાર કરતા વધારે અત્યાચારી કોણ છે ?

૧૬) જ્યારે તમે તે લોકોથી અને તેમના પૂજ્યોથી અળગા થઇ ગયા તો હવે તમે કોઈ ગુફામાં જતા રહો, તમારો પાલનહાર તમારા પર પોતાની કૃપા કરશે અને તમારા માટે તમારા કામને સરળ બનાવશે.

૧૭) તમે જોશો કે સૂર્ય, સૂર્યોદયના સમયે તેમની ગુફાની જમણી તરફ ઝૂકી જાય છે, અને સૂર્યાસ્તના સમયે ગુફાની ડાબી બાજુથી હટી જાય છે

અને તે લોકો ગુફાની પહોળી જગ્યાએ હતા, આ અલ્લાહની નિશાનીઓ માંથી છે, અલ્લાહ તઆલા જેને માર્ગદર્શન આપે તે સત્યમાર્ગ પર છે અને જેને તે પથભ્રષ્ટ કરી દે અશક્ય છે કે તમે તેના માટે કોઈ મદદ કરનાર અથવા તેને માર્ગદર્શન આપવાવાળો જોશો.

૧૮) તમે એવું વિચારતા હતા કે તેઓ જાગે છે, જો કે તેઓ સૂતેલા હતા, અમે પોતે તેઓને ડાબી, જમણી બાજુ પડખું આપતા હતા, તેમનું કૂતરું પણ કિનારા પર હાથ ફેલાવી બેસેલું હતું, જો તમે તેમને ડોકિયું કરી જોવા ઇચ્છતા તો જરૂર પાછા ફરીને ભાગી જતા અને તેમના ભયથી તમારા પર ડર છવાઇ જતો.

૧૯) આવી જ રીતે અમે તેમને જગાડી દીધા કે એકબીજાને પૂછી લે, એક કહેવાવાળાએ કહ્યું, કે કેમ ભાઇ તમે કેટલો સમય રોકાયા ? તેમણે જવાબ આપ્યો કે એક દિવસ અથવા એક દિવસથી પણ ઓછો સમય. કહેવા લાગ્યા કે તમારા રોકાઇ રહેવાનું જ્ઞાન તો ફક્ત અલ્લાહને જ છે, હવે તો તમે પોતાના માંથી કોઈને પોતાની આ ચાંદી આપી શહેરમાં મોકલો, તે સમજી લેશે કે શહેરનો કેવો ખોરાક પવિત્ર છે, પછી તેમાંથી જ તમારા માટે ખોરાક લઇને આવે અને તે ખૂબ જ ધ્યાન રાખી અને નમ્રતા દાખવે અને કોઈને પણ તમારી જાણ ન થવા દે.

૨૦) જો આ ઇન્કાર કરનારા તમારા પર પ્રભુત્વ મેળવી લે તો તમને પથ્થરો મારી મારીને નષ્ટ કરી દેશે, અથવા તમને પાછા પોતાના દીનમાં ફેરવી નાંખશે અને પછી તમે કયારેય સફળ નહીં થઇ શકો.

૨૧) અમે આવી રીતે લોકોને તેમની સ્થિતિની જાણ કરી દીધી કે તેઓ જાણી લે કે અલ્લાહનું વચન સાચું છે અને કયામત (આવવામાં) કોઈ શંકા નથી, જ્યારે તેઓ પોતાના કાર્યમાં વિવાદ કરી રહ્યા હતા, કહેવા લાગ્યા તેમની ગુફા પર એક ઇમારત બનાવી લો, તેમનો પાલનહાર

જ તેમની સ્થિતિને વધારે સારી રીતે જાણે છે, જે લોકોએ તેમના વિશે વિજય મેળવ્યો, તેઓ કહેવા લાગ્યા કે અમે તો તેમની આજુબાજુ મસ્જિદ બનાવી લઇશું.

૨૨) થોડાંક લોકો કહેશે કે કહ્ફવાળાઓ ત્રણ હતા અને ચોથું તેમનું કૂતરું હતું, કેટલાક કહેશે કે પાંચ હતા અને છઠ્ઠું તેમનું કૂતરું હતું, અદૃશ્યની વાતોને આવી જ રીતે કહે છે, થોડાંક લોકો કહેશે કે તે સાત હતા અને આઠમું તેમનું કૂતરું હતું, તમે કહી દો કે મારો પાલનહાર તેમની સંખ્યાને ખૂબ સારી રીતે જાણે છે, તેમને ઘણા ઓછા લોકો જાણે છે. બસ ! તમે તેમના વિશે ફકત ઉપરછલ્લી વાતો કરો અને તેમના માંથી કોઈને તેમના (કહ્ફવાળા) વિશે ન પૂછો.

૨૩) અને ક્યારેય કોઈ કાર્ય વિશે એવું ન કહેશો કે હું તેને આવતીકાલે કરીશ.

૨૪) પરંતુ સાથે સાથે “ઇન્ શાઅ અલ્લાહ” કહી દેજો અને જ્યારે પણ ભૂલી જાવ, પોતાના પાલનહારને યાદ કરી લેજો અને કહેતા રહેજો કે મને આશા છે કે મારો પાલનહાર મને આના કરતા પણ વધારે સત્યમાર્ગનું માર્ગદર્શન આપશે.

૨૫) તે લોકો ગુફામાં ત્રણસો વર્ષ સુધી રહ્યા અને નવ વર્ષ વધારે.

૨૬) તમે કહી દો કે અલ્લાહ જ તેમના રોકાઇ રહેવાના સમયગાળાને સારી રીતે જાણે છે. આકાશો અને ધરતીનું અદૃશ્યનુ જ્ઞાન ફકત તેને જ છે. તે ખૂબ જ જોનાર, સાંભળનાર છે, અલ્લાહ સિવાય તેમની મદદ કરનાર કોઈ નથી, અલ્લાહ તઆલા પોતાના આદેશમાં કોઈને ભાગીદાર નથી બનાવતો.

૨૭) તમારી તરફ તમારા પાલનહાર તરફથી જે કિતાબ વહી દ્વારા અવતરિત કરવામાં આવી છે તેને પઢતા રહો, તેની વાતોને કોઈ

બદલી શકતું નથી, તમે તેના સિવાય કોઈનું પણ શરણ નહીં પામો.

૨૮) અને તમે તે લોકો સાથે જ રહો જેઓ પોતાના પાલનહારને સવાર-સાંજ પોકારે છે અને તેની ખુશી પ્રાપ્ત કરવાની ઇચ્છા ધરાવે છે, ખબરદાર ! તમારી નજર તે લોકોથી હઠવી ન જોઇએ કે દુનિયાના જીવનના ઠાઠ-માઠ માં લાગી જાઓ, જુઓ તેનું કહ્યું ન માનશો, જેને મેં મારા નામના સ્મરણથી દૂર રાખ્યો છે અને જે પોતાની મનેચ્છાઓની પાછળ પડ્યો છે અને જેનું કાર્ય હદ વટાવી ગયું છે.

૨૯) અને જાણ કરી દો કે આ કુરઆન ખરેખર તમારા પાલનહાર તરફથી છે, હવે જે ઇચ્છે ઇમાન લાવે અને જે ઇચ્છે ઇન્કાર કરે, અત્યાચારીઓ માટે અમે તે આગ તૈયાર કરી રાખી છે જેની જ્વાળાઓ તેમને ઘેરાવમાં લઇ લેશે, જો તેઓ ફરિયાદ કરવા ઇચ્છશે તો તેમની ફરિયાદ તે પાણી વડે કરવામાં આવશે જે તેલના છંટકાવ જેવી હશે, જે ચહેરાઓને બાળી નાખશે, ખૂબ જ ખરાબ પાણી અને અત્યંત ખરાબ ઠેકાણું (જહન્નમ) છે.

30) નિ:શંક જે લોકો ઇમાન લાવ્યા અને સત્કાર્ય કરશે તો અમે કોઈ સદાચારીના કર્મના વળતરને વ્યર્થ નથી કરતા.

૩૧) તેમના માટે હંમેશા બાકી રહેવાવાળી જન્નતો છે, તેમની નીચેથી નહેરો વહી રહી હશે, ત્યાં તેમને સોનાની બંગડીઓ પહેરાવવામાં આવશે અને લીલા રંગના મુલાયમ અને પાતળાં અને જાડાં રેશમી પોશાક પહેરશે, ત્યાં આસનો પર તકિયા લગાવેલા હશે, કેટલું સુંદર વળતર છે અને આરામ કરવાની શ્રેષ્ઠ જગ્યા છે,

૩૨) અને તેમને તે બન્ને વ્યક્તિઓનું ઉદાહરણ પણ આપી દો, જેમાંથી એકને અમે બે દ્રાક્ષના બગીચાઓ આપ્યા હતા અને જેમને અમે ખજૂરોના વૃક્ષો વડે ઘેરી રાખ્યા હતા અને બન્ને વચ્ચે ખેતી ઉપજાવી રાખી હતી.

૩૩) બન્ને બગીચા ખૂબ જ ઊપજ્યા અને તેમાં કોઇ પણ પ્રકારની કમી ન રહી અને અમે તે બગીચાઓ વચ્ચે નહેર વહાવી રાખી હતી.

૩૪) તેમની પાસે ફળો હતા, એક દિવસે તેણે વાત-વાતમાં જ પોતાના મિત્રને કહ્યું કે હું તારા કરતા વધારે ધનવાન છું અને (ધનના) ઢગલા પણ ખૂબ જ છે.

૩૫) અને તે પોતાના બગીચામાં ગયો અને પોતાના ઉપર અત્યાચાર કરનાર હતો, કહેવા લાગ્યો કે હું કલ્પના પણ નથી કરી શકતો કે ગમે ત્યારે આ નષ્ટ થઇ શકે છે.

૩૬) અને હું કયામતના દિવસની કલ્પના નથી કરતો અને જો હું મારા પાલનહાર તરફ ફેરાવવામાં પણ આવ્યો તો ખરેખર હું (તે પાછા ફરવાની જગ્યા) કરતા પણ વધારે ઉત્તમ મેળવીશ.

૩૭) તેના મિત્રએ તેની સાથે વાતચીત કરતા કહ્યું કે શું તું તે (પૂજ્ય) નો ઇન્કાર કરે છે જેણે તારું સર્જન માટી વડે કર્યું, પછી ટીપાથી તને સંપૂર્ણ મનુષ્ય બનાવી દીધો.

૩૮) પરંતુ હું તો આસ્થા રાખું છું કે તે જ અલ્લાહ મારો પાલનહાર છે, હું મારા પાલનહાર સાથે કોઈને પણ ભાગીદાર નહીં ઠેરાવું.

૩૯) તેં પોતાના બગીચામાં જતી વખતે એવું કેમ ન કહ્યું કે અલ્લાહ જે ઇચ્છે છે તે જ થવાનું છે, અલ્લાહની મદદ વગર કોઈની તાકાત નથી, જો તું મને ધન અને સંતાનમાં પોતાનાથી તુચ્છ સમજી રહ્યો છે,

૪૦) શક્ય છે કે મારો પાલનહાર મને તારા તે બગીચા કરતા પણ વધારે સારું આપે અને તેના પર આકાશ માંથી પ્રકોપ મોકલી દે તો આ સપાટ મેદાન થઇ જશે.

૪૧) અથવા તેનું પાણી નીચે ઉતરી જાય અને તારા વશમાં પણ ન રહે કે તું તેને શોધી કાઢે.

૪૨) અને તેના (બધા) ફળો ઘેરાવમાં લઇ લીધા, બસ ! પોતાના તે ખર્ચ માં જે તેણે તે (બગીચા માટે) કર્યો હતો, પોતાના હાથ ઘસવા લાગ્યો અને તે બગીચો તો નષ્ટ થઇ ગયો હતો અને (તે વ્યક્તિ) આવું કહી રહ્યો હતો કે, કાશ ! હું મારા પાલનહાર સાથે કોઈને પણ ભાગીદાર ન ઠેરાવતો.

૪૩) તેની મદદ કરવા માટે કોઈ જૂથ ન આવ્યું જે તેને અલ્લાહથી બચાવી લે અને ન તો તે પોતે બદલો લેવામાં સક્ષમ થઇ શક્યો.

૪૪) અહીંયાથી જ (સાબિત થાય છે) કે અધિકાર ફકત સત્ય અલ્લાહનો જ છે, તે વળતર આપવા માટે અને પરિણામ માટે ઘણો જ શ્રેષ્ઠ છે.

૪૫) તેમની સમક્ષ દુનિયાના જીવનનું ઉદાહરણ વર્ણવો, જેવું કે પાણી-જેને અમે આકાશ માંથી વરસાવીએ છીએ તેનાથી ધરતીની ઊપજો મળે છે, પછી છેવટે તે ભૂસું થઇ જાય છે, જેને હવા ઉડાવે છે, અલ્લાહ તઆલા દરેક વસ્તુ પર શક્તિ ધરાવે છે.

૪૬) ધન અને સંતાન તો દુનિયાનો શણગાર છે અને બાકી રહેવાવાળા સત્કાર્યો, તારા પાલનહારની નજીક બદલા અને સારી આશા માટે ઉત્તમ છે.

૪૭) અને જે દિવસે અમે પર્વતોને ચલાવીશું અને ધરતીને તમે સપાટ, ખુલ્લી જોશો અને દરેક લોકોને એકઠાં કરીશું, તે લોકો માંથી એકને પણ બાકી નહીં છોડીએ.

૪૮) અને દરેક લોકો તમારા પાલનહાર સમક્ષ લાઇનબંધ હાજર કરવામાં આવશે, નિ:શંક તમે અમારી પાસે એવી જ રીતે આવ્યા જેવી રીતે અમે તમારું પ્રથમ વખત સર્જન કર્યું હતું. પરંતુ તમે તો તે કલ્પના માંજ રહ્યા કે અમે ક્યારેય તમારા માટે કોઈ વચનનો સમય નક્કી નહીં કરીએ.

૪૯) અને કર્મનોંધ સામે મૂકી દેવામાં આવશે, બસ ! તમે જોશો કે પાપીઓ તેના લખાણથી ભયભીત થઇ રહ્યા હશે અને કહી રહ્યા હશે કે હાય ! અમારી ખરાબી આ કેવું પુસ્તક છે ? જેણે કોઈ નાના, મોટાં (દરેક પાપ) ઘેરાવમાં લીધા વગર છોડ્યા જ નથી અને જે કંઈ તે લોકોએ કર્યું હતું બધું જ તેમાં હશે. અને તમારો પાલનહાર કોઈના પર અત્યાચાર નહીં કરે.

૫૦) અને જ્યારે અમે ફરિશ્તાઓને આદેશ આપ્યો કે તમે આદમ (અ.સ.)ને સિજદો કરો તો ઇબ્લીસ સિવાય સૌએ સિજદો કર્યો, આ જિન્નાતો માંથી હતો, તેણે પોતાના પાલનહારનું કહ્યું ન માન્યું, શું તો પણ તમે મને છોડીને તેને અને તેના સંતાનને પોતાનો મિત્ર બનાવી રહ્યા છો ? જો કે તે તમારા બધાનો દુશ્મન છે, આવા અત્યાચારીઓ માટે કેવી ખરાબી હશે.

૫૧) મેં તે લોકોને આકાશો અને ધરતીના સર્જન વખતે હાજર નહતા રાખ્યા અને ન તો તેમના પોતાના સર્જન વખતે અને હું પથભ્રષ્ટ કરવાવાળાઓને પોતાનો મદદગાર બનાવનાર નથી.

૫૨) અને જે દિવસે તે કહેશે કે તમારા વિચાર પ્રમાણે જે મારા ભાગીદારો હતા તેમને પોકારો, તેઓ પોકારશે, પરંતુ તેમના માંથી કોઈ જવાબ નહીં આપે, અમે તેમની વચ્ચે નષ્ટ કરી દેનારો સામાન ઉતારીશું.

૫૩) અને પાપીઓ જહન્નમને જોઇને સમજી લેશે કે તેમને તેમાં જ નાંખવામાં આવશે, પરંતુ તેનાથી બચવા માટે કોઈ જગ્યા નહીં મળે.

૫૪) અમે આ કુરઆનમાં દરેક રીતે સંપૂર્ણ ઉદાહરણો, લોકો માટે જણાવ્યા છે, પરંતુ માનવી સૌથી વધારે ઝઘડો કરનાર છે.

૫૫) લોકો પાસે સત્ય માર્ગદર્શન આવી ગયા પછી તેમને ઇમાન લાવવા અને પોતાના પાલનહાર સામે માફી માંગવામાં ફકત તે જ વસ્તુએ રોક્યા કે આગળના લોકો સાથે જેવું થયું તેવું અમારી સાથે થાય, અથવા તેમની સમક્ષ ખુલ્લો પ્રકોપ આવી જાય.

૫૬) અમે પોતાના પયગંબરોને ફક્ત એટલા માટે જ અવતરિત કરીએ છીએ કે તે ખુશખબર આપી દે અને સચેત કરી દે. ઇન્કાર કરનારાઓ અસત્યના આધારે ઝઘડે છે અને ( ઇચ્છે છે કે) તેનાથી સત્યને હરાવી દે. તે લોકોએ મારી આયતોને અને જે વસ્તુ વડે ડરાવવામાં આવે તેને મજાક બનાવી લીધી.

૫૭) તેના કરતા વધારે અત્યાચારી બીજો કોણ છે, જેને તેના પાલનહારની આયતો દ્વારા શિખામણ આપવામાં આવે, તો પણ મોઢું ફેરવી લે અને જે કંઈ તેના હાથ વડે કરેલા કર્મોને આગળ મોકલી રાખ્યા છે તેને તે ભૂલી જાય, નિ:શંક અમે તેમના હૃદયો પર પરદા નાખી દીધા છે કે તે તેને (ન) સમજે અને તેમના કાનમાં આડ છે, ભલેને તમે તે લોકોને સત્ય માર્ગ તરફ બોલાવતા રહો, પરંતુ તેઓ ક્યારેય સત્ય માર્ગ નહીં પામે.

૫૮) તમારો પાલનહાર ઘણો જ માફ કરનાર અને કૃપા કરનાર છે, તે જો તેમના કર્મોના બદલામાં પકડ કરે તો ખરેખર તે લોકો પર ઝડપથી જ યાતના આવી પહોંચે, પરંતુ તેમના માટે એક વચનનો સમય નક્કી છે, જેનાથી તેઓ બચવા માટેની કોઈ જગ્યા નહીં પામે.

૫૯) આ છે તે વસ્તીઓ, જેમને અમે તેમના અત્યાચારના કારણે નષ્ટ કરી દીધા અને અમે તેમને નષ્ટ કરવાનો એક સમય નક્કી કરી રાખ્યો હતો.

૬૦) જ્યારે કે મૂસા અ.સ.એ પોતાના નવયુવાનને કહ્યું કે હું તો ચાલતો જ રહીશ ત્યાં સુધી કે બે દરિયાના મેળાપ પર પહોંચું, ભલેને મને વર્ષોના વર્ષ સુધી ચાલવું પડે.

૬૧) જ્યારે તે બન્ને દરિયાના મેળાપની જગ્યાએ પહોંચ્યા, ત્યાં પોતાની માછલી ભૂલી ગયા, જેણે દરિયામાં સુરંગ જેવો પોતાનો માર્ગ બનાવી દીધો.

૬૨) જ્યારે તે બન્ને ત્યાંથી આગળ વધ્યાં તો મૂસા (અ.સ.)એ પોતાના નવયુવાનને કહ્યું કે લાવો, આપણું ભોજન આપો, મને તો આપણી આ મુસાફરીથી સખત તકલીફ ભોગવવી પડી.

૬૩) તેણે જવાબ આપ્યો કે શું તમે જોયું ? જ્યારે આપણે પથ્થરના ટેકે આરામ કરી રહ્યા હતા, ત્યાં જ હું માછલી ભૂલી ગયો હતો, ખરેખર શેતાને જ મને ભૂલાવી દીધું કે હું તમારી સમક્ષ તેની વાત કરું, તે માછલીએ અલગ રીતે દરિયામાં પોતાનો રસ્તો બનાવ્યો.

૬૪) મૂસા (અ.સ.)એ કહ્યું આ જ હતું, જેની શોધમાં આપણે હતા, તો ત્યાંથી જ પોતાના પગલાના નિશાન શોધતા પાછા ફર્યા.

૬૫) બસ ! અમારા બંદાઓ માંથી એક બંદાને મળ્યા, જેને અમે પોતાની પાસેની ખાસ કૃપા આપી હતી અને તેને પોતાની પાસેથી ખાસ જ્ઞાન શીખવાડ્યું હતું.

૬૬) તેને મૂસા (અ.સ.)એ કહ્યું કે હું તમારું અનુસરણ કરું ? કે તમે મને તે જ્ઞાન શિખવાડી દો જે તમને શિખવાડવામાં આવ્યું છે.

૬૭) તેમણે કહ્યું કે તમે મારી સાથે ક્યારેય ધીરજ નહીં રાખી શકો.

૬૮) અને જે વસ્તુને તમે પોતાના જ્ઞાનથી વિચારી લીધું હોય તેના પર ધીરજ કેવી રીતે રાખી શકો છો ?

૬૯) મૂસા (અ.સ.)એ જવાબ આપ્યો કે ઇન્ શાઅ અલ્લાહ તમે મને ધીરજ રાખનારો પામશો. અને કોઈ વાતમાં હું તમારી અવજ્ઞા નહીં કરું.

૭૦) તેણે કહ્યું કે સારું, જો તમે મારી સાથે આવવા માટે આગ્રહ કરો છો તો યાદ રાખજો, કોઈ વસ્તુ બાબતે મને કંઈ પણ ન પૂછશો. ત્યાં સુધી કે હું પોતે તે બાબતે કોઈ વાત ન કરું,

૭૧) પછી તે બન્ને ચાલ્યા, ત્યાં સુધી કે એક હોડીમાં સવાર થયા, તો તેણે હોડીના લાકડાની બાજુઓ તોડી નાખી, મૂસા (અ.સ.)એ કહ્યું કે શું તમે તેને તોડી રહ્યા છો, જેથી હોડીવાળાઓને ડુબાડી દો, આ તો તમે ખૂબ જ મોટી વાત કરી દીધી.

૭૨) તેણે જવાબ આપ્યો કે મેં તો પહેલા જ તમને કહી દીધું હતું કે તમે મારી સાથે ક્યારેય ધીરજ નહીં રાખી શકો.

૭૩) મૂસા (અ.સ.)એ જવાબ આપ્યો કે મારી ભૂલ પર મારી પકડ ન કરશો અને મારી સાથે સખતી ન કરશો.

૭૪) પછી બન્ને ચાલ્યા, ત્યાં સુધી કે એક બાળકને જોયો, તેણે તેને મારી નાંખ્યો, મૂસા (અ.સ.)એ કહ્યું કે શું તમે એક પવિત્ર પ્રાણને વગર કારણે મારી નાંખ્યો ? નિ:શંક તમે તો ખૂબ જ ખરાબ કૃત્ય કર્યું.

૭૫) તે કહેવા લાગ્યા કે મેં તમને નહતું કહ્યું કે તમે મારી સાથે રહી ક્યારેય ધીરજ નહીં રાખી શકો.

૭૬) મૂસા (અ.સ.) એ જવાબ આપ્યો જો હવે પછી હું તમને કોઈ વસ્તુ વિશે પ્રશ્ન પૂછું તો ખરેખર તમે મને પોતાની સાથે ન રાખશો. ખરેખર તમારી પાસે મજબૂત કારણ છે.

૭૭) પછી બન્ને ચાલ્યા, એક ગામડામાં લોકોની પાસે ખાવાનું માંગ્યું, તો તે લોકોએ તેમનો સત્કાર કરવાનો સ્પષ્ટ ઇન્કાર કરી દીધો, બન્નેએ ત્યાં એક દીવાલ જોઇ, જે પડવાની જ હતી, તેણે તે દીવાલને ઠીકઠાક કરી દીધી, મૂસા (અ.સ.) કહેવા લાગ્યા, જો તમે ઇચ્છતા તો આનું વળતર લઇ લેતા.

૭૮) તેણે કહ્યું, બસ! આ મારી અને તારી વચ્ચે અલગ થવાનું કારણ છે, હવે હું તમને તે વાતોની સચ્ચાઇ પણ જણાવી દઇશ જેના પર તમે ધીરજ ના રાખી.

૭૯) હોડી તો થોડાંક લાચારોની હતી, જે દરિયામાં કામ કરતા હતાં, મેં તે હોડીને થોડીક તોડી નાખવાનો ઇરાદો કર્યો, કારણકે તેમની આગળ એક બાદશાહ હતો, જે દરેક હોડીને બળજબરી કરી છીનવી લેતો હતો.

૮૦) અને તે બાળકના માતા-પિતા ઈમાનવાળા હતાં, મને ભય લાગ્યો કે કદાચ આ તેમને પોતાના અતિરેક અને ઇન્કારના કારણે લાચાર અને પરેશાન ન બનાવી દે.

૮૧) એટલા માટે મેં ઇચ્છા કરી કે તેમને તેમનો પાલનહાર તેના બદલામાં તેના કરતા શ્રેષ્ઠ, પવિત્ર અને તેના કરતા વધારે મોહબ્બત કરનાર બાળક આપે.

૮૨) દીવાલની વાત એવી છે, કે આ શહેરમાં બે અનાથ બાળકો છે, જેમનો ખજાનો તેમની તે દીવાલ નીચે દાટેલો છે, તેમના પિતા ખૂબ જ સદાચારી હતાં, તો તમારા પાલનહારની ઇચ્છા હતી કે આ બન્ને

અનાથ યુવાન વયે પહોંચી પોતાનો આ ખજાનો તમારા પાલનહારની કૃપા અને રહમતની સાથે કાઢી લે. મેં મારી ઇચ્છાથી કોઈ કાર્ય નથી કર્યું, આ હતી સત્ય વાત તે કિસ્સાઓની જેના પર તમે ધીરજ ન રાખી.

૮૩) આ લોકો તમને "ઝૂલ્-કરનૈન" નો કિસ્સો પૂછે છે, તમે કહી દો કે હું તે લોકોની થોડીક દશા તમને વાંચી સંભળાવું છું.

૮૪) અમે તેને ધરતી પર શક્તિશાળી બનાવ્યા હતાં અને તેને દરેક વસ્તુનો સામાન પણ આપી દીધો હતો.

૮૫) તે એક માર્ગ પાછળ લાગ્યો.

૮૬) ત્યાં સુધી કે સૂર્યાસ્ત થવાની જગ્યાએ પહોંચી ગયો અને તેને એક ઝરણાંના વમળમાં ડૂબતો જોયો, અને તે ઝરણાં પાસે એક કોમને પણ જોઇ, અમે કહી દીધું કે, હે "ઝુલ્-કરનૈન ! તું તેમને તકલીફ આપ અથવા તેમની સાથે ઉત્તમ વ્યવહાર કર.

૮૭) તેણે કહ્યું કે જે અત્યાચાર કરશે તેને તો અમે પણ સજા આપીશું, પછી તે પોતાના પાલનહાર તરફ પાછો ફેરાવવામાં આવશે અને તે તેને સખત યાતના આપશે.

૮૮) હાં, જેઓ ઈમાન લાવ્યા અને સત્કાર્ય કરે તેના માટે તો બદલામાં ભલાઇ છે અને અમે તેને પોતાના કાર્યમાં પણ સરળતાનો જ આદેશ આપીશું.

૮૯) પછી તે બીજા માર્ગ પાછળ લાગ્યો.

૯૦) ત્યાં સુધી કે જ્યારે સૂર્યોદયની જગ્યાએ પહોંચ્યો તો તેને એક એવી કોમ માંથી નીકળતો જોયો જેઓ (ન તો ઘર હતાં અને ન વસ્ત્રો હતાં, પરંતુ તેઓ ખુલ્લી નગ્ન અવસ્થામાં રહેતા હતાં) ખુલ્લા હતાં.

૯૧) વાત આવી જ છે અને અમે તેની પાસેની બધીજ જાણકારી સંભાળી રાખી છે.

૯૨) તે પાછો મુસાફરી કરવા લાગ્યો.

૯૩) ત્યાં સુધી કે જ્યારે તે બે દિવાલોની વચ્ચે પહોંચ્યો, તે દીવાલની ઉપર તેણે એક એવી કોમ જોઇ, જે કોઈ પણ વાત નહતાં સમજતા.

૯૪) તેમણે કહ્યું, હે ઝુલ્-કરનૈન ! આ “આજૂજ માજૂજ” આ શહેરમાં વિદ્રોહી છે. તો શું અમે તમારા માટે કંઇ ખર્ચનો બંદોબસ્ત કરી દઇએ, (તે શરતે કે) તમે અમારી અને તેમની વચ્ચે એક દીવાલ બનાવી આપો.

૯૫) તેણે જવાબ આપ્યો કે મારા અધિકારમાં મને મારા પાલનહારે જે કંઇ આપી રાખ્યું છે તે જ ઉત્તમ છે, તમે ફક્ત તાકાતથી મારી મદદ કરો.

૯૬) હું તમારી અને તેમની વચ્ચે મજબૂત ઢાલ બનાવી દઉં છું, મને લોખંડની ચાદરો લાવી આપો, ત્યાં સુધી કે જ્યારે તે બન્ને પર્વતો વચ્ચે દીવાલ બરાબર બનાવી દીધી તો આદેશ આપ્યો કે આગ ભડકાવો, જ્યારે તે લોખંડની ચાદરોને તદ્દન આગમાં ફેરવી દીધી, તો કહ્યું કે મારી પાસે લાવો, તેના પર પીગાળેલું તાંબુ નાંખી દો.

૯૭) બસ ! ન તો તેમનામાં તે દીવાલ પર ચઢવાની તાકાત હતી અને ન તેમાં કોઈ કાણું પાડી શકતા હતાં.

૯૮) કહ્યું, આ ફક્ત મારા પાલનહારની કૃપા છે, હાં જ્યારે મારા પાલનહારનું વચન આવી જશે તો તેને ધરતીમાં ધસાવી દેશે, નિ:શંક મારા પાલનહારનું વચન સાચું છે.

૯૯) તે દિવસે અમે તે લોકોને અંદરોઅંદર ટોળા બનાવી છોડી દઇશું અને સૂર ફૂંકવામાં આવશે, બસ ! સૌને એકઠા કરીને અમે ભેગા કરી દઇશું.

૧૦૦) તે દિવસે અમે જહન્નમને ઇન્કાર કરનારાઓના સામે લાવી દઇશું.

૧૦૧) જેમની આંખો મારા સ્મરણથી અળગી હતી અને (સત્ય વાત) સાંભળી પણ શકતા ન હતાં.

૧૦૨) શું ઇન્કાર કરનાર એવું સમજી બેઠા છે કે મારા વગર તે મારા

બંદાઓને પોતાની મદદ કરવાવાળા બનાવી લેશે ? (સાંભળો) અમે તે ઇન્કાર કરનારાઓની મહેમાનગતિ કરવા માટે જહન્નમ તૈયાર કરી રાખી છે.

૧૦૩) કહી દો, કે જો હું તમને જણાવી દઉં કે કાર્યોની દૃષ્ટિએ સૌથી વધારે નુકસાન ઉઠાવનાર કોણ છે ?

૧૦૪) તે એ છે, કે જેમના દુનિયાના જીવનના દરેક પ્રયત્નો વ્યર્થ થઇ ગયા. અને તેઓ તે જ વિચારમાં હતાં કે તેઓ ઘણા જ સારા કાર્યો કરી રહ્યા છે.

૧૦૫) આ જ તે લોકો છે જેમણે પોતાના પાલનહારની આયતો અને તેની મુલાકાતનો ઇન્કાર કર્યો, એટલા માટે તેમના કાર્યો વ્યર્થ થઇ ગયા. બસ ! કયામતના દિવસે અમે તેમના માટે કોઈ વજન નહીં કરીએ.

૧૦૬) વાત એ છે કે તેમનો બદલો જહન્નમ છે, કારણ કે તે લોકોએ ઇન્કાર કર્યો અને મારી આયતો અને મારા પયગંબરોની મશ્કરી કરી.

૧૦૭) જે લોકો ઈમાન લાવ્યા અને તે લોકોએ કાર્ય પણ સારા કર્યા ખરેખર તેમના માટે ફિરદૌસના બગીચાઓની મહેમાનગીરી છે.

૧૦૮) જ્યાં તેઓ હંમેશા રહેશે, જે જગ્યાને બદલવાની ઇચ્છા તેઓ નહીં કરે.

૧૦૯) કહી દો કે જો મારા પાલનહારની વાતોને લખવા માટે સમુદ્રો (નું પાણી) શાહી બની જાય તો તે પણ મારા પાલનહારની વાતો પૂરી થતાં પહેલા જ ખતમ થઇ જશે, અને તેના જેવો જ બીજો પણ તેની મદદ કરવા માટે લઇ આવીએ.

૧૧૦) તમે કહી દો કે હું તમારા જેવો જ એક મનુષ્ય છું, મારી તરફ વહી કરવામાં આવે છે કે સૌનો પૂજ્ય ફક્ત એક જ છે, તો જેને પણ પોતાના પાલનહારની સાથે મુલાકાતની ઇચ્છા હોય તેણે સત્કાર્ય કરવા જોઇએ અને પોતાના પાલનહારની બંદગીમાં કોઈને પણ ભાગીદાર ન ઠેરવે.





# સૂરહ મરયમ

અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧) કાફ્-હા-યા-ઐન્-સાદ્

૨) આ તારા પાલનહારની તે કૃપાનું વર્ણન છે જે તેણે પોતાના બંદા ઝકરિયા (અ.સ.) પર કરી હતી.

૩) જ્યારે તેણે પોતાના પાલનહારની સામે એકાંતમાં દુઆ કરી.

૪) કે હે મારા પાલનહાર ! મારા હાડકા નબળા પડી ગયા છે અને માથું વૃદ્ધા વસ્થામાં (વાળની સફેદીના) કારણે ભડકી ગયું છે, પરંતુ હું ક્યારેય તારી સામે દુઆ કરી નિરાશ નથી થયો.

૫) મને મારા મૃત્યુ પછી પોતાના સગાસંબંધીઓનો ભય છે, મારી પત્ની પણ વાંઝ છે, બસ તું મને તારી પાસેથી વારસદાર આપ.

૬) જે મારો પણ વારસદાર બને અને યાકૂબ અ.સ. ના કુંટુંબનો પણ નાયબ બને અને મારા પાલનહાર, તું તેને નિકટનો બંદો બનાવી લે.

૭) હે ઝકરિયા! અમે તને એક બાળકની ખુશખબર આપીએ છીએ, જેનું નામ યહ્યા છે, અમે આ પહેલા કોઈને તેના જેવું નામ પણ નથી આપ્યું.

૮) ઝકરિયા (અ.સ.) કહેવા લાગ્યા, હે મારા પાલનહાર ! મારે ત્યાં બાળક કેવી રીતે થશે, જ્યારે કે મારી પત્ની વાંઝ અને હું પોતે વૃદ્ધાવસ્થાએ પહોંચી ગયો છું.

૯) કહ્યું કે વચન આવી જ રીતે થઇ ગયું, તારા પાલનહારે કહી દીધું છે કે મારા માટે તો આ ખૂબ જ સરળ છે અને મેં તારું સર્જન કર્યું, તે પહેલા તમે કંઇ ન હતાં.

૧૦) કહેવા લાગ્યા કે મારા પાલનહાર મારા માટે કોઈ નિશાની નક્કી કરી

દે, કહેવામાં આવ્યું કે તારા માટે નિશાની એ છે કે, સ્વસ્થ હોવા છતાં તમે ત્રણ રાતો સુધી કોઈ વ્યક્તિ સાથે વાત નહીં કરી શકો.

૧૧) હવે ઝકરિયા (અ.સ.) પોતાની ઓરડી માંથી નીકળી, પોતાની કોમ પાસે આવી, તેમને ઇશારો કરે છે કે તમે સવાર-સાંજ અલ્લાહ તઆલાના નામનું સ્મરણ કરો.

૧૨) હે યહ્યા ! મારી કિતાબને મજબૂતાઇથી પકડી લો અને અમે તેમને બાળપણથી જ સમજદારી આપી હતી.

૧૩) અને પોતાની પાસેથી દયા અને પવિત્રતા પણ, તે ડરવાવાળો હતો.

૧૪) અને પોતાના માતાપિતા સાથે સદવર્તન કરનારો હતો, તે વિદ્રોહી અને પાપી ન હતો.

૧૫) તેના પર સલામતી છે, જે દિવસે તે પેદા થયો અને જે દિવસે મૃત્યુ પામશે અને જે દિવસે તે જીવિત કરી ઉઠાવવામાં આવશે.

૧૬) આ કિતાબમાં મરયમના કિસ્સા નું પણ વર્ણન કરો, જ્યારે તે પોતાના ઘરવાળાઓથી અલગ થઇ, પશ્ચિમ તરફ આવી.

૧૭) અને તે લોકો તરફ પરદો કરી લીધો, પછી અમે તેની પાસે રૂહ (જિબ્રઇલ અ.સ.) ને મોકલ્યા, બસ ! તે તેમની સામે સંપૂર્ણ વ્યક્તિ બની પ્રગટ થયા.

૧૮) તે (મરયમ) કહેવા લાગી, હું તારાથી રહમાનનું શરણ માંગું છું જો તું થોડોક પણ અલ્લાહથી ડરવાવાળો હોય.

૧૯) તેણે જવાબ આપ્યો કે હું તો અલ્લાહએ મોકલેલો સંદેશવાહક છું, તને એક પવિત્ર બાળક આપવા આવ્યો છું.

૨૦) કહેવા લાગી, મારે ત્યાં બાળક કેવી રીતે થઇ શકે છે ? મને તો કોઈ મનુષ્યનો હાથ પણ નથી અડયો અને ન તો હું દુરાચારી છું.

૨૧) તેણે (જિબ્રઇલે) કહ્યું, વાત તો આવી જ છે, પરંતુ તારા પાલનહારનું

કહેવું છે કે તે મારા માટે ખૂબ જ સરળ છે, અમે તો આને લોકો માટે એક નિશાની બનાવીશું. અને પોતાની ખાસ કૃપા, આ તો એક નક્કી થયેલી વાત છે.

૨૨) બસ ! તે ગર્ભવતી થઇ ગઇ અને આના જ કારણે તે દૂરના સ્થળે જતી રહી.

૨૩) પછી પીડા તેને એક ખજૂરના વૃક્ષ નીચે લઇ આવી કહ્યું, કાશ ! હું આ પહેલા જ મૃત્યુ પામી હોત અને લોકોની યાદથી પણ ભૂલાઇ જતી.

૨૪) એટલા માંજ તેને નીચેથી પોકારવામાં આવી અને કહ્યું કે નિરાશ ન થા, તારા પાલનહારે તારા પગ નીચે એક ઝરણું વહાવ્યું છે.

૨૫) અને તે ખજૂરની ડાળીને પોતાની તરફ હલાવ, ડાળી તારા માટે તાજી ખજૂર પાડશે.

૨૬) હવે શાંતિ થી ખા અને પી અને આંખો ઠંડી રાખ, જો તને કોઈ વ્યક્તિ મળે, તો કહી દે જે કે મેં દયાળુ અલ્લાહના નામનો રોઝો રાખ્યો છે, હું આજે કોઈ વ્યક્તિ સાથે વાત નહીં કરું.

૨૭) હવે ઈસા (અ.સ.)ને લઇ તે પોતાની કોમ સમક્ષ આવી, સૌ કહેવા લાગ્યા, મરયમ તેં ઘણું અધમ કૃત્ય કર્યું.

૨૮) હે હારૂનની બહેન ! ન તો તારા પિતા ખરાબ વ્યક્તિ હતાં અને ન તો તારી માતા દુરાચારી હતી.

૨૯) મરયમે પોતાના બાળક તરફ ઇશારો કર્યો, સૌ કહેવા લાગ્યા કે જુઓ, અમે આ નવજાત બાળક સાથે વાત કેવી રીતે કરીએ ?

30) બાળક કહેવા લાગ્યું, કે હું અલ્લાહનો બંદો છું તેણે મને કિતાબ આપી અને મને પોતાનો પયગંબર બનાવ્યો.

૩૧) અને તેણે મને પવિત્ર કર્યો છે, જ્યાં પણ હું છું અને તેણે મને નમાઝ અને ઝકાતનો આદેશ આપ્યો છે જ્યાં સુધી હું જીવિત રહું.

૩૨) અને તેણે મને પોતાની માતાની સેવા કરનાર બનાવ્યો છે અને મને વિદ્રોહી અને દુરાચારી નથી બનાવ્યો.

૩૩) અને મારા પર મારા જન્મ વખતે અને મારા મૃત્યુના સમયે અને તે દિવસે, કે જ્યારે હું બીજી વાર જીવિત કરવામાં આવીશ, સલામતી જ સલામતી છે.

૩૪) આ છે સત્ય કિસ્સો મરયમના પુત્ર ઈસાનો, આ જ છે તે સત્ય વાત જેના વિશે લોકો શંકા કરે છે.

૩૫) અલ્લાહ તઆલાને સંતાન હોવું અશક્ય છે, તે તો અત્યંત પવિત્ર છે, તેને તો જ્યારે કોઈ કાર્ય કરવાની ઇચ્છા થાય છે, તો તેને કહી દે છે કે થઇ જા, તો તે જ સમયે તે થઇ જાય છે.

૩૬) મારો અને તમારા સૌનો પાલનહાર ફક્ત અલ્લાહ છે, તમે સૌ તેની જ બંદગી કરો, આ જ સત્ય માર્ગ છે.

૩૭) પછી આ જૂથો અંદરોઅંદર વિવાદ કરવા લાગ્યા, બસ ! ઇન્કાર કરનારાઓ માટે "વૈલ" છે, એક મોટા દિવસની હાજરી વખતે.

૩૮) કેટલા જોનાર અને સાંભળનાર હશે, તે દિવસે જ્યારે અમારી સમક્ષ હાજર થશે, પરંતુ આજે તો આ અત્યાચારી લોકો સ્પષ્ટ રીતે પથભ્રષ્ટ છે.

૩૯) તમે તેમને આ હતાશા અને નિરાશાના દિવસના ભયની જાણ આપી દો, જ્યારે કાર્યનો નિર્ણય કરી દેવામાં આવશે અને આ લોકો બેદરકારી અને ઇન્કારમાં જ રહી જશે.

૪૦) અમે પોતે જ ધરતી અને ધરતીની દરેક વસ્તુના વારસદાર હોઇશું અને દરેક લોકો અમારી તરફ જ પાછા ફેરાવવામાં આવશે.

૪૧) આ કિતાબમાં ઇબ્રાહીમ (અ.સ.)ના કિસ્સાનું વર્ણન કરો, નિ:શંક તેઓ અત્યંત સાચા પયગંબર હતાં.

૪૨) જ્યારે તેઓએ પોતાના પિતાને કહ્યું કે, પિતાજી ! તમે તેમની બંદગી કેમ કરી રહ્યા છો જે ન સાંભળે ન જુએ ? ન તમને કંઇ ફાયદો પહોંચાડી શકે.

૪૩) મારા પિતાજી, તમે જુઓ મારી પાસે એવું જ્ઞાન આવ્યું છે જે તમારી પાસે પહોંચ્યું  જ નથી, તો તમે મારું જ માનો, હું તદ્દન સત્ય માર્ગ તરફ તમને માર્ગદર્શન આપીશ.

૪૪) મારા પિતાજી ! તમે શેતાનની બંદગી છોડી દો,  શેતાન તો દયાળુ અને કૃપાળુ અલ્લાહનો અવજ્ઞાકાર છે.

૪૫) મારા પિતાજી ! મને ભય છે કે ક્યાંક તમારા પર અલ્લાહનો કોઈ પ્રકોપ ન આવી પહોંચે કે તમે શેતાનના મિત્ર બની જાવ.

૪૬) તેણે જવાબ આપ્યો કે, હે ઇબ્રાહીમ ! શું તું અમારા પૂજ્યોની અવગણના કરે છે, સાંભળ ! જો તું છેટો ન રહ્યો તો હું તને પથ્થરો વડે મારી નાખીશ, જા એક સમયગાળા સુધી મારાથી અલગ થઇ જા.

૪૭) કહ્યું કે, સારું તમારા પર સલામતી થાય, હું તો મારા પાલનહાર સામે તમારી માફીની દુઆ કરતો રહીશ તે મારા પર ઘણો જ કૃપાળુ છે.

૪૮) હું તો તમને પણ અને જેમની પણ તમે અલ્લાહને છોડીને બંદગી કરો છો તેમને પણ, સૌને છોડી રહ્યો છું, ફક્ત પોતાના પાલનહારને જ પોકારતો રહીશ, મને આશા છે કે હું મારા પાલનહાર સામે દુઆ માંગી , વંચિત નહીં રહું.

૪૯) જ્યારે ઇબ્રાહીમ (અ.સ.) તે સૌને અને અલ્લાહ સિવાયના તેમના દરેક પૂજ્યોને છોડી ચૂક્યા, તો અમે તેમને ઇસ્હાક અને યાકૂબ (અ.સ.) આપ્યા. અને બન્નેને પયગંબર બનાવ્યા.

૫૦) અને તે સૌને અમે પોતાની ઘણી કૃપા આપી અને અમે તેમના સારા નામોને ઉચ્ચ કરી દીધા.

૫૧) આ કુરઆનમાં મૂસા અ.સ.ના કિસ્સાનું વર્ણન પણ કર, જે પસંદ કરેલા અને પયગંબર તથા નબી હતાં.

૫૨) અમે તેને તૂર (પર્વતનું નામ) ની જમણી બાજુથી પોકાર્યા અને ભેદની વાતો જણાવતા તેમને નજીક લાવી દીધા.

૫૩) અને પોતાની ખાસ કૃપા વડે તેમના ભાઇને પયગંબર બનાવ્યા.

૫૪) આ કુરઆનમાં ઇસ્માઇલ અ.સ.ના કિસ્સાનું પણ વર્ણન કર, તે વચનના ખૂબ જ સાચા હતાં અને પયગંબર તથા નબી હતાં.

૫૫) તે પોતાના ઘરવાળાઓને સતત નમાઝ અને ઝકાતનો આદેશ આપતા હતાં અને પોતાના પાલનહારની સામે પસંદગી પામેલા અને માન્ય પણ હતાં.

૫૬) અને આ કિતાબમાં ઇદરિસ અ.સ.ના કિસ્સાનું પણ વર્ણન કર, તે પણ સદાચારી પયગંબર હતાં.

૫૭) અમે તેમને ઊંચા દરજ્જાવાળા બનાવી દીધા.

૫૮) આ જ તે પયગંબરો છે જેમના પર અલ્લાહ તઆલાએ કૃપા કરી અને જેઓ આદમના સંતાન માંથી છે અને તે લોકોના ખાનદાન માંથી છે જેમને અમે નૂહ અ.સ.ની સાથે હોડીમાં સવાર કરી દીધા હતાં. અને ઇબ્રાહીમ અને યાકૂબ અ.સ.ની સંતાન માંથી અને અમારા તરફથી સત્ય માર્ગ ઉપર અને અમારા નિકટના લોકો માંથી. તેમની સામે જ્યારે દયાળુ અલ્લાહની આયતો પઢવામાં આવતી તો આ લોકો રડતા રડતા સિજદામાં પડી જતા હતાં.

૫૯) તેમના પછી એવા વિદ્રોહી લોકો આવ્યા, કે તે લોકોએ નમાઝ છોડી દીધી અને મનેચ્છાઓની પાછળ પડી ગયા, તો તેમનું નુકસાન તેમનાથી આગળ આવશે.

૬૦) તે લોકો સિવાય, જેઓ તૌબા કરી લે અને ઈમાન લાવી દે અને

સત્કાર્યો કરે. આવા લોકો જન્નતમાં પ્રવેશશે અને તેમનો થોડોક પણ અધિકાર ઝૂંટવી લેવામાં નહીં આવે.

૬૧) હંમેશાવાળી જન્નતોમાં, જેનું અદૃશ્ય વચન કૃપાળુ અલ્લાહએ પોતાના બંદાઓને કર્યું છે, નિ:શંક તેનું વચન પૂરું થઇને જ રહેશે.

૬૨) તે લોકો ત્યાં કોઈ નિરર્થક વાતો નહીં સાંભળે, ફક્ત સલામ જ સલામ સાંભળશે, તેમના માટે ત્યાં સવાર-સાંજ તેમની રોજી હશે.

૬૩) આ છે તે જન્નત, જેના વારસદાર અમે અમારા બંદાઓ માંથી તેમને બનાવીએ છીએ, જેઓ ડરે છે.

૬૪) અમે તારા પાલનહારના આદેશ વગર ઉતરી નથી શકતા, અમારી આગળ-પાછળ અને તેમની વચ્ચેની સંપૂર્ણ વસ્તુઓ તેની જ માલિકી હેઠળની છે. તમારો પાલનહાર ભૂલી જનાર નથી.

૬૫) આકાશો, ધરતી અને જે કંઇ પણ તે બન્ને વચ્ચે છે સૌનો પાલનહાર તે જ છે, તમે તેની જ બંદગી કરો અને તેની બંદગી પર અડગ રહો, શું તમારા જ્ઞાનમાં તેના જેવું બીજું નામ તથા તેના જેવો બીજો કોઈ છે ?

૬૬) માનવી કહે છે કે, જ્યારે હું મૃત્યુ પામીશ તો શું ફરી જીવિત કરી ઉઠાવવામાં આવીશ ?

૬૭) શું આ માનવી એટલું પણ યાદ નથી રાખતો કે અમે તેનું સર્જન આ પહેલા કર્યું, જ્યારે તે કંઇ પણ ન હતો.

૬૮) તમારા પાલનહારના સોગંદ ! અમે તેમને અને શેતાનોને ભેગા કરી જરૂર જહન્નમની આસ-પાસ, ઘૂંટણે પડેલા હાજર કરીશું.

૬૯) અમે પછી દરેક જૂથ માંથી તેમને છેટા ઊભા કરી દઇશું, જેઓ દયાળુ અલ્લાહથી ઘણા ઇતરાઇને ચાલતા હતાં.

૭૦) પછી અમે તેમને પણ સારી રીતે જાણીએ છીએ, જેઓ જહન્નમમાં પ્રવેશ માટે વધારે હક ધરાવે છે.

૭૧) તમારા માંથી દરેક ત્યાંથી જરૂર પસાર થશે, આ તમારા પાલનહારનો અત્યંત સચોટ નિર્ણય છે.

૭૨) પછી અમે ડરવાવાળાઓને બચાવી લઇશું અને અવજ્ઞાકાર લોકોને તેમાં જ ઘૂંટણે પડેલા છોડી દઇશું.

૭૩) જ્યારે તેમની સમક્ષ અમારી પ્રકાશિત આયતોનું વર્ણન કરવામાં આવે છે તો ઇન્કાર કરનાર, મુસલમાનોને કહે છે કે જણાવો, અમારા અને તમારા જૂથ માંથી કોણ પ્રતિષ્ઠિત છે અને કોની સભા ઉત્કૃષ્ટ છે ?

૭૪) અમે તો આ પહેલા પણ ઘણા જૂથોને નષ્ટ કરી ચૂક્યા છે, જે સામાન તથા ખ્યાતિમાં તેમના કરતા વધારે હતાં.

૭૫) કહી દો જેઓ પથભ્રષ્ટ હોય છે, દયાળુ અલ્લાહ તેને ઘણી મહેતલ આપે છે, ત્યાં સુધી કે તે, તે વસ્તુઓને જોઇ લે જેનું વચન કરવામાં આવે છે, એટલે યાતના અથવા કયામતને. તે સમયે તે લોકો સત્ય જાણી લેશે કે કોણ ખરાબ છે અને કોનું જૂથ અશક્ત છે ?

૭૬) અને સત્ય માર્ગદર્શનવાળાઓને અલ્લાહ તઆલા સત્ય માર્ગ તરફ આગળ વધારે છે અને બાકી રહેવાવાળા સત્કર્મો તમારા પાલનહારની નજીક વળતર રૂપે અને પરિણામ સ્વરૂપે ખૂબ જ ઉત્તમ છે.

૭૭) શું તમે તેને પણ જોયો, જેણે અમારી આયતોનો ઇન્કાર કર્યો અને કહ્યું કે મને તો ધન તથા સંતાન જરૂરથી આપવામાં આવશે.

૭૮) શું તે લોકો અદૃશ્યના જ્ઞાનને જાણે છે ? અથવા અલ્લાહ પાસેથી કોઈ વચન લઇ લીધું છે ?

૭૯) ક્યારેય નહીં, આ જે કંઇ પણ કહી રહ્યો છે અમે તેને જરૂર લખી લઇશું અને તેના માટે યાતના વધારતા રહીશું.

૮૦) આ જે વસ્તુને કહી રહ્યો છે, તેને અમે આ પછી, પાછી લઇ લઇશું અને આ તો તદ્દન એકલો જ અમારી સમક્ષ હાજર થશે.

૮૧) તેમણે અલ્લાહ સિવાય બીજાને પૂજ્યો બનાવી રાખ્યા છે કે તે તેમના માટે ઇજ્જતનું કારણ બને.

૮૨) પરંતુ આવું ક્યારેય નહીં થાય, તે તો તેમની બંદગીનો ઇન્કાર કરશે અને તેમના શત્રુ બની જશે.

૮૩) શું તમે નથી જોયું કે અમે ઇન્કાર કરનારાઓ પાસે શેતાનોને મોકલીએ છીએ, જે તેમને ખૂબ ઉશ્કેરે છે.

૮૪) તમે તેમના વિશે ઉતાવળ ન કરો, અમે તો પોતે જ તેમના મહેતલના દિવસો ગણી રહ્યા છે.

૮૫) જે દિવસે અમે ડરવાવાળાઓને દયાળુ અલ્લાહ તરફ, મહેમાન બનાવી ભેગા કરીશું.

૮૬) અને પાપીઓને સખત તરસની સ્થિતિમાં જહન્નમ તરફ હાંકી કાઢીશું.

૮૭) કોઈને પણ ભલામણનો અધિકાર નહીં હોય, સિવાય તે લોકોના, જેમણે અલ્લાહ તઆલા પાસેથી કોઈ પરવાનગી લીધી હોય.

૮૮) તેમની વાત તો એવી છે કે દયાળુ અલ્લાહએ પણ સંતાન રાખ્યું છે.

૮૯) નિ:શંક તમે ખૂબ જ ખરાબ અને અત્યંત ભારે વસ્તુ લઇ આવ્યા છો.

૯૦) નજીક છે કે આ વાતના કારણે આકાશ ફાટી જાય અને ધરતી પણ ફાટી જાય અને પર્વત ચૂરેચૂરા થઇ જાય.

૯૧) કે તેઓ રહમાન (અલ્લાહ) માટે સંતાનને સાબિત કરે છે.

૯૨) રહમાનની શાન નથી કે તે સંતાન રાખે.

૯૩) આકાશ અને ધરતીમાં જે કંઇ પણ છે બધા જ અલ્લાહના દાસ બનીને જ આવશે.

૯૪) તે સૌને તેણે ઘેરાવમાં લઇ લીધા છે અને સૌની ગણતરી પણ કરી રાખી છે.

૯૫) આ બધા જ કયામતના દિવસે એકલા તેની પાસે હાજર થશે.

૯૬) નિ:શંક જે લોકો ઈમાન લાવ્યા છે અને જે લોકોએ સત્કર્મો કર્યા છે, તેમના માટે અલ્લાહ રહમાન (દયાળુ) મોહબ્બત નાંખી દેશે.

૯૭) અમે આ કુરઆનને તમારી ભાષામાં ખૂબ જ સરળ કરી દીધું છે કે તમે તેના દ્વારા ડરવાવાળાઓને ખુશખબર આપી દો અને ઝઘડો કરનારને સચેત કરી દો.

૯૮) અમે આ લોકો પહેલા ઘણા જૂથોને નષ્ટ કરી દીધા છે, શું તેમના માંથી એકની પણ આહટ તમે અનુભવો છો ? અથવા તેમના અવાજના ભણકારા પણ તમારા કાનમાં પડે છે ?





# સૂરહ તા-હા

અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧) તા-હા

૨) અમે આ કુરઆન તમારા પર એટલા માટે અવતરિત નથી કર્યું કે તમે સંકટમાં પડી જાવ.

૩) પરંતુ તેને શિખામણ આપવા માટે જે અલ્લાહથી ડરતો રહે.

૪) આનું અવતરણ તેની તરફથી છે, જેણે ધરતીનું અને ઊંચા આકાશોનું સર્જન કર્યું.

૫) જે દયાળુ છે, અર્શ પર બિરાજમાન છે.

૬) જેની માલિકી હેઠળ આકાશો અને ધરતી અને તે બન્ને વચ્ચેની અને ધરતી નીચેની પણ દરેક વસ્તુઓ છે.

૭) જો તમે ઊંચા અવાજે વાત કહો તો, તે તો દરેક છૂપી પરંતુ તેના કરતા પણ ઝીણવટ ભરી વસ્તુને પણ જાણે છે.

૮) તે જ અલ્લાહ છે, જેના સિવાય કોઈ પૂજ્ય નથી, શ્રેષ્ઠ નામ તેના જ છે.

૯) તમે મૂસા (અ.સ.)ના કિસ્સાને જાણો છો ?

૧૦) જ્યારે તેમણે આગ જોઇ પોતાના ઘરવાળાઓને કહ્યું કે તમે થોડીક વાર ઊભા રહો, મને આગ દેખાઈ છે, શક્ય છે કે હું તેનો કોઈ અંગારો તમારી પાસે લાવું અથવા આગ પાસે જઇ માર્ગ શોધી લાવું.

૧૧) જ્યારે તેઓ ત્યાં પહોંચ્યા તો અવાજ કરવામાં આવ્યો કે, હે મૂસા !

૧૨) નિ:શંક હું જ તારો પાલનહાર છું. તમે પોતાના પગરખાં ઉતારી દો. કારણકે તમે પવિત્ર “તૂવા” નામના મેદાનમાં છો.

૧૩) અને મેં તમને પસંદ કરી લીધા, હવે જે વહી કરવામાં આવે તેને ધ્યાનથી સાંભળો.

૧૪) નિ:શંક હું જ અલ્લાહ છું, મારા સિવાય બંદગીને લાયક બીજો કોઈ નથી. બસ ! તું મારી જ બંદગી કર અને મારી યાદ માટે નમાઝ પઢતો રહે.

૧૫) નિ:શંક કયામત આવવાની છે, જેની જાણ હું કરવા ઇચ્છતો નથી, જેથી દરેક વ્યક્તિને તે બદલો આપવામાં આવે, જે પ્રયત્ન તેણે કર્યો હોય.

૧૬) બસ ! હવે આ વિશે ચોક્કસ જાણ થયા પછી તમને કોઈ એવો વ્યક્તિ રોકી ન લે જે આના પર ઈમાન ન ધરાવતો હોય અને પોતાની મનેચ્છાઓની પાછળ લાગેલો હોય. નહિતો તમે નષ્ટ થઇ જશો.

૧૭) હે મૂસા ! તારા જમણા હાથમાં શું છે ?

૧૮) જવાબ આપ્યો કે આ મારી લાકડી છે. જેના પર હું ટેકો લઉ છું અને જેનાથી હું મારી બકરીઓ માટે પાંદડા તોડું છું અને બીજા ઘણા ફાયદા છે.

૧૯) કહ્યું હે મૂસા ! આને હાથ માંથી નીચે નાંખી દે.

૨૦) નાંખતાની સાથે જ તે સાંપ બની દોડવા લાગી.

૨૧) કહ્યું કે નીડર થઇ આને પકડી લો, અમે તેને તે જ મૂળ સ્થિતિમાં ફરીવાર લાવી દઇશું.

૨૨) અને તારો હાથ પોતાની બગલમાં નાખ તો તે સફેદ પ્રકાશિત થઇને નીકળશે. પરંતુ કોઈ ખામી વગર આ બીજો ચમત્કાર છે.

૨૩) આ એટલા માટે કે અમે તમને અમારી મોટી મોટી નિશાનીઓ બતાવવા ઇચ્છીએ છીએ.

૨૪) હવે તમે ફિરઔન પાસે જાઓ, તેણે ઘણો વિદ્રોહ ફેલાવી રાખ્યો છે.

૨૫) મૂસા અ.સ.એ કહ્યું હે મારા પાલનહાર ! મારું હ્રદય મારા માટે ખોલી નાંખ.

૨૬) અને મારા કાર્યને મારા માટે સરળ બનાવી દે.

૨૭) અને મારી જબાનની ગાંઠ ખોલી નાંખ.

૨૮) જેથી લોકો મારી વાત સારી રીતે સમજી શકે.

૨૯) અને મારો નાયબ મારા કબીલા માંથી કરી દે.

૩૦) એટલે કે મારા ભાઇ હારૂનને

૩૧) તું તેનાથી મારી કમર મજબૂત કરી દે.

૩૨) અને તેને મારો ભાગીદાર બનાવ.

૩૩) જેથી અમે બન્ને વધુમાં વધુ તારા નામનું સ્મરણ કરીએ.

૩૪) અને વધારેમાં વધારે તને યાદ કરીએ.

૩૫) નિ:શંક તું અમને ખૂબ સારી રીતે જોનાર છે.

૩૬) અલ્લાહ તઆલાએ કહ્યું, મૂસા તારી બધી જ માંગણી પૂરી કરવામાં આવી.

૩૭) અમે તો તમારા પર એકવાર આના કરતા મોટો ઉપકાર કર્યો હતો.

૩૮) જ્યારે અમે તમારી માતાના દિલમાં તે વિચાર મૂકી દીધો, જેની વાત હવે કરવામાં આવી રહી છે.

૩૯) કે તું તેને પેટીમાં બંધ કરી દરિયામાં છોડી દે, બસ ! દરિયો તેને કિનારા પર લાવી દેશે અને મારો અને તેનો શત્રુ તેને લઇ લેશે અને મારા તરફથી ખાસ કૃપા તમારા પર અવતરિત કરી દીધી, જેથી તમારો ઉછેર મારી સામે કરવામાં આવે.

૪૦) (યાદ કરો) જ્યારે કે તમારી બહેન ચાલી રહી હતી અને કહેતી હતી કે જો તમે કહો તો હું તેને જણાવી દઉં, જે તેની દેખરેખ રાખે, આ ઉપાયથી અમે તમને ફરી તમારી માતા પાસે પહોંચાડ્યા જેથી તેની

આંખો ઠંડી રહે અને તે નિરાશ ન થાય અને તમે એક વ્યક્તિને મારી નાંખ્યો હતો, તેનાથી પણ અમે તમને નિરાશ થવાથી બચાવી લીધા, છેવટે અમે તમારી કસોટી ખૂબ સારી રીતે કરી લીધી, પછી તમે કેટલાય વર્ષ સુધી “મદયન” શહેરના લોકો સાથે રહ્યા, પછી અલ્લાહની ઇચ્છા પ્રમાણે હે મૂસા ! તમે આવ્યા.

૪૧) અને મેં તમને ખાસ પોતાના માટે પસંદ કરી લીધા.

૪૨) હવે તમે પોતાના ભાઇને અને મારી નિશાનીઓને સાથે લઇ જાવ. અને ખબરદાર મારી યાદમાં સુસ્તી ન કરશો.

૪૩) તમે બન્ને ફિરઔન પાસે જાઓ, તેણે ઘણો વિદ્રોહ કર્યો છે.

૪૪) તેને નમ્રતાપૂર્વક સમજાવો કે કદાચ તે સમજી જાય અથવા ડરી જાય.

૪૫) બન્નેએ કહ્યું કે હે અમારા પાલનહાર ! અમને ભય છે કે ક્યાંક ફિરઔન અમારા પર કોઈ અત્યાચાર ન કરે, અથવા પોતાના વિદ્રોહમાં વધી ન જાય.

૪૬) કહ્યું કે તમે ભયભીત ન થાવ, હું તમારી સાથે છું અને હું સાંભળતો, જોતો રહીશ.

૪૭) તમે તેની પાસે જઇને કહો કે અમે તારા પાલનહારના પયગંબરો છીએ, તું અમારી સાથે ઇસ્રાઇલના સંતાનને મોકલી દે, તેમની સજાને ટાળી દે, અમે તો તારી પાસે તારા પાલનહાર તરફથી નિશાની લઇને આવ્યા છે અને સલામતી તેના જ માટે છે જે સત્ય માર્ગદર્શન સ્વીકારી લે.

૪૮) અમારી તરફ વહી કરવામાં આવી છે કે જે જુઠલાવે અને અવજ્ઞા કરે તેના માટે યાતના છે.

૪૯) ફિરઔને પ્રશ્ન કર્યો કે હે મૂસા ! તમારા બન્નેનો પાલનહાર કોણ છે ?

૫૦) જવાબ આપ્યો કે અમારો પાલનહાર તે છે જેણે દરેકને તેનો ખાસ ચહેરો આપ્યો. પછી માર્ગ બતાવ્યો.

૫૧) તેણે કહ્યું કે સારું, જણાવો કે આગળના લોકોની દશા શું થવાની છે ?

૫૨) જવાબ આપ્યો કે તેનું જ્ઞાન મારા પાલનહારની પાસે કિતાબમાં છે. ન તો મારો પાલનહાર ભૂલ કરે છે અને ન તો ભૂલી જાય છે.

૫૩) તેણે જ તમારા માટે ધરતીને પાથરણું બનાવ્યું અને તેણે તેમાં ચાલવા માટે માર્ગો બનાવ્યા અને આકાશ માંથી પાણી પણ તે જ વરસાવે છે, પછી તે વરસાદના કારણે અલગ-અલગ પ્રકારની ઊપજો અમે જ ઊપજાવીએ છીએ.

૫૪) તમે પોતે ખાઓ અને પોતાના ઢોરોને પણ ચરાવો, કોઈ શંકા નથી કે આમાં બુદ્ધિશાળી લોકો માટે ઘણી નિશાનીઓ છે.

૫૫) તે જ ધરતી માંથી અમે તમારું સર્જન કર્યું અને તેમાં જ પાછા ફેરવીશું અને તેમાંથી જ ફરીવાર તમને સૌને બહાર કાઢીશું.

૫૬) અમે તેને અમારી દરેક નિશાનીઓ બતાવી, પરંતુ તો પણ તેણે અવજ્ઞા કરી અને ઇન્કાર કર્યો.

૫૭) કહેવા લાગ્યો, હે મૂસા ! શું એટલા માટે આવ્યો છે કે પોતાના જાદુના જોરથી અમારા શહેર માંથી અમને બહાર કાઢી મૂકો ?

૫૮) સારું, અમે પણ તારી વિરુદ્ધ તેના જેવું જ જાદુ જરૂર લાવીશું, બસ તું અમારી અને તારી વચ્ચે એક સમય નક્કી કરી દે, કે ન તો અમે તેની વિરુદ્ધ કરીએ અને ન તું, સમથળ મેદાનમાં સ્પર્ધા થાય.

૫૯) મૂસા અ.સ.એ જવાબ આપ્યો કે શણગાર અને જલસાનો દિવસ નક્કી છે અને એ કે લોકો સવાર માંજ ભેગા થઇ જાય.

૬૦) બસ ! ફિરઔન પાછો ફર્યો અને તેણે પોતાની યુક્તિઓ ભેગી કરી, આવી ગયો.

૬૧) મૂસા અ.સ.એ તેને કહ્યું તમારી હાર આવી ગઇ, અલ્લાહ તઆલા પર જૂઠાણું ન બાંધો કે જેથી તે તમને યાતના આપી નષ્ટ કરી દે, યાદ રાખો તે ક્યારેય સફળ નહીં થાય, જેણે ખોટી વાત ઊપજાવી.

૬૨) બસ ! આ લોકોને અંદરોઅંદર સલાહ સૂચન કરવામાં વિરોધાભાસી થઇ ગયા અને છૂપાઇને ધીરેધીરે સલાહસૂચન કરવા લાગ્યા.

૬૩) કહેવા લાગ્યા કે આ બન્ને ફક્ત જાદુગર છે અને તેમની ઇચ્છા એ છે કે પોતાના જાદુના જોરથી તમને તમારા શહેર માંથી કાઢી મૂકે અને તમારા શ્રેષ્ઠ ધર્મને બરબાદ કરી દે.

૬૪) તો તમે પણ પોતાની કોઈ યુક્તિ ન છોડશો, પછી સીધા લાઇનબંધ આવો, જે આજે વિજય પામ્યો તે જ બાજી લઇ ગયો.

૬૫) કહેવા લાગ્યા કે, હે મૂસા ! તું પહેલા નાંખ અથવા અમે પહેલા નાંખીએ.

૬૬) જવાબ આપ્યો કે નહીં, તમે જ પહેલા નાંખો, હવે તો મૂસા અ.સ. એવું વિચારવા લાગ્યા કે તેમની દોરીઓ અને લાકડીઓ તેમના જાદુના જોરથી દોડી રહી છે.

૬૭) બસ ! મૂસા અ.સ. મનમાં ને મનમાં ભયભીત થયા.

૬૮) અમે કહ્યું ભયભીત ન થાઓ, તમે જ વિજય મેળવશો અને ચઢિયાતા રહેશો.

૬૯) અને તમારા જમણા હાથમાં જે છે તેને નાંખી દો, કે તેમની દરેક કારીગરીને ગળી જાય. તેઓએ જે કંઇ પણ બનાવ્યું છે આ તો ફક્ત જાદુગરોની યુક્તિઓ છે અને જાદુગરો ગમે ત્યાંથી આવે, સફળ નથી થતા.

૭૦) હવે તો દરેક જાદુગરો સિજદામાં પડી ગયા અને પોકારવા લાગ્યા કે અમે તો હારૂન અને મૂસાના પાલનહાર પર ઈમાન લાવ્યા.

૭૧) ફિરઔન કહેવા લાગ્યો કે શું મારી પરવાનગી પહેલા જ તમે તેના પર ઈમાન લઇ આવ્યા ? નિ:શંક આ જ તમારો વડીલ છે જેણે તમને જાદુ શિખવાડ્યું છે. (સાંભળો) હું તમારા હાથ-પગ  વિરુદ્ધ દિશામાં કપાવી તમને સૌને ખજૂરની ડાળીઓ પર ઊંધા લટકાવી દઇશ અને તમે સંપૂર્ણ રીતે જાણી લેશો કે અમારા માંથી કોનો માર વધારે સખત અને બાકી રહેનારો છે.

૭૨) તે લોકોએ જવાબ આપ્યો કે અશક્ય છે કે અમે તને પ્રોત્સાહન આપીએ આ પુરાવા પર, જે અમારી સમક્ષ આવી પહોંચ્યા અને તે અલ્લાહ પર જેણે અમારું સર્જન કર્યું છે, હવે તો તું જે કંઇ કરવાનો છે કરી લે. તું જે કંઇ પણ આદેશ આપી શકતો હોય તે ફક્ત દુનિયાના જીવન માટે જ છે.

૭૩) અમે પોતાના પાલનહાર પર ઈમાન લાવ્યા કે જેથી તે અમારી ભૂલોને માફ કરે અને જાદુગરી (નો પાપ) જેના માટે તે અમને ઉભાર્યા છે. અલ્લાહ જ શ્રેષ્ઠ અને હંમેશા રહેવાવાળો છે.

૭૪) વાત એવી છે કે જે પણ પાપી બની અલ્લાહ પાસે આવશે, તેના માટે જહન્નમ છે, જ્યાં ન મૃત્યુ હશે અને ન જીવન હશે.

૭૫) અને જે પણ તેની પાસે ઈમાનની સ્થિતિમાં આવશે અને તેણે સત્કાર્યો કર્યા હશે, તેના માટે ઉચ્ચ અને પ્રતિષ્ઠિત દરજ્જા છે.

૭૬) હંમેશાવાળી જન્નતો, જેની નીચે નહેરો વહી રહી છે, જ્યાં તેઓ હંમેશા રહેશે. આ જ ઇનામ (બક્ષિસ) છે તે દરેક વ્યક્તિ માટે, જે (પાપોથી) પવિત્ર થયો.

૭૭) અમે મૂસા અ.સ. તરફ વહી અવતરિત કરી કે તમે રાતના સમયે મારા બંદાઓને લઇને નીકળી જાવ અને તેમના માટે દરિયામાં સૂકો માર્ગ બનાવ, પછી તમને કોઈનાથી પકડાઇ જવાનો ન ભય હશે, ન ડર.

૭૮) ફિરઔને પોતાના લશ્કર સાથે તેમનો પીછો કર્યો, પછી તો દરિયો તે સૌના પર છવાઇ ગયો, જેવો છવાઇ જવાનો હતો.

૭૯) ફિરઔને પોતાની કોમને પથભ્રષ્ટતામાં નાંખી દીધી અને સત્ય માર્ગ ન બતાવ્યો.

૮૦) હે ઇસ્રાઇલના સંતાનો ! જુઓ, અમે તમને તમારા શત્રુઓથી છુટકારો આપ્યો અને તમારી સાથે તૂર નામના પર્વતની જમણી બાજુનું વચન કર્યું. અને તમારા માટે “મન્ અને સલ્વા” ઉતાર્યું.

૮૧) તમે અમારી આપેલી પવિત્ર રોજી ખાઓ અને તેમાં હદ ન વટાવો, નહિતર તમારા પર મારો ગુસ્સો ઊતરશે. અને જેના પર મારો ગુસ્સો ઊતરી જાય, તે ખરેખર નષ્ટ થઇ ગયો.

૮૨) હાં ! નિ:શંક હું તેમને માફ કરી દેવાનો છું જેઓ તૌબા કરશે, ઈમાન લાવશે અને સત્કાર્ય કરશે અને સત્ય માર્ગ પર જ રહેશે.

૮૩) હે મૂસા ! તમને પોતાની કોમ પાસેથી (બેદરકાર થઇ) કેવી વસ્તુ ઝડપથી લઇ આવી ?

૮૪) કહ્યું કે તે લોકો મારી પાછળ જ છે અને હે પાલનહાર ! હું તારા તરફ જલ્દી એટલા માટે આવ્યો કે તું પ્રસન્ન થઇ જાવ.

૮૫) કહ્યું, અમે તારી કોમને તારી પાછળ કસોટીમાં નાંખી દીધી અને તે લોકોને “સામરી” એ પથભ્રષ્ટ કરી દીધા.

૮૬) બસ ! મૂસા અ.સ. સખત ગુસ્સે થઇ, દુ:ખી થઇ પાછા ફર્યા અને કહેવા લાગ્યા કે હે મારી કોમના લોકો ! શું તમારી સાથે તમારા પાલનહારે સદાચારનું વચન ન હતું લીધું ? શું આ સમયગાળો તમને લાંબો લાગ્યો ? પરંતુ તમારી ઇચ્છા એ જ છે કે તમારા પર તમારો પાલનહાર ગુસ્સે થાય, કે તમે મારા વચનનો ભંગ કર્યો.

૮૭) તે લોકોએ જવાબ આપ્યો કે, અમે પોતાના અધિકારથી તમારી સાથે વચન ભંગ નથી કર્યું, પરંતુ અમે જે ઘરેણાં ઉઠાવ્યા હતા, તેને અમે નાંખી દીધા અને આવી રીતે સામરીએ પણ નાંખી દીધા.

૮૮) પછી તેણે લોકો માટે એક વાછરડું બનાવ્યું એટલે કે વાછરડાની મૂર્તિ, જેનો ગાય જેવો અવાજ પણ હતો, પછી કહેવા લાગ્યા કે આ તમારો પણ પાલનહાર છે અને મૂસાનો પણ, પરંતુ મૂસા ભૂલી ગયો છે.

૮૯) શું આ પથભ્રષ્ટ લોકો એ પણ નથી જોતા કે તે તો તેમની વાતોનો જવાબ પણ નથી આપી શકતો અને તેમના કોઈ સારાંનરસાંનો અધિકાર પણ નથી રાખતો.

૯૦) અને હારૂન અ.સ.એ આ પહેલા જ તેમને કહી દીધું હતું, હે મારી કોમના લોકો ! આ વાછરડા દ્વારા તો ફક્ત તમારી કસોટી કરવામાં આવી છે, તમારો સાચો પાલનહાર તો અલ્લાહ, રહમાન જ છે. બસ ! તમે સૌ મારું અનુસરણ કરો અને મારી વાત માનો.

૯૧) તે લોકોએ જવાબ આપ્યો કે મૂસા અ.સ.ના પાછા ફરવા સુધી તો અમે આની જ પૂજાપાઠ કરતા રહીશું.

૯૨) મૂસા અ.સ. કહેવા લાગ્યા, હે હારૂન ! આ લોકોને પથભ્રષ્ટતામાં જોઇ તને કેવી વસ્તુએ રોક્યો હતો ?

૯૩) કે તું મારી પાછળ ન આવ્યો, શું તેં પણ મારા આદેશને ન માન્યો ?

૯૪) હારૂન અ.સ.એ કહ્યું, હે મારા ભાઇ ! મારી દાઢી ન પકડો અને માથાના વાળ ન ખેંચશો, મને તો ફક્ત એ વિચાર આવ્યો ક્યાંક તમે એવું કહેશો કે તેં ઇસ્રાઇલના સંતાન વચ્ચે વિવાદ કરી દીધો. અને મારા આદેશની રાહ ન જોઇ.

૯૫) મૂસા અ.સ.એ પુછ્યું, સામરી ! તારી શું સ્થિતિ છે ?

૯૬) તેણે જવાબ આપ્યો કે મેં તે વસ્તુ જોઇ જેને તે લોકોએ ન જોઇ. તો મેં ફરિશ્તાની નીચેની માટીની મુઠ્ઠી ભરી લીધી, તેને તેની અંદર નાંખી દીધી, આવી જ રીતે મારા મનમાં આ વાત સત્ય લાગી.

૯૭) કહ્યું કે સારું જા દુનિયાના જીવનમાં તારી સજા એ જ છે કે તું કહેતો રહીશ કે મને અડશો નહીં અને એક બીજું વચન તારા માટે છે જે તારાથી ક્યારેય હટશે નહીં અને હવે તું પોતાના આ પૂજ્યને પણ જોઇ લે, જેને તે બનાવ્યો હતો કે અમે તેને બાળી નાખીને દરિયામાં ભૂકો કરી ઉડાવી દઇશું.

૯૮) ખરી વાત એ જ છે કે તમારા સૌનો સાચો પૂજ્ય ફક્ત અલ્લાહ જ છે, તેના સિવાય કોઈ પૂજ્ય નથી. તેનું જ્ઞાન દરેક વસ્તુ પર છે.

૯૯) આવી જ રીતે અમે તમારી સમક્ષ પહેલા થઇ ગયેલા કિસ્સાઓનું વર્ણન કરીએ છીએ અને નિ:શંક અમે તમને પોતાની પાસેથી શિખામણ આપી ચૂક્યા છે.

૧૦૦) આનાથી જે મોઢું ફેરવશે તે ખરેખર કયામતના દિવસે પોતાનો ભારે બોજ ઉઠાવશે.

૧૦૧) જેમાં હંમેશા રહેશે અને તેમના માટે કયામતના દિવસે (મોટો) ખરાબ ભાર છે.

૧૦૨) જે દિવસે સૂર ફૂંકવામાં આવશે અને પાપીઓને અમે તે દિવસે (ભય ના કારણે) ભૂરી અને પીળી આંખો સાથે લાવીશું.

૧૦૩) તેઓ અંદરોઅંદર ધીરેધીરે વાત કરી રહ્યા હશે કે અમે તો ફક્ત દસ દિવસ જ રહ્યા (દુનિયામાં).

૧૦૪) જે કંઇ તેઓ કહી રહ્યા છે, તેની સત્યતાને અમે જાણીએ છીએ. તે લોકો કરતા વધારે સત્ય માર્ગવાળો કહી રહ્યો હશે કે તમે તો ફક્ત એક જ દિવસ રહ્યા.

૧૦૫) તે તમને પર્વતો વિશે સવાલ કરે છે, તો તમે કહી દો કે તેમને મારો પાલનહાર કણો બનાવી ઉડાવી દેશે.

૧૦૬) અને ધરતીને સપાટ મેદાન કરી દેશે.

૧૦૭) જેમાં ન તો તમે વળાંક જોશો અને ન તો ખાડા.

૧૦૮) જે દિવસે લોકો પોકારવાવાળાની પાછળ ચાલશે, જેમાં કંઇ પણ ખામી નહીં હોય અને કૃપાળુ અલ્લાહ સમક્ષ દરેકનો અવાજ નીચો થઇ જશે. તમને બણબણાટ સિવાય કંઇ પણ નહીં સંભળાય.

૧૦૯) તે દિવસે ભલામણ કંઇ કામ નહીં આવે, પરંતુ જેને રહમાન (અલ્લાહ) પરવાનગી આપે અને તેની વાતને પસંદ કરે.

૧૧૦) જે કંઇ તેમની આગળ-પાછળ છે તેને અલ્લાહ જ જાણે છે, સર્જનોનું જ્ઞાન તેનાથી ઉચ્ચ નથી થઇ શકતું.

૧૧૧) દરેક ચહેરા, તે જીવિત અને બાકી રહેનાર, વ્યવસ્થાપક અલ્લાહની સમક્ષ સંપૂર્ણ આજીજી સાથે ઝૂકેલા હશે, નિ:શંક તે બરબાદ થઇ ગયો જેણે અત્યાચાર કર્યો.

૧૧૨) અને જે સત્કાર્ય કરશે અને સાથે સાથે ઈમાન પણ ધરાવતો હશે, તો તેને ન તો અન્યાય થવાનો ભય હશે અને ન તો તેનો અધિકાર છીનવાઇ જવાનો.

૧૧૩) એવી જ રીતે અમે તમારા પર અરબી ભાષામાં કુરઆન અવતરિત કર્યું અને દરેક રીતે ભયની વાતો સંભળાવી, જેથી લોકો ડરવા લાગે. અથવા તેમના હૃદયમાં ચિંતન-મનન થાય.

૧૧૪) બસ ! અલ્લાહ, પ્રતિષ્ઠિત, ઉચ્ચ અને સાચો બાદશાહ છે. તમે કુરઆન પઢવામાં ઉતાવળ ન કરો, તે પહેલા કે તમારા તરફ જે વહી કરવામાં આવે છે તે પૂરી ન થઇ જાય, હાં આ દુઆ કરો કે પાલનહાર મારું જ્ઞાન વધાર.

૧૧૫) અમે આદમ અ.સ.ને પહેલેથી જ નિશ્ચિત આદેશ આપ્યો હતો પરંતુ તે ભૂલી ગયા અને અમે તેમનામાં કોઈ મજબૂતાઇ ન જોઇ.

૧૧૬) અને જ્યારે અમે ફરિશ્તાઓને કહ્યું, કે આદમ અ.સ.ને સિજદો કરો તો ઇબ્લીસ સિવાય સૌએ કર્યો, તેણે સ્પષ્ટ ઇન્કાર કરી દીધો.

૧૧૭) તો અમે કહ્યું હે આદમ ! આ તારો અને તમારી પત્નીનો શત્રુ છે, એવું ન થાય કે તે તમને બન્નેને જન્નત માંથી કઢાવી દે, કે જેથી તમે મુસીબતમાં પડી જાવ.

૧૧૮) અહીંયા તો તમને એવો આરામ છે કે ન તો તમે ભૂખ્યાં છો અને ન તો નિર્વસ્ત્ર.

૧૧૯) અને ન તો તમે તરસ્યા છો અને ન તડકાના કારણે તમને તકલીફ પહોંચે છે.

૧૨૦) પરંતુ શેતાને તેમના હૃદયમાં એ વાત નાંખી કે તે કહેવા લાગ્યો કે શું હું તમને હંમેશા રહેનાર વૃક્ષ અને બાદશાહ બનવા માટે જણાવું કે જે ક્યારેય જૂનું નહીં થાય.

૧૨૧) છેવટે તે બન્નેએ તે વૃક્ષ માંથી કંઇક ખાઇ લીધું, બસ ! બન્નેના ગુપ્તાંગ ખુલ્લા થઇ ગયા અને જન્નતના પાંદડાથી ઢાંકવા લાગ્યા. આદમ અ.સ.એ પોતાના પાલનહારની અવજ્ઞા કરી, બસ ! ભટકી ગયા.

૧૨૨) પછી તેના પાલનહારે ખૂબ આપ્યું, તેની તૌબા કબૂલ થઇ અને તેને માર્ગદર્શન આપ્યું.

૧૨૩) કહ્યું કે તમે બન્ને અહીંયાથી ઊતરી જાવ, તમે એકબીજાના શત્રુ છો, હવે તમારી પાસે ક્યારેય મારા તરફથી માર્ગદર્શન આવે તો, જે મારા માર્ગદર્શનનું અનુસરણ કરશે તો ન તો તે પથભ્રષ્ટ થશે , ન તેના પર તકલીફ આવશે.

૧૨૪) અને જે મારી યાદથી મોઢું ફેરવશે તેનું જીવન તંગીમાં રહેશે. અને અમે તેને કયામતના દિવસે આંધળો કરી ઉઠાવીશું.

૧૨૫) તે કહેશે, હે પાલનહાર ! મને તે આંધળો કરી કેમ ઊભો કર્યો, જો કે હું જોતો હતો.

૧૨૬) (જવાબ આપવામાં આવશે કે) આવી જ રીતે થવું જોઇતું હતું, તું મારી અવતરિત કરેલી આયતોને ભૂલી ગયો, તો આજે તને પણ ભૂલી જવામાં આવે છે.

૧૨૭) અમે આવો જ બદલો તે દરેક વ્યક્તિને આપીએ છીએ, જે હદ વટાવી દે અને પોતાના પાલનહારની આયતો પર ઈમાન ન લાવે અને નિ:શંક આખેરતની યાતના ઘણી સખત અને બાકી રહેનાર છે.

૧૨૮) શું તેનું માર્ગદર્શન એ વાતે પણ ન કર્યું કે, અમે તેમના પહેલાં ઘણી જ વસ્તીઓને નષ્ટ કરી દીધી છે.જેમની રહેવાની જગ્યાએ આ લોકો હરીફરી રહ્યા છે, નિ:શંક આમાં બુદ્ધિશાળી લોકો માટે ઘણી નિશાનીઓ છે.

૧૨૯) જો તમારા પાલનહારનીએ વાત પહેલાથી જ નક્કી કરેલ અને નક્કી કરેલ સમય ન હોત તો, તે જ સમયે યાતના આવી જાત.

૧૩૦) બસ ! તેમની વાતો પર ધીરજ રાખો અને પોતાના પાલનહારની તસ્બીહ અને તેની પ્રશંસાનું વર્ણન કરતા રહો. સૂર્યોદય પહેલાં અને સૂર્યાસ્ત પહેલાં. રાત્રિના અમુક સમયે પણ અને દિવસના અમુક ભાગમાં પણ તસ્બીહ પઢતા રહો. શક્ય છે કે તમે પ્રસન્ન થઇ જાવ.

૧૩૧) અને પોતાની નજર ક્યારેય તે વસ્તુ પાછળ ન નાંખશો, જે અમે તેમના માંથી કેટલાક લોકોને દુનિયાનો શણગાર આપી રાખ્યો છે, જેથી તેમની કસોટી તેના વડે કરીએ, તમારા પાલનહારનું આપેલું ઉત્તમ અને ખૂબ જ બાકી રહેનાર છે.

૧૩૨) પોતાના ઘરવાળાને નમાઝનું કહેતા રહો અને પોતે પણ કાયમ પઢતા રહો, અમે તમારી પાસે રોજી નથી માંગતા પરંતુ અમે પોતે તમને રોજી આપીએ છીએ. છેવટે વિજય ડરવાવાળા માટે જ છે.

૧૩૩) તેમણે કહ્યું કે આ પયગંબર અમારી પાસે તેના પાલનહાર તરફથી કોઈ નિશાની કેમ નથી લાવ્યો ? શું તેમની પાસે આગળની કિતાબોના સ્પષ્ટ પુરાવા નથી આવ્યા ?

૧૩૪) અને જો અમે આ પહેલા જ તેમને યાતના આપી નષ્ટ કરી દેતા તો ખરેખર આ લોકો કહેતા કે, હે અમારા પાલનહાર ! તે અમારી પાસે પોતાનો પયગંબર કેમ ન મોકલ્યો ? કે અમે તારી આયતોનું અનુસરણ કરીએ તે પહેલા કે અમને અપમાનિત કરવામાં આવતા.

૧૩૫) કહી દો દરેક પરિણામની રાહ જુએ છે, બસ ! તમે પણ રાહ જુઓ, નજીકમાં જ જાણી લેશો કે સત્ય માર્ગ તથા સીધા રસ્તાવાળાઓ કોણ છે ?






અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧) લોકોના હિસાબનો સમય નજીક આવી ગયો, તો પણ તેઓ અજાણ બની મોઢું ફેરવી રહ્યા છે.

૨) તેમની પાસે તેમના પાલનહાર તરફથી જે પણ નવી નવી શિખામણ આવે છે તેને તેઓ રમત-ગમતમાં સાંભળે છે.

૩) તેમના હૃદય તદ્દન બેદરકાર છે અને તે અત્યાચારીઓએ ધીરેધીરે વાતો કરી કે તે તમારા જેવો જ માનવી છે, તો શું કારણ છે કે તમે નરી આંખે જાદુ સમજો છો.

૪) પયગંબરે કહ્યું, મારો પાલનહાર તે દરેક વાતને, જે ધરતી અને આકાશમાં છે ખૂબ સારી રીતે જાણે છે, તે ખૂબ જ સાંભળનાર અને જાણનાર છે.

૫) એટલું જ નહીં પરંતુ તેઓ કહે છે કે આ કુરઆન, અલગ-અલગ સપનાનો સંગ્રહ છે, પરંતુ તેણે પોતે ઘડી કાઢ્યું છે, પરંતુ આ તો કવિ છે. નહીં તો અમારી સામે આ કોઈ એવી નિશાની લાવી બતાવતો જેવું કે આગળના પયગંબરોને (નિશાનીઓ) લઇને મોકલવામાં આવ્યા હતાં.

૬) તે લોકોથી પહેલા જેટલી વસ્તીઓને અમે નષ્ટ કરી, સૌ ઈમાનવાળા ન હતાં, તો શું હવે આ લોકો ઈમાન લાવશે.

૭) તમારા પહેલા પણ જેટલા પયગંબરો અમે મોકલ્યા, તે સૌ પુરુષ હતાં, જેમની તરફ અમે વહી અવતરિત હતાં, બસ ! તમે કિતાબવાળાને પૂછી લો જો તમે પોતે ન જાણતા હોય.

૮) અમે તે લોકોના એવા શરીર નહતાં બનાવ્યા કે તે ખોરાક ન લે અને ન તો તેઓ હંમેશા રહેવાવાળા હતાં.

૯) પછી અમે તેમની સાથે કરેલા બધા વચનોને પૂરા કર્યા, તેમને અને જે લોકોને અમે ઇચ્છ્યું માફ કરી દીધા અને હદ વટાવી જનારને નષ્ટ કરી દીધા.

૧૦) નિ:શંક અમે તમારી તરફ કિતાબ અવતરિત કરી છે, જેમાં તમારા માટે શિખામણ છે, શું તો પણ તમે સમજતા નથી ?

૧૧) અને ઘણી વસ્તીઓ અમે નષ્ટ કરી દીધી જે અત્યાચારી હતી અને ત્યાર પછી અમે બીજી કોમને લઇ આવ્યા.

૧૨) જ્યારે તે લોકો અમારી યાતનાથી ચેતી ગયા તો તેનાથી ભાગવા લાગ્યા.

૧૩) ભાગદોડ ન કરો અને જ્યાં તમને ખુશહાલી આપવામાં આવી હતી, ત્યાં જ તમે પાછા ફરો અને પોતાના ઘરો તરફ જાઓ, જેથી તમને સવાલ તો કરીએ.

૧૪) કહેવા લાગ્યા અફસોસ ! અમારી ખરાબી ! નિ:શંક અમે અત્યાચારી હતાં.

૧૫) પછી તેઓ આ પ્રમાણે જ વાત કરતા રહ્યા, ત્યાં સુધી કે અમે તે લોકોને મૂળથી ઉખાડેલી ખેતી અને હોલવાઇ ગયેલી આગ જેવા કરી દીધા.

૧૬) અમે આકાશ અને ધરતી તથા તેમની વચ્ચેની વસ્તુઓને રમતા રમતા નથી બનાવી.

૧૭) જો અમે આમ જ રમત-ગમતની ઇચ્છા કરતા તો તેને પોતાની પાસે જ બનાવી લેતા, જો અમે કરવા ઇચ્છતા તો.

૧૮) પરંતુ અમે સત્યને જુઠ પર ફેંકી દઇએ છીએ, બસ ! સત્ય જુઠનુ માથું તોડી નાખે છે અને તે જ સમયે નષ્ટ થઇ જાય છે, તમે જે વાતો ઘડો છો તે તમારા માટે નુકસાનનું કારણ છે.

૧૯) આકાશો અને ધરતીમાં જે કંઇ પણ છે, તે અલ્લાહનું જ છે અને જે તેની પાસે છે, તે તેની બંદગીથી ન વિદ્રોહ કરે છે અને ન તો થાકે છે.

૨૦) તે રાત-દિવસ અલ્લાહના નામનું સ્મરણ કરે છે અને થોડીક પણ આળસ નથી કરતા.

૨૧) શું તે લોકોએ ધરતી (ના સર્જન) માંથી જે લોકોને પૂજ્ય બનાવી રાખ્યા છે, તે જીવિત કરી શકે છે ?

૨૨) જો આકાશ અને ધરતીમાં અલ્લાહ સિવાય કોઈ પૂજ્ય હોત તો આ બન્ને અસ્ત-વ્યસ્ત થઇ જાત, બસ ! અલ્લાહ તઆલા-અર્શનો પાલનહાર, તે દરેક ગુણોથી પવિત્ર છે જે આ મુશરિકો કહે છે.

૨૩) તે પોતાના કાર્યો માટે જવાબદાર નથી અને બધા જ (તેની સામે) જવાબદાર છે.

૨૪) શું તે લોકોએ અલ્લાહ સિવાય બીજાને પૂજ્યો બનાવી રાખ્યા છે, તેમને કહીદો કે લાઓ, પોતાના પુરાવા રજુ કરો. આ છે મારી કિતાબ અને આગળના લોકોના પુરાવા, વાત એવી છે કે તેમના માંથી વધારે પડતા લોકો સત્ય નથી જાણતા, એટલા માટે મોઢું ફેરવી રહ્યા છે.

૨૫) તમારાથી પહેલા પણ જે પયગંબર અમે મોકલ્યા તેની તરફ આ જ વહી અવતરિત કરી કે મારા સિવાય કોઈ સાચો પૂજ્ય નથી, બસ ! તમે સૌ મારી જ બંદગી કરો.

૨૬) (મુશરિક લોકો) કહે છે કે રહમાનને સંતાન છે, (ખોટું છે) તે પવિત્ર છે, પરંતુ તે બધા તેના પ્રતિષ્ઠિત બંદાઓ છે.

૨૭) કોઈ વાતમાં અલ્લાહની અવજ્ઞા નથી કરતા, પરંતુ તેના આદેશનું સંપૂર્ણ રીતે પાલન કરે છે.

૨૮) તે તેમના આગળ-પાછળના દરેક કાર્યોને જાણે છે, તે કોઈના માટે ભલામણ નથી કરતા, સિવાય તે લોકોની જેમનાથી અલ્લાહ રાજી છે, તે તો પોતે જ અલ્લાહના ડરથી ભયભીત છે.

૨૯) તેમના માંથી જો કોઈ કહી દે અલ્લાહ સિવાય હું બંદગીને લાયક છું તો અમે તેને જહન્નમની યાતના આપીશું, અમે અત્યાચારીઓને આવી જ રીતે યાતના આપીએ છીએ.

30) શું ઇન્કાર કરનાર લોકોએ એવું નથી જોયું કે આકાશ અને ધરતી એક-બીજા સાથે જોડાયેલા હતાં, પછી અમે તે બન્નેને અલગ કર્યા, અને દરેક જીવિત વસ્તુનું સર્જન અમે પાણી વડે કર્યું, છતાં પણ આ લોકો ઈમાન નથી લાવતા.

૩૧) અને અમે ધરતી પર પર્વત બનાવી દીધા, જેથી તે સર્જનને હલાવી ન શકે અને અમે તેમાં પહોળા માર્ગ બનાવી દીધા, જેથી તે માર્ગદર્શન મેળવી શકે.

૩૨) આકાશને સુરક્ષિત છત અમે જ બનાવ્યું, પરંતુ લોકો તેની કુદરતની નિશાનીઓ પર ધ્યાન જ નથી ધરતા.

૩૩) તે જ અલ્લાહ છે, જેણે રાત અને દિવસનું તથા સૂર્ય અને ચંદ્રનું સર્જન કર્યું, તે દરેક પોતાના ક્ષેત્રમાં ફરે છે.

૩૪) તમારાથી પહેલા કોઈ પણ મનુષ્યને અમે હંમેશાનું (જીવન) નથી આપ્યું, જો તમે મૃત્યુ પામ્યા તો શું તેઓ હંમેશા માટે રહેશે ?

૩૫) દરેક સજીવ મૃત્યુનો સ્વાદ ચાખશે, અમે કસોટી માટે તમારા માંથી દરેકને બુરાઇ અને ભલાઇનું માર્ગદર્શન આપીએ છીએ. અને તમે સૌ અમારી તરફ જ પાછા ફેરવવામાં આવશો.

૩૬) આ ઇન્કાર કરનારાઓ તમને જ્યારે પણ જુએ છે તો તમારી મશ્કરી કરે છે, કહે છે કે શું આ જ છે જે તમારા પૂજ્યોનું ખરાબ વર્ણન કરે છે અને તે પોતે જ રહમાનની યાદના તદ્દન ઇન્કાર કરનારા છે.

૩૭) માનવી ઉતાવળું સર્જન છે, હું તમને મારી નિશાનીઓ હમણા જ બતાવીશ, તમે મારી સામે ઉતાવળ ન કરો.

૩૮) કહે છે કે જો સાચા છો તો જણાવો કે આ વચન ક્યારે પૂરૂં થશે ?

૩૯) કદાચ કે આ ઇન્કાર કરનારાઓ જાણતા હોત કે તે સમયે ન તો આ ઇન્કાર કરનારાઓ આગને પોતાના મોઢા પરથી હટાવી શકશે અને ન પોતાની પીઠ ઉપરથી અને ન તેમની મદદ કરવામાં આવશે.

૪૦) (હાં-હાં) વચનનો સમય તેમની પાસે અચાનક આવી પહોંચશે અને તેમને આશ્ચર્ય ચકિત કરી દેશે, પછી ન તો આ લોકો તેને ટાળી શકશે અને ન તો તેમને થોડીક પણ મહેતલ આપવામાં આવશે.

૪૧) અને તમારા પહેલાના પયગંબરોની મશકરી કરવામાં આવી હતી, બસ ! મશકરી કરનારને તે વસ્તુએ ઘેરાવમાં લઇ લીધી જેની તેઓ મશકરી કરતા હતાં.

૪૨) તેમને સવાલ કરો કે રહમાન વગર, દિવસ-રાત તમારી સુરક્ષા કોણ કરી શકે છે ? વાત એવી છે કે આ લોકો પોતાના પાલનહારના સ્મરણથી ફરી ગયેલા છે.

૪૩) શું અમારા સિવાય તેમના બીજા પૂજ્યો છે જે તેઓને મુસીબતથી બચાવી શકે, કોઈ પણ પૂજ્ય પોતાની મદદ નથી કરી શકતો અને ન તો કોઈ અમારી તરફથી તેમની મદદ કરશે.

૪૪) પરંતુ અમે તે લોકોને અને તેમના પૂર્વજોને જીવન જીવવા માટે સામાન આપ્યો, ત્યાં સુધી કે તેમની ઉંમરનો સમય પસાર થઇ ગયો, શું તે લોકો નથી જોતા કે અમે ધરતીને તેના કિનારા પાસેથી ઓછી કરીએ છીએ, હવે શું તે લોકો પ્રભુત્વશાળી છે ?

૪૫) કહી દો કે હું તો તમને અલ્લાહની વહી દ્વારા સચેત કરી રહ્યો છું પરંતુ બહેરા લોકો વાત નથી સાંભળતા જ્યારે તે લોકોને સચેત કરવામાં આવે છે.

૪૬) જો તે લોકો પર તમારા પાલનહાર તરફથી કોઈ યાતનાની ઝપટ પણ આવી પહોંચે તો, પોકારી ઉઠશે કે, હાય ! અમારી ખરાબી, નિ:શંક અમે જ પાપી હતાં.

૪૭) કયામતના દિવસે અમે બરાબર તોલનારા ત્રાજવા વચ્ચે લાવીને મૂકીશું, પછી કોઈના પર, કંઇ પણ, અત્યાચાર કરવામાં નહીં આવે અને જો એક કણ બરાબર પણ કર્મ કર્યું હશે, અમે તેને હાજર કરીશું અને અમે હિસાબ કરવા માટે પૂરતા છે.

૪૮) આ સાચે જ સત્ય છે કે અમે મૂસા અને હારૂનને ફેંસલો કરનારી, પ્રકાશિત અને ડરવાવાળાઓ માટે શિખામણ મેળવવા માટેની કિતાબ આપી છે.

૪૯) તે લોકો, જે પોતાના પાલનહારથી વણ દેખે ડરે છે અને કયમાતના (વિચાર)થી ધ્રુજે છે.

૫૦) અને આ શિખામણ અને બરકતવાળું કુરઆન પણ અમે જ અવતરિત કર્યું, શું તો પણ તમે આ કુરઆનના ઇન્કાર કરનારા બનો છો ?

૫૧) નિ:શંક અમે આ પહેલા ઇબ્રાહીમને આની સમજણ આપી હતી અને અમે તેની સ્થિતિ સારી રીતે જાણતા હતાં.

૫૨) જ્યારે કે તેણે તેના પિતા અને પોતાની કોમને કહ્યું કે આ મૂર્તિઓ, જેમના તમે સંતો બની બેઠા છો, શું છે ?

૫૩) સૌએ જવાબ આપ્યો, કે અમે અમારા પૂર્વજોને આમની જ બંદગી કરતા જોયા.

૫૪) પયગંબરે કહ્યું, પછી તો તમે અને તમારા પૂર્વજો, સૌ નિ:શંક સ્પષ્ટ રીતે પથભ્રષ્ટ રહ્યા.

૫૫) કહેવા લાગ્યા, શું તમે અમારી પાસે સાચે જ સત્ય લાવ્યા છો ? અથવા ફક્ત મજાક કરી રહ્યા છો ?

૫૬) પયગંબરે કહ્યું કે, ના ! ખરેખર તમારા સૌનો પાલનહાર તો તે છે જે આકાશો અને ધરતીનો માલિક છે. જેણે તેમનું સર્જન કર્યું, હું તો આ વાતનો જ સાક્ષી અને કહેવાવાળો છું.

૫૭) અને અલ્લાહના સોગંદ ! હું તમારા તે પૂજ્યો સાથે એક યુક્તિ કરીશ જ્યારે તેમનાથી દૂર જતા રહેશો.

૫૮) બસ ! તેણે તે સૌના ટુકડે-ટુકડા કરી નાખ્યા, હાં ફક્ત મોટી મૂર્તિ ન તોડી, આવું એટલા માટે કે તે સૌ તેની જ તરફ ફરે.

૫૯) કહેવા લાગ્યા કે અમારા પૂજ્યો સાથે આવું કોણે કર્યું ? આવું કરનાર વ્યક્તિ ખરેખર અત્યાચારી છે.

૬૦) કહ્યું, અમે એક નવયુવાનને આ વિશે વાત કરતા સાંભળ્યો હતો, જેને ઇબ્રાહીમ કહેવામાં આવે છે.

૬૧) સૌએ કહ્યું, તો તેને સભામાં લોકોની નજર સામે લાવો, જેથી સૌ જોઇ લે.

૬૨) કહેવા લાગ્યા કે, હે ઇબ્રાહીમ ! શું તેં જ અમારા દેવી-દેવતાઓ સાથે આવું કર્યું છે ?

૬૩) પયગંબરે જવાબ આપ્યો, અરે ! આ કૃત્યતો તેમના મોટાએ કર્યું છે, તમે પોતાના દેવી-દેવતાઓને જ પૂછી લો, જો આ લોકો બોલતા હોય.

૬૪) બસ ! આ લોકોના હ્રદયોમાં આ વાત બેસી ગઇ અને કહેવા લાગ્યા કે ખરેખર અત્યાચારી તો તમે જ છો.

૬૫) પછી પોતાના વિચારમાં ઊંધા થઇ ગયા, (અને કહેવા લાગ્યા કે) આ તો તમે પણ જાણો છો કે આ બોલી નથી શકતા.

૬૬) અલ્લાહના મિત્રએ તે જ સમયે કહ્યું, દુ:ખ છે, શું તમે અલ્લાહ સિવાય તેમની બંદગી કરો છો જે ન તો તમને ફાયદો પહોંચાડી શકે છે અને ન તો નુકસાન.

૬૭) અફસોસ છે, તમારા પર અને તેમના પર, જેમની તમે અલ્લાહને છોડીને બંદગી કરો છો, શું તમને આટલી પણ બુદ્ધિ નથી ?

૬૮) કહેવા લાગ્યા કે આને બાળી નાખો અને પોતાના દેવી-દેવતાઓની મદદ કરો, જો તમે કશું કરવા જ ઇચ્છતા હોવ.

૬૯) અમે કહી દીધું કે, હે આગ ! તુ ઠંડી થઇ જા અને ઇબ્રાહીમ અ.સ. માટે સલામતી વાળી થઇ જા.

૭૦) તે લોકોએ ઇબ્રાહીમ અ.સ. માટે ખરાબ ઇચ્છયું, પરંતુ અમે તે લોકોને નિષ્ફળ બનાવી દીધા.

૭૧) અને અમે ઇબ્રાહીમ અને લૂત અ.સ.ને બચાવી તે ધરતી તરફ લઇ ગયા, જેમાં અમે દરેક લોકો માટે બરકત મુકી હતી.

૭૨) અને અમે તેમને ઇસ્હાક આપ્યો અને ત્યાર પછી યાકૂબ અને દરેકને અમે સદાચારી બનાવ્યા.

૭૩) અને અમે તેમને આગેવાન બનાવી દીધા કે અમારા આદેશોથી લોકોને માર્ગદર્શન આપે અને અમે તેમની તરફ સત્કાર્ય કરવા અને નમાઝોની પાબંદી કરવા અને ઝકાત આપવાની વહી કરી. અને તે બધા જ અમારી બંદગી કરનારા બંદાઓ હતાં.

૭૪) અમે લૂત અ.સ.ને પણ આદેશ અને જ્ઞાન આપ્યું અને તેમને તે વસ્તી માંથી છૂટકારો આપ્યો, જ્યાંના લોકો ખરાબ કૃત્ય કરતા હતાં અને તે લોકો તદ્દન પાપી હતાં.

૭૫) અને અમે લૂત અ.સ.ને પોતાની કૃપામાં દાખલ કરી લીધા, નિઃશંક તે સદાચારી લોકો માંથી હતો.

૭૬) નૂહ ના તે સમયને યાદ કરો, જ્યારે તેમણે એ પહેલા દુઆ કરી, અમે તેમની દુઆ કબૂલ કરી અને તેમને તથા તેમના ઘરવાળાઓને મોટી મુસીબતથી છૂટકારો આપ્યો.

૭૭) અને જે લોકો અમારી આયતોને જુઠલાવી રહ્યા હતાં, તેમની વિરુદ્ધ અમે તેની મદદ કરી, નિઃશંક તે ખરાબ લોકો હતાં, બસ ! અમે તે સૌને ડુબાડી દીધા.

૭૮) અને દાઉદ અને સુલૈમાન અ.સ.ને યાદ કરો, જ્યારે કે તે લોકો એક ખેતર બાબતે નિર્ણય કરી રહ્યા હતાં, થોડાંક લોકોની બકરીઓ રાત્રે ખેતરમાં ચારો ચરી ગઇ અને તેમના નિર્ણય વખતે અમે હાજર હતાં.

૭૯) અમે તેમનો સાચો નિર્ણય સુલૈમાનને સમજાવી દીધો, હાં ! દરેકને અમે આદેશ અને જ્ઞાન આપી રાખ્યું હતું અને દાઉદના વશમાં પર્વતો અને પંખીઓને પણ કરી દીધા હતાં, જે તસ્બીહ (અલ્લાહના નામનું સ્મરણ) કરતા હતાં, અમે જ કરવાવાળા હતાં.

૮૦) અને અમે તેને તમારા માટે પોશાક બનાવવાની કારીગરી શિખવાડી જેથી યુદ્ધ વખતે તમારા માટે બચાવનું કારણ બને, શું તમે આભારી બનશો ?

૮૧) અમે ભયંકર હવાને સુલૈમાન અ.સ.ના વશમાં કરી દીધી, જે તેમના આદેશ પ્રમાણે તે ધરતી તરફ ફૂંકાતી હતી, જ્યાં અમે બરકત આપી રાખી હતી અને અમે દરેક વસ્તુને ખૂબ સારી જાણીએ છીએ.

૮૨) આવી જ રીતે ઘણા શેતાનોને પણ અમે તેમના વશમાં કર્યા હતાં, જેઓ તેમના આદેશ પ્રમાણે દરિયામાં ડુબકી મારતા હતાં અને તે ઉપરાંત પણ ઘણા કાર્યો કરતા હતાં, તેમની દેખરેખ રાખનારા અમે જ હતાં.

૮૩) અય્યૂબ અ.સ.ની તે સ્થિતિને પણ યાદ કરો, જ્યારે તેમણે પોતાના પાલનહારને પોકાર્યા કે, મને આ બિમારી પહોંચી છે અને તું દયા કરવાવાળાઓ કરતા વધારે દયાળુ છે.

૮૪) તો અમે તેમની (દુઆ) સાંભળી લીધી અને જે દુ:ખ તેમને પહોંચ્યું હતું તેને દૂર કરી દીધું અને તેમને પત્ની અને સંતાન આપ્યા, પરંતુ તેમની સાથે તેમના જેવા જ બીજા પણ, પોતાની ખાસ કૃપા વડે આપ્યા, જેથી સાચા બંદાઓ માટે શિખામણનું કારણ બને.

૮૫) અને ઇસ્માઇલ અને ઇદરિસ અને ઝુલ્ કિફ્લ (અ.સ.) આ સૌ ધીરજ રાખનારા બંદાઓ હતાં.

૮૬) અમે તેમને પોતાની કૃપામાં દાખલ કરી લીધા, આ સૌ સદાચારી લોકો હતાં.

૮૭) માછલીવાળા (યૂનુસ અ.સ.) ને યાદ કરો, જ્યારે તેઓ ગુસ્સામાં નીકળી ગયા અને વિચાર કર્યો કે, અમે તેમની પકડ નહીં કરી શકીએ, છેવટે તે અંધકારમાં પોકારી ઉઠયા કે, અલ્લાહ ! તારા સિવાય કોઈ પૂજ્ય નથી, તું પવિત્ર છે. નિ:શંક હું અત્યાચારી લોકો માંથી થઇ ગયો.

૮૮) તો અમે તેમની પોકાર સાંભળી લીધી અને તેમને દુ:ખથી છૂટકારો આપ્યો અને અમે ઈમાનવાળાઓને આવી જ રીતે બચાવી લઇએ છીએ.

૮૯) અને ઝકરિયા અ.સ.ને યાદ કરો, જ્યારે તેમણે પોતાના પાલનહારને દુઆ કરી કે હે મારા પાલનહાર ! મને એકલો ન છોડ, તું સૌથી શ્રેષ્ઠ વારસદાર છે.

૯૦) અમે તેમની દુઆ કબૂલ કરી, યહ્યા અ.સ. આપ્યા અને તેમની પત્નીને તેમના માટે સ્વસ્થ કરી દીધી, આ પ્રભુત્વશાળી લોકો સત્કાર્ય તરફ ઉતાવળ કરતા હતાં અને અમને આશા અને ડર, બન્ને સાથે પોકારતા હતાં અને અમારી સામે આજીજી કરવાવાળા હતાં.

૯૧) અને તે પવિત્ર સ્ત્રી, જેણે પોતાની આબરૂની સુરક્ષા કરી, અમે તેમનામાં પોતાની રૂહ ફૂંકી તથા તેમને અને તેમના દિકરાને દરેક લોકો માટે નિશાની બનાવી દીધા.

૯૨) આ તમારી કોમ છે, જે ખરેખર એક જ કોમ છે અને હું તમારા સૌનો પાલનહાર છું, બસ ! તમે મારી જ બંદગી કરો.

૯૩) પરંતુ લોકોએ અંદરોઅંદર પોતાના ધર્મમાં મતભેદ કરી દીધા, સૌ અમારી તરફ જ પાછા ફરવાના છે.

૯૪) પછી જે પણ સત્કાર્ય કરશે અને તે ઈમાનવાળો હશે તો તેના પ્રયત્નોની અવગણના કરવામાં નહીં આવે. અમે તો તેને લખવાવાળા છે.

૯૫) અને જે વસ્તીને અમે નષ્ટ કરી દીધી, તેમના માટે શક્ય નથી કે તે પાછા ફરી શકે.

૯૬) ત્યાં સુધી કે યાજૂજ અને માજૂજને છોડી દેવામાં આવશે અને તેઓ દરેક ઊંચા સ્થાનો પરથી દોડતા આવશે.

૯૭) અને સાચું વચન નજીક આવી જશે, તે સમયે ઇન્કાર કરનારાઓની નજરો ફાટેલી રહી જશે, કે અફસોસ ! અમે આ પરિસ્થિતિથી અજાણ હતાં, પરંતુ ખરેખર અમે જ અપરાધી હતાં.

૯૮) તમે અને જેની તમે અલ્લાહ સિવાય બંદગી કરો છો, સૌ જહન્નમના ઇંધણ બનશો, તમે સૌ જહન્નમમાં જવાના છો.

૯૯) જો આ (સાચા) પૂજ્ય હોત તો, જહન્નમમાં દાખલ ન થાત અને દરેકે દરેક તેમાં જ હંમેશા રહેનારા છે.

૧૦૦) તેઓ ત્યાં ચીસો પાડતા હશે અને ત્યાં કંઇ પણ સાંભળી નહીં શકે.

૧૦૧) હાં, જેના માટે અમારા તરફથી સત્કાર્ય કરવાનો નિર્ણય પહેલા જ થઇ ચુક્યો છે, તેઓ બધા જહન્નમથી દૂર  રાખવામાં આવશે.

૧૦૨) તે તો જહન્નમની આહટ પણ નહીં સાંભળે અને તેઓ પોતાની મનપસંદ વસ્તુઓમાં હંમેશા રહેવાવાળા છે.

૧૦૩) કોઈ મોટી બેચેની (પણ) તેઓને નિરાશ નહીં કરી શકે અને ફરિશ્તાઓ તેમને હાથો હાથ લેશે. કે આ જ તમારા માટે તે દિવસ છે જેનું વચન તમને આપવામાં આવતું હતું,

૧૦૪) જે દિવસે અમે આકાશને એવી લપેટી લઇશું, જેવી રીતે લેખક પાનાને લપેટી દે છે, જેવી રીતે કે અમે પ્રથમ વખત સર્જન કર્યું હતું, તેવી જ

રીતે બીજી વખત કરીશું. આ અમારા શિરે વચન છે અને અમે તેને જરૂર પૂરૂં કરીશું.

૧૦૫) અમે ઝબૂરમાં શિખામણ આપ્યા પછી આ લખી ચુક્યા છે કે ધરતીના વારસદાર મારા સદાચારી બંદાઓ (જ) હશે.

૧૦૬) બંદગી કરનારાઓ માટે તો આમાં એક મોટો આદેશ છે.

૧૦૭) અને અમે તમને સૃષ્ટિના લોકો માટે દયાળુ બનાવીને જ મોકલ્યા છે.

૧૦૮) કહી દો કે, મારી પાસે તો બસ ! વહી કરવામાં આવે છે કે તમારા સૌનો પૂજ્ય એક જ છે, તો શું તમે પણ તેની આજ્ઞાપાલન કરવાવાળા છો ?

૧૦૯) પછી જો આ લોકો મોઢું ફેરવી લે તો કહી દો કે મેં તમને બરાબર સચેત કરી દીધા, જેનું વચન તમને આપવામાં આવ્યું છે તેનું જ્ઞાન મારી પાસે નથી કે તે નજીક છે અથવા દૂર છે.

૧૧૦) હાં, અલ્લાહ તઆલા સ્પષ્ટ અને જાહેર વાતોને પણ જાણે છે અને જે કંઇ તમે છુપાવો છો તેને પણ જાણે છે.

૧૧૧) મને આ વિશેની પણ જાણ નથી, આ તમારી કસોટી હોઇ શકે અને એક નક્કી કરેલ સમય સુધીનો ફાયદો છે.

૧૧૨) પયગંબરે કહ્યું, હે પાલનહાર ! ન્યાયથી ફેંસલો કર અને અમારો પાલનહાર ઘણો જ દયાળુ છે, જેની પાસે મદદ માંગવામાં આવે છે, તે વાતો અંગે જેના વિશે તમે વર્ણન કરો છો.





# સૂરહ હજ્જ

અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧) લોકો ! પોતાના પાલનહારથી ડરો, નિ:શંક કયામતનો ધરતીકંપ ખૂબ જ મોટી વસ્તુ છે.

૨) જે દિવસે તમે તેને જોઇ લેશો, દરેક દૂધ પીવડાવનારી પોતાના દૂધ પીતા બાળકને ભૂલી જશે અને દરેક ગર્ભવતી સ્ત્રીઓના ગર્ભ પડી જશે અને તમે જોશો કે લોકો નશામાં ચકચૂર છે. જો કે ખરેખર તેઓ નશામાં નહીં હોય, પરંતુ અલ્લાહની યાતના ઘણી જ સખત છે.

૩) કેટલાક લોકો અલ્લાહ વિશે વાતો ઘડે છે અને તે પણ અજ્ઞાન હોવા છતાં અને દરેક વિદ્રોહી શેતાનોનું અનુસરણ કરે છે.

૪) જેના પર (અલ્લાહનો ફેંસલો) લખી દેવામાં આવ્યો છે કે જે કોઈ પણ તેની (શેતાનની) સાથે મિત્રતા કરશે, તે તેને પથભ્રષ્ટ કરી દેશે અને તેને આગની યાતના તરફ લઇ જશે.

૫) હે લોકો ! જો તમને તમારા મૃત્યુ પછીના જીવન વિશે શંકા છે, તો વિચારો! અમે તમારું સર્જન માટી વડે કર્યું, પછી વીર્યના ટીપા વડે, પછી લોહીથી, પછી માંસ વડે, જે ચહેરો આપવામાં આવ્યો હતો અને ઘાટ વગરનો હતો. આ અમે તમારા પર જાહેર કરી દઇએ છીએ, અને અમે જેને ઇચ્છીએ છીએ, એક નક્કી કરેલ સમય સુધી માતાના ગર્ભમાં રાખીએ છીએ, પછી તમને બાળપણની અવસ્થામાં દુનિયામાં લાવીએ છીએ, જેથી તમે પોતાની યુવાવસ્થામાં પહોંચી જાવો, તમારા માંથી કેટલાક તો તે છે, જેઓને મૃત્યુ આપવામાં આવે છે અને કેટલાકને વૃદ્ધાવસ્થાએ પહોંચાડી દેવામાં આવે છે કે તે એક વસ્તુને જાણવા છતાં અજાણ બની જાય, તમે જોશો કે ધરતી સૂકી છે, પછી

જ્યારે અમે તેના પર વરસાદ વરસાવીએ છીએ તો તે ઊપજે છે અને ફૂલે છે અને દરેક પ્રકારની લોભામણી ઉપજો ઉપજાવે છે.

૬) આ એટલા માટે કે અલ્લાહ જ સાચો છે અને તે જ મૃતકોને જીવિત કરે છે અને તે દરેક વસ્તુ પર શક્તિ ધરાવે છે.

૭) અને એ કે કયામત ચોક્કસ આવનારી છે, જેના વિશે કોઈ શંકા નથી અને ખરેખર અલ્લાહ તઆલા કબરમાં રહેલા લોકોને ફરીથી જીવિત કરશે.

૮) કેટલાક લોકો અલ્લાહ વિશે જ્ઞાન ન હોવા છતાં અને સત્ય માર્ગદર્શન વગર અને પ્રકાશિત કિતાબ વગર ઝઘડો કરે છે.

૯) જે પથભ્રષ્ટ બને, એટલા માટે કે તે અલ્લાહના માર્ગથી લોકોને ભટકાવી દે, તેને દુનિયા અને કયામતના દિવસે પણ અપમાનિત કરવામાં આવશે. અમે તેને જહન્નમમાં બળવાની યાતના ચખાડીશું.

૧૦) આ તે કાર્યોના કારણે, જે તમારા હાથોએ આગળ મોકલ્યા હતાં. નિ:શંક અલ્લાહ તઆલા પોતાના બંદાઓ પર અત્યાચાર કરવાવાળો નથી.

૧૧) કેટલાંક લોકો એવા પણ છે કે એક કિનારા ઉપર ઊભા રહી, અલ્લાહની બંદગી કરે છે જો કોઈ ફાયદો મળી ગયો તો ધ્યાન ધરે છે અને જો કોઈ આપત્તિ આવી ગઇ તો તે જ સમયે મોઢું ફેરવી લે છે, આ લોકો દુનિયા અને આખેરત બન્નેમાં નુકસાન ઉઠાવશે, ખરેખર આ સ્પષ્ટ નુકસાન છે.

૧૨) અલ્લાહ સિવાય એ લોકોને પોકારે છે, જે ન તેમને નુકસાન પહોંચાડી શકે છે અને ન તો ફાયદો, આ જ તો સ્પષ્ટ પથભ્રષ્ટતા છે.

૧૩) તેઓ તેમને પોકારે છે, જેનું નુકસાન તેમના ફાયદા કરતા વધારે છે, ખરેખર તેઓ ખોટા વાલી છે અને ખોટા દોસ્ત પણ છે.

૧૪) ઈમાનવાળા અને સત્કાર્યવાળાઓને અલ્લાહ તઆલા વહેતી નહેરોવાળી જન્નતોમાં પ્રવેશ આપશે, અલ્લાહ જે ઇચ્છે-કરીને જ રહે છે.

૧૫) જેનો આવો વિચાર હોય કે અલ્લાહ તઆલા પોતાના પયગંબરની મદદ બન્ને જગ્યાએ (દુનિયા અને આખેરત) નહીં કરે, તે ઊંચી જગ્યાએ એક દોરડું બાંધી (પોતાને ફાંસીએ ચઢાવી દે), પછી જોઇ લે કે તેની યુક્તિઓ દ્વારા, તે વાત દૂર થઇ જાય છે જે તેને સતાવતી હોય.

૧૬) અમે આવી જ રીતે આ કુરઆનને સ્પષ્ટ આયતો સાથે અવતરિત કર્યું છે, જેને અલ્લાહ ઇચ્છે, સત્ય માર્ગદર્શન આપે છે.

૧૭) નિ:શંક ઈમાનવાળા અને યહૂદી લોકો અને સાબી અને ઈસાઈઓ અને મજૂસીઓ અને મુશરિક લોકો, આ સૌની વચ્ચે કયામતના દિવસે, અલ્લાહ તઆલા પોતે ફેંસલો કરી દેશે. અલ્લાહ તઆલા દરેક વસ્તુ પર સાક્ષી છે.

૧૮) શું તમે નથી જોતા કે અલ્લાહની સામે દરેક આકાશો અને ધરતીવાળાઓ સિજદામાં છે અને સૂર્ય, ચંદ્ર, તારાઓ, પર્વતો, વૃક્ષ, ઢોર અને ઘણા મનુષ્ય પણ, હાં ઘણા તે લોકો પણ છે, જેમના પર યાતનાનું વચન સાબિત થઇ ગયું છે, જેને અલ્લાહ અપમાનિત કરી દે તેને કોઈ ઇજજત આપનાર નથી. અલ્લાહ જે ઇચ્છે છે, તે કરે છે.

૧૯) આ બન્ને જૂથ પોતાના પાલનહાર વિશે વિવાદ કરવાવાળા છે, બસ ! ઇન્કાર કરનારાઓ માટે તો આગના પોશાક કાપવામાં આવશે અને તેમના માથા પર સખત ઉકાળેલું પાણી રેડવામાં આવશે.

૨૦) જેના કારણે તેમના પેટની દરેક વસ્તુ અને ચામડી ઓગળી જશે.

૨૧) અને તેમની સજા માટે લોખંડના હથોડા છે.

૨૨) આ લોકો જ્યારે પણ ત્યાંના દુ:ખથી ભાગી જવાની ઇચ્છા કરશે, ત્યાં જ

પાછા ધકેલી દેવામાં આવશે અને (કહેવામાં આવશે કે) બળવાની યાતના ચાખો.

૨૩) ઈમાનવાળા અને સદાચારી લોકોને અલ્લાહ તઆલા તે જન્નતોમાં લઇ જશે જેની નીચે નહેરો વહી રહી છે, જ્યાં તેમને સોનાની બંગડી પહેરાવવામાં આવશે અને સાચા મોતી પણ, ત્યાં તેમનો પોશાક શુદ્ધ રેશમ હશે.

૨૪) તેમને ઉત્તમ વાત તરફ માર્ગદર્શન આપી દેવામાં આવ્યું અને પ્રશંસાવાળા માર્ગ તરફ માર્ગદર્શન કરી દેવામાં આવ્યું.

૨૫) જે લોકોએ ઇન્કાર કર્યો અને અલ્લાહના માર્ગથી રોકવા લાગ્યા અને તે પવિત્ર મસ્જિદથી પણ, જેને અમે દરેક લોકો માટે સમાન કરી દીધી છે, ત્યાંના રહેવાસીઓ માટે પણ અને બહારથી આવનારા લોકો માટે પણ, જે કોઈ અત્યાચાર કરી ત્યાં અલ્લાહની અવજ્ઞા કરવાની ઇચ્છા કરશે અમે તેને દુ:ખદાયી યાતના ચખાડીશું.

૨૬) અને જ્યારે અમે ઇબ્રાહીમ અ.સ.ને કાબા માટે જગ્યા નક્કી કરી આપી, તે શરત પર કે મારી સાથે કોઈને ભાગીદાર ન ઠેરવશો અને મારા ઘરને તવાફ, કિયામ, રૂકુઅ, સિજદા કરવાવાળાઓ માટે સ્વચ્છ રાખશો.

૨૭) અને લોકોને હજ્જનો આદેશ આપી દો, લોકો તમારી પાસે ચાલીને પણ આવશે અને પાતળા ઊંટો પર પણ, દૂર દૂરથી દરેક માર્ગે આવશે.

૨૮) પોતાનો ફાયદો મેળવવા આવી જાવ અને તે નક્કી કરેલ દિવસોમાં અલ્લાહના નામનું સ્મરણ કરો, તે ઢોરો પર જે પાલતું છે, બસ ! તમે પોતે પણ ખાઓ અને ભુખ્યા ફકીરોને પણ ખવડાવો.

૨૯) પછી તેઓ પોતાની ગંદકી દૂર કરે અને પોતાની નજરોને પૂરી કરે અને અલ્લાહના જૂના ઘરનો તવાફ કરે.

30) આ છે અને જે કોઈ અલ્લાહની પવિત્ર વસ્તુની ઇજ્જત કરશે, તો તેના પોતાના માટે અલ્લાહ પાસે શ્રેષ્ઠતા છે. અને તમારા માટે ઢોર હલાલ કરી દેવામાં આવ્યા, તે ઢોર સિવાય, જેનું વર્ણન કરી દેવામાં આવ્યું. બસ ! તમારે મુર્તિઓની ગંદકીથી બચીને રહેવું જોઇએ અને જુઠી વાતથી પણ બચવું જોઇએ.

૩૧) એકેશ્વરવાદને માનતા, તેની સાથે બીજા કોઈને ભાગીદાર ન ઠેરવતા. સાંભળો ! અલ્લાહની સાથે ભાગીદાર ઠેરવનાર, જેવો કે આકાશ માંથી પડી ગયો, હવે તેને પક્ષીઓ ઉચકીને લઇ જશે અથવા હવા કોઈ દૂર જગ્યાએ ફેંકી દેશે.

૩૨) આ સાંભળી લીધું, હવે વધું સાંભળો, અલ્લાહની નિશાનીઓની જે ઇજ્જત કરે છે, આવું તેના હૃદયના ડરના કારણે છે.

૩૩) આમાં તમારા માટે એક નક્કી કરેલ સમય સુધીનો ફાયદો છે, પછી તેમના હલાલ થવાની જગ્યા કાબા છે.

૩૪) અને દરેક કોમ માટે અમે કુરબાનીની રીતો બતાવી છે, જેથી તે ઢોરો પર અલ્લાહનું નામ લે, જે અલ્લાહએ તેમને આપી રાખ્યા છે. સમજી લોકે તમારા સૌનો સત્ય પૂજ્ય ફક્ત એક જ છે, તમે તેનું અનુસરણ કરતા રહો. આજીજી કરવાવાળાઓને ખુશખબર આપી દો.

૩૫) જ્યારે તેમની સામે અલ્લાહનું વર્ણન કરવામાં આવે તો તેમના હૃદય ધ્રુજી ઉઠે છે, તેમને જે પણ તકલીફ પહોંચે છે તેના પર ધીરજ રાખે છે, નમાઝ કાયમ કરે છે અને જે કંઇ પણ અમે તેમને આપી રાખ્યું છે, તેઓ તેમાંથી ખર્ચ કરતા રહે છે.

૩૬) કુરબાની માટેના ઊંટ, અલ્લાહએ તમારા માટે તેને નિશાની બનાવી છે, તેમાં તમારા માટે ફાયદો છે, બસ ! તેમને ઊભા રાખી તેમના પર અલ્લાહનું નામ લો, પછી જ્યારે તે ધરતી પર પડી જાય, તેને ખાવ અને લાચાર, ન માંગનાર અને માંગનારાને પણ ખવડાવો, આવી જ

રીતે અમે ઢોરોને તમારા વશમાં કરી દીધા છે, જેથી તમે આભાર વ્યકત કરો.

૩૭) અલ્લાહ તઆલાની પાસે કુરબાનીનું માંસ નથી પહોંચતું, ન તેમનું લોહી, પરંતુ તેની પાસે તો તમારા હૃદયનો ડર પહોંચે છે, આવી જ રીતે અલ્લાહ તઆલાએ તે ઢોરોને તમારા વશમાં કરી દીધા છે. જેથી તમે તેના માર્ગદર્શનના આભાર માટે તેની પ્રશંસાનું વર્ણન કરો અને સદાચારી લોકોને ખુશખબર આપી દો.

૩૮) સાંભળો ! નિ:શંક સાચા ઈમાનવાળાઓના શત્રુઓને અલ્લાહ તઆલા પોતે હટાવી દે છે, કોઈ દગાખોર, કૃતઘ્ની લોકો, અલ્લાહ તઆલાને સહેજ પણ પસંદ નથી.

૩૯) જે (ઇન્કાર કરનારા મુસલમાનો સાથે) યુદ્ધ કરી રહ્યા છે, તેમને (મુસલમાનોને) પણ યુદ્ધની પરવાનગી આપવામાં આવે છે, કારણકે તે પીડિત છે, નિ:શંક તેમની મદદ કરવા માટે અલ્લાહ શક્તિ ધરાવે છે.

૪૦) આ તે લોકો છે, જેમને ખોટી રીતે પોતાના ઘરો માંથી કાઢવામાં આવ્યા, ફક્ત તેમની આ વાત પર કે અમારો પાલનહાર ફક્ત અલ્લાહ જ છે, જો અલ્લાહ તઆલા લોકોને અંદરોઅંદર એકબીજા દ્વારા ન હટાવતો તો, બંદગી કરવાની જગ્યા, મસ્જિદો અને ચર્ચો, અને યહૂદીઓની બંદગી કરવાની જગ્યા અને તે મસ્જિદો પણ નષ્ટ કરી દેવામાં આવતી, જ્યાં અલ્લાહ તઆલાનું નામ વધારે લેવાય છે, જે અલ્લાહની મદદ કરશે, અલ્લાહ ચોક્કસ તેની પણ મદદ કરશે, નિ:શંક અલ્લાહ તઆલા ખૂબ જ તાકાતવર, ખૂબ જ મૂલ્યવાન છે.

૪૧) આ તે લોકો છે કે જો અમે ધરતી પર તેમને (સરદાર બનાવી દઇએ તો), આ લોકો પાબંદી સાથે નમાઝ પઢશે અને ઝકાત પણ આપશે અને સારા કાર્યોનો આદેશ આપશે અને ખરાબ કાર્યોથી રોકશે, દરેક કાર્યોનું પરિણામ અલ્લાહની પાસે જ છે.

૪૨) જો આ લોકો તમને જુઠલાવે, (તો કોઈ આશ્ચર્યની વાત નથી). આ પહેલા નૂહ અ.સ.ની કોમ, આદ અને ષમૂદ,

૪૩) અને ઇબ્રાહીમ અ.સ.ની કોમ અને લૂત અ.સ.ની કોમ,

૪૪) અને મદયનવાળા પણ, પોતાના પયગંબરને જુઠલાવી ચૂક્યા છે, મૂસા અ.સ. ને પણ જુઠલાવવામાં આવ્યા હતાં, બસ ! મેં ઇન્કાર કરનારાઓને આવી રીતે જ મહેતલ આપી, પછી તેમની પકડ કરી, પછી મારી યાતના કેવી રહી ?

૪૫) ઘણી જ વસ્તીઓ છે, જેમને અમે નષ્ટ કરી દીધી, એટલા માટે કે તે અત્યાચારી હતાં, બસ ! તેમાંથી (કેટલીક વસ્તીઓની) છતો ઊંધી પડી છે અને ઘણા આબાદ કુવાં બેકાર પડયા છે અને ઘણા પાકા અને ઊંચા મહેલો વેરાન છે.

૪૬) શું તે લોકો ધરતી પર હર્યા-ફર્યા નથી ? જેથી તેમના હૃદય તે વાતોને સમજી ગયા હોત અથવા કાનથી જ તેમને સાંભળી લેતા હોત, વાત એવી છે કે ફક્ત આંખો જ આંધળી નથી હોતી, પરંતુ તે દિલ આંધળા થઇ જાય છે જે તેમના હૃદયોમાં છે.

૪૭) અને તમારી પાસે યાતના માટે ઉતાવળ કરે છે, અલ્લાહ ક્યારેય પોતાનું વચન નહીં ટાળે, હાં ! તમારા પાલનહાર પાસે એક દિવસ તમારી ગણતરી પ્રમાણે એક હજાર વર્ષનો છે.

૪૮) ઘણી અત્યાચાર કરનારી વસ્તીઓને મેં મહેતલ આપી, છેવટે તેમને પકડી લીધા અને મારી તરફ જ પાછા ફરવાનું છે.

૪૯) જાહેર કરી દો કે, લોકો ! હું તમને સ્પષ્ટ સચેત કરનારો છું.

૫૦) બસ ! જે લોકો ઈમાન લાવ્યા છે અને જે લોકોએ સત્કાર્ય કર્યા છે, તેમના માટે જ માફી છે અને ઇજ્જતવાળી રોજી.

૫૧) અને જે લોકો અમારી નિશાનીઓને નીચી બતાવવાનો પ્રયાસ કરે છે, તે લોકો જ જહન્નમી છે.

૫૨) અમે તમારા કરતા પહેલા જે પયગંબરને મોકલ્યા, તેમની સાથે એવું બન્યું કે જ્યારે તેઓ પોતાના હૃદયમાં કોઈ ઇચ્છા કરવા લાગ્યા, તો શેતાને તેમની ઇચ્છામાં કંઇક વધારો કરી દીધો, બસ ! શેતાનના વધારાને અલ્લાહ તઆલા દૂર કરી દે છે, પછી પોતાની વાત નિશ્ચિત કરી દે છે, અલ્લાહ તઆલા ખૂબ જ જાણનાર હિકમતવાળો છે.

૫૩) આ એટલા માટે કે શેતાનના વધારાને અલ્લાહ તઆલા તે લોકોની કસોટીનું કારણ બનાવી દે, જેમના હૃદયોમાં રોગ છે અને જેમના હૃદયો સખત છે. નિ:શંક અત્યાચારી લોકો સખત વિવાદમાં છે.

૫૪) અને એટલા માટે પણ કે જેમને જ્ઞાન આપવામાં આવ્યું છે, તેઓ માની લે કે આ તમારા પાલનહાર તરફથી જ ખરેખર સત્ય છે, પછી તેઓ તેના પર ઈમાન લાવે અને તેમના હૃદય તેની તરફ ઝૂકી જાય, નિ:શંક અલ્લાહ તઆલા ઈમાનવાળાઓને સત્ય માર્ગદર્શન આપવાવાળો છે.

૫૫) ઇન્કાર કરનારા અલ્લાહની આ વહીમાં હંમેશા શંકા જ કરતા રહેશે, ત્યાં સુધી કે અચાનક તેમના માથા પર કયામત આવી જાય, અથવા તેમની પાસે તે દિવસની યાતના આવી જાય, જે અશુભ છે.

૫૬) તે દિવસે ફક્ત અલ્લાહની જ બાદશાહત હશે, તે જ તમારી વચ્ચે ફેંસલો કરશે, ઈમાનવાળાઓ અને સદાચારી લોકો નેઅમતોથી ભરપૂર જન્નતોમાં હશે.

૫૭) અને જે લોકોએ ઇન્કાર કર્યો અને અમારી આયતોને જુઠલાવી તેમના માટે અપમાનિત કરી દેનારી યાતના છે.

૫૮) અને જે લોકોએ અલ્લાહના માર્ગમાં વતન છોડ્યું, પછી તેઓને શહીદ કરી દેવામાં આવ્યા, અથવા મૃત્યુ પામ્યા, અલ્લાહ તઆલા તેમને ઉત્તમ રોજી આપશે અને નિ:શંક અલ્લાહ તઆલા રોજી આપનારાઓમાં સૌથી શ્રેષ્ઠ છે.

૫૯) તેઓને અલ્લાહ તઆલા એવી જગ્યાએ પહોંચાડશે કે તે તેનાથી ખુશ થઇ જશે, નિ:શંક અલ્લાહ તઆલા જ્ઞાનવાળો અને ધૈર્યવાન છે.

૬૦) વાત આવી જ છે. અને જેણે બદલો લીધો, તેના જેવો જ, જેવું તેની સાથે કરવામાં આવ્યું હતું, પછી જો તેની સાથે અતિરેક કરવામાં આવે તો નિ:શંક અલ્લાહ તઆલા પોતે તેની મદદ કરશે, નિ:શંક અલ્લાહ દરગુજર કરનાર, માફ કરનાર છે.

૬૧) આ એટલા માટે કે અલ્લાહ રાતને દિવસમાં દાખલ કરે છે અને દિવસને રાતમાં દાખલ કરે છે અને નિ:શંક અલ્લાહ સાંભળનાર, જોનાર છે.

૬૨) આ બધું એટલા માટે કે અલ્લાહ જ સાચો છે અને તેના સિવાય જેમને પણ આ લોકો પોકારે છે તે ખોટા છે. અને નિ:શંક અલ્લાહ જ પ્રતિષ્ઠિત અને ખૂબ જ મોટો છે.

૬૩) શું તમે નથી જોયું કે અલ્લાહ તઆલા આકાશ માંથી પાણી વરસાવે છે, બસ ! ધરતી હરિયાળી થઇ જાય છે, નિ:શંક અલ્લાહ તઆલા દયાળુ, જાણનાર છે.

૬૪) આકાશો અને ધરતીમાં જે કંઇ પણ છે તે બધું તેનું જ છે અને ખરેખર અલ્લાહ તે જ છે, બે નિયાઝ ,ખૂબ જ પ્રશંસાવાળો.

૬૫) શું તમે નથી જોયું કે અલ્લાહએ જ ધરતીની દરેક વસ્તુને તમારા માટે કામે લગાડેલ છે અને તેના આદેશથી પાણીમાં ચાલતી હોડીઓ પણ, તેણે જ આકાશને રોકી રાખ્યું છે, કે ધરતી પર તેની પરવાનગી વગર પડી ન જાય, નિ:શંક અલ્લાહ તઆલા લોકો માટે માયાળુ અને નમ્રતા દાખવનાર તથા દયાળુ છે.

૬૬) તેણે જ તમને જીવન પ્રદાન કર્યું, પછી તે જ તમને મૃત્યુ આપશે, પછી તે જ તમને જીવિત કરશે, નિ:શંક માનવી કૃતઘ્ની છે.

૬૭) દરેક કોમ માટે અમે બંદગી કરવાની એક રીત નક્કી કરી દીધી છે, જેને તેઓ કરવાવાળા છે, બસ ! તેમણે તે આદેશમાં તમારી સાથે ઝઘડો ન કરવો જોઇએ. તમે પોતાના પાલનહાર તરફ લોકોને બોલાવો, ખરેખર તમે જ સત્ય માર્ગવાળા છો.

૬૮) તો પણ આ લોકો તમારી સાથે તકરાર કરવા લાગે, તો તમે કહી દો કે તમારા કાર્યોને અલ્લાહ ખૂબ સારી રીતે જાણે છે.

૬૯) નિ:શંક તમારા સૌના વિવાદનો ફેંસલો કયામતના દિવસે અલ્લાહ તઆલા પોતે જ કરશે.

૭૦) શું તમે નથી જાણતા કે આકાશ અને ધરતીની દરેક વસ્તુ અલ્લાહના જ્ઞાનમાં છે, આ બધું જ લખેલી કિતાબમાં સુરક્ષિત છે, અલ્લાહ તઆલા માટે તો આ કામ ઘણું જ સરળ છે.

૭૧) અને આ લોકો અલ્લાહને છોડીને તે લોકોની બંદગી કરી રહ્યા છે, જેમના પૂજ્ય હોવાની કોઈ દલીલ અવતરિત નથી થઇ, ન તેઓ પોતે તે વિશે જાણે છે, અત્યાચારીઓની મદદ કરનાર કોઈ નથી.

૭૨) જ્યારે તેમની સમક્ષ અમારી કિતાબની ખુલ્લી આયતોનું વર્ણન કરવામાં આવે છે તો, તમે ઇન્કાર કરનારાઓના મોઢાઓ પર નારાજગીના અંશ જોઇ લો છો, તે લોકો અમારી આયતો સંભળાવનારા પર હુમલો કરવા માટે તૈયાર જ બેઠા હોય છે, કહી દો કે શું હું તમને આના કરતા પણ વધારે ખરાબ વાતની જાણ આપું, તે આગ છે, જેનું વચન અલ્લાહએ ઇન્કાર કરનારાઓને આપ્યું છે અને તે ખૂબ જ ખરાબ ઠેકાણું છે.

૭૩) હે લોકો ! એક ઉદાહરણ આપવામાં આવી રહ્યું છે, કાન લગાવી સાંભળો ! અલ્લાહ સિવાય જેને પણ તમે પોકારો છો, તે એક માખીનું સર્જન નથી કરી શકતા, ભલેને બધા જ એકઠા થઇ જાય, પરંતુ જો માખી તેમની પાસેથી કોઈ વસ્તુ લઇ લે તો આ (પૂજ્યો) તો તેને પણ

તેની પાસેથી છીનવી નથી શકતા, ખૂબ જ નબળો છે, જે માંગી રહ્યો છે અને ખૂબજ નબળો છે તે, જેની પાસે માંગવામાં આવી રહ્યું છે.

૭૪) તે લોકોએ અલ્લાહની પ્રતિષ્ઠા પ્રમાણે અલ્લાહની કદર ન કરી, અલ્લાહ તઆલા ખૂબ જ તાકાતવર, વિજયી છે.

૭૫) આદેશ પહોંચાડવા માટે ફરિશ્તાઓ અને માનવીઓ માંથી અલ્લાહ જ પસંદ કરે છે, નિ:શંક અલ્લાહ તઆલા સાંભળનાર, જોનાર છે.

૭૬) તે ખૂબ સારી રીતે જાણે છે જે કંઇ તેમની આગળ છે, જે કંઇ તેમની પાછળ છે અને અલ્લાહ તરફ જ દરેક કાર્ય ફેરવવામાં આવે છે.

૭૭) હે ઈમાનવાળાઓ ! રૂકુઅ, સિજદા કરતા રહો અને પોતાના પાલનહારની બંદગીમાં લાગેલા રહો અને સત્કાર્ય કરતા રહો, જેથી તમે સફળ થઇ જાવ.

૭૮) અને અલ્લાહના માર્ગમાં તે રીતે જ જેહાદ કરો, જે રીતે જેહાદ કરવાનો હક છે, તેણે જ તમને પસંદ કર્યા અને તમારા પર દીન બાબતે કોઈ તંગી નથી રાખી, પોતાના પિતા ઇબ્રાહીમ અ.સ.ના દીન પર અડગ રહો, તે અલ્લાહએ જ તમારું નામ મુસલમાન રાખ્યું છે, આ કુરઆન પહેલા અને આમાં પણ, જેથી પયગંબર તમારા પર સાક્ષી બની જાય અને તમે બધા માટે સાક્ષી બની જાવ, બસ ! તમારે નમાઝ પઢતા રહેવું જોઇએ અને ઝકાત આપતા રહેવું જોઇએ અને અલ્લાહને મજબૂતી સાથે થામી લેવા જોઇએ, તે જ તમારો દોસ્ત અને માલિક છે, બસ ! તે કેટલો સારો માલિક છે અને કેટલો શ્રેષ્ઠ મદદ કરનાર છે.






અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧) નિ:શંક ઈમાનવાળાઓએ સફળતા પ્રાપ્ત કરી લીધી.

૨) જેઓ પોતાની નમાઝોને ખુશુઅ (એકાગ્રતા) સાથે પઢે છે.

3) જેઓ બકવાસ વાતોથી મોઢું ફેરવી દે છે.

૪) જેઓ ઝકાત આપનારા છે.

૫) જેઓ પોતાના ગુપ્તાંગની સુરક્ષા કરવાવાળા છે.

૬) પોતાની પત્નીઓ તથા પોતાની માલિકી હેઠળની દાસીઓ સિવાય, ખરેખર આ બન્ને નિંદાને પાત્ર નથી.

૭) જેઓ આ સિવાય બીજું ઇચ્છે છે તે જ હદ વટાવી દેનાર છે.

૮) જેઓ પોતાની અમાનતો અને વચનોનું પાલન કરનારા છે.

૯) જેઓ પોતાની નમાઝોની દેખરેખ રાખે છે.

૧૦) આ જ લોકો વારસદાર છે.

૧૧) જેઓ ફિરદૌસ (જન્નતમાં ઉચ્ચ સ્થાનનું નામ) ના વારસદાર હશે, જ્યાં તેઓ હંમેશા રહેશે.

૧૨) નિ:શંક અમે મનુષ્યનું સર્જન માટીના કણ વડે કર્યું.

૧૩) પછી તેને ટીપું બનાવી, સુરક્ષિત જગ્યાએ મૂકી દીધું.

૧૪) પછી ટીપાને અમે જામેલું લોહી બનાવી દીધું. પછી તે જામેલા લોહીને માંસનો ટુકડો બનાવી દીધો, પછી માંસના ટુકડાને હાડકા બનાવી દીધા, પછી હાડકાઓ પર અમે માંસ ચઢાવી દીધું, પછી બીજી બનાવટમાં તેનું સર્જન કર્યું. બરકતોવાળો છે તે અલ્લાહ, જે શ્રેષ્ઠ સર્જન કરનાર છે.

૧૫) ત્યાર પછી તમે સૌ ખરેખર મૃત્યુ પામશો.

૧૬) પછી, નિ:શંક કયામતના દિવસે તમને સૌને ઉઠાડવામાં આવશે.

૧૭) અમે તમારા ઉપર સાત આકાશો બનાવ્યા અને અમે સર્જનથી બેદરકાર નથી.

૧૮) અમે એક પ્રમાણ મુજબ આકાશ માંથી પાણી વરસાવીએ છીએ, પછી તેને ધરતીમાં રોકી લઇએ છીએ અને અમે તેને લઇ જવા પર ખરેખર શક્તિ ધરાવીએ છીએ.

૧૯) તે જ પાણી વડે અમે તમારા માટે ખજૂરો અને દ્રાક્ષના બગીચાઓ ઉપજાવીએ છીએ, જેથી તમારા માટે તેમાં ઘણા પ્રકારના ફળો હોય છે, તેમાંથી જ તમે ખાઓ પણ છો.

૨૦) અને તે વૃક્ષ, જે તૂરે સૈના પર્વત પરથી નીકળે છે, જે તેલ વિસર્જિત કરે છે અને ખાવાવાળાઓ માટે સૂપ છે.

૨૧) તમારા માટે ઢોરોમાં પણ ઘણી શિખામણ છે, તેમના પેટ માંથી અમે તમને દૂધ પીવડાવીએ છીએ અને બીજા ઘણા ફાયદાઓ તમારા માટે તેમાં છે, તેમાંથી કેટલાંક ને તમે ખાઓ પણ છો.

૨૨) અને તેમના પર અને હોડીઓમાં સવારી કરો છો.

૨૩) નિ:શંક અમે નૂહ અ.સ.ને તેમની કોમ તરફ પયગંબર બનાવી અવતરિત કર્યા. તેમણે કહ્યું કે હે મારી કોમના લોકો ! અલ્લાહની બંદગી કરો અને તેના સિવાય તમારો કોઈ પૂજ્ય નથી, શું તમે (તેનાથી) ડરતા નથી ?

૨૪) તેમની કોમના ઇન્કાર કરનારા આગેવાનોએ સ્પષ્ટ કહી દીધું કે આ તો તમારા જેવો જ મનુષ્ય છે, આતો તમારા પર હોદ્દો ઇચ્છે છે, જો અલ્લાહની આ ઇચ્છા હોત તો કોઈ ફરિશ્તાને અવતરિત કરતો. અમે તો આ વિશે અમારા પૂર્વજોના સમયમાં સાંભળ્યુ જ નથી.

૨૫) નિ:શંક આ વ્યક્તિ પાગલ છે, બસ ! તમે તેને એક સમય સુધી મહેતલ આપો.

૨૬) નૂહ અ.સ.એ દુઆ કરી, હે મારા પાલનહાર ! આ લોકોના જુઠલાવવા પર તું મારી મદદ કર.

૨૭) તો અમે તેમની તરફ વહી અવતરિત કરી કે તમે અમારી આંખો સમક્ષ અમારી વહી પ્રમાણે એક હોડી બનાવો, જ્યારે અમારો આદેશ આવી જાય અને તન્નુર ઉભરાઇ જાય, તો તમે દરેક પ્રકારની એકએક જોડ તેમાં મૂકી દો અને પોતાના ઘરવાળાઓને પણ, પરંતુ તે લોકો સિવાય, જેમના વિશે અમારી વાત પહેલા થઇ ગઇ છે, ખબરદાર જે લોકોએ અત્યાચાર કર્યો છે તેમના વિશે મારી સાથે કંઇ વાતચીત ન કરતા. તે સૌને ડુબાડવામાં આવશે.

૨૮) જ્યારે તમે અને તમારા મિત્રો હોડીમાં શાંતિથી બેસી જાવ તો કહેજો કે દરેક પ્રકારની પ્રશંસા અલ્લાહ માટે જ છે, જેણે અમને અત્યાચારી લોકોથી છૂટકારો આપ્યો.

૨૯) અને કહેજો કે હે મારા પાલનહાર ! મને બરકતની સાથે ઉતાર, અને તું જ ઉતારવા માટે શ્રેષ્ઠ છે.

30) ખરેખર આમાં મોટી મોટી નિશાનીઓ છે અને અમે નિ:શંક કસોટી કરવાવાળા છે.

૩૧) ત્યાર પછી અમે ઘણી કૌમોનું સર્જન કર્યું.

૩૨) પછી તે લોકો માંથી પયગંબર પણ મોકલ્યા, જેથી તમે સૌ અલ્લાહની બંદગી કરો, તેના સિવાય તમારો કોઈ પૂજ્ય નથી, તમે કેમ ડરતા નથી ?

૩૩) અને કોમના સરદારોએ જવાબ આપ્યો, જેઓ ઇન્કાર કરતા હતાં અને આખેરતની મુલાકાતને જુઠલાવતા હતાં અને અમે તે લોકોને

દુનિયાના જીવનમાં સમૃદ્ધ બનાવ્યા હતાં, (તેઓએ કહ્યું) કે આ તો તમારા જેવો જ મનુષ્ય છે. તમારા જેવો જ ખોરાક આ પણ ખાય છે અને તમારા પીવા માટેના પાણીને પણ તેઓ પીવે છે.

૩૪) જો તમે પોતાના જેવા જ માનવીનું અનુસરણ કરવા લાગ્યા, તો નિ:શંક તમે ખૂબ નુકસાન ઉઠાવનારા બનશો.

૩૫) શું તે તમને આ વાતનું વચન આપે છે કે જ્યારે તમે મૃત્યુ પામી ફક્ત માટી અને હાડકા રહી જશો, તો તમે પાછા જીવિત કરવામાં આવશો.

૩૬) નહીં, નહીં દૂર અને ઘણું જ દૂર છે તે, જેનું તમને વચન આપવામાં આવે છે.

૩૭) (જીવન) તો ફક્ત દુનિયાનું જીવન છે, આપણે મૃત્યુ પામીએ છીએ અને જીવિત થઇએ છીએ. અને એવું નથી કે આપણે પાછા જીવિત કરવામાં આવીશું.

૩૮) આ તો બસ ! એવો વ્યક્તિ છે, જેણે અલ્લાહ પર જુઠાણું બાંધ્યું, અમે તો આ વ્યક્તિ પર ઈમાન લાવવાના નથી.

૩૯) પયગંબરે દુઆ કરી કે પાલનહાર ! આ લોકોના જુઠલાવવા પર તું મારી મદદ કર.

૪૦) જવાબ આપ્યો કે આ લોકો તો નજીક માંજ પોતાના કર્મો પર દિલગીરી વ્યક્ત કરશે.

૪૧) છેવટે ન્યાય પ્રમાણે ચીસે (ડરામણા અવાજે) તેમને પકડી લીધા અને અમે તે લોકોને અસ્ત-વ્યસ્ત કરી નાખ્યા,  બસ ! અત્યાચારીઓ માટે દૂરી છે.

૪૨) ત્યાર પછી અમે બીજી ઘણી કોમોનું સર્જન કર્યું.

૪૩) ન તો કોઈ કોમ પોતાના સમયથી આગળ વધી અને ન તો પાછળ રહી ગઇ.

૪૪) પછી અમે એક-પછી એક પયગંબરોને અવતરિત કરતા રહ્યા, જ્યારે પણ જે કોમ પાસે તેમના પયગંબર આવ્યા, તેમને જુઠલાવ્યા, બસ ! અમે એકને બીજા પાછળ લગાવી દીધા અને તે લોકોને નવલકથા બનાવી દીધા. તે લોકો માટે દૂરી છે, જેઓ ઈમાન નથી લાવતા.

૪૫) પછી અમે મૂસા અ.સ. અને તેમના ભાઇ હારૂન અ.સ.ને પોતાની આયતો અને સ્પષ્ટ પુરાવા સાથે અવતરિત કર્યા.

૪૬) ફિરઔન અને તેના લશ્કરો તરફ, બસ ! તે લોકોએ ઘમંડ કર્યું અને તે લોકો વિદ્રોહી જ હતાં.

૪૭) કહેવા લાગ્યા કે શું અમે આપણા જેવા બે વ્યક્તિઓ પર ઈમાન લાવીએ ? જો કે તેમની કોમ પોતે (પણ) અમારી દેખરેખ હેઠળ છે.

૪૮) બસ ! તે લોકોએ તે બન્નેને જુઠલાવ્યા, છેવટે તે લોકો પણ નષ્ટ થયેલાઓ માંથી થઇ ગયા.

૪૯) અમે મૂસા અ.સ.ને કિતાબ પણ આપી, જેથી લોકો સત્ય માર્ગ પર આવી જાય.

૫૦) અમે મરયમના દીકરા અને તેની માતાને એક નિશાની બનાવ્યા અને તે બન્નેને ઉચ્ચ, સ્વચ્છ અને રહેવા લાયક, અને વહેતા પાણીવાળી જગ્યા પર શરણ આપ્યું.

૫૧) હે પયગંબરો ! હલાલ વસ્તુ ખાઓ અને સત્કાર્ય કરો, તમે જે કંઇ પણ કરી રહ્યા છો તેને હું સારી રીતે જાણું છું.

૫૨) નિ:શંક આ તમારો દીન એક જ દીન છે અને હું જ તમારા સૌનો પાલનહાર છું, બસ ! તમે મારાથી ડરતા રહો.

૫૩) પછી તે લોકોએ પોતે (જ) પોતાના આદેશ (દીન)ના અંદરોઅંદર ટૂકડે ટૂકડા કરી દીધા, દરેક જૂથ જે કંઇ તેમની પાસે છે, તેના પર જ ઇતરાઇ રહ્યો છે.

૫૪) બસ ! તમે (પણ) તેમને વિદ્રોહ માટે થોડોક સમય આપી દો.

૫૫) શું આ લોકો એમ સમજી બેઠા છે કે અમે જે કંઇ પણ તેમનું ધન અને સંતાનમાં વધારો કરી રહ્યા છે, (તે તેમને ફાયદો પહોંચાડશે).

૫૬) તેઓ પોતાના માટે ભલાઇઓમાં ઉતાવળ કરી રહ્યા છે, (નહીં) પરંતુ આ લોકો સમજતા જ નથી,

૫૭) નિ:શંક જે લોકો પોતાના પાલનહારના ગુસ્સાથી ડરે છે,

૫૮) અને જે પોતાના પાલનહારની આયતો પર ઈમાન ધરાવે છે,

૫૯) અને જે લોકો પોતાના પાલનહાર સાથે કોઈને ભાગીદાર નથી બનાવતા.

૬૦) અને જે લોકો આપે છે અને જે કંઇ પણ આપે છે અને તે લોકોના હૃદય કાંપે છે કે તેઓ પોતાના પાલનહાર તરફ પાછા ફરવાના છે,

૬૧) આ જ તે લોકો છે, જેઓ ઝડપથી ફાયદો પ્રાપ્ત કરી રહ્યા છે અને આ જ તે લોકો છે, જે તેની તરફ દોડે છે.

૬૨) અમે કોઈ જીવને તેની તાકાત કરતા વધારે તકલીફ નથી આપતા અને મારી પાસે એવી કિતાબ છે જે સત્ય વાત કરે છે, તેમના પર સહેજ પણ અત્યાચાર કરવામાં નહીં આવે.

૬૩) પરંતુ તેમના હૃદય આ વિશે બેદરકાર છે અને તેમના માટે આ સિવાય પણ ઘણા કાર્યો છે, જેમને તેઓ કરવાવાળા છે.

૬૪) ત્યાં સુધી કે અમે તેમના સુખી લોકોને યાતનામાં પકડી લીધા, તો તે ભાગદોડ કરવા લાગ્યા.

૬૫) આજે ન ભાગો, ખરેખર અમારી વિરુદ્ધ તમારી મદદ કરવામાં નહીં આવે.

૬૬) મારી આયતો તો તમારી સમક્ષ પઢવામાં આવતી હતી, તો પણ તમે પોતાની એડી પર ઊંધા ભાગતા હતાં.

૬૭) ઘંમડ કરતા, નવલકથા કહેતા, તેને છોડી દેતા હતાં,

૬૮) શું તે લોકોએ એ વાત વિશે ન વિચાર્યું ? પરંતુ તેમની પાસે તે વસ્તુ આવી, જે તેમના પૂર્વજો પાસે નહતી આવી.

૬૯) અથવા, તે લોકોએ પોતાના પયગંબરને ન ઓળખ્યા, કે તેના ઇન્કાર કરનારા બની બેઠા છે ?

૭૦) અથવા આ લોકો કહે છે કે પાગલ છે ? પરંતુ તે તો તેમના માટે સત્ય લાવ્યા છે, હાં ! તેમના માંથી વધારે પડતા લોકો સત્ય વાતથી ચીડાય છે.

૭૧) જો સત્ય જ તેમની મનેચ્છાઓને આધિન થઇ જાય, તો ધરતી અને આકાશ અને તેની વચ્ચેની દરેક વસ્તુ અસ્ત-વ્યસ્ત થઇ જાય, સત્ય તો એ છે કે અમે તેમને તેમના માટે શિખામણ પહોંચાડી દીધી, પરંતુ તેઓ પોતાની શિખામણ થી મોઢું ફેરવનાર છે.

૭૨) શું તમે તેમની પાસેથી કોઈ મહેનતાણું ઇચ્છો છો ? યાદ રાખો કે તમારા પાલનહારનું મહેનતાણું ઘણું જ ઉત્તમ છે અને તે બધા કરતા ઉત્તમ રોજી આપનાર છે.

૭૩) નિ:શંક તમે તો તેમને સત્ય માર્ગ તરફ બોલાવો છો.

૭૪) નિ:શંક જે લોકો આખેરત પર ઈમાન નથી ધરાવતા તે સત્ય માર્ગથી હટી જનારા છે.

૭૫) અને જો અમે તેમના પર દયા કરીએ અને તેમની તકલીફોને દૂર કરી દઇએ, તો આ લોકો તો પોતાના વિદ્રોહમાં અડગ રહી વધારે પથભ્રષ્ટ થવા લાગ્યા.

૭૬) અને અમે તે લોકોની પકડ યાતના દ્વારા કરી, તો પણ આ લોકો પોતાના પાલનહાર સામે ન ઝૂક્યા અને ન તો આજીજી કરી.

૭૭) ત્યાં સુધી કે જ્યારે અમે તે લોકો માટે સખત યાતનાનો દ્વાર ખોલી નાખ્યો, તો તે જ સમયે તરત જ નિરાશ થઇ ગયા.

૭૮) તે અલ્લાહ છે, જેણે તમારા માટે કાન અને આંખો અને હૃદય બનાવ્યા, પરંતુ તમે ઘણો ઓછો આભાર માનો છો.

૭૯) અને તે (અલ્લાહ) જ છે, જેણે તમારું સર્જન કરી ધરતી પર ફેલાવી દીધા અને તેની જ તરફ તમે ભેગા કરવામાં આવશો.

૮૦) અને આ તે જ છે, જે જીવિત કરે છે અને મૃત્યુ આપે છે. અને રાત-દિવસની ફેરબદલીનો વ્યવસ્થાપક તે જ છે, શું તમે સમજતા નથી ?

૮૧) પરંતુ તે લોકોએ પણ આવી જ વાત કરી, જે પહેલાના લોકો કહેતા આવ્યા છે.

૮૨) કે શું જ્યારે અમે મૃત્યુ પામી માટી અને હાડકા થઇ જઇશું, શું તો પણ અમને ઉઠાવવામાં આવશે ?

૮૩) અમને અને અમારા પૂર્વજોને પહેલાથી જ આ વચન આપવામાં આવી રહ્યું છે, કંઇ નહીં, આ તો આગળના લોકોની વાર્તાઓ છે.

૮૪) પૂછો તો ખરા કે ધરતી અને તેની બધી વસ્તુઓ કોની છે ? જણાવો જો જાણતા હોય તો ?

૮૫) તરત જ જવાબ આપશે કે “અલ્લાહ”. કહી દો કે પછી તમે શિખામણ કેમ પ્રાપ્ત નથી કરતા.

૮૬) પૂછો તો ખરા કે સાત આકાશો અને ઘણા જ ઉચ્ચ, પ્રતિષ્ઠિત અર્શનો માલિક કોણ છે ?

૮૭) તે લોકો જવાબ આપશે કે “અલ્લાહ” જ છે, કહી દો કે પછી તમે કેમ નથી ડરતા?

૮૮) સવાલ કરો કે દરેક વસ્તુનો અધિકાર કોના હાથમાં છે ? જે શરણ આપે છે અને જેની વિરુદ્ધ કોઈ શરણ આપનાર નથી. જો તમે જાણતા હોય તો જણાવો ?

૮૯) આ જ જવાબ આપશે કે “અલ્લાહ” જ છે, કહી દો કે પછી તમારા પર ક્યાંથી જાદુ કરી દેવામાં આવે છે ?

૯૦) સત્યતો એ છે કે અમે તેમની સમક્ષ સત્ય વાત પહોંચાડી દીધી અને આ લોકો ખરેખર જૂઠા છે.

૯૧) ન તો અલ્લાહએ કોઈને દીકરો બનાવ્યો અને ન તો તેની સાથે કોઈ પૂજ્ય છે, નહિતો દરેક પૂજ્ય પોતાના સર્જનને લઇને ફરતો અને દરેક એકબીજા પર ચઢી બેસતા, જે ગુણો આ લોકો જણાવી રહ્યા છે, તેનાથી અલ્લાહ પવિત્ર છે.

૯૨) તે હાજર અને અદૃશ્ય બન્નેને જાણે છે અને જે શિર્ક આ લોકો કરી રહ્યા છે, તેનાથી તે પવિત્ર છે.

૯૩) તમે દુઆ કરો, હે મારા પાલનહાર ! તું મને તે જણાવ, જેનું વચન તે લોકોને કરવામાં આવી રહ્યું છે,

૯૪) હે મારા પાલનહાર ! તું મને તે અત્યાચારીઓના જૂથમાં ન કરીશ.

૯૫) અમે જે કંઇ વચન તેમને આપી રહ્યા છીએ, તે બધું જ તમને બતાવી દેવા  ખરેખર સક્ષમ છીએ.

૯૬) દુષ્કર્મને તે રીતે દૂર કરો, જે ખરેખર શ્રેષ્ઠ રીત હોય, જે કંઇ આ લોકો વાતો કરી રહ્યા છે, તેને અમે સારી રીતે જાણીએ છીએ.

૯૭) અને દુઆ કરો કે, હે મારા પાલનહાર ! હું શેતાનના વસવસાથી તારું શરણ ઇચ્છું છું.

૯૮) અને હે પાલનહાર ! હું તારા શરણમાં આવું છું કે તે (શેતાન) મારી પાસે આવી જાય.

૯૯) ત્યાં સુધી કે જ્યારે તેમના માંથી કોઈનું મૃત્યુ આવી પહોંચે છે, તો કહે છે હે મારા પાલનહાર ! મને પાછો (દુનિયામાં) મોકલી દે.

૧૦૦) કે પોતાની છોડેલી દુનિયામાં જઇ સત્કાર્યો કરી લઉં, આવું ક્યારેય નહીં થાય આ તો ફક્ત એક વાત છે, જે આ લોકો કહી રહ્યા છે, તેમની પાછળ તો એક પડદો છે, તેમના બીજી વખત જીવિત થવા સુધી.

૧૦૧) બસ ! જ્યારે સૂર ફૂંકી દેવામાં આવશે, તે દિવસે ન તો સંબંધો રહેશે, ન એક-બીજાની વાતચીત.

૧૦૨) જેમના ત્રાજવાનું પલડું ભારે હશે, તે સફળ થનારા હશે.

૧૦૩) અને જે લોકોના ત્રાજવાનું પલડું હલકું થઇ ગયું, આ તે લોકો છે, જેમણે પોતાનું નુકસાન પોતે જ કરી લીધું. જે હંમેશા માટે જહન્નમવાળા થયા.

૧૦૪) તેમના મોઢાઓ પર આગ સળગતી રહેશે અને ત્યાં તેમના ચહેરા ખરાબ થઇ જશે.

૧૦૫) શું મારી આયતો તમારી સમક્ષ પઢવામાં નહતી આવતી ? તો પણ તમે તેને જુઠલાવતા હતાં.

૧૦૬) કહેશે કે હે પાલનહાર ! અમારી ખરાબી અમારા પર છવાઇ ગઇ, (ખરેખર) અમે પથભ્રષ્ટ જ હતાં.

૧૦૭) હે અમારા પાલનહાર ! અમને અહીંયાથી છૂટકારો આપ, જો હજુ પણ અમે આવું જ કરીએ તો, નિ:શંક અમે અત્યાચારી છે.

૧૦૮) અલ્લાહ તઆલા કહેશે કે ધૃત્કારેલા અહીંયા જ પડ્યા રહો અને મારી સાથે વાત ન કરો.

૧૦૯) મારા બંદાઓનું એક જૂથ હતું, જે સતત એવું કહેતા રહ્યા કે હે અમારા પાલનહાર ! અમે ઈમાન લાવી ચૂક્યા, તું અમને માફ કરી દે. અને અમારા પર દયા કર, તું દરેક દયાવાન લોકોથી સૌથી વધુ દયાળુ છે.

૧૧૦) (પરંતુ) તમે તેની મશ્કરી જ કરતા રહ્યા, ત્યાં સુધી કે તમે મને ભૂલી ગયા અને તમે તેની સાથે મશ્કરી જ કરતા રહ્યા.

૧૧૧) મેં આજે તેમને તેમની ધીરજનો બદલો આપી દીધો છે કે તેઓ છેવટે સફળ થઇ ગયા.

૧૧૨) અલ્લાહ તઆલા પૂછશે કે તમે ધરતી પર વર્ષની ગણતરી પ્રમાણે કેટ્લું રહ્યા ?

૧૧૩) તેઓ કહેશે કે એક દિવસ અથવા એક દિવસ કરતા પણ ઓછું, ગણતરી કરનારાઓને પણ પૂછી લો.

૧૧૪) અલ્લાહ તઆલા કહેશે કે ખરેખર તમે ત્યાં ઘણું જ ઓછું રહ્યા છો, હે કાશ ! તમે આને પહેલાથી જ જાણી લેતા.

૧૧૫) શું તમે એવું માનો છો કે અમે તમારું સર્જન અમસ્તા જ કર્યું છે. અને એ કે તમે અમારી તરફ પાછા ફેરવવામાં જ નહીં આવો.

૧૧૬) અલ્લાહ તઆલા સાચો બાદશાહ છે, તે ઘણો જ ઉચ્ચ છે, તેના સિવાય કોઈ પૂજ્ય નથી, તે જ પ્રતિષ્ઠિત, અર્શનો માલિક છે.

૧૧૭) જે વ્યક્તિ અલ્લાહ સાથે કોઈ બીજા પૂજ્યને પોકારે, જેનો કોઈ પુરાવો તેમની પાસે નથી, બસ ! તેનો હિસાબ તો તેના પાલનહાર પાસે જ છે, નિ:શંક ઇન્કાર કરનારાઓને છૂટકારો નહીં મળે.

૧૧૮) અને કહી દો કે હે મારા પાલનહાર ! તું મને માફ કરી દે અને મારા પર દયા કર અને તું સૌ દયાવાન કરતા વધુ દયાળુ છે.






અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧) આ છે તે સૂરહ, જે અમે અવતરિત કરી અને નક્કી કરી દીધી છે અને જેમાં અમે સ્પષ્ટ આયતો અવતરિત કરી છે જેથી તમે યાદ રાખો.

૨) વ્યાભિચારી સ્ત્રી અને પુરુષ બન્નેને સો કોરડા મારો, અલ્લાહએ બતાવેલ રીતે તેમના ઉપર હદ (સજા) લાગુ કરતા તમને ક્યારેય દયા ન આવવી જોઇએ. જો તમે અલ્લાહ અને કયામતના દિવસ પર ઈમાન ધરાવતા હોવ. તેમની સજાના સમયે મુસલમાનોનું એક જૂથ હાજર હોવું જોઇએ.

૩) વ્યાભિચારી પુરુષ, વ્યાભિચારી સ્ત્રી અથવા મુશરિક સ્ત્રી સિવાય કોઈની સાથે લગ્ન નથી કરતો અને વ્યાભિચારી સ્ત્રી પણ વ્યાભિચારી અને મુશરિક પુરુષ સિવાય કોઈની સાથે લગ્ન નથી કરતી અને ઈમાનવાળાઓ પર આ હરામ કરી દેવામાં આવ્યું છે.

૪) જે લોકો પવિત્ર સ્ત્રી ઉપર વ્યાભિચારનો આરોપ લગાવે, પછી ચાર સાક્ષી ન લાવી શકે તો, તેમને ઍંસી કોરડા મારો અને ક્યારેય તેમની સાક્ષી ન સ્વીકારો, આ વિદ્રોહી લોકો છે.

૫) ત્યાર પછી જે લોકો તૌબા અને સુધારો કરી લે તો અલ્લાહ તઆલા માફ કરનાર અને દયાળુ છે.

૬) જે લોકો પોતાની પત્નીઓ પર વ્યાભિચારનો આરોપ લગાવે અને તેમની પાસે તેમના પોતાના સિવાય બીજો કોઈ સાક્ષી ન હોય, તો આવા લોકો માંથી દરેકની સાક્ષી એ છે કે ચાર વખત અલ્લાહના નામની સોગંદ લઇને કહે કે તે સાચા લોકો માંથી છે.

૭) અને પાંચમી વખતે કહે કે તેના પર અલ્લાહની ફિટકાર થાય જો તે જુઠા લોકો માંથી હોય.

૮) અને તે સ્ત્રી પરથી સજા એવી રીતે દૂર થઇ શકે છે કે તે ચાર વખત અલ્લાહના નામની સોગંદ લઇને કહે કે ખરેખર તેનો પતિ જુઠ્ઠા લોકો માંથી છે.

૯) અને પાંચમી વખત કહે કે તેના પર અલ્લાહ તઆલાની ફિટકાર ઉતરે, જો તેનો પતિ સાચા લોકો માંથી હોય.

૧૦) જો અલ્લાહ તઆલાની કૃપા અને દયા તમારા પર ન હોત, (તો તમારા માટે તકલીફ આવતી) અને અલ્લાહ તઆલા તૌબા કબૂલ કરનાર, હિકમતવાળો છે.

૧૧) જે લોકો આ ઘણો જ મોટો આરોપ લગાવી રહ્યા છે, આ પણ તમારા માંથી એક જૂથ છે, તમે તેને પોતાના માટે ખરાબ ન સમજો, પરંતુ આ તો તમારા માટે સારૂં છે, હાં તેમના માંથી દરેક વ્યક્તિ પર એટલું પાપ છે, જે તેણે કર્યું છે અને તેમના માંથી જેણે તેમાં મોટો ભાગ ભજવ્યો છે, તેના માટે યાતના પણ ખૂબ મોટી છે.

૧૨) આ (વાતને) સાંભળતા જ ઈમાનવાળા પુરુષ અને સ્ત્રીઓએ પોતે સારો વિચાર કેમ ન કર્યો ? અને કેમ એવું ન કહી દીધું કે આ તો સ્પષ્ટ આરોપ છે.

૧૩) તેઓ આના પર ચાર સાક્ષી કેમ ન લાવ્યા ? અને જ્યારે સાક્ષી ન લાવી શક્યા તો આ આરોપ લગાવનાર અલ્લાહની સમક્ષ ફક્ત જુઠ્ઠા છે.

૧૪) જો અલ્લાહ તઆલાની કૃપા અને દયા તમારા પર દુનિયા અને આખેરતમાં ન હોત તો, નિ:શંક જે વાતની ચર્ચા તમે કરી રહ્યા હતાં, આ બાબતે તમને ઘણી જ મોટી યાતના પહોંચી હોત.

૧૫) જ્યારે તમે આ વાત એકબીજા સાથે કરી રહ્યા હતાં અને પોતાના મોઢા દ્વારા તે વાત કરવા લાગ્યા, જેના વિશે તમે કંઇ પણ જાણતા ન હતાં, જેથી તમે આને હળવી વાત સમજતા હતાં, પરંતુ અલ્લાહની નજીક તે ઘણી મોટી વાત હતી.

૧૬) તમે આવી વાત સાંભળતાજ એવું કેમ ન કહ્યું કે, આપણે આવી વાત મોઢા માંથી કાઢવી પણ ન જોઇએ, હે અલ્લાહ ! તુ પવિત્ર છે, આ તો મોટો આરોપ છે.

૧૭) અલ્લાહ તઆલા તમને શિખામણ આપે છે કે, ક્યારેય આવું કામ ન કરશો, જો તમે સાચા ઈમાનવાળા હોય.

૧૮) અલ્લાહ તઆલા તમારી સમક્ષ પોતાની આયતોનું વર્ણન કરી રહ્યો છે અને અલ્લાહ તઆલા જ્ઞાન અને હિકમતવાળો છે.

૧૯) જે લોકો મુસલમાનોમાં અશ્લીલ કાર્ય ફેલાવવાની ઇચ્છા ધરાવતા હોય છે, તેમના માટે દુનિયા અને આખેરતમાં દુ:ખદાયી યાતના છે, અલ્લાહ બધું જ જાણે છે અને તમે કંઇ પણ નથી જાણતા.

૨૦) જો તમારા પર અલ્લાહની કૃપા અને દયા તમારા પર ન હોત તો અને આ પણ કે અલ્લાહ તઆલા ઘણો જ દયાળુ છે. (તો તમારા પર પ્રકોપ આવી પહોંચતો).

૨૧) ઈમાનવાળાઓ ! શેતાનના માર્ગ પર ન ચાલો, જે વ્યક્તિ શેતાનના માર્ગનું અનુસરણ કરે તો, તે વિદ્રોહ અને દુષ્કર્મોનો જ આદેશ આપશે અને અલ્લાહ તઆલાની કૃપા અને દયા ન હોત તો તમારા માંથી કોઈ પણ, ક્યારેય પવિત્ર ન થાત, પરંતુ અલ્લાહ તઆલા જેને ઇચ્છે તેને પવિત્ર કરી દે છે અને અલ્લાહ બધું સાંભળનાર-જાણનાર છે.

૨૨) તમારા માંથી જે લોકો ખુશહાલ, ધનવાન છે, તે લોકોએ પોતાના સગા-સંબંધીઓ અને લાચારો અને હિજરત કરનાર લોકોને અલ્લાહના માર્ગમાં દાન ન આપવાના સોગંદ ન ખાવા જોઇએ, પરંતુ માફ કરી દેવું જોઇએ અને દરગુજર કરી લેવું જોઇએ, શું તમે ઇચ્છતા નથી કે અલ્લાહ તઆલા તમારા પાપોને માફ કરી દે? અલ્લાહ પાપોને માફ કરવાવાળો, દયાળુ છે.

૨૩) જે લોકો પવિત્ર, ભોળી ઈમાનવાળી સ્ત્રીઓ પર આરોપ લગાવે છે,

તેમના પર દુનિયા અને આખેરતમાં ફિટકાર છે અને તેમના માટે ઘણી જ કઠોર યાતના છે.

૨૪) જ્યારે તેમની વિરુદ્ધ તેમની જીભ અને તેમના હાથ-પગ તેમના કાર્યોની સાક્ષી આપશે.

૨૫) તે દિવસે અલ્લાહ તઆલા તેમને પૂરેપૂરો બદલો, સત્ય અને ન્યાયપૂર્વક આપશે. અને તેઓ જાણી લેશે કે અલ્લાહ તઆલા જ સત્ય છે. (અને તે જ) જાહેર કરવાવાળો છે.

૨૬) ખરાબ સ્ત્રી, ખરાબ પુરુષો માટે છે અને ખરાબ પુરુષ ખરાબ સ્ત્રીઓ માટે છે અને પવિત્ર સ્ત્રી પવિત્ર પુરુષ માટે છે અને પવિત્ર પુરુષ પવિત્ર સ્ત્રીઓ માટે છે. આવા પવિત્ર લોકો વિશે જે કંઇ બકવાસ કરે છે, તેઓ તેનાથી તદ્દન અળગા છે, તેમના માટે માફી છે અને ઇજ્જતવાળી રોજી.

૨૭) હે ઈમાનવાળાઓ ! પોતાના ઘરો સિવાય બીજાના ઘરોમાં ન જાઓ ત્યાં સુધી કે પરવાનગી ન લઇ લો અને ત્યાંના રહેવાસીને સલામ ન કરી લો, આવું જ તમારા માટે શ્રેષ્ઠ છે, જેથી તમે શિખામણ પ્રાપ્ત કરો.

૨૮) જો ત્યાં તમને કોઈ ન મળે તો, પછી પરવાનગી વગર અંદર ન જાઓ અને જો તમને પાછા ફરવાનું કહેવામાં આવે તો તમે પાછા ફરી જાઓ, આ જ વાત તમારા માટે પવિત્ર છે, જે કંઇ તમે કરી રહ્યા છો તેને અલ્લાહ ખૂબ સારી રીતે જાણે છે.

૨૯) હાં, વેરાન ઘરોમાં, જ્યાં તમારા જવા માટે કોઈ કારણ અથવા ફાયદો છે. ત્યાં જવામાં કોઈ ગુનો નથી, તમે જે કંઇ પણ જાહેર કરો છો અને છુપાવો છો, અલ્લાહ તઆલા બધું જ જાણે છે.

30) મુસલમાન પુરુષોને કહો કે પોતાની નજર નીચી રાખે અને પોતાના ગુપ્તાંગની સુરક્ષા કરે. આ જ તેમના માટે પવિત્ર છે. લોકો જે કંઇ પણ કરે છે, અલ્લાહ તઆલા બધું જ જાણે છે.

૩૧) મુસલમાન સ્ત્રીઓને કહો કે તેઓ પણ પોતાની નજર નીચી રાખે અને પોતાની ઇજ્જતમાં ફરક ન આવવા દે અને પોતાના શણગારને જાહેર ન કરે. સિવાય તે (અંગો), જે જાહેર છે અને પોતાની (છાતી, ખભો, વગેરે..) પર પોતાનો દુપટ્ટો ઓઢેલો રાખે અને પોતાના શણગારને બીજા કોઈની સામે જાહેર ન કરે. સિવાય પોતાના પતિઓ, અથવા પોતાના પિતા, અથવા પોતાના સસરા સામે, અથવા પોતાના બાળકો, અથવા પોતાના પતિના દીકરાઓ સામે, અથવા પોતાના ભાઇઓની સામે, અથવા પોતાના ભત્રીજા સામે, અથવા પોતાના ભાણિયા સામે, અથવા પોતાની પરિચિત સ્ત્રીઓ સામે, અથવા દાસ સામે, અથવા એવા નોકર સામે, જેમને સ્ત્રીઓ પ્રત્યે કંઇ પણ આકર્ષણ ન હોય, અથવા એવા બાળકોની સામે જેઓ સ્ત્રીઓની અંગતની વાતોથી અજાણ છે, અને જોર જોરથી પગ પછાડીને ન ચાલે, કે તેમનો છુપો શણગાર જાહેર થઇ જાય, હે મુસલમાનો ! તમે સૌ અલ્લાહની સામે તૌબા કરો, જેથી તમને છૂટકારો મળે.

૩૨) તમારા માંથી જે પુરુષ તથા સ્ત્રીએ લગ્ન ન કર્યા હોય તેઓના લગ્ન કરાવી દો અને પોતાના સદાચારી દાસ અને દાસીઓના પણ, જો તેઓ ગરીબ પણ હશે, તો અલ્લાહ તઆલા તેઓને પોતાની કૃપા વડે ધનવાન બનાવી દેશે, અલ્લાહ તઆલા સર્વગ્રાહી અને જ્ઞાનવાળો છે.

૩૩) અને તે લોકોએ પવિત્ર રહેવું જોઇએ જેઓ લગ્ન કરવાની તાકાત ન ધરાવતા હોય, ત્યાં સુધી કે અલ્લાહ તઆલા પોતાની કૃપા વડે તેમને ધનવાન બનાવી દે, તમારા દાસો માંથી જે તમને કંઇક આપી, આઝાદ થવા માટે લખાણ કરાવવા ઇચ્છતો હોય તો તમે તેમને લખાણ આપી દો, જો તમને તેઓમાં કોઈ ભલાઇ દેખાતી હોય અને અલ્લાહએ જે ધન તમને આપી રાખ્યું છે તેમાંથી તેમને પણ આપો, તમારી જે દાસીઓ પવિત્ર રહેવા ઇચ્છતી હોય તેમને દુનિયાના જીવનના લાભ માટે ખરાબ કૃત્ય કરવા પર બળજબરી ન કરો અને જે

કોઈ તેમને લાચાર કરે તો અલ્લાહ તઆલા તેમના પર અત્યાચાર થયા પછી માફ કરનાર અને દયા કરનાર છે.

૩૪) અમે તમારી તરફ સ્પષ્ટ અને પ્રકાશિત આયતો અવતરિત કરી દીધી અને તે લોકોની કથાઓનું વર્ણન પણ, જે તમારા કરતા પહેલા થઇ ચુકી છે અને ડરવાવાળાઓ માટે શિખામણ છે.

૩૫) અલ્લાહ નૂર છે આકાશો અને ધરતીનું, તેના નૂરનું ઉદાહરણ એક તખ્તીમાં મુકેલા દીવા જેવું, અને દીવો એક ફાનસમાં હોય, અને ફાનસ ચમકતા તારા જેવું હોય, તે દીવો એક બરકતવાળા ઝૈતુનના તેલથી સળગાવેલો હોય, જે વૃક્ષ ન પૂર્વ તરફ હોય અને ન તો પશ્ચિમ તરફ, તેલ પોતે જ પ્રકાશ આપવા લાગે, ભલેને તેને આંચ ન લાગે, નૂર પર નૂર છે, અલ્લાહ તઆલા જેને ઇચ્છે પોતાના નૂર તરફ માર્ગદર્શન આપે છે. લોકોને આ ઉદાહરણો અલ્લાહ તઆલા આપી રહ્યો છે અને અલ્લાહ તઆલા દરેક વસ્તુની સ્થિતિને ખૂબ સારી રીતે જાણે છે.

૩૬) તે ઘરોમાં, જે ઘરોને ઉચ્ચ કરવા અને જે ઘરોમાં પોતાના નામના સ્મરણ માટે અલ્લાહએ આદેશ આપ્યો છે, ત્યાં સવાર-સાંજ અલ્લાહ તઆલાના નામનું સ્મરણ કરે છે.

૩૭) આવા લોકો, જેમને વેપાર-ધંધો અને લે-વેચ, અલ્લાહના સ્મરણથી અને નમાઝ કાયમ પઢવાથી અને ઝકાત આપવાથી વંચીત નથી રાખતી, તે લોકો, તે દિવસથી ડરે છે જે દિવસે ઘણા હૃદય અને ઘણી આંખો પથરાઇ જશે.

૩૮) તે નિશ્ચય સાથે કે અલ્લાહ તેમને તેમના કર્મોનો શ્રેષ્ઠ બદલો આપે, જો કે પોતાની કૃપાથી વધુ આપે, અલ્લાહ તઆલા જેને ઇચ્છે, તેને ઘણી રોજી આપે છે.

૩૯) અને ઇન્કાર કરનારાઓના કર્મો તે ચળકતી રેતી જેવા છે, જે સપાટ

મેદાનમાં હોય જેને તરસ્યો વ્યક્તિ દૂરથી પાણી સમજે છે, પરંતુ જ્યારે તેની નજીક પહોંચે છે તો ત્યાં કંઇ પણ નથી પામતો, હાં અલ્લાહને પોતાની પાસે પામે છે, જે તેને સંપૂર્ણ બદલો આપી દે છે, અલ્લાહ નજીક માંજ હિસાબ લેવાનો છે.

૪૦) અથવા તે અંધકાર જેવું, જે અત્યંત ઊંડા સમુદ્રમાં હોય, જેને ઉપરના મોજાઓએ ઢાંકી દીધો હોય, પછી ઉપરથી વાદળો છવાઇ ગયા હોય, છેવટે અંધારું છે, જે ઉપર નીચે હોય છે, કે જ્યારે પોતાનો હાથ કાઢે તો તે હાથને પણ ન જોઇ શકે અને (વાત એવી છે કે) જેને અલ્લાહ તઆલા જ નૂર ન આપે, તેની પાસે કોઈ પ્રકાશ નથી.

૪૧) શું તમે નથી જોયું કે આકાશ અને ધરતીના દરેક સર્જન અને પાંખો ફેલાવી ઉડનારા દરેક પંખીઓ, અલ્લાહની યાદમાં વ્યસ્ત છે, દરેકની નમાઝ અને યાદ કરવાની પદ્ધતિને તે જાણે છે, લોકો જે કંઇ કરે છે તેને અલ્લાહ ખૂબ સારી રીતે જાણે છે.

૪૨) ધરતી અને આકાશની બાદશાહત અલ્લાહની જ છે અને અલ્લાહ તરફ જ પાછા ફરવાનું છે.

૪૩) શું તમે નથી જોયું કે અલ્લાહ તઆલા વાદળોને ચલાવે છે, પછી તેમને ભેગા કરે છે, પછી તેમને ઉપર-નીચે કરી દે છે, પછી તમે જુઓ છો કે તેમની વચ્ચેથી વરસાદ પડે છે, તે જ આકાશ માંથી બરફના પર્વત દ્વારા બરફ વરસાવે છે, પછી જ્યાં ઇચ્છે ત્યાં વરસાવે અને જ્યાંથી ઇચ્છે ત્યાંથી હટાવી દે, વાદળોના કારણે થતી વીજળીની ચમક એવી હોય છે કે જાણે આંખોનો પ્રકાશ લઇ લીધો,

૪૪) અલ્લાહ તઆલા જ દિવસ અને રાતને બદલે છે, જોનારાઓ માટે આમાં ખરેખર મોટી મોટી નિશાનીઓ છે.

૪૫) દરેક ચાલનારા સજીવોનું સર્જન અલ્લાહ તઆલાએ જ પાણી વડે કર્યું, તેમાંથી કેટલાક તો પોતાના પેટ વડે ચાલે છે, કેટલાક બે પગે

ચાલે છે, કેટલાક ચાર પગે ચાલે છે, અલ્લાહ તઆલા જે ઇચ્છે છે તેનું સર્જન કરે છે, નિ:શંક અલ્લાહ તઆલા દરેક વસ્તુ પર શક્તિ ધરાવે છે.

૪૬) નિ:શંક અમે સ્પષ્ટ અને જાહેર આયતો અવતરિત કરી દીધી છે, અલ્લાહ તઆલા જેને ઇચ્છે, સત્ય માર્ગ બતાવી દે છે.

૪૭) અને કહે છે કે અમે અલ્લાહ તઆલા અને પયગંબર પર ઈમાન લાવ્યા અને આજ્ઞાકારી બની ગયા, તેમના માંથી એક જૂથ ત્યાર પછી પણ ફરી જાય છે, આ ઈમાનવાળા છે (જ) નહીં.

૪૮) જ્યારે તેમને તે વાત તરફ બોલાવવામાં આવે છે, કે અલ્લાહ અને તેનો પયગંબર તેમના ઝઘડાઓનો ફેંસલો કરી દે તો પણ, તેમનું એક જૂથ મોઢું ફેરવનારા બની જાય છે.

૪૯) હાં, જો તેમની તરફ સત્ય પહોંચતું હોત તો આજ્ઞાકારી બની, તેની તરફ ચાલી આવે છે.

૫૦) શું તેમના હૃદયોમાં રોગ છે, અથવા આ લોકો શંકામાં પડેલા છે, અથવા તે લોકોને એ વાતનો ભય છે કે અલ્લાહ તઆલા અને તેનો પયંગબર તેમનો અધિકાર ન છિનવે, વાત એવી છે કે આ લોકો પોતે જ અત્યાચારી છે.

૫૧) ઈમાનવાળાઓની વાત તો એવી છે કે જ્યારે તેમને એટલા માટે બોલાવવામાં આવે છે કે અલ્લાહ અને તેનો પયંગબર તેમની વચ્ચે ફેંસલો કરી દે, તો તેઓ કહે છે કે અમે સાંભળ્યું અને માની લીધું, આવા જ લોકો સફળ થનારા છે.

૫૨) જે પણ અલ્લાહ તઆલાની અને તેના પયગંબરની આજ્ઞાનું પાલન કરશે, અલ્લાહના ગુસ્સા-નારાજગીથી અને તેની યાતનાથી ડરતા રહેશે, તે જ લોકો છૂટકારો પામશે.

૫૩) ભારપૂર્વક અલ્લાહના નામની સોગંદો લઇને કહે છે કે તમારો આદેશ

આવતા જ નીકળી જઇશું, કહી દો કે બસ ! સોગંદો ન ખાઓ, (તમારી) આજ્ઞા પાલન (ની સત્યતા)ની જાણ છે, જે કંઇ તમે કરી રહ્યા છો અલ્લાહ તઆલા તેને જાણે છે.

૫૪) કહી દો કે અલ્લાહનો આદેશ માનો, અલ્લાહના પયગંબરની આજ્ઞાનું પાલન કરો, તો પણ જો તમે અવજ્ઞા કરી તો, પયગંબરની જવાબદારી તો ફક્ત તે જ છે, જે તેના માટે જરૂરી કરી દેવામાં આવ્યું છે અને તમારા પર તેની જવાબદારી છે જે તમારા પર મુકવામાં આવી છે, સત્ય માર્ગદર્શન તો તમને ત્યારે જ મળશે જ્યારે તમે પયગંબરની આજ્ઞાનું પાલન કરશો, સાંભળો ! પયગંબરની જવાબદારીમાં તો ફક્ત સ્પષ્ટ રીતે પહોંચાડી દેવાનું કાર્ય છે.

૫૫) તમારા માંથી તે લોકો, જેઓ ઈમાન લાવ્યા છે અને સત્કાર્યો કર્યા છે, અલ્લાહ તઆલા વચન આપી ચૂક્યો છે કે તેમને જરૂર ધરતીમાં નાયબ (સરદાર) બનાવશે, જેવી રીતે કે તે લોકોને નાયબ બનાવ્યા હતાં, જેઓ તેમના કરતા પહેલા હતાં અને ખરેખર તેમના માટે તે દીનને મજબૂત કરી દેશે, જે દીન તેમના માટે તેણે પસંદ કર્યો છે. અને તેમના ભયને શાંતિમાં બદલી નાખશે, તેઓ મારી બંદગી કરશે, મારી સાથે કોઈને ભાગીદાર નહીં ઠેરવે, ત્યાર પછી પણ જે લોકો કૃતઘ્ની અને ઇન્કાર કરનારા બને, તે ખરેખર વિદ્રોહી છે.

૫૬) નમાઝ કાયમ પઢતા રહો, ઝકાત આપતા રહો અને અલ્લાહના પયગંબરની આજ્ઞાનું પાલન કરતા રહો, જેથી તમારા પર દયા કરવામાં આવે.

૫૭) એવો વિચાર તમે ક્યારેય ન કરશો કે ઇન્કાર કરનાર લોકો અમને ધરતી પર હરાવી દેશે, તેમનું ખરું ઠેકાણું જહન્નમ છે, જે ખરેખર તદ્દન ખરાબ ઠેકાણું છે.

૫૮) ઈમાનવાળાઓ તમારા દાસોને અને તેમને પણ, જેઓ પુખ્તવયે ન પહોંચ્યા હોય, (પોતાના આવવાની) ત્રણ સમયે પરવાનગી માંગવી

જરૂરી છે, ફજરની નમાઝ પહેલા અને જોહરના સમયે જ્યારે તમે પોતાના વસ્ત્રો ઉતારી રાખો છો અને ઇશાની નમાઝ પછી, આ ત્રણેય સમય તમારા (એકાંત) અને અંગત છે, આ સમય સિવાય ન તો તમારા માટે કોઈ પાપ છે અને ન તો તેમના પર, તમે સૌ એક-બીજા પાસે, વધારે અવર-જવર કરો છો, અલ્લાહ આવી રીતે પોતાના સ્પષ્ટ આદેશો તમને કહી રહ્યો છે, અલ્લાહ તઆલા સંપૂર્ણ જ્ઞાનવાળો અને સંપૂર્ણ હિકમતવાળો છે.

૫૯) અને તમારા બાળકો (પણ) જ્યારે પુખ્તવયે પહોંચી જાય તો, જેવી રીતે તેમના આગળના લોકો પરવાનગી માંગે છે, તેમણે પણ પરવાનગી માંગીને આવવું જોઇએ, અલ્લાહ તઆલા તમારી સમક્ષ આવી જ રીતે આયતોનું વર્ણન કરે છે. અલ્લાહ તઆલા જ જ્ઞાની અને હિકમતવાળો છે.

૬૦) વૃદ્ધ સ્ત્રીઓ, જેમને લગ્નની આશા (જ) ન રહી હોય, તેઓ જો પોતાના વસ્ત્રો ઉતારી રાખે તો, તેમના પર કોઈ પાપ નથી, એ શરત કે તે પોતાનું શણગાર જાહેર કરવાવાળી ન હોય, જો કે તેણીઓ સુરક્ષિત રહે તો તેમના વધુ ઉત્તમ છે અને અલ્લાહ તઆલા સાંભળે અને જાણે છે.

૬૧) આંધળાઓ માટે, લંગડાઓ માટે, બિમાર વ્યક્તિ માટે અને તમારા માટે કોઈ વાંધો નથી કે તમે પોતાના ઘરો માંથી ખાઇ લો અથવા પોતાના પિતાના ઘરમાં અથવા પોતાની માતાના ઘરમાં, અથવા પોતાના ભાઇઓના ઘરમાં અથવા પોતાની બહેનોના ઘરમાં અથવા પોતાના કાકાઓના ઘરોમાં, અથવા પોતાની ફોઇઓના ઘરોમાં અથવા પોતાના મામાના ઘરોમાં અથવા પોતાની માસીઓના ઘરમાં, અથવા તે ઘરો માં જેમના માલિક તમે છો, અથવા પોતાના દોસ્તોના ઘરોમાં. તમારા માટે તેમાં પણ કોઈ પાપ નથી કે તમે સૌ સાથે બેસીને ખાવાનું ખાઓ, અથવા અલગ બેસીને, બસ ! જ્યારે તમે ઘરોમાં

પ્રવેશો તો પોતાના ઘરવાળાઓને સલામ કહો, તે ભલાઇની દુઆ છે, જે પવિત્ર છે, અલ્લાહ તઆલા તરફથી અવતરિત થયેલ છે, આવી જ રીતે અલ્લાહ તઆલા સ્પષ્ટ રીતે પોતાના આદેશોનું વર્ણન કરી રહ્યો છે, જેથી તમે સમજી લો.

૬૨) ઈમાનવાળાઓ તે જ છે, જેઓ અલ્લાહ તઆલા પર અને તેના પયગંબર પર ઈમાન રાખે છે અને એવી વાતમાં જેમાં લોકોને ભેગા થવાની જરૂર હોય છે, પયગંબર સાથે હોય છે, તો જ્યાં સુધી તમારી પાસે પરવાનગી ન લઇ લે ત્યાં સુધી ક્યાંય જતા નથી, જે લોકો આવા સમયે તમારી પાસે પરવાનગી માંગે છે, ખરેખર તે જ લોકો અલ્લાહ અને તેના પયગંબર પર ઈમાન લાવી ચૂક્યા છે, બસ ! જ્યારે આવા લોકો તમારી પાસે પોતાના કોઈ કામ બાબતે પરવાનગી માંગે તો, તમે તેમના માંથી જેને ઇચ્છો પરવાનગી આપી દો અને તેમના માટે અલ્લાહ તઆલા પાસે માફીની દુઆ માંગો, નિ:શંક અલ્લાહ માફ કરનાર, દયાળુ છે.

૬૩) તમે અલ્લાહ તઆલાના પયગંબરને બોલાવવા માટે એવી ભાષા ન વાપરો, જેવી રીતે અંદરોઅંદર એકબીજાને બોલાવવા માટે વાપરો છો, તમારા માંથી તે લોકોને અલ્લાહ ખૂબ સારી રીતે જાણે છે, જેઓ નજર બચાવી હળવેથી હટી જાય છે, સાંભળો ! જે લોકો પયગંબરના આદેશોનો વિરોધ કરે છે તેમણે ડરવું જોઇએ કે ક્યાંક તેમના પર જબરદસ્ત મુસીબત ન આવી પહોંચે અથવા તેમને દુ:ખદાયી યાતના ન પહોંચે.

૬૪) સચેત થઇ જાઓ કે આકાશ અને ધરતીમાં જે કંઇ પણ છે તે બધું જ અલ્લાહનું છે, જે માર્ગ પર તમે છો, તે તેને ખૂબ સારી રીતે જાણે છે અને જે દિવસે આ બધા તેની તરફ ફેરવવામાં આવશે, તે દિવસે તેમને તેમના કર્મોની જાણ કરી દેશે, અલ્લાહ તઆલા બધું જ જાણવાવાળો છે.






અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧) ઘણો જ બરકતવાળો છે, તે અલ્લાહ જેણે પોતાના બંદા પર ફુરકાન અવતરિત કર્યું, જેથી તે દરેક લોકો માટે સચેત કરનાર બની જાય.

૨) તે અલ્લાહની જ બાદશાહત છે આકાશો અને ધરતીમાં અને તેને કોઈ સંતાન નથી, ન તેની બાદશાહતમાં કોઈ તેનો ભાગીદાર છે અને દરેક વસ્તુનું સર્જન કરી એક યોગ્ય સમય નક્કી કરી દીધો છે.

૩) તે લોકોએ અલ્લાહ સિવાય જેમને પોતાના પૂજ્ય બનાવી રાખ્યા છે, તે કોઈ વસ્તુનું સર્જન નથી કરી શકતા, પરંતુ તેમનું સર્જન કરવામાં આવે છે, આ પૂજ્યો તો પોતાના ફાયદા અને નુકસાનનો પણ અધિકાર નથી ધરાવતા અને ન મૃત્યુ અને જીવનના અને ન તો ફરીવાર જીવિત થવા તેઓ સક્ષમ છે.

૪) અને ઇન્કાર કરનારાઓએ કહ્યું કે આ તો બસ તેનું ઘડી કાઢેલું જૂઠાણું છે, જેમાં બીજા લોકોએ પણ મદદ કરી છે, ખરેખર આ ઇન્કાર કરનારા ઘણો અત્યાચાર કરનાર અને જૂઠાણું બાંધનાર છે.

૫) અને એવું પણ કહ્યું કે આ તો આગળના લોકોની કથાઓ છે, જેને આ (પયગંબરે) લખાવી રાખ્યું છે, બસ ! તેને જ સવાર-સાંજ તેની સામે પઢયા કરે છે.

૬) કહી દો, કે આ (કુરઆન) ને તે અલ્લાહએ અવતરિત કર્યું છે, જે આકાશ અને ધરતીની દરેક છુપી વાતોને જાણે છે, ખરેખર તે માફ કરનાર, દયાળુ છે.

૭) અને તે લોકોએ કહ્યું કે આ કેવો પયગંબર છે ? કે જે ખાવાનું ખાય છે અને બજારોમાં હરેફરે છે. આની પાસે કોઈ ફરિશ્તો કેમ નથી આવતો ? કે તે પણ આનો સાથ આપી સચેત કરનારો બની જાય.

૮) અથવા આની પાસે કોઈ ખજાનો હોત, અથવા આનો કોઈ બગીચો હોત, જેમાંથી આ ભોજન લેતો અને તે અત્યાચારીઓએ કહ્યું કે તમે એવા વ્યક્તિની પાછળ લાગેલા છો, જેના પર જાદુ કરી દેવામાં આવ્યું છે.

૯) વિચારો તો ખરા, આ લોકો તમારા વિશે કેવી-કેવી વાતો કહી રહ્યા છે, બસ ! જેનાથી પોતે જ પથભ્રષ્ટ થઇ રહ્યા છે અને કોઈ પણ રીતે સત્ય માર્ગ પર નથી આવી શકતા.

૧૦) અલ્લાહ તઆલા એવો બરકતવાળો છે કે જો તે ઇચ્છે તો તમને એવા ઘણાં બગીચાઓ આપી દે, જે આ લોકોએ કહેલા બગીચાઓ કરતા પણ ઉત્તમ છે. જેની નીચે નહેરો વહી રહી છે અને તમને ઘણાં મહેલો પણ આપી દે.

૧૧) વાત એવી છે કે આ લોકો કયામતને જૂઠ સમજે છે અને કયામતના જુઠલાવનારાઓ માટે અમે ભડકેલી આગ તૈયાર કરી રાખી છે.

૧૨) જ્યારે તેઓ તેને દૂરથી જોશે, તો તેઓ તેના ગુસ્સાને અને તેના આવેશના અવાજને સાંભળી લેશે.

૧૩) અને જ્યારે આ લોકો જહન્નમની કોઈ સાંકળી જગ્યાએ ફેંકી દેવામાં આવશે, તો તેઓ ત્યાં પોતાના માટે મૃત્યુની ઇચ્છા કરશે.

૧૪) (તેમને કહેવામાં આવશે) આજે એક જ મૃત્યુને ન પોકારો, પરંતુ ઘણા મૃત્યુને પોકારો.

૧૫) તમે કહી દો કે શું આ ઉત્તમ છે ? અથવા તે હંમેશાવાળી જન્નત, જેનું વચન ડરવાવાળાઓને કરવામાં આવ્યું છે, જે તેમનો બદલો છે અને તેમની પાછા ફરવાની સાચી જગ્યા છે.

૧૬) તે જે ઇચ્છશે-તેમના માટે ત્યાં હાજર હશે, હંમેશા રહેવાવાળા, આ તો તમારા પાલનહારના શિરે વચન છે, જે પૂરું થવાનું જ છે.

૧૭) અને જે દિવસે અલ્લાહ તઆલા તેમને અને જેમને તેઓ અલ્લાહ સિવાય પૂજતા રહ્યા, તેમને ભેગા કરી પૂછશે, કે શું મારા આ બંદાઓને તેં પથભ્રષ્ટ કર્યા, અથવા આ લોકો પોતે જ માર્ગથી ભટકી ગયા.

૧૮) તે જવાબ આપશે કે તારી હસ્તી પવિત્ર છે, અમારા માટે આ યોગ્ય ન હતું કે તારા વગર કોઈને અમારી મદદ કરનારા બનાવીએ, વાત એવી છે કે તેં તેમને અને તેમના પૂર્વજોને સુખી જીવન આપ્યું, ત્યાં સુધી કે તેઓ શિખામણ ભૂલાવી બેઠા, આ લોકો નષ્ટ થવાના જ હતાં.

૧૯) તે લોકોએ તમને તમારી દરેક વાતોમાં જુઠલાવ્યા, હવે ન તો તમારામાં યાતનાને બદલવાની શક્તિ છે અને ન તો મદદ કરવાની, તમારા માંથી જે જે લોકોએ અત્યાચાર કર્યો છે, અમે તેને મોટી યાતનાનો સ્વાદ ચખાડીશું.

૨૦) અમે તમારા પહેલા જેટલા પયગંબર મોકલ્યા, સૌ ભોજન પણ કરતા હતાં અને બજારોમાં પણ હરતાં-ફરતાં હતાં અને અમે તમારા માંથી દરેકને એક-બીજા માટે કસોટીનું કારણ બનાવી દીધા, શું તમે ધીરજ રાખશો ? તમારો પાલનહાર બધું જ જોવાવાળો છે.

પારા ૧૯

૨૧) અને જે લોકોને અમારી મુલાકાતની આશા નથી, તેમણે કહ્યું કે અમારા માટે ફરિશ્તાઓને ઉતારવામાં કેમ નથી આવતા ? અથવા અમે અમારી આંખોથી અમારા પાલનહારને જોઇ લેતા, તે લોકો પોતાને જ મોટા સમજે છે અને ખૂબ જ વિદ્રોહ કરી રહ્યા છે.

૨૨) જે દિવસે આ લોકો ફરિશ્તાઓને જોઇ લેશે, તે દિવસે તે અપરાધીઓને કોઈ ખુશી નહીં થાય અને કહેશે અમને અળગા કરી દેવામાં આવ્યા.

૨૩) અને તે લોકોએ જે જે કર્મો કર્યા હશે, અમે તે કર્મોને તેમના માટે ઉડનારી માટીના કણો જેવા કરી દીધા.

૨૪) હાં, તે દિવસે જન્નતી લોકોનું ઠેકાણું શ્રેષ્ઠ હશે અને રહેવાની જગ્યા પણ ઉત્તમ હશે.

૨૫) અને જે દિવસે આકાશ વાદળો સાથે ફાટી જશે અને ફરિશ્તાઓને સતત ઉતારવામાં આવશે,

૨૬) તે દિવસે સાચી બાદશાહત ફક્ત રહમાન (અલ્લાહ)ની જ હશે અને તે દિવસ ઇન્કાર કરનારાઓ માટે ઘણો જ ભારે હશે.

૨૭) અને તે દિવસે અત્યાચારી પોતાના હાથોને ચાવીને કહેશે, કાશ ! હું આપ સ.અ.વ.ના માર્ગે ચાલ્યો હોત.

૨૮) અફસોસ ! કાશ કે મેં ફલાણાને મિત્ર ન બનાવ્યો હોત.

૨૯) તેણે તો મને મારી પાસે શિખામણ આવ્યા પછી પથભ્રષ્ટ કરી દીધો અને શેતાન માનવીને દગો આપનાર છે.

30) અને પયગંબર કહેશે, કે હે મારા પાલનહાર ! નિ:શંક મારી કોમના લોકોએ આ કુરઆનને છોડી દીધું હતું.

૩૧) અને આવી જ રીતે અમે દરેક પયગંબરના શત્રુ થોડાંક અપરાધીઓને બનાવી દીધા છે. અને તારો પાલનહાર જ માર્ગદર્શન આપનાર અને મદદ કરવા માટે પૂરતો છે.

૩૨) અને ઇન્કાર કરનારાઓએ કહ્યું, કે આ પયગંબર પર સંપૂર્ણ કુરઆન એક સાથે જ ઉતારવામાં કેમ ન આવ્યું ? આવી જ રીતે અમે (થોડુંક થોડુંક કરી) અવતરિત કર્યું, જેથી આના વડે અમે તમારા હૃદયને મજબૂત રાખીએ. અમે આ કુરઆનને થોડુંક થોડુંક જ અવતરિત કર્યું છે.

૩૩) આ લોકો તમારી પાસે જે પણ ઉદાહરણ લાવશે, અમે તેનો સાચો જવાબ અને ઉત્તમ ઉકેલ તમને બતાવી દઇશું.

૩૪) જે લોકો ઊંધા મોઢે જહન્નમમાં ભેગા કરવામાં આવશે, તે જ ખરાબ ઠેકાણાવાળા અને પથભ્રષ્ટ લોકો છે.

૩૫) અને નિ:શંક અમે મૂસા અ.સ.ને કિતાબ આપી અને તેમની સાથે તેમના ભાઇ હારૂનને તેમના નાયબ બનાવી દીધા.

૩૬) અને કહી દીધું કે તમે બન્ને તે લોકો તરફ જાઓ, જે અમારી આયતોને જુઠલાવે છે, પછી અમે તેઓને કંગાળ કરી દીધા.

૩૭) અને નૂહની કૌમે પણ જ્યારે પયગંબરને જુઠલાવ્યા તો, અમે તેમને ડુબાડી દીધા અને લોકો માટે તેમને શિખામણનું કારણ બનાવી દીધા. અને અમે અત્યાચારીઓ માટે દુ:ખદાયી યાતના તૈયાર કરી રાખી છે.

૩૮) અને આદ, ષમૂદ અને કુવાવાળાઓને અને તેમની વચ્ચે ઘણા સમૂદાયોને (નષ્ટ કરી દીધા).

૩૯) અને અમે તેમને ઉદાહરણો આપ્યા, પછી દરેકને નષ્ટ કરી દીધા.

૪૦) આ લોકો તે વસ્તીઓ પાસે હરેફરે છે, જેમના પર વિનાશક વરસાદ વરસાવવામાં આવ્યો, શું આ લોકો તેમને જોતા નથી ? સત્ય તો એ છે કે તેમને મૃત્યુ પછી ફરી જીવિત થવાની આશા જ નથી.

૪૧) અને તમને જ્યારે પણ જુએ છે તો તમારી મશ્કરી કરે છે, કે શું આ જ તે વ્યક્તિ છે જેને અલ્લાહ તઆલાએ પયગંબર બનાવી મોકલ્યો છે.

૪૨) (તે લોકોએ કહ્યું) કે અમે આના પર અડગ રહ્યા, નહિતો તેણે અમને અમારા પૂજ્યોથી દૂર કરવામાં કોઈ કસર છોડી ન હતી અને જ્યારે આ લોકો યાતનાને જોશે તો, તેમને સ્પષ્ટ ખબર પડી જશે કે માર્ગથી ભટકેલા કોણ હતાં ?

૪૩) શું તમે તેને પણ જોયો, જેણે પોતાની મનેચ્છાઓને પૂજ્ય બનાવી છે? શું તમે તેના જવાબદાર હોઇ શકો છો ?

૪૪) શું તમે આ વિચારમાં છો કે તેમના માંથી વધારે પડતા લોકો સાંભળે છે અથવા સમજે છે, તેઓ તો તદ્દન ઢોર જેવા છે, પરંતુ તેના કરતા પણ વધારે ભટકેલા છે.

૪૫) શું તમે નથી જોયું કે તમારા પાલનહારે છાંયડાને કેવી રીતે ફેંલાવી દીધો છે ? જો ઇચ્છતો તો તેને રોકી લેતો, પછી અમે સૂર્યને તેના પર પુરાવા રૂપે રાખ્યો.

૪૬) પછી અમે તેને ધીરે ધીરે અમારી તરફ ખેંચી લીધો.

૪૭) અને તે જ છે, જેણે રાતને તમારા માટે પરદો બનાવ્યો અને નિંદ્રાને રાહત બનાવી અને દિવસને ઉઠવાનો સમય બનાવ્યો.

૪૮) અને તે જ છે જે વરસાદ આવતા પહેલા ખુશખબરી આપનારી હવાઓને મોકલે છે અને અમે આકાશ માંથી સ્વચ્છ પાણી વરસાવીએ છીએ.

૪૯) જેથી તેના વડે નિષ્પ્રાણ શહેરને જીવિત કરી દઇએ અને તેને અમે અમારા સર્જન માંથી ઘણા ઢોરોને અને માનવીઓને પીવડાવીએ છીએ.

૫૦) અને નિ:શંક અમે આ (કુરઆન)ને તેમની વચ્ચે અલગ-અલગ રીતે વર્ણન કર્યું, જેથી તેઓ શિખામણ પ્રાપ્ત કરે, પરંતુ તો પણ ઘણા લોકો કૃતઘ્ની બનીને રહ્યા.

૫૧) જો અમે ઇચ્છતા તો દરેક વસ્તી માટે એક સચેત કરનાર અવતરિત કરતા.

૫૨) બસ ! તમે ઇન્કાર કરનારાઓનું કહ્યું ન માનો, અને કુરઆન દ્વારા તેમની સાથે પૂરી શક્તિ સાથે જેહાદ કરો.

૫૩) અને તે જ છે જેણે બે સમુદ્રોને એકબીજા સાથે ભેળવી રાખ્યા છે, એક છે ગળ્યો અને પુષ્કળ અને બીજો ખારો અને કડવો અને તે બન્ને વચ્ચે એક પરદો અને મજબૂત ઓટ કરી દીધી.

૫૪) તે છે, જેણે પાણી વડે માનવીનું સર્જન કર્યું, પછી તેને વંશવાળો અને સાસરીવાળો બનાવ્યો. નિ:શંક તમારો પાલનહાર (દરેક વસ્તુ પર) શક્તિ ધરાવે છે.

૫૫) આ લોકો અલ્લાહને છોડીને તેમની બંદગી કરે છે, જે ન તો તેમને કોઈ ફાયદો પહોંચાડી શકે છે અને ન તો કોઈ નુકસાન અને ઇન્કાર કરનારાઓ તો પોતાના પાલનહાર વિરુદ્ધ (શેતાનની) મદદ કરવાવાળા છે.

૫૬) અમે તો તમને ખુશખબરી આપનાર અને સચેત કરનાર બનાવી અવતરિત કર્યા છે.

૫૭) કહી દો કે હું કુરઆન પહોંચાડવા માટે તમારી પાસેથી કોઈ વળતર નથી માંગતો, પરંતુ જે વ્યક્તિ પોતાના પાલનહાર તરફ માર્ગ મેળવવા ઇચ્છે.

૫૮) તે હંમેશા જીવિત રહેનાર અલ્લાહ તઆલા પર ભરોસો કરો જેને ક્યારેય મૃત્યુ આવવાનું નથી અને તેની પ્રશંસા સાથે પવિત્રતાનું વર્ણન કરતા રહો, તે પોતાના બંદાના પાપોને ખૂબ સારી રીતે જાણે છે.

૫૯) તે જ છે, જેણે આકાશો અને ધરતી અને તે બન્ને વચ્ચેની દરેક વસ્તુનું સર્જન છ દિવસમાં કર્યું છે. પછી અર્શ પર બિરાજમાન થયો, તે રહમાન છે, તમે તેના વિશે કોઈ જાણકારને પૂછી લો.

૬૦) તેઓને જ્યારે પણ કહેવામાં આવે છે કે રહમાનને સિજદો કરો તો, જવાબ આપે છે કે રહમાન કોણ છે ? શું અમે તેને સિજદો કરીએ જેનો આદેશ તું અમને આપી રહ્યો છે ? અને તેણે (પ્રચારે) તેમની નફરતમાં વધારો કરી દીધો.

૬૧) બરકતવાળો છે, જેણે આકાશમાં “બુરૂજ” બનાવ્યા અને તેમાં સૂર્ય બનાવ્યો અને પ્રકાશિત ચંદ્ર પણ,

૬૨) અને તેણે જ રાત અને દિવસને એકબીજા પાછળ આવનારા બનાવ્યા, તે વ્યક્તિની શિખામણ માટે, જે શિખામણ પ્રાપ્ત કરવાની અથવા આભાર વ્યક્ત કરવાની ઇચ્છા ધરાવતો હોય.

૬૩) રહમાનના (સાચા) બંદા તે લોકો છે, જે ધરતી પર નમ્રતાથી ચાલે છે અને જ્યારે અજ્ઞાની લોકો તેમની સાથે વાતચીત કરે છે તો તેઓ કહી દે છે કે “સલામ” છે.

૬૪) અને જેઓ પોતાના પાલનહાર સામે સિજદા અને કિયામ (નમાઝ પઢતા) કરતા રાતો પસાર કરે છે.

૬૫) અને જેઓ આ દુઆ કરે છે કે હે અમારા પાલનહાર ! અમારાથી જહન્નમની યાતનાને દૂર જ રાખ, કારણકે તેની યાતના ચોંટી જનારી છે.

૬૬) નિ:શંક તે રોકાણ કરવા અને રહેવા માટે ખૂબ જ ખરાબ જગ્યા છે.

૬૭) અને જેઓ ખર્ચ કરતી વખતે ઇસ્રાફ (ખોટો ખર્ચ) નથી કરતા, ન કંજુસાઇ કરે છે, પરંતુ તે બન્ને વચ્ચે સુમેળતાભરી રીતે ખર્ચ કરે છે.

૬૮) અને અલ્લાહ સાથે બીજા કોઈ પૂજ્યોને નથી પોકારતા અને કોઈ એવા વ્યક્તિને, જેના કતલથી અલ્લાહ તઆલાએ રોક્યા છે તેને સત્યતા સિવાય કતલ નથી કરતા. ન તેઓ અશ્લીલતાનું કાર્ય કરે છે અને જે કોઈ આ કાર્ય કરે તે પોતાના માટે સખત વિનાશ લાવશે.

૬૯) તેને કયામતના દિવસે બમણી યાતના આપવામાં આવશે અને તે અપમાનિત થઇ, હંમેશા તેમાં જ રહેશે.

૭૦) તે લોકો સિવાય, જેઓ તૌબા કરે, અને ઈમાન લાવે અને સત્કાર્યો કરે, આવા લોકોના પાપોને અલ્લાહ તઆલા સત્કાર્યો વડે બદલી નાખે છે, અલ્લાહ માફ કરનાર દયાળુ છે.

૭૧) અને જે વ્યક્તિ તૌબા કરે અને સત્કાર્યો કરે, તે તો અલ્લાહ તઆલા તરફ સાચી રીતે ઝૂકે છે.

૭૨) અને જે લોકો જુઠી સાક્ષી નથી આપતા અમે જ્યારે કોઈ નકામી વસ્તુ પાસેથી તે પસાર થાય છે તો સાદગીથી પસાર થઇ જાય છે.

૭૩) અને જ્યારે તેમની સામે તેમના પાલનહારની વાણી સંભળાવવામાં આવે છે તો તે આંધળા, બહેરા બની તેની અવગણના કરતા નથી.

૭૪) અને આ દુઆ કરે છે કે હે અમારા પાલનહાર ! તું અમને અમારી પત્ની અને સંતાન દ્વારા આંખોની ઠંડક આપ અને અમને ડરવાવાળાઓના નાયબ બનાવ.

૭૫) આ જ તે લોકો છે, જેમને તેમની ધીરજના બદલામાં જન્નતના ઉચ્ચ કમરા આપવામાં આવશે, જ્યાં તેમને “સલામ” કહેવામાં આવશે.

૭૬) તેમાં આ લોકો હંમેશા રહેશે, તે ઘણી સારી અને ઉત્તમ જગ્યા છે.

૭૭) કહી દો, જો તમારી દુઆ ન હોત તો મારો પાલનહાર તમારી કંઇ પણ પરવા ન કરતો, તમે તો જુઠલાવી ચૂક્યા, હવે નજીકમાં જ તેની સજા તમને ચોંટી જશે.






અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧) તૉ-સીન્-મીમ્

૨) આ આયતો પ્રકાશિત કિતાબની છે.

૩) તે લોકોના ઈમાન ન લાવવા પર કદાચ તમે તમારા પ્રાણ ગુમાવી દેશો.

૪) જો અમે ઇચ્છતા તો તેમના માટે આકાશ માંથી કોઈ એવી નિશાની ઉતારતા, કે જેની સામે તે લોકોની ગરદનો ઝૂકી પડતી.

૫) અને તેમની પાસે રહમાન (અલ્લાહ) તરફથી જે પણ નવી શિખામણ આવી, આ લોકો તેના વિરોધ કરનારા બની ગયા.

૬) તે લોકોએ જુઠલાવ્યું છે, હવે તેમના માટે નજીકમાં જ તેમની જાણકારી આવી પહોંચશે, જેની સાથે તેઓ મશ્કરી કરી રહ્યા છે.

૭) શું તે લોકોએ ધરતી પર જોયું નથી કે, અમે તેમાં દરેક પ્રકારની ઉત્તમ જોડીઓ કેવી રીતે ઊપજાવી છે ?

૮) નિ:શંક તેમાં નિશાની છે અને તે લોકો માંથી વધારે પડતા લોકો ઈમાન નથી લાવતા.

૯) અને ખરેખર તમારો પાલનહાર તે (અલ્લાહ) જ વિજયી અને દયાળુ છે.

૧૦) અને જ્યારે તમારા પાલનહારે મૂસા અ.સ.ને પોકાર્યા, કે તમે અત્યાચારી કોમ તરફ જાઓ.

૧૧) ફિરઔનની કોમ પાસે, શું તે ડરવાવાળા નહીં બને ?

૧૨) મૂસા અ.સ.એ કહ્યું, મારા પાલનહાર ! મને તો ડર લાગે છે કે ક્યાંક તેઓ મને જુઠલાવી (ન) દે.

૧૩) અને મારું હૃદય તંગ થઇ રહ્યું છે, મારી જબાન ચાલતી નથી, બસ ! તું હારૂન તરફ પણ (વહી) ઉતાર.

૧૪) અને મારા પર તેમનો એક ભૂલનો (દાવો) પણ છે, મને ડર લાગે છે કે ક્યાંક તેઓ મને મારી ન નાંખે.

૧૫) અલ્લાહએ કહ્યું, આવું ક્યારેય નહીં થાય, તમે બન્ને અમારી નિશાનીઓ લઇને જાઓ, અમે પોતે સાંભળનાર, તમારી સાથે છે.

૧૬) તમે બન્ને ફિરઔન પાસે જઇને કહો, કે ખરેખર અમે અલ્લાહ તરફથી મોકલવામાં આવ્યા છે.

૧૭) કે તું અમારી સાથે ઇસ્રાઇલના સંતાનોને મોકલી દે.

૧૮) ફિરઔને કહ્યું, કે શું અમે અમારે ત્યાં તારું બાળપણમાં પાલન-પોષણ ન કર્યું ? અને તારો ઘણો સમય અમારી સાથે ન વિતાવ્યો ?

૧૯) પછી તેં કામ કર્યું (અને) કરી ચૂક્યો, અને તું કૃતઘ્ની છે.

૨૦) મૂસા અ.સ.એ જવાબ આપ્યો કે મેં તે કામને તે સમયે કર્યું હતું, જ્યારે કે મને સત્યમાર્ગનું જ્ઞાન ન હતું.

૨૧) પછી તમારા ભયથી હું તમારી પાસેથી ભાગી ગયો, પછી મને મારા પાલનહારે આદેશ અને જ્ઞાન આપ્યું. અને મને તેના પયગંબરો માંથી કરી દીધો.

૨૨) તારો ઉપકાર મારા પર શું આ જ છે, જે તું જણાવી રહ્યો છે કે તેં ઇસ્રાઇલના સંતાનોને દાસ બનાવી રાખ્યા છે.

૨૩) ફિરઔને કહ્યું “રબ્બુલ્ આલમીન્” (સૃષ્ટિનો પાલનહાર) શું છે ?

૨૪) મૂસા અ.સ.એ કહ્યું, તે આકાશો, ધરતી અને તે બન્ને વચ્ચેની દરેક વસ્તુઓનો પાલનહાર છે. જો તમે વિશ્વાસ કરતા હોય.

૨૫) ફિરઔને પોતાના આજુ-બાજુના લોકોને કહ્યું કે શું તમે સાંભળતા નથી ?

૨૬) મૂસા અ.સ.એ કહ્યું, તે તમારો અને તમારા પૂર્વજોનો પાલનહાર છે.

૨૭) ફિરઔને કહ્યું, (લોકો) તમારો આ પયગંબર, જે તમારી તરફ મોકલવામાં આવ્યો છે, તે તો ખરેખર પાગલ છે.

૨૮) મૂસા અ.સ.એ કહ્યું, તે જ પૂર્વ અને પશ્ચિમ અને તે બન્ને વચ્ચેની દરેક વસ્તુનો પાલનહાર છે, જો તમે બુદ્ધિ ધરાવતા હોવ.

૨૯) ફિરઔન કહેવા લાગ્યો, સાંભળ ! જો તેં મને છોડીને બીજા કોઈને પૂજ્ય બનાવ્યો તો, હું તને કેદીઓ સાથે નાખી દઇશ.

30) મૂસા અ.સ.એ કહ્યું, જો હું તારી સામે કોઈ સ્પષ્ટ નિશાની લઇ આવું ?

૩૧) ફિરઔને કહ્યું, જો તું સાચા લોકો માંથી હોવ, તો તેને લાવ,

૩૨) મૂસા અ.સ.એ (તે જ સમયે) પોતાની લાકડી નાખી દીધી, જે અચાનક ખુલ્લો અજગર બની ગઇ,

૩૩) અને પોતાનો હાથ ખેંચ્યો તો, તે પણ તે જ સમયે દરેક જોનારા માટે સફેદ ચમકદાર દેખાવા લાગ્યો.

૩૪) ફિરઔન પોતાની આજુબાજુ સરદારોને કહેવા લાગ્યો, ભાઇ આ તો ખૂબ જ જાણકાર જાદુગર છે.

૩૫) આ તો ઇચ્છે છે કે પોતાના જાદુ વડે તમને તમારી ધરતી પરથી કાઢી મૂકે, કહો ! હવે તમે શું આદેશ આપો છો ?

૩૬) તે સૌએ કહ્યું, કે તમે તેને અને તેના ભાઇને મહેતલ આપો અને દરેક શહેરોમાં પોતાના લોકોને મોકલી દો.

૩૭) જે તમારી પાસે જાણકાર જાદુગરોને લઇ આવે.

૩૮) પછી એક નક્કી કરેલ દિવસે, દરેક જાદુગરોને ભેગા કરવામાં આવ્યા,

૩૯) અને દરેક લોકોને કહી દેવામાં આવ્યું કે તમે પણ સભામાં હાજર રહેજો,

૪૦) જેથી જો જાદુગરો વિજય પ્રાપ્ત કરે, તો અમે તેમનું જ અનુસરણ કરીશું,

૪૧) જાદુગરો આવી ફિરઔનને કહેવા લાગ્યા, કે જો અમે વિજય મેળવી લઇએ તો શું અમને કંઇ ઇનામ મળશે ?

૪૨) ફિરઔને કહ્યું, હાં, જો એવું થયું તો તમે મારા ખાસ લોકો બની જશો.

૪૩) મૂસા અ.સ.એ જાદુગરોને કહ્યું, જે કંઇ તમારે નાંખવું હોય, નાખી દો,

૪૪) તેઓએ પોતાના દોરડા અને લાકડીઓ નાખી દીધી અને કહેવા લાગ્યા કે, ફિરઔનના ઇજ્જતના સોગંદ ! ખરેખર અમે જ વિજય મેળવીશું.

૪૫) હવે મૂસા અ.સ.એ પણ પોતાની લાકડી મેદાનમાં નાખી દીધી, જેણે તે જ સમયે તેમના જુઠ્ઠા કરતબને ગળી જવાનું શરૂં કર્યું

૪૬) આ જોતાજ જાદુગર તરત જ સિજદામાં પડી ગયા,

૪૭) અને તેઓએ સ્પષ્ટ કહી દીધું કે અમે તો અલ્લાહ સમગ્રસૃષ્ટિના પાલનહાર પર ઈમાન લાવ્યા,

૪૮) એટલે કે મૂસા અ.સ. અને હારૂન અ.સ.ના પાલનહાર પર,

૪૯) ફિરઔને કહ્યું, કે મારી પરવાનગી પહેલા જ આના પર ઈમાન લઇ આવ્યા ? ખરેખર આ જ તમારો મોટો (સરદાર) છે, જેણે તમને સૌને જાદુ શિખવાડ્યું છે, તમને હમણા જ ખબર પડી જશે. સોગંદ છે, હું હમણાં જ તમારા હાથ અને પગને વિરુદ્ધ દિશા માંથી કાપી નાખીશ. અને તમને સૌને ફાંસીએ લટકાવી દઇશ.

૫૦) તેમણે કહ્યું, કંઇ વાંધો નથી, અમે તો અમારા પાલનહાર તરફ પાછા ફરવાવાળા જ છે.

૫૧) એટલા માટે કે અમે સૌ પ્રથમ ઈમાન લાવનારા બન્યા, અમને આશા છે કે અમારો પાલનહાર અમારા બધા જ પાપોને માફ કરી દેશે.

૫૨) અને અમે મૂસાને વહી કરી કે રાતની રાતમાં જ મારા બંદાઓને કાઢીને લઇ જા, તમારો સૌનો પીછો કરવામાં આવશે.

૫૩) ફિરઔને શહેરોમાં પોતાના લોકોને મોકલી દીધા.

૫૪) કે નિ:શંક આ જૂથના લોકો થોડાંક જ છે.

૫૫) અને અમને આ લોકો સખત ગુસ્સે કરી રહ્યા છે.

૫૬) અને ખરેખર અમારું જૂથ મોટું છે, તેમનાથી ચેતીને રહેનારા.

૫૭) છેવટે અમે તેઓને બગીચા અને ઝરણા વડે,

૫૮) અને ખજાના વડે ઉત્તમ જગ્યાઓથી કાઢી મુક્યા.

૫૯) આવી જ રીતે થયું અને અમે તે વસ્તુઓના વારસદાર ઇસ્રાઇલના સંતાનને બનાવ્યા,

૬૦) બસ ! ફિરઔનના લોકો સૂર્ય ઉગતાની સાથે જ તેમનો પીછો કરવા લાગ્યા.

૬૧) બસ ! જ્યારે બન્નેએ એકબીજાને જોઇ લીધા, તો મૂસાના મિત્રોએ કહ્યું, ખરેખર અમે તો પકડાઇ ગયા.

૬૨) મૂસાએ કહ્યું, ક્યારેય નહીં, ખરેખર મારો પાલનહાર મારી સાથે છે, જે જરૂર મને માર્ગ બતાવશે.

૬૩) અમે મૂસા તરફ વહી ઉતારી કે દરીયા પર પોતાની લાકડી માર, બસ ! તે જ સમયે દરીયો ફાટી ગયો અને પાણીનો દરેક ભાગ મોટા પર્વતો જેવો થઇ ગયો.

૬૪) અને અમે તે જ જગ્યાએ બીજાને નજીક લાવી દીધા,

૬૫) અને મૂસા અ.સ.ને અને તેમના દરેક મિત્રોને છૂટકારો આપ્યો,

૬૬) પછી બીજા લોકોને ડુબાડી દીધા.

૬૭) ખરેખર આમાં મોટી શિખામણ છે અને તેમના માંથી વધારે પડતા લોકો ઈમાનવાળા નથી.

૬૮) અને નિ:શંક તમારો પાલનહાર ઘણો જ પ્રતિષ્ઠિત અને દયાળુ છે.

૬૯) તે લોકોને ઇબ્રાહીમ અ.સ.નો કિસ્સો પણ સંભળાવી દો,

૭૦) જ્યારે તેમણે પોતાના પિતા અને પોતાની કોમને કહ્યું કે તમે કોની બંદગી કરો છો ?

૭૧) તેમણે જવાબ આપ્યો કે મૂર્તિઓની બંદગી કરી રહ્યા છે, અમે તો તેમની ખૂબ જ બંદગી કરનારા છે.

૭૨) તેમણે કહ્યું કે જ્યારે તમે તેમને પોકારો છો, તો શું તેઓ સાંભળે છે ?

૭૩) અથવા તમને ફાયદો અને નુકસાન પણ પહોંચાડી શકે છે ?

૭૪) તે લોકોએ જવાબ આપ્યો, આ (કંઇ નથી જાણતા), અમે તો અમારા પૂર્વજોને આવી રીતે કરતા જોયા,

૭૫) તેમણે કહ્યું, કંઇ ખબર છે જેઓની બંદગી તમે કરી રહ્યા છો ?

૭૬) તમે અને તમારા પૂર્વજો તે સૌ મારા શત્રુ છે.

૭૭) અલ્લાહ તઆલા સિવાય, જે સમ્રગ સૃષ્ટિનો પાલનહાર છે.

૭૮) જેણે મારું સર્જન કર્યું અને તે જ મને માર્ગદર્શન આપે છે.

૭૯) તે જ છે, જે મને ખવડાવે અને પીવડાવે છે.

૮૦) અને જ્યારે હું બિમાર પડું તો મને તંદુરસ્ત પણ તે જ કરે છે.

૮૧) અને તે જ મને મૃત્યુ આપશે અને ફરી જીવિત કરશે.

૮૨) અને જેનાથી આશા છે કે બદલાના દિવસે તે મારા પાપોને માફ કરી દેશે.

૮૩) હે મારા પાલનહાર ! મને ફેંસલો કરવાની શક્તિ આપ અને મને સદાચારી લોકો માંથી કરી દે.

૮૪) અને મારું સન્માન પાછળના લોકોમાં બાકી રાખ.

૮૫) મને નેઅમતોવાળી જન્નતના વારસદારો માંથી બનાવ.

૮૬) અને મારા પિતાને માફ કરી દે, ખરેખર તે પથભ્રષ્ટ લોકો માંથી હતાં.

૮૭) અને તે દિવસે, જ્યારે લોકો ફરી વાર જીવિત કરવામાં આવશે, મને અપમાનિત ન કર.

૮૮) જે દિવસે ધન અને સંતાન કંઇ કામ નહીં આવે.

૮૯) પરંતુ ફાયદાવાળો તે જ હશે, જે અલ્લાહ તઆલાની સામે સલામતીવાળું દિલ લઇને આવશે.

૯૦) અને ડરવાવાળાઓ માટે જન્નત અત્યંત નજીક કરી દેવામાં આવશે.

૯૧) અને પથભ્રષ્ટ લોકો માટે જહન્નમ જાહેર કરી દેવામાં આવશે.

૯૨) અને તેમને સવાલ કરવામાં આવશે કે જેમની તમે બંદગી કરતા રહ્યા તે લોકો ક્યાં છે ?

૯૩) જે અલ્લાહ સિવાય બીજા લોકો હતાં, શું તેઓ તમારી મદદ કરે છે ? અથવા કોઈ બદલો લઇ શકે છે ?

૯૪) બસ ! તે સૌ અને બધા પથભ્રષ્ટ લોકો જહન્નમમાં ઊંધા નાખવામાં આવશે.

૯૫) અને ઇબ્લિસના લશ્કરો પણ ત્યાં,

૯૬) અંદરોઅંદર ઝઘડો કરતા કહેશે,

૯૭) કે અલ્લાહના નામના સોગંદ ! ખરેખર અમે તો સ્પષ્ટ રીતે પથભ્રષ્ટ હતાં.

૯૮) જ્યારે તમને અલ્લાહ-સમગ્રસૃષ્ટિના પાલનહારના ભાગીદાર સમજી બેઠા હતાં.

૯૯) અને અમને તો, તે વિદ્રોહી સિવાય બીજા કોઈએ પણ પથભ્રષ્ટ નહતાં કર્યા.

૧૦૦) હવે તો અમારા માટે કોઈ ભલામણ કરનાર પણ નથી .

૧૦૧) અને ન તો શુભેચ્છુક મિત્ર.

૧૦૨) જો કદાચ એક વાર ફરી અમને જવાનું મળતું તો, અમે સાચા ઈમાનવાળા બની જતાં.

૧૦૩) આ દૃશ્ય ખરેખર એક જબરદસ્ત નિશાની છે. તેમના માંથી વધારે લોકો ઈમાન લાવવાવાળા નથી.

૧૦૪) નિ:શંક તમારો પાલનહાર જ વિજયી, દયાળુ છે.

૧૦૫) નૂહની કોમના લોકોએ પણ પયગંબરોને જુઠલાવ્યા.

૧૦૬) જ્યારે કે તેમના ભાઇ નૂહ અ.સ.એ કહ્યું, કે શું તમને અલ્લાહનો ભય નથી ?

૧૦૭) સાંભળો ! હું તમારી તરફ અલ્લાહનો નિષ્ઠાવાન પયગંબર છું.

૧૦૮) બસ ! તમારે અલ્લાહનો ડર રાખવો જોઇએ અને મારી વાત માનવી જોઇએ.

૧૦૯) હું તમારી પાસે તેના માટે કોઈ વળતર નથી ઇચ્છતો, મારો બદલો તો ફક્ત સૃષ્ટિના પાલનહાર (અલ્લાહ) પાસે જ છે.

૧૧૦) બસ ! તમે અલ્લાહનો ડર રાખો અને મારું આજ્ઞાપાલન કરો.

૧૧૧) કૌમે જવાબ આપ્યો, કે શું અમે તારા પર ઈમાન લાવીએ તારું આજ્ઞાપાલન તો નબળા લોકોએ કર્યું છે.

૧૧૨) પયગંબરે જવાબ આપ્યો, મને શું ખબર કે તેઓ પહેલા શું કરતા હતાં?

૧૧૩) તેમનો હિસાબ તો મારા પાલનહારના શિરે છે, જો તમને સમજણ હોય.

૧૧૪) હું ઈમાનવાળાઓને ધક્કા મારનારો નથી,

૧૧૫) હું તો સ્પષ્ટ રીતે સચેત કરનારો છું.

૧૧૬) તે લોકોએ જવાબ આપ્યો, કે હે નૂહ ! જો તું છેટો ન રહ્યો તો ખરેખર તને પથ્થરો વડે મારી નાખીશું.

૧૧૭) નૂહ અ.સ.એ કહ્યું કે હે મારા પાલનહાર ! મારી કોમના લોકોએ મને જુઠલાવી દીધો,

૧૧૮) બસ ! તું મારી અને તેમની વચ્ચે સચોટ નિર્ણય કરી દે અને મને અને ઈમાનવાળાઓને છૂટકારો આપ.

૧૧૯) છેવટે અમે તેને અને તેના સાથીઓને ભરેલી હોડીમાં (સવારી કરાવી) છૂટકારો આપી દીધો.

૧૨૦) બીજા દરેક લોકોને અમે ડુબાડી દીધા.

૧૨૧) નિ:શંક આમાં મોટી શિખામણ છે, તેમાંથી વધારે પડતા લોકો ઈમાનવાળા ન હતાં.

૧૨૨) અને નિ:શંક તમારો પાલનહાર તે જ છે, અત્યંત દયાળુ.

૧૨૩) આદના લોકોએ પણ પયગંબરોને જુઠલાવ્યા.

૧૨૪) જ્યારે તેમને તેમના ભાઇ હૂદ અ.સ.એ કહ્યું, કે શું તમે ડરતા નથી ?

૧૨૫) હું તમારા માટે નિષ્ઠાવાન પયગંબર છું.

૧૨૬) બસ ! અલ્લાહથી ડરો અને મારી વાત માનો.

૧૨૭) હું તેના માટે તમારી પાસે કંઇ વળતર નથી ઇચ્છતો. મારો બદલો તો સમગ્ર સૃષ્ટિના પાલનહાર પાસે જ છે.

૧૨૮) શું તમે એક ટેકરી પર રમત-ગમત માટે આલીશાન (ઇમારતો) બનાવી રહ્યા છો.

૧૨૯) અને ઘણા મજબૂત મહેલો બનાવી રહ્યા છો, જાણે કે તમે હંમેશા અહીંયા જ રહેશો.

૧૩૦) અને જ્યારે કોઈને સજા આપો છો તો સખત અને અત્યાચાર સાથે આપો છો.

૧૩૧) અલ્લાહથી ડરો અને મારું આજ્ઞાપાલન કરો.

૧૩૨) તેનાથી ડરો, જેણે તે વસ્તુ દ્વારા તમારી મદદ કરી જેને તમે જાણો છો.

૧૩૩) તેણે તમારી મદદ કરી, ધન અને સંતાન દ્વારા.

૧૩૪) બગીચા અને ઝરણાં દ્વારા.

૧૩૫) મને તો તમારી બાબતે મોટા દિવસની યાતનાનો ભય છે.

૧૩૬) તે લોકોએ કહ્યું કે તમે શિખામણ આપો અથવા ન આપો અમારા માટે સરખું છે.

૧૩૭) આ તો જૂના લોકોની આદત છે.

૧૩૮) અને અમને ક્યારેય યાતના આપવામાં નહીં આવે.

૧૩૯) જો કે આદના લોકોએ હૂદ અ.સ.ને જુઠલાવ્યા, એટલા માટે અમે તે લોકોને નષ્ટ કરી દીધા, ખરેખર આમાં નિશાની છે અને તેમના માંથી વધારે પડતા લોકો ઇન્કાર કરનારા હતાં.

૧૪૦) નિ:શંક તમારો પાલનહાર વિજયી, દયાળુ છે.

૧૪૧) ષમૂદના લોકોએ પણ પયગંબરોને જુઠલાવ્યા.

૧૪૨) તેમના ભાઇ સાલિહ અ.સ.એ તેમને કહ્યું કે શું તમે અલ્લાહથી નથી ડરતા ?

૧૪૩) હું તમારી તરફ અવતરિત કરેલો નિષ્ઠાવાન પયગંબર છું.

૧૪૪) તો તમે અલ્લાહથી ડરો અને મારી વાત માનો,

૧૪૫) હું આના માટે તમારી પાસે કોઈ વળતર નથી ઇચ્છતો. મારું વળતર તો ફક્ત સમગ્ર સૃષ્ટિના પાલનહાર (અલ્લાહ) પાસે છે.

૧૪૬) શું આ વસ્તુઓમાં, જે અહીંયા છે, તમને અમસ્તા જ છોડી દેવામાં આવશે.

૧૪૭) એટલે કે આ બગીચાઓ અને ઝરણા,

૧૪૮) અને આ ખેતરો તથા ખજૂરોના બગીચાઓમાં, જેમના ગુચ્છા નરમ છે.

૧૪૯) અને તમે પર્વતોને કોતરીને ગર્વ માટે મકાનો બનાવી રહ્યા છો.

૧૫૦) બસ ! અલ્લાહથી ડરો અને મારું આજ્ઞાપાલન કરો.

૧૫૧) નીડરતાથી હદ વટાવી જનારાઓનું કહ્યું ન માનો.

૧૫૨) જે રાજ્યમાં વિદ્રોહ ફેલાવી રહ્યા છે અને પોતાનો સુધારો નથી કરતા.

૧૫૩) તેમણે કહ્યું કે બસ ! તમે તે લોકો માંથી છો, જેમના પર જાદુ કરી દેવામાં આવ્યું.

૧૫૪) તમે તો અમારા જેવા જ માનવી છો, જો તમે સાચા છો, તો કોઈ ચમત્કાર બતાવો.

૧૫૫) પયગંબરે કહ્યું છે. આ છે ઊંટડી, પાણી પીવા માટે એક વારો તેનો અને એક નક્કી કરેલ દિવસે પીવાનો વારો તમારો.

૧૫૬) (ખબરદાર) તેને ખરાબ ઇરાદા સાથે હાથ પણ ન લગાવશો, નહિતો એક મોટા દિવસની યાતના તમારી પકડ કરી લેશે.

૧૫૭) તો પણ તેઓએ તેના પગ કાપી નાંખ્યા, બસ ! તેઓએ દિલગીરી વ્યક્ત કરી.

૧૫૮) અને યાતનાએ તેમની પકડ કરી લીધી, નિ:શંક આમાં શિખામણ છે અને તેમના માંથી વધારે પડતા લોકો ઈમાનવાળા ન હતાં.

૧૫૯) અને નિ:શંક તમારો પાલનહાર ઘણો જ જબરદસ્ત અને દયાળુ છે.

૧૬૦) લૂતની કોમના લોકોએ પણ પયગંબરને જુઠલાવ્યા.

૧૬૧) તેમને તેમના ભાઇ લૂત અ.સ.એ કહ્યું, શું તમે અલ્લાહનો ડર નથી રાખતા ?

૧૬૨) હું તમારા માટે નિષ્ઠાવાન પયગંબર છું.

૧૬૩) બસ ! તમે અલ્લાહથી ડરો અને મારું આજ્ઞાપાલન કરો.

૧૬૪) હું તમારી પાસેથી આના માટે કોઈ વળતર નથી ઇચ્છતો, મારું વળતર તો ફક્ત અલ્લાહ પાસે છે, જે સમગ્ર સૃષ્ટિનો પાલનહાર છે.

૧૬૫) શું તમે દુનિયાના લોકો માંથી પુરુષો સાથે (સંભોગ) કરો છો.

૧૬૬) અને તમારી જે સ્ત્રીઓને અલ્લાહએ તમારા જોડકા બનાવ્યા છે, તેમને છોડી દો છો, પરંતુ તમે હદ વટાવી જનારા જ છો.

૧૬૭) તે લોકોએ જવાબ આપ્યો, કે હે લૂત ! જો તુ આનાથી વંચિત ન રહ્યો તો ખરેખર તારો દેશનિકાલ કરવામાં આવશે.

૧૬૮) લૂતે કહ્યું કે હું તમારા કાર્યથી ખૂબ જ નારાજ છું.

૧૬૯) મારા પાલનહાર ! મને અને મારા ઘરને આનાથી બચાવી લે જે આ લોકો કરે છે.

૧૭૦) બસ ! અમે તેને અને તેના (જૂથને) બચાવી લીધા.

૧૭૧) એક વૃદ્ધ સ્ત્રી સિવાય, તે પાછળ રહી જનારા લોકો માંથી થઇ ગઇ.

૧૭૨) પછી અમે બીજા દરેકને નષ્ટ કરી દીધા.

૧૭૩) અને અમે તેમના પર એક ખાસ પ્રકારનો વરસાદ વરસાવ્યો. બસ ! ઘણો જ ખરાબ વરસાદ હતો, જે સચેત કરવામાં આવેલ લોકો પર વરસ્યો.

૧૭૪) આ વાતમાં પણ ખરેખર શિખામણ છે, તેમના માંથી પણ વધારે પડતા લોકો મુસલમાન ન હતાં.

૧૭૫) નિ:શંક તમારો પાલનહાર તે જ છે, વિજયી અને દયાળુ.

૧૭૬) અયકહવાળાઓએ પણ પયગંબરને જુઠલાવ્યા.

૧૭૭) જ્યારે તેમને શુઐબ અ.સ.એ કહ્યું, કે શું તમને ડર નથી.

૧૭૮) હું તમારા માટે નિષ્ઠાવાન પયગંબર છું.

૧૭૯) અલ્લાહથી ડરો અને મારું આજ્ઞાપાલન કરો.

૧૮૦) હું આના માટે તમારી પાસે કંઇ વળતર નથી ઇચ્છતો, મારું વળતર સમગ્ર સૃષ્ટિના પાલનહાર પાસે છે.

૧૮૧) માપ-તોલ પૂરેપૂરું આપો, ઓછું આપનારા ન બનો.

૧૮૨) અને સાચા ત્રાજવા વડે તોલો.

૧૮૩) લોકોને તેમની વસ્તુ ઓછી કરીને ન આપો. નીડરતા સાથે ધરતીમાં વિદ્રોહ કરતા ન ફરો.

૧૮૪) તે અલ્લાહનો ડર રાખો, જેણે તમારું અને તમારા પૂર્વજોનું સર્જન કર્યું

૧૮૫) તે લોકોએ કહ્યું, તમે તે લોકો માંથી છો જેમના પર જાદુ કરી દેવામાં આવે છે.

૧૮૬) અને તું તો અમારા જેવો જ એક માનવી છે. અને અમે તો તને જુઠ બોલનારાઓ માંથી સમજીએ છીએ.

૧૮૭) જો તું સાચા લોકો માંથી હોય તો અમારા પર આકાશના ટુકડા ફેંકી બતાવ.

૧૮૮) કહ્યું કે મારો પાલનહાર ખૂબ સારી રીતે જાણે છે જે કંઇ તમે કરી રહ્યા છો.

૧૮૯) કારણકે તે લોકોએ તેમને જુઠલાવ્યા તો, તેમને છાંયડાના દિવસના પ્રકોપે પકડી લીધા, તે ભારે દિવસનો પ્રકોપે હતો.

૧૯૦) નિ:શંક આમાં મોટી શિખામણ છે અને તેમના માંથી વધારે પડતા લોકો મુસલમાન ન હતાં.

૧૯૧) અને ખરેખર તમારો પાલનહાર તે જ છે, વિજયી અને દયાળુ.

૧૯૨) અને નિ:શંક આ (કુરઆન) સમગ્ર સૃષ્ટિના પાલનહારે અવતરિત કરેલ છે.

૧૯૩) આને નિષ્ઠાવાન ફરિશ્તો લઇને આવ્યો છે.

૧૯૪) તમારા હૃદય પર અવતરિત થયું છે, કે તમે સચેત કરનારાઓ માંથી થઇ જાવ.

૧૯૫) સ્પષ્ટ અરબી ભાષામાં છે.

૧૯૬) આગળના પયગંબરોની કિતાબોમાં પણ આ કુરઆનનું વર્ણન છે.

૧૯૭) શું તે લોકો માટે આ નિશાની પૂરતી નથી કે કુરઆનની સત્યતાને તો ઇસ્રાઇલના વિદ્વાનો પણ જાણે છે ?

૧૯૮) અને જો અમે આ (કુરઆન)ને કોઈ ગેરઅરબ પર અવતરિત કરતા,

૧૯૯) બસ ! તે તેમની સામે આ કુરઆન પઢતો તો તેને ન સમજતા.

૨૦૦) આવી જ રીતે અમે પાપીઓના હૃદયમાં આ ઇન્કારને નાંખી દીધું.

૨૦૧) તે લોકો જ્યાં સુધી દુ:ખદાયી યાતનાને જોઇ ન લે, ત્યાં સુધી ઈમાન નહીં લાવે.

૨૦૨) બસ ! તે યાતના તેમની પાસે અચાનક આવી જશે, તેમને આના વિશે ભાન પણ નહીં હોય.

૨૦૩) તે સમયે કહેશે કે શું અમને થોડીક મહેતલ આપવામાં આવશે ?

૨૦૪) બસ ! શું આ લોકો અમારી યાતના માટે ઉતાવળ કરે છે ?

૨૦૫) સારું, એ પણ જણાવો કે જો અમે તે લોકોને કેટલાય વર્ષ સુધી લાભ લેવા દઇએ.

૨૦૬) પછી તેમને તે યાતના આવશે, જેની ધમકી આપવામાં આવતી હતી.

૨૦૭) તો જે કંઇ પણ આ લોકો કરતા રહ્યા, તે માંથી કંઇ પણ ફાયદો નહીં પહોંચે.

૨૦૮) અમે સચેત કરનારાને મોકલ્યા વગર કોઈ વસ્તીવાળાઓને નષ્ટ નથી કર્યા.

૨૦૯) શિખામણ માટે. અને અમે અત્યાચાર કરવાવાળા નથી.

૨૧૦) આ કુરઆનને શેતાન નથી લાવ્યા.

૨૧૧) તે આના માટે સક્ષમ નથી, ન તો તે આ બાબતે શક્તિ ધરાવે છે.

૨૧૨) પરંતુ તે તો સાંભળવાથી પણ વંચિત કરી દેવામાં આવ્યા.

૨૧૩) બસ ! તમે અલ્લાહ સિવાય કોઈને ન પોકારો, જેથી તમે પણ સજા પામનારા બની જાવ.

૨૧૪) પોતાના સંબંધીઓને સચેત કરી દો.

૨૧૫) જે પણ ઈમાન લાવી તમારું અનુસરણ કરે, તેમની સાથે નમ્રતાભર્યું વર્તન કરો.

૨૧૬) જો આ લોકો તમારી અવજ્ઞા કરે તો તમે જાહેર કરી દો કે, હું તે કાર્યોથી અળગો છું જે તમે કરી રહ્યા છો.

૨૧૭) પોતાનો સંપૂર્ણ ભરોસો વિજયી, દયાળુ અલ્લાહ પર રાખ.

૨૧૮) જે તમને જોતો રહે છે, જ્યારે તમે ઊભા થાવ છો.

૨૧૯) અને સિજદા કરવાવાળાઓની વચ્ચે તમારું ફરવું પણ.

૨૨૦) તે ખૂબ જ સાંભળનાર અને ખૂબ જાણકાર છે.

૨૨૧) શું તમને હું જણાવું કે શેતાન કોની તરફ આવે છે ?

૨૨૨) તે દરેક જુઠ્ઠા અને પાપીઓ તરફ આવે છે.

૨૨૩) અફવાઓ સંભળાવી દે છે અને તેમના માંથી વધારે પડતા લોકો જુઠ્ઠા છે.

૨૨૪) કવિઓનું અનુસરણ તે લોકો કરે છે, જે પથભ્રષ્ટ છે.

૨૨૫) શું તમે નથી જોયું કે કવિ જંગલોમાં માથા પછાડતા ફરે છે ?

૨૨૬) અને તે લોકો જે કહે છે તે કરતા નથી.

૨૨૭) ઈમાનવાળા અને સત્કાર્ય કરનારા સિવાય અને અલ્લાહના નામનું સ્મરણ વધારે કર્યું અને પોતાના પર થયેલ અત્યાચાર પછી બદલો લીધો, જે લોકોએ અત્યાચાર કર્યો છે, તે લોકો પણ નજીકમાં જાણી લેશે કે કેવા પડખે પલટશે.






અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧) તોં- સીન્, આ આયતો કુરઆનની છે અને પ્રકાશિત કિતાબની.

૨) સત્ય માર્ગદર્શન અને ખુશખબર ઈમાનવાળાઓ માટે.

3) જે નમાઝ (કાયમ) પઢે છે અને ઝકાત આપે છે અને આખેરત પર ઈમાન ધરાવે છે.

૪) જે લોકો કયામતના દિવસ પર ઈમાન નથી લાવતા અમે તેમના કાર્યો શણગારીને બતાવ્યા, બસ ! તેઓ ભટકતા ફરે છે.

૫) આ જ તે લોકો છે, જેમના માટે ખરાબ યાતના છે અને આખેરતમાં પણ તેઓ ખૂબ જ નુકસાન ઉઠાવશે.

૬) નિ:શંક તમને હિકમતવાળા અને જ્ઞાનવાળા અલ્લાહ તરફથી કુરઆન શિખવાડવામાં આવે છે.

૭) (યાદ હશે) જ્યારે મૂસા અ.સ.એ પોતાના ઘરવાળાઓને કહ્યું કે મેં આગ જોઇ છે, હું ત્યાં જઇ કોઈ જાણકારી લઇ અથવા આગનો કોઈ સળગતો અંગારો લઇને હમણાં તમારી તરફ આવી જઇશ, જેથી તમે તાપણી કરી લો.

૮) જ્યારે ત્યાં પહોંચ્યા તો અવાજ આપવામાં આવી કે બરકતવાળો છે તે, જે આ આગમાં છે, અને તેની આજુબાજુની વસ્તુને બરકતવાળી બનાવવામાં આવી છે અને પવિત્ર છે તે અલ્લાહ જે સમગ્ર સૃષ્ટિનો પાલનહાર છે.

૯) મૂસા ! સાંભળો, વાત એવી છે કે હું જ વિજયી, હિકમતવાળો અલ્લાહ છું.

૧૦) તમે પોતાની લાકડી નાખી દો, મૂસાએ જ્યારે લાકડીને હલનચલન કરતી જોઇ, એવી રીતે જાણે કે તે એક સાંપ છે, તો મોઢું ફેરવી ભાગ્વા લાગ્યા અને પાછું વળીને જોયું પણ નહીં. હે મૂસા ! ડરો નહીં, મારી સામે પયગંબર ડરતા નથી.

૧૧) પરંતુ જે લોકો અત્યાચાર કર્યા પછી સત્કાર્ય કરે, તો તે બૂરાઇ પછી (સત્યના કારણે) હું માફ કરનાર, દયાળુ છું.

૧૨) અને પોતાનો હાથ પોતાના કોલરમાં નાખ, તે સફેદ પ્રકાશિત થઇ કોઈ ખામી વગર નીકળશે, તમે નવ નિશાની લઇને ફિરઔન અને તેમની કોમ તરફ જાઓ, ખરેખર તે વિદ્રોહીઓનું જૂથ છે.

૧૩) બસ ! જ્યારે તેમની પાસે આંખો ખોલી દેનારા અમારા ચમત્કારો પહોંચ્યા તો તેઓ કહેવા લાગ્યા કે આતો સ્પષ્ટ જાદુ છે.

૧૪) તે લોકોએ ઇન્કાર કરી દીધો, જો કે તેમના હૃદય માની ગયા હતાં, ફક્ત અત્યાચાર અને અહંકારના કારણે. બસ ! જોઇ લો કે તે વિદ્રોહીઓની દશા કેવી થઇ?

૧૫) અને અમે ખરેખર દાઉદ અને સુલૈમાનને જ્ઞાન આપી રાખ્યું હતું અને બન્નેએ કહ્યું, પ્રશંસા તે અલ્લાહ માટે છે, જેણે અમને પોતાના ઘણા ઈમાનવાળા બંદાઓ પર મહત્વત્તા આપી.

૧૬) અને દાઉદના વારસદાર સુલૈમાન બન્યા, અને કહેવા લાગ્યા, લોકો ! અમને પક્ષીઓની ભાષા શિખવાડવામાં આવી છે અને અમને બધી જ વસ્તુ માંથી આપવામાં આવ્યું છે, નિ:શંક આ સ્પષ્ટ અલ્લાહની કૃપા છે.

૧૭) સુલૈમાનની સામે તેમનું લશ્કર, માનવી અને જિન્નાત તથા પક્ષીઓને ભેગા કરવામાં આવ્યા, (દરેકને હોદ્દા પ્રમાણે) અલગ અલગ કરી દેવામાં આવ્યા.

૧૮) જ્યારે તેઓ કીડીઓના મેદાનમાં પહોંચ્યા, તો એક કીડીએ કહ્યું, હે કીડીઓ ! પોતાના દરમાં જતી રહો, એવું ન થાય કે અજાણતામાં સુલૈમાન અને તેનું લશ્કર તમને કચડી નાખે.

૧૯) તેની આ વાતથી સુલૈમાન હસી પડ્યા અને દુઆ કરવા લાગ્યા કે, હે પાલનહાર ! તું મને તૌફીક આપ કે હું તારી તે નેઅમતોનો આભાર માનું, જે તેં મારા પર અને મારા માતાપિતા પર કરી છે. અને હું એવા સત્કાર્યો કરતો રહું જેના કારણે તું રાજી થઇ જાય, મને પોતાની કૃપાથી સદાચારી લોકોમાં કરી દે.

૨૦) તેમણે પક્ષીઓનું નિરીક્ષણ કર્યું અને કહેવા લાગ્યા કે શું વાત છે કે હું હુદહુદને નથી જોઇ રહ્યો, શું ખરેખર તે ગેરહાજર છે ?

૨૧) નિ:શંક હું તેને સખત સજા આપીશ અથવા તેને ઝબહ કરી દઇશ અથવા મારી સામે કોઈ સ્પષ્ટ કારણ જણાવે.

૨૨) થોડીક જ વારમાં તેણે (હુદહુદે) આવીને કહ્યું, હું એક એવી વસ્તુની જાણકારી લાવ્યો છું. કે તમને તેના વિશે જાણ નથી, હું સબાની એક સાચી ખબર તમારી પાસે લાવ્યો છું.

૨૩) મેં જોયું કે તેમની બાદશાહત એક સ્ત્રી કરી રહી છે, જેને દરેક પ્રકારની વસ્તુઓ માંથી કંઇક આપવામાં આવ્યું છે અને તેનું સિંહાસન પણ ખૂબ જ જબરદસ્ત છે.

૨૪) મેં, તેને અને તેની કોમના લોકોને અલ્લાહ તઆલાને છોડીને સૂર્યને સિજદો કરતા જોયા, શેતાને તેમના કાર્યો તેમને સુંદર દેખાડી, સત્ય માર્ગથી વંચિત કરી દીધા, બસ ! તેઓ સત્ય માર્ગ પર નથી આવતા.

૨૫) કે તે અલ્લાહ માટે જ સિજદો કરે, જે આકાશો અને ધરતીની છુપી વસ્તુઓને બહાર કાઢે છે અને જે કંઇ તમે છુપાવો છો અને જાહેર કરો છો તે બધું જ જાણે છે.

૨૬) તેના સિવાય કોઈ પૂજ્ય નથી, તે જ પ્રતિષ્ઠિત અર્શનો માલિક છે.

૨૭) સુલૈમાને કહ્યું, હવે અમે જોઇ લઇશું કે તું સાચો છે અથવા જુઠ્ઠો છે.

૨૮) મારા આ પત્રને લઇ તેમને આપી દે, પછી પાછો આવી જા અને જો, કે તેઓ શું જવાબ આપે છે ?

૨૯) તે કહેવા લાગી, હે સરદાર ! મારી સામે એક પ્રભાવશાળી પત્ર આવ્યો છે.

30) જે સુલૈમાન તરફથી છે અને જે માફ કરનાર, દયાળુ અલ્લાહના નામથી છે.

૩૧) એ કે તમે મારી સામે વિદ્રોહ ન કરો અને મુસલમાન બની મારી પાસે આવી જાઓ.

૩૨) તેણીએ કહ્યું, હે મારા સરદાર ! તમે મારી આ બાબતે મને સલાહ આપો, હું ત્યાં સુધી કોઈ આદેશ આપતી નથી, જ્યાં સુધી તમારી કોઈ સલાહ ન મળે.

૩૩) તે સૌએ જવાબ આપ્યો કે અમે તાકાતવર અને પ્રભુત્વશાળી બળવાન યોદ્ધા છે, આગળ તમારા હાથમાં છે. તમે પોતે વિચારી લો કે અમને તમે શું આદેશ આપો છો ?

૩૪) તેણીએ કહ્યું કે બાદશાહ જ્યારે કોઈ વસ્તીમાં પ્રવેશ કરે છે, તો તેને વેરાન કરી નાખે છે અને ત્યાંના ઇજ્જતવાળાઓને અપમાનિત કરે છે અને આ લોકો પણ આવું જ કરશે.

૩૫) હું તેમને એક ભેટ આપીશ, પછી જોઇ લઇશ કે સંદેશવાહક શું જવાબ લઇ પરત ફરે છે.

૩૬) બસ ! જ્યારે સંદેશવાહક સુલૈમાન પાસે પહોંચ્યો તો, તેમણે કહ્યું, શું તમે માલ વડે મારી મદદ કરવા ઇચ્છો છો ? મને તો મારા પાલનહારે

આના કરતા વધારે શ્રેષ્ઠ આપી રાખ્યું છે, જે વસ્તું તેણીએ તમને આપી છે, બસ ! તમે જ પોતાની ભેટથી ખુશ થાવ.

૩૭) જા ! તેની પાસે પાછો જા, અમે તેમના માટે તે લશ્કર લાવીશું, જેમનો સામનો કરવાની શક્તિ તેઓમાં નથી. અમે તેમને અપમાનિત કરી ત્યાંથી કાઢી મૂકીશું.

૩૮) સુલૈમાને કહ્યું કે હે સરદાર ! તમારા માંથી કોઈ છે, જે તેમના મુસલમાન થઇ, પહોંચ્યા પહેલા જ તેનું સિંહાસન મારી પાસે લાવી બતાવે ?

૩૯) એક શક્તિશાળી જિન્ને કહ્યું, તમે તમારી આ સભા માંથી ઊભા થાવ તે પહેલા જ તેને હું તમારી સામે હાજર કરી દઇશ, નિ:શંક હું આના માટે શક્તિ ધરાવું છું અને નિષ્ઠાવાન પણ છું.

૪૦) જેની પાસે કિતાબનું જ્ઞાન હતું, તેણે કહ્યું કે તમારું પલક ઝબકાવતા પહેલા જ હું તમારી સામે તેને લાવી શકું છું, જ્યારે સુલૈમાને તે સિંહાસનને પોતાની સમક્ષ જોયું, તો કહેવા લાગ્યા, આ જ મારા પાલનહારની કૃપા છે, જેથી તે મારી કસોટી કરે કે હું આભારી બનું છું કે કૃતઘ્ની. આભારી પોતાના ફાયદા માટે જ આભાર વ્યક્ત કરે છે અને જે આભાર વ્યક્ત ન કરે તો મારો પાલનહાર (બેપરવાહ) ધનવાન અને ઉદાર છે.

૪૧) આદેશ આપ્યો કે તેના સિંહાસનમાં થોડો ફેરફાર કરી દો, જેથી ખબર પડી જાય કે, તેણી સત્યમાર્ગ મેળવે છે અથવા નથી મેળવતી.

૪૨) પછી જ્યારે તે આવી ગઇ તો તેને કહેવામાં આવ્યું કે આવું જ તારું (પણ) સિંહાસન છે ? તેણીએ જવાબ આપ્યો કે આ તે જ છે, અમને આની જાણ પહેલાથી જ કરી દેવામાં આવી હતી અને અમે મુસલમાન હતાં.

૪૩) જે લોકોની બંદગી તેણી અલ્લાહ સિવાય કરતી હતી, તેઓએ તેણીને રોકી રાખી હતી, (અલ્લાહની બંદગી કરવાથી) નિ:શંક તે ઇન્કાર કરનારાઓ માંથી હતી.

૪૪) તેણીને કહેવામાં આવ્યું કે મહેલમાં ચાલતા રહો, જ્યારે તેણીએ મહેલ જોયો તો તેણીને હોજ લાગ્યો જેથી તેણી પોતાના કપડા સમેટવા લાગી, કહ્યું કે આ તો કાચથી બનેલી ઇમારત છે, કહેવા લાગી, મારા પાલનહાર ! મેં પોતાના પર અત્યાચાર કર્યો, હવે હું સુલૈમાનની જેમ સમગ્ર સૃષ્ટિના પાલનહાર અલ્લાહની આજ્ઞાકારી બનું છું.

૪૫) નિ:શંક અમે ષમૂદના લોકો તરફ તેમના ભાઇ સાલિહ અ.સ.ને મોકલ્યા કે તમે સૌ અલ્લાહની બંદગી કરો, તો પણ તેઓ બે જૂથ બની અંદરોઅંદર ઝઘડો કરવા લાગ્યા.

૪૬) સાલિહ અ.સ.એ કહ્યું, કે હે મારી કોમના લોકો ! તમે સત્કાર્ય પહેલા જ દુષ્કર્મોની ઉતાવળ કેમ કરો છો ? તમે અલ્લાહ પાસે માફી કેમ નથી માંગતા જેથી તમારા પર દયા કરવામાં આવે.

૪૭) તે કહેવા લાગ્યા કે અમે તો તારાથી અને તારા અનુયાયીઓથી છેતરામણીનો આભાસ કરી રહ્યા છે. સાલિહએ કહ્યું, તમારો આભાસ અલ્લાહ પાસે છે, પરંતુ તમે વિદ્રોહી છો.

૪૮) આ શહેરમાં નવ સરદાર હતાં, જેઓ ધરતી પર વિદ્રોહ ફેલાવતા હતાં અને સુધારો ન હતા કરતા.

૪૯) તેઓએ અંદરોઅંદર સોગંદો ખાઇ વચન લીધું કે રાત્રિના સમયે જ આપણે સાલિહ અને તેના ઘરવાળાઓ પર છાપો મારીશું અને તેના વારસદારોને સ્પષ્ટ કહી દઇશું કે આના ઘરવાળાઓના મૃત્યુના સમયે હાજર ન હતાં અને અમે ખરેખર સાચા છે.

૫૦) તેઓએ યુક્તિ કરી અને અમે પણ એક યુક્તિ કરી, તેઓ તેને સમજતા ન હતાં.

૫૧) (હવે) જોઇ લો, તેમની યુક્તિઓની દશા કેવી થઇ ? કે અમે તેમને અને તેમની કોમના લોકોને દરેકને નષ્ટ કરી દીધા.

૫૨) આ છે તેમના ઘરો, જે તેમના અત્યાચારના કારણે વેરાન પડ્યા છે, જે લોકો જ્ઞાન ધરાવે છે તેમના માટે આમાં મોટી શિખામણ છે.

૫૩) અમે જેઓ ઈમાન લાવ્યા છે અને ડરવાવાળા છે, તેઓને બચાવી લીધા.

૫૪) અને લૂતને (યાદ કર), જ્યારે તેણે પોતાની કોમના લોકોને કહ્યું કે શું જાણવા છતાં તમે અશ્લીલ કાર્ય કરી રહ્યા છો ?

૫૫) આ કેવી વાત છે કે તમે સ્ત્રીઓને છોડીને પુરૂષો સાથે કામવાસના કરો છો, ખરેખર તમે ખૂબ જ અજાણ બની રહ્યા છો.

૫૬) કોમના લોકોનો જવાબ, એ સિવાય કંઇ ન હતો કે લૂતના ખાનદાનને દેશનિકાલ કરી દો, આ તો ખૂબ જ પવિત્ર બની રહ્યા છે.

૫૭) બસ ! અમે તેમને અને તેમના ખાનદાનને, તેમની પત્ની સિવાય, સૌને બચાવી લીધા, તેના વિશે અનુમાન કરી રાખ્યું હતું કે તે બાકી રહેવાવાળા લોકો માંથી છે.

૫૮) અને તેમના પર એક (ખાસ) વરસાદ વરસાવી દીધો, બસ ! તે ધમકી આપનારા પર ખરાબ વરસાદ પડ્યો.

૫૯) તમે કહી દો કે દરેક પ્રકારની પ્રશંસા અલ્લાહ માટે જ છે અને તેના નિકટના લોકો પર સલામ છે, શું અલ્લાહ શ્રેષ્ઠ છે કે તે લોકો, જેમને આ લોકો ભાગીદાર ઠેરવી રહ્યા છે ?



૬૦) જણાવો તો ખરા ! કે આકાશો અને ધરતીનું સર્જન કોણે કર્યું ? આકાશ માંથી પાણી કોણે વરસાવ્યું ? પછી તેનાથી હર્યા-ભર્યા, સુંદર બગીચા બનાવ્યા, તે બગીચાઓના વૃક્ષોને તમે ક્યારેય ઊપજાવી શક્તા ન હતાં, શું અલ્લાહની સાથે બીજો કોઈ પૂજ્ય છે ? જો કે આ લોકો પથભ્રષ્ટ થઇ જાય છે (સત્ય માર્ગથી).

૬૧) શું તે, જેણે ધરતીને રહેવા માટેનું કારણ બનાવ્યું અને તેની વચ્ચે નહેરો વહાવી દીધી અને તેના માટે પર્વતો બનાવ્યા અને બે સમુદ્રોની વચ્ચે પરદો બનાવ્યો, શું અલ્લાહની સાથે બીજો કોઈ પૂજ્ય છે ? પરંતુ તેમના માંથી ઘણા લોકો જાણતા જ નથી.

૬૨) પરેશાન વ્યક્તિની પોકાર, જ્યારે તે પોકારે, કોણ કબૂલ કરી તકલીફને દૂર કરે છે ? અને તમને ધરતીનો નાયબ બનાવે છે, શું અલ્લાહની સાથે બીજો કોઈ પૂજ્ય છે ? તમે થોડીક જ શીખામણ પ્રાપ્ત કરો છો.

૬૩) શું તે, જે તમને સૂકી અને ભીની (ધરતી)ના અંધકારમાં રસ્તો બતાવે છે અને જે પોતાની કૃપા પહેલા જ ખુશખબર આપનારી હવાઓને ચલાવે છે, શું અલ્લાહ સિવાય બીજો કોઈ પૂજ્ય પણ છે જેને આ લોકો અલ્લાહનો ભાગીદાર ઠેરવે છે ? અલ્લાહ તે બધાથી ઉચ્ચ અને ઘણો જ પ્રતિષ્ઠિત છે.

૬૪) શું તે, જે પ્રથમ વખત સર્જન કરે છે, પછી તેને પાછો ફેરવશે અને જે તમને આકાશ અને ધરતી માંથી રોજી આપી રહ્યો છે, શું અલ્લાહ સાથે બીજો કોઈ પૂજ્ય છે ? કહી દો કે જો તમે સાચા હોવ, તો પોતાના પુરાવા રજુ કરો.

૬૫) કહી દો કે આકાશો અને ધરતીવાળાઓ માંથી અલ્લાહ સિવાય કોઈ અદૃશ્યની વાતો નથી જાણતો, તેઓ એ પણ નથી જાણતા કે ક્યારે તેમને ફરીવાર જીવિત કરવામાં આવશે.

૬૬) પરંતુ આખેરતના વિશે તેમનું જ્ઞાન પૂરું થઇ ગયું છે. પરંતુ આ લોકો તેના વિશે શંકા કરે છે, પરંતુ આ લોકો તેનાથી આંધળા છે.

૬૭) ઇન્કાર કરનારાઓએ કહ્યું કે જ્યારે અમે માટી થઇ જઇશું અને અમારા પૂર્વજો પણ, શું અમને ફરી જીવિત કરવામાં આવશે ?

૬૮) અમને અને અમારા પૂર્વજોને પહેલાથી જ આવા વચનો આપવામાં આવી રહ્યા છે. આ તો ફક્ત આગળના લોકોની વાર્તાઓ સિવાય કંઈ નથી.

૬૯) કહી દો, કે ધરતીમાં હરીફરીને જુઓ તો ખરા કે અપરાધીઓની દશા કેવી થઇ?

૭૦) તમે તેમના માટે નિરાશ ન થશો અને તેમની યુક્તિઓથી પોતાના હૃદયને તંગ ન કરશો.

૭૧) કહે છે કે આ વચનો ક્યારે પૂરા થશે ? જો સાચા હોવ તો જણાવો.

૭૨) જવાબ આપી દો કે કદાચ કેટલીક તે વસ્તુ, જેના માટે તમે ઉતાવળ કરી રહ્યા છો, તમારાથી ઘણી નજીક હોય.

૭૩) નિ:શંક તમારો પાલનહાર દરેક લોકો માટે ખૂબ જ કૃપાળુ છે, પરંતુ ઘણા લોકો કૃતઘ્નતા કરે છે.

૭૪) નિ:શંક તમારો પાલનહાર તે વસ્તુઓને પણ જાણે છે, જે વાતોને તેઓના હૃદય છુપાવી રહ્યા છે અને જેને જાહેર કરે છે.

૭૫) આકાશ અને ધરતીની કોઈ છૂપી વસ્તુ એવી નથી, જે સ્પષ્ટ ખુલ્લી કિતાબમાં ન હોય.

૭૬) નિ:શંક આ કુરઆન, ઇસ્રાઇલના સંતાન સામે તે ઘણી વાતોનું વર્ણન કરે છે, જેમાં આ લોકો વિવાદ કરે છે.

૭૭) અને આ કુરઆન, ઈમાનવાળાઓ માટે ખરેખર સત્ય માર્ગદર્શન અને કૃપા છે.

૭૮) તમારો પાલનહાર તેમની વચ્ચે પોતાના આદેશ વડે બધા ફેંસલા કરી દેશે, તે ઘણો જ પ્રતિષ્ઠિત, જ્ઞાનવાળો છે.

૭૯) બસ ! તમે અલ્લાહ પર જ ભરોસો રાખો, નિ:શંક તમે સાચા અને સ્પષ્ટ દીન પર છો.

૮૦) નિ:શંક તમે ન તો મૃતકોને સંભળાવી શકો છો અને ન તો બહેરાઓને પોતાનો અવાજ સંભળાવી શકો છો, જ્યારે તે લોકો પીઠ ફેરવી પાછા ફરે છે.

૮૧) અને ન તમે આંધળાઓને તેમની પથભ્રષ્ટતાથી હટાવી માર્ગદર્શન આપી શકો છો, તમે તો તે લોકોને જ સંભળાવી શકો છો, જે અમારી આયતો પર ઈમાન લાવ્યા છે, પછી તે લોકો આજ્ઞાકારી બની જાય છે.

૮૨) જ્યારે તેમના પર યાતના નક્કી થઇ જશે, અમે ધરતી માંથી તેમના માટે એક જાનવર કાઢીશું, જે તેમની સાથે વાતો કરતું હશે, કે લોકો અમારી આયતો પર વિશ્વાસ કરતા ન હતાં.

૮૩) અને જે દિવસે અમે દરેક કોમ માંથી તે લોકોના જૂથને, જે અમારી આયતોને જુઠલાવતા હતાં, તેઓને ઘેરાવમાં લઇશું, પછી તે બધાને અલગ કરી દેવામાં આવશે.

૮૪) જ્યારે બધા આવી જશે તો અલ્લાહ તઆલા કહેશે કે તમે મારી આયતોને કેમ જુઠલાવી ? જ્યારે તમને તેનું જ્ઞાન ન હતું અને એ પણ જણાવો કે તમે શું કરતા રહ્યા ?

૮૫) તે લોકોના અત્યાચાર કરવાના કારણે, તેમના પર વાત નક્કી થઇ જશે અને તે લોકો કંઇ બોલી નહીં શકે.

૮૬) શું તે જોતા નથી કે અમે રાતને એટલા માટે બનાવી કે તે તેમાં આરામ કરી લે અને દિવસને અમે પ્રકાશિત બનાવ્યો, ખરેખર આમાં તે લોકો માટે શિખામણ છે જેઓ ઈમાન ધરાવે છે.

૮૭) જે દિવસે સૂર ફૂંકવામાં આવશે, તો બધા જ આકાશો અને ધરતીવાળાઓ ગભરાઇ જશે, સિવાય જેને અલ્લાહ તઆલા ઇચ્છે, બધા જ અલ્લાહ સામે અસમર્થ થઇ હાજર થશે.

૮૮) અને તમે પર્વતોને જોઇ, પોતાની જગ્યાએ ઊભા રહેલા સમજો છો, પરંતુ તે પણ વાદળોની જેમ ઉડશે, આ અલ્લાહની બનાવટ છે, જેણે દરેક વસ્તુને મજબૂત બનાવી, જે કંઇ તમે કરો છો, તેને તે સારી રીતે જાણે છે.

૮૯) જે લોકો સત્કાર્ય લાવશે તેને ઉત્તમ વળતર મળશે અને તેઓ તે દિવસે નીડર હશે.

૯૦) અને જે દુષ્કર્મો લાવશે, તે ઊંધા કરી આગમાં ફેંકી દેવામાં આવશે, ફક્ત તે જ વળતર આપવામાં આવશે જેને તમે કરતા રહ્યા.

૯૧) મને તો બસ ! એ જ આદેશ આપવામાં આવ્યો છે કે હું તે શહેરના પાલનહારની બંદગી કરતો રહું જેને તેણે પવિત્ર બનાવ્યું છે, જેની માલિકી હેઠળ દરેક વસ્તુ છે અને મને એ પણ આદેશ આપવામાં આવ્યો છે કે હું આજ્ઞાકારી લોકો માંથી બની જઉં.

૯૨) અને હું કુરઆન પઢતો રહું, જે સત્ય માર્ગ પર આવી જાય તે પોતાના ફાયદા માટે સત્ય માર્ગ પર આવશે અને જે પથભ્રષ્ટ થઇ જાય તો કહી દો, કે હું તો સચેત કરનારાઓ માંથી છું.

૯૩) કહી દો કે દરેક પ્રશંસા અલ્લાહ માટે જ છે, તે નજીકમાં જ પોતાની નિશાનીઓ બતાવશે, જેને તમે ઓળખી જશો અને જે કંઇ તમે કરો છો તેનાથી તમારો પાલનહાર અજાણ નથી.





# સૂરહ કસ-સ

અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧) તૉ-સીન્-મીમ્

૨) આ પ્રકાશિત કિતાબની આયતો છે.

3) અમે તમારી સમક્ષ મૂસા અને ફિરઔનના સાચા કિસ્સાનું વર્ણન કરીએ છીએ, તે લોકો માટે, જેઓ ઈમાન ધરાવે છે.

૪) નિ:શંક ફિરઔને ધરતી પર વિદ્રોહ કર્યો હતો અને ત્યાંના લોકોને અલગઅલગ જૂથમાં વહેચી દીધા હતાં અને તેમાંથી એક જૂથને નબળો બનાવી દીધો હતો અને તેમના બાળકોને તો ઝબહ કરી નાખતો હતો અને તેમની બાળકીઓને જીવિત છોડી દેતો હતો, નિ:શંક તે વિદ્રોહી લોકો માંથી હતો.

૫) પછી અમારી ઇચ્છા થઇ કે અમે તેમના પર કૃપા કરીએ, જેમને ધરતીમાં તદ્દન નબળા બનાવી દીધા હતાં અને અમે તેમને જ નાયબ અને (ધરતી)ના વારસદાર બનાવીએ.

૬) અને એ પણ કે અમે ધરતી પર તાકાત અને અધિકાર આપીએ અને ફિરઔન, હામાન અને તેમના લશ્કરોને તે બતાવીએ જેનાથી તેઓ ડરી રહ્યા હતાં.

૭) અમે મૂસા અ.સ.ની માતાને વહી કરી કે તેને દૂધ પીવડાવતી રહે અને જ્યારે તને તેના વિશે કંઇ ભય લાગે તો તેને દરિયામાં વહાવી દેજો અને કોઈ ડર ન રાખજો અને નિરાશ ન થશો. અમે ખરેખર તેને તમારી તરફ પાછા મોકલીશું. અને તેને અમારા પયગંબરો માંથી બનાવીશું.

૮) છેવટે ફિરઔનના લોકોએ તે બાળકને ઉઠાવી લીધો કે છેવટે આ જ

બાળક તેમનો શત્રુ બન્યો અને તેમની નિરાશા માટેનું કારણ બન્યો, કંઇ શંકા નથી કે ફિરઔન અને હામાન અને તેમના લશ્કર અપરાધી જ હતાં.

૯) અને ફિરઔનની પત્નીએ કહ્યું, આ તો મારી અને તમારી આંખોની ઠંડક છે, તેને કતલ ન કરો, શક્ય છે કે આ આપણને કંઇક ફાયદો પહોંચાડે અથવા તેને આપણો જ દીકરો બનાવી લઇએ અને તે લોકો સમજતા જ ન હતાં.

૧૦) મૂસા અ.સ.ની માતાનું દીલ ગભરાઇ ગયું, આ કિસ્સાને જાહેર કરવાની જ હતી જો અમે તેમના હૃદયને શાંતિ ન આપતા, આ એટલા માટે કે તે વિશ્વાસ કરવાવાળાઓ માંથી બની જાય.

૧૧) મૂસા અ.સ.ની માતાએ મૂસાની બહેનને કહ્યું, કે તું આની પાછળ પાછળ જા, તો તે તેને (મૂસાને) દૂરથી જોઇ રહી હતી અને ફિરઔનના લોકોને આની જાણ પણ ન થઇ.

૧૨) તેમના પહોંચતા પહેલા જ અમે મૂસા અ.સ. પર દૂધ પીવડાવનારીઓનું દૂધ અવૈધ કરી દીધું હતું, તે કહેવા લાગી, કે શું હું તમને એવું ઘર બતાવું, જે આ બાળકનું તમારા માટે ભરણ-પોષણ કરે અને તેઓ તેના માટે શુભેચ્છક હોય ?

૧૩) બસ ! અમે તેને તેની માતા તરફ પાછો ફેરવ્યો, જેથી તેની આંખો ઠંડી રહે અને નિરાશ ન થાય અને જાણી લે કે અલ્લાહ તઆલાનું વચન સાચું છે, પરંતુ વધારે પડતા લોકો જાણતા નથી.

૧૪) અને જ્યારે મૂસા અ.સ. યુવા વસ્થામાં પહોંચી ગયા અને સંપૂર્ણ બળવાન થઇ ગયા, અમે તેમને હિકમત અને જ્ઞાન આપ્યું, સત્કાર્ય કરવાવાળાઓને અમે આવી જ રીતે બદલો આપીએ છીએ.

૧૫) અને મૂસા અ.સ. એક એવા સમયે શહેરમાં આવ્યા જ્યારે કે શહેરના લોકો બેદરકાર હતાં, અહીંયા બે વ્યક્તિઓને ઝઘડતા જોયા, એક તો

તેમના મિત્રો માંથી હતો અને બીજો તેમના શત્રુઓ માંથી હતો, તેની કોમવાળાઓએ તેની વિરુદ્ધ, જે તેમના શત્રુઓ માંથી હતો, તેમને ફરિયાદ કરી, તેના કારણે મૂસા અ.સ.એ તેને મુક્કો માર્યો, જેના કારણે તે મૃત્યુ પામ્યો, મૂસા અ.સ. કહેવા લાગ્યા કે આ તો શેતાનનું કાર્ય છે, ખરેખર શેતાન શત્રુ અને સ્પષ્ટ રીતે પથભ્રષ્ટ કરનાર છે.

૧૬) પછી દુઆ કરવા લાગ્યા કે, હે પાલનહાર ! મેં પોતે મારા પર અત્યાચાર કર્યો છે, તું મને માફ કરી દે, અલ્લાહ તઆલાએ તેમને માફ કરી દીધા, તે માફ કરનાર અને ઘણો દયાળુ છે.

૧૭) કહેવા લાગ્યા કે, હે મારા પાલનહાર ! જેવી રીતે તેં મારા પર આ દયા કરી, હું પણ હવે ક્યારેય કોઈ પાપીની મદદ નહીં કરૂં.

૧૮) સવારમાં ભયના કારણે જાણવા માટે શહેરમાં ગયા કે અચાનક તે જ વ્યક્તિ, જેણે ગઇકાલે તેમની પાસે મદદ માંગી હતી, તેમની ફરિયાદ કરી રહ્યો છે, મૂસા અ.સ.એ તેને કહ્યું, કે આમાં કોઈ શંકા નથી કે તું સ્પષ્ટ રીતે પથભ્રષ્ટ છે.

૧૯) પછી જ્યારે પોતાના અને તેના શત્રુને પકડવા લાગ્યા, તે ફરિયાદી કહેવા લાગ્યો કે મૂસા ! શું જેવી રીતે ગઇકાલે તે એક વ્યક્તિનું કતલ કર્યું છે, મને પણ મારી નાખવા ઇચ્છે છે ? તું તો શહેરમાં અત્યાચારી અને વિદ્રોહી બનવા માંગે છે. અને તારી એ ઇચ્છા જ નથી કે મેળાપ કરવાવાળાઓ માંથી બને.

૨૦) શહેરના કિનારા પરથી એક વ્યક્તિ દોડતો આવ્યો અને કહેવા લાગ્યો કે, હે મૂસા ! અહીંના સરદારો તને કતલ કરવાની ચર્ચા કરી રહ્યા છે, બસ ! તું હમણા જ જતો રહે અને મને તારો શુભેચ્છક સમજ.

૨૧) બસ ! મૂસા અ.સ. ત્યાંથી ડરતા ડરતા ભાગી ગયા, કહેવા લાગ્યા કે, હે પાલનહાર ! મને અત્યાચારી જૂથથી બચાવી લે.

૨૨) અને જ્યારે મદયન તરફ ગયા તો કહેવા લાગ્યા, મને આશા છે કે મારો પાલનહાર મને સીધા માર્ગે લઇ જશે.

૨૩) મદયનના પાણી પાસે જ્યારે પહોંચ્યા, તો જોયું કે લોકોનું એક જૂથ ત્યાં પાણી પીવડાવી રહ્યું છે અને બે સ્ત્રીઓ અલગ ઊભી રહી પોતાના (ઢોરોને) રોકતા દેખાઇ, પૂછ્યું કે તમને શું મુશ્કેલી છે ? તે બન્નેએ કહ્યું કે જ્યાં સુધી આ ચરાવનાર પાછા ન જાય ત્યાં સુધી અમે પાણી નહીં પીવડાવીએ અને અમારા પિતા ઘણા વૃદ્ધ છે.

૨૪) બસ ! મૂસા અ.સ.એ પોતે તે ઢોરોને પાણી પીવડાવી દીધું, પછી છાંયડા તરફ આવી ગયા અને કહેવા લાગ્યા કે હે પાલનહાર ! તું જે કંઇ પણ ભલાઇ મારી તરફ ઉતારે હું તેનો મોહતાજ છું.

૨૫) એટલા માંજ તે બન્ને સ્ત્રીઓ માંથી એક તેમની તરફ શરમાઇને આવી, કહેવા લાગી કે મારા પિતા તમને બોલાવે છે, જેથી તમે અમારા (ઢોરો)ને જે પાણી પીવડાવ્યું છે તેનું વળતર આપે. જ્યારે મૂસા અ.સ. તેમની પાસે પહોંચ્યા અને તેમની સામે પોતાની સંપૂર્ણ પરિસ્થિતિનું વર્ણન કર્યું, તો તે કહેવા લાગ્યા હવે ડરો નહીં, તમે અત્યાચારી કોમથી છૂટકારો મેળવ્યો.

૨૬) તે બન્ને માંથી એકે કહ્યું, પિતાજી ! તમે તેમને મજૂરી માટે રાખી લો, કારણકે જેને તમે મજૂરી માટે રાખશો, તેમના માંથી સૌથી શ્રેષ્ઠ તે છે, જે તાકાતવાળો અને નિષ્ઠાવાન હોય.

૨૭) તે વૃદ્ધે કહ્યું, હું મારી બન્ને દિકરીઓ માંથી એકને તમારી સાથે લગ્ન કરાવવા ઇચ્છું છું, તેની (મહેર) આઠ વર્ષ સુધી મારી પાસે કામ કરશો, હાં તમે દસ વર્ષ પૂરા કરો તો તે તમારા તરફથી ઉપકાર રૂપે હશે, હું એવું ક્યારેય નથી ઇચ્છતો કે તમને કોઈ તકલીફ આપું, અલ્લાહ ઇચ્છશે તો તમે મને શુભેચ્છક પામશો.

૨૮) મૂસા અ.સ.એ કહ્યું, તો આ વાત મારી અને તમારી વચ્ચે નક્કી થઇ ગઇ, હું તે બન્ને સમયગાળા માંથી જે સમય પણ પૂરો કરૂં, મારા પર કોઈ અતિરેક ન થાય, આપણે જે કંઇ પણ કહી રહ્યા છે, તેના પર અલ્લાહ (સાક્ષી અને) વ્યવસ્થાપક છે.

૨૯) જ્યારે મૂસા અ.સ.એ સમયગાળો પૂરો કરી લીધો અને પોતાના ઘરવાળાઓને લઇને ચાલ્યા, તો "તૂર" નામના પર્વત તરફ આગ જોઇ, પોતાની પત્નીને કહેવા લાગ્યા, ઊભા રહો ! મેં આગ જોઇ છે, શક્ય છે કે હું ત્યાંથી કોઈ જાણકારી લઇને આવું અથવા આગનો કોઈ અંગારો લઇ આવું જેથી તમે તાપણું કરી લો.

30) બસ ! જ્યારે ત્યાં પહોંચ્યા, તો તે પવિત્ર ધરતીના મેદાનના જમણા કિનારે વૃક્ષ માંથી પોકારવામાં આવ્યા કે, હે મૂસા ! નિ:શંક હું જ અલ્લાહ છું, સમગ્ર સૃષ્ટિનો પાલનહાર.

૩૧) અને એ (પણ અવાજ) આવ્યો કે પોતાની લાકડી નાખી દો, પછી જ્યારે તેને જોઇ તો તે સાપની જેમ વળ ખાઇ રહી છે, તો પીઠ ફેરવી પરત આવ્યા અને રોકાઇને જોયું પણ નહીં, અમે કહ્યું કે, હે મૂસા ! આગળ આવો, ડરો નહીં, ખરેખર તમે સંપૂર્ણ રીતે સુરક્ષિત છો.

૩૨) પોતાના હાથને પોતાના ગળામાં નાખ, તે કોઈ રોગ વગર ચમકતો થઇ જશે, તદ્દન સફેદ અને ભયના કારણે પોતાના ખભા દબાવી લે, બસ ! આ બન્ને ચમત્કાર તમારા માટે તમારા પાલનહાર તરફથી છે, ફિરઔન અને તેના જૂથ તરફ, ખરેખર તે બધા અવજ્ઞાકારી છે.

૩૩) મૂસા અ.સ.એ કહ્યું, પાલનહાર ! મેં તેમના એક વ્યક્તિનું કતલ કરી દીધું છે, હવે મને ભય છે કે તેઓ મને પણ કતલ કરી નાખશે.

૩૪) અને મારો ભાઇ હારૂન, મારા કરતા વધારે સ્પષ્ટ જબાનવાળો છે, તું તેને પણ મારી મદદ કરનાર બનાવી મારી સાથે મોકલ, કે તે મને સાચો માની લે, મને તો ભય છે કે તે સૌ મને જુઠલાવી દેશે.

૩૫) અલ્લાહ તઆલાએ કહ્યું કે અમે તમારા ભાઇ વડે તમારા પક્ષને મજબૂત કરી દઇશું અને તમને બન્નેને વિજય આપીશું, ફિરઔનના લોકો તમારા સુધી નહીં પહોંચી શકે, અમારી નિશાનીઓના કારણે, તમે બન્ને અને તમારું અનુસરણ કરનારા જ પ્રભુત્વશાળી રહેશે.

૩૬) બસ ! તેમની પાસે મૂસા અ.સ. અમારા આપેલા સ્પષ્ટ ચમત્કારો લઇને પહોંચ્યા તો તેઓ કહેવા લાગ્યા, આ તો ઘડી કાઢેલું જાદુ છે, અમે પોતાના પૂર્વજોના સમયમાં ક્યારેય આવું નથી સાંભળ્યું.

૩૭) મૂસા અ.સ. કહેવા લાગ્યા, મારો પાલનહાર તેને ખૂબ સારી રીતે જાણે છે, જે તેની પાસે સત્ય માર્ગ લઇ આવે છે અને જેના માટે આખેરતનું પરિણામ (સારું) હોય, ખરેખર અત્યાચારીઓનું ભલું નહીં થાય.

૩૮) ફિરઔન કહેવા લાગ્યો, હે દરબારીઓ ! હું તો મારા સિવાય કોઈને તમારો પૂજ્ય નથી માનતો, સાંભળ ! હે હામાન ! તું મારા માટે માટીને આગમાં ગરમ કર, પછી મારા માટે એક મહેલ બનાવ, તો હું મૂસાના પૂજ્યને જોઇ શકું, આને હું જુઠો સમજું છું.

૩૯) તેણે અને તેના લશ્કરોએ ખોટી રીતે શહેરમાં અહંકાર કર્યો અને સમજી બેઠા કે તેઓ અમારી પાસે પાછા ફેરવવામાં જ નહીં આવે.

૪૦) છેવટે અમે તેને અને તેના લશ્કરોને પકડી લીધા અને દરિયામાં ડુબાડી દીધા, હવે જોઇ લો કે તે અપરાધીઓની દશા કેવી થઇ ?

૪૧) અને અમે તેમને એવા નાયબ બનાવી દીધા કે લોકોને જહન્નમ તરફ બોલાવે અને કયામતના દિવસે તેમની કંઇ મદદ કરવામાં નહીં આવે.

૪૨) અને અમે આ દુનિયામાં પણ તેમની પાછળ પોતાની લઅનત (ફિટકાર) કરી દીધી અને કયામતના દિવસે પણ તેઓ ખરાબ સ્થિતિમાં હશે.

૪૩) અને પહેલાના લોકોને નષ્ટ કર્યા પછી, અમે મૂસાને એવી કિતાબ આપી જે લોકો માટે પુરાવો અને સત્ય માર્ગ અને કૃપા બનીને આવી, જેથી તેઓ શિખામણ પ્રાપ્ત કરે.

૪૪) અને તૂરની પશ્ચિમ તરફ જ્યારે અમે મૂસા અ.સ.ને આદેશની વહી આપી તે સમયે તમે ન તો ત્યાં હાજર હતાં અને ન તો જોનારા માંથી હતાં.

૪૫) પરંતુ અમે ઘણી પેઢીઓનું સર્જન કર્યું, જેમના પર લાંબો સમયગાળો પસાર થઇ ગયો અને ન તો તમે મદયનના લોકો માંથી હતાં કે તેમની સામે અમારી આયતોને પઢતા, પરંતુ અમે જ પયગંબરોને મોકલવાવાળા છે.

૪૬) અને ન તમે "તૂર" વખતે હતાં, જ્યારે અમે પોકાર્યા, પરંતુ આ તમારા પાલનહાર તરફથી એક કૃપા છે, એટલા માટે કે તમે તે લોકોને સચેત કરી દો, જેમની પાસે તમારાથી પહેલા કોઈ સચેત કરનાર નથી આવ્યા, કદાચ કે તેઓ શિખામણ પ્રાપ્ત કરી લે.

૪૭) તેમણે પોતે કરેલા કરતુતોના કારણે કોઈ મુસીબત પહોંચતી, જો આ વાત ન હોત તો, આ લોકો કહેતા કે હે અમારા પાલનહાર ! તે અમારી તરફ કોઈ પયગંબર કેમ ન મોકલ્યા ? કે અમે તારી આયતોનું અનુસરણ કરતા અને ઈમાનવાળાઓ માંથી થઇ જતા.

૪૮) પછી જ્યારે તેમની પાસે અમારા તરફથી સત્ય આવી ગયું તો, કહે છે કે આમને મૂસા જેવું કેમ આપવામાં ન આવ્યું ? સારું, તો શું મૂસા અ.સ.ને જે કંઇ આપવામાં આવ્યું હતું તેનો ઇન્કાર લોકોએ નહતો કર્યો ? સ્પષ્ટ કહેવામાં આવ્યું હતું કે આ બન્ને જાદુગર છે, જે એકબીજાની મદદ કરનાર છે અને અમે તો આ બધાનો ઇન્કાર કરનારા છીએ.

૪૯) કહી દો, કે જો સાચા હોવ તો તમે પણ અલ્લાહ પાસેથી કોઈ એવી કિતાબ લઇ આવો, જે તે બન્ને કરતા વધારે માર્ગદર્શન આપતી હોય, હું તેનું જ અનુસરણ કરીશ.

૫૦) પછી જો આ લોકો તમારી વાત ન માને, તો તમે વિશ્વાસ કરી લો, કે આ લોકો પોતાની મનેચ્છાઓનું અનુસરણ કરી રહ્યા છે અને તેના કરતા વધારે પથભ્રષ્ટ કોણ છે ? જે પોતાની મનેચ્છાઓ પાછળ પડેલ છે, અલ્લાહના માર્ગદર્શન વગર, નિઃશંક અલ્લાહ તઆલા અત્યાચારી લોકોને સત્ય માર્ગદર્શન નથી આપતો.

૫૧) અને અમે સતત લોકો માટે અમારી વાણી અવતરિત કરતા રહ્યા, જેથી તેઓ શિખામણ પ્રાપ્ત કરે.

૫૨) જેમને અમે આ પહેલા કિતાબ આપી, તે તો આના પર પણ ઈમાન ધરાવે છે.

૫૩) અને જ્યારે તેની આયતો તેમની સમક્ષ પઢવામાં આવે છે તો, તેઓ કહી દે છે, આ કિતાબનું અલ્લાહ તરફથી હોવું, આના પર અમારું ઈમાન છે, અમે તો આ પહેલાથી જ મુસલમાન છે.

૫૪) આવા લોકોને પોતે રાખેલ ધીરજના બદલામાં બમણું વળતર આપવામાં આવશે, તેઓ સત્કાર્ય વડે દુષ્કર્મને દૂર દે છે અને અમે જે કંઇ પણ તેમને આપી રાખ્યું છે તેમાંથી આપતા રહે છે.

૫૫) અને જ્યારે નકામી વાત સાંભળે છે, તો તેનાથી અળગા રહે છે અને કહી દે છે કે અમારા કાર્યો અમારા માટે અને તમારા કાર્યો તમારા માટે. તમારા પર સલામતી થાય, અમે અજાણ લોકો સાથે (તકરાર) કરવા નથી ઇચ્છતા.

૫૬) તમે જેને ઇચ્છો, સત્ય માર્ગ પર નથી લાવી શક્તા, પરંતુ અલ્લાહ તઆલા જ જેને ઇચ્છે, સત્ય માર્ગ બતાવે છે. સત્ય માર્ગવાળાઓને તે જ ખૂબ સારી રીતે જાણે છે.

૫૭) કહેવા લાગ્યા, કે જો અમે તમારી સાથે મળી, સત્ય માર્ગનું અનુસરણ કરવા લાગીએ તો, અમને અમારા શહેર માંથી કાઢી મૂકવામાં આવશે, શું અમે તેમને શાંત અને પવિત્ર શહેરમાં જગ્યા નથી આપી ? જ્યાં દરેક પ્રકારના ફળો મળી આવે છે, જે અમારી પાસે રોજી માટે છે, પરંતુ તેમના માંથી ઘણા લોકો કંઇ જાણતા નથી.

૫૮) અને અમે ઘણી તે વસ્તીઓ નષ્ટ કરી દીધી, જેઓ પોતાના મોજશોખ પર ઇતરાવા લાગી હતી, આ છે તેમની રહેવાની જગ્યાઓ, ત્યાર પછી તે જગ્યાને ઘણી જ ઓછી આબાદ કરવામાં આવી અને અમે જ દરેક વસ્તુના વારસદાર છે.

૫૯) તમારો પાલનહાર કોઈ એક વસ્તીને પણ ત્યાં સુધી નષ્ટ નથી કરતો, જ્યાં સુધી કે તેમની કોઈ મોટી વસ્તીમાં પોતાનો પયગંબર ન મોકલે, જે તેમને અમારી આયતો પઢીને સંભળાવે અને અમે વસ્તીઓને ત્યારે જ નષ્ટ કરીએ છીએ જ્યારે ત્યાંના લોકો અત્યાચાર કરવામાં હદ વટાવી દે.

૬૦) અને તમને જે કંઇ આપવામાં આવ્યું છે, તે ફક્ત દુનિયાના જીવનનો સામાન અને તેનો શણગાર છે, હાં અલ્લાહ પાસે જે કંઇ છે તે ખૂબ જ ઉત્તમ અને હંમેશા રહેવાવાળુ છે, શું તમે નથી સમજતા ?

૬૧) શું તે વ્યક્તિ, જેને અમે સાચું વચન આપ્યું છે, જે થઇને જ રહેશે, તે એવા વ્યક્તિ જેવો થઇ શકે છે ? જેને અમે દુનિયાના જીવનને થોડોક ફાયદો અમસ્તા જ આપી દીધો, છેવટે તે કયામતના દિવસે પકડીને હાજર કરવામાં આવશે.

૬૨) અને જે દિવસે અલ્લાહ તઆલા તેમને પોકારીને કહેશે કે તમે જે લોકોને મારા ભાગીદાર ઠેરવતા હતાં, તેઓ ક્યાં છે ?

૬૩) જેમના માટે વાત સાબિત થઇ, ગઇ તેઓ જવાબ આપશે કે હે અમારા પાલનહાર ! આ જ તે લોકો છે, જેમને અમે ભટકાવ્યા હતાં, અમે તે

લોકોને તેવી જ રીતે ભટકાવ્યા જેવી રીતે અમે ભટકાવવામાં આવ્યા હતાં, અમે તારી સામે તેમનાથી અળગા છે, આ લોકો અમારી બંદગી ન હતા કરતા.

૬૪) કહેવામાં આવશે કે પોતાના ભાગીદારોને બોલાવો, તેઓ બોલાવશે, પરંતુ તેઓ જવાબ પણ નહીં આપે અને સૌ યાતનાને જોઇ લેશે. કાશ આ લોકો સત્ય માર્ગ પર હોત.

૬૫) તે દિવસે તેમને બોલાવી પૂછશે કે, તમે પયગંબરોને શું જવાબ આપ્યો ?

૬૬) ત્યારે, તે દિવસે, તેમના દરેક પુરાવા વ્યર્થ થઇ જશે અને એકબીજાને સવાલ પણ નહીં કરે.

૬૭) હાં, જે વ્યક્તિ તૌબા કરી લે, ઈમાન લઇ આવે અને સત્કાર્ય કરે, તે જ છૂટકારો પામનારા લોકો માંથી થઇ જશે.

૬૮) અને તમારો પાલનહાર જે ઇચ્છે છે, તેનું સર્જન કરે છે અને જેને ઇચ્છે છે પસંદ કરી લે છે, તેમાંથી કોઈને કંઇ પણ અધિકાર નથી, અલ્લાહ માટે જ પવિત્રતા છે, તે પવિત્ર છે તે દરેક વસ્તુથી, જેને લોકો ભાગીદાર ઠેરવે છે.

૬૯) તેમના હૃદયો જે કંઇ છુપાવે છે અને જે કંઇ જાહેર કરે છે, તમારો પાલનહાર બધું જ જાણે છે.

૭૦) તે જ અલ્લાહ છે, તેના સિવાય કોઈ બંદગીને લાયક નથી, દુનિયા અને આખેરતમાં તેના માટે જ પ્રશંસા છે, આદેશ તેનો જ છે અને તેની જ તરફ તમે સૌ પાછા ફેરવવામાં આવશો.

૭૧) કહી દો, કે જુઓ તો ખરા, અલ્લાહ તઆલા તમારા પર રાત્રિને કયામત સુધી નક્કી કરી દે તો અલ્લાહ સિવાય કોણ પૂજ્ય છે, જે તમારી પાસે દિવસનો પ્રકાશ લાવે ? શું તમે સાંભળતા નથી ?

૭૨) પૂછો ! કે એ પણ જણાવો, કે જો અલ્લાહ તઆલા તમારા પર હંમેશા માટે કયામત સુધી દિવસ જ રાખે તો પણ અલ્લાહ સિવાય કોઈ પૂજ્ય છે જે તમારી પાસે રાત લઇ આવે ? જેમાં તમે આરામ કરો, શું તમે જોતા નથી ?

૭૩) તેણે જ તમારા માટે પોતાની કૃપા દ્વારા દિવસ-રાત નક્કી કરી દીધા છે, કે તમે રાતના સમયે આરામ કરો અને દિવસમાં તેની મોકલેલી રોજી શોધો. આ એટલા માટે કે તમે આભાર વ્યક્ત કરો.

૭૪) અને જે દિવસે તેમને પોકારી, અલ્લાહ તઆલા કહેશે, કે જેમને તમે મારી સાથે ભાગીદાર ઠેરાવતા હતા, તેઓ ક્યાં છે ?

૭૫) અને અમે દરેક કોમ માંથી એક સાક્ષી આપનાર અલગ કરી દઇશું, કે પોતાના પુરાવા રજુ કરો, બસ ! તે સમયે જાણી લેશે કે સત્ય અલ્લાહ તઆલા પાસે છે અને જે કંઇ જૂઠાણું તે લોકો બાંધતા હતાં, બધું જ તેમની પાસેથી અદૃશ્ય થઇ જશે.

૭૬) કારૂન મૂસા અ.સ.ની કોમ માંથી હતો, પરંતુ તેમના પર અત્યાચાર કરતો હતો, અમે તેને (એટલા) ખજાના આપી રાખ્યા હતાં કે કેટલાય શક્તિશાળી લોકો મુશ્કેલીથી તે (ખજાનાની) ચાવીઓ ઉઠાવતા હતાં, એક વાર તેની કોમના લોકોએ તેને કહ્યું, કે ઇતરાઇ ન જા, અલ્લાહ તઆલા ઇતરાઇ જનારાઓને પસંદ નથી કરતો.

૭૭) અને જે કંઇ તને અલ્લાહ તઆલાએ તને આપી રાખ્યું છે, તેમાંથી આખેરતના ઘર માટે તૈયારી રાખ અને પોતાના દુનિયાના ભાગને પણ ભૂલી ન જા અને જેવી રીતે અલ્લાહ તઆલાએ તારા પર ઉપકાર કર્યો છે, તું પણ લોકો પર ઉપકાર કર અને શહેરમાં વિદ્રોહ ન ફેલાવ, નિ:શંક અલ્લાહ તઆલા વિદ્રોહીઓને પસંદ નથી કરતો.

૭૮) કારૂને કહ્યું, કે આ બધું મને મારી પોતાની બુદ્ધિના કારણે આપવામાં આવ્યું છે, શું તેને અત્યાર સુધી ખબર નથી કે અલ્લાહ તઆલાએ આ

પહેલા ઘણી વસ્તીના લોકોને નષ્ટ કરી દીધા, જેઓ આના કરતા વધારે શક્તિશાળી અને ઘણા ધનવાન હતાં અને અપરાધીઓ સાથે તેમના અપરાધ વિશે પૂછતાછ આવા સમયે કરવામાં નથી આવતી.

૭૯) બસ ! કારૂન સંપૂર્ણ શણગાર સાથે પોતાની કોમ સામે નીકળ્યો, તો દુનિયાના જીવનને પસંદ કરનારા લોકો કહેવા લાગ્યા, કાશ ! અમને પણ આવી જ રીતે મળ્યું હોત, જેવું કે કારૂન પાસે છે, આ તો ઘણો જ નસીબવાળો છે.

૮૦) જ્ઞાની લોકો તેમને સમજાવવા લાગ્યા, કે અફસોસ ! ઉત્તમ વસ્તુ તે છે જે બદલાના રૂપે તેમને મળશે, જે અલ્લાહ પર ઈમાન લાવે અને સત્કાર્ય કરે, આ વાત તે લોકોના હૃદયમાં નાંખવામાં આવે છે, જેઓ ધીરજ રાખનાર છે.

૮૧) (છેવટે) અમે તેને તેના મહેલ સાથે ધરતીમાં ધસાવી દીધો અને અલ્લાહ સિવાય કોઈ જૂથ તેની મદદ કરવા માટે તૈયાર ન થયું, ન તે પોતાને બચાવી શક્યો.

૮૨) અને જે લોકો ગઇકાલે તેના હોદ્દા સુધી પહોંચવાની ઇચ્છા ધરાવતા હતાં, તે આજે કહેવા લાગ્યા, કે શું તમે નથી જોતા કે અલ્લાહ તઆલા જ પોતાના બંદાઓ માંથી જેના માટે ઇચ્છે રોજી વિશાળ કરી દે છે અને તંગ પણ ? જો અલ્લાહ તઆલા આપણા પર કૃપા ન કરતો તો આપણને પણ ધસાવી દેતો. શું જોતા નથી કે કૃતઘ્નીઓને કયારેય સફળતા નથી મળતી.

૮૩) આખેરતનું ઘર અમે તેમના માટે બનાવ્યું છે, જેઓ ધરતી પર ઘમંડ નથી કરતા, ન વિદ્રોહ ઇચ્છે છે, ડરવાવાળાઓ માટે શ્રેષ્ઠ પરિણામ છે.

૮૪) જે વ્યક્તિ સત્કાર્ય લાવશે, તેને તેનું વળતર શ્રેષ્ઠ મળશે અને જે દુષ્કર્મ લઇને આવશે તો આવા દુષ્કર્મીઓને તેમના કાર્યોનો બદલો તે જ આપવામાં આવશે, જે તેઓ કરતા હતાં.

૮૫) જે અલ્લાહએ તમારા પર કુરઆન અવતરિત કર્યું છે, તે તમને ફરીવાર પ્રથમ જગ્યાએ લાવશે, કહી દો ! કે મારો પાલનહાર તેને પણ ખૂબ સારી રીતે જાણે છે જે સત્ય માર્ગ પર છે અને તે પણ, જે સ્પષ્ટ રીતે પથભ્રષ્ટ છે.

૮૬) તમને ક્યારેય તેનો વિચાર પણ ન આવ્યો હતો કે તમારી તરફ કિતાબ અવતરિત કરવામાં આવશે, પરંતુ આ તમારા પાલનહારની કૃપાથી અવતરિત થયું, હવે તમે ક્યારેય ઇન્કાર કરનારાઓની મદદ ન કરશો.

૮૭) ધ્યાન રાખો કે આ ઇન્કાર કરનારાઓ તમને અલ્લાહ તઆલાની આયતોનો પ્રચાર કરવાથી રોકી ન દે, તમારી તરફ અવતરિત થઇ ગયા પછી, તમે પોતાના પાલનહાર તરફ બોલાવતા રહો અને શિર્ક કરવાવાળાઓ માંથી ન થઇ જાવ.

૮૮) અલ્લાહ તઆલા સાથે બીજા કોઈ પૂજ્યને ન પોકારો, અલ્લાહ સિવાય કોઈ પૂજ્ય નથી, દરેક વસ્તુ નષ્ટ થનારી છે, સિવાય તેનો ચહેરો (અલ્લાહ તઆલાની હસ્તી), તેનો જ આદેશ છે અને તમે તેની જ તરફ પાછા ફેરવવામાં આવશો.






અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧) અલિફ-લામ્-મીમ્

૨) શું લોકોએ અનુમાન કરી રાખ્યું છે કે તેમના ફક્ત આ દાવા પર, કે અમે ઈમાન લાવ્યા છે, અમે તેમની કસોટી કર્યા વગર જ છોડી દઇશું?

૩) તેમનાથી પહેલાના લોકોને પણ અમે કસોટી કરી, ખરેખર અલ્લાહ તઆલા સાચા લોકોને પણ જાણી લેશે અને તેમને પણ, જે લોકો જુઠ્ઠા છે.

૪) શું જે લોકો દુષ્કર્મો કરી રહ્યા છે, તેમણે એવું સમજી રાખ્યું છે કે તેઓ અમારા વશમાં નહીં રહે, આ લોકો કેટલું ખોટું સમજી રહ્યા છે.

૫) જેને અલ્લાહ સાથે મુલાકાત કરવાની આશા હોય, બસ ! અલ્લાહ તઆલાએ નક્કી કરેલ સમય જરૂર આવશે, તે બધું જ સાંભળનાર, બધું જ જાણનાર છે.

૬) અને દરેક મહેનત કરનાર પોતાના ફાયદા માટે જ કરે છે, અલ્લાહ તઆલા સમગ્ર સૃષ્ટિથી બેનિયાઝ છે.

૭) અને જે લોકો ઈમાન લાવ્યા અને તે લોકોએ સત્કાર્ય કર્યા, અમે તેમના દરેક પાપોને તેમનાથી દૂર કરી દઇશું અને તેમને તેમના સત્કાર્યોનો શ્રેષ્ઠ બદલો આપીશું.

૮) અમે દરેક માનવીને પોતાના માતાપિતા સાથે સદવર્તન કરવાનો આદેશ આપ્યો, હાં ! જો તેઓ અલ્લાહ સાથે કોઈને ભાગીદાર ઠેરવવાનો આદેશ આપે, જેનું તમને જ્ઞાન નથી, તો તેમનું કહ્યું ન માનો. તમારે સૌએ મારી તરફ જ પાછા ફરવાનું છે, પછી હું તે દરેક વસ્તુની જાણ આપીશ જે તમે કરતા હતાં.

૯) અને જે લોકો ઈમાન લાવ્યા અને સત્કાર્યો કર્યા, તેમને હું મારા સદાચારી બંદાઓમાં કરી દઇશ.

૧૦) અને કેટલાક લોકો એવા પણ છે કે, જે જબાનથી કહે છે કે અમે ઈમાન લાવ્યા છે, પરંતુ જ્યારે અલ્લાહના માર્ગમાં કોઈ પરેશાની આવી પહોંચે છે તો લોકોથી પહોંચેલી તકલીફને અલ્લાહ તઆલાની યાતનાની જેમ સમજી લે છે, હાં જો અલ્લાહની મદદ આવી જાય તો પોકારે છે કે અમે તો તમારા જ મિત્રો છે. શું દુનિયાવાળાઓના હૃદયમાં જે કંઇ છે, તેને અલ્લાહ તઆલા જાણતો નથી ?

૧૧) જે લોકો ઈમાન લાવ્યા, અલ્લાહ તેઓને પણ જાહેર કરશે અને ઢોંગીઓને પણ જાહેર કરશે.

૧૨) ઇન્કાર કરનારાઓએ ઈમાનવાળાઓને કહ્યું, કે તમે અમારા માર્ગનું અનુસરણ કરો, તમારા પાપો અમે ઉઠાવી લઇશું, જો કે તેઓ તેમના પાપો માંથી કંઇ પણ નહીં ઉઠાવે, આ તો જુઠ્ઠા લોકો છે.

૧૩) જો કે આ લોકો પોતાનો બોજ ઉઠાવી લેશે અને પોતાના બોજની સાથેસાથે બીજા બોજ પણ અને જે કંઇ જૂઠાણું ઘડી રહ્યા છે, તે સૌને તેના વિશે પૂછતાછ કરવામાં આવશે.

૧૪) અને અમે નૂહ અ.સ.ને તેમની કોમ પાસે મોકલ્યા, તે તેમની સાથે નવસો પચાસ વર્ષ રહ્યા, પછી તે લોકોને વાવાઝોડાએ પકડી લીધા અને તે લોકો અત્યાચારી હતાં.

૧૫) પછી અમે તેમને અને હોડીવાળાઓને છૂટકારો આપ્યો અને આ કિસ્સાને અમે સમગ્ર સૃષ્ટિના લોકો માટે શિખામણ બનાવી દીધી.

૧૬) અને ઇબ્રાહીમ અ.સ.એ પણ પોતાની કોમને કહ્યું કે અલ્લાહની બંદગી કરો અને તેનાથી ડરતા રહો, જો તમારામાં બુદ્ધિ હોય તો આ જ તમારા માટે ઉત્તમ છે.

૧૭) તમે અલ્લાહ સિવાય મૂર્તિઓની પૂજા કરી રહ્યા છો અને જુઠી વાતો ઊપજાવી કાઢો છો, સાંભળો ! જે લોકોની તમે અલ્લાહ સિવાય બંદગી કરો છો, તેઓ તમારી રોજીના માલિક નથી, બસ ! તમે ફક્ત અલ્લાહ પાસે રોજી માંગો અને તેની જ બંદગી કરો અને તેનો જ આભાર માનો અને તેની જ તરફ તમારે પાછા ફરવાનું છે.

૧૮) અને જો તમે જુઠલાવતા હોય તો તમારા પહેલાની કોમોએ પણ જુઠલાવ્યું છે, પયગંબરની જવાબદારી તો ફક્ત સ્પષ્ટ રીતે પહોંચાડી દેવાની છે.

૧૯) શું તે લોકોએ નથી જોયું કે અલ્લાહએ સર્જનોની શરૂઆત કેવી રીતે કરી ? પછી અલ્લાહ તેને ફરી વાર કરશે, આ તો અલ્લાહ માટે ખૂબ જ સરળ છે.

૨૦) કહી દો, કે ધરતી પર હરીફરીને જુઓ તો ખરા કે કેવી રીતે અલ્લાહ તઆલાએ શરૂઆતમાં સર્જન કર્યું, પછી અલ્લાહ તઆલા જ નવું સર્જન કરશે, અલ્લાહ તઆલા દરેક વસ્તુ પર શક્તિ ધરાવે છે.

૨૧) જેને ઇચ્છે તેના પર યાતના મોકલે, જેના પર ઇચ્છે કૃપા કરે, સૌ તેની જ તરફ પાછા ફેરવવામાં આવશે.

૨૨) તમે અલ્લાહને ન તો ધરતીમાં અસમર્થ કરી શકો છો અને ન તો આકાશમાં, અલ્લાહ તઆલા સિવાય કોઈ તમારો વાલી નથી અને ન મદદ કરનાર.

૨૩) જે લોકો અલ્લાહની આયતો અને તેની મુલાકાતને ભૂલી જાય છે, તેઓ મારી કૃપાથી વંચિત રહી જાય છે અને તેમના માટે દુ:ખદાયી યાતના છે.

૨૪) તેમની કોમનો જવાબ આ સિવાય કંઇ ન હતો, તેઓ કહેવા લાગ્યા આને મારી નાખો અથવા આને સળગાવી દો, છેવટે અલ્લાહએ તેમને આગથી બચાવી લીધા, આમાં ઈમાનવાળાઓ માટે ઘણી નિશાનીઓ છે.

૨૫) (ઇબ્રાહીમ અ.સ.એ) કહ્યું, કે તમે જે મૂર્તિઓની પૂજા અલ્લાહ સિવાય કરી છે, તમે લોકોએ તેમને દુનિયાના ફાયદાના કારણે મિત્ર બનાવ્યા, તમે સૌ કયામતના દિવસે એકબીજાનો ઇન્કાર કરવા લાગશો અને એકબીજા પર ફિટકાર કરવા લાગશો અને તમારા સૌનું ઠેકાણું જહન્નમ હશે અને તમારી મદદ કરનાર કોઈ નહીં હોય.

૨૬) બસ ! ઇબ્રાહીમ અ.સ. પર, લૂત અ.સ. ઈમાન લાવ્યા, અને કહેવા લાગ્યા કે હું મારા પાલનહાર તરફ હિજરત કરવાવાળો છું, તે ઘણો જ વિજયી અને હિકમતવાળો છે.

૨૭) અને અમે તેમને ઇસ્હાક અને યાકૂબ (અ.સ.) આપ્યા અને અમે પયગંબરી અને કિતાબ તેમના સંતાન માંથી જ કરી દીધી અને અમે દુનિયામાં પણ તેમને બદલો આપ્યો અને આખેરતમાં તો તેઓ સદાચારી લોકો માંથી છે.

૨૮) અને લૂત અ.સ.નું પણ વર્ણન કરો, જ્યારે તેમણે પોતાની કોમને કહ્યું, કે તમે તો તે ખરાબ કૃત્ય કરી રહ્યા છો, જે તમારાથી પહેલા દુનિયામાં કોઈએ કર્યું ન હતું.

૨૯) શું તમે પુરુષો સાથે ખરાબ કાર્ય કરવા માટે આવો છો અને રસ્તા બંધ કરી દો છો અને પોતાની સામાન્ય સભામાં અશ્લીલ કાર્યો કરો છો. આના જવાબમાં તેમની કોમે તે સિવાય કંઇ ન કહ્યું, બસ ! જતો રહે, જો તું સાચો હોય તો અમારી પાસે અલ્લાહની યાતના લઇ આવ.

30) લૂત અ.સ.એ દુઆ કરી કે પાલનહાર ! આ વિદ્રોહી કોમ પર મારી મદદ કર.

૩૧) અને જ્યારે અમારા અવતરિત કરેલા ફરિશ્તાઓ ઇબ્રાહીમ અ.સ. પાસે ખુશખબરી લઇ આવ્યા, તો કહેવા લાગ્યા કે આ વસ્તીવાળાઓને અમે નષ્ટ કરવાના છે, નિ:શંક અહીંયા રહેનારા અપરાધી છે.

૩૨) (ઇબ્રાહીમ અ.સ.એ) કહ્યું, આ લોકોમાં લૂત અ.સ. પણ છે, ફરિશ્તાઓએ કહ્યું અહીંયા જે પણ છે, અમે સારી રીતે જાણીએ છીએ, લૂત અ.સ. અને તેમના કુટુંબીજનોને અમે બચાવી લઇશું, તેમની પત્ની સિવાય, જો કે તે સ્ત્રી પાછળ રહી જનારા લોકો માંથી છે.

૩૩) પછી જ્યારે અમારા સંદેશવાહક લૂત અ.સ. પાસે પહોંચ્યા તો, (લૂત અ.સ.) તેમનાથી નિરાશ થયા અને અંદર જ અંદર નિરાશ થવા લાગ્યા, સંદેશવાહકોએ કહ્યું કે તમે ન ડરો, ન તો નિરાશ થાવ, અમે તમને તમારા અનુયાયીઓ સાથે બચાવી લઇશું, પરંતુ તમારી પત્ની સિવાય, તે યાતના માટે બાકી રહેનારા લોકો માંથી હશે.

૩૪) અમે આ વસ્તીવાળાઓ પર આકાશ માંથી પ્રકોપ ઉતારીશું, એટલા માટે કે આ લોકો અવજ્ઞાકારી બની ગયા છે.

૩૫) જો કે અમે આ વસ્તીને સ્પષ્ટ શિખામણ માટે નિશાની બનાવી દઇશું, તે લોકો માટે જેઓ બુદ્ધિ ધરાવે છે.

૩૬) અને “મદયન” તરફ અમે તેમના ભાઇ શુઐબ અ.સ.ને મોકલ્યા, તેમણે કહ્યું કે હે મારી કોમના લોકો ! અલ્લાહની બંદગી કરો, કયામતના દિવસ પર વિશ્વાસ ધરાવો અને ધરતીમાં વિદ્રોહ ન ફેલાવો.

૩૭) તો પણ તે લોકોએ તેમને જુઠલાવ્યા, છેવટે તેમને ધરતીકંપે (યાતના) પકડી લીધા. અને તેઓ પોતાના ઘરોમાં બેઠાબેઠા જ મૃત્યુ પામ્યા.

૩૮) અમે આદ અને ષમૂદના લોકોને પણ નષ્ટ કર્યા, જેમના કેટલાક ઘરો તમારી સામે છે અને શેતાને તેમના ખરાબ કૃત્યોને શણગારીને

બતાવ્યા હતા અને તેમના માર્ગથી રોકી દીધા હતાં, આંખો અને બુદ્ધિ ધરાવવા છતાં પણ.

૩૯) કારૂન, ફિરઔન અને હામાનને પણ, તેમની પાસે મૂસા અ.સ. સ્પષ્ટ ચમત્કારો લઇને આવ્યા હતાં, તો પણ તે લોકોએ ધરતી પર ઘમંડ કર્યો, પરંતુ અમારા કરતા આગળ ન વધી શક્યા.

૪૦) પછી તો દરેકને અમે તેમના અપરાધના કારણે પકડી લીધા, તેમના માંથી કેટલાક પર અમે પથ્થરોનો વરસાદ વરસાવ્યો અને તેમના માંથી કેટલાકને સખત ચીસે પકડી લીધા અને તેમના માંથી કેટલાકને અમે ધરતીમાં ધસાવી દીધા અને તેમના માંથી કેટલાકને અમે ડુબાડી દીધા, અલ્લાહ તઆલા તેમના પર અત્યાચાર કરવાવાળો નથી, પરંતુ તેઓ પોતે જ પોતાના પર અત્યાચાર કરતા હતાં.

૪૧) જે લોકોએ અલ્લાહ તઆલા સિવાય બીજા ભાગીદારો ઠેરાવી રાખ્યા છે, તેમનું ઉદાહરણ કરોળિયા જેવું છે, કે તે પણ એક ઘર બનાવે છે, જો કે દરેક ઘરો કરતા નબળું ઘર કરોળિયાનું છે, કાશ ! કે તેઓ જાણી લેતા.

૪૨) અલ્લાહ તઆલા તે દરેક વસ્તુને જાણે છે જેને તેઓ અલ્લાહના સિવાય પોકારે છે, તે જબરદસ્ત અને હિકમતવાળો છે.

૪૩) અમે આ ઉદાહરણોને લોકો માટે વર્ણન કરીએ છીએ, તેને ફક્ત જ્ઞાની લોકો સમજે છે.

૪૪) અલ્લાહ તઆલાએ આકાશો અને ધરતીનું સર્જન સત્ય સાથે કર્યું છે, ઈમાનવાળાઓ માટે આમાં ઘણા પુરાવા છે.

૪૫) જે કિતાબ તમારી તરફ વહી કરવામાં આવી છે, તેને પઢો અને નમાઝ પઢતા રહો, નિ:શંક નમાઝ ખરાબ કાર્યો અને અપરાધ કરવાથી રોકે છે, નિ:શંક અલ્લાહના નામનું સ્મરણ ખૂબ જ મોટું કાર્ય છે. તમે જે કંઈ પણ કરી રહ્યા છો તેને અલ્લાહ ખૂબ સારી રીતે જાણે છે.

૪૬) અને કિતાબવાળાઓ સાથે તકરાર ન કરો, પરંતુ ઉત્તમ રીતે, તે લોકો માંથી જેઓ અત્યાચારી છે (તેમની સાથે તકરાર કરો). અને સ્પષ્ટ રીતે કહી દો કે અમે તે કિતાબ ઉપર પણ ઈમાન ધરાવીએ છીએ જે અમારા માટે અવતરિત કરવામાં આવી છે અને તે કિતાબ ઉપર પણ જે તમારા માટે અવતરિત કરવામાં આવી છે. અમારો અને તમારો પૂજ્ય એક જ છે, અમે સૌ તેની જ આજ્ઞાનું પાલન કરીએ છીએ.

૪૭) અને અમે આવી જ રીતે તમારી તરફ અમારી કિતાબ અવતરિત કરી છે, બસ ! જે લોકોને અમે કિતાબ આપી છે તેઓ તેના પર ઈમાન લાવે છે અને તે લોકો (મુશરિક લોકો) માંથી કેટલાક આ કિતાબ પર ઈમાન ધરાવે છે અને અમારી આયતોનો ઇન્કાર ફક્ત ઇન્કાર કરનારાઓ જ કરે છે.

૪૮) આ પહેલા તમે કોઇ કિતાબ પઢતા ન હતા અને ન કોઇ કિતાબને પોતાના હાથ વડે લખતા હતા, કે આ અસત્યનું અનુસરણ કરનારા લોકો શંકામાં પડ્યા છે.

૪૯) પરંતુ આ (કુરઆનમાં) તો પ્રકાશિત આયતો છે, જે જ્ઞાની લોકોના હૃદયોમાં સુરક્ષિત છે, અમારી આયતોનો ઇન્કાર કરનાર અત્યાચારી સિવાય બીજા કોઇ નથી.

૫૦) તે લોકોએ કહ્યું કે આના માટે કોઇ  નિશાની તેના પાલનહાર તરફથી અવતરિત કરવામાં કેમ નથી આવી ? તમે કહી દો કે દરેક નિશાની અલ્લાહ પાસે જ છે, હું તો સ્પષ્ટ રીતે સચેત કરી દેનાર છું.

૫૧) શું આ લોકો માટે પૂરતું નથી કે અમે તમારા પર કિતાબ અવતરિત કરી, જે તેમની સમક્ષ પઢવામાં આવે છે, આમાં રહમત અને શિખામણ છે, તે લોકો માટે, જેઓ ઈમાન લાવે છે.

૫૨) કહી દો કે મારી અને તમારી વચ્ચે સાક્ષી માટે અલ્લાહ પૂરતો છે, તે આકાશ અને ધરતીની દરેક વસ્તુને જાણે છે, જે લોકો અસત્યને માને છે અને અલ્લાહનો ઇન્કાર કરે છે, તે જબરદસ્ત નુકસાન ઉઠાવનારા છે.

૫૩) આ લોકો તમારી સામે પ્રકોપ માટે ઉતાવળ કરી રહ્યા છે, જો મારા તરફથી નક્કી કરેલ સમય ન હોત તો અત્યાર સુધી તો તેમની પાસે પ્રકોપ આવી પહોંચ્યો હોત, આ ચોક્કસ વાત છે કે અચાનક તેમની જાણ વગર પ્રકોપ આવી પહોંચશે.

૫૪) આ લોકો યાતના માટે ઉતાવળ કરી રહ્યા છે, જહન્નમ ઇન્કાર કરનારાઓને ઘેરાવમાં લેશે.

૫૫) તે દિવસે તેમના ઉપરથી યાતના આવી પહોંચશે અને અલ્લાહ તઆલા કહેશે કે હવે પોતાના કાર્યોનો સ્વાદ ચાખો.

૫૬) હે મારા ઈમાનવાળા બંદાઓ ! મારી ધરતી ઘણી વિશાળ છે, તો તમે મારી જ બંદગી કરો.

૫૭) દરેક સજીવ મૃત્યુનો સ્વાદ ચાખશે અને તમે સૌ અમારી તરફ જ પાછા આવશો.

૫૮) અને જે લોકો ઈમાન લાવ્યા અને સત્કાર્યો કર્યા, તેમને અમે ખરેખર જન્નતના તે ઊંચા સ્થાને જગ્યા આપીશું, જેની નીચે ઝરણા વહી રહ્યા છે. જ્યાં તેઓ હંમેશા રહેશે. કામ કરવાવાળાઓનો કેવો સારો બદલો છે.

૫૯) તે, જે લોકોએ ધીરજ રાખી અને પોતાના પાલનહાર પર ભરોસો કરે છે.

૬૦) અને ઘણા જાનવરો છે, જેઓ પોતાની રોજી ઉઠાવીને ફરતા નથી, તે બધાને અને તમને પણ અલ્લાહ તઆલા જ રોજી આપે છે. તે ખૂબ જ સાંભળનાર, જાણનાર છે.

૬૧) અને જો તમે તેમને સવાલ કરો કે ધરતી અને આકાશનું સર્જન

કરનાર અને સૂર્ય અને ચંદ્રને કામ પર લગાવનાર કોણ છે ? તો તેમનો જવાબ હશે, “અલ્લાહ તઆલા” પછી ક્યાં ઊંધા જઇ રહ્યા છે.

૬૨) અલ્લાહ તઆલા પોતાના બંદાઓ માંથી જેને ઇચ્છે તેને પુષ્કળ રોજી આપે છે અને જેને ઇચ્છે તેને તંગ, નિઃશંક અલ્લાહ તઆલા દરેક વસ્તુને જાણનાર છે.

૬૩) અને જો તમે તે લોકોને પૂછો કે આકાશ માંથી પાણી ઉતારી, નિષ્પ્રાણ ધરતીને જીવિત કોણે કરી ? તો ખરેખર તે લોકોનો જવાબ આ જ હશે કે “અલ્લાહ”. તમે કહી દો કે દરેક પ્રકારની પ્રશંસા અલ્લાહ માટે જ છે. પરંતુ તેમાંથી ઘણા લોકો સમજતા નથી.

૬૪) અને દુનિયાનું આ જીવન તો ફક્ત મોજ મસ્તી છે. જો કે આખેરતનું જીવન જ હંમેશાવાળું છે. કદાચ ! આ લોકો જાણતા હોત.

૬૫) બસ ! જ્યારે આ લોકો હોડીમાં સવારી કરે છે, તો અલ્લાહ તઆલાને જ પોકારે છે, નિખાલસતા સાથે, પછી જ્યારે તે (અલ્લાહ) તેમને ધરતી પર લાવે છે તો તરત જ અલ્લાહ સાથે ભાગીદાર ઠેરવવા લાગે છે.

૬૬) જેથી અમારી આપેલી નેઅમતોનો ઇન્કાર કરે અને ફાયદો ઉઠાવતા રહે, થોડીક વાર માંજ ખબર પડી જશે.

૬૭) શું આ લોકો નથી જોતા કે અમે હરમ (મક્કા શહેર)ને શાંતિવાળું બનાવી દીધું છે, જો કે તેની આસ-પાસના લોકો અશાંત છે, શું આ લોકો અસત્યને તો માને છે અને અલ્લાહ તઆલાની નેઅમતોનો ઇન્કાર કરે છે.

૬૮) અને તેના કરતા વધારે અત્યાચારી કોણ હોઇ શકે જે અલ્લાહ તઆલા પર જૂઠાણું બાંધે, અથવા જ્યારે તેની પાસે સત્ય આવી જાય તો તેનો ઇન્કાર કરે, શું આવા ઇન્કાર કરનારાઓનું ઠેકાણું જહન્નમ નહીં હોય ?

૬૯) અને જે લોકો અમારા માર્ગમાં તકલીફો સહન કરે છે, અમે તેમને અમારા માર્ગ જરૂર બતાવીશું, નિઃશંક અલ્લાહ તઆલા સદાચારી લોકોનો મિત્ર છે.






અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧) અલિફ-લામ્-મિમ્

૨) રૂમના લોકો હારી ગયા.

૩) નજીકની ધરતી પર અને તેઓ હારી ગયા, પછી થોડા સમય પછી વિજય મેળવશે.

૪) થોડાંક વર્ષો માંજ. આ પહેલા અને પછી પણ અધિકાર તો અલ્લાહ તઆલાનો જ છે, તે દિવસે મુસલમાન ખુશ હશે.

૫) અલ્લાહની મદદ વડે, તે જેની મદદ કરવા ઇચ્છે છે, કરે છે, ખરેખર વિજયી અને દયાળુ તે જ છે.

૬) અલ્લાહનું વચન છે, અલ્લાહ તઆલા પોતાના વચનનો ભંગ નથી કરતો. પરંતુ ઘણા લોકો જાણતા નથી.

૭) તેઓ (ફક્ત) દુનિયાના જીવનનું જાહેર જ જાણે છે અને આખેરતથી તદ્દન અજાણ છે.

૮) શું તે લોકોએ પોતાના હૃદયમાં એવો વિચાર ન કર્યો, કે અલ્લાહ તઆલાએ આકાશો અને ધરતી તથા તે બન્ને વચ્ચે જે કંઈ પણ છે બધાનું ઉત્તમ રીતે, નક્કી કરેલ સમય સુધી (જ) સર્જન કર્યું. ઘણા લોકો, ખરેખર, પોતાના પાલનહારની મુલાકાતનો ઇન્કાર કરે છે.

૯) શું તેઓએ ધરતી પર હરીફરીને ન જોયું કે તેમનાથી પહેલાના લોકોની દશા કેવી થઇ ? તેઓ તેમના કરતા વધારે બળવાન હતા અને તે લોકો ધરતી (પણ) ખેડતા હતા, તેમના કરતા વધારે વસાવી હતી અને તેમની પાસે તેમના પયગંબર સ્પષ્ટ પુરાવા લઇને આવ્યા હતાં, આ શક્ય જ નથી કે અલ્લાહ તઆલા તેમના પર અત્યાચાર કરતો, પરંતુ તેઓ પોતે પોતાના પર અત્યાચાર કરતા હતા.

૧૦) છેવટે ખરાબ કાર્યો કરનારની દશા ખૂબ જ ખરાબ થઇ, એટલા માટે કે તેઓ અલ્લાહની આયતોને જુઠલાવતા હતા અને તેના વિશે ઠઠ્ઠામશ્કરી કરતા હતા.

૧૧) અલ્લાહ તઆલા જ સર્જનની શરૂઆત કરે છે, તે જ તેમનું બીજી વાર સર્જન કરશે, પછી તમે સૌ તેની જ તરફ પાછા ફેરવવામાં આવશો.

૧૨) અને જે દિવસે કયામત આવશે, તો અપરાધીઓ સ્તબ્ધ થઇ જશે.

૧૩) અને તેમના બધા ભાગીદારો માંથી એક પણ તેમની ભલામણ કરનાર નહીં હોય અને (પોતે પણ) પોતાના ભાગીદારોના ઇન્કાર કરનારા બની જશે.

૧૪) અને જે દિવસે કયામત આવશે, તે દિવસે (જૂથો) અલગ-અલગ થઇ જશે.

૧૫) જેઓ ઈમાન લાવી સત્કાર્યો કરતા રહ્યા, તેમને જન્નતમાં ખુશ કરી દેવામાં આવશે.

૧૬) જે લોકોએ ઇન્કાર કર્યો અને અમારી આયતો તથા આખેરતની મુલાકાતને જુઠલાવી, તે બધાને યાતના આપવા માટે હાજર કરવામાં આવશે.

૧૭) બસ ! અલ્લાહ તઆલાના નામનું સ્મરણ કરતા રહો, સવાર અને સાંજના સમયે.

૧૮) દરેક પ્રકારની પ્રશંસાનો હકદાર, આકાશ અને ધરતીમાં ફક્ત તે (અલ્લાહ) છે. બપોર અને રાત્રિના સમયે પણ. (તેની પવિત્રતાનું વર્ણન કરતા રહો)

૧૯) તે (અલ્લાહ) જ જીવિતને મૃત માંથી અને મૃતને જીવિત માંથી કાઢે છે અને તે જ ધરતીને તેના મર્યા પછી જીવિત કરે છે, આવી જ રીતે તમને (પણ) ઉઠાડવામાં આવશે.

૨૦) અલ્લાહની નિશાનીઓ માંથી છે કે તેણે તમારું સર્જન માટી વડે કર્યું, પછી તમે માનવી બનીને ફેલાઇ ગયા છો.

૨૧) અને તેની નિશાનીઓ માંથી છે કે તમારા માંથી જ તમારી પત્નીઓનું સર્જન કર્યું, જેથી તમે તેમના દ્વારા શાંતિ મેળવો, તેણે તમારી વચ્ચે પ્યાર અને સહાનુભૂતિ મૂકી દીધી, ખરેખર ચિંતન કરનારાઓ માટે આમાં ઘણી નિશાનીઓ છે.

૨૨) અને તેની નિશાનીઓ માંથી આકાશો અને ધરતીનું સર્જન અને તમારી ભાષાઓ અને રંગોનો તફાવત (પણ) છે, બુદ્ધિશાળી લોકો માટે આમાં ખરેખર ઘણી નિશાનીઓ છે.

૨૩) અને તેની નિશાનીઓ માંથી તમારી રાત અને દિવસની નિંદ્રા છે અને તેની કૃપા (એટલે કે રોજી)ને શોધવી પણ છે, જે લોકો સાંભળે છે તેમના માટે આમાં ઘણી નિશાનીઓ છે.

૨૪) અને તેની નિશાનીઓ માંથી એક એ (પણ) છે કે તે તમને ડરાવવા અને આશા જગાવવા વીજળીઓ બતાવે છે અને આકાશ માંથી વરસાદ વરસાવે છે અને તેના વડે મૃત ધરતીને જીવિત કરી દે છે, આમાં (પણ) બુદ્ધિશાળી લોકો માટે ઘણી નિશાનીઓ છે.

૨૫) તેની એક નિશાની એ પણ છે કે આકાશ અને ધરતી તેના જ આદેશથી ચાલે છે, પછી જ્યારે તે તમને પોકારશે, ફક્ત એક જ વારના અવાજ સાથે તમે સૌ ધરતી માંથી નીકળી આવશો.

૨૬) અને ધરતી તથા આકાશની દરેક વસ્તુનો માલિક તે જ છે અને દરેક તેના આદેશનું અનુસરણ કરે છે.

૨૭) તે જ છે, જે પ્રથમ વાર સર્જન કરે છે અને ફરીવાર જીવિત કરશે અને આવું તો તેના માટે ખૂબ જ સરળ છે. તેના જ ગુણો ઉત્તમ છે આકાશો અને ધરતીમાં પણ, અને તે જ વિજયી, હિકમતવાળો છે.

૨૮) અલ્લાહ તઆલાએ તમારા માટે એક ઉદાહરણ તમારા માંથી જ વર્ણવ્યું છે, જે કંઈ અમે તમને આપી રાખ્યું છે, શું તેમાં તમારા દાસો માંથી કોઇ તમારો ભાગીદાર છે ? કે તમે અને તે તેમાં સમકક્ષ હોય ? અને તમે તેમનો એવો ભય રાખો છો જેવો પોતાના લોકોનો. અમે

બુદ્ધિશાળી લોકો માટે આવી જ રીતે સ્પષ્ટ રીતે આયતોનું વર્ણન કરીએ છીએ.

૨૯) પરંતુ વાત એવી છે કે આ અત્યાચારી જ્ઞાન વગર જ મનેચ્છાઓનું અનુસરણ કરી રહ્યા છે, તેમને કોણ માર્ગ બતાવે જેને અલ્લાહ માર્ગથી હટાવી દે. તેમની મદદ કરનાર એક પણ નથી.

૩૦) બસ ! તમે એકાગ્ર થઇ પોતાનું મોઢું દીન તરફ કરી દો, અલ્લાહ તઆલાની તે ફિતરત, જેના માટે તેણે લોકોનું સર્જન કર્યું, અલ્લાહ તઆલાની બનાવટમાં ફેરબદલ કરવો નહીં, આ જ સાચો દીન છે, પરંતુ ઘણા લોકો સમજતા નથી.

૩૧) અલ્લાહ તઆલા તરફ રજૂ થઇ, તેનાથી ડરતા રહો અને નમાઝ પઢતા રહો અને મુશરિક લોકો માંથી ન થઇ જાવ.

૩૨) તે લોકો માંથી જેમણે પોતાના દીનના ટુકડે ટુકડા કરી નાખ્યા અને પોતે પણ અલગ-અલગ થઇ ગયા, દરેક જૂથ તેમની પાસે જે કંઈ છે, તેમાં મગ્ન છે.

૩૩) લોકોને જ્યારે પણ કોઇ તકલીફ પહોંચે છે તો પોતાના પાલનહાર તરફ રજૂ થઇ દુઆ કરે છે, પછી જ્યારે તે (અલ્લાહ) પોતાના તરફથી દયા કરે છે તો તેમના માંથી એક જૂથ પોતાના પાલનહારનો ભાગીદાર ઠેરવે છે.

૩૪) જેથી તેઓ, તે વસ્તુ માટે આભાર વ્યક્ત ન કરે, જે અમે તેમને આપી છે, સારું, તમે ફાયદો ઉઠાવી લો, નજીક માંજ તમને ખબર પડી જશે.

૩૫) શું અમે તેમના વિશે કોઇ પુરાવા મોકલ્યા છે ? જે આને બયાન કરતી હોય, જેને આ લોકો અલ્લાહના ભાગીદાર ઠેરવે છે.

૩૬) અને જ્યારે અમે લોકો પર દયા કરીએ છીએ તો તેઓ રાજી થઇ જાય છે અને જો તેમને તેમના હાથોના કરતૂતોના કારણે કોઇ તકલીફ પહોંચે તો અચાનક તેઓ નિરાશ થઇ જાય છે.

૩૭) શું તે લોકોએ એવું નથી જોયું કે અલ્લાહ તઆલા જેને ઇચ્છે પુષ્કળ રોજી આપે છે અને જેને ઇચ્છે તંગ, આમાં પણ ઈમાનવાળાઓ માટે નિશાનીઓ છે.

૩૮) બસ ! કુટુંબીજનોને, લાચારને, મુસાફરને-દરેકને તેમનો અધિકાર આપો, આ તેમના માટે ઉત્તમ છે, જે અલ્લાહ તઆલાનું મોઢું જોવા ઇચ્છતો હોય, આવા જ લોકો છુટકારો પામનાર છે.

૩૯) તમે જે વ્યાજ પર આપો છો, લોકોના માલમાં વધારો થાય, તે અલ્લાહ પાસે નથી વધતો અને જે કંઈ સદકો, ઝકાત તમે અલ્લાહ તઆલાનું મોઢું જોવા માટે આપો તો આવા લોકો જ બમણું વળતર પામશે.

૪૦) અલ્લાહ તઆલા તે છે, જેણે તમારું સર્જન કર્યું, પછી રોજી આપી, પછી મૃત્યુ આપશે, પછી જીવિત કરશે, જણાવો તમે ઠેરવેલ ભાગીદારો માંથી કોઇ એવું છે, જે આમાંથી કંઈ પણ કરી બતાવે, અલ્લાહ તઆલા માટે પવિત્રતા અને પ્રાથમિકતા છે દરેક તે ભાગીદારથી, જેને આ લોકો ઠેરવે છે.

૪૧) ધરતી અને સમુદ્રમાં લોકોના અપરાધના કારણે વિદ્રોહ ફેલાઇ ગયો, એટલા માટે કે તેમને તેમના કેટલાક કરતુતોનો બદલો અલ્લાહ તઆલા ચખાડી દે, શક્ય છે કે તેઓ સુધારો કરી લે.

૪૨) ધરતી પર હરીફરીને જુઓ તો ખરા કે પહેલાના લોકોની દશા કેવી થઇ ? જેમાં ઘણા લોકો મુશરિક હતા.

૪૩) બસ ! તમે તમારો ચહેરો તે સાચા અને સીધા દીન તરફ જ રાખો, એ પહેલા કે તે દિવસ આવી જાય, જેને ટાળી દેવું અલ્લાહ તરફથી છે જ નહીં, તે દિવસે સૌ અલગ-અલગ થઇ જશે.

૪૪) ઇન્કાર કરવાવાળાઓ માટે તેમના ઇન્કારની (તકલીફ) હશે અને સત્કાર્યો કરનાર પોતાની જ રહેવાની જગ્યાને શણગારી રહ્યા છે.

૪૫) જેથી અલ્લાહ તઆલા તેમને પોતાની કૃપાથી બદલો આપે, જેઓ ઈમાન લાવ્યા અને સત્કાર્યો કર્યા, તેઓ ઇન્કાર કરનારાઓને મિત્ર નથી બનાવતા.

૪૬) તેની નિશાનીઓ માંથી ખુશખબર આપનારી હવાઓને મોકલવી પણ છે, એટલા માટે કે તમારા પર પોતાની કૃપા કરે અને એટલા માટે કે તેના આદેશથી હોડીઓ ચાલે અને એટલા માટે કે તેની કૃપાને તમે શોધો અને એટલા માટે કે તમે આભાર વ્યક્ત કરો.

૪૭) અને અમે તમારાથી પહેલા પણ પોતાના પયગંબરોને તેમની કોમ તરફ મોકલ્યા, તેઓ તેમની પાસે પુરાવા લાવ્યા, પછી અમે અપરાધીઓને સજા આપી, અમારા માટે ઈમાનવાળાઓની મદદ કરવી જરૂરી છે.

૪૮) અલ્લાહ તઆલા હવાઓને ચલાવે છે, તે વાદળને ઉઠાવે છે, પછી અલ્લાહ તઆલા પોતાની ઇચ્છા પ્રમાણે તેને આકાશમાં ફેલાવી દે છે અને તેના ટુકડે ટુકડા કરી નાખે છે, પછી તમે જુઓ છો કે તેની અંદરથી ટીંપા નીકળે છે અને જેમને અલ્લાહ ઇચ્છે, તે બંદાઓ પર પાણી વરસાવે છે. તો તેઓ રાજી થઇ જાય છે.

૪૯) નિ:શંક વરસાદ તેમના પર વરસતા પહેલા તેઓ નિરાશ થઇ રહ્યા હતા.

૫૦) બસ ! તમે અલ્લાહની કૃપાની નિશાનીઓને જુઓ કે નિષ્પ્રાણ ધરતીને કેવી રીતે અલ્લાહ તેને જીવિત કરે છે ? કોઇ શંકા નથી કે તે જ મૃતકોને જીવિત કરનાર છે અને તે દરેક વસ્તુ પર શક્તિ ધરાવે છે.

૫૧) અને જો અમે વાવાઝોડું ચલાવી દઇએ તો આ લોકો તે ખેતરોને સૂકાયેલા જોઇ લે, ત્યાર પછી તે લોકો કૃતઘ્ન બની જાય.

૫૨) નિ:શંક તમે મૃતકોને સંભળાવી નથી શક અને ન તો બહેરાને પોતાનો અવાજ સંભળાવી શકો છો, જ્યારે તેઓ પીઠ ફેરવી પાછા ફરી ગયા હોય.

૫૩) અને ન તમે આંધળાઓને તેમની પથભ્રષ્ટતા માંથી બચાવી તેમને સત્ય માર્ગ તરફ લાવી શકો છો, તમે ફક્ત તે લોકોને જ સંભળાવો છો જેઓ અમારી આયતો પર ઈમાન ધરાવે છે. બસ ! તે જ લોકો અનુસરણ કરનારા છે.

૫૪) અલ્લાહ તઆલા તે છે, જેણે તમારું સર્જન નબળી સ્થિતિમાં કર્યું, તે નબળાઇ પછી શક્તિ આપી, તે શક્તિ પછી નબળાઇ અને વૃદ્ધાવસ્થા આપી, જેમ ઇચ્છે છે, તેમ સર્જન કરે છે, તે બધાને સારી રીતે જાણે છે અને બધા પર સંપૂર્ણ શક્તિ ધરાવે છે.

૫૫) અને જે દિવસે કયામત આવી જશે, અપરાધી લોકો સોગંદ ખાશે કે (દુનિયામાં) એક ક્ષણથી વધારે નથી રહ્યા, આવી જ રીતે આ લોકો પથભ્રષ્ટ જ રહેશે.

૫૬) અને જે લોકોને જ્ઞાન અને ઈમાન આપવામાં આવ્યું તેઓ જવાબ આપશે કે તમે તો કયામતના દિવસ સુધી રહ્યા, જેવું કે અલ્લાહની કિતાબમાં જણાવ્યું છે, આજનો આ દિવસ કયામતનો છે, પરંતુ તમે માનતા જ નહતા.

૫૭) બસ ! તે દિવસે અત્યાચારીઓને તેમનું બહાનું કંઈ જ કામ નહીં આવે અને ન તો તેમની પાસે તૌબા અને કાર્યો માંગવામાં આવશે.

૫૮) નિ:શંક અમે આ કુરઆનમાં લોકોની સામે સંપૂર્ણ ઉદાહરણો વર્ણવી દીધા, તમે તેમની પાસે કોઇ પણ નિશાની લાવો, ઇન્કાર કરનારાઓ તો એવું જ કહેશે કે તમે તદ્દન જુઠ્ઠા છો.

૫૯) અલ્લાહ તઆલા તે લોકોના હૃદયો પર મહોર લગાવી દે છે, જેઓ સમજતા નથી.

૬૦) બસ ! તમે ધીરજ રાખો, નિ:શંક અલ્લાહનું વચન સાચું છે. તમને તે લોકો નિરાશ ન કરે, જેઓ યકીન નથી ધરાવતા.



# સૂરહ લુકમાન

અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧) અલિફ-લામ્-મીમ્,

૨) આ હિકમતવાળી કિતાબની આયતો છે.

૩) જે સદાચારી લોકો માટે માર્ગદર્શક અને રહમત છે.

૪) જે લોકો નમાઝ પઢે છે અને ઝકાત આપે છે અને આખેરત પર ઈમાન ધરાવે છે.

૫) આ જ તે લોકો છે, જેઓ પોતાના પાલનહાર તરફથી સત્ય માર્ગ પર છે. અને આ લોકો જ છુટકારો મેળવશે.

૬) અને કેટલાક લોકો એવા પણ છે જેઓ બેકાર વાતોને ખરીદે છે, જેથી અજ્ઞાનતાના કારણે લોકોને અલ્લાહના માર્ગથી ભટકાવે અને તેને હાસ્યનું કારણ બનાવે, આ જ તે લોકો છે જેમના માટે અપમાનિત કરી દેનારી યાતના છે.

૭) જ્યારે તેમની સામે અમારી આયતોનું વર્ણન કરવામાં આવે છે તો ઘમંડ કરી એવી રીતે મોઢું ફેરવી લે છે, જાણે કે તેણે સાંભળ્યું જ નથી, જાણે કે તેના બન્ને કાનોમાં ડાટા લાગેલા છે, તમે તેમને દુ:ખદાયી યાતનાની સૂચના આપી દો.

૮) નિ:શંક જે લોકો ઈમાન લાવ્યા અને સત્કાર્યો કર્યા તેમના માટે નેઅમતોવાળી જન્નતો છે.

૯) જ્યાં તેઓ હંમેશા રહેશે, અલ્લાહનું વચન સાચું છે, તે ઘણો જ પ્રભુત્વશાળી અને વિજયી છે અને સંપૂર્ણ હિકમતવાળો છે.

૧૦) તેણે જ આકાશોનું સર્જન વગર સ્તંભે કર્યું, તમે તેને જોઇ રહ્યા છો અને તેણે ધરતીમાં પર્વતોને જકડી દીધા, જેથી તે તમને હલાવી ન શકે અને દરેક પ્રકારના સજીવોને ધરતીમાં ફેલાવી દીધા અને અમે આકાશ માંથી પાણી વરસાવી ધરતીમાં દરેક પ્રકારની સુંદર જોડીઓ ઊપજાવી.

૧૧) આ છે અલ્લાહનું સર્જન, હવે તમે મને તેના સિવાય બીજા કોઇનું સર્જન તો બતાવો ? પરંતુ આ અત્યાચારી લોકો સ્પષ્ટ રીતે પથભ્રષ્ટ છે.

૧૨) અને અમે ખરેખર લૂકમાનને હિકમત આપી હતી, કે તું અલ્લાહ તઆલાનો આભાર વ્યક્ત કર, દરેક આભાર વ્યકત કરનાર પોતાના માટે જ આભાર વ્યક્ત કરે છે, જે પણ કૃતઘ્નતા કરે, તે જાણી લે કે અલ્લાહ તઆલા બેનિયાઝ અને પ્રશંસાવાળો છે.

૧૩) અને જ્યારે લૂકમાને પોતાના દીકરાને શિખામણ આપતા કહ્યું કે મારા વ્હાલા દીકરા ! અલ્લાહનો ભાગીદાર ન ઠેરવતો, નિ:શંક શિર્ક ખૂબ જ મોટો અત્યાચાર છે,

૧૪) અમે માનવીને તેના માતા-પિતા બાબતે શિખામણ આપી, તેની માતાએ દુ:ખ પર દુ:ખ વેઠી તેને ગર્ભમાં રાખ્યો અને તેનો દૂધ છોડાવવાનો સમય બે વર્ષનો છે, કે તું મારો અને પોતાના માતા-પિતાનો આભાર વ્યક્ત કર, (તમને સૌને) મારી જ તરફ પાછું આવવાનું છે.

૧૫) અને જો તે બન્ને તારા પર એ વાતની બળજબરી કરે, કે તું મારો ભાગીદાર બનાવ, જેનું જ્ઞાન તારી પાસે ન હોય, તો તું તેમનું કહ્યું ન માન, હાં ! દુનિયામાં તેમની સાથે સારી રીતે રહેજે અને તેના માર્ગે ચાલજે, જે મારી તરફ ઝૂકેલો હોય. તમારા સૌનું પાછું ફરવું મારી તરફ જ છે. તમે જે કંઈ કરો છો તે તમને જણાવી દઇશ.

૧૬) વ્હાલા દીકરા ! જો કોઇ વસ્તુ રાઈના દાણા જેટલી હોય, પછી ભલે ને તે કોઇ સખત પથ્થરમાં હોય અથવા આકાશોમાં હોય અથવા ધરતીમાં હોય તેને અલ્લાહ તઆલા જરૂર લાવશે, અલ્લાહ તઆલા ઘણો જ સૂક્ષ્મ દૃષ્ટિવાળો અને બધું જ જાણનાર છે.

૧૭) હે મારા વ્હાલા દીકરા ! તું નમાઝ પઢતો રહેજે, સારા કાર્યોની શિખામણ આપતો રહેજે, દુષ્કર્મોથી રોકજે અને જે મુસીબત તારા પર આવી જાય, તેના પર ધીરજ રાખજે. ખરેખર આ કાર્યો ખૂબ તાકીદનાં કાર્યો માંથી છે.

૧૮) લોકોની સામે પોતાના ગાલ ન ફુલાવ અને ધરતી પર ઇતરાઇને ન ચાલ, અલ્લાહ તઆલા ઘમંડ કરનારને પસંદ નથી કરતો.

૧૯) પોતાની ચાલ દરમિયાની રાખ, અને પોતાનો અવાજ નીચો રાખ, ખરેખર અવાજો માં સૌથી ખરાબ અવાજ ગધેડાનો છે.

૨૦) શું તમે નથી જોતા કે અલ્લાહ તઆલાએ ધરતી અને આકાશની દરેક વસ્તુને તમારા કામમાં લગાડી છે અને તમને પોતાની જાહેર અને છુપી નેઅમતો પુષ્કળ આપી રાખી છે, કેટલાક લોકો અલ્લાહ વિશે જ્ઞાન વગર અને સત્ય માર્ગદર્શન વગર અને કોઇ સ્પષ્ટ કિતાબ વગર ઝઘડો કરે છે.

૨૧) અને જ્યારે તેમને કહેવામાં આવે છે કે અલ્લાહએ અવતરિત કરેલી વહીનું અનુસરણ કરો તો કહે છે કે અમે તો જે તરીકા પર અમારા પૂર્વજોને જોયા છે, તેનું જ અનુસરણ કરીશું, ભલેને શેતાન તેમના પૂર્વજોને જહન્નમની યાતના તરફ બોલાવતો હોય.

૨૨) અને જે (વ્યક્તિ) પોતાને અલ્લાહને સોંપી દે અને સદાચારી હોય, ખરેખર તેણે મજબૂત કડું પકડી લીધું. દરેક કાર્યોનું પરિણામ અલ્લાહ તરફથી છે.

૨૩) ઇન્કાર કરનારાઓના ઇન્કારના કારણે તમે નિરાશ ન થશો, છેવટે તે બધાને અમારી તરફ જ પાછા ફરવાનું છે, પછી અમે તેમને બતાવીશું જે તેમણે કર્યું છે, નિ:શંક અલ્લાહ હૃદયોના ભેદોને પણ જાણે છે.

૨૪) અમે તેમને અમસ્તો જ કંઈક ફાયદો આપી દઇએ, પરંતુ અમે તેમને અત્યંત લાચારીની સ્થિતિમાં જહન્નમની યાતના તરફ હાંકી લઇ જઇશું.

૨૫) જો તમે તેમને પૂછો કે આકાશ અને ધરતીનું સર્જન કરનાર કોણ છે ? તો તેઓ જરૂર જવાબ આપશે કે “અલ્લાહ”, તો કહી દો કે દરેક પ્રકારની પ્રશંસા અલ્લાહ માટે જ છે, પરંતુ તેમાં ઘણા લોકો અજ્ઞાની છે.

૨૬) આકાશો અને ધરતીમાં જે કંઈ છે, તે બધું અલ્લાહનું જ છે, ખરેખર અલ્લાહ તઆલા બેનિયાઝ અને પ્રશંસાને લાયક છે.

૨૭) ધરતીના દરેક વૃક્ષ, જો કલમ (પેન) બની જાય અને દરેક સમુદ્ર શાહી બની જાય અને ત્યાર પછી સાત સમુદ્રો વધારે હોય તો પણ અલ્લાહના કલેમા પૂર્ણ નહીં થઇ શકે. નિ:શંક અલ્લાહ તઆલા વિજયી અને હિકમતવાળો છે.

૨૮) તમારા સૌનું સર્જન અને મૃત્યુ પછી ફરી જીવિત કરવું એવું જ છે જેવું કે એક પ્રાણનું (સર્જન). નિ:શંક અલ્લાહ તઆલા સાંભળનાર, જોનાર છે.

૨૯) શું તમે નથી જોતા કે અલ્લાહ તઆલા રાતને દિવસમાં અને દિવસને રાતમાં ફેરવી નાખે છે, સૂર્ય અને ચંદ્રને તેણે જ આજ્ઞાકારી બનાવી રાખ્યા છે, દરેક નક્કી કરેલ સમય સુધી ચાલશે. અલ્લાહ તઆલા દરેક વસ્તુની જાણ રાખે છે જે તમે કરો છો.

30) આ બધું એટલા માટે કે અલ્લાહ તઆલા જ સત્ય છે અને તેના સિવાય જેને પણ લોકો પોકારે છે, બધા ખોટા છે અને નિ:શંક અલ્લાહ તઆલા ઘણો ઉચ્ચ અને પ્રતિષ્ઠિત છે.

૩૧) શું તમે તેના પર વિચાર નથી કરતા કે દરિયામાં હોડીઓ અલ્લાહની કૃપાથી ચાલી રહી છે, એટલા માટે કે તે તમને પોતાની નિશાનીઓ બતાવી દે, ખરેખર આમાં દરેક ધીરજ રાખનાર અને આભાર વ્યક્ત કરનાર માટે ઘણી નિશાનીઓ છે.

૩૨) અને જ્યારે તેમના પર મોજા છાંયડાની જેમ આવી જાય છે, તો તે નિખાલસતાથી શ્રદ્ધા ધરાવી, અલ્લાહ તઆલાને જ પોકારે છે, પછી જ્યારે તે (અલ્લાહ તઆલા) તેમને છુટકારો આપી ધરતી તરફ લાવે છે તો કેટલાક તેમના માંથી સત્ય માર્ગ પર રહે છે અને અમારી આયતોનો ઇન્કાર ફક્ત તે જ લોકો કરે છે જે વચન ભંગ કરનાર અને કૃતધ્ની છે.

૩૩) લોકો ! પોતાના પાલનહારથી ડરો અને તે દિવસથી પણ ડરો જે દિવસે પિતા પોતાના દીકરાને કંઈ ફાયદો પહોંચાડી નહીં શકે અને ન દીકરો પોતાના પિતાને કંઈ ફાયદો પહોંચાડી શકશે, અલ્લાહનું વચન સાચું છે, (જુઓ) તમને દુનિયાનું જીવન ધોકામાં ન નાખે. અને ન ધોકો આપનાર તમને ધોકામાં નાંખી દે.

૩૪) નિ:શંક અલ્લાહ તઆલાની પાસે જ કયામતનું જ્ઞાન છે, તે જ વરસાદ વરસાવે છે અને માતાના પેટમાં જે કંઈ છે, તેને જાણે છે, કોઇ નથી જાણતું કે આવતીકાલે શું કરશે, ન કોઇને જાણ છે કે કેવી ધરતી પર મૃત્યુ પામશે, (યાદ રાખો) અલ્લાહ તઆલા જ સંપૂર્ણ જ્ઞાનવાળો અને સાચી ખબર રાખનારો છે.






અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧) અલિફ-લામ્-મિમ્

૨) નિ:શંક આ કિતાબનું અવતરણ સમગ્ર સૃષ્ટિના પાલનહાર તરફથી છે.

૩) શું આ લોકો કહે છે કે તેણે (મુહમ્મદ) આ કુરઆનને ઘડી કાઢ્યું છે ? (ના) પરંતુ આ તમારા પાલનહાર તરફથી સત્ય છે. જેથી તમે તે લોકોને સચેત કરો, જેમની તરફ તમારા પહેલા કોઇ સચેત કરનાર નથી આવ્યા, જેથી તેઓ સત્ય માર્ગ પર આવી જાય.

૪) અલ્લાહ તઆલા તે છે, જેણે આકાશ અને ધરતીને અને જે કંઈ તે બન્ને વચ્ચે છે સૌનું સર્જન છ દિવસમાં કર્યું, પછી અર્શ પર બિરાજમાન થયો, તમારા માટે તેના સિવાય કોઇ મદદ કરનાર અને ભલામણ કરનાર નથી, તો પણ તમે શિખામણ પ્રાપ્ત નથી કરતા.

૫) તે આકાશથી ધરતી સુધી (બધા) કાર્યની વ્યવસ્થા કરે છે, પછી એક એવા દિવસમાં તેની તરફ ચઢી જાય છે જેની ગણતરી તમારા પ્રમાણે એક હજાર વર્ષ જેટલી છે.

૬) તે જ છે છૂપું અને જાહેર જાણનાર, જબરદસ્ત, વિજયી, ઘણો જ દયાળુ.

૭) જેણે દરેક વસ્તુ ખૂબ સારી રીતે બનાવી અને માનવીની બનાવટ માટી વડે શરૂ કરી.

૮) પછી તેની પેઢી એક તુચ્છ પાણીના ટીપાં વડે ચલાવી.

૯) જેને વ્યવસ્થિત કરી, તેમાં પોતાની રૂહ ફૂંકી, તેણે જ તમારા કાન, આંખો અને હૃદય બનાવ્યા. તમે ઘણો ઓછો આભાર વ્યક્ત કરો છો.

૧૦) અને તેમણે કહ્યું, શું જ્યારે અમે ધરતીમાં સમાઇ જઇશું, શું ફરીવાર જીવિત કરવામાં આવીશું ? (વાત એવી છે) કે, તે લોકો પોતાના પાલનહારની મુલાકાતને જુઠલાવે છે.

૧૧) કહી દો કે તમને મૃત્યુનો ફરિશ્તો મૃત્યુ આપશે, જે તમારા પર નક્કી કરવામાં આવ્યો છે, પછી તમે સૌ પોતાના પાલનહાર તરફ પાછા ફેરવવામાં આવશો.

૧૨) કદાચ કે તમે જોતા, જ્યારે કે અપરાધી લોકો પોતાના પાલનહાર સામે માથા ઝુકાવી ઊભા હશે, કહેશે, હે અમારા પાલનહાર ! અમે જોઇ લીધું અને સાંભળી લીધું, હવે તું અમને પાછા મોકલી દે, અમે સત્કાર્યો કરીશું અમે ઈમાન લાવવાવાળા છે.

૧૩) જો અમે ઇચ્છતા તો દરેક વ્યક્તિને સત્યમાર્ગે લાવી દેતા, પરંતુ મારી આ વાત સાચી છે કે હું જરૂર જહન્નમને માનવીઓ અને જિન્નાતોથી ભરી દઇશ.

૧૪) હવે તમે પોતાના આ દિવસને ભૂલી જવાનો સ્વાદ ચાખો. અમે પણ તમને ભૂલાવી દીધા અને પોતાના કરેલા કાર્યોના કારણે હંમેશા રહેવાવાળી યાતના ચાખો.

૧૫) અમારી આયતો પર તે જ લોકો ઈમાન લાવે છે જેમની સમક્ષ જ્યારે પણ શિખામણ આપવામાં આવે છે, તો તેઓ સિજદામાં પડી જાય છે અને પોતાના પાલનહારની પ્રશંસા સાથે તેના નામનું સ્મરણ કરે છે અને ઘમંડ નથી કરતા.

૧૬) તેમના પડખા પોતાની પથારીથી અલગ રહે છે, પોતાના પાલનહારને ડર અને આશા સાથે પોકારે છે અને જે કંઈ અમે તેમને આપી રાખ્યું છે તેઓ ખર્ચ કરે છે.

૧૭) કોઇ જીવ નથી જાણતો, જે કંઈ અમે તેમની આંખોની ઠંડક તેમના માટે છુપી રાખી છે, જે કંઈ આ લોકો કરતા હતા, આ તેનો બદલો છે.

૧૮) શું તે લોકો, જેઓ ઈમાન લાવ્યા, વિદ્રોહીઓ જેવા હોઇ શકે છે ? આ સરખા નથી.

૧૯) જે લોકો ઈમાન લાવ્યા અને સત્કાર્યો પણ કર્યા, તેમના માટે હંમેશાવાળી જન્નતો છે, મહેમાન નવાજી છે, તેમના તે કાર્યોના કારણે જે તેઓ કરતા હતા.

૨૦) પરંતુ જે લોકોએ આજ્ઞાનું પાલન ન કર્યું તેમનું ઠેકાણું જહન્નમ છે, જ્યારે પણ તેમાંથી બહાર નીકળવા ઇચ્છશે, તેમાંજ પાછા ફેરવવામાં આવશે અને કહી દેવામાં આવશે કે પોતાના જુઠલાવવાના કારણે આગની યાતના ચાખો.

૨૧) નિ:શંક અમે તેમને કેટલીક નાની યાતના બતાવીએ છીએ મોટી યાતનાને બદલે, જેથી તેઓ પાછા આવી જાય.

૨૨) તેના કરતા વધારે અત્યાચારી કોણ છે ? જેને અલ્લાહની આયતો દ્વારા શિખામણ આપવામાં આવી હોય, તો પણ તે લોકોએ આનાથી મોઢું ફેરવી લીધું. નિ:શંક અમે પણ પાપીઓ સાથે બદલો લેવાવાળા છે.

૨૩) નિ:શંક અમે મૂસા અ.સ.ને કિતાબ આપી, બસ ! તમારે ક્યારેય તેની મુલાકાત વિશે શંકા ન કરવી જોઇએ અને અમે તેમને ઇસ્રાઇલના સંતાન માટે સત્ય માર્ગનું કારણ બનાવ્યા.

૨૪) અને જ્યારે તે લોકોએ ધીરજ રાખી, તો અમે તે લોકો માંથી એવા નાયબ બનાવ્યા જેઓ અમારા આદેશ દ્વારા લોકોને સત્ય માર્ગ પર બોલાવતા હતા અને તેઓ અમારી આયતો પર ઈમાન ધરાવતા હતા.

૨૫) તમારો પાલનહાર તેમની વચ્ચે, તે વાતોનો નિર્ણય કયામતના દિવસે કરી દેશે, જેમાં તેઓ વિવાદ કરી રહ્યા છે.

૨૬) શું તે વાતથી પણ તેઓ સત્યમાર્ગે ન આવ્યા કે અમે તેમનાથી પહેલા ઘણી કોમોને નષ્ટ કરી દીધી, જેમના ઘરોમાં આ લોકો હરીફરી રહ્યા છે. આમાં તો મોટી નિશાનીઓ છે. શું તો પણ આ લોકો નથી સાંભળતા ?

૨૭) શું આ લોકો નથી જોતા કે અમે પાણીને ઉજ્જડ ધરતી તરફ લઇ જઇએ છીએ, પછી તેના વડે અમે ખેતીઓ ઊપજાવીએ છીએ, જેનાથી તેમના ઢોરો અને તે પોતે ખાય છે. શું તો પણ આ લોકો નથી જોતા ?

૨૮) અને કહે છે કે આ ફેંસલો ક્યારે આવશે ? જો તમે સાચા છો, (તો જણાવો).

૨૯) જવાબ આપી દો કે ફેંસલાના દિવસે ઇન્કાર કરનારાઓનું ઈમાન લાવવું કંઈ કામ નહીં આવે અને ન તો તેમને મહેતલ આપવામાં આવશે.

૩૦) હવે તમે તેમના વિશે વિચારવાનું છોડી દો અને રાહ જુઓ, આ લોકો પણ રાહ જુએ.



# સૂરહ અહઝાબ

અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧) હે પયગંબર ! અલ્લાહ તઆલાથી ડરતા રહેજો અને ઇન્કાર કરનારાઓ તથા ઢોંગીઓની વાતોમાં ન આવી જજો. અલ્લાહ તઆલા ખૂબ જ જ્ઞાની અને હિકમતવાળો છે.

૨) જે કંઈ તમારી તરફ તમારા પાલનહાર તરફથી વહી કરવામાં આવે છે, તેનું અનુસરણ કરો, નિ:શંક અલ્લાહ તમારા દરેક કાર્યોને જાણે છે.

૩) તમે અલ્લાહ પર જ ભરોસો કરો, તે વ્યવસ્થા કરવા માટે પૂરતો છે.

૪) કોઇ માનવીના હૃદયમાં અલ્લાહએ બે હૃદય નથી મૂક્યા અને પોતાની જે પત્નીઓને તમે “મા” કહી છે, તેણીઓને અલ્લાહએ તમારી માતાઓ નથી બનાવી અને ન તમારા માટે દત્તક બાળકોને તમારા પુત્રો બનાવ્યા, આ તો તમારી પોતાની વાતો છે, અલ્લાહ તઆલા સત્ય વાત કહે છે અને તે સત્ય માર્ગ બતાવે છે.

૫) દત્તક બાળકોને તેમના (સાચા) પિતાના નામથી પોકારો, અલ્લાહના નજીક ખરી વાત આ જ છે, પછી જો તમને તેમના પિતા વિશે જાણ ન હોય, તો તેઓ તમારા ધાર્મિકભાઇ અને મિત્રો છે, તમારાથી ભૂલથી જે કંઈ થઇ જાય, તેના પર તમારા માટે કંઈ ગુનો નથી, હાં ! પાપ તે છે જેનો ઇરાદો તમે દિલથી કરો. અલ્લાહ તઆલા માફ કરનાર, દયાળુ છે.

૬) પયગંબર, ઈમાનવાળાઓ કરતા વધારે અધિકાર ધરાવે છે અને પયગંબરની પત્નીઓ ઈમાનવાળાઓની માતા છે અને અલ્લાહની કિતાબ પ્રમાણે કુટુંબીજનો, વધારે અધિકાર રાખે છે, બીજા ઈમાનવાળા અને હિજરત કરનાર લોકો કરતા, પરંતુ એ કે તમે

પોતાના મિત્રો સાથે સદવર્તન કરવા ઇચ્છો, આ આદેશ કિતાબમાં લખેલ છે.

૭) જ્યારે અમે દરેક પયગંબરો પાસેથી વચન લીધું અને તમારી પાસે નૂહ, ઇબ્રાહીમ, મૂસા, અને મરયમના દીકરા ઈસા પાસેથી અમે મજબૂત વચન લીધું.

૮) જેથી અલ્લાહ તઆલા સાચા લોકોને તેમની સત્યતા અંગે પૂછતાછ કરે અને ઇન્કાર કરનારાઓ માટે અમે દુ:ખદાયી યાતના તૈયાર કરી રાખી છે.

૯) હે ઈમાનવાળાઓ ! અલ્લાહ તઆલાએ જે ઉપકાર તમારા પર કર્યો, તેને યાદ કરો, જ્યારે તમારી સાથે યુદ્ધ કરવા માટે લશ્કરોના લશ્કર આવ્યા, પછી અમે તેમના પર સખત વાવાઝોડું અને એવા લશ્કરો મોકલ્યા, જેમને તમે જોયા જ નથી અને જે કંઈ તમે કરો છો અલ્લાહ બધું જ જુએ છે.

૧૦) જ્યારે (શત્રુ)એ તમારી પર ઉપર અને નીચેથી ચઢાઇ કરી અને જ્યારે આંખો પથરાઇ ગઇ અને કાળજાં મોઢામાં આવી ગયા અને તમે અલ્લાહ તઆલા વિશે અનુમાન કરવા લાગ્યા.

૧૧) અહીંયા જ ઈમાનવાળાઓની કસોટી કરવામાં આવી અને સંપૂર્ણ રીતે હચમચાવી નાંખવામાં આવ્યા.

૧૨) અને તે સમયે ઢોંગીઓ અને તે લોકો, જેમના હૃદયોમાં રોગ હતો, કહેવા લાગ્યા, અલ્લાહ તઆલા અને પયગંબરે અમારી સાથે ફક્ત ધોકાનું જ વચન કર્યું હતું.

૧૩) તેમના જ એક જૂથે વાત ફેલાવી કે, હે મદીનાવાળાઓ ! તમારા માટે ઠેકાણું નથી, પાછા ફરી જાવ અને તેમના એકબીજા જૂથે એવું કહી પયગંબર પાસે પરવાનગી માંગી કે અમારા ઘર સુરક્ષિત નથી, જો કે તેમના ઘર સુરક્ષિત હતા, (પરંતુ) તેમનો ઇરાદો ભાગી જવાનો હતો.

૧૪) અને જો મદીનાની આજુબાજુથી તેમના પર (લશ્કર) ચઢાઇ કરતા, પછી તેમને વિદ્રોહ કરવા માટે બોલાવવામાં આવતા તો આ લોકો જરૂર વિદ્રોહ કરતા અને થોડોક સમય જ લડાઇ કરતા.

૧૫) આ પહેલા તે લોકોએ અલ્લાહને વચન આપ્યું હતું કે તેઓ પીઠ નહીં ફેરવે અને અલ્લાહ તઆલા સાથે કરેલા વચનની પૂછતાછ જરૂર થશે.

૧૬) કહી દો કે ભલેને તમે મૃત્યુથી અથવા કતલ થવાના ભયથી ભાગો, તો આ ભાગી જવું તમારા માટે કંઈ કામ નહીં આવે અને તે સમયે તમે થોડોક જ ફાયદો મેળવશો.

૧૭) પૂછો, કે જો અલ્લાહ તઆલા તમને કોઇ તકલીફ આપવા ઇચ્છે, અથવા તમારા પર કોઇ કૃપા કરવા ઇચ્છે તો કોણ છે જે તમને બચાવી શકે ? પોતાના માટે અલ્લાહ સિવાય કોઇ મદદ કરનાર અથવા મિત્ર નહીં જુઓ.

૧૮) અલ્લાહ તઆલા તમારા માંથી તેમને (સારી રીતે) જાણે છે, જેઓ બીજાને રોકે છે અને પોતાના મિત્રોને કહે છે કે અમારી પાસે આવી જાવ અને ક્યારેક લડાઇ કરવા માટે આવી જાય છે.

૧૯) તમારી મદદ કરવા માટે કંજુસાઇ કરે છે, પછી જ્યારે ભય અને ડરની સ્થિતિ આવી પહોંચે, તો તમે તેમને જોશો કે તેઓ તમારી તરફ જુએ છે અને તેમની આંખો એવી રીતે ફરે છે જેવું કે તે વ્યક્તિની, જેના પર મૃત્યુનો ભય છવાયેલો હોય, પછી જ્યારે ભય હઠી જાય છે તો તમારા માટે પોતાની સખત જબાનોથી વાતો બનાવે છે, માલના ઘણા જ લાલચી છે, આ લોકો ઈમાન લાવ્યા જ નથી, અલ્લાહ તઆલાએ તેમના દરેક કાર્યો વ્યર્થ કરી દીધા છે અને અલ્લાહ તઆલા માટે આ ઘણું જ સરળ છે.

૨૦) સમજે છે કે હજુ સુધી લશ્કરો જતા નથી રહ્યા અને લશ્કર આવી જાય તો આશા કરે છે કે કદાચ ! તેઓ રેગીસ્તાનમાં ગ્રામીણ લોકો સાથે

રહેતા હોત, જેથી તમારી ખબરો પૂછતા હોત, જો તેઓ તમારામાં હાજર હોત તો પણ થોડુંક જ લડતા.

૨૧) નિ:શંક તમારા માટે પયગંબર શ્રેષ્ઠ આદર્શ છે, તે દરેક વ્યક્તિ માટે, જેઓ અલ્લાહ તઆલા અને કયામતના દિવસ પર ઈમાન ધરાવે છે અને અલ્લાહના નામનું સ્મરણ વધારે કરે છે.

૨૨) અને ઈમાનવાળાઓએ જ્યારે લશ્કરોને જોયા, (તરત જ) કહેવા લાગ્યા કે તેમને આનું જ વચન અલ્લાહ તઆલાએ અને તેના પયગંબરે કર્યું હતું અને અલ્લાહ અને પયગંબરે સાચું કહ્યું અને આ સ્થિતિએ તેમના ઈમાન અને અનુસરણમાં વધારો કરી દીધો.

૨૩) ઈમાનવાળાઓમાં એવા લોકો પણ છે, જેમણે અલ્લાહ સાથે જે વચન કર્યું હતું, તેને સાચું કરી બતાવ્યું, કેટલાકે પોતાનું વચન પૂરું કરી દીધું અને કેટલાક રાહ જોઇ રહ્યા છે અને તે લોકોએ કોઇ ફેરફાર નથી કર્યો.

૨૪) જેથી અલ્લાહ તઆલા સાચા લોકોને તેમની સત્યતાનો બદલો આપે અને જો ઇચ્છે તો ઢોંગીઓને સજા આપે અથવા તેમની તૌબા કબૂલ કરે, અલ્લાહ તઆલા ઘણો જ માફ કરનાર, અત્યંત દયાળુ છે.

૨૫) અને અલ્લાહ તઆલાએ ઇન્કાર કરનારાઓને ગુસ્સા સાથે પાછા મોકલી દીધા, તે લોકોને કંઈ ફાયદો ન પહોંચ્યો અને તે યુદ્ધમાં અલ્લાહ તઆલા પોતે જ ઈમાનવાળાઓ માટે પૂરતો થઇ ગયો, અલ્લાહ તઆલા ઘણો જ શક્તિશાળી અને વિજયી છે.

૨૬) અને જે કિતાબવાળાઓએ તેમની સાથે મિત્રતા કરી લીધી, તેમને (પણ) અલ્લાહએ તેમના કિલ્લાઓ માંથી કાઢી મૂક્યા અને તેમના હૃદયોમાં ભય નાંખી દીધો કે તમે તેમના એક જૂથને કતલ કરી રહ્યા છો અને એક જૂથને કેદી બનાવી રહ્યા છો.

૨૭) અને તેણે તમને તેમની જમીનોના અને તેમના ઘરના અને તેમના

ધનના વારસદાર બનાવી દીધા અને તે ધરતીના પણ, જેને તમારા પગે કચડી ન હતી, અલ્લાહ તઆલા દરેક વસ્તુ પર શક્તિ ધરાવે છે.

૨૮) હે નબી ! પોતાની પત્નીઓને કહી દો કે જો તમે દુનિયાના જીવન અને દુનિયાનો શણગાર ઇચ્છતી હોય તો આવો, હું તમને કંઈ આપી દઉં અને તમને સારી રીતે છોડી દઉં.

૨૯) અને જો તમે અલ્લાહ અને તેનો પયગંબર અને આખેરતનું ઘર ઇચ્છતી હોય, તો તમારા માંથી સત્કાર્યો કરનાર માટે અલ્લાહએ જબરદસ્ત વળતર રાખ્યું છે.

૩૦) હે પયગંબરની પત્નીઓ ! તમારા માંથી જે પણ ખુલ્લું અશ્લીલ કૃત્ય કરશે, તેને બમણી સજા આપવામાં આવશે અને અલ્લાહ માટે આ ખૂબ જ સરળ છે.



૩૧) અને તમારા માંથી જે પણ અલ્લાહ અને તેના પયગંબરની આજ્ઞાનું પાલન કરશે અને સત્કાર્યો કરશે, અમે તેને વળતર (પણ) બમણું આપીશું અને તેમના માટે અમે શ્રેષ્ઠ રોજી તૈયાર કરી રાખી છે.

૩૨) હે પયગંબરની પત્નીઓ ! તમે સામાન્ય સ્ત્રીઓ જેવી નથી, જો તમે ડરવા લાગો તો, નમ્રતાથી વાત ન કરો કે જેના હૃદયમાં રોગ હોય, તે ખોટું વિચારે અને હાં, સામાન્ય રીતે વાત કરો.

૩૩) પોતાના ઘરોમાં જ રહો અને જાહિલીયત ના સમય જેવો (પયગંબરી પહેલાનો સમય) શણગાર ન કરો અને નમાઝ પઢતી રહો અને ઝકાત આપતી રહો અને અલ્લાહ અને તેના પયગંબરનું અનુસરણ કરો, અલ્લાહ તઆલા ઇચ્છે છે કે હે પયગંબરની પત્નીઓ ! તમારાથી ગંદકી દૂર કરી દે અને તમને ઘણી જ પવિત્ર બનાવી દે.

૩૪) અને તમારા ઘરોમાં અલ્લાહની જે આયતો અને પયગંબરની જે હદીષો (વાતો) પઢવામાં આવે છે, તેનું સ્મરણ કરતા રહો, ખરેખર અલ્લાહ તઆલા સૂક્ષ્મ દૃષ્ટિવાળો, જાણનાર છે.

૩૫) નિ:શંક મુસલમાન પુરુષ અને સ્ત્રીઓ, ઈમાનવાળા પુરુષ અને સ્ત્રીઓ, આજ્ઞાનું પાલન કરનારા પુરુષ અને સ્ત્રીઓ, સત્ય વાત કરનારા પુરુષ અને સ્ત્રીઓ, ધીરજ રાખનાર પુરુષ અને સ્ત્રીઓ, આજીજી કરનારા પુરુષ અને સ્ત્રીઓ, દાન કરનારા પુરુષ અને સ્ત્રીઓ, રોઝો રાખનારા પુરુષ અને સ્ત્રીઓ, પોતાના ગુપ્તાંગની સુરક્ષા કરનાર પુરુષ અને સ્ત્રીઓ અને અલ્લાહના નામનું વધારે સ્મરણ કરનારા પુરુષ અને સ્ત્રીઓ, આ (બધા) માટે અલ્લાહ તઆલાએ માફી અને ખૂબ જ મોટું વળતર તૈયાર કરી રાખ્યું છે.

૩૬) અને કોઇ ઈમાનવાળા પુરુષ અને સ્ત્રીને અલ્લાહ અને તેના પયગંબરના નિર્ણય પછી પોતાના કોઇ કાર્યનો અધિકાર રહેતો નથી, (યાદ રાખો) અલ્લાહ અને તેના પયગંબરની જે પણ અવજ્ઞા કરશે, તે સ્પષ્ટ રીતે પથભ્રષ્ટ છે.

૩૭) (યાદ કરો) જ્યારે તમે તે વ્યક્તિને કહી રહ્યા હતા, જેના પર અલ્લાહએ પણ કૃપા કરી અને તમે પણ, કે તું પોતાની પત્નીને પોતાની પાસે જ રાખ અને અલ્લાહ થી ડર અને તમે પોતાના હૃદયમાં તે વાત છૂપી રાખી હતી જેને અલ્લાહ જાહેર કરવાનો હતો, અને તમારા હૃદયમાં લોકોનો ભય હતો, જો કે અલ્લાહ તઆલા તેનો વધારે અધિકાર ધરાવે છે કે તમે તેનાથી ડરો, બસ ! જ્યારે ઝૈદે તે સ્ત્રી સાથે છૂટાછેડા લઇ લીધા, પછી અમે તે સ્ત્રીનું લગ્ન તમારી સાથે કરાવી દીધું, જેથી મુસલમાનો માટે પોતાના દત્તક લીધેલ બાળકોની પત્નીઓ વિશે કોઇ પ્રકારની શંકા ન રહે, જ્યારે તેમની સાથે છૂટાછેડા લઇ લે. અલ્લાહનો આ આદેશ પૂરો થઇને જ રહેવાવાળો હતો.

૩૮) જે વસ્તુઓ અલ્લાહ તઆલાએ પયગંબર માટે નક્કી કરી છે, તેમાં પયગંબરને કોઇ વાંધો નથી, અલ્લાહનો નિયમ પહેલાના લોકો માટે પણ હતો અને અલ્લાહ તઆલાના કાર્યો હિકમત પ્રમાણે નક્કી છે.

૩૯) આ સૌ એવા હતા કે અલ્લાહના આદેશો પહોંચાડતા હતા અને અલ્લાહથી જ ડરતા હતા અને અલ્લાહ સિવાય કોઇનાથી ડરતા ન હતા અને અલ્લાહ તઆલા હિસાબ લેવા માટે પૂરતો છે.

૪૦) (હે લોકો !) કોઇ પુરુષના પિતા મુહમ્મદ નથી, પરંતુ મુહમ્મદ સ.અ.વ. ફક્ત અલ્લાહના પયગંબર છે, અને દરેક પયગંબરમાંના છેલ્લા છે અને અલ્લાહ તઆલા દરેક વસ્તુને જાણે છે.

૪૧) મુસલમાનો ! અલ્લાહના નામનું સ્મરણ વધારે કરતા રહો.

૪૨) અને સવાર-સાંજ તેની પવિત્રતાનું વર્ણન કરો.

૪૩) તે જ છે, જે તમારા પર પોતાની કૃપા મોકલે છે અને તેના ફરિશ્તાઓ (તમારા માટે દયાની દુઆ કરે છે) જેથી તે તમને અંધકાર (માર્ગથી) કાઢી પ્રકાશિત (માર્ગ) તરફ લઇ જાય અને અલ્લાહ તઆલા ઈમાનવાળાઓ માટે ખૂબ જ દયાળુ છે.

૪૪) જે દિવસે આ લોકો (અલ્લાહ સાથે) મુલાકાત કરશે તેમની ભેટ “સલામ” હશે, તેમના માટે અલ્લાહ તઆલાએ પવિત્ર વળતર તૈયાર કરી રાખ્યું છે.

૪૫) હે પયગંબર ! ખરેખર અમે જ તમને સાક્ષી આપનાર, ખુશખબર આપનાર, સચેત કરનાર, બનાવી મોકલ્યા છે.

૪૬) અને અલ્લાહના આદેશથી, તેની તરફ બોલાવવાવાળો પ્રકાશિત દીવો.

૪૭) તમે ઈમાનવાળાઓને ખુશખબર સંભળાવી દો, કે તેમના માટે અલ્લાહ તરફથી ખૂબ જ મોટી કૃપા છે.

૪૮) ઇન્કાર કરનારાઓ તથા ઢોંગીઓની વાત ન માનશો અને જે તકલીફ (તેમની તરફથી પહોંચે) તેનો વિચાર પણ ન કરશો, અલ્લાહ પર ભરોસો કરતા રહો અને અલ્લાહ તઆલા કાર્યની વ્યવસ્થા કરવા માટે પૂરતો છે.

૪૯) હે ઈમાનવાળાઓ ! જ્યારે તમે ઈમાનવાળી સ્ત્રીઓ સાથે લગ્ન કરો, પછી જો હાથ લગાવતા પહેલા જ તલાક આપી દો, તો તેણીઓ માટે કોઇ ઇદ્દતનો સમયગાળો નથી, જેની તમે ગણતરી કરો, બસ ! તમે કંઈક તેણીઓને આપી દો અને સારી રીતે છોડી દો.

૫૦) હે પયગંબર ! અમે તમારા માટે તમારી તે પત્નીઓ હલાલ કરી દીધી છે, જેણીઓને તમે તેમની મહેર આપી ચૂક્યા છો અને તે દાસી પણ, જે અલ્લાહ તઆલાએ તમને ગનીમતના માલમાં આપી અને તમારા કાકાઓની દીકરીઓ, ફોઇઓની દીકરીઓ, મામાઓની દીકરીઓ, માસીઓની દીકરીઓ પણ, જેણીઓએ તમારી સાથે હિજરત કરી છે અને તે ઈમાનવાળી સ્ત્રીઓ, જે પોતાને પયગંબરને સોંપી દે, આ ત્યારે-જ્યારે પયગંબર પોતે પણ તેણી સાથે લગ્ન કરવા ઇચ્છે, આ ફક્ત તમારા માટે જ છે અને ઈમાનવાળાઓ માટે નહીં, અમે તેને ખૂબ સારી રીતે જાણીએ છીએ, જે અમે તેમના માટે તેમની પત્નીઓ અને દાસીઓ વિશે (આદેશ) નક્કી કરી રાખ્યા છે, આ એટલા માટે કે તમારા માટે વાંધો ન આવે, અલ્લાહ તઆલા ઘણો જ માફ કરનાર અને ઘણો જ દયાળુ છે.

૫૧) તેમના માંથી જેને તમે ઇચ્છો દૂર રાખો અને જેને ઇચ્છો પોતાની પાસે રાખો અને જો તમે તેમના માંથી કોઇને પણ પોતાની પાસે બોલાવો, જેમને તમે જુદા કરી રાખ્યા હતા, તો તમારા પર કોઇ ગુનો નથી, આમાં તે વાત શક્ય છે કે તે સ્ત્રીઓની આંખો ઠંડી રહે અને તેઓ નિરાશ ન થાય અને જે કંઈ પણ તમે આપો તેના પર સૌ રાજી રહે, તમારા હૃદયોમાં જે કંઈ પણ છે તેને અલ્લાહ જાણે છે. અલ્લાહ ઘણો જ જ્ઞાની અને ધૈર્યવાન છે.

૫૨) આ પછી તમારા માટે બીજી સ્ત્રીઓ હલાલ નથી અને ન તો આ (યોગ્ય) છે, કે તેમના બદલામાં બીજી સ્ત્રીઓ સાથે (લગ્ન કરો), ભલેને તેમના

ચહેરા સુંદર લાગતા હોય, સિવાય તે, જે તમારી માલિકી હેઠળ હોય. અને અલ્લાહ તઆલા દરેક વસ્તુની દેખરેખ રાખનાર છે.

૫૩) હે ઈમાનવાળાઓ ! જ્યાં સુધી તમને પરવાનગી આપવામાં ન આવે, તમે પયગંબરના ઘરમાં ન જાઓ, ખાવાના એવા સમયે કે જ્યારે જમવાનું તૈયાર થતું હોય, પરંતુ જ્યારે બોલાવવામાં આવે ત્યારે જાઓ અને જ્યારે ખાઇ લો, તો નીકળી જાઓ, ત્યાં જ વાતોમાં વ્યસ્ત ન થઇ જાઓ, પયગંબરને તમારી આ વાતોથી તકલીફ થાય છે, તે (પયગંબર) તો તમારું માન રાખે છે અને અલ્લાહ તઆલા સત્યતામાં કોઇનું માન રાખતો નથી, જ્યારે તમે પયગંબરની પત્નીઓ પાસે કોઇ વસ્તુ માંગો તો પરદાની પાછળથી માંગો, તમારા અને તેમના હૃદયો માટે સંપૂર્ણ પવિત્રતા આ જ છે. તમારા માટે યોગ્ય નથી કે તમે અલ્લાહના પયગંબરને તકલીફ પહોંચાડો અને ન તમારા માટે એ હલાલ છે કે પયગંબર પછી કોઇ પણ સમયે પયગંબરની પત્નીઓ સાથે લગ્ન કરો, અલ્લાહની નજીક આ ઘણો જ મોટો (અપરાધ) છે.

૫૪) તમે કોઇ વસ્તુને જાહેર કરો અથવા છૂપી રાખો, અલ્લાહ તો દરેક વસ્તુને ખૂબ સારી રીતે જાણે છે.

૫૫) તે સ્ત્રીઓ માટે કોઇ ગુનો નથી કે તેઓ પોતાના પિતા, પુત્રો, ભાઇઓ, ભત્રીજાઓ, ભાણિયાઓ અને પોતાની (બહેનપણીની) સ્ત્રીઓ અને પોતાની માલિકી હેઠળની (દાસીઓ) સામે હોય, અલ્લાહથી ડરો, ખરેખર અલ્લાહ દરેક વસ્તુ માટે સાક્ષી છે.

૫૬) અલ્લાહ તઆલા અને તેના ફરિશ્તાઓ તે પયગંબર ઉપર રહમત મોકલે છે, હે ઈમાનવાળાઓ ! તમે (પણ) તેમના ઉપર દરૂદ મોકલો અને ખૂબ સલામ મોકલતા રહો.

૫૭) જે લોકો અલ્લાહ અને તેના પયગંબરને તકલીફ આપે છે, તેમના પર દુનિયા અને આખેરતમાં અલ્લાહની ફિટકાર છે અને તેમના માટે અત્યંત અપમાનિત કરી દેનારી યાતના છે.

૫૮) અને જે લોકો ઈમાનવાળા પુરુષ અને સ્ત્રીઓને કોઇ કારણ વગર તકલીફ આપે, તેઓ ખુલ્લો આરોપ અને ખુલ્લા ગુનાનો બોજ પોતાના પર ઉઠાવી રહ્યા છે.

૫૯) હે પયગંબર ! પોતાની પત્નીઓને, પોતાની દીકરીઓને અને મુસલમાન સ્ત્રીઓને કહી દો કે તેઓ પોતાના પર પોતાની ચાદર લટકાવી રાખે, તેનાથી તરત જ તેણીઓની ઓળખ થઇ જશે, પછી તેણીઓને સતાવવામાં નહીં આવે અને અલ્લાહ તઆલા માફ કરનાર, દયાળુ છે.

૬૦) જો (હજુ પણ) આ ઢોંગીઓ અને તે લોકો, જેમના હ્રદયોમાં રોગ છે અને તે લોકો જેઓ મદીનામાં ખોટી અફવાઓ ફેલાવનારા છે, છેટા ન રહ્યા, અમે તમને તે લોકો પર પ્રભાવિત કરી દઇશું, પછી તે લોકો થોડાંક દિવસ જ તમારી સાથે આ (શહેર)માં રહી શકશે.

૬૧) તેમના પર ફિટકાર નાંખી દેવામાં આવી, જ્યાં પણ મળશે પકડી લેવામાં આવશે અને તેમના ટુકડે ટુકડા કરી દેવામાં આવશે.

૬૨) તેમના પહેલાના લોકો માટે પણ આ જ નિર્ણય નક્કી હતો અને તમે અલ્લાહના નિર્ણયમાં ફેરફાર ક્યારેય નહીં જુઓ.

૬૩) લોકો તમને કયામત વિશે સવાલ કરે છે, તેમને કહી દો કે તેનું જ્ઞાન તો ફક્ત અલ્લાહ પાસે છે, તમને શું ખબર શક્ય છે કે કયામત નજીક માંજ હોય.

૬૪) અલ્લાહ તઆલાએ ઇન્કાર કરનારાઓ પર ફિટકાર કરી, અને તેમના માટે ભડકેલી આગ તૈયાર કરી રાખી છે.

૬૫) જેમાં તેઓ હંમેશા રહેશે, ન તો તેમનો કોઇ મિત્ર હશે અને ન તેમની મદદ કરવામાં આવશે.

૬૬) તે દિવસે તેમના ચહેરા આગમાં ઊંધા કરી દેવામાં આવશે, (અફસોસથી) કહેશે કે કદાચ ! અમે અલ્લાહ તઆલા અને પયગંબરનું અનુસરણ કરતા.

૬૭) અને કહેશે કે હે અમારા પાલનહાર ! અમે અમારા સરદારો અને મોટા લોકોની વાત માની, જેમણે અમને સત્ય માર્ગથી ભટકાવી દીધા.

૬૮) પાલનહાર તું તે લોકોને બમણી સજા આપ અને તેમના પર ઘણી જ મોટી ફિટકાર નાંખી દે.

૬૯) હે ઈમાનવાળાઓ ! તે લોકો જેવા ન બની જાઓ, જે લોકોએ મૂસાને તકલીફ આપી, બસ ! જે વાત તે લોકોએ કહી હતી તેનાથી અલ્લાહએ તેમને પવિત્ર કરી દીધા અને તે અલ્લાહની નજીક ઇજજતવાળા હતા.

૭૦) હે ઈમાનવાળાઓ ! અલ્લાહથી ડરો અને સીધી (સાચી) વાત કરો.

૭૧) જેથી અલ્લાહ તઆલા તમારા કાર્યો સરળ બનાવી દે અને તમારા પાપોને માફ કરી દે અને જે પણ અલ્લાહ અને તેના પયગંબરનું અનુસરણ કરશે તે ભવ્ય સફળતા મેળવશે.

૭૨) અમે પોતાની અમાનતને આકાશો, ધરતી અને પર્વતોને સોંપી, પરંતુ સૌએ તેને ઉઠાવવા માટે ઇન્કાર કરી દીધો, તેનાથી ડરી ગયા, (પરંતુ) માનવીએ તેને ઉઠાવી લીધી, તે ઘણો જ અત્યાચારી, અજાણ છે.

૭૩) (આ એટલા માટે) કે અલ્લાહ તઆલા ઢોંગી પુરુષ-સ્ત્રીઓ અને મુશરીક પુરુષો-સ્ત્રીઓને સજા આપે અને ઈમાનવાળા પુરુષ અને સ્ત્રીઓની તૌબા કબૂલ કરે અને અલ્લાહ તઆલા ઘણો જ માફ કરનાર, દયાળુ છે.






અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧) દરેક પ્રકારની પ્રશંસા તે અલ્લાહ માટે જ છે, જેની માલિકી હેઠળ બધું જ છે જે આકાશો અને ધરતીમાં છે. આખેરતમાં પણ પ્રશંસા તેના માટે જ છે, તે હિકમતવાળો અને (સંપૂર્ણ) ખબર રાખનાર છે.

૨) જે ધરતીમાં ઉતરે અને જે તે માંથી ઊપજે, જે આકાશ માંથી ઉતરે અને જે તેની તરફ ચઢી જાય, તે બધું જ જાણે છે અને તે દયાળુ, અત્યંત માફ કરનાર છે.

૩) ઇન્કાર કરનારાઓ કહે છે કે અમારા પર કયામત નહીં આવે, તમે કહી દો ! કે મારા પાલનહારના સોંગદ, જે અદૃશ્ય (નીવાતો)ને જાણે છે, કે તે ખરેખર તમારા પર આવશે, અલ્લાહ તઆલાથી એક કણ બરાબર પણ વસ્તુ આકાશો અને ધરતીમાં છુપી નથી, પરંતુ તેના કરતા પણ નાની અને મોટી દરેક વસ્તુ ખુલ્લી કિતાબમાં છે.

૪) જેથી તે ઈમાનવાળાઓ અને સદાચારી લોકોને સારો બદલો આપે, આ જ લોકો માટે માફી અને ઇજ્જતવાળી રોજી છે.

૫) અને અમારી આયતોને હીન બતાવવાની જે લોકોએ મહેનત કરી છે, આ તે લોકો છે, જેમના માટે ખૂબ જ ખરાબ યાતના છે.

૬) અને જે લોકોની પાસે જ્ઞાન છે, તેઓ જોઇ લેશે કે જે કંઈ તમારી તરફ તમારા પાલનહાર તરફથી અવતરિત થયું છે, તે (ખરેખર) સત્ય છે અને અલ્લાહ વિજયી, પ્રશંસાવાળા અલ્લાહના રસ્તાનું માર્ગદર્શન આપે છે.

૭) અને ઇન્કાર કરનારાઓએ કહ્યું, અમે તમને એક એવા વ્યક્તિની જાણ આપીશું, જે તમારી પાસે એ વાતની જાણ આપી રહ્યો છે કે જ્યારે તમે

અત્યંત કણ કણ બની જશો, તો તમે ફરીવાર એક નવા સર્જનમાં આવશો.

૮) (અમે નથી કહી શકતા) કે તેણે પોતે અલ્લાહ પર જૂઠાણું ઘડી કાઢ્યું, અથવા તેને પાગલપણું છે, પરંતુ (સત્ય વાત એ છે) કે આખેરત પર ઈમાન ન ધરાવનારા જ યાતના અને દૂરની પથભ્રષ્ટતામાં છે.

૯) શું તેઓ પોતાની આગળ-પાછળ આકાશ અને ધરતીને જોઇ નથી રહ્યા ? જો અમે ઇચ્છીએ તો તેમને ધરતીમાં જ ધસાવી દઇએ, અથવા તેમના પર આકાશના ટુકડા નાંખી દઇએ, નિ:શંક આમાં સંપૂર્ણ પુરાવા છે તે દરેક બંદા માટે, જે ચિંતન કરે.

૧૦) અને અમે દાઉદ પર પોતાની કૃપા કરી, હે પર્વતો ! તેની સાથે મન લગાવી અલ્લાહના નામનું સ્મરણ કર્યા કરો અને પક્ષીઓને પણ (આ જ આદેશ આપવામાં આવ્યો છે) અને અમે તેના માટે લોખંડ નરમ કરી દીધું.

૧૧) કે તમે સંપૂર્ણ કવચ (બખતર) બનાવો અને તેની (કડીઓ) સરખી રાખો, તમે સૌ સત્કાર્યો કરતા રહો, નિ:શંક હું તમારા કાર્યોને જોઇ રહ્યો છું.

૧૨) અને અમે સુલૈમાન માટે હવાને વશમાં કરી દીધી, કે સવારનો સમયગાળો તેના માટે એક મહિના બરાબર હતો, તેવી જ રીતે સાંજનો સમય પણ અને અમે તેમના માટે તાંબાનું ઝરણું વહાવી દીધું અને તેમના પાલનહારના આદેશથી કેટલાક જિન્નાત તેમના વશમાં રહી તેમની સામે કામ કરતા હતા. અને તેમના માંથી જે પણ અમારા આદેશની અવગણના કરે, અમે તેને ભડકેલી આગનો સ્વાદ ચખાડીશું.

૧૩) જે કંઈ સુલૈમાન ઇચ્છતા, તે જિન્નાત તૈયાર કરી દેતા, જેવી રીતે કે કિલ્લાઓ, ચિત્રો અને હોજ જેવા થાળ અને સગડીઓ પર મોટા મોટા

દેગડા, હે દાઉદના સંતાનો ! તેના આભારમાં સત્કાર્યો કરો. મારા બંદાઓ માંથી આભારી બંદાઓ થોડાંક જ હોય છે.

૧૪) પછી જ્યારે અમે તેમના મૃત્યુનો આદેશ આપ્યો તો, તેની જાણ જિન્નાતોને કોઇએ ન આપી, (લાકડામાં પડતા) કીડા સિવાય જે તેમની લાકડીને ખાઇ રહ્યા હતા, બસ ! જ્યારે (સુલૈમાન) પડી ગયા તે સમયે જિન્નાતોએ જાણી લીધું કે જો તેઓ અદૃશ્યની (વાતો) જાણતા હોત, આ અપમાનિત કરી દેનારી સજામાં ન રહેતા.

૧૫) સબાની કોમ માટે પોતાની જગ્યાઓમાં નિશાની હતી, તેમની જમણી-ડાબી બાજુ બે બગીચા હતા, (અમે તેમને આદેશ આપ્યો હતો કે) પોતાના પાલનહારે આપેલી રોજી ખાઓ અને તેનો આભાર માનો, આ શ્રેષ્ઠ શહેર છે અને તે માફ કરનાર, પાલનહાર છે.

૧૬) પરંતુ તે લોકોએ અવગણના કરી, તો અમે તેમના પર જળ-પ્રલય મોકલ્યો અને અમે તેમના બગીચાઓના બદલામાં બે (એવા) બગીચા આપ્યા, જેના ફળ કડવા અને ઝાઉ (એક પ્રકારનું વૃક્ષ) અને કેટલાક બોરડીના વૃક્ષો.

૧૭) અમે તેમની કૃતઘ્નતા નો બદલો આવો આપ્યો, અમે સખત સજા ફક્ત કૃતઘ્નીઓને આપીએ છીએ.

૧૮) અને અમે તેમના અને તેમની વસ્તી વચ્ચે, જેમાં અમે બરકત આપી રાખી હતી, કેટલીક વસ્તી બીજી પણ હતી, જે રસ્તામાં આવતી હતી અને તેમાં હરવા-ફરવાના માર્ગો નક્કી કરી દીધા હતા, તેમાં રાત-દિવસ શાંતિપૂર્વક હરો-ફરો.

૧૯) પરંતુ તે લોકોએ કહ્યું, કે હે અમારા પાલનહાર ! અમારી મુસાફરી દૂર-દૂર કરી દે, તે લોકોએ પોતે જ પોતાના હાથો વડે પોતાનું ખરાબ

ઇચ્છયું, એટલા માટે અમે તેમને (પાછલા લોકોની જેમ) વિખેરી નાંખ્યા અને તેમના ટુકડે-ટુકડા કરી નાંખ્યા, નિ:શંક દરેક ધીરજવાન અને આભારી માટે આમાં ખૂબ શિખામણો છે.

૨૦) અને શેતાને તેમના વિશે પોતાનું અનુમાન સાચું કરી બતાવ્યું, આ લોકો સૌ તેનું અનુસરણ કરનારા બની ગયા, ઈમાનવાળાઓના એક જૂથ સિવાય.

૨૧) શેતાનનું તેમની ઉપર કોઇ દબાણ ન હતું, એટલા માટે કે અમે તે લોકોને, જેઓ આખેરત પર ઈમાન ધરાવે છે, જાહેર કરી દઇએ, તે લોકો માંથી જેઓ શંકા કરે છે અને તમારો પાલનહાર દરેક વસ્તુની દેખરેખ રાખી રહ્યો છે.

૨૨) કહી દો કે અલ્લાહ સિવાય જે લોકો વિશે અનુમાન કરો છો (સૌ)ને પોકારી લો, તેમના માંથી કોઇ આકાશો અને ધરતી માંથી એક કણ બરાબર પણ અધિકાર ધરાવતા નથી, ન તો તેમાં તે લોકોનો કોઇ ભાગ છે, ન તો તેમના માંથી કોઇ અલ્લાહની મદદ કરે છે.

૨૩) ભલામણ પણ તેની પાસે કંઈ ફાયદો નહીં પહોંચાડે, તે લોકો સિવાય જેમને પરવાનગી આપવામાં આવે, ત્યાં સુધી કે જ્યારે તે લોકોના હૃદયો માંથી ભયને ખતમ કરી દેવામાં આવે છે, તો પૂછે છે કે તમારા પાલનહારે શું કહ્યું ? જવાબ આપે છે કે સાચું કહ્યું અને તે ઉચ્ચ અને ઘણો જ મોટો છે.

૨૪) પૂછો ! કે તમને આકાશો અને ધરતીમાં રોજી કોણ આપે છે ? (પોતે) જવાબ આપો કે “અલ્લાહ તઆલા”. (સાંભળો) ! અમે અથવા તમે, સત્ય માર્ગ પર છે અથવા સ્પષ્ટ રીતે પથભ્રષ્ટ છે ?

૨૫) કહી દો ! કે અમે કરેલ અપરાધ વિશે તમારા માંથી કોઇને સવાલ કરવામાં નહીં આવે, ન તમારા કાર્યોની પૂછતાછ અમને કરવામાં આવશે.

૨૬) તેમને જણાવી દો કે આપણા સૌને આપણો પાલનહાર ભેગા કરી, પછી આપણી વચ્ચે સાચો નિર્ણય કરી દેશે, તે નિર્ણય કરનાર અને હિકમતવાળો છે.

૨૭) કહી દો કે મને પણ તે લોકો બતાવો, જેમને તમે અલ્લાહના ભાગીદાર ઠેરવી તેમનો સાથ આપી રહ્યા છો, એવું ક્યારેય નહીં, તે અલ્લાહ જ છે, વિજયી, હિકમતવાળો.

૨૮) અમે તમને દરેક લોકો માટે ખુશખબર આપનાર અને સચેત કરનાર બનાવી મોકલ્યા, હાં લોકો માંથી વધારે પડતા અજાણ છે.

૨૯) સવાલ કરે છે કે તે વચન ક્યારે આવશે ? સાચા હોય તો જણાવી દો.

30) જવાબ આપી દો કે વચનનો સમય નક્કી છે, જેનાથી એક ક્ષણ તમે પાછળ હઠી શકશો ન આગળ વધી શકશો.

૩૧) ઇન્કાર કરનારાઓએ કહ્યું કે અમે આ કુરઆનને ક્યારેય નહીં માનીએ અને ન તો આ પહેલાની કિતાબોને, હે જોનાર ! કદાચ કે તું તે અત્યાચારીઓને તે સમયે જોતા, જ્યારે તેઓ પોતાના પાલનહાર સામે ઊભા રહી, એકબીજા પર આરોપ મૂકતા હશે, અશક્ત લોકો મોટા લોકોને કહેશે, જો તમે ન હોત તો અમે ઈમાનવાળા હોત.

૩૨) આ મોટા લોકો તે નબળા લોકોને જવાબ આપશે, કે શું તમારી પાસે સત્ય માર્ગ આવી ગયા પછી અમે તમને તેનાથી રોક્યા હતા ? પરંતુ તમે પોતે જ અપરાધી હતા.

૩૩) (તેના જવાબમાં) અશક્ત લોકો તે ઘમંડી લોકોને કહેશે કે (ના-ના) પરંતુ રાત-દિવસ ધોકો આપી અમને અલ્લાહનો ઇન્કાર કરવા અને તેની સાથે ભાગીદાર ઠેરાવવા માટેનો તમારો આદેશ, અમારા ઈમાન ન લાવવાનું કારણ બન્યું. યાતનાને જોઇ સૌ અંદર જ અંદર અફસોસ કરી રહ્યા હશે અને ઇન્કાર કરનારાઓના ગળામાં અમે પટ્ટો નાંખી દઇશું, તેઓને ફક્ત તેમણે કરેલ કાર્યોનું વળતર આપવામાં આવશે.

૩૪) અને અમે તો જે શહેરમાં જે પણ સચેત કરનારો મોકલ્યો, ત્યાંના સુખી લોકોએ એવું જ કહ્યું કે જે વસ્તુ સાથે તમને મોકલવામાં આવ્યા છે અમે તેનો ઇન્કાર કરવાવાળા છે.

૩૫) અને કહ્યું અમારી પાસે ખૂબ ધન અને સંતાન છે, અમને યાતના આપવામાં આવે એવું થઇ શકતું નથી.

૩૬) કહી દો કે મારો પાલનહાર જેના માટે ઇચ્છે તેની રોજી પુષ્કળ કરી દે છે અને તંગ પણ કરી દે છે, પરંતુ ઘણા લોકો જાણતા નથી.

૩૭) અને તમારું ધન તથા સંતાન અમારી પાસે નજીક કરનારા નથી, હાં, જેઓ ઈમાન લાવ્યા અને સત્કાર્યો કર્યા તેમના માટે તેમના કાર્યોનું બમણું વળતર છે અને તેઓ નીડર અને ડર્યા વગર ઉચ્ચ સ્થાનો પર રહેશે.

૩૮) અને જે લોકો અમારી આયતોના વિરોધમાં લાગેલા રહે છે, આવા જ લોકોને યાતનામાં જકડી હાજર કરવામાં આવશે.

૩૯) કહી દો ! કે મારો પાલનહાર પોતાના બંદાઓ માંથી જેને ઇચ્છે, તેના માટે રોજી પુષ્કળ આપે છે અને જેના માટે ઇચ્છે તંગ, તમે જે કંઈ અલ્લાહના માર્ગમાં ખર્ચ કરશો, અલ્લાહ તેનો બદલો આપશે અને તે સૌથી શ્રેષ્ઠ રોજી આપનાર છે.

૪૦) અને તે સૌને અલ્લાહ તે દિવસે ભેગા કરી ફરિશ્તાઓને પૂછશે કે શું આ લોકો તમારી બંદગી કરતા હતા ?

૪૧) તેઓ કહેશે કે તું પવિત્ર છે અને અમારો દોસ્ત તું જ છે, આ લોકો નહીં, પરંતુ આ લોકો જિન્નોની બંદગી કરતા હતા, તેમના માંથી વધારે પડતા લોકો તેમના પર જ ઈમાન ધરાવતા હતા.

૪૨) બસ ! આજે તમારા માંથી કોઇ (પણ) કોઇના માટે ફાયદા અને નુકસાનનો અધિકાર નહીં ધરાવે અને અમે અત્યાચારી લોકોને કહી દઇશું કે તે આગનો સ્વાદ ચાખો, જેને તમે જુઠલાવતા રહ્યા.

૪૩) અને જ્યારે તેમની સમક્ષ અમારી સ્પષ્ટ આયતો પઢવામાં આવે છે, તો કહે છે કે આ એવો વ્યક્તિ છે જે તમને તમારા પૂર્વજોના પૂજ્યોથી રોકવા ઇચ્છે છે. (તે સિવાય કોઇ વાત નથી) અને કહે છે કે આ તો ઘડી કાઢેલું જુઠ છે અને સત્ય તેમની પાસે આવી ગયું તો પણ ઇન્કાર કરનારાઓ કહે છે કે આ તો ખુલ્લું જાદુ છે.

૪૪) અને તેમને (મક્કાવાળાઓ) ન તો અમે કિતાબો આપી રાખી છે, જેનું આ લોકો વાંચન કરતા હોય, ન તેમની પાસે તમારા પહેલા કોઇ સચેત કરનાર આવ્યો.

૪૫) અને તેમના પહેલાના લોકોએ પણ અમારી આયતોને જુઠલાવી હતી અને તે લોકોને અમે જે આપી રાખ્યું હતું, આ લોકો તો તેમના દસમાં ભાગ સુધી પણ પહોંચ્યા નથી, બસ ! તે લોકોએ મારા પયગંબરોને જુઠલાવ્યા, (પછી જુઓ) મારી યાતના કેવી હતી ?

૪૬) કહી દો ! કે હું તમને ફક્ત એક વાતની શિખામણ આપું છું કે તમે અલ્લાહ માટે (હઠ છોડી) બે-બે મળી અથવા એકલા-એકલા વિચારો તો ખરાં, તમારા તે દોસ્તને કોઇ પાગલપણું નથી, તે તો તમને એક મોટી યાતના આવતા પહેલા સચેત કરે છે.

૪૭) કહી દો ! કે જે વળતર હું તમારી પાસે માંગુ તે તમારા માટે છે, મારો બદલો તો અલ્લાહ પાસે જ છે, તે દરેક વસ્તુને જાણે છે.

૪૮) કહી દો કે મારો પાલનહાર સત્ય વાત અવતરિત કરે છે, તે અદૃશ્યની દરેક (વાતોને) જાણે છે.

૪૯) કહી દો ! કે સત્ય આવી પહોંચ્યું, અસત્ય ન તો પહેલા કંઈ કરી શક્યો છે ન પછી કરશે.

૫૦) કહી દો ! કે જો હું પથભ્રષ્ટ થઇ જઉં, તો મારા પથભ્રષ્ટ (થવાની મુસીબત) મારા પર જ છે અને જો હું સત્ય માર્ગ પર છું તો વહીના

આધારે જે મારા પાલનહારે મારા પર અવતરિત કરી છે, તે ખૂબ જ સાંભળનાર અને ખૂબ જ નજીક છે.

૫૧) અને જો તમે જુઓ જ્યારે આ ઇન્કાર કરનારાઓ ભયભીત હશે, પછી બચવાની કોઇ જગ્યા નહીં પામે અને નજીકની જગ્યાએથી પકડી લેવામાં આવશે.

૫૨) તે સમયે કહેશે કે અમે આ કુરઆન પર ઈમાન લાવ્યા, પરંતુ હવે દૂર થઇ ગયેલી વસ્તુ કઇ રીતે હાથ આવી શકે છે.

૫૩) આ પહેલા તો તે લોકોએ આનો ઇન્કાર કર્યો હતો અને દૂરથી જોયા વગર જ ફેંકતા રહ્યા.

૫૪) તેમની મનેચ્છાઓ અને તેમની વચ્ચે પરદો નાંખી દેવામાં આવ્યો છે, જેવું કે આ પહેલા પણ તે લોકોની સાથે કરવામાં આવ્યું જે તેમના જેવા જ હતા, તેઓ પણ શંકામાં હતા.



# સૂરહ ફાતિર

અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧) તે અલ્લાહ માટે જ દરેક પ્રકારની પ્રશંસા છે, જેણે આકાશો અને ધરતીનું સર્જન કર્યું જે અને બે-બે, ત્રણ-ત્રણ અને ચાર-ચાર પાંખોવાળા ફરિશ્તાઓને પોતાના સંદેશાવાહક બનાવનાર છે. તે સર્જનમાં જેવી રીતે ઇચ્છે વધારો કરે છે, નિ:શંક અલ્લાહ તઆલા દરેક વસ્તુ પર શક્તિ ધરાવે છે.

૨) અલ્લાહ તઆલા જે કૃપા બંદાઓ માટે ખોલી કાઢે તો તેને કોઇ રોકનાર નથી અને જેને રોકી લે ત્યાર પછી કોઇ તેને લાવી શકતું નથી અને તે જ વિજયી, હિકમતવાળો છે.

3) લોકો ! તમારા પર જે કૃપાઓ અલ્લાહ તઆલાએ કરી છે તેને યાદ કરો, શું અલ્લાહ સિવાય બીજો સર્જક છે, જે તમને આકાશ અને ધરતી માંથી રોજી આપે ? તેના સિવાય કોઇ પૂજ્ય નથી, બસ ! તમે ક્યાં ઊંધા જઇ રહ્યા છો.

૪) અને જો આ લોકો તમને જુઠલાવે, તો તમારા પહેલાના દરેક પયગંબરોને પણ જુઠલાવવામાં આવ્યા, દરેક કાર્ય અલ્લાહ તરફ જ પાછા ફેરવવામાં આવશે.

૫) હે લોકો ! અલ્લાહ તઆલાનું વચન સાચું છે, તમને દુનિયાનું જીવન ધોખામાં ન નાંખી દે અને દગો આપનાર, શેતાન તમને બેદરકાર ન કરી દે.

૬) યાદ રાખો ! શેતાન તમારો શત્રુ છે, તમે તેને શત્રુ માનો, તે તો પોતાના જૂથમાં ફક્ત એટલા માટે જ બોલાવે છે કે, તે સૌ જહન્નમમાં જનારા થઇ જાય.

૭) જે લોકો ઇન્કાર કરનારા થયા, તેમના માટે સખત યાતના છે અને જે લોકો ઈમાન લાવ્યા અને સત્કાર્યો કર્યા તેમના માટે માફી છે અને ખૂબ જ મોટું વળતર છે.

૮) શું તે વ્યક્તિ, જેના માટે તેના ખરાબ કાર્યોને શણગારવામાં આવ્યા છે, બસ ! તેઓ તેને સારું સમજે છે, (શું તે સદાચારી વ્યક્તિ જેવો છે) ? નિ:શંક અલ્લાહ જેને ઇચ્છે પથભ્રષ્ટ કરે છે અને જેને ઇચ્છે સત્ય માર્ગ બતાવે છે. બસ ! તમારે તેમના માટે નિરાશ થઇ, પોતાના પ્રાણને નષ્ટ ન કરવા જોઇએ, આ લોકો જે કંઈ કરી રહ્યા છે, તેને ખરેખર અલ્લાહ સારી રીતે જાણે છે.

૯) અને અલ્લાહ જ હવા ચલાવે છે, જે વાદળોને ઉઠાવે છે, પછી અમે વાદળોને સૂકી ધરતી તરફ લઇ જઇએ છીએ અને તેનાથી તે નિષ્પ્રાણ ધરતીને જીવિત કરી દે છે, તેવી જ રીતે બીજી વાર જીવિત થવાનું છે.

૧૦) જે વ્યક્તિ ઇજ્જત પ્રાપ્ત કરવા ઇચ્છતો હોય, તો ઇજ્જત અલ્લાહ માટે જ છે, દરેક પ્રકારના સ્પષ્ટ શબ્દો, તેની તરફ જ ચઢે છે અને સત્કાર્ય તે લોકોને ઊંચા કરે છે અને જે લોકો દુષ્કર્મની યુક્તિ કરે છે તેમના માટે સખત યાતના છે અને તેમની આ યુક્તિ બરબાદ થઇ જશે.

૧૧) હે લોકો ! અલ્લાહ તઆલાએ તમારું સર્જન માટી વડે, પછી ટીપાં વડે કર્યું, પછી તમને જોડીમાં બનાવી દીધા, સ્ત્રીઓનું સગર્ભા હોવું અને બાળકોનો જન્મ થવો, બધું તેના જ્ઞાન પ્રમાણે જ છે અને જેને મોટી વય આપવામાં આવે અને જે કોઇની વય ઓછી હોય, તે બધું જ કિતાબમાં લખેલું છે, અલ્લાહ તઆલા માટે આ વાત ખૂબ જ સરળ છે.

૧૨) અને બે સમુદ્રો સરખાં નથી, આ મીઠો છે, જે તરસ છિપાવે છે, પીવા માટે ઉત્તમ અને આ બીજો, કડવો, તમે બન્ને માંથી તાજુ માંસ ખાવ છો અને તેમાંથી તે ઝવેરાત કાઢો છો, જેને તમે પહેરો છો અને તમે જુઓ

છો કે મોટા-મોટા જહાજો પાણીને ચીરનારા, તે સમુદ્રોમાં છે, જેથી તમે તેની કૃપા શોધો અને જેથી તમે તેનો આભાર માનો.

૧૩) તે રાતને દિવસમાં અને દિવસને રાતમાં દાખલ કરે છે અને સૂર્ય તથા ચંદ્રને તેણે જ કામે લગાડી દીધા છે, દરેક પોતાની સીમાઓ પર ચાલી રહ્યા છે, આ જ અલ્લાહ છે, તમારા સૌનો પાલનહાર, તેની જ બાદશાહી છે, જેમને તમે અલ્લાહ સિવાય પોકારો છો, તે તો ખજૂરના ઠળિયાના છોતરાંના પણ માલિક નથી.

૧૪) જો તમે તે લોકોને પોકારો, તો તે તો તમારી વાત સાંભળતા જ નથી અને જો સાંભળી પણ લે, તો પણ ફરિયાદ નહીં કરે, પરંતુ કયામતના દિવસે તમારા તે શિર્કનો ઇન્કાર કરશે, તમને કોઇ પણ અલ્લાહ તઆલા જેવો ખબર આપનાર નહીં મળે.

૧૫) હે લોકો ! તમે અલ્લાહના મોહતાજ છો અને અલ્લાહ બેનિયાઝ ગુણોવાળો છે.

૧૬) જો તે ઇચ્છે, તો તમને નષ્ટ કરી દે અને એક નવું સર્જન કરી દે.

૧૭) અને આ વાત અલ્લાહ માટે કંઈ મુશ્કેલ નથી.

૧૮) કોઇ પણ ભાર ઉઠાવનાર, બીજાનો ભાર નહીં ઉઠાવે, જો કોઇ પોતાનો ભાર બીજાને ઉઠાવવા બોલાવશે, તો તેમાંથી કંઈ પણ નહીં ઉઠાવે, સંબંધી પણ કેમ ન હોય. તમે ફક્ત તે લોકોને જ સચેત કરી શકો છો, જે વિણદેખે પોતાના પાલનહારથી ડરે છે અને નમાઝ કાયમ કરે છે અને જે લોકો પવિત્ર બની જાય, તે પોતાના જ ફાયદા માટે થશે, અલ્લાહની તરફ જ પાછા ફરવાનું છે.

૧૯) અને દૃષ્ટિહીન તથા જોઈ શકનાર સરખા નથી.

૨૦) અને ન તો અંધકાર તથા પ્રકાશ,

૨૧) અને ન તો છાંયડો તથા તડકો (સરખા નથી).

૨૨) અને જીવિત તથા મૃતક સરખા નથી હોઇ શકતા. અલ્લાહ તઆલા જેને ઇચ્છે છે, સંભળાવે છે અને તમે તે લોકોને સંભળાવી નથી શકતા, જેઓ કબરમાં છે.

૨૩) તમે ફક્ત સચેત કરનાર છો.

૨૪) અમે જ તમને સત્ય આપી, ખુશખબર આપનાર અને સચેત કરનાર બનાવી મોકલ્યા. અને કોઇ કોમ એવી નથી, જેમાં કોઇ સચેત કરનાર ન આવ્યો હોય.

૨૫) અને જો આ લોકો તમને જુઠલાવે તો, જે લોકો તેમનાથી પહેલા હતા, તે લોકોએ પણ જુઠલાવ્યું હતું અને તેમની પાસે તેમના પયગંબર ચમત્કાર તથા ગ્રંથો અને પ્રકાશિત કિતાબ લઇ આવ્યા હતા.

૨૬) પછી મેં, તે ઇન્કાર કરનારાઓને પકડી લીધા, તો મારો પ્રકોપ કેવો રહ્યો.

૨૭) શું તમે તે વાત નથી જોઇ કે અલ્લાહ તઆલાએ આકાશ માંથી પાણી વરસાવ્યું, પછી અમે તેના વડે અલગ-અલગ પ્રકારના ફળો ઊપજાવ્યા અને પર્વતોના અલગ-અલગ ભાગ છે, સફેદ અને લાલ, તેમના પ્રકાર પણ અલગ-અલગ છે અને ઘણા કાળા (પણ છે).

૨૮) અને એવી જ રીતે માનવીઓ તથા જાનવર અને ઢોરોમાં પણ, કેટલાક એવા છે, કે તેમના પ્રકાર અલગ-અલગ છે, અલ્લાહથી તેના તે જ બંદાઓ ડરે છે જેઓ જ્ઞાન ધરાવે છે, નિ:શંક અલ્લાહ તઆલા જબરદસ્ત, મોટો માફ કરનાર છે.

૨૯) જે લોકો અલ્લાહની કિતાબનું વાંચન કરે છે અને નમાઝ કાયમ પઢે છે અને જે કંઈ અમે તેમને આપી રાખ્યું છે તેમાંથી છુપી અને જાહેર રીતે ખર્ચ કરે છે, તે એવા વેપારના ઉમ્મેદવાર છે, જે ક્યારેય નુકસાનમાં નહીં હોય.

૩૦) જેથી તેમને તેમનું વળતર પુરું આપે અને તેમને પોતાની કૃપાથી વધું આપે, નિ:શંક તે માફ કરનાર, કદર કરનાર છે.

૩૧) અને આ કિતાબ, જે અમે તમારી તરફ વહી દ્વારા અવતરિત કરી છે, એ અત્યંત સાચી છે, જે પહેલાની કિતાબોની પણ પુષ્ટિ કરે છે, અલ્લાહ તઆલા પોતાના બંદાઓની સંપૂર્ણ જાણ રાખનાર, ખૂબ જોનાર છે.

૩૨) પછી અમે તે લોકોને કિતાબના વારસદાર બનાવી દીધા, જેમને અમે પોતાના બંદાઓ માંથી પસંદ કર્યા, પછી તેમાંથી કેટલાંક પોતાના પર અત્યાચાર કરનાર છે અને કેટલાક વચ્ચેના માર્ગવાળા છે અને કેટલાક અલ્લાહની કૃપાથી સત્કાર્યોમાં આગળ વધતા જાય છે, આ ખૂબ જ મોટી કૃપા છે.

૩૩) તે બગીચાઓમાં હંમેશા રહેશે, જેમાં તેઓ પ્રવેશ પામશે, સોનાની બંગડીઓ અને મોતીઓ પહેરાવવામાં આવશે અને ત્યાં તેમનો પોશાક રેશમી હશે.

૩૪) અને કહેશે કે અલ્લાહનો ખૂબ ખૂબ આભાર છે, જેણે અમારાથી હતાશાને દૂર કરી, નિ:શંક અમારો પાલનહાર ઘણો જ માફ કરનાર, ઘણી જ કદર કરવાવાળો છે.

૩૫) જેણે અમને પોતાની કૃપાથી હંમેશા રહેવાવાળી જગ્યાએ લાવી દીધા, જ્યાં અમને ન કોઇ તકલીફ પહોંચશે અને ન તો અમને થાક લાગશે.

૩૬) અને જે લોકો ઇન્કાર કરનાર છે, તેમના માટે જહન્નમની આગ છે, ન તો તેમનો નિર્ણય આવશે કે મૃત્યુ પામે અને ન જહન્નમની યાતના હળવી કરવામાં આવશે, અમે દરેક ઇન્કાર કરનારાઓને આવી જ રીતે સજા આપીએ છીએ.

૩૭) અને તે લોકો તેમાં ચીસો પાડશે, કે હે અમારા પાલનહાર ! અમને કાઢી લે, અમે સારા કાર્યો કરીશું, તે કાર્યો સિવાય-જે અમે કરતા હતા,

(અલ્લાહ કહેશે) શું અમે તમને એટલી વય નહતી આપી કે જે સમજવા ઇચ્છતો, તે સમજી જાત અને તમારી પાસે સચેત કરનાર પણ આવ્યા, તો હવે સ્વાદ ચાખો કે અત્યાચારીઓની મદદ કરનાર કોઇ નથી.

૩૮) નિ:શંક અલ્લાહ તઆલા આકાશો અને ધરતીની છૂપી વસ્તુઓને જાણવાવાળો છે, નિ:શંક તે જ હૃદયની વાતો જાણે છે.

૩૯) તે જ છે, જેણે તમને ધરતી ઉપર આબાદ કર્યા, તો જે વ્યક્તિ ઇન્કાર કરશે તેના ઇન્કારની સજા તેના માટે જ છે અને ઇન્કાર કરનારાઓ માટે તેમનો ઇન્કાર, તેમના પાલનહારની પાસે નારાજ થવાનું કારણ છે અને ઇન્કાર કરનારાઓ માટે તેમનું ઇન્કાર કરવું, નુકસાન વધવાનું કારણ છે.

૪૦) તમે કહી દો કે તમે પોતે ઠેરવેલ ભાગીદારોની દશા તો જણાવો, જેમની તમે અલ્લાહને છોડીને બંદગી કરો છો, એટલે કે મને જણાવો કે તે લોકોએ ધરતી માંથી કેવો (ભાગ) બનાવ્યો, અથવા તેમનો આકાશોમાં કોઇ ભાગ છે, અથવા તે લોકોને અમે કોઇ કિતાબ આપી છે કે જે આનો પુરાવો આપે, પરંતુ આ અત્યાચારીઓ એક-બીજાને ધોખાનું વચન આપે છે.

૪૧) નિ:શંક અલ્લાહ તઆલાએ આકાશો અને ધરતીને જકડી રાખ્યા છે, કે તેઓ છુટી ન જાય અને જો તે છુટી જાય તો, અલ્લાહ સિવાય બીજો કોઇ તેમને જકડી નથી શકતો, તે સર્વગ્રાહી, માફ કરનાર છે.

૪૨) અને તે ઇન્કાર કરનારાઓએ જબરદસ્ત સોગંદ લીધી હતી કે જો તેમની પાસે કોઇ સચેત કરનાર આવી જાય, તો તે દરેક કોમ કરતા વધારે સત્ય માર્ગ પર આવી જશે, પછી જ્યારે તેમની પાસે એક પયગંબર આવી ગયા તો ફક્ત તેમના વિરોધમાં વધારો થયો.

૪૩) દુનિયામાં પોતાના અહંકારના કારણે અને તેમની ખરાબ યુક્તિઓના કારણે અને ખરાબ યુક્તિઓની સજા તેમના પર જ પડે છે, તો શું આ લોકો તે જ નિર્ણયની રાહ જુએ છે, જેવું આગળના લોકો સાથે થયું ? તો તમે અલ્લાહના નિયમમાં ક્યારેય ફેરફાર નહીં જુઓ અને તમે અલ્લાહના નિયમને ક્યારેય બદલતા નહીં જુઓ.

૪૪) અને શું આ લોકો ધરતી પર હર્યા-ફર્યા નથી, જેમાં જોઈ શકતા કે જે લોકો તેમના કરતા પહેલા હતા, તેમની દશા કેવી થઇ ? જો કે તેઓ તેમના કરતા વધારે શક્તિશાળી હતા અને અલ્લાહ એવો નથી કે કોઇ વસ્તુ તેને હરાવી દે, ન આકાશોમાં અને ન ધરતીમાં, તે ઘણો જ જ્ઞાનવાળો, ખૂબ જ કુદરતવાળો છે.

૪૫) અને જો અલ્લાહ તઆલા લોકોની, તેમના કાર્યો મુજબ, પકડ કરતો, તો ધરતી પર એક પણ સજીવ ન બાકી ન છોડતો, પરંતુ અલ્લાહ તઆલા તેમને એક નક્કી કરેલ સમય સુધી મહેતલ આપી રહ્યો છે, તો જ્યારે તેમનો તે સમય આવી પહોંચશે, અલ્લાહ તઆલા પોતે જ પોતાના બંદાઓને જોઇ લેશે.



# સૂરહ યાસિન

અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧) યાસીન્

૨) હિકમતવાળા કુરઆનના સોગંદ

૩) નિ:શંક તમે પયગંબરો માંથી છો.

૪) સત્ય માર્ગ પર છો.

૫) આ કુરઆન જબરદસ્ત, દયાળુ અલ્લાહ તરફથી અવતરિત કરવામાં આવ્યું છે.

૬) જેથી તમે એવા લોકોને સચેત કરો, જેમના પૂર્વજોને સચેત કરવામાં નહોતા આવ્યા, જેથી આ લોકો બેદરકાર છે.

૭) તેમાંથી વધારે પડતા લોકો માટે વાત નક્કી છે કે તેઓ ઈમાન નહીં લાવે.

૮) અમે તેમના ગળામાં તોક નાંખી દીધા, પછી તે હડપચી સુધી છે, જેના કારણે તેમના માથા ઊંચા થઇ ગયા છે.

૯) અને અમે એક પાળ તેમની સામે બનાવી દીધી અને એક પાળ તેમની પાછળ, જેનાથી અમે તે લોકોને ઢાંકી દીધા, જેથી તેઓ જોઇ નથી શકતા.

૧૦) અને તમે તે લોકોને સચેત કરો અથવા ન કરો બન્ને સરખું છે, આ લોકો ઈમાન નહીં લાવે.

૧૧) બસ ! તમે ફક્ત તે જ વ્યક્તિને સચેત કરી શકો છો, જે શિખામણ પ્રાપ્ત કરે અને રહમાન (અલ્લાહ) થી વિણદેખે ડરતો હોય, તમે તેને માફી અને ઇજ્જતવાળા વળતરની ખુશખબર આપી દો.

૧૨) નિ:શંક અમે મૃતકોને જીવિત કરીશું અને અમે તે કાર્યો પણ લખીએ છીએ, જેને લોકો આગળ મોકલે છે અને તેમના તે કાર્યો પણ, જેને તે લોકો પાછળ છોડે છે અને અમે દરેક વસ્તુને એક સ્પષ્ટ કિતાબમાં લખી રાખ્યું છે.

૧૩) અને તમે તે લોકો સામે એક વસ્તીવાળાઓનું ઉદાહરણ વર્ણન કરો, જ્યારે તે વસ્તીમાં (કેટલાય) પયગંબરો આવ્યા.

૧૪) જ્યારે અમે તેમની પાસે બે ને મોકલ્યા, પરંતુ તે લોકોએ (પહેલા) બન્નેને જુઠલાવ્યા, પછી અમે ત્રીજા વડે સમર્થન કર્યું, ત્રણેય લોકોએ કહ્યું કે અમે તમારી પાસે મોકલવામાં આવ્યા છે.

૧૫) તે લોકોએ કહ્યું કે તમે અમારા જેવા સામાન્ય વ્યક્તિ છો અને રહમાને કોઇ વસ્તુ અવતરિત નથી કરી, તમે ખુલ્લું જુઠ બોલી રહ્યા છો.

૧૬) તે (પયગંબરોએ) કહ્યું અમારો પાલનહાર જાણે છે કે નિ:શંક અમે તમારી તરફ મોકલવામાં આવ્યા છે.

૧૭) અને અમારી જવાબદારી તો ફક્ત સ્પષ્ટ રીતે પહોંચાડી દેવાની છે.

૧૮) તે લોકોએ કહ્યું કે અમે તો તમને અપશુકનિ સમજીએ છીએ, જો તમે છેટા ન રહ્યા તો અમે પથ્થરો વડે તમને નષ્ટ કરી દઇશું અને તમને અમારા તરફથી સખત તકલીફ પહોંચશે.

૧૯) તે પયગંબરોએ કહ્યું કે તમારું અપશુકન તમારી પાસે જ છે, શું આને અપશુકન સમજો છો કે તમને શિખામણ આપવામાં આવે, પરંતુ તમે તો હદવટાવી જનાર લોકો છો.

૨૦) અને એક વ્યક્તિ શહેરના છેલ્લા છેડેથી દોડતો આવ્યો, કહેવા લાગ્યો કે હે મારી કોમના લોકો ! તે પયગંબરોના માર્ગ પર ચાલો.

૨૧) એવા લોકોના માર્ગ પર ચાલો, જેઓ તમારી પાસે કોઇ વળતર નથી માંગતા અને તેઓ સત્ય માર્ગ પર છે.

૨૨) અને મને શું થઇ ગયું છે કે હું તેની બંદગી ન કરું, જેણે મારું સર્જન કર્યું અને તમે સૌ તેની જ તરફ પાછા ફેરવવામાં આવશો.

૨૩) શું હું તેને છોડી એવા લોકોને પૂજ્ય બનાવી લઉ, જો રહમાન (અલ્લાહ) મને કંઈ નુકસાન પહોંચાડવા ઇચ્છે, તો તેમની ભલામણ મને કંઈ ફાયદો નહીં પહોંચાડી શકે. અને ન તો તેઓ મને બચાવી શકશે.

૨૪) પછી હું ખરેખર સ્પષ્ટ રીતે પથભ્રષ્ટ છું.

૨૫) મારું સાંભળો ! હું તમારા સૌના પાલનહાર ઉપર ઈમાન લાવી ચુક્યો.

૨૬) કહેવામાં આવ્યું કે જન્નતમાં દાખલ થઇ જા, કહેવા લાગ્યો કે કદાચ ! મારી કોમ પણ જાણી લેતી.

૨૭) કે મને મારા પાલનહારે માફ કરી દીધો અને મને ઇજ્જતવાળા લોકો માંથી કરી દીધો.

૨૮) ત્યાર પછી અમે તેની કોમ માટે આકાશ માંથી કોઇ લશ્કર ન ઉતાર્યુ અને ન આવી રીતે અમે ઉતારીએ છીએ.

૨૯) તે તો ફક્ત એક સખત ચીસ હતી, જેથી તેઓ અચાનક હોલવાઈ ગયેલી (આગ) જેવા થઇ ગયા.

૩૦) (આવા) બંદાઓ માટે ખેદ છે, ક્યારેય તેમની પાસે કોઇ એવા પયગંબર નથી આવ્યા, જેમની મશ્કરી તે લોકોએ ન કરી હોય.

૩૧) શું તે લોકોએ નથી જોયું કે તેમના પહેલા ઘણી કોમોને અમે નષ્ટ કરી દીધી, કે તેઓ તેમની તરફ પાછા નહીં આવે.

૩૨) અને કોઇ જૂથ એવું નથી, જેને અમે ભેગા કરી અમારી સમક્ષ નહીં લાવીએ.

૩૩) અને તેમના માટે એક નિશાની (નિષ્પ્રાણ) ધરતી છે, જેને અમે જીવિત કરી દીધી અને તેમાંથી અનાજ ઉગાડ્યું, જેમાંથી તેઓ ખાય છે.

૩૪) અને અમે તેમાં ખજુરો અને દ્રાક્ષના બગીચા બનાવ્યા અને જેમાં અમે ઝરણાં પણ વહાવી દીધા છે.

૩૫) જેથી (લોકો) તેના ફળો ખાય અને તેને તે લોકોના હાથોએ નથી બનાવ્યું, પછી આભાર કેમ નથી માનતા ?

૩૬) તે પવિત્ર હસ્તી છે, જેણે દરેક વસ્તુને જોડીમાં બનાવી, ભલેને તે ધરતીએ ઉપજાવેલી વસ્તુ હોય, અથવા તેઓ પોતે હોય, અથવા તે (વસ્તુઓ) હોય જેના વિશે આ લોકો જાણતા પણ નથી.

૩૭) અને તેમના માટે એક નિશાની રાત છે, જેના દ્વારા અમે દિવસને ખેંચી લઇએ છીએ, જેથી તેઓ અચાનક અંધકારમાં જતા રહે છે.

૩૮) અને સૂર્ય માટે જે નક્કી કરેલ સીમા છે, તે તેની ઉપર જ ચાલતો રહે છે, આ નક્કી કરેલ સીમાઓ છે, જે વિજયી અને જ્ઞાનવાળા અલ્લાહ તરફથી છે.

૩૯) અને ચંદ્રની મંજિલો અમે નક્કી કરી છે, ત્યાં સુધી કે તે પાછો આવી જૂની (સૂકી) ડાળી જેવો થઇ જાય છે.

૪૦) સૂર્ય, ચંદ્રને પકડી નથી શકતો અને ન તો રાત, દિવસ કરતા આગળ વધી શકે છે અને બધા જ આકાશોમાં તરે છે.

૪૧) અને તે લોકો માટે એક નિશાની (આ પણ) છે કે અમે તેમની પેઢીને ભરેલી હોડીમાં મુસાફરી કરાવી.

૪૨) અને તેમના માટે તેના જેવી જ બીજી વસ્તુઓ બનાવી જેના પર આ લોકો મુસાફરી કરે છે.

૪૩) અને જો અમે ઇચ્છતા, તો તેમને ડુબાડી દેતા, પછી ન તો કોઇ તેમની ફરિયાદ કરવાવાળો હોત અને ન તે લોકોને બચાવવામાં આવતા.

૪૪) પરંતુ અમે પોતાના તરફથી કૃપા કરીએ છીએ અને એક મુદ્દત સુધી તેમને ફાયદો પહોંચાડી રહ્યા છીએ.

૪૫) અને તેમને જ્યારે કહેવામાં આવે છે કે આગળ-પાછળના (પાપ)થી બચીને રહો, જેથી તમારા પર કૃપા કરવામાં આવે.

૪૬) અને તેમની પાસે તેમના પાલનહારની નિશાનીઓ માંથી કોઇ નિશાની એવી નથી, જેનાથી આ લોકો છેટા ન રહેતા હોય.

૪૭) અને જ્યારે તે લોકોને કહેવામાં આવે છે કે અલ્લાહએ આપેલ (ધન) માંથી ખર્ચ કરો, તો ઇન્કાર કરનારાઓ ઈમાનવાળાને જવાબ આપે છે કે અમે તેમને કેમ ખવડાવીએ, જેમને જો અલ્લાહ ઇચ્છતો તો પોતે જ ખવડાવી દેતો, તમે સ્પષ્ટ રીતે પથભ્રષ્ટ છો.

૪૮) તેઓ કહે છે કે આ વચન કયારે આવશે, સાચા હોય તો જણાવો.

૪૯) તે લોકો તો ફક્ત એક સખત ચીસની રાહ જોઇ રહ્યા છીએ, જે ચીસ તેમને પકડી લેશે અને આ લોકો અંદરોઅંદર ઝઘડતા હશે.

૫૦) તે સમયે ન તો આ લોકો વસિયત કરી શકશે અને ન પોતાના ઘરવાળાઓ તરફ પાછા આવી શક્શે.

૫૧) સૂર ફૂંકતાની સાથે જ દરેક પોતાની કબરો માંથી (ઉઠી) પોતાના પાલનહાર તરફ ચાલવા લાગશે.

૫૨) કહેવા લાગશે, હાય અફસોસ ! અમને અમારા સપનાના સ્થળેથી કોણે જગાડ્યા? આ જ છે, જેનું વચન રહમાને આપ્યું હતું અને પયગંબરોએ સાચું કહી દીધું હતું.

૫૩) આ એક ચીસ સિવાય કંઈ નથી, અચાનક દરેકે દરેક અમારી સમક્ષ હાજર કરી દેવામાં આવશે.

૫૪) બસ ! આજના દિવસે કોઇ વ્યક્તિ ઉપર, થોડોક પણ અત્યાચાર કરવામાં નહીં આવે અને તમને તમારા કર્મોનો જ બદલો આપવામાં આવશે.

૫૫) જન્નતી લોકો આજ ના દિવસે પોતાના કાર્યોમાં ખુશ છે.

૫૬) તે અને તેમની પત્નીઓ છાંયડામાં આસનો પર તકિયા લગાવીને બેઠા હશે.

૫૭) તેમના માટે જન્નતમાં દરેક પ્રકારના ફળો હશે, ઉપરાંત તેઓ જે પણ ઇચ્છશે, (તે બધું જ મળશે).

૫૮) દયાળુ પાલનહાર તરફથી તેમને "સલામ" કહેવામાં આવશે.

૫૯) હે અપરાધીઓ ! આજે તમે અલગ થઇ જાવ.

૬૦) હે આદમના સંતાનો ! શું મેં તમારી પાસેથી વચન ન લીધું હતું ? કે તમે શેતાનની બંદગી ન કરશો, તે તમારો ખુલ્લો શત્રુ છે.

૬૧) અને મારી જ બંદગી કરજો, સત્ય માર્ગ આ જ છે.

૬૨) શેતાને તમારા માંથી ઘણા લોકોને પથભ્રષ્ટ કરી દીધા, શું તમે સમજતા નથી?

૬૩) આ જ તે જહન્નમ છે, જેનું વચન તમને આપવામાં આવતુ હતું.

૬૪) પોતાના ઇન્કારનો બદલો મેળવવા માટે આજે આમાં દાખલ થઇ જાવ.

૬૫) અમે આજના દિવસે તેમના મોઢા ઉપર મહોર લગાવી દઇશું અને તેમના હાથ અમારી સાથે વાત-ચીત કરશે અને તેમના પગ સાક્ષી આપશે, તે કાર્યોની, જે તેઓ કરતા હતાં.

૬૬) જો અમે ઇચ્છતા તો તેમને દૃષ્ટિહિન કરી દેતા, પછી આ લોકો માર્ગ મેળવવા માટે ભાગદોડ કરતા, પરંતુ તે લોકો કેવી રીતે જોઇ શકે ?

૬૭) અને જો અમે ઇચ્છતા તો તેમની જગ્યા પર જ તેમના મોઢા બદલી દેતા, પછી ન તો તેઓ ચાલી શકતા અને ન તો પાછા ફરી શકતા.

૬૮) અને જેને અમે વૃદ્ધાવસ્થાએ લઇ જઇએ છીએ, તેને બાળપણ તરફ પલટાવી દઇએ છીએ, શું તો પણ તેઓ નથી સમજતા ?

૬૯) ન તો અમે તે પયગંબરને શાયરી (કવિતા) શિખવાડી અને ન તો તેમને તે શોભે છે, તે તો ફક્ત શિખામણ અને સ્પષ્ટ કુરઆન (ની આયતો) છે.

૭૦) જેથી તેઓ, તે દરેક વ્યક્તિને સચેત કરી દે જે જીવિત છે અને ઇન્કાર કરનારાઓ માટે દલીલ સાબિત થઇ જાય.

૭૧) શું તેઓ જોતા નથી કે અમે અમારા હાથ વડે બનાવેલી વસ્તુઓ માંથી તેમના માટે ઢોરોનું સર્જન કર્યું, જેના તેઓ માલિક થઇ ગયા છે.

૭૨) અને તે ઢોરોને અમે તેમને આધિન કરી દીધા છે, જેમાંથી કેટલાક તેમની સવારી માટે છે અને કેટલાકનું માંસ ખાય છે.

૭૩) તેઓને તેનાથી બીજા ઘણા ફાયદા છે અને પીવા માટેની વસ્તુઓ, શું તો (પણ) તેઓ આભાર વ્યક્ત નહીં કરે ?

૭૪) અને તેઓ અલ્લાહને છોડીને બીજાને પૂજ્ય બનાવે છે, જેથી તેઓની મદદ કરવામાં આવે.

૭૫) (જો કે) તેઓમાં તેમની મદદ કરવાની શક્તિ જ નથી, (પરંતુ) તો પણ (મુશરિક લોકો) તેમના માટે હાજર રહેવાવાળા સૈનિકો બનેલા છે.

૭૬) બસ ! તમે તેમની વાતોથી નિરાશ ન થશો, અમે તેમની છૂપી અને જાહેર, દરેક વાતોને જાણીએ છીએ.

૭૭) શું માનવીને એટલી પણ ખબર નથી કે અમે તેનું સર્જન એક ટીપા વડે કર્યું ? પછી તરત જ તે ખુલ્લો ઝઘડો કરવાવાળો બની ગયો.

૭૮) અને તેણે આપણા માટે ઉદાહરણ આપ્યું અને પોતાની જન્મને ભૂલી ગયો, કહેવા લાગ્યો, આ સડી ગયેલા હાડકાંઓને કોણ જીવિત કરી શકશે ?

૭૯) તમે જવાબ આપી દો કે આ હાડકાને તે જીવિત કરશે, જેણે તેમનું સર્જન પ્રથમ વાર કર્યું હતું, જે દરેક પ્રકારના સર્જનને ખૂબ સારી રીતે જાણે છે.

૮૦) તે જ છે, જેણે તમારાં માટે લીલાંછમ વૃક્ષો માંથી આગ ઉત્પન્ન કરી, જેનાથી તમે તરત જ આગ સળગાવો છો.

૮૧) જેણે આકાશો અને ધરતીનું સર્જન કર્યું, શું તે આ લોકો જેવાનું સર્જન નથી કરી શક્તો ? નિ:શંક કરી શકે છે અને તે જ તો, હિકમતવાળો, સર્જક (અલ્લાહ) છે.

૮૨) તે જ્યારે પણ કોઇ વસ્તુની ઇચ્છા કરે છે, તેને એટલું જ કહી દે છે કે, થઇ જા, તો તે, તે જ સમયે થઇ જાય છે.

૮૩) બસ ! પવિત્ર છે તે અલ્લાહ, જેના હાથમાં દરેક વસ્તુની સંપૂર્ણ સત્તા છે અને જેની તરફ તમે બધા પાછા ફેરવવામાં આવશો.



# સૂરહ સાફ્ફાત

અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧) સોગંદ છે લાઈનબંધ ઊભા રહેનારા (ફરિશ્તાઓ)ના.

૨) પછી સંપૂર્ણ રીતે ધમકી આપનારાઓના.

૩) પછી અલ્લાહના સ્મરણમાં વ્યસ્ત રહેનારાઓના.

૪) નિ:શંક તમારા સૌનો પૂજ્ય એક જ છે.

૫) આકાશો અને ધરતી અને તે બન્ને વચ્ચેની દરેક વસ્તુઓ અને પશ્ચિમનો પાલનહાર તે જ છે.

૬) અમે દુનિયાના આકાશને તારાઓથી શણગાર્યું.

૭) અને વિદ્રોહી શેતાનોથી સુરક્ષા કરી.

૮) "મલઉલ્ અ-અલા" (ફરિશ્તાઓનું એક જૂથ)ના ફરિશ્તાઓને સાંભળવા માટે તેઓ (શેતાનો) કાન પણ નથી લગાવી શકતા, પરંતુ દરેક બાજુથી તેઓને મારવામાં આવે છે.

૯) ભગાડવા માટે. અને તેમના માટે હંમેશા રહેવાવાળી યાતના છે.

૧૦) પરંતુ જે કોઇ એકાદ વાત સાંભળી લે તો (તરત જ) તેની પાછળ સળગેલો અંગારો લાગી જાય છે.

૧૧) તે ઇન્કાર કરનારાઓને સવાલ કરો કે તમારું સર્જન કરવું વધારે અઘરું છે અથવા જેમનું અમે (તેમના ઉપરાંત) સર્જન કર્યું ? અમે (માનવીઓ)નું સર્જન ચીકણી માટી વડે કર્યું.

૧૨) પરંતુ તમે આશ્ચર્ય પામો છો અને આ લોકો મશ્કરી કરી રહ્યા છે.

૧૩) અને જ્યારે તેમને શિખામણ આપવામાં આવે છે, તો આ લોકો નથી માનતા.

૧૪) અને જ્યારે કોઇ ચમત્કારને જુએ છે તો મશ્કરી કરે છે.

૧૫) અને કહે છે કે આ તો ખુલ્લુ જાદુ છે.

૧૬) શું જ્યારે આપણે મૃત્યુ પામીશું અને માટી તથા હાડકાં થઇ જઇશું, તો શું ફરીવાર આપણને ઉઠાવવામાં આવશે ?

૧૭) શું આપણા પહેલાના પૂર્વજોને પણ ?

૧૮) તમે જવાબ આપી દો કે હા-હા અને તમે અપમાનિત (પણ) થશો.

૧૯) તે તો ફક્ત એક સખત ઝટકો છે, અચાનક તેઓ જોવા લાગશે.

૨૦) અને કહેશે કે હાય અમારું દુર્ભાગ્ય ! આ જ બદલાનો દિવસ છે.

૨૧) આ જ નિર્ણયનો દિવસ છે જેને તમે જુઠલાવતા હતા.

૨૨) અત્યાચારીઓને અને તેમના સાથીઓને અને જેમની તેઓ અલ્લાહને છોડીને બંદગી કરતા હતા,

૨૩) (તે સૌને) ભેગા કરી તેમને જહન્નમનો માર્ગ બતાવી દો.

૨૪) અને તેમને થોભાવો, તેમને સવાલ પુછવામાં આવશે.

૨૫) તમને શું થઇ ગયું છે કે તમે એકબીજાની મદદ નથી કરતા.

૨૬) પરંતુ તે (સૌ) આજના દિવસે આજ્ઞાકારી બની ગયા.

૨૭) તે એકબીજા તરફ જોઇ સવાલ-જવાબ કરવા લાગશે.

૨૮) કહેશે કે તમે તો અમારી પાસે અમારી જમણી બાજુથી આવતા હતા.

૨૯) તેઓ જવાબ આપશે કે ના, પરંતુ તમે જ ઈમાનવાળા ન હતા.

30) અને અમારી બળજબરી તમારા પર હતી (જ) નહીં, પરંતુ તમે (પોતે) વિદ્રોહી હતા.

3૧) હવે અમે (બધા) પર અમારા પાલનહારની એ વાત સાબિત થઇ ગઇ કે અમે (યાતના)નો સ્વાદ ચાખીશું.

૩૨) બસ ! અમે તમને પથભ્રષ્ટ કર્યા, અમે પોતે જ પથભ્રષ્ટ હતા.

૩૩) આજના દિવસે તો (બધા જ) યાતનામાં ભાગીદાર છે.

૩૪) અમે અપરાધીઓ સાથે આવું જ કરીએ છીએ.

૩૫) આ તેઓ છે કે, જ્યારે તેમને કહેવામાં આવે કે અલ્લાહ સિવાય કોઇ પૂજ્ય નથી, તો આ લોકો વિદ્રોહ કરતા હતા.

૩૬) અને કહેતા હતા કે શું અમે અમારા પૂજ્યોને એક પાગલ કવિની વાત માની લઇને છોડી દઇએ ?

૩૭) (ના ના) પરંતુ (પયગંબર) તો સત્ય લાવ્યા અને દરેક પયગંબરોને સાચા માને છે.

૩૮) નિ:શંક તમે દુ:ખદાયી યાતનાનો સ્વાદ ચાખશો.

૩૯) તમને તેનો જ બદલો આપવામાં આવશે, જે તમે કરતા હતા.

૪૦) પરંતુ અલ્લાહ તઆલાના નિખાલસ બંદાઓ (સુરક્ષિત હશે).

૪૧) તેમના માટે જ નક્કી કરેલ રોજી છે.

૪૨) (દરેક પ્રકારના) ફળો અને તે ઇજ્જતવાળા, પ્રતિષ્ઠિત હશે.

૪૩) નેઅમતો વાળી જન્નતોમાં,

૪૪) આસનો પર એકબીજાની સામે હશે.

૪૫) શરાબના ઝરણાંઓ માંથી પ્યાલા ભરી-ભરીને તેમની વચ્ચે ફેરવવામાં આવશે.

૪૬) જે પારદર્શક હશે અને પીવામાં સ્વાદિષ્ટ હશે.

૪૭) ન તેનાથી માથાનો દુખાવો થશે અને ન તો તેઓ વિકૃત થશે.

૪૮) અને તેમની પાસે નીચી નજરોવાળી, સુંદર આંખોવાળી (હૂરો) હશે.

૪૯) એવી, જેવા કે, છૂપાયેલા ઇંડા,

૫૦) (જન્નતી લોકો) એકબીજા સામે જોઇ સવાલ કરશે,

૫૧) તેમના માંથી એક કહેશે કે મારો એક મિત્ર હતો,

૫૨) જે કહેતો હતો કે શું તું (કયામતના દિવસ પર) યકીન કરવાવાળાઓ માંથી છે?

૫૩) શું જ્યારે આપણે મૃત્યુ પામી, માટી અને હાડકાં બની જઇશું, તે દિવસે આપણને બદલો આપવામાં આવશે ?

૫૪) કહેશે કે તમે શું જોવા ઇચ્છો છો ?

૫૫) જોતાં ની સાથે જ તેને જહન્નમની વચ્ચે જોશે.

૫૬) કહેશે, અલ્લાહ ! શક્ય હતું કે તું મને (પણ) બરબાદ કરી દેતો.

૫૭) જો મારા પાલનહારનો ઉપકાર ન હોત, તો હું પણ જહન્નમમાં હાજર કરવાવાળાઓ માંથી હોત.

૫૮) શું (આ સાચું છે) કે અમે મૃત્યુ પામવાના જ નથી ?

૫૯) પ્રથમ મૃત્યુ સિવાય અને ન આપણને યાતના આપવામાં આવશે.

૬૦) પછી તો આ ભવ્ય સફળતા છે.

૬૧) આવી (સફળતા) માટે કર્મો કરનારાઓએ કર્મ કરવા જોઇએ.

૬૨) શું આ મહેમાન નવાજી સારી છે અથવા ઝક્કુમ (થોર)નું વૃક્ષ ?

૬૩) જેને અમે અત્યાચારીઓ માટે સખત કસોટી માટે બનાવ્યું છે.

૬૪) નિ:શંક તે વૃક્ષ જહન્નમની જડ માંથી નીકળે છે.

૬૫) જેના ગુચ્છા શેતાનોના માથા જેવા છે.

૬૬) (જહન્નમના લોકો) આ જ વૃક્ષ માંથી ભોજન કરશે અને તેનાથી જ પેટ ભરશે.

૬૭) પછી તેના ઉપર પીવા માટે, ઊકળતું પાણી લાવવામાં આવશે.

૬૮) પછી તે સૌનું પાછું ફરવાનું, જહન્નમ તરફ હશે.

૬૯) નિ:શંક તેમણે પોતાના પૂર્વજોને પથભ્રષ્ટ જોયા.

૭૦) અને આ લોકો તેમના જ માર્ગ ઉપર દોડતા રહ્યા.

૭૧) તેમના પહેલાના ઘણા લોકો પણ પથભ્રષ્ટ થઇ ગયા હતા.

૭૨) જેમની પાસે અમે સચેત કરનારા મોકલ્યા હતા.

૭૩) હવે તમે જોઇ લો કે જે લોકોને ધમકી આપવામાં આવી હતી, તેમની દશા કેવી થઇ.

૭૪) અલ્લાહના નિકટના બંદાઓ સિવાય,

૭૫) અને અમને નૂહ અ.સ.એ પોકાર્યા, તો (જોઇ લો) અમે કેટલા શ્રેષ્ઠ દુઆ કબૂલ કરનારા છે.

૭૬) અમે તેમને અને તેમના ઘરવાળાઓને તે ભયાનક મુસીબતથી બચાવી દીધા.

૭૭) અને તેમના સંતાનને અમે બાકી રહેનારા બનાવી દીધા.

૭૮) અને અમે તેમનું (સારું નામ) પાછળના લોકોમાં જાળવી રાખ્યું.

૭૯) નૂહ અ.સ. પર સમગ્ર સૃષ્ટિના સલામ છે.

૮૦) અમે સત્કાર્ય કરવાવાળાઓને આવી જ રીતે બદલો આપીએ છીએ.

૮૧) તે અમારા ઈમાનવાળા બંદાઓ માંથી હતા.

૮૨) પછી અમે બીજાને ડુબાડી દીધા.

૮૩) અને તે (નૂહ અ.સ.નું) અનુસરણ કરનારાઓ માંથી (જ) ઇબ્રાહીમ અ.સ. પણ હતા.

૮૪) જ્યારે પોતાના પાલનહાર પાસે પવિત્ર હૃદય લાવ્યા.

૮૫) તેમણે પોતાના પિતા અને કોમના લોકોને કહ્યું, તમે કઇ વસ્તુની પૂજા કરી રહ્યા છો ?

૮૬) શું તમે અલ્લાહ સિવાય ઘડી કાઢેલા પૂજ્યો ઇચ્છો છો ?

૮૭) તો એવું (જણાવો કે) તમે સમગ્રસૃષ્ટિના પાલનહારને શું સમજો છો ?

૮૮) હવે ઇબ્રાહીમ અ.સ.એ એક નજર તારાઓ તરફ કરી.

૮૯) અને કહ્યું કે હું બિમાર છું.

૯૦) આમ તે લોકો તેનાથી મોઢું ફેરવી જતા રહ્યા.

૯૧) (ઇબ્રાહીમ અ.સ.) તેમના પૂજ્યો પાસે ગયા અને કહેવા લાગ્યા કે તમે ભોજન કેમ નથી લેતા ?

૯૨) તમને શું થઇ ગયું છે કે વાત પણ નથી કરતા.

૯૩) પછી (સંપૂર્ણ તાકાત સાથે) જમણા હાથ વડે તેમને મારવા લાગ્યા.

૯૪) તે (મૂર્તિ પૂજકો) દોડતા દોડતા તેમની પાસે આવ્યા.

૯૫) (ઇબ્રાહીમ અ.સ.)એ કહ્યું, તમે તેમની પૂજા કરી રહ્યા છો, જેમને તમે કોતરો છો.

૯૬) જો કે તમારું અને તમારી બનાવેલી વસ્તુઓનું સર્જન અલ્લાહએ જ કર્યું.

૯૭) તેઓ કહેવા લાગ્યા, તેના માટે એક ઘર બનાવો અને તે (ભળકે બળતી) આગમાં તેને નાંખી દો.

૯૮) તેમણે તો તેમની (ઇબ્રાહીમ) સાથે યુક્તિ કરવાનું ઇચ્છયું, પરંતુ અમે તેમને જ હીન કરી દીધા.

૯૯) અને તેમણે કહ્યું, હું તો હિજરત કરી પોતાના પાલનહાર તરફ જવાનો છું, તે જરૂર મને માર્ગ બતાવશે.

૧૦૦) હે મારા પાલનહાર ! મને સદાચારી સંતાન આપ,

૧૦૧) તો અમે તેમને એક ધૈર્યવાન સંતાનની ખુશખબરી આપી.

૧૦૨) પછી જ્યારે તે (બાળક) એટલી વયે પહોંચ્યો કે તેમની સાથે હરે-ફરે, તો તેમણે કહ્યું, મારા વ્હાલા દીકરા ! હું સપનામાં તને ઝબેહ કરતા જોઇ રહ્યો છું, હવે તું જણાવ કે તારો વિચાર શું છે ? દીકરાએ જવાબ આપ્યો કે, પિતાજી ! જે આદેશ આપવામાં આવ્યો છે તેને કરી લો, "ઇન્ શાઅ અલ્લાહ" તમે મને ધીરજ રાખનાર પામશો.

૧૦૩) જ્યારે બન્ને માની ગયા અને તેમણે (પિતાએ) તેને (દીકરાને) ઊંધા માથે પાડી દીધો,

૧૦૪) તો અમે અવાજ આપ્યો કે હે ઇબ્રાહીમ !

૧૦૫) ખરેખર તમે પોતાના સપનાને સાચું કરી બતાવ્યું. નિ:શંક અમે સત્કાર્યો કરનારને આવી જ રીતે બદલો આપીએ છીએ.

૧૦૬) ખરેખર આ ખુલ્લી કસોટી હતી.

૧૦૭) અને અમે એક મોટી કુરબાની તેના ફિદયહમાં (બદલામાં) આપી દીધી,

૧૦૮) અને અમે તેમનું સારું નામ પાછળના લોકોમાં બાકી રાખ્યું.

૧૦૯) ઇબ્રાહીમ અ.સ. પર સલામ છે.

૧૧૦) અમે સદાચારી લોકોને આવી જ રીતે બદલો આપીએ છીએ.

૧૧૧) નિ:શંક તે અમારા ઈમાનવાળા બંદાઓ માંથી હતા.

૧૧૨) અને અમે તેમને ઇસ્હાક અ.સ,પયગંબરની ખુશખબરી આપી, જે સદાચારી લોકો માંથી હશે.

૧૧૩) અને અમે ઇબ્રાહીમ અને ઇસ્હાક પર ખૂબ કૃપા કરી અને તે બન્નેના સંતાન માંથી કેટલાક સદાચારી છે અને કેટલાક પોતાના પર ખુલ્લો અત્યાચાર કરવાવાળા છે.

૧૧૪) નિ:શંક અમે મૂસા અને હારૂન અ.સ. પર ઘણો જ ઉપકાર કર્યો.

૧૧૫) અને તેમને તથા તેમની કોમને ખૂબ જ દુ:ખદાયી યાતનાથી છુટકારો આપ્યો.

૧૧૬) અને તેમની મદદ કરી, જેથી તેઓ જ વિજયી રહ્યા.

૧૧૭) અને અમે તેમને પ્રકાશિત કિતાબ આપી.

૧૧૮) અને તેમને સત્ય માર્ગ પર રાખ્યા.

૧૧૯) અને અમે તે બન્ને માટે પાછળ આવનારામાં આ વાત બાકી રાખી.

૧૨૦) કે મૂસા અને હારૂન અ.સ. પર સલામ,

૧૨૧) નિ:શંક અમે સદાચારી લોકોને આવી જ રીતે બદલો આપીએ છીએ.

૧૨૨) નિ:શંક તે બન્ને અમારા ઈમાનવાળા બંદાઓ માંથી હતા.

૧૨૩) નિ:શંક ઇલ્યાસ અ.સ. પણ પયગંબરો માંથી હતા.

૧૨૪) જ્યારે તેમણે પોતાની કોમને કહ્યું, તમે અલ્લાહથી ડરતા નથી ?

૧૨૫) શું તમે બ-અ-લ (એક મૂર્તિનું નામ)ને પોકારો છો ? અને સૌથી શ્રેષ્ઠ સર્જનહારને છોડી દો છો.

૧૨૬) અલ્લાહ, જે તમારો અને તમારાથી પહેલાના લોકોનો પાલનહાર છે.

૧૨૭) પરંતુ કોમના લોકોએ તેમને જુઠલાવ્યા. બસ ! તેઓને જરૂર (યાતનામાં) હાજર કરવામાં આવશે.

૧૨૮) અલ્લાહ તઆલાના નિખાલસ બંદાઓ સિવાય.

૧૨૯) અમે (ઇલ્યાસ અ.સ.) નું સારું નામ પાછળના લોકોમાં બાકી રાખ્યું.

૧30) ઇલ્યાસ પર સલામ,

૧૩૧) અમે સત્કાર્ય કરવાવાળાઓને આવી જ રીતે બદલો આપીએ છીએ.

૧૩૨) નિ:શંક તે અમારા સદાચારી બંદાઓ માંથી હતા.

૧૩૩) નિ:શંક લૂત અ.સ. પણ પયગંબરો માંથી હતા,

૧૩૪) અમે તેમને અને તેમના ઘરવાળાઓ, દરેકને છુટકારો આપ્યો,

૧૩૫) તે વૃદ્ધ સ્ત્રી સિવાય, જે પાછળ રહેનારા લોકોમાં બાકી રહી ગઇ.

૧૩૬) પછી અમે બીજાને નષ્ટ કરી દીધા.

૧૩૭) અને તમે સવારના સમયે તેમની વસ્તીઓ પાસેથી પસાર થાવ છો.

૧૩૮) અને રાતના સમયે પણ, શું તો પણ નથી સમજતા ?

૧૩૯) અને નિ:શંક યૂનુસ અ.સ. પયગંબરો માંથી હતા.

૧૪૦) જ્યારે ભાગીને ભરેલી હોડી તરફ પહોંચ્યા.

૧૪૧) પછી ચિઠ્ઠી નાંખવામાં આવી, તો તેઓ હારી ગયા.

૧૪૨) તો પછી તેમને માછલી ગળી ગઇ અને તેઓ પોતાને જ દોષિત ઠેરવવા લાગ્યા.

૧૪૩) બસ ! જો તેઓ પવિત્રતાનું વર્ણન ન કરતા,

૧૪૪) તો લોકોને ઉઠાડવાના (કયામતના) દિવસ સુધી માછલીના પેટમાં રહેતા.

૧૪૫) બસ ! તેમને અમે સપાટ મેદાનમાં નાંખી દીધા અને તેઓ તે સમયે બિમાર હતા.

૧૪૬) અને તેમના પર છાંયડો કરવા માટે એક વેલવાળું વૃક્ષ અમે ઉગાડી દીધું.

૧૪૭) અને અમે તેમને એક લાખ કરતાં પણ વધારે લોકો તરફ મોકલ્યા.

૧૪૮) બસ ! તેઓ ઈમાન લાવ્યા અને અમે તેમને એક સમયગાળા સુધી વૈભવી જીવન આપ્યું.

૧૪૯) તેમને પૂછો કે શું તમારા પાલનહારને દીકરીઓ છે અને તેમના દીકરા છે?

૧૫૦) અથવા આ લોકો તે સમયે હાજર હતા, જ્યારે અમે ફરિશ્તાઓનું સર્જન સ્ત્રીજાતિમાં કર્યું ?

૧૫૧) જાણી લો, કે આ લોકો પોતે ઘડી કાઢેલી વાતો કહી રહ્યા છે.

૧૫૨) કે અલ્લાહને સંતાન છે, ખરેખર આ લોકો જુઠ્ઠા છે.

૧૫૩) શું અલ્લાહ તઆલાએ પોતાના માટે દીકરીઓને દીકરાઓ પર પ્રાથમિકતા આપી ?

૧૫૪) તમને શું થઇ ગયું છે ? કેવી વાતો કહેતા ફરો છો ?

૧૫૫) શું તમે સમજતા પણ નથી ?

૧૫૬) અથવા તમારી પાસે આ વાતનો કોઇ સ્પષ્ટ પુરાવો છે ?

૧૫૭) તો જાવ, સાચા હોવ તો પોતાની જ કિતાબ લઇ આવો.

૧૫૮) અને તે લોકોએ અલ્લાહ અને જિન્નાત વચ્ચે સંબંધ ઠેરાવ્યો, જો કે જિન્નાતો પોતે જાણે છે કે તેઓ (આવી આસ્થા રાખનારા લોકો)યાતના સામે રજૂ કરવામાં આવશે.

૧૫૯) જે કંઈ આ લોકો વર્ણન કરી રહ્યા છે તેનાથી અલ્લાહ તઆલા પવિત્ર છે.

૧૬૦) અલ્લાહના નિખાલસ બંદાઓ સિવાય.

૧૬૧) ખરેખર તમે સૌ અને તમારા પૂજ્યો,

૧૬૨) કોઇ એકને પણ પથભ્રષ્ટ કરી નથી શકતા.

૧૬૩) જે જહન્નમમાં રહેવાવાળો છે તેના સિવાય.

૧૬૪) (ફરિશ્તાઓની વાત એવી છે કે) અમારા માંથી દરેકની જગ્યા નક્કી છે.

૧૬૫) અને અમે (અલ્લાહની બંદગી માટે) લાઇનબંધ ઊભા છે.

૧૬૬) અને તેના નામનું સ્મરણ કરી રહ્યા છે.

૧૬૭) ઇન્કાર કરનાર કહેતા હતા,

૧૬૮) કે જો અમારી સામે પહેલાના લોકોનું વર્ણન કરવામાં આવતું,

૧૬૯) તો અમે પણ અલ્લાહના નિકટના બંદા બની જતાં.

૧૭૦) પરંતુ આ કુરઆનનો ઇન્કાર કરવા લાગ્યા, બસ ! હવે નજીકમાં જ જાણી લેશે.

૧૭૧) અને અમારું વચન પહેલાથી જ પોતાના પયગંબરો માટે નક્કી થઇ ગયું છે.

૧૭૨) કે ખરેખર તે લોકોની જ મદદ કરવામાં આવશે.

૧૭૩) અને અમારું જ લશ્કર વિજય મેળવશે.

૧૭૪) હવે તમે થોડાંક દિવસ સુધી તેમનાથી મોઢું ફેરવી લો.

૧૭૫) અને તેમને જોતા રહો અને તે લોકો પણ આગળ જોઇ લેશે.

૧૭૬) શું આ લોકો અમારા પ્રકોપની ઉતાવળ કરી રહ્યા છે ?

૧૭૭) સાંભળો ! જ્યારે અમારો પ્રકોપ તેમના મેદાનમાં આવી જશે, તે સમયે તેમની સવાર ખૂબ જ ખરાબ હશે , જે લોકોને સચેત કરવામાં આવ્યા હતા.

૧૭૮) તમે થોડોક સમય સુધી તેમનો વિચાર કરવાનું છોડી દો.

૧૭૯) અને જોતા રહો કે તે લોકો પણ હમણા જ જોઇ લેશે.

૧૮૦) પવિત્ર છે તમારો પાલનહાર, જે ઘણી જ ઇજ્જતવાળો છે, તે દરેક વસ્તુથી (જેનું મુશરિક લોકો) વર્ણન કરે છે.

૧૮૧) પયગંબરો પર સલામ છે.

૧૮૨) અને દરેક પ્રકારની પ્રશંસા અલ્લાહ માટે જ છે જે સમગ્ર સૃષ્ટિનો પાલનહાર છે.



# સૂરહ સૉ-દ્

અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧) સૉ-દ્ ! આ શિખામણ આપતા કુરઆનના સોગંદ.

૨) જો કે ઇન્કાર કરનારાઓ અહંકાર અને વિવાદ કરી રહ્યા છે.

૩) અમે તેમનાથી પહેલા પણ ઘણી કોમોને નષ્ટ કરી દીધી, તેઓ ચીસો પાડવા લાગ્યા, પરંતુ તે સમય છુટકારાનો ન હતો.

૪) અને ઇન્કાર કરનારાઓને એ વાત પર આશ્ચર્ય થયું કે તેમના માંથી જ એક, તેઓને સચેત કરનાર આવ્યો અને કહેવા લાગ્યા કે આ તો જાદુગર અને જુઠ્ઠો છે.

૫) શું તેણે આટલા બધા પૂજ્યોનો એક જ પૂજ્ય કરી દીધો, ખરેખર આ તો આશ્ચર્યજનક વાત છે.

૬) તેમના આગેવાનો એવું કહેતાં ચાલવા લાગ્યા કે, ચાલો અને પોતાના પૂજ્યો પર અડગ રહો. નિ:શંક આ વાત કોઇ હેતુ માટે કહેવામાં આવી રહી છે.

૭) અમે તો આવી વાત પહેલાના દીનમાં પણ નથી સાંભળી, કંઈ નથી બસ ! આતો ઘડી કાઢેલી વાતો છે.

૮) શું આપણા માંથી ફક્ત આના પર જ અલ્લાહની વાણી અવતરિત કરવામાં આવી ? જો કે આ લોકો મારી વહી પર શંકા કરી રહ્યા છે, જો કે (સત્ય એ છે કે) તે લોકોએ હજુ સુધી મારો પ્રકોપ ચાખ્યો જ નથી.

૯) અથવા શું તેમની પાસે તારા જબરદસ્ત પાલનહારની કૃપાના ખજાના છે ?

૧૦) અથવા શું આકાશ અને ધરતી અને તે બન્ને વચ્ચેની દરેક વસ્તુની

બાદશાહત તેમની જ છે, પછી તો તે લોકો દોરડું બાંધી ચઢી જાય.

૧૧) આ પણ (મોટા મોટા) લશ્કરો માંથી હારી ગયેલું (નાનું) લશ્કર છે.

૧૨) તેમના પહેલા પણ નૂહ અને આદની કોમ અને ખૂંટાવાળા ફિરઔને જુઠલાવ્યા હતા.

૧૩) અને ષમૂદના લોકો, લૂતની કોમના લોકોએ પણ અને અયકહના રહેવાસીઓએ પણ, આ જ (મોટા) લશ્કરો હતા.

૧૪) તેમના માંથી એક પણ એવા ન હતા જેમણે પયગંબરોને ન જુઠલાવ્યા હોય, બસ ! મારી યાતના તેમના માટે સાબિત થઇ ગઇ.

૧૫) તે લોકો બસ ! એક ચીસની રાહ જોઇ રહ્યા છે, જેમાં થોડીક પણ વાર નહીં લાગે.

૧૬) અને તે લોકોએ કહ્યું કે, હે અમારા પાલનહાર ! અમને અમારો ભાગ કયામતના દિવસ પહેલા જ આપી દે.

૧૭) તમે તેમની વાતો પર ધીરજ રાખો અને અમારા બંદા દાઊદ અ.સ.ને યાદ કરો, જે ખૂબ જ શક્તિશાળી હતા, નિ:શંક તે ખૂબ જ રજૂ થનારા હતા.

૧૮) અમે પર્વતોને તેમના વશમાં કરી રાખ્યા હતા, કે તેમની સાથે સાંજે અને સવારે અલ્લાહના નામનું સ્મરણ કરે.

૧૯) અને પક્ષીઓને પણ ભેગા થઇ , દરેક તેમની આજ્ઞાનું પાલન કરતા હતા.

૨૦) અને અમે તેમના સામ્રાજ્યને મજબૂત કરી દીધું હતું અને તેમને હિકમત આપી હતી અને નિર્ણાયક શક્તિ પણ આપી હતી.

૨૧) અને શું તમને ઝઘડો કરવાવાળાની ખબર મળી ? જ્યારે તેઓ દિવાલ કુદીને મેહરાબ (ઓરડા)માં આવી ગયા.

૨૨) જ્યારે તેઓ દાઊદ અ.સ. પાસે આવ્યા, તો તેઓ તેમનાથી ભયભીત

થયા, તેમણે કહ્યું, ભયભીત ન થાઓ, અમે ફરિયાદના બે પક્ષકારો છીએ, અમારા માંથી એકે બીજા પર અતિરેક કર્યો છે, બસ ! તમે અમારી વચ્ચે ન્યાય પૂર્વક ફેંસલો કરી દો અને અન્યાય ન કરશો અને અમને સત્ય માર્ગ બતાવી દો.

૨૩) (સાંભળો) ! આ મારો ભાઇ છે, તેની પાસે નવ્વાણું મેઢીઓ છે અને મારી પાસે એક જ મેઢી છે, પરંતુ તે મને કહી રહ્યો છે કે તારી આ એક પણ મને આપી દે અને વાત-ચીતમાં તેણે મને દબાવી દીધો છે.

૨૪) તેમણે કહ્યું, તેનું તારી પાસે એક મેંઢી માંગવું, તારા પર ખરેખર અત્યાચાર છે અને વધારે પડતા ભાગીદારો એક-બીજા પર અતિરેક કરે છે, ઈમાનવાળા અને સત્કાર્યો કરનારા સિવાય અને આવા લોકો ઘણા ઓછા છે અને દાઊદ અ.સ. સમજી ગયા કે અમે તેમની કસોટી કરી છે, પછી તો પોતાના પાલનહારથી માફી માંગવા લાગ્યા અને આજીજી કરતા પડી ગયા અને વિનમ્રતા દાખવી.

૨૫) બસ ! અમે પણ તેમનો તે (વાંક) માફ કરી દીધો, ખરેખર તેઓ અમારી પાસે ઉચ્ચ દરજ્જાવાળા છે અને ખૂબ જ શ્રેષ્ઠ બદલો મેળવનારા છે.

૨૬) હે દાઊદ ! અમે તમને ધરતી ઉપર નાયબ બનાવી દીધા, તમે લોકો વચ્ચે ન્યાયપૂર્વક નિર્ણય કરો અને પોતાની મનેચ્છાઓનું અનુસરણ ન કરો, નહિતો તે તમને અલ્લાહના માર્ગથી ભટકાવી દેશે, નિ:શંક જે લોકો અલ્લાહના માર્ગથી ભટકી જાય છે, તેમના માટે સખત યાતના છે, એટલા માટે કે તેઓ હિસાબના દિવસને ભુલી ગયા છે.

૨૭) અને અમે આકાશ અને ધરતી અને તે બન્ને વચ્ચેની વસ્તુઓનું સર્જન અમસ્તા જ નથી કર્યું. આવું અનુમાન તો ઇન્કાર કરનારાઓનું છે, ઇન્કાર કરનારાઓ માટે આગની ખરાબી છે.

૨૮) શું અમે તે લોકોને, જેઓ ઈમાન લાવ્યા અને સત્કાર્યો કર્યા, તેમના

જેવા કરી દઇશું, જેઓ ધરતી ઉપર વિદ્રોહ કરતા રહ્યા અથવા ડરવાવાળાઓને પથભ્રષ્ટ લોકો જેવા કરી દઇશું ?

૨૯) આ પવિત્ર કિતાબ છે, જેને અમે તમારી તરફ એટલા માટે અવતરિત કરી કે લોકો તેની આયતો પર ચિંતન કરે અને બુદ્ધિશાળી લોકો તેના દ્વારા શિખામણ પ્રાપ્ત કરે.

૩૦) અને અમે દાઊદને સુલૈમાન આપ્યા, જે ખૂબ જ સારા બંદા હતા અને ખૂબ જ ઝૂકવાવાળા હતા.

૩૧) જ્યારે તેમની પાસે સાંજના સમયે ખૂબ જ કેળવેલા ઘોડા લાવવામાં આવ્યા,

૩૨) તો કહેવા લાગ્યા કે, મેં મારા પાલનહારની યાદ સામે આ ઘોડાઓના પ્રેમને પ્રાથમિકતા આપી, ત્યાં સુધી કે સૂર્યાસ્ત થઇ ગયો,

૩૩) તે (ઘોડાઓ) ને ફરીવાર મારી પાસે લાવો, પછી પિંડલીઓ અને ગળા પર હાથ ફેરવવા લાગ્યા,

૩૪) અને અમે સુલૈમાન અ.સ.ની કસોટી કરી અને તેમના સિંહાસન પર એક શરીર નાંખી દીધું, પછી તેઓ ઝૂકી ગયા .

૩૫) કહ્યું કે હે મારા પાલનહાર ! મને માફ કરી દે અને મને એવું સામ્રાજ્ય આપ, જે મારા પછી કોઇનું ન હોય, તું ખૂબ જ આપનાર છે.

૩૬) બસ ! અમે હવાને તેમના વશમાં કરી દીધી, તે તેમના આદેશ પ્રમાણે, જ્યાં તેઓ ઇચ્છતા, ત્યાં નરમાશથી પહોંચી જતી હતી.

૩૭) અને (શક્તિશાળી) જિન્નાતોને પણ (તેમના આધિન કરી દીધા), દરેક ઇમારત બનાવનારાઓને અને ડુબકી લગાવનારને,

૩૮) અને બીજા જિન્નાઅતોને પણ, જે સાંકળોમાં જકડાયેલા હતા.

૩૯) આ છે અમારી ભેટ, હવે તું ઉપકાર કર અથવા રોકી રાખ, કંઈ પણ હિસાબ નથી.

૪૦) તેમના માટે અમારી પાસે ઘણી જ નિકટતા છે અને ખૂબ જ શ્રેષ્ઠ ઠેકાણું છે.

૪૧) અને અમારા બંદા ઐયૂબ અ.સ.નું (પણ) વર્ણન કરો, જ્યારે તેઓએ પોતાના પાલનહારને પોકાર્યા કે મને શેતાને રંજ અને દુ:ખ પહોંચાડ્યું છે.

૪૨) પોતાનો પગ માર, આ સ્નાન કરવા માટે અને પીવા માટે ઠંડુ પાણી છે.

૪૩) અને અમે તેમને તેમનું સંપૂર્ણ કુટુંબ આપ્યું, પરંતુ તેના જેટલા જ બીજા પણ, પોતાના તરફથી કૃપા તરીકે અને બુદ્ધિશાળી લોકોની શિખામણ માટે.

૪૪) અને પોતાના હાથમાં સળીઓનો એક ઝૂડો લઇને મારી દો અને સોગંદ ન તોડો, સાચી વાત તો એ છે કે અમે તેને ઘણો જ ધીરજવાન જોયો, તે ખૂબ જ સદાચારી વ્યક્તિ હતો અને ખૂબ જ વિનમ્ર હતા.

૪૫) અમારા બંદા ઇબ્રાહીમ, ઇસ્હાક અને યાકૂબ અ.સ.નું પણ વર્ણન લોકો સામે કરો, જેઓ હાથ અને આંખોવાળા હતા.

૪૬) અમે તેમને એક ખાસ વાત એટલે કે આખેરતની યાદ સાથે ખાસ કરી દીધા.

૪૭) આ બધા અમારી ખૂબ જ નિકટ અને શ્રેષ્ઠ લોકો હતા.

૪૮) ઇસ્માઇલ, ય-સ-અ અને ઝુલ્ કિફ્લ (અ.સ.)નું પણ વર્ણન કરી દો, આ બધા સદાચારી લોકો હતા.

૪૯) આ શિખામણ છે અને ખરેખર ડરવાવાળા લોકો માટે ખૂબ જ સારી જગ્યા છે.

૫૦) (એટલે કે હંમેશા બાકી રહેવાવાળી) જન્નતો, જેના દ્વાર તેમના માટે ખુલ્લા છે.

૫૧) જેમાં (તકિયા સાથે) ટેકો લગાવી બેઠા હશે અને દરેક પ્રકારના ફળો અને શરાબોની ઇચ્છા કરતા હશે.

૫૨) અને તેમની પાસે નીચી નજરોવાળી સરખીવયની હૂરો હશે.

૫૩) આ છે તે વચન, જે તમારી સાથે હિસાબના દિવસ માટે, કરવામાં આવતું હતું.

૫૪) નિ:શંક રોજી (ખાસ) અમારી કૃપા છે જે ક્યારેય સમાપ્ત થવાની નથી.

૫૫) આ તો બદલો થયો, (યાદ રાખો કે) વિદ્રોહ કરનારા માટે અત્યંત ખરાબ ઠેકાણું છે.

૫૬) જહન્નમ છે, જેમાં તેઓ જશે, કેટલું ખરાબ પાથરણું છે ?

૫૭) આ છે, બસ ! તેને ચાખો, ગરમ પાણી અને પરૂ,

૫૮) તે સિવાય બીજી અલગ-અલગ પ્રકારની યાતના,

૫૯) આ એક કોમ છે, જે તમારી સાથે (આગમાં) જશે, કોઇ સ્વાગત તેમના માટે નથી, આ લોકો જ જહન્નમમાં જનારા છે,

૬૦) તેઓ કહેશે કે તમે જ છો , જેમના માટે કોઇ સ્વાગત નથી, તમે લોકો જ આને પહેલાથી અમારી સામે લાવ્યા હતા, બસ ! રહેવા માટેની ખૂબ જ ખરાબ જગ્યા છે.

૬૧) તેઓ કહેશે કે હે અમારા પાલનહાર ! જેણે (ઇન્કારનો રિવાજ) અમારા માટે પહેલાથી જ કાઢ્યો હોય, તેના માટે જહન્નમની સજા બમણી કરી દે.

૬૨) અને જહન્નમી લોકો કહેશે કે, શું વાત છે કે તે લોકોને આપણે નથી જોઇ રહ્યા, જેમને આપણે ખરાબ લોકોમાં ગણતા હતા.

૬૩) શું આપણે જ તેમની મશ્કરી કરતા હતા અથવા આપણી નજર તેમના પરથી હઠી ગઇ છે ?

૬૪) ખરેખર જહન્નમી લોકોનો આ ઝઘડો જરૂર થશે,

૬૫) કહી દો ! કે, હું તો ફક્ત સચેત કરનારો છું અને એક, વિજયી, અલ્લાહ સિવાય કોઇ પૂજ્ય નથી.

૬૬) જે આકાશો, ધરતી અને જે કંઈ તે બન્નેની વચ્ચે છે, તે બધાનો પાલનહાર છે. તે જબરદસ્ત અને ખૂબ જ માફ કરવાવાળો છે.

૬૭) તમે કહી દો કે આ ખૂબ જ મોટી વાત છે,

૬૮) જેનાથી તમે બેદરકાર થઇ રહ્યા છો,

૬૯) મને તે ઉચ્ચ, પ્રતિષ્ઠિત ફરિશ્તાઓની (વાતોનું) કોઇ જ્ઞાન નથી, જ્યારે તેઓ તકરાર કરી રહ્યા હતા.

૭૦) મારી તરફ ફક્ત તે જ વહી કરવામાં આવે છે કે, હું તો સ્પષ્ટ રીતે સચેત કરનાર છું.

૭૧) જ્યારે તમારા પાલનહારે ફરિશ્તાઓને કહ્યું કે હું માટી વડે માનવીનું સર્જન કરવાનો છું,

૭૨) તો જ્યારે હું તેને વ્યવસ્થિત કરી લઉં અને તેમાં પોતાની રૂહ ફૂંકી દઉં, તો તમે સૌ તેની સામે સિજદો કરજો,

૭૩) તેથી દરેક ફરિશ્તાઓએ સિજદો કર્યો,

૭૪) પરંતુ ઇબ્લિસે (ન કર્યો), તેણે ઘમંડ કર્યું અને તે ઇન્કાર કરનારાઓ માંથી હતો.

૭૫) (અલ્લાહ તઆલાએ) કહ્યું, હે ઇબ્લિસ ! તને તેની સામે સિજદો કરવાથી કેવી વસ્તુએ રોક્યો ? જેનું સર્જન મેં મારા હાથો વડે કર્યું. શું તું અહંકારી બની ગયો છે ? અથવા તો ઉચ્ચ દરજ્જા વાળાઓ માંથી છે ?

૭૬) તેણે જવાબ આપ્યો કે હું આના કરતા શ્રેષ્ઠ છું, તે મારું સર્જન આગ વડે કર્યું અને આનું માટી વડે,

૭૭) આદેશ આપ્યો કે તું અહીંયાથી જતો રહે, તું ધૃત્કારેલો છે,

૭૮) અને તારા પર કયામતના દિવસ સુધી મારી લઅનત અને ફિટકાર છે.

૭૯) કહેવા લાગ્યો કે મારા પાલનહાર ! મને લોકોના (બીજી વખત) જીવિત થવાના દિવસ સુધી મહેતલ આપ.

૮૦) (અલ્લાહ તઆલાએ) કહ્યું, તું તે લોકો માંથી છે જે લોકોને મહેતલ આપવામાં આવી,

૮૧) નક્કી કરેલ મુદ્દતના દિવસ સુધી,

૮૨) કહેવા લાગ્યો કે પછી તો તારી ઇજ્જતના સોગંદ ! નિ:શંક હું તે સૌને પથભ્રષ્ટ કરીશ,

૮૩) તારા તે બંદાઓ સિવાય, જેમને વિશિષ્ટ કરી લીધા.

૮૪) કહ્યું કે સત્ય તો આ છે, અને હું સાચું જ કહું છું,

૮૫) કે તને અને તારું અનુસરણ કરનારા દરેક લોકોથી, હું જહન્નમને ભરી દઇશ

૮૬) કહી દો કે હું તમારી પાસે આના માટે કોઇ વળતર નથી માંગતો અને ન તો હું બળજબરી કરવાવાળો છું.

૮૭) આ તો સમગ્ર સૃષ્ટિના લોકો માટે સ્પષ્ટ શિખામણ છે.

૮૮) નિ:શંક તમે આની સત્યતાને થોડાંક જ સમય પછી જાણી લેશો.





## સૂરહ ઝુમર

અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧) આ કિતાબનું અવતરણ, વિજયી, હિકમતવાળા અલ્લાહ તરફથી છે.

૨) નિ:શંક અમે આ કિતાબને તમારી તરફ સત્ય સાથે અવતરિત કરી, બસ ! તમે અલ્લાહ તઆલાની જ બંદગી કરો, તેના માટે જ દીનને નિખાલસ કરતા.

૩) સચેત રહો ! અલ્લાહ માટે જ નિખાલસતાથી બંદગી કરવી અને જે લોકોએ તેને છોડીને બીજાને દોસ્ત બનાવી રાખ્યા છે, (અને કહે છે) કે અમે તો તેમની બંદગી ફક્ત એટલા માટે કરી રહ્યા છે કે અલ્લાહની નિકટ પહોંચી જવા માટે અમારા માટે ભલામણ કરી દે, આ લોકો જેના વિશે વિવાદ કરી રહ્યા છે તેનો નિર્ણય અલ્લાહ કરશે, જુઠ્ઠા અને કૃતઘ્ની લોકોને અલ્લાહ માર્ગ નથી બતાવતો.

૪) જો અલ્લાહ તઆલાની ઇચ્છા સંતાનની હોત, તો પોતાના સર્જન માંથી જેને ઇચ્છતો પસંદ કરી લેતો, (પરંતુ) તે તો પવિત્ર છે, તે જ અલ્લાહ છે, જે એક જ છે અને ખૂબ જ શક્તિશાળી છે.

૫) અત્યંત સારી કુશળતાથી તેણે આકાશો અને ધરતીનું સર્જન કર્યું, તે રાતને દિવસ પર તથા દિવસને રાતમાં લપેટી દે છે અને તેણે સૂર્ય તથા ચંદ્રને કામ પર લગાવી રાખ્યા છે, દરેક નક્કી કરેલ સમય સુધી ચાલી રહ્યા છે, નિ:શંક તે જ જબરદસ્ત અને પાપોનો માફ કરનાર છે.

૬) તેણે તમારા સૌનું સર્જન એક જ પ્રાણ વડે કર્યું છે, પછી તેનાથી જ તેના જોડીદાર બનાવ્યા અને તમારા માટે ઢોરો માંથી (આઠ પ્રકારના જોડીઓ) ઉતારી, તે તમારું સર્જન તમારી માતાઓના ગર્ભમાં એક બનાવટ પછી બીજી બનાવટે કરે છે, ત્રણ-ત્રણ અંધારાઓમાં, આ જ

અલ્લાહ તમારો પાલનહાર છે, તેની જ બાદશાહત છે, તેના સિવાય કોઇ પૂજ્ય નથી. તો પણ તમે ક્યાં પથભ્રષ્ટ થઇ રહ્યા છો?

૭) જો તમે કૃતધ્નતા કરો, તો (યાદ રાખો કે), અલ્લાહ તઆલા તમારા (સૌથી) બેનિયાઝ છે અને તે પોતાના બંદાઓની કૃતધ્નતાથી રાજી નથી અને જો તમે આભાર વ્યકત કરો, તો તે તેને તમારા માટે પસંદ કરશે અને કોઇ કોઇનો ભાર નથી ઉઠાવતો, પછી તમારે સૌએ તમારા પાલનહાર તરફ જ પાછા ફરવાનું છે, તમને તે જણાવી દેશે જે કંઈ તમે કરતા હતા, નિ:શંક તે હૃદયોની વાતોને પણ સારી રીતે જાણે છે.

૮) અને માનવીને જ્યારે પણ કોઇ તકલીફ પહોંચે છે, તો તે વિનમ્રતા પોતાના પાલનહારને પોકારે છે, પછી જ્યારે અલ્લાહ તઆલા તેને પોતાની પાસેથી કૃપા આપી દે છે, તો તે (કૃપા મળ્યા) પહેલા જે દુઆ કરતો હતો, તેને ભૂલી જાય છે અને અલ્લાહ તઆલાના ભાગીદાર ઠેરવવા લાગે છે, જેનાથી (બીજાને પણ) તેના માર્ગથી દૂર કરી દે, તમે કહી દો ! કે પોતાના ઇન્કારનો લાભ થોડા દિવસ હજુ ઉઠાવી લો, (છેવટે) તું જહન્નમી લોકો માંથી થવાનો છે.

૯) શું જે વ્યક્તિ રાત્રિનો સમય સિજદા અને કિયામ (નમાઝ)માં પસાર કરતો હોય, આખેરતથી ડરતો હોય અને પોતાના પાલનહારની કૃપાની આશા રાખતો હોય, (અને જે તેનાથી વિરુદ્ધ હોય સરખા હોઇ શકે છે ?) જણાવો જ્ઞાની અને અજ્ઞાની સરખા હોઇ શકે છે ? નિ:શંક શિખામણ તે જ લોકો પ્રાપ્ત કરે છે, જેઓ બુદ્ધિશાળી છે. (પોતાના પાલનહાર તરફથી)

૧૦) કહી દો કે, હે મારા ઈમાનવાળા બંદાઓ ! પોતાના પાલનહારથી ડરતા રહો, જે લોકો આ દુનિયામાં સત્કાર્યો કરે છે તેમના માટે શ્રેષ્ઠ બદલો છે અને અલ્લાહ તઆલાની ધરતી ઘણી જ વિશાળ છે, ધીરજ રાખનારાઓને જ તેમનો સંપૂર્ણ, ખૂબ જ બદલો આપવામાં આવે છે.

૧૧) તમે કહી દો ! કે મને આદેશ આપવામાં આવ્યો છે કે અલ્લાહ તઆલાની એવી રીતે બંદગી કરૂં કે તેના માટે જ નિખાલસતાથી બંદગી કરૂં.

૧૨) અને મને આદેશ આપવામાં આવ્યો છે કે, હું બધાં કરતા પહેલા આજ્ઞાકારી બની જાઉં.

૧૩) કહી દો ! કે મને તો પોતાના પાલનહારની અવજ્ઞા કરવામાં, મોટા દિવસની યાતનાનો ડર લાગે છે,

૧૪) કહી દો ! કે હું નિખાલસતાથી પોતાના પાલનહારની જ બંદગી કરૂં છું.

૧૫) તમે તેના સિવાય જેની બંદગી કરવા ઇચ્છો, કરતા રહો, કહી દો ! કે સાચે જ પથભ્રષ્ટ તે છે, જે પોતે જ પોતાને અને પોતાના ઘરવાળાઓને કયામતના દિવસે નુકસાનમાં નાંખી દે, યાદ રાખો કે ખુલ્લું નુકસાન, આ જ છે.

૧૬) તેમને નીચે અને ઉપરથી આગના છાંયડા ઢાંકી રહ્યા હશે, આ જ (યાતના) છે, જેનાથી અલ્લાહ તઆલા પોતાના બંદાઓને ડરાવી રહ્યો છે. હે મારા બંદાઓ ! બસ ! તમે મારાથી ડરતા રહો.

૧૭) અને જે લોકો તાગૂતની બંદગીથી અળગા રહ્યા અને અલ્લાહ તઆલા તરફ ધ્યાન ધરતા રહ્યા, તેઓ ખુશખબરના હકદાર છે, મારા બંદાઓને ખુશખબર સંભળાવી દો.

૧૮) જે વાતને કાન લગાવી સાંભળે છે, પછી જે શ્રેષ્ઠ વાત હોય, તેનું અનુસરણ કરે છે, આ જ તે લોકો છે, જેમને અલ્લાહ તઆલાએ સત્ય માર્ગ બતાવ્યો છે અને આ જ લોકો બુદ્ધિશાળી પણ છે.

૧૯) જે વ્યક્તિ માટે યાતનાનો નિર્ણય થઇ ગયો છે, તો શું તમે તેને જહન્નમથી બચાવી શકો છો ?

૨૦) હાં ! તે લોકો જેઓ પોતાના પાલનહારથી ડરતા રહ્યા, તેમના માટે ઉચ્ચ સ્થાનો છે, જેના ઉપર પણ ઉચ્ચ સ્થાનો બનેલા છે અને તેની નીચે નહેરો વહી રહી છે, પાલનહારનું વચન છે અને તે વચનભંગ નથી કરતો.

૨૧) શું તમે નથી જોયું કે અલ્લાહ તઆલા આકાશ માંથી પાણી ઉતારે છે અને તેને ભૂગર્ભ સુધી પહોંચાડે છે, ત્યાર પછી તેના વડે અલગ-અલગ પ્રકારની ઊપજો ઊપજાવે છે, પછી તે સૂકી પડી જાય છે અને તમે તેને પીળા કલરની જુઓ છો, પછી તેને ચૂરે-ચૂરા કરી દે છે, આમાં બુદ્ધિશાળી લોકો માટે ઘણી શિખામણો છે.

૨૨) શું તે વ્યક્તિ, જેનું હૃદય અલ્લાહ તઆલાએ ઇસ્લામ માટે ખોલી દીધું છે, બસ ! તે પોતાના પાલનહાર તરફથી એક પ્રકાશમાં છે અને બરબાદી છે તે લોકો માટે, જેમના હૃદય અલ્લાહની યાદથી સખત થઇ ગયા છે, આ લોકો સ્પષ્ટ રીતે પથભ્રષ્ટ છે.

૨૩) અલ્લાહ તઆલાએ ઉત્તમ વાત અવતરિત કરી છે, જે એવી કિતાબ છે કે એકબીજા સાથે મળતી અને વારંવાર પઢવામાં આવતી આયતો છે, જેનાથી તે લોકોના રૂંવાટા ઊભા થઇ જાય છે, જેઓ પોતાના પાલનહારથી ડરે છે, છેવટે તેમના શરીર અને હૃદય અલ્લાહની યાદથી નરમ પડી જાય છે, આ છે અલ્લાહ તઆલાનું માર્ગદર્શન, જેના દ્વારા જેને ઇચ્છે, સત્ય માર્ગ બતાવે છે અને જેને અલ્લાહ તઆલા જ માર્ગ ભૂલાવી દે, તેને માર્ગ બતાવનાર કોઇ નથી.

૨૪) જે વ્યક્તિ કયામતના દિવસે ખરાબ યાતનાથી બચવા પોતાના ચહેરાને આડ બનાવશે, (આવા) અત્યાચારી લોકોને કહેવામાં આવશે કે પોતે કરેલા (કાર્યોની સજા) ચાખો.

૨૫) તેમના કરતા પહેલાના લોકોએ પણ જુઠલાવ્યું, પછી તેમના પર ત્યાંથી પ્રકોપ આવી પહોંચ્યો જેના વિશે તેઓ વિચારતા પણ ન હતા.

૨૬) અને અલ્લાહ તઆલાએ તે લોકોને દુનિયાના જીવનમાં અપમાનનો સ્વાદ ચખાડ્યો અને હજુ આખેરતની સખત યાતના છે, કદાચ આ લોકો સમજતા હોત.

૨૭) અને નિ:શંક અમે આ કુરઆનમાં લોકો માટે દરેક પ્રકારના ઉદાહરણ આપી દીધા, કેવું સારું થાત કે તેઓ શિખામણ પ્રાપ્ત કરી લેતા.

૨૮) કુરઆન છે અરબીમાં, જેમાં કોઇ ખામી નથી, બની શકે છે કે તેઓ ડરવા લાગે.

૨૯) અલ્લાહ તઆલા ઉદાહરણ વર્ણવી રહ્યો છે, તે (દાસ) વ્યક્તિ, જેના માલિક થવામાં પરસ્પર ઘણા વિરોધી લોકો ભાગીદાર છે, તથા બીજો તે વ્યક્તિ, જે ફક્ત (માલિક)નો જ (દાસ) છે, શું આ બન્ને સરખા હોઇ શકે છે, અલ્લાહ તઆલા માટે જ દરેક પ્રકારની પ્રશંસા છે, વાત એવી છે કે તેમાંથી ઘણા લોકો સમજતા નથી.

30) નિ:શંક તમને પણ મૃત્યુ આવશે અને આ સૌ લોકો પણ મૃત્યુ પામશે.

૩૧) પછી તમે સૌ કયામતના દિવસે પોતાના પાલનહારની સામે ઝઘડો કરશો.

પારા ૨૪

૩૨) તેના કરતાં વધારે અત્યાચારી કોણ હોઇ શકે છે જે અલ્લાહ માટે જુઠ બોલે ? અને સાચો દીન જ્યારે તેની પાસે આવે તો તેને જુઠો ઠેરવે, શું જહન્નમ આવા ઇન્કાર કરનારાઓ માટે ઠેકાણું નથી ?

૩૩) અને જે સાચો દીન લાવે અને જેણે તેને માની લીધો, આવા જ લોકો ડરવાવાળા છે.

૩૪) તેમના માટે તેમના પાલનહાર પાસે તે (દરેક) વસ્તુઓ છે, જેની ઇચ્છા આ લોકો કરશે, સદાચારી લોકોનો આ જ બદલો છે.

૩૫) જેથી અલ્લાહ તઆલા તેમનાથી, તેમના ખરાબ કૃત્યોને દૂર કરી દે અને જે સત્કાર્યો તે લોકોએ કર્યા છે, તેનો શ્રેષ્ઠ બદલો આપે.

૩૬) શું અલ્લાહ તઆલા પોતાના બંદા માટે પૂરતો નથી ? આ લોકો તમને અલ્લાહ સિવાય બીજા બધાથી ડરાવી રહ્યા છે અને જેને અલ્લાહ પથભ્રષ્ટ કરી દે, તેને માર્ગદર્શન આપનાર કોઇ નથી.

૩૭) અને જેને તે સત્ય માર્ગ બતાવી દે, તેને કોઇ પથભ્રષ્ટ કરવાવાળો નથી, શું અલ્લાહ તઆલા વિજયી અને બદલો લેનાર નથી ?

૩૮) જો તમે તેમને પૂછશો કે આકાશ અને ધરતીનું સર્જન કોણે કર્યું ? તો નિ:શંક તેઓ આ જવાબ આપશે કે "અલ્લાહ". તમે તેમને કહી દો કે જરા જણાવો, જે લોકોને તમે અલ્લાહને છોડીને પોકારો છો, જો અલ્લાહ તઆલા મને નુકસાન પહોંચાડવા માંગે, તો શું તેઓ નુકસાનને હઠાવી શકે છે ? અથવા અલ્લાહ તઆલા મારા પર કૃપા કરે, તો શું આ લોકો તેની કૃપાને રોકી શકે છે ? તમે કહી દો કે અલ્લાહ મારા માટે પૂરતો છે, ભરોસો કરનારા તેના પર જ ભરોસો કરે છે.

૩૯) કહી દો કે, હે મારી કોમના લોકો ! તમે પોતાની જગ્યા પર કર્મો કરતા રહો, હું પણ કરતો રહીશ, નજીકમાં જ તમે જાણી જશો.

૪૦) કે કોના માટે અપમાનજનક યાતના આવશે અને કોના માટે હંમેશાની માર હશે અને કોના માટે હંમેશાની સજા હશે.

૪૧) તમારા ઉપર અમે આ કિતાબ સત્ય સાથે લોકો માટે અવતરિત કરી, બસ ! જે વ્યક્તિ સત્ય માર્ગ પર આવી જાય, તે પોતે ફાયદો ઉઠાવશે અને જે પથભ્રષ્ટ થઇ જાય, તેની પથભ્રષ્ટતાની (સજા) તેના પર જ છે. તમે તેમના જવાબદાર નથી.

૪૨) અલ્લાહ જ રૂહોને, તેમના મૃત્યુના સમયે અને જેમનું મૃત્યુ નથી આવ્યું તેમને, તેમની નિંદ્રાના સમયે કાઢી લે છે, પછી જેના માટે મૃત્યુનો નિર્ણય થઇ ગયો છે તેને રોકી લે છે અને બીજી (રૂહો)ને એક નક્કી કરેલ સમય સુધી છોડી દે છે, ચિંતન કરનારાઓ માટે આમાં ખરેખર ઘણી શિખામણો છે.

૪૩) શું તે લોકોએ અલ્લાહ તઆલા સિવાય (બીજાને) ભલામણ માટે નક્કી કર્યા છે ? તમે કહી દો ! કે ભલેને તેમના અધિકારમાં કંઈ હોય કે ન હોય, અને તેઓ સમજતા પણ ન હોય.

૪૪) કહી દો ! કે દરેક ભલામણ કરવાનો અધિકાર આપનાર અલ્લાહ જ છે, દરેક આકાશ અને ધરતીનો ભેદ તેના માટે જ છે, તમે સૌ તેની જ તરફ પાછા ફેરવવામાં આવશો.

૪૫) જ્યારે ફક્ત અલ્લાહનું નામ લેવામાં આવે, તો તે લોકોના હૃદય નફરત કરવા લાગે છે, જેઓ આખેરત પર ઈમાન નથી ધરાવતા અને જ્યારે તેના સિવાય (બીજાના) નામ લેવામાં આવે તો તેમના હૃદય ખુશ થઇ જાય છે.

૪૬) તમે કહી દો કે, હે અલ્લાહ ! આકાશો અને ધરતીનું સર્જન કરનાર, છૂપું-જાહેરને જાણનાર, તું જ પોતાના બંદાઓ વચ્ચે તે વાતોનો નિર્ણય કરીશ, જેમાં તેઓ તકરાર કરી રહ્યા હતા.

૪૭) જો અત્યાચાર કરવાવાળા પાસે તે બધું જ હોય, જે ધરતી પર છે અને તેની સાથે બીજું એટલું જ હોય, અને ખૂબ જ ખરાબ સજાના બદલામાં કયામતના દિવસે આ બધું જ આપી દે, છતાં તેમની સામે અલ્લાહ તરફથી તે જાહેર થશે, જેનું અનુમાન પણ તેઓને ન હતું.

૪૮) જે કંઈ તે લોકોએ કર્યું હતું, તેની બૂરાઈ તેમના ઉપર આવી જશે અને જેની મશ્કરી તે લોકો કરતા હતા, તે તેમને ઘેરાવમાં લઇ લેશે.

૪૯) માનવીને જ્યારે કોઇ તકલીફ પહોંચે છે, તો અમને પોકારવા લાગે છે, પછી જ્યારે અમે તેના પર કોઇ કૃપા કરીએ, તો કહેવા લાગે છે કે આ તો મને ફક્ત મારા જ્ઞાનના બદલામાં આપવામાં આવ્યું છે, જો કે આ કસોટી છે, પરંતુ ઘણા લોકો અજ્ઞાન છે.

૫૦) તેમના પહેલાના લોકો પણ આ જ વાત કહી ચૂક્યા છે, બસ ! તેમની યુક્તિ તેમને કંઈ કામ ન આવી.

૫૧) પછી તેમના દરેક દુષ્કર્મો તેમના પર આવી પડ્યા અને તેમના માંથી જે અપરાધી છે, તેમણે કરેલા દુષ્કર્મો પણ તેમના પર આવી પડશે, આ લોકો (અમને) હરાવી નથી શકતા.

૫૨) શું તેમને ખબર નથી કે અલ્લાહ તઆલા જેના માટે ઇચ્છે, તેની રોજી પુષ્કળ કરી દે છે અને તંગ (પણ). ઈમાન લાવવાવાળાઓ માટે આમાં નિશાનીઓ છે.

૫૩) (મારા તરફથી) કહી દો, કે હે મારા બંદાઓ ! જે લોકોએ પોતાના પર અતિરેક કર્યો છે, તમે અલ્લાહની કૃપાથી નિરાશ ન થઇ જાઓ, ખરેખર અલ્લાહ તઆલા દરેક પાપોને માફ કરી દે છે, ખરેખર તે ખૂબ જ માફ કરનાર, કૃપાળુ છે.

૫૪) તમે પોતાના પાલનહાર તરફ ઝૂકી જાઓ અને તેના આદેશોનું પાલન કરતા રહો, તમારા પર પ્રકોપ આવતા પહેલાં, અને પછી તમારી મદદ કરવામાં નહીં આવે.

૫૫) અને તે ઉત્તમ વસ્તુનું અનુસરણ કરો, જે તમારી તરફ તમારા પાલનહાર તરફથી અવતરિત કરવામાં આવી, તમારા પર અચાનક પ્રકોપ આવતા પહેલા અને તમને ખબર પણ ન પડે.

૫૬) (એવું ન થાય કે) કોઇ વ્યક્તિ કહે, હાય અફસોસ ! એ વાત પર, કે મેં અલ્લાહ તઆલાના અધિકારમાં બેદરકારી કરી, પરંતુ હું તો મશ્કરી કરનારાઓ માંથી રહ્યો.

૫૭) અથવા કહે કે, જો અલ્લાહ મને માર્ગ બતાવતો, તો હું પણ ડરવાવાળા લોકો માંથી હોત.

૫૮) અથવા પ્રકોપને જોઇને કહે, કદાચ ! કે કોઇ પણ રીતે હું પાછો ફરી શકતો હોત, તો હું પણ સદાચારી લોકો માંથી થઇ જાત.

૫૯) હાં, નિ:શંક તારી પાસે મારી આયતો પહોંચી હતી, જેને તે જુઠલાવી અને ઘમંડ કરતો રહ્યો અને તું ઇન્કાર કરનારાઓ માંથી હતો.

૬૦) અને જે લોકોએ અલ્લાહ પર જૂઠાણું બાંધ્યું છે, તો તમે જોશો કે કયામતના દિવસે તેમના ચહેરા કાળાં પડી જશે, શું ઘમંડી લોકોનું ઠેકાણું જહન્નમ નથી ?

૬૧) અને જે લોકો ડરતા રહ્યા, તેમને અલ્લાહ તઆલા તેમની સફળતા સાથે બચાવી લેશે, તેમને કોઇ દુ:ખ સ્પર્શ પણ નહીં કરી શકે અને ન તો તેઓ નિરાશ થશે.

૬૨) અલ્લાહ દરેક વસ્તુનું સર્જન કરનાર છે અને તે જ દરેક વસ્તુની દેખરેખ રાખનાર છે.

૬૩) આકાશો અને ધરતીના (ખજાનાની) ચાવીઓનો માલિક તે જ છે. જે-જે લોકોએ અલ્લાહની આયતોનો ઇન્કાર કર્યો, તે જ નુકસાન ઉઠાવનારા છે.

૬૪) તમે કહી દો કે, હે અજ્ઞાની લોકો ! શું તમે મને અલ્લાહને છોડીને અન્યની બંદગી કરવાનું કહો છો ?

૬૫) નિ:શંક તમારી તરફ પણ અને તમારાથી પહેલાના (દરેક પયગંબરો) તરફ વહી કરવામાં આવી છે, કે જો તમે અલ્લાહના ભાગીદાર ઠેરવ્યા, તો ખરેખર તમારા કર્મો વ્યર્થ થઇ જશે અને ખરેખર તમે નુકસાન ઉઠાવનારા માંથી બની જશો.

૬૬) પરંતુ તમે અલ્લાહની જ બંદગી કરો અને આભાર વ્યક્ત કરનારાઓ માંથી બની જાવ.

૬૭) અને તે લોકોએ જેવી કદર અલ્લાહની કરવી જોઇતી હતી, તેવી ન કરી, સંપૂર્ણ ધરતી કયામતના દિવસે તેની મુઠ્ઠીમાં હશે અને સંપૂર્ણ આકાશો તેના જમણા હાથમાં લપેટાયેલા હશે, તે પવિત્ર અને સર્વોચ્ચ છે તે દરેક વસ્તુથી, જેને લોકો ભાગીદાર ઠેરવે છે.

૬૮) અને સૂર ફૂંકી દેવામાં આવશે, બસ ! આકાશો અને ધરતીવાળા બેભાન થઇ પડી જશે, સિવાય અલ્લાહ જેને ઇચ્છે, પછી બીજી વખત સૂર ફૂંકવામાં આવશે, બસ ! તેઓ અચાનક ઊભા થઇ જોવા લાગશે.

૬૯) અને ધરતી પોતાના પાલનહારના નૂરથી પ્રકાશિત થઇ જશે, કર્મનોંધ હાજર કરવામાં આવશે, પયગંબરો અને સાક્ષીઓને લાવવામાં આવશે અને લોકો વચ્ચે સત્યતાથી નિર્ણય કરી દેવામાં આવશે, અને તેમના પર અત્યાચાર કરવામાં નહીં આવે.

૭૦) અને જે વ્યક્તિએ જે કંઈ કર્યું છે, તેને ભરપૂર આપવામાં આવશે, જે કંઈ લોકો કરી રહ્યા છે તેને ખૂબ સારી રીતે જાણે છે.

૭૧) ઇન્કાર કરનારાઓના જૂથના જૂથ જહન્નમ તરફ હાંકવામાં આવશે, જ્યારે તેઓ તેની પાસે પહોંચી જશે, તેના દ્વાર તેમના માટે ખોલી નાંખવામાં આવશે અને ત્યાંના દેખરેખ કરનાર તેમને સવાલ કરશે કે, શું તમારી પાસે તમારા માંથી પયગંબર નહતા આવ્યા ? જે તમારી સામે તમારા પાલનહારની આયતો પઢતા હતા અને તમને આજના દિવસની મુલાકાતથી સચેત કરતા હતા ? તે લોકો જવાબ આપશે કે હાં, સાચું છે, પરંતુ યાતનાનો નિર્ણય ઇન્કાર કરનારાઓ માટે સાબિત થઇ ગયો.

૭૨) કહેવામાં આવશે, હવે જહન્નમના દ્વારમાં દાખલ થઇ જાઓ, જ્યાં હંમેશા રહેશે, બસ ! વિદ્રોહ કરનારાઓનું ઠેકાણું ઘણું જ ખરાબ છે.

૭૩) અને જે લોકો પોતાના પાલનહારથી ડરતા હતા, તેમના જૂથના જૂથ જન્નત તરફ લઇ જવામાં આવશે, ત્યાં સુધી કે જ્યારે તેની પાસે આવી જશે અને દ્વાર ખોલી દેવામાં આવશે અને ત્યાંના દેખરેખ કરનાર તેમને કહેશે કે તમારા ઉપર સલામ છે, તમે પ્રસન્ન રહો, તમે આમાં હંમેશા માટે દાખલ થઇ જાવ.

૭૪) તે લોકો કહેશે કે અલ્લાહનો આભાર, જેણે અમારી સાથેનું પોતાનું વચન પૂરું કર્યું અને અમને આ ધરતીના વારસદાર બનાવી દીધા કે જન્નતમાં જ્યાં ઇચ્છીએ, ત્યાં પોતાની જગ્યા બનાવી લઇએ, બસ ! કર્મ કરનારાઓનો કેટલો સારો બદલો છે.

૭૫) અને તમે ફરિશ્તાઓને અલ્લાહના અર્શની આસપાસ, વર્તુળ બનાવીને પોતાના પાલનહારની પ્રશંસા અને તસ્બીહ કરતા જોશો અને તેમની વચ્ચે ન્યાય પૂર્વક ફેંસલો કરી દેવામાં આવશે અને કહી દેવામાં આવશે કે દરેક પ્રકારની પ્રશંસા અલ્લાહ માટે જ છે, જે સમગ્ર સૃષ્ટિનો પાલનહાર છે.



# સૂરહ મુઅમિન્

અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧) હા-મિમ્

૨) આ કિતાબનું અવતરણ તે અલ્લાહ તરફથી છે, જે વિજયી અને જાણવાવાળો છે.

૩) પાપોને માફ કરવાવાળો અને તૌબા કબૂલ કરવાવાળો, સખત યાતના આપનાર, ઇનામ આપનાર અને શક્તિશાળી, જેના સિવાય કોઇ પૂજ્ય નથી, તેની તરફ જ પાછા ફરવાનું છે.

૪) અલ્લાહ તઆલાની આયતો બાબતે તે જ લોકો ઝઘડો કરે છે જેઓ ઇન્કાર કરનાર છે, બસ ! તે લોકોનું શહેરમાં હરવું-ફરવું તમને ધોખો ન આપે.

૫) નૂહની કોમ અને તેમના પછીના જૂથોએ પણ જુઠલાવ્યું હતું અને દરેક કોમે પોતાના પયગંબરને કેદી બનાવવાનો વિચાર કર્યો અને અસત્યથી તકરાર કરવા લાગ્યા, જેથી તેઓ સત્યને બગાડી દે, બસ ! મેં તે લોકોને પકડી લીધા, તો મારા તરફથી કેવી સજા આવી.

૬) અને આવી જ રીતે તમારા પાલનહારનો આદેશ ઇન્કાર કરનારાઓ માટે સાબિત થઇ ગયો, કે તેઓ જહન્નમી લોકો છે.

૭) અર્શને ઉઠાવનારા અને તેની નજીકના ફરિશ્તા પોતાના પાલનહારની તસ્બીહ પ્રશંસા સાથે કરે છે અને તેના પર ઈમાન ધરાવે છે અને ઈમાનવાળાઓ માટે માફી માંગે છે, કહે છે કે, હે અમારા પાલનહાર ! તેં દરેક વસ્તુને પોતાની માફી અને જ્ઞાન વડે ઘેરાવમાં લઇ રાખી છે, બસ ! તું તેમને માફ કરી દે જેઓ તૌબા કરે અને તારા માર્ગનું અનુસરણ કરે અને તું તેમને જહન્નમની યાતનાથી પણ બચાવી લે.

૮) હે અમારા પાલનહાર ! તું તે લોકોને હંમેશા રહેવાવાળી જન્નતોમાં પ્રવેશ આપ, જેનું વચન તેં તેમને આપ્યું છે અને તેમના બાપ-દાદાઓ, તેમની પત્નીઓ અને સંતાન માંથી (પણ) તે (બધા) ને જેઓ સત્કાર્યો કરે છે, નિ:શંક તું વિજયી અને હિકમતવાળો છે.

૯) તેમને દુષ્કર્મોથી પણ સુરક્ષિત રાખ, સાચું તો એ છે કે તે દિવસે તેં જેમને દુષ્કર્મોથી બચાવી લીધા છે, તેના પર તેં કૃપા કરી અને ભવ્ય સફળતા આ જ છે.

૧૦) નિ:શંક જે લોકોએ ઇન્કાર કર્યો, તેમને પોકારવામાં આવશે કે ખરેખર તમારા પર અલ્લાહ તઆલાનું ગુસ્સે થવું, તમારા ગુસ્સા કરતા ઘણું વધારે છે, જ્યારે તમને ઈમાન તરફ બોલાવવામાં આવતા હતા, ત્યારે તમે ઇન્કાર કરતા હતા.

૧૧) તેઓ કહેશે કે હે અમારા પાલનહાર ! તેં અમને બે વખત મૃત્યુ આપ્યું અને બે વખત જીવન આપ્યું, હવે અમે પોતાના અપરાધનો એકરાર કરીએ છીએ, તો શું હવે કોઇ રસ્તો છુટકારા માટે છે ?

૧૨) આ (યાતના) તમને એટલા માટે આપવામાં આવી છે કે, જ્યારે ફક્ત એક અલ્લાહને યાદ કરવામાં આવતો હતો, તો તમે ઇન્કાર કરતા હતા અને જો તેની સાથે કોઇને ભાગીદાર ઠેરાવતા તો, તમે માનતા હતા, બસ ! હવે નિર્ણય સર્વોચ્ચ અને પ્રતિષ્ઠિત અલ્લાહનો જ છે.

૧૩) તે જ છે, જે તમને પોતાની નિશાનીઓ બતાવે છે અને તમારા માટે આકાશ માંથી રોજી ઉતારે છે, શિખામણ તો ફક્ત તે જ લોકો પ્રાપ્ત કરે છે, જેઓ (અલ્લાહ તરફ) વિનમ્રતા દાખવે છે.

૧૪) તમે અલ્લાહને પોકારતા રહો, તેના માટે દીનને વિશિષ્ટ બનાવીને, ભલેને ઇન્કાર કરનારને ખરાબ લાગે.

૧૫) સર્વોચ્ચ, દરજ્જાવાળો અર્શનો માલિક, તે પોતાના બંદાઓ માંથી જેને

ઇચ્છે તેના પર વહી અવતરિત કરે છે, જેથી તે મુલાકાતના દિવસથી સચેત કરે.

૧૬) જે દિવસે સૌ લોકો જાહેર થઇ જશે, તેમની કોઇ વસ્તુ અલ્લાહથી છૂપી નહીં રહે, આજે કોની બાદશાહત છે ? ફક્ત એક-જબરદસ્ત અલ્લાહની જ.

૧૭) આજે દરેક જીવને તેની કરણીનું વળતર આપવામાં આવશે, આજે (કોઇ પણ પ્રકારનો) અત્યાચાર નહીં હોય, નિ:શંક અલ્લાહ તઆલા ખૂબ જ ઝડપથી હિસાબ લેશે.

૧૮) અને તેમને ખૂબ જ નજીક આવનારી (કયામતથી) સચેત કરી દો, જ્યારે હૃદય, ગળા સુધી પહોંચી જશે અને દરેક લોકો ચૂપ હશે, અત્યાચારી લોકોના ન તો કોઇ મિત્ર હશે અને ન કોઇ ભલામણ કરનાર હશે, કે જેમની વાત માનવામાં આવે.

૧૯) તે નજરોની ચોરી અને હૃદયોની છૂપી વાતોને (પણ) જાણે છે.

૨૦) અને અલ્લાહ તઆલા ન્યાય પૂર્વક ફેંસલો કરશે, તેના સિવાય, જેમને આ લોકો પોકારે છે, તે કોઇ પણ વસ્તુનો નિર્ણય કરી નથી શકતા. નિ:શંક અલ્લાહ તઆલા ખૂબ સારી રીતે સાંભળે, જૂએ છે.

૨૧) શું આ લોકોએ ધરતી પર હરીફરીને જોયું નથી કે જે લોકો તેમનાથી પહેલા હતા તેમની દશા કેવી થઇ ? તે લોકો તેમના કરતા વધારે શક્તિશાળી હતા અને ધરતી પર પ્રબળ નિશાનીઓ મૂકી ગયા છે, બસ ! અલ્લાહએ તેમને તેમના પાપોના કારણે પકડી લીધા અને તેમને અલ્લાહના પ્રકોપથી બચાવનાર કોઇ ન હતું.

૨૨) આ એટલા માટે કે તેમની પાસે તેમના પયગંબર ચમત્કાર લઇને આવ્યા હતા, તો તેઓ ઇન્કાર કરતા હતા, બસ ! અલ્લાહ તેમને પકડી લેતો હતો, નિ:શંક તે શક્તિશાળી અને સખત યાતના આપનાર છે.

૨૩) અને અમે મૂસા અ.સ.ને પોતાની આયતો અને સ્પષ્ટ પુરાવા સાથે મોકલ્યા.

૨૪) ફિરઔન, હામાન અને કારૂન તરફ, તો તે લોકોએ કહ્યું, (આ તો) જાદુગર અને જુઠ્ઠો છે.

૨૫) બસ ! જ્યારે તેમની પાસે (મૂસા અ.સ.) અમારા તરફથી સત્ય લઇને આવ્યા, તો તે લોકોએ કહ્યું કે આમની સાથે જે ઈમાનવાળાઓ છે, તેમના બાળકોને તો મારી નાંખો અને તેમની બાળકીઓને જીવિત રાખો અને ઇન્કાર કરનારાઓની જે યુક્તિ છે, તે ખોટી જ છે.

૨૬) અને ફિરઔને કહ્યું કે મને છોડી દો કે જેથી હું મૂસા અ.સ.ને કતલ કરી નાંખું અને તે તેના પાલનહારને પોકારે, મને ભય છે કે આ તમારો દીન ન બદલી નાંખે અથવા શહેરમાં કોઇ વિદ્રોહ ન ફેલાવે.

૨૭) મૂસા અ.સ.એ કહ્યું, કે હું મારા અને તમારા પાલનહારના શરણમાં આવું છું તે દરેક ઘમંડ કરનાર વ્યક્તિથી, જે હિસાબના દિવસ પર ઈમાન નથી ધરાવતો.

૨૮) અને એક ઈમાનવાળા વ્યક્તિએ, જે ફિરઔનના કુટુંબ માંથી હતો અને પોતાનું ઈમાન છૂપાવી રહ્યો હતો, કહ્યું કે શું તમે એક વ્યક્તિને ફક્ત આટલી વાત માટે કતલ કરો છો કે તે કહે છે, કે મારો પાલનહાર અલ્લાહ છે અને તમારા પાલનહાર તરફથી પુરાવા લઇને આવ્યો અને તે જુઠો હોય, તો તેનું જૂઠ તેના માટે જ છે અને જો તે સાચો હોય તો જે (યાતના)નું વચન તમારી સમક્ષ કરી રહ્યો છે, તેમાંથી કંઈક તો તમારા પર આવી પહોંચશે, અલ્લાહ તઆલા તેને માર્ગ નથી બતાવતો, જે અતિરેક કરનાર અને જુઠ્ઠા છે.

૨૯) હે મારી કોમના લોકો ! આજના દિવસે બાદશાહત તમારી છે, કે આ ધરતી પર તમે વિજયી છો, પરંતુ જો અલ્લાહનો પ્રકોપ અમારા પર આવી ગયો તો અમારી મદદ કરવાવાળો કોણ છે ? ફિરઔને કહ્યું, કે હું

તો તમને તે જ સૂચન કરી રહ્યો છું, જે જોઇ રહ્યો છું અને હું તો તમને ભલાઇનો માર્ગ જ બતાવી રહ્યો છું.

૩૦) તે ઈમાનવાળાએ કહ્યું, હે મારી કોમના લોકો ! મને તો ભય છે કે તમારા પર પણ એવો દિવસ ન આવી જાય, જે દિવસ બીજી કોમના લોકો પર આવ્યો.

૩૧) જેવી કે નૂહ, આદ અને ષમૂદની કોમ તથા ત્યાર પછી આવનારી કોમોની (દશા થઇ), અલ્લાહ પોતાના બંદાઓ પર કોઇ પણ પ્રકારનો અત્યાચાર કરતો નથી.

૩૨) અને મને તમારા માટે શોર-બકોરના દિવસનો પણ ભય છે.

૩૩) જે દિવસે તમે પીઠ ફેરવી પાછા ફરશો, તમને અલ્લાહથી બચાવનાર કોઇ નહીં હોય અને જેને અલ્લાહ પથભ્રષ્ટ કરી દે, તેને સત્ય માર્ગ બતાવનાર કોઇ નથી.

૩૪) અને આ પહેલા તમારી પાસે યૂસુફ પુરાવા લઇને આવ્યા, તો પણ તમે તેમના લાવેલા (પુરાવા)માં શંકા કરતા રહ્યા, ત્યાં સુધી કે જ્યારે તેમનું મૃત્યુ થઇ ગયું તો કહેવા લાગ્યા, તેમના પછી અલ્લાહ કોઇ પયગંબરને મોકલશે જ નહીં, આવી જ રીતે અલ્લાહ તઆલા તે દરેક વ્યક્તિને પથભ્રષ્ટ કરે છે, જે હદ વટાવી જનાર અને શંકા કરવાવાળો હોય.

૩૫) જેઓ કોઇ પુરાવા વગર જે તેમની પાસે આવ્યા છે,અલ્લાહની આયતોમાં ઝઘડો કરે છે, અલ્લાહ અને ઈમાનવાળાઓની નજીક આ ખૂબ જ નારાજગીની વાત છે, અલ્લાહ તઆલા આવી જ રીતે દરેક અહંકારી અને વિદ્રોહીના હૃદય પર મહોર લગાવી દે છે.

૩૬) ફિરઔને કહ્યું, હે હામાન ! મારા માટે એક ઊંચી જગ્યા બનાવ, કદાચ હું આકાશના જે દ્વાર છે,

૩૭) (તે) દ્વાર સુધી પહોંચી શકુ અને મૂસાના પૂજ્યને જોઇ શકુ અને નિ:શંક હું તેને જુઠો સમજું છું અને આવી જ રીતે ફિરઔનનું ખરાબ વર્તન તેને સારું લાગવા લાગ્યું અને માર્ગથી રોકી દેવામાં આવ્યો અને ફિરઔનના (દરેક) બહાના વ્યર્થ થઇ ગયા.

૩૮) અને તે ઈમાનવાળા વ્યક્તિએ કહ્યું, કે હે મારી કોમના લોકો ! તમે મારું અનુસરણ કરો, હું સત્ય માર્ગ તરફ તમને માર્ગદર્શન આપીશ.

૩૯) હે મારી કોમના લોકો ! આ દુનિયાનું જીવન ખતમ થવાનું છે અને નિ:શંક હંમેશા રહેવાવાળું ઘર તો આખેરતનું જ છે.

૪૦) જેણે અપરાધ કર્યો છે, તેના માટે સરખો બદલો છે અને જેણે સત્કાર્ય કર્યા છે, ભલેને પુરુષ હોય અથવા સ્ત્રી અને તેઓ ઈમાન ધરાવતા હોય, તો આવા લોકો જન્નતમાં જશે અને ત્યાં પુષ્કળ રોજી મેળવશે.

૪૧) હે મારી કોમ ! કેવી વાત છે કે હું તમને છુટકારા તરફ બોલાવી રહ્યો છું અને તમે મને જહન્નમ તરફ બોલાવી રહ્યા છો.

૪૨) તમે મને અલ્લાહનો ઇન્કાર કરવાનું કહી રહ્યા છો અને તેનો ભાગીદાર ઠેરવવાનું કહી રહ્યા છો, જેનું જ્ઞાન મારી પાસે નથી અને હું તમને વિજયી, માફ કરનાર (પૂજ્ય) તરફ બોલાવી રહ્યો છું.

૪૩) આ ચોક્કસ વાત છે કે તમે મને જેની તરફ બોલાવી રહ્યા છો, તેઓ ન તો દુનિયામાં પોકારવાને લાયક છે અને ન આખેરતમાં અને એ કે આપણે સૌએ અલ્લાહ તરફ જ પાછા ફરવાનું છે અને હદ વટાવી જનારા લોકો જ જહન્નમી છે.

૪૪) બસ ! આગળ જતા તમે મારી વાતોને યાદ કરશો, હું મારો મુકદ્દમો અલ્લાહને સોંપુ છું. નિ:શંક અલ્લાહ તઆલા બંદાઓની દેખરેખ રાખનાર છે.

૪૫) બસ ! તેમને અલ્લાહ તઆલાએ દરેક યુક્તિઓથી બચાવી લીધા, જે તે લોકોએ વિચાર્યું હતું અને ફિરઔનવાળાઓ પર સખત પ્રકોપ આવી પહોંચ્યો.

૪૬) આગ છે, જેની સામે આ લોકોને પ્રત્યેક સવાર-સાંજ લાવવામાં આવે છે અને જે દિવસે કયામત આવી જશે, (કહેવામાં આવશે કે) ફિરઔનના લોકોને સખત યાતનામાં નાંખો.

૪૭) અને જ્યારે જહન્નમમાં એકબીજા સાથે ઝઘડો કરશે તો નબળા લોકો અહંકારી લોકોને કહેશે કે અમે તો તમારું આજ્ઞાપાલન કરતા હતા, તો શું હવે તમે અમારા પરથી આગનો કોઇ ભાગ દૂર કરી શકો છો.

૪૮) તે અહંકારી લોકો જવાબ આપશે કે આપણે સૌ આ આગમાં છે, અલ્લાહ તઆલા પોતાના બંદાઓ વચ્ચે નિર્ણય કરી ચૂક્યો છે.

૪૯) અને (દરેક) જહન્નમી લોકો ભેગા મળી, જહન્નમના ચોકીદારોને કહેશે કે તમે જ પોતાના પાલનહારને દુઆ કરો કે કોઇ દિવસ તો અમારી યાતનામાં ઘટાડો કરે.

૫૦) તે જવાબ આપશે, કે શું તમારી પાસે તમારા પયગંબર ચમત્કાર લઇ નહતા આવ્યા ? તેઓ કહેશે કેમ નહીં, તેઓ કહેશે કે, પછી તમે જ દુઆ કરો અને ઇન્કાર કરનારાઓની દુઆ વ્યર્થ થઇ જશે.

૫૧) નિ:શંક અમે પોતાના પયગંબરોની અને ઈમાનવાળાઓની મદદ દુનિયાના જીવનમાં પણ કરીશું અને તે દિવસે પણ, જ્યારે સાક્ષી આપનારા ઊભા થશે.

૫૨) જે દિવસે અત્યાચારીઓને તેમની માફીનું બહાનું કંઈ ફાયદો નહીં પહોંચાડે, તેમના માટે લઅનત (ફિટકાર) જ હશે અને તેમના માટે ખરાબ ઘર હશે.

૫૩) અમે મૂસા અ.સ.ને સત્ય માર્ગ બતાવ્યો અને ઇસ્રાઇલના સંતાનને તે કિતાબના વારસદાર બનાવ્યા.

૫૪) કે તે સત્ય માર્ગદર્શન અને શિખામણનો સ્ત્રોત હતી, બુદ્ધિશાળી લોકો માટે.

૫૫) બસ ! હે પયગંબર તમે ધીરજ રાખો, નિ:શંક અલ્લાહનું વચન સાચું છે, તમે પોતાના પાપોની માફી માંગતા રહો. અને સવાર-સાંજ પોતાના પાલનહારની તસ્બીહ અને પ્રશંસા કરતા રહો.

૫૬) જે લોકો પોતાની પાસે કોઇ પુરાવા ન હોવા છતાં, અલ્લાહની આયતો બાબતે ઝઘડો કરે છે, તેમના હૃદયોમાં અહંકાર સિવાય કંઈ નથી, તેઓ ત્યાં સુધી પહોંચવાના નથી, તો તમે અલ્લાહનું શરણ માંગતા રહો, નિ:શંક તે સંપૂર્ણ સાંભળનાર અને સૌથી વધારે જોવાવાળો છે.

૫૭) આકાશ અને ધરતીનું સર્જન, ખરેખર, માનવીના સર્જન કરતા ઘણું મોટું કાર્ય છે, પરંતુ ઘણા લોકો અજ્ઞાની છે.

૫૮) દૃષ્ટિહીન અને જોનાર સરખા નથી, અને જેઓ ઈમાન લાવ્યા અને સત્કાર્યો કર્યા, તેઓ દુરાચારી (જેવા નથી). તમે (ખૂબ જ) ઓછી શિખામણ પ્રાપ્ત કરો છો.

૫૯) નિ:શંક કયામત આવશે જ, પરંતુ ઘણા લોકો ઈમાન નથી લાવતા.

૬૦) અને તમારા પાલનહારનો આદેશ છે કે મારી પાસે દુઆ કરો, હું તમારી દુઆ કબૂલ કરીશ, નિ:શંક જે લોકો મારી બંદગીથી ઘમંડ કરે છે, તે હમણાં જ અપમાનિત થઇ જહન્નમમાં પહોંચી જશે.

૬૧) અલ્લાહ તઆલાએ તમારા માટે રાત બનાવી, કે તમે તેમાં આરામ કરો અને દિવસને પ્રકાશિત બનાવ્યો, નિ:શંક અલ્લાહ તઆલા લોકો માટે કૃપાળુ અને દયાળુ છે. પરંતુ ઘણા લોકો આભાર નથી માનતા.

૬૨) આ જ અલ્લાહ છે, સૌનો પાલનહાર, દરેક વસ્તુનો સર્જનહાર, તેના સિવાય કોઇ પૂજ્ય નથી, પછી તમે ક્યાં જઇ રહ્યા છો ?

૬૩) આવી જ રીતે તે લોકોને પણ ફેરવવામાં આવ્યા, જેઓ અલ્લાહની આયતોનો ઇન્કાર કરતા હતા.

૬૪) અલ્લાહ જ છે, જેણે તમારા માટે ધરતીને રહેવાની જગ્યા અને આકાશને છત બનાવ્યું અને તમારા ચહેરા બનાવ્યા અને ખૂબ જ સુંદર બનાવ્યા અને તમને ઉત્તમ વસ્તુઓ ખાવા માટે આપી, આ જ અલ્લાહ તમારો પાલનહાર છે, બસ ! ખૂબ જ બરકતવાળો અલ્લાહ છે, સમગ્ર સૃષ્ટિનો પાલનહાર.

૬૫) તે જ જીવંત છે, તેના સિવાય કોઇ પૂજ્ય નથી, બસ ! તમે નિખાલસતાથી તેની બંદગી કરતા તેને પોકારો. દરેક પ્રકારની પ્રશંસા અલ્લાહ માટે જ છે, જે સમગ્ર સૃષ્ટિનો પાલનહાર છે.

૬૬) તમે કહી દો કે મને તેમની બંદગીથી રોકી દેવામાં આવ્યો, જેમને તમે અલ્લાહ સિવાય પોકારો છો, એટલા માટે કે, મારી પાસે મારા પાલનહારના પુરાવા આવી ગયા છે, મને એ આદેશ આપવામાં આવ્યો છે કે હું સમગ્ર સૃષ્ટિના પાલનહારનું અનુસરણ કરવાવાળો બની જઉં.

૬૭) તે જ છે, જેણે તમારું સર્જન માટી વડે, પછી ટીપાં વડે, પછી જામેલા લોહી વડે કર્યું, પછી તમને બાળકના રૂપમાં જનમ આપે છે, પછી (તમારો વિકાસ કરે છે), તમે પુખ્તવયે પહોંચી જાવ, પછી વૃદ્ધ બની જાવ, તમારા માંથી કેટલાક આ પહેલાં જ મૃત્યુ પામે છે, (તે તમને છોડી દે છે) જેથી તમે નક્કી કરેલ સમય સુધી પહોંચી જાવ અને જેથી તમે વિચાર કરી લો.

૬૮) તે જ છે, જે જીવિત કરે છે અને મૃત્યુ આપે છે, પછી જ્યારે તે કોઇ કામ કરવા ઇચ્છે છે, તો ફક્ત આટલું જ કહે છે કે થઇ જા, બસ તે થઇ જાય છે.

૬૯) શું તમે તેમને નથી જોયા, જે અલ્લાહની આયતો વિશે ઝઘડો કરે છે, તેઓ ક્યાં ફેરવવામાં આવે છે ?

૭૦) જે લોકોએ કિતાબનો ઇન્કાર કર્યો અને તેનો પણ, જેને અમે અમારા પયગંબરો સાથે મોકલ્યું, તેમને હમણાં જ સત્યતાની ખબર પડી જશે.

૭૧) જ્યારે તેમના ગળામાં પટ્ટા હશે અને સાંકળો હશે, ઘસડવામા આવશે.

૭૨) ઉકળતા પાણીમાં અને પછી જહન્નમની આગમાં બાળવામાં આવશે,

૭૩) પછી તેમને પૂછવામાં આવશે કે જેમને તમે ભાગીદાર ઠેરવતા હતા તેઓ ક્યાં છે ?

૭૪) જેઓ અલ્લાહ સિવાય (પૂજ્યો) હતા, તેઓ કહેશે કે તે તો અમારાથી અળગા થઇ ગયા, પરંતુ અમે તે પહેલા કોઇને પણ પોકારતા ન હતા, અલ્લાહ તઆલા ઇન્કાર કરનારાઓને આવી જ રીતે પથભ્રષ્ટ કરે છે.

૭૫) આ બદલો છે તે વસ્તુનો, જેમાં તમે ધરતી પર મગ્ન હતા અને ઈતરાતા હતા.

૭૬) (હવે આવો) જહન્નમમાં હંમેશા રહેવા માટે, (તેના) દ્વારોમાં દાખલ થઇ જાવ, કેટલી ખરાબ જગ્યા છે ઘમંડ કરનારાઓ માટે.

૭૭) બસ ! તમે ધીરજ રાખો, અલ્લાહનું વચન ખરેખર સાચું છે, તેમને અમે જે વચન આપ્યું છે, તેમાંથી થોડુંક બતાવીએ અથવા (તે પહેલા) અમે તમને મૃત્યુ આપીએ, તેમને અમારી તરફ જ પાછા ફરવાનું છે.

૭૮) નિ:શંક અમે તમારા કરતા પહેલા પણ ઘણા પયગંબરો મોકલી ચૂક્યા છીએ, જેમાંથી કેટલાકના (કિસ્સા) અમે તમને બતાવી ચૂક્યા છીએ અને તેમાંથી કેટલાકના તો અમે તમને નથી બતાવ્યા અને કોઇ પયગંબરને (અધિકાર) નહતો કે કોઇ ચમત્કાર અલ્લાહની પરવાનગી વગર લાવી બતાવે, પછી જે સમયે અલ્લાહનો આદેશ આવશે, સત્ય સાથે નિર્ણય કરી દેવામાં આવશે અને તે જગ્યા પર અસત્ય લોકો નુકસાનમાં રહેશે.

૭૯) અલ્લાહ તે છે, જેણે તમારા માટે ઢોર બનાવ્યા, જેમાંથી કેટલાકની તમે સવારી કરો છો અને કેટલાકને તમે ખાઓ છો.

૮૦) તમારા માટે બીજા ઘણાં ફાયદા આમાં છે, જેથી પોતાના હૃદયમાં છુપાયેલી જરૂરતોને તેમના પર જ સવારી કરી તમે મેળવી લો અને તે ઢોરો પર અને હોડીમાં મુસાફરી કરો છે.

૮૧) અલ્લાહ તમને પોતાની નિશાનીઓ બતાવે છે, બસ ! તમે અલ્લાહની કેવી કેવી નિશાનીઓને નકારશો.

૮૨) શું તે લોકોએ ધરતી પર હરીફરીને પોતાનાથી પહેલાના લોકોની દશા નથી જોઇ ? જેઓ તેમના કરતા સંખ્યામાં વધારે હતા, શક્તિશાળી અને ધરતી પર ઘણા બધાં ભવ્ય અવશેષો છોડી ગયા છે, તેમના તે કાર્યોએ કંઈ ફાયદો ન પહોંચાડ્યો.

૮૩) બસ ! જ્યારે પણ તેમની પાસે તેમના પયગંબર સ્પષ્ટ નિશાનીઓ લઇને આવ્યા, તો આ લોકો પોતાની પાસેના જ્ઞાન પર ઇતરાવા લાગ્યા, છેવટે જે વસ્તુની મશ્કરી કરતા હતા, તે જ તેમના પર આવી ગઇ.

૮૪) અમારો પ્રકોપ જોઇ કહેવા લાગ્યા, કે એક અલ્લાહ પર અમે ઈમાન લાવ્યા અને જે જે લોકોને અમે તેના ભાગીદાર ઠેરવતા રહ્યા, તે સૌનો ઇન્કાર કર્યો.

૮૫) પરંતુ અમારા પ્રકોપને જોઇ લીધા પછી તેમનું ઈમાન લાવવું કંઈ ફાયદાકારક સાબિત ન થયું, અલ્લાહનો આ જ નિયમ છે, જે તેના બંદાઓ પર લાગુ છે અને તે જગ્યા પર ઇન્કાર કરનારાઓ નુકસાનમાં પડી ગયા.



# સૂરહ હા-મીમ સજદહ

અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧) હા-મિમ્

૨) અવતરિત કરવામાં આવી છે અત્યંત દયાળુ અને કૃપાળુ (અલ્લાહ) તરફથી,

૩) (એવી) કિતાબ છે, જેની આયતોનું વિસ્તારપૂર્વક વર્ણન કરવામાં આવ્યું છે, કુરઆન અરબી ભાષામાં છે, તે કોમ માટે, જે જાણે છે.

૪) ખુશખબરી આપનાર અને સચેત કરનાર છે, તો પણ તેમના ઘણાં લોકોએ મોઢું ફેરવી લીધું અને તેઓ સાંભળતા જ નથી.

૫) અને તે લોકોએ કહ્યું, કે તમે જેની તરફ અમને બોલાવી રહ્યા છો, અમારા હૃદય તો તેનાથી પરદામાં છે અને અમારા કાન બહેરા થઇ ગયા છે, અમારી અને તમારી વચ્ચે એક પરદો છે, તમે પોતાનું કામ કરતા રહો, અમે પણ કામ કરનારા છે.

૬) તમે કહી દો ! કે હું તો તમારા જેવો જ માનવી છું, મારા પર વહી અવતરિત કરવામાં આવે છે કે તમારા સૌનો પૂજ્ય એક અલ્લાહ જ છે, તો તમે તેની તરફ જ ધ્યાન ધરો અને તેની પાસે પાપોની માફી માંગો અને તે મુશરિકો માટે ખરાબી છે.

૭) જે ઝકાત નથી આપતા અને આખેરતનો પણ ઇન્કાર કરે છે.

૮) નિ:શંક જે લોકો ઈમાન લાવ્યા અને સત્કાર્યો કર્યા, તેમના માટે એવું વળતર છે, જે ક્યારેય ખતમ નહીં થાય.

૯) તમે કહી દો ! કે શું તમે તે (અલ્લાહ) નો ઇન્કાર કરો છો અને તમે તેના ભાગીદાર ઠેરવો છો, જેણે બે દિવસમાં ધરતીનું સર્જન કર્યું, સમગ્ર સૃષ્ટિનો પાલનહાર તે જ છે.

૧૦) અને તેણે ધરતી પર ઉપરથી પર્વતો ઠોસી દીધા અને તેમાં બરકત મૂકી અને તેમાં ઊપજોની વ્યવસ્થા પણ કરી દીધી, (ફક્ત) ચાર દિવસમાં, જરૂરતમંદો માટે સરખી રીતે,

૧૧) પછી આકાશ તરફ ધ્યાન આપ્યું અને તે ધુમાડા જેવું હતું, બસ ! તેને અને ધરતીને આદેશ આપ્યો, કે તમે બન્ને ખુશ થઇને આવો અથવા નિરાશ થઇને, બન્નેએ કહ્યું કે અમે રાજી-ખુશીથી હાજર છે.

૧૨) બસ ! બે દિવસમાં સાત આકાશ બનાવી દીધા અને દરેક આકાશમાં તેના પ્રમાણે યોગ્ય આદેશની વહી મોકલી અને અમે દુનિયાના આકાશને તારાઓ વડે શણગાર્યું અને દેખરેખ રાખી, આ બનાવટ વિજયી, જ્ઞાનવાળા અલ્લાહની છે.

૧૩) હજુ પણ આ લોકો ઇન્કાર કરતા હોય, તો કહી દો ! કે હું તમને તે સખત (આકાશના પ્રકોપ) થી સચેત કરું છું, જે આદના અને ષમૂદના લોકો જેવો સખત હશે.

૧૪) તેમની પાસે જ્યારે તેમની આજુબાજુથી પયગંબરો આવ્યા, કે તમે અલ્લાહ સિવાય કોઇની બંદગી ન કરો, તો તેમણે જવાબ આપ્યો કે જો અમારો પાલનહાર ઇચ્છતો તો ફરિશ્તાઓને મોકલતો, અમે તો તમારી પયગંબરીનો ઇન્કાર કરીએ છીએ.

૧૫) હવે આદના લોકો કારણ વગર ધરતીમાં વિદ્રોહ ફેલાવવા લાગ્યા અને કહેવા લાગ્યા, કે અમારા કરતા વધારે શક્તિશાળી કોણ છે ? શું તે લોકોએ ન જોયું કે જેણે તેમનું સર્જન કર્યું છે, તે તેમના કરતા વધારે શક્તિશાળી છે, તે અમારી આયતોનો ઇન્કાર કરતા રહ્યા.

૧૬) છેવટે અમે તેમના પર એક સખત વાવાઝોડું એક અશુભ દિવસમાં મોકલ્યું, કે તેમને દુનિયાના જીવનમાં અપમાનજનક પ્રકોપનો સ્વાદ ચખાડે અને નિ:શંક આખેરતની યાતના તેના કરતા વધારે અપમાનજનક છે અને તેમની મદદ કરવામાં નહીં આવે.

૧૭) હવે ષમૂદના લોકો, તો અમે તેમને પણ માર્ગદર્શન આપ્યું, તો પણ તે લોકોએ સત્ય માર્ગ પર આંધળાપણાને પ્રાથમિકતા આપી, જેના કારણે અપમાનજનક પ્રકોપના કડાકાએ તેમના કૃત્યોના કારણે પકડી લીધા.

૧૮) અને (હાં) ઈમાનવાળા અને ડરવાવાળાઓને અમે બચાવી લીધા.

૧૯) અને જે દિવસે અલ્લાહના દુશ્મન જહન્નમ તરફ લાવવામાં આવશે અને તેમને ભેગા કરી દેવામાં આવશે.

૨૦) ત્યાં સુધી કે જ્યારે જહન્નમની ખૂબ જ નજીક આવી જશે, તેમના પર તેમના કાન અને તેમની આંખો અને તેમની ચામડીઓ, તેમના કર્મોની સાક્ષી આપશે.

૨૧) તેઓ પોતાની ચામડીઓને કહેશે કે તમે અમારી વિરુદ્ધ સાક્ષી કેમ આપી, તે જવાબ આપશે કે અમને તે અલ્લાહએ બોલવાની શક્તિ આપી, જેણે દરેક વસ્તુને બોલવાની શક્તિ આપી છે, તેણે જ તમારું સર્જન પ્રથમ વખત કર્યું અને તેની જ તરફ તમે પાછા ફેરવવામાં આવશો.

૨૨) અને તમે (પોતાના ખરાબ કૃત્યો) એટલા માટે છુપાવતા ન હતા કે તમારા માટે તમારા કાન, આંખો અને તમારી ચામડીઓ સાક્ષી આપશે, હાં, તમે એવું સમજતા હતા કે તમે જે કંઈ પણ કરી રહ્યા છો, તેમાંથી ઘણા કાર્યો વિશે અલ્લાહ અજાણ છે.

૨૩) તમારા આ ખોટા અનુમાને તમને નષ્ટ કરી દીધા, જે તમે પોતાના પાલનહાર અંગે કરતા હતા, છેવટે તમે નુકસાન ઉઠાવનારાઓ માંથી થઇ ગયા.

૨૪) હવે જો આ લોકો ધીરજ રાખે, તો પણ તેમનું ઠેકાણું જહન્નમ જ છે અને જો આ લોકો માફી ઇચ્છતા હોય તો પણ, તેમને માફ કરવામાં નહીં આવે.

૨૫) અને અમે કેટલાક લોકોને તેમની નિકટ રાખ્યા હતા, જેમણે તેમના આગળ-પાછળના કાર્યો, તેમની સામે સુંદર બનાવી રાખ્યા હતા અને તેમના માટે પણ અલ્લાહનો તે નિર્ણય લાગુ થઇ ગયો, જે નિર્ણય તેમના કરતા પહેલાના લોકો માટે થઇ ગયો હતો , જે જિન્નાતો અને મનુષ્ય માટે હતો, નિ:શંક તેઓ નુકસાન ઉઠાવનારા હતા.

૨૬) અને ઇન્કાર કરનારાઓએ કહ્યું કે આ કુરઆનને સાંભળો જ નહીં, (તેનું વાંચન કરતી વખતે) નકામી વાતો વધારે કરો, કદાચ કે તમે પ્રભુત્વ મેળવો.

૨૭) બસ ! ખરેખર અમે તે ઇન્કાર કરનાર લોકોને સખત યાતનાનો સ્વાદ ચખાડીશું અને તેમને તેમના દુષ્કર્મોનો બદલો જરૂર આપીશું.

૨૮) અલ્લાહના દુશ્મનોની સજા આ જહન્નમની આગ છે, જેમાં તેઓ હંમેશા રહેશે, (આ) બદલો છે, અમારી આયતોનો ઇન્કાર કરવાનો.

૨૯) અને ઇન્કાર કરનારાઓ કહેશે કે, હે અમારા પાલનહાર ! અમને જિન્નાતો અને મનુષ્યો (તે બન્ને જૂથ) બતાવ, જેમણે અમને પથભ્રષ્ટ કર્યા, અમે તે લોકોને અમારા પગ નીચે કચડી નાંખીએ, જેથી તેઓ જહન્નમમાં સૌથી નીચે થઇ જાય.

૩૦) નિ:શંક જે લોકોએ કહ્યું કે અમારો પાલનહાર અલ્લાહ છે, પછી તેના પર જ અડગ રહ્યા, તેમની પાસે ફરિશ્તાઓ આવે છે, કે તમે ડરો નહીં અને નિરાશ ન થાવ, (પરંતુ) તે જન્નતની ખુશખબરી સાંભળી લો, જેનું વચન તમને આપવામાં આવ્યું છે.

૩૧) તમારા દુનિયાના જીવનમાં પણ અમે તમારા મિત્ર હતા અને આખેરતમાં પણ રહીશું, જે તમે ઇચ્છશો, બધું તમારા માટે (જન્નતમાં હાજર) હશે.

૩૨) ક્ષમાશીલ, કૃપાળુ (અલ્લાહ) તરફથી, આ બધું મહેમાન નવાજી માટે હશે.

૩૩) અને તેના કરતાં વધારે ઉત્તમ વાત કોની હોઇ શકે છે, જે અલ્લાહ તરફ બોલાવે અને સત્કાર્યો કરે અને કહે, કે ખરેખર હું મુસલમાનો માંથી છું.

૩૪) સત્કાર્ય અને દુષ્કર્મ સરખા નથી, બૂરાઈને ભલાઇ વડે દૂર કરો, પછી તેઓ, જેમની સાથે તમારી દુશ્મની છે, એવા થઇ જશે, જેવા કે ખાસ મિત્ર.

૩૫) અને ગુણ પ્રાપ્ત થતો નથી, સિવાય તે લોકોને, જેઓ ધૈર્યથી કામ લે છે, અને આ પદ પ્રાપ્ત થતું નથી, સિવાય તે લોકોના, જેઓ ખૂબ ભાગ્યશાળી છે.

૩૬) અને જો શેતાન તરફથી કોઇ વસવસો (ઉશ્કેરણી) અનુભવો, તો અલ્લાહનું શરણ માંગી લો, તે ખૂબ જ સાંભળનાર અને જોનાર છે.

૩૭) દિવસ-રાત અને સૂર્ય-ચંદ્ર (તેની જ) નિશાનીઓ માંથી છે, તમે સૂર્યને સિજદો ન કરો અને ન તો ચંદ્રને, પરંતુ સિજદો તે અલ્લાહ માટે કરો, જેણે તે સૌનું સર્જન કર્યું, જો તમારે તેની જ બંદગી કરવી હોય તો.

૩૮) તો પણ તે લોકો ઘમંડ કરે, તો તે (ફરિશ્તાઓ), જેઓ તમારા પાલનહારની નજીક છે, તે તો રાત-દિવસ તેની તસ્બીહનું વર્ણન કરી રહ્યા છે અને કોઇ પણ સમયે કંટાળતા નથી.

૩૯) તે અલ્લાહની નિશાનીઓ માંથી એ પણ છે કે તમે ધરતીને દબાયેલી જુઓ છો, પછી જ્યારે અમે તેના પર વરસાદ વરસાવીએ છીએ તો તે લીલીછમ થઇ ઉભરાવા લાગે છે, જેણે તેને જીવિત કરી, તે જ નિશ્ચિતપણે મૃતકોને પણ જીવિત કરવાવાળો છે, નિ:શંક તે દરેક વસ્તુ પર શક્તિ ધરાવે છે.

૪૦) નિ:શંક જે લોકો અમારી આયતોમાં ખામી શોધે છે, તે અમારાથી છૂપું નથી, (જણાવો તો) જે આગમાં નાંખવામાં આવે તે સારો છે અથવા તે જે શાંતિપૂર્વક કયામતના દિવસે આવે ? તમે જે ઇચ્છો, કરતા રહો, તે તમારી દરેક કરણીને જોઇ રહ્યો છે.

૪૧) જે લોકોએ પોતાની પાસે કુરઆન આવી ગયા પછી તેનો ઇન્કાર કર્યો, (તે પણ અમારાથી છૂપું નથી) આ ખૂબ જ પ્રતિષ્ઠિત કિતાબ છે.

૪૨) જેની પાસે અસત્ય ભટકી પણ નથી શકતું, તેની આગળથી, ન તો તેની પાછળથી, આ કિતાબ હિકમતવાળા અને ગુણોવાળા અલ્લાહ તરફથી અવતરિત થયેલી છે.

૪૩) તમને તે જ કહેવામાં આવે છે, જે તમારા કરતા પહેલાના પયગંબરોને કહેવામાં આવ્યું, નિ:શંક તમારો પાલનહાર માફ કરનાર અને દુ:ખદાયી યાતના આપનાર છે.

૪૪) અને જો અમે તેને ગેર અરબી ભાષામાં અવતરિત કરતા, તો કહેતા કે આની આયતો સ્પષ્ટ રીતે વર્ણન કરવામાં કેમ ન આવી ? આ શું, કિતાબ ગેર અરબી અને પયગંબર અરબના ? તમે કહી દો ! કે આ તો ઈમાનવાળાઓ માટે માર્ગદર્શન અને રોગ-નિવારણ છે અને જેઓ ઈમાન નથી લાવતા તેમના માટે કાનમાં ભાર અને આંખમાં અંધકાર છે, આ તે લોકો છે, જેઓને દૂરથી પોકારવામાં આવે છે.

૪૫) નિ:શંક અમે મૂસા અ.સ.ને કિતાબ આપી હતી, તેમાં પણ વિવાદ કર્યો અને જો (તે) વાત ન હોત, (જે) તમારા પાલનહાર તરફથી પહેલાથી જ નક્કી થઇ ગઇ છે, તો તેમની વચ્ચે નિર્ણય થઇ ગયો હોત, આ લોકો તો તેના વિશે અત્યંત વ્યાકુળતાભરી શંકામાં છે.

૪૬) જે વ્યક્તિ સત્કાર્ય કરશે, તે પોતાના લાભ માટે અને જે દુષ્કર્મ કરશે તેની આફત પણ તેના પર જ છે અને તમારો પાલનહાર બંદાઓ પર અત્યાચાર કરવાવાળો નથી.



૪૭) કયામતનું જ્ઞાન અલ્લાહ તરફ જ પાછું વળે છે અને જે-જે ફળ પોતાની કળીઓ માંથી નીકળે છે અને જે માદા ગર્ભવતી હોય છે અને જે બાળકને જન્મ આપે છે, બધું જ તે જાણે છે અને જે દિવસે અલ્લાહ તઆલા તે લોકોને બોલાવીને પ્રશ્ન કરશે, મારા ભાગીદારો ક્યાં છે ?

તેઓ જવાબ આપશે કે અમે તો તને કહ્યું કે અમારા માંથી કોઇ આની સાક્ષી આપનાર નથી.

૪૮) અને આ લોકો જેની બંદગી આ પહેલા કરતા હતા, તે તેમની નજરથી દૂર થઇ ગયા અને તે લોકો સમજી ગયા કે હવે તેમના માટે કોઇ છુટકારો નથી.

૪૯) ભલાઇ માંગવાથી માનવી થાકતો નથી, તેને કોઇ તકલીફ પહોંચે છે તો નિરાશ અને નાસીપાસ થાય છે.

૫૦) અને જે મુસીબત તેની પાસે આવી ગઇ છે, ત્યાર પછી જો અમે તેને કોઇ કૃપાનો સ્વાદ ચખાડીએ, તો તે કહે છે કે આ મારો અધિકાર હતો અને હું વિચારી નથી શકતો કે કયામત આવશે. અને જો હું મારા પાલનહાર પાસે પાછો ગયો તો પણ ખરેખર મારા માટે તેની પાસે શ્રેષ્ઠતા છે, નિ:શંક અમે તે ઇન્કાર કરનારને તેમના કાર્યો વિશે જાણકારી આપીશું અને તેમને સખત યાતનાનો સ્વાદ ચખાડીશું.

૫૧) અને જ્યારે અમે મનુષ્ય પર અમારી કૃપા કરીએ છીએ, તો તે મોઢું ફેરવી લે છે અને અળગો રહે છે અને જ્યારે તેના પર મુસીબત આવે છે, તો ખૂબ જ મોટી મોટી દુઆઓ કરવા લાગે છે.

૫૨) તમે કહી દો કે એવું તો જણાવો કે જો આ કુરઆન અલ્લાહ તરફથી આવ્યું હોય, પછી તમે તેનો ઇન્કાર કર્યો, બસ ! તેના કરતા વધારે પથભ્રષ્ટ કોણ હોઇ શકે છે, જે વિવાદમાં દૂર જઇ પડે.

૫૩) નજીક માંજ અમે તેને પોતાની નિશાનીઓ બાહ્ય જગતમાં પણ બતાવીશું અને તેમની પોતાની અંદર પણ, ત્યાં સુધી કે સ્પષ્ટ થઇ જાય કે સત્ય આ જ છે, શું તમારા પાલનહારનું દરેક વસ્તુને જાણવું અને ખબર રાખવી પૂરતું નથી ?

૫૪) નિ:શંક આ લોકો પોતાના પાલનહારની સમક્ષ હાજર થવામાં શંકા કરે છે, યાદ રાખો ! અલ્લાહ તઆલાએ દરેક વસ્તુને પોતાના ઘેરાવમાં લઇ રાખી છે.




અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧) હા-મિમ્

૨) ઐન્-સિન્-કોફ્

૩) અલ્લાહ તઆલા, જે જબરદસ્ત છે અને હિકમતવાળો છે. આવી જ રીતે તમારી તરફ અને તમારા કરતા પહેલાના લોકો તરફ વહી અવતરિત કરતો રહ્યો.

૪) આકાશોની (દરેક) વસ્તુઓ અને જે કંઈ ધરતીમાં છે બધું તેનું જ છે, તે સર્વોચ્ચ અને પ્રતિષ્ઠિત છે.

૫) નજીક છે કે આકાશ ઉપરથી ફાટી જાય અને દરેક ફરિશ્તાઓ પોતાના પાલનહારની પવિત્રતા પ્રશંસા સાથે વર્ણન કરે છે અને ધરતીવાળાઓ માટે માફી માંગી રહ્યા છે, સારી રીતે સમજી લો કે અલ્લાહ તઆલા જ માફ કરવાવાળો અને દયાળુ છે.

૬) અને જે લોકોએ તેના સિવાય બીજાને વ્યવસ્થાપક બનાવ્યા છે, અલ્લાહ તઆલા તેમને જોઇ રહ્યો છે અને તમે તેમના જવાબદાર નથી.

૭) એવી જ રીતે અમે તમારી તરફ અરબી (ભાષામાં) કુરઆનનું અવતરણ કર્યું છે, જેથી તમે મક્કા અને તેની આજુબાજુના લોકોને સચેત કરી દો અને ભેગા થવાના દિવસથી સચેત કરો જેના આવવામાં કોઇ શંકા નથી, એક જૂથ જન્નતમાં હશે અને એક જૂથ જહન્નમમાં હશે.

૮) જો અલ્લાહ તઆલા ઇચ્છતો, તો તે સૌને એક જ જૂથ બનાવી દેતો, પરંતુ તે જેને ઇચ્છે છે, તેને પોતાની કૃપામાં દાખલ કરી લે છે અને અત્યાચારીઓની મદદ કરનાર કોઇ નથી.

૯) શું તે લોકોએ અલ્લાહ સિવાય બીજા વ્યવસ્થાપક બનાવી લીધા છે, (ખરેખર) અલ્લાહ તઆલા જ વ્યવસ્થાપક છે, તે જ મૃતકોને જીવિત કરશે અને તે જ દરેક વસ્તુ પર શક્તિ ધરાવે છે.

૧૦) અને જે-જે વસ્તુમાં તમારો વિવાદ હોય, તેનો નિર્ણય અલ્લાહ તઆલા જ કરશે, આ જ અલ્લાહ મારો પાલનહાર છે, જેના પર મેં ભરોસો કર્યો છે અને જેની તરફ હુ ઝૂકું છું.

૧૧) તે આકાશો અને ધરતીનું સર્જન કરનાર છે, તેણે તમારા માટે તમારી જાતિ માંથી જોડી બનાવી અને ઢોરોની પણ જોડી બનાવી છે, તમને તે તેમાં ફેલાવી રહ્યો છે, તેના જેવી કોઇ વસ્તુ નથી, તે સાંભળનાર અને જોનાર છે.

૧૨) આકાશો અને ધરતીની ચાવીઓનો (માલિક) તે જ છે, જેના માટે ઇચ્છે તેની રોજી પુષ્કળ કરી દે અને જેની ઇચ્છે તેની તંગ કરી દે, નિ:શંક તે દરેક વસ્તુને જાણે છે.

૧૩) અલ્લાહ તઆલાએ તમારા માટે તે જ દીન નક્કી કરી દીધો છે, જેને સ્થાપિત કરવા માટે તેણે નૂહ અ.સ.ને આદેશ આપ્યો હતો અને જે (વહી) અમે તમારી તરફ મોકલી દીધી છે અને જેનો ચોકસાઇ પૂર્વક આદેશ અમે ઇબ્રાહીમ, મૂસા અને ઈસા અ.સ.ને આપ્યો હતો, કે આ દીન પર અડગ રહેજો અને આમાં વિવાદ ન કરશો, જે વસ્તુ તરફ તમે તેમને બોલાવી રહ્યા છો, તે તો મુશરિકો માટે નાપસંદ છે, અલ્લાહ તઆલા જેને ઇચ્છે છે, પોતાની નજીક કરી દે છે અને જે પણ તેની તરફ વિનમ્રતા દાખવે, તે તેને સાચું માર્ગદર્શન આપે છે.

૧૪) તે લોકોએ પોતાની પાસે જ્ઞાન આવી ગયા પછી વિવાદ કર્યો (અને તે પણ) અંદરો અંદર અતિરેકના કારણે, અને જો તમારા પાલનહારની વાત એક નક્કી કરેલ મુદ્દત સુધી પહેલાથી જ નક્કી ન હોત તો, ખરેખર તેમનો નિર્ણય થઇ ગયો હોત અને જે લોકોને ત્યાર પછી કિતાબ આપવામાં આવી, તેઓ પણ તેના વિશે વ્યાકુળતાભરી શંકામાં પડેલા છે.

૧૫) બસ ! તમે લોકોને આની જ તરફ બોલાવતા રહો અને જે કંઈ તમને કહેવામાં આવ્યું છે, તેના પર અડગ રહો અને તેમની મનેચ્છાઓનું અનુસરણ ન કરો અને કહી દો કે અલ્લાહ તઆલાએ જેટલી કિતાબો અવતરિત કરી છે, હું તેના પર ઈમાન ધરાવું છું અને મને આદેશ આપવામાં આવ્યો છે કે હું તમારી વચ્ચે ન્યાય કરું, અમારો અને તમારા સૌનો પાલનહાર અલ્લાહ તઆલા જ છે, અમારા કાર્યો અમારા માટે અને તમારા કાર્યો તમારા માટે છે, આપણી વચ્ચે કોઇ ઝઘડો નથી, અલ્લાહ તઆલા આપણા (સૌને) ભેગા કરશે અને તેની જ તરફ પાછા ફરવાનું છે.

૧૬) અને જે લોકો અલ્લાહ તઆલાની વાતોમાં ઝઘડો કરાવે છે, (લોકોનું) સત્ય વાત જાણવા પછી, તેમનો વાદ-વિવાદ અલ્લાહની નજીક વ્યર્થ છે અને તેમના ઉપર તેનો પ્રકોપ છે અને તેમના માટે સખત યાતના છે.

૧૭) અલ્લાહ તઆલાએ સત્ય સાથે કિતાબ અવતરિત કરી છે અને ત્રાજવા પણ અને તમને શું ખબર કદાચ કયામત નજીક જ હોય.

૧૮) તેની ઉતાવળ તે લોકો કરે છે, જેઓ તેને નથી માનતા અને જે લોકો તેના પર ઈમાન ધરાવે છે, તે તો તેનાથી ડરે છે, તેમને તેની સત્યતાનું જ્ઞાન છે, યાદ રાખો ! જે લોકો કયામત વિશે ઝઘડો કરી રહ્યા છે, તેઓ દૂરની પથભ્રષ્ટતામાં છે.

૧૯) અલ્લાહ તઆલા પોતાના બંદાઓ પર કૃપા કરવાવાળો છે, જેને ઇચ્છે છે વિશાળ રોજી આપે છે અને તે ખૂબ શક્તિશાળી, પ્રભુત્વશાળી છે.

૨૦) જેની ઇચ્છા આખેરતની ખેતીની હોય, અમે તેની ખેતીમાં વધારો કરીશું અને જે દુનિયાની ખેતીની ઇચ્છા રાખતો હોય અમે તેને તેમાંથી થોડુંક આપી દઇશું, આવા વ્યક્તિનો આખેરતમાં કોઇ ભાગ નથી.

૨૧) શું તે લોકોએ એવા (અલ્લાહના) ભાગીદાર (ઠેરવ્યા) છે, જેમણે એવા દીનના આદેશો નક્કી કરી દીધા છે, જે અલ્લાહના આપેલા નથી, જો ફેંસલાના દિવસનું વચન ન આપ્યું હોત તો (હમણા જ) તે લોકો વચ્ચે નિર્ણય કરી દેવામાં આવતો. નિ:શંક અત્યાચારી લોકો માટે દુ:ખદાયી યાતના છે.

૨૨) તમે જોશો કે અત્યાચારી લોકો પોતાના કર્મોથી ડરતા હશે, જેની આફત તેમના પર આવશે અને જે લોકો ઈમાન લાવ્યા અને સત્કાર્યો કર્યા, તે જન્નતોના બગીચાઓમાં હશે અને તેઓ જે ઇચ્છા કરશે, પોતાના પાલનહાર પાસેથી મેળવશે, આ જ ભવ્ય કૃપા છે.

૨૩) આ તે જ છે, જેની ખુશખબરી અલ્લાહ તઆલા પોતાના તે બંદાઓને આપી રહ્યો છે, જેઓ ઈમાન લાવ્યા અને સત્કાર્યો કર્યા, તો કહી દો કે હું આના માટે કોઇ વળતર નથી માંગતો, પરંતુ તમારો પ્રેમ જરૂર ઇચ્છું છું, જે વ્યક્તિ કોઇ સત્કાર્ય કરે, અમે તેના બદલામાં વધારો કરી દઇશું, નિ:શંક અલ્લાહ તઆલા ખૂબ જ ક્ષમાશીલ તથા કદરદાન છે.

૨૪) શું આ લોકો કહે છે કે (પયગંબર) અલ્લાહ વિશે જૂઠું બોલે છે, જો અલ્લાહ તઆલા ઇચ્છે, તો તમારા હૃદયો પર મહોર લગાવી દે અને અલ્લાહ તઆલા પોતાની વાતોથી જૂઠને નષ્ટ કરી દે છે અને સત્યતાને સાબિત કરે છે, તે હૃદયોની વાતોને જાણે છે.

૨૫) તે જ છે, જે પોતાના બંદાઓની તૌબા કબૂલ કરે છે અને પાપોને દરગુજર કરે છે અને જે કંઈ તમે કરી રહ્યા છો, (બધું) જાણે છે.

૨૬) ઈમાનવાળાઓ અને સદાચારી લોકોનું સાંભળે છે અને તેમને પોતાની કૃપાથી વધારે આપે છે અને ઇન્કાર કરનારાઓ માટે સખત યાતના છે.

૨૭) જો અલ્લાહ તઆલા પોતાના બંદાઓની રોજીમાં વધારો કરતો, તો તેઓ ધરાતીમાં વિદ્રોહ કરવા લાગતાં, પરંતુ તે એક પ્રમાણ મુજબ, જે કંઈ ઇચ્છે છે, તે મોકલે છે, તે પોતાના બંદાઓને ખૂબ સારી રીતે જાણે છે અને જૂએ છે.

૨૮) અને તે જ છે, જે લોકો માટે નિરાશ થઇ ગયા પછી વરસાદ વરસાવે છે અને પોતાની કૃપા ફેલાવી દે છે, તે જ છે, વ્યવસ્થાપક અને પ્રશંસાને લાયક.

૨૯) અને આકાશો અને ધરતીનું સર્જન તેની નિશાનીઓ માંથી છે અને તેમાં સજીવોનું ફેલાઇ જવું પણ, તે જ્યારે ઇચ્છે, તે સૌને ભેગા કરવાની પણ શક્તિ ધરાવે છે.

30) તમારા પર જે કંઈ મુસીબત આવે છે, તે તમે કરેલા કર્મોનો બદલો છે અને તે ઘણી વાતોને દરગુજર કરે છે.

3૧) અને તમે અમને ધરતીમાં હરાવી નથી શકતા, તમારા માટે અલ્લાહ સિવાય ન તો કોઇ મદદ કરનાર અને ન તો કોઇ વ્યવસ્થાપક છે.

3૨) અને દરિયામાં ચાલતા પર્વતો જેવા જહાજો તેની નિશાનીઓ માંથી છે.

33) જો તે ઇચ્છે તો હવા બંધ કરી દે અને આ જહાજો દરિયામાં જ રોકાઇ જાય, નિ:શંક આમાં દરેક ધીરજ રાખનાર, આભારી વ્યક્તિ માટે નિશાનીઓ છે.

3૪) અથવા તેમને તેમના કર્મોના કારણે નષ્ટ કરી દે, તે તો ઘણા અપરાધને દરગુજર કરે છે.

૩૫) અને જેથી જે લોકો અમારી નિશાનીઓ બાબતે ઝઘડો કરે છે, તેઓ જાણી લે કે તેમના માટે કોઇ છુટકારો નથી.

૩૬) તમને જે કંઈ આપવામાં આવ્યું છે, તે દુનિયાના જીવનનો થોડોક સામાન છે અને અલ્લાહ પાસે જે કંઈ છે, તે આના કરતા શ્રેષ્ઠ અને હંમેશા રહેવાવાળું છે, તે તેમના માટે છે, જે ઈમાન લાવ્યા અને ફક્ત પોતાના પાલનહાર પર જ ભરોસો કરે છે.

૩૭) અને મોટા અપરાધ અને અશ્લીલ કાર્યોથી બચે છે અને ગુસ્સાના સમયે માફ કરી દે છે,

૩૮) અને પોતાના પાલનહારના આદેશોને માને છે અને નમાઝ કાયમ પઢે છે અને તેમનું (દરેક) કાર્ય એક-બીજાના સલાહ-સૂચનથી થાય છે અને જે કંઈ અમે તેમને આપ્યું છે, તેમાંથી દાન કરે છે.

૩૯) અને જ્યારે તેમના પર અત્યાચાર થાય તો, તે ફક્ત બદલો લઇ લે છે.

૪૦) અને બુરાઇનો બદલો તેની માફક જ બુરાઇ છે અને જે માફ કરી દે અને સુધારો કરી લે, તેનો બદલો અલ્લાહના શિરે છે, (ખરેખર) અલ્લાહ તઆલા અત્યાચારી લોકોને પસંદ નથી કરતો.

૪૧) અને જે વ્યક્તિ પોતાના પર અત્યાચાર થયા પછી (પૂરેપૂરો) બદલો લઇ લે, તો આવા લોકો માટે (આરોપનો) કોઇ માર્ગ નથી.

૪૨) આ માર્ગ ફક્ત તે લોકો માટે છે, જેઓ બીજા પર અત્યાચાર કરે અને ધરતીમાં વિદ્રોહ ફેલાવતા રહે, આ તે લોકો છે, જેમના માટે દુ:ખદાયી યાતના છે.

૪૩) અને જે વ્યક્તિ ધીરજ રાખે અને માફ કરી દે, નિ:શંક આ મોટી હિંમતભર્યું કામ છે.

૪૪) અને જેને અલ્લાહ તઆલા પથભ્રષ્ટ કરી દે, તેના માટે ત્યાર પછી કોઇ માર્ગ નથી અને તમે જોશો કે અત્યાચારી લોકો યાતનાને જોઇને કહેતા હશે કે શું પાછા ફરવાનો કોઇ માર્ગ છે ?

૪૫) અને તમે તેમને જોશો કે તેઓ (જહન્નમ) સામે લાવવામાં આવશે, અપમાનિત થઇ ઝૂકી પડેલા હશે અને ત્રાંસી આંખો વડે જોઇ રહ્યા હશે, ઈમાનવાળાઓ સ્પષ્ટ કહી દેશે કે ખરેખર નુકસાન ઉઠાવનારા તે લોકો છે, જેમણે આજે કયામતના દિવસે પોતાને અને પોતાના ઘરવાળાઓને નુકસાનમાં નાંખી દીધા, યાદ રાખો ! કે ખરેખર અત્યાચારી લોકો હંમેશા રહેવાવાળી યાતનામાં છે.

૪૬) તેમની મદદ કરવાવાળા કોઇ નહીં હોય, જેઓ અલ્લાહથી અલગ થઇ તેમની મદદ કરી શકે અને જેને અલ્લાહ પથભ્રષ્ટ કરી દે, તેના માટે કોઇ માર્ગ નથી.

૪૭) પોતાના પાલનહારનો આદેશ માની લો, તે પહેલા કે અલ્લાહ તરફથી તે દિવસ આવી જાય, જેનું ટળી જવું અશક્ય છે, તમને તે દિવસે ન તો કોઇ શરણ માટે જગ્યા મળશે અને ન તો છૂપાઇ જઇને અજાણ બની જવાની.

૪૮) જો આ લોકો મોઢું ફેરવી લે, તો અમે તમને તે લોકોના નિરીક્ષક બનાવીને નથી મોકલ્યા, તમારી જવાબદારી તો ફક્ત આદેશ પહોંચાડી દેવાની છે, અમે જ્યારે પણ મનુષ્યને પોતાની કૃપાનો સ્વાદ ચખાડીએ છીએ, તો તે તેના પર ઇતરાવા લાગે છે અને જો તેમના પર તેમના કાર્યોના કારણે કોઇ મુસીબત પહોંચે છે, તો ખરેખર મનુષ્ય ઘણો જ કૃતઘ્ની છે.

૪૯) આકાશો અને ધરતીનું સામ્રાજ્ય અલ્લાહનું જ છે, તે જે ઇચ્છે છે, સર્જન કરે છે, જેને ઇચ્છે તેને બાળકીઓ આપે છે અને જેને ઇચ્છે તેને બાળકો આપે છે.

૫૦) અથવા તેમને ભેગા કરી દે છે, બાળકો પણ અને બાળકીઓ પણ અને જેને ઇચ્છે, વાંઝિયાં બનાવી દે છે, તે ખૂબ જ જ્ઞાનવાળો અને સંપૂર્ણ કુદરતવાળો છે.

૫૧) અશક્ય છે કે કોઇ મનુષ્ય સાથે અલ્લાહ તઆલા કલામ કરે, સિવાય વહી દ્વારા, અથવા પરદાની પાછળથી, અથવા કોઇ ફરિશ્તાને મોકલે અને તે અલ્લાહના આદેશથી, જે તે (અલ્લાહ) ઇચ્છે વહી કરી શકે છે, નિ:શંક તે સર્વોચ્ચ છે, હિકમતવાળો છે.

૫૨) અને આવી જ રીતે અમે તમારી તરફ પોતાના આદેશથી રૂહને અવતરિત કર્યા છે અને તમે આ પહેલા તે પણ નહતા જાણતા કે કિતાબ અને ઈમાન શું છે, પરંતુ અમે તેને નૂર બનાવ્યું, તેના દ્વારા પોતાના બંદાઓ માંથી જેને ઇચ્છીએ, સત્ય માર્ગ બતાવીએ છીએ, નિ:શંક તમે સત્ય માર્ગ તરફ માર્ગદર્શન આપી રહ્યા છો.

૫૩) તે અલ્લાહના માર્ગનો, જેની માલિકી હેઠળ આકાશો અને ધરતીની દરેક વસ્તુ છે, સચેત થઇ જાવ ! દરેક કાર્ય અલ્લાહ તઆલા તરફ જ પાછા ફરે છે.






અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧) હા-મિમ્

૨) સોગંદ છે આ સ્પષ્ટ કિતાબના !

૩) અમે આ કુરઆનને અરબી ભાષામાં બનાવ્યું, જેથી તમે સમજી શકો.

૪) નિ:શંક આ "લોહે મહફૂઝ"માં છે અને અમારી નજીક ઉચ્ચ દરજ્જા વાળી, હિકમતવાળી છે.

૫) શું અમે આ શિખામણને તમારાથી એટલા માટે દૂર કરી દઇએ કે તમે હદવટાવી જનારા લોકો છો.

૬) અને અમે પહેલાના લોકો માટે કેટલાંય પયગંબરો અવતરિત કર્યા.

૭) જે પયગંબર તેમની પાસે આવ્યા, તેમણે તેમની મશ્કરી કરી.

૮) બસ ! અમે તેમના કરતા વધારે શક્તિશાળી લોકોને નષ્ટ કરી દીધા અને આગળના લોકોનું ઉદાહરણ આપી ચૂક્યા છે.

૯) જો તમે તેમને પ્રશ્ન પૂછો કે આકાશો અને ધરતીનું સર્જન કોણે કર્યું, તો ખરેખર તેમનો જવાબ એ જ હશે કે તેમનું સર્જન વિજયી અને હિકમતવાળા (અલ્લાહ)એ જ કર્યું છે.

૧૦) તે જ છે, જેણે તમારા માટે ધરતીને પાથરણું બનાવી અને તેમાં તમારા માટે માર્ગો બનાવ્યા, જેથી તમે માર્ગ મેળવી શકો.

૧૧) તેણે જ આકાશ માંથી એક પ્રમાણ મુજબ પાણી વરસાવ્યું, બસ ! અમે તેના વડે નિષ્પ્રાણ શહેરને જીવિત કરી દીધું, આવી જ રીતે તમને કાઢવામાં આવશે.

૧૨) જેણે દરેક વસ્તુના જોડીદાર બનાવ્યા અને તમારા માટે હોડીઓ બનાવી અને ઢોર, જેમના પર તમે સવારી કરો છો.

૧૩) જેથી તમે તેમની પીઠ પર બેસીને સવારી કરો, પછી પોતાના પાલનહારની નેઅમતને યાદ કરો, જ્યારે તેમના પર સીધા બેસી જાવ અને કહો કે તે પવિત્ર છે, જેણે આ (ઢોરોને) અમારા વશમાં કરી દીધા, જોકે અમારી પાસે (આ ઢોરોને) વશમાં કરવાની શક્તિ ન હતી.

૧૪) ખરેખર અમે અમારા પાલનહાર તરફ પાછા ફરીશું.

૧૫) અને તે લોકોએ અલ્લાહના કેટલાક બંદાઓને તેનો ભાગ ઠેરાવી દીધા, નિ:શંક મનુષ્ય ખુલ્લો કૃતઘ્ની છે.

૧૬) શું અલ્લાહ તઆલાએ પોતાના સર્જન માંથી દીકરીઓ પોતાના માટે રાખી અને તમને દીકરા આપ્યા ?

૧૭) (જો કે) તેમના માંથી જ્યારે કોઇને તે વસ્તુની જાણ કરવામાં આવે, જેનું ઉદાહરણ તેણે રહમાન (અલ્લાહ) માટે આપ્યું છે, તો તેનો ચહેરો કાળો પડી જાય છે અને તે નિરાશ થઇ જાય છે.

૧૮) શું (અલ્લાહના સંતાન દીકરીઓ છે) ? જેમનું પાલન-પોષણ ઘરેણામાં થયું અને ઝઘડામાં (પોતાની વાત) સ્પષ્ટ ન કરી શકી ?

૧૯) અને તેમણે ફરિશ્તાઓને, જેઓ રહમાનની બંદગી કરે છે, દીકરીઓ ઠેરવી દીધી, શું તેમના સર્જન વખતે તેઓ હાજર હતા ? તેમની આ સાક્ષીને લખી લેવામાં આવશે અને તેમને પૂછવામાં આવશે.

૨૦) અને કહે છે કે અલ્લાહ ઇચ્છતો તો અમે તેમની બંદગી ન કરતા, તેમને આ વિશેની કંઈ પણ જાણ નથી, આ તો ફક્ત બકવાસ કરે છે.

૨૧) શું અમે તે લોકોને આ પહેલા કોઇ કિતાબ આપી છે ? જેને આ લોકોએ મજબૂતીથી પકડી રાખી છે.

૨૨) (ના-ના) પરંતુ આ લોકો કહે છે કે અમે અમારા પૂર્વજોને એક દીન પર જોયા અને અમે તેમના જ માર્ગ પર ચાલીને સત્ય માર્ગ પર જ છે.

૨૩) આવી જ રીતે તમારાથી પહેલા અમે જે વસ્તીમાં કોઇ સચેત કરનાર મોકલ્યા, ત્યાંના સુખી લોકોએ આ જ જવાબ આપ્યો કે અમે અમારા પૂર્વજોને એક દીન પર જોયા અને અમે તેમના જ માર્ગનું અનુસરણ કરનારા છે.

૨૪) (પયગંબરે) કહ્યું કે હું તમારી પાસે ખૂબ જ ઉત્તમ વાત લઇને આવ્યો છું, જેના પર તમે તમારા પૂર્વજોને જોયા, તો તેમણે જવાબ આપ્યો કે અમે આનો ઇન્કાર કરીએ છીએ, જે વસ્તુ તમને આપીને મોકલવામાં આવ્યા છે.

૨૫) બસ ! અમે તેમની સાથે બદલો લીધો અને જોઇ લો, જુઠલાવનારા લોકોની દશા કેવી થઇ.

૨૬) અને જ્યારે ઇબ્રાહીમ અ.સ.એ પોતાના પિતા અને પોતાની કોમને કહ્યું કે હું તે વસ્તુને નથી માનતો, જેની તમે બંદગી કરો છો.

૨૭) તે હસ્તી સિવાય, જેણે મારું સર્જન કર્યું અને તે જ મને માર્ગદર્શન પણ આપશે.

૨૮) (અને ઇબ્રાહીમ અ.સ.) આ જ વાત પોતાના સંતાનમાં પણ છોડી ગયા, જેથી લોકો (શિર્કથી) છેટા રહે.

૨૯) પરંતુ મેં તે લોકોને અને તેમના પૂર્વજોને (દુનિયાનો) સામાન આપ્યો, ત્યાં સુધી કે તેમની પાસે સત્ય અને સ્પષ્ટ રીતે જાણકારી આપનારા પયગંબર આવી ગયા.

૩૦) અને સત્ય જોતા જ પોકારી ઉઠયા કે આ તો જાદુ છે અને અમે તેનો ઇન્કાર કરીએ છીએ.

૩૧) અને કહેવા લાગ્યા, આ કુરઆન તે બન્ને શહેરના લોકો માંથી કોઇ પ્રભુત્વ ધરાવતા વ્યક્તિ પર કેમ અવતરિત ન થયું ?

૩૨) શું તમારા પાલનહારની રહમતના ભાગ પાડે છે ? અમે જ તેમની દુનિયાના જીવનની રોજી તેમની વચ્ચે વહેંચી છે અને એકને બીજા પર પ્રભુત્વ આપ્યું, જેથી એકબીજાને આધારિત રહે, જેમાં આ લોકો સંકોચ અનુભવે છે, આના કરતા તમારા પાલનહારની નેઅમત ખૂબ જ ઉત્તમ છે.

૩૩) અને જો એ વાત ન હોત કે દરેક લોકો એક જ માર્ગ પર આવી જાય, તો રહમાનનો ઇન્કાર કરનારાઓના ઘરની છતોને અમે ચાંદીની બનાવી દેતા, અને સીડીઓને પણ, જેના પર ચઢે છે.

૩૪) અને તેમના ઘરોના દરવાજા અને સિંહાસન પણ, જેના પર તેઓ તકિયા લગાવી બેસતા.

૩૫) અને સોનાના પણ અને આ બધું અમસ્તુ જ દુનિયાના જીવનના લાભ માટે છે અને આખેરત તો તમારા પાલનહારની નજીક ડરવાવાળાઓ માટે જ છે.

૩૬) અને જે વ્યક્તિ રહમાનની યાદથી બેદરકારી કરે, અમે તેના પર એક શેતાન નક્કી કરી દઇએ છીએ, તે જ તેનો મિત્ર બને છે.

૩૭) અને તે તેમને માર્ગથી રોકે છે અને આ લોકો આ જ અનુમાન કરે છે કે અમે સત્ય માર્ગ પર છે.

૩૮) ત્યાં સુધી કે જ્યારે તે અમારી પાસે આવશે, તો કહેશે કે કાશ ! મારી અને તમારી વચ્ચે પૂર્વ અને પશ્ચિમ જેટલું અંતર હોત, ઘણો જ ખરાબ મિત્ર છે.

૩૯) અને જ્યારે તમે અત્યાચારી બની ગયા, તો આજના દિવસે તમારું ભેગા થઇ યાતનાને (હળવી કરવી), કંઈ લાભ નહીં પહોંચાડે.

૪૦) શું તમે બહેરાને સંભળાવી શકો છો ? અથવા આંધળાને માર્ગ બતાવી શકો છો અને તેને, જે સ્પષ્ટ રીતે પથભ્રષ્ટ છે ?

૪૧) બસ ! જો અમે તમને અહીંયાથી લઇ જઇએ, તો પણ અમે તેમની સાથે બદલો લઇશું.

૪૨) અથવા તેમની સાથે જે વચન કર્યું છે, તે તમને બતાવી દેવા માટે પણ શક્તિ ધરાવીએ છીએ.

૪૩) બસ ! જે વહી તમારી તરફ કરવામાં આવી છે તેને મજબૂતીથી પકડી રાખો, નિ:શંક તમે સત્ય માર્ગ પર છો.

૪૪) અને નિ:શંક આ તમારા માટે અને તમારી કોમ માટે શિખામણ છે અને નજીક માંજ તમને પૂછવામાં આવશે.

૪૫) અને અમારા તે પયગંબરોને પૂછી લો, જેમને અમે તમારા કરતા પહેલા મોકલ્યા હતા, કે શું અમે રહમાન સિવાય બીજા પૂજ્યો બનાવ્યા હતા ? જેમની બંદગી કરવામાં આવે ?

૪૬) અને અમે મૂસા અ.સ.ને અમારી નિશાનીઓ લઇને ફિરઔન અને તેના લોકો તરફ મોકલ્યા, તો (મૂસા અ.સ.એ જઇને) કહ્યું કે, હું સમગ્ર સૃષ્ટિના પાલનહારનો પયગંબર છું.

૪૭) બસ ! જ્યારે તેઓ અમારી નિશાનીઓ લઇને તેઓને પાસે પહોંચ્યા, તો તેઓ તેમની મશ્કરી કરવા લાગ્યા.

૪૮) અને જે નિશાની અમે તેઓને બતાવતા હતા, તે એકબીજાથી ચઢીયાતી હતી અને અમે તેમના પર પ્રકોપ ઉતાર્યો, જેથી તેઓ સુધારો કરી લે.

૪૯) અને તે લોકોએ કહ્યું કે, હે જાદુગર ! અમારા માટે પોતાના પાલનહારથી તેના માટે દુઆ કર, જેનું વચન અમને આપ્યું છે, નિ:શંક અમે સત્ય માર્ગ પર આવી જઇશું.

૫૦) પછી જ્યારે અમે તેમના પરથી તે પ્રકોપ દૂર કરી દીધો, તેઓએ તે જ વખતે તેમનું વચન તોડી નાંખ્યું.

૫૧) અને ફિરઔને પોતાની કોમમાં જાહેર કરાવ્યું અને કહ્યું કે હે મારી કોમના લોકો ! શું મિસ્રનું શહેર મારું નથી ? અને મારા (મહેલો) નીચે આ નહેરો વહી રહી છે, શું તમે જોતા નથી ?

૫૨) પરંતુ હું તે તુચ્છ વ્યક્તિ કરતા શ્રેષ્ઠ છું અને (તે) સ્પષ્ટ બોલી પણ નથી શકતો.

૫૩) સારું, તો તેના માટે સોનાની બંગડીઓ કેમ ન ઉતરી ? અથવા તેની સાથે પ્રતિષ્ઠિત ફરિશ્તાઓ કેમ ન આવ્યા ?

૫૪) તેણે પોતાની કોમને પથભ્રષ્ટ કરી દીધા અને તે લોકોએ તેનું જ અનુસરણ કર્યું, ખરેખર આ બધા અવજ્ઞાકારી લોકો હતા.

૫૫) પછી જ્યારે તેઓએ અમને ગુસ્સે કર્યા, તો અમે તેમની સાથે બદલો લીધો અને સૌને ડુબાડી દીધા.

૫૬) બસ ! અમે તે લોકોને બેકાર કરી દીધા અને પાછળ આવનારા લોકો માટે નિશાની બનાવી દીધા.

૫૭) અને જ્યારે મરયમના દીકરાનું ઉદાહરણ આપવામાં આવ્યું તો, તેનાથી તમારી કોમ (ખુશીથી) ચીસો પાડવા લાગી.

૫૮) અને તે લોકોએ કહ્યું કે અમારા પૂજ્યો સારાં છે અથવા તે ? તે લોકોનું આવું કહેવું ફક્ત ઝઘડાના હેતુથી હતું. પરંતુ આ લોકો ઝઘડો કરનારા જ છે.

૫૯) ઈસા અ.સ. પણ ફક્ત બંદા છે, જેના પર અમે ઉપકાર કર્યો અને તેમને ઇસ્રાઇલના સંતાન માટે કુદરતની નિશાની બનાવી.

૬૦) અને જો અમે ઇચ્છતા તો તમારા બદલામાં ફરિશ્તાઓને લાવતા, જેઓ ધરતી પર નાયબ બનતા.

૬૧) અને નિ:શંક ઈસા અ.સ. કયામતની નિશાની છે, બસ ! તમે (કયામત) અંગે શંકા ન કરો અને મારું અનુસરણ કરો, આ જ સત્ય માર્ગ છે.

૬૨) અને શેતાન તમને રોકી ના લે, ખરેખર તે તમારો ખુલ્લો દુશ્મન છે.

૬૩) અને જ્યારે ઈસા અ.સ. ચમત્કાર લઇને આવ્યા, તો કહ્યું કે, હું તમારી પાસે હિકમત લઇને આવ્યો છું અને એટલા માટે આવ્યો છું કે તમે થોડીક બાબતોમાં વિવાદ કરો છો, તેને સ્પષ્ટ કરી દઉં, બસ ! તમે અલ્લાહ તઆલાથી ડરો અને મારું કહ્યું માનો.

૬૪) મારો અને તમારો પાલનહાર ફક્ત અલ્લાહ તઆલા છે, બસ ! તમે સૌ તેની બંદગી કરો, સત્ય માર્ગ આ (જ) છે.

૬૫) પછી (ઇસ્રાઇલના સંતાનના) જૂથોએ અંદરોઅંદર વિવાદ કર્યો, બસ ! અત્યાચારી લોકો માટે ખરાબી છે, દુ:ખદાયી યાતનાના દિવસની.

૬૬) આ લોકો ફક્ત કયામતની રાહ જૂએ છે, કે તે અચાનક તેમના પર આવી જશે અને તેમને જાણ પણ નહીં થાય.

૬૭) તે દિવસે (ખાસ) મિત્રો પણ એકબીજાના દુશ્મન બની જશે, ડરવાવાળા લોકો સિવાય,

૬૮) મારા બંદાઓ ! આજના દિવસે તમારા માટે ન કોઇ દુ:ખ છે અને ન તો તમે નિરાશ થશો.

૬૯) જે અમારી આયતો પર ઈમાન લાવ્યા અને તેઓ મુસલમાન હતા.

૭૦) તમે અને તમારી પત્નીઓ રાજી-ખુશીથી જન્નતમાં પ્રવેશો.

૭૧) તેમની ચારેય બાજુથી સોનાની રકાબી અને સોનાના પ્યાલા લાવવામાં આવશે, તે લોકો જેની ઇચ્છા કરે અને જેનાથી તેઓની આંખોને શાંતિ મળે, બધું જ ત્યાં હશે અને તમે તેમાં હંમેશા રહેશો.

૭૨) આ જ તે જન્નત છે, કે તમે પોતાના કર્મોના બદલામાં તેના વારસદાર બનાવવામાં આવ્યા છો.

૭૩) ત્યાં તમારા માટે ખૂબ જ ફળો હશે, જેને તમે ખાતા રહેશો.

૭૪) નિ:શંક અપરાધી લોકો જહન્નમની યાતનામાં હંમેશા રહેશે.

૭૫) આ યાતના ક્યારેય તેમના પરથી હળવી કરવામાં નહીં આવે અને તે તેમાં જ નિરાશ પડ્યા રહેશે.

૭૬) અને અમે તેમના પર અત્યાચાર નથી કર્યો, પરંતુ તે પોતે જ અત્યાચારી હતા.

૭૭) અને પોકારી-પોકારીને કહેશે કે હે દ્વારપાળ ! તારો પાલનહાર અમને મૃત્યુ આપી દે, તે કહેશે કે તમને (હંમેશા) રહેવાનું છે.

૭૮) અમે તો તમારી પાસે સત્ય લઇને આવ્યા, પરંતુ તમારા માંથી વધારે પડતા લોકો સત્યથી ચીડાતા હતા.

૭૯) શું તે લોકોએ કોઇ કાર્યનો પાક્કો ઇરાદો કરી લીધો છે, નિ:શંક અમે પણ ઠોસ કામ કરવાવાળા છે.

૮૦) શું તે લોકો અનુમાન કરે છે કે અમે તેમની છૂપી અને ખાનગી વાતો નથી જાણતા ? (નિ:શંક અમે બધું સાંભળી રહ્યા છીએ). ઉપરાંત અમારા નક્કી કરેલા (ફરિશ્તાઓ) તેમની પાસે જ લખી રહ્યા છે.

૮૧) તમે કહી દો ! કે જો કદાચ રહમાનને સંતાન હોય, તો હું સૌ પ્રથમ બંદગી કરવાવાળો હોત.

૮૨) આકાશો, ધરતી અને અર્શનો પાલનહાર, તે સૌથી પવિત્ર છે, જેનું આ લોકો વર્ણન કરે છે.

૮૩) હવે તમે તે લોકોને આજ તકરાર અને વિવાદમાં છોડી દો, ત્યાં સુધી કે તે લોકો તે દિવસ જોઇ લે, જેનું વચન તેમને આપવામાં આવે છે.

૮૪) તે જ આકાશોમાં પૂજ્ય છે અને ધરતીમાં પણ બંદગીને લાયક તે જ છે અને તે ખૂબ હિકમતવાળો અને સંપૂર્ણ જ્ઞાનવાળો છે.

૮૫) અને તે ખૂબ જ બરકતવાળો છે, જેની પાસે આકાશો અને ધરતી અને તેમની વચ્ચેની દરેક વસ્તુનું સામ્રાજ્ય છે અને કયામતનું જ્ઞાન પણ તે જ જાણે છે અને તેની જ તરફ તમે સૌ પાછા ફરશો.

૮૬) જેમને આ લોકો અલ્લાહ સિવાય પોકારે છે, તેઓ ભલામણ કરવાનો અધિકાર નથી ધરાવતા, (ભલામણ કરવાનો અધિકાર તેનો છે) જે સત્ય વાતને માને અને તેમને જ્ઞાન પણ હોય.

૮૭) જો તમે તે લોકોને પૂછો કે તેમનું સર્જન કોણે કર્યું, તો નિ:શંક તે લોકો જવાબ આપશે કે "અલ્લાહ", પછી આ લોકો ક્યાં જઇ રહ્યા છે.

૮૮) અને તેમના (પયગંબરનું) એવું કહેવું છે કે હે મારા પાલનહાર ! ખરેખર આ તે લોકો છે, જેઓ ઈમાન નથી લાવતા.

૮૯) બસ ! તમે તેમનાથી મોઢું ફેરવી લો અને સલામ કહી દો, તે લોકો નજીકમાં જ જાણી લેશે.



# સૂરહ દુખાન

અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧) હા-મિમ્

૨) સોગંદ છે આ સ્પષ્ટ (રીતે વર્ણન કરી દેનારી) કિતાબના !

૩) નિ:શંક અમે આ કિતાબને બરકતવાળી રાતમાં અવતરિત કરી, નિ:શંક અમે સચેત કરનારા છે.

૪) આ જ રાતમાં દરેક ઠોસ કાર્યનો નિર્ણય કરવામાં આવે છે.

૫) અમારા આદેશ પછી, અમે જ પયગંબર બનાવીને મોકલીએ છીએ.

૬) તમારા પાલનહારની કૃપાથી, તે જ સાંભળવાવાળો, જાણવાવાળો છે.

૭) જે આકાશો અને ધરતીનો પાલનહાર છે અને જે કંઈ તેમની વચ્ચે છે, જો તમે યકીન કરતા હોય.

૮) તેના સિવાય કોઇ પૂજ્ય નથી, તે જ  જીવિત કરે છે અને મૃત્યુ આપે છે, તે જ તમારો અને તમારા પૂર્વજોનો પાલનહાર છે.

૯) પરંતુ તે શંકામાં પડીને મોજમજા કરે.

૧૦) તમે તે દિવસની રાહ જૂઓ. જ્યારે આકાશ ખુલ્લો ધુમાડો લાવશે.

૧૧) જે લોકોને ઘેરાવમાં લઇ લેશે, આ સખત પ્રકોપ હશે.

૧૨) કહેશે કે, હે અમારા પાલનહાર ! આ આફત અમારી સામેથી હઠાવી દે અમે ઈમાન લાવીએ છીએ.

૧૩) તેમના માટે શિખામણ ક્યાં છે, સ્પષ્ટ રીતે જણાવી દેનારા પયગંબરો તેમની પાસે આવી ગયા,.

૧૪) તો પણ તેઓએ તેમનાથી મોઢું ફેરવી લીધું અને કહી દીધું કે શિખવાડેલો, પાગલ છે.

૧૫) અમે પ્રકોપને સહેજ દૂર કરી દઇશું તો, તમે ફરીવાર પોતાની તે જ સ્થિતિમાં આવી જશો.

૧૬) જે દિવસે અમે સખત પકડ કરીશું, ખરેખર અમે બદલો લેવાવાળા છે.

૧૭) નિ:શંક અમે આ પહેલા ફિરઔનની કોમની (પણ) કસોટી કરી, જેમની પાસે (અલ્લાહના) પ્રતિષ્ઠિત પયગંબર આવ્યા.

૧૮) કે અલ્લાહના બંદાઓ મને સોંપી દો, નિ:શંક હું તમારા માટે નિષ્ઠાવાન પયગંબર છું.

૧૯) અને તમે અલ્લાહની સામે વિદ્રોહ ન કરો, હું તમારી સામે સ્પષ્ટ પુરાવા લાવીશ.

૨૦) અને હું મારા અને તમારા પાલનહારના શરણમાં આવું છું, એ વાતથી કે તમે મને પથ્થરો વડે મારી નાંખો.

૨૧) અને જો તમે મારા પર ઈમાન ન લાવતા હોવ, તો તમે મારાથી અળગા રહો.

૨૨) પછી તેમણે પોતાના પાલનહારની સમક્ષ દુઆ કરી કે આ બધા અપરાધી લોકો છે.

૨૩) (અમે કહી દીધું) કે રાતની રાતમાં તમે મારા બંદાઓને લઇને નીકળી જાવ, નિ:શંક (આ લોકો) તમારી પાછળ આવશે.

૨૪) તમે દરિયાને રોકાયેલો છોડી દો, ખરેખર આ લશ્કર ડુબાડી દેવામાં આવશે.

૨૫) તે લોકો ઘણાં બગીચાઓ અને ઝરણાં છોડીને ગયા.

૨૬) તથા ખેતરો અને શાંતિવાળા ઘર.

૨૭) અને આરામ કરવાની વસ્તુઓ, જે વૈભવશાળી હતી.

૨૮) આવી જ દશા થઇ અને અમે તે બધી વસ્તુઓના વારસદાર બીજી કોમને બનાવી દીધા.

૨૯) તો તેમના માટે ન તો કોઇ આકાશ અને ધરતી રડ્યા અને ન તો તેઓને મહેતલ આપવામાં આવી.

30) અને નિ:શંક અમે (જ) ઇસ્રાઇલના સંતાનને અપમાનિત કરી દેનારી યાતનાથી છુટકારો આપ્યો.

૩૧) જે ફિરઔન તરફથી હતી, ખરેખર તે વિદ્રોહી અને હદ વટાવી જનારા લોકો માંથી હતો.

૩૨) અને અમે બુદ્ધિપૂર્વક ઇસ્રાઇલના સંતાનને સમગ્ર સૃષ્ટિ પર શ્રેષ્ઠતા આપી.

૩૩) અને અમે તે લોકોને એવી નિશાનીઓ આપી જેમાં તે લોકોની સ્પષ્ટ કસોટી હતી.

૩૪) આ લોકો તો આવું જ કહે છે,

૩૫) કે આ જ અમારું પ્રથમ વખત (દુનિયા માંથી) મૃત્યુ પામવું છે અને અમને બીજી વખત ઉઠાડવામાં નહીં આવે.

૩૬) જો તમે સાચા હોય, તો અમારા પૂર્વજોને લઇને આવો.

૩૭) શું આ લોકો શ્રેષ્ઠ છે અથવા તુબ્બઅની કોમના લોકો અને જે તેમના કરતાં પણ પહેલાં હતા, અમે તે બધાને નષ્ટ કરી દીધા, ખરેખર તે લોકો અપરાધી હતા.

૩૮) અમે ધરતી અને આકાશો તથા તેમની વચ્ચેની વસ્તુઓનું સર્જન રમત-ગમત માટે નથી કર્યું.

૩૯) પરંતુ અમે તેમનું સર્જન સત્ય સાથે કર્યું છે, પરંતુ તેમના માંથી વધારે પડતા લોકો જાણતા નથી.

૪૦) નિ:શંક નિર્ણયનો દિવસ, તે બધા માટે નક્કી કરેલ સમય છે.

૪૧) તે દિવસે કોઇ મિત્ર, બીજા મિત્રને કામ નહીં આવે અને ન તેમની મદદ કરવામાં આવશે.

૪૨) સિવાય તે, જેના પર અલ્લાહની કૃપા થઇ જાય, તે જબરદસ્ત અને દયાળુ છે.

૪૩) નિ:શંક ઝક્કૂમનું વૃક્ષ,

૪૪) અપરાધીનો ખોરાક છે.

૪૫) જે ઓગળેલા તાંબા જેવું છે અને પેટમાં ઉકળતું રહે છે.

૪૬) સખત ગરમ પાણી જેવું,

૪૭) તેને પકડી લો, પછી ઘસેડીને જહન્નમની વચ્ચે પહોંચાડો.

૪૮) પછી તેના માથા પર સખત ગરમ પાણીની યાતના વહાવો.

૪૯) (તેને કહેવામાં આવશે) ચાખતો રહે , તું ખૂબ જ ઇજજતવાળો અને પ્રભુત્વશાળી હતો,

૫૦) આ જ તે વસ્તુ છે, જેના વિશે તમે શંકા કરતા હતા.

૫૧) નિ:શંક (અલ્લાહથી) ડરવાવાળાઓ શાંત જગ્યામાં હશે.

૫૨) બગીચા અને ઝરણાઓમાં.

૫૩) પાતળા અને રેશમના પોશાક પહેરી સામ-સામે બેઠા હશે.

૫૪) આ એવી જ રીતે છે અને અમે મોટી-મોટી આંખોવાળી હૂરો સાથે તેમના લગ્ન કરાવી દઇશું.

૫૫) શાંતિપૂર્વક ત્યાં દરેક પ્રકારના ફળો માંગશે.

૫૬) ત્યાં તેમને મૃત્યુ નહીં આવે, હાં પ્રથમ વખતનું મૃત્યુ, તેમને અલ્લાહ તઆલાએ જહન્નમની યાતનાથી બચાવી લીધા.

૫૭) આ ફક્ત તમારા પાલનહારની કૃપા છે, આ જ ભવ્ય સફળતા છે.

૫૮) અમે આ (કુરઆન)ને તમારી ભાષામાં સરળ કરી દીધું, જેથી તેઓ શિખામણ પ્રાપ્ત કરે.

૫૯) હવે તમે રાહ જુઓ, આ લોકો પણ રાહ જુએ છે.



# સૂરહ જાષિયહ

અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧) હા-મિમ્

૨) આ કિતાબ વિજયી, હિકમતવાળા અલ્લાહ તરફથી અવતરિત કરવામાં આવી છે.

૩) આકાશો અને ધરતીમાં ઈમાનવાળાઓ માટે ખરેખર ઘણી નિશાનીઓ છે.

૪) અને તમારા સર્જનમાં પણ અને તે ઢોરોના સર્જનમાં, જેમને તે ફેલાવે છે, યકીન કરનારી કોમ માટે ઘણી નિશાનીઓ છે.

૫) અને રાત, દિવસના ફેર-બદલી અને જે કંઈ રોજી અલ્લાહ તઆલાએ આકાશ માંથી ઉતારી, નિષ્પ્રાણ ધરતીને જીવિત કરી દે છે, (આમાં) અને હવાઓના ફેરબદલીમાં પણ તે લોકો માટે, જેઓ બુદ્ધિ ધરાવે છે, ઘણી નિશાનીઓ છે.

૬) આ અલ્લાહની આયતો છે, જેને અમે સાચી રીતે સંભળાવીએ છીએ, બસ ! અલ્લાહ તઆલા અને તેની આયતો આવ્યા પછી, આ લોકો કેવી વાત પર ઈમાન લાવશે ?

૭) “વૈલ” અને અફસોસ છે, તે દરેક જૂઠા અપરાધી માટે.

૮) જે વ્યક્તિ અલ્લાહની આયતોને સાંભળે, તો પણ ઘમંડ કરતા એવી રીતે અડગ રહે, જેવું કે સાંભળી જ નથી, આવા લોકોને દુ:ખદાયી યાતનાની જાણ આપી દો.

૯) તે જ્યારે અમારી આયતો માંથી કોઇ આયતને સાંભળી લે છે, તો તેની મશ્કરી કરે છે, આવા લોકો માટે જ અપમાનિત કરી દેનારી યાતના છે.

૧૦) તેમની પાછળ જહન્નમ છે, જે કંઈ તે લોકોએ પ્રાપ્ત કર્યું હતું, તે બધું તેઓને કંઈ પણ ફાયદો નહીં પહોંચાડે અને ન તો તેઓ (કંઈ કામ આવશે), જે લોકોને તેમણે અલ્લાહ સિવાય વ્યસ્થાપક બનાવ્યા હતા, તેમના માટે તો ખૂબ જ મોટી યાતના છે.

૧૧) આ સત્ય માર્ગ છે અને જે લોકોએ પોતાના પાલનહારની આયતોનો ઈન્કાર કર્યો, તેમના માટે સખત દુ:ખદાયી યાતના છે.

૧૨) અલ્લાહ તે જ છે, જેણે તમારા માટે સમુદ્રને તમારા વશમાં કરી દીધા, જેથી તેના આદેશથી તેમાં જહાજો ચાલે અને તમે તેની કૃપાને શોધો અને જેથી તમે આભાર વ્યક્ત કરો.

૧૩) અને આકાશ તથા ધરતીની દરેક વસ્તુને પણ તેણે પોતાના તરફથી તમારા વશમાં કરી દીધી, જે વિચારે, તે આમાં ઘણી નિશાનીઓ જોશે.

૧૪) તમે ઈમાનવાળાઓને કહી દો કે તે, તે લોકોને દરગુજર કરી દે, જેઓ અલ્લાહના દિવસો પર યકીન નથી ધરાવતા, જેથી અલ્લાહ તઆલા એક કોમને તેમના કર્મોનો બદલો આપે.

૧૫) જે સત્કાર્ય કરશે, તે પોતાના માટે અને જે દુષ્કર્મ કરશે તેની ખરાબી તેના પર જ છે, પછી તમે સૌ પોતાના પાલનહાર તરફ પાછા ફેરવવામાં આવશો.

૧૬) નિ:શંક અમે ઇસ્રાઇલના સંતાનને કિતાબ, સામ્રાજ્ય અને પયગંબરી આપી હતી અને અમે તે લોકોને પવિત્ર રોજી આપી હતી અને તેમને દુનિયાના લોકો પર પ્રભુત્વ આપ્યું હતું.

૧૭) અને અમે તે લોકોને દીનના સ્પષ્ટ પુરાવા આપ્યા હતા, પછી તેમની પાસે જ્ઞાન આવી ગયા છતાં, અંદરોઅંદરની હઠના કારણે વિવાદ ઊભો કર્યો, આ લોકો જે વસ્તુઓ બાબતે વિવાદ કરી રહ્યા છે, તેનો નિર્ણય કયામતના દિવસે તેમની વચ્ચે તમારો પાલનહાર કરશે.

૧૮) પછી અમે તમને દીનના માર્ગે અડગ કરી દીધા, તો તમે તેના પર જ અડગ રહો અને મૂર્ખ લોકોની મનેચ્છાઓનું અનુસરણ ન કરશો.

૧૯) (યાદ રાખો) કે આ લોકો ક્યારેય અલ્લાહની વિરુદ્ધ તમારા કંઈ કામ નથી આવી શકતા, અત્યાચારી લોકો એકબીજાના મિત્ર હોય છે અને ડરવાવાળાઓનો મિત્ર અલ્લાહ તઆલા છે.

૨૦) આ (કુરઆન) લોકો માટે બુદ્ધિમત્તાની વાતો અને સત્ય માર્ગદર્શન અને કૃપા છે, તે કોમ માટે જેઓ યકીન રાખે છે.

૨૧) શું તે લોકો, જેઓ દુષ્કર્મ કરે છે, એવું વિચારે છે કે અમે તેમને એવા લોકો માંથી કરી દઇશું, જેઓ ઈમાન લાવ્યા અને સત્કાર્ય કર્યા, કે તેમનું મૃત્યુ પામવું અને જીવિત રહેવું સરખું બની જાય. ખરાબ છે તે નિર્ણય, જે તેઓ કરી રહ્યા છે.

૨૨) અને આકાશો તથા ધરતીનું સર્જન અલ્લાહ તઆલાએ ખૂબ જ ન્યાય પૂર્વક કર્યું છે, જેથી દરેક વ્યક્તિને તેણે કરેલ કાર્યોનો સંપૂર્ણ બદલો આપવામાં આવે અને તેમના પર અત્યાચાર કરવામાં ન આવે.

૨૩) શું તમે તેને પણ જોયો, જેણે પોતાની મનેચ્છાઓને પોતાનો પૂજ્ય બનાવી રાખ્યો છે અને બુદ્ધિ હોવા છતાં અલ્લાહએ તેને પથભ્રષ્ટ કરી દીધો અને તેના કાન અને દિલ પર મહોર લગાવી દીધી છે અને તેની આંખો પર પણ પરદો નાંખી દીધો છે, હવે આવા વ્યક્તિને અલ્લાહ સિવાય કોણ સત્ય માર્ગદર્શન આપી શકે છે?

૨૪) શું હજું પણ તમે શિખામણ પ્રાપ્ત નથી કરતા ? તે લોકોએ કહ્યું કે અમારું જીવન તો ફક્ત દુનિયાનું જીવન જ છે, અમે મૃત્યુ પામીએ છીએ અને જીવન પસાર કરીએ છીએ અને અમને ફક્ત કાળચક્ર જ નષ્ટ કરે છે, (ખરેખર) તે લોકો આના વિશે કંઈ પણ જાણતા નથી, આ તો ફક્ત કાલ્પનિક વાતો છે.

૨૫) અને જ્યારે તેમની સમક્ષ અમારી સ્પષ્ટ અને પ્રકાશિત આયતો પઢવામાં આવે છે, તો તેમની પાસે આ વાત કરવા સિવાય બીજી કોઇ વાત નથી હોતી કે જો તમે સાચા હોય તો અમારા પૂર્વજોને લાવો.

૨૬) તમે કહી દો ! અલ્લાહ જ તમને જીવિત કરે છે અને પછી મૃત્યુ આપશે, પછી તમને કયામતના દિવસે ભેગા કરશે, જેમાં કોઇ શંકા નથી, પરંતુ ઘણા લોકો સમજતા નથી.

૨૭) અને આકાશો તથા ધરતીનું સામ્રાજ્ય અલ્લાહનું જ છે અને જે દિવસે કયામત આવશે, તે દિવસે ખોટા લોકો ઘણું નુકસાન ઉઠાવશે.

૨૮) અને તમે જોશો કે દરેક કોમ ઘૂંટણે પડેલી હશે, દરેક જૂથને પોતાની કર્મનોંધ તરફ બોલાવવામાં આવશે, આજે તમને તમારા કર્મોનો બદલો આપવામાં આવશે.

૨૯) આ છે અમારી કિતાબ, જે તમારા વિશે સાચું કહે છે, અમે તમારા કાર્યોની નોંધ કરતા હતા.

30) બસ ! જે લોકો ઈમાન લાવ્યા અને તેમણે સત્કાર્યો કર્યા, તો તેમને તેમનો પાલનહાર પોતાની કૃપા હેઠળ લઇ લઇશે, આ જ ભવ્ય સફળતા છે.

૩૧) પરંતુ જે લોકોએ ઇન્કાર કર્યો, તો (હું તેમને કહીશ) શું મારી આયતો તમને સંભળાવવામાં નહતી આવતી ? તો પણ તમે ઘમંડ કરતા રહ્યા અને તમે અપરાધીઓ જ હતા.

૩૨) અને જ્યારે કહેવામાં આવતું કે અલ્લાહ તઆલાનું વચન ખરેખર સાચું છે અને કયામત આવવામાં કોઈ શંકા નથી, તો તમે જવાબ આપતા હતા કે અમે નથી જાણતા કે કયામત શું છે ? અમને આમ જ વિચાર આવી જાય છે, પરંતુ અમને યકીન નથી.

૩૩) અને તેમના પર તેમના કાર્યોની ખરાબી સ્પષ્ટ થઇ ગઇ અને જેની મશ્કરી તેઓ કરી રહ્યા હતા, તે વસ્તુએ તે લોકોને ઘેરાવમાં લઇ લીધા.

૩૪) અને કહી દેવામાં આવ્યું કે આજે અમે તમને ભૂલી જઇશું, જેવી રીતે તમે આ દિવસની મુલાકાતને ભૂલી ગયા હતા, તમારૂં ઠેકાણું જહન્નમ છે અને તમારી મદદ કરનાર કોઇ નથી.

૩૫) આ એટલા માટે કે તમે અલ્લાહ તઆલાની આયતોની મશ્કરી કરી હતી અને દુનિયાના જીવને તમને ધોકામાં નાંખી દીધા હતા, બસ ! આજના દિવસે ન તો આ લોકોને (જહન્નમ) માંથી કાઢવામાં આવશે અને ન તેમનું કારણ યોગ્ય ગણાશે.

૩૬) બસ ! અલ્લાહ માટે પ્રશંસા છે, જે આકાશો અને ધરતી તથા સમગ્ર સૃષ્ટિનો પાલનહાર છે.

૩૭) દરેક પ્રતિષ્ઠા, આકાશો અને ધરતીમાં તેની જ છે અને તે જ વિજયી અને હિકમતવાળો છે.

# સૂરહ અહકાફ



અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧) હા-મીમ !

૨) આ કિતાબનું અવતરણ વિજયી, હિકમતવાળા અલ્લાહ તરફથી છે.

૩) અમે આકાશ, ધરતી અને તે બન્ને વચ્ચેની દરેક વસ્તુઓને ઉત્તમ યોજના સાથે જ એક નક્કી કરેલા સમય સુધી તૈયાર કરી છે. અને ઇન્કાર કરનારાઓને જે વસ્તુની ચેતવણી આપવામાં આવે છે, (તેનાથી) મોઢું ફેરવી લે છે.

૪) તમે કહી દો ! જુઓ તો ખરાં, જેને તમે અલ્લાહ સિવાય પોકારો છો, મને પણ બતાવો કે તેઓએ ધરતીનો કેવો ટુકડો બનાવ્યો છે, અથવા આકાશોમાં તેઓનો કેવો ભાગ છે ? જો તમે સાચા હોવ તો આ પહેલાની કોઈ કિતાબ અથવા તે જ્ઞાન, જે નકલ કરવામાં આવતું હોય, મારી પાસે લઇ આવો.

૫) અને તેનાથી વધારે પથભ્રષ્ટ કોણ હશે ? જે અલ્લાહ સિવાય એવા લોકોને પોકારે છે, જે કયામત સુધી તેની ફરિયાદ નહીં સાંભળી શકે, પરંતુ તેઓના પોકારવાથી આ લોકો પણ અજાણ છે.

૬) અને જ્યારે લોકોને ભેગા કરવામાં આવશે, તો આ (અલ્લાહ સિવાય જેમને તેઓ પોકારે છે) તેઓના શત્રુ થઇ જશે અને તેઓ પોતાની બંદગીનો સ્પષ્ટ ઇન્કાર કરી દેશે.

૭) અને તેઓને જ્યારે અમારી સ્પષ્ટ આયતો પઢી સંભળાવવામાં આવે છે, તો ઇન્કાર કરનારાઓ સાચી વાતને, જ્યારે તેઓ પાસે આવી પહોંચી, કહી દે છે કે આ તો ખુલ્લું જાદુ છે.

૮) શું તેઓ કહે છે કે આ (કુરઆન) ને તેણે (મુહમ્મદ સ.અ.વ. એ) પોતે ઘડી કાઢ્યું છે, તમે કહી દો કે જો હું જ આને ઘડી કાઢતો, તો તમે મારા માટે અલ્લાહ તરફથી કોઈ વસ્તુનો અધિકાર ધરાવતા નથી, તમે આ (કુરઆન) વિશે જે કંઈ પણ સાંભળી રહ્યા છો, તેને અલ્લાહ ખૂબ સારી રીતે જાણે છે, મારી અને તમારી વચ્ચે સાક્ષી માટે તે જ પૂરતો છે, અને તે માફ કરનાર દયાળુ છે.

૯) તમે કહી દો ! કે હું કોઈ અનોખો પયગંબર નથી, ન તો મને ખબર છે કે મારી સાથે અને તમારી સાથે શું કરવામાં આવશે, હું તો ફક્ત તેનું જ અનુસરણ કરું છું જેની વહી મારી તરફ કરવામાં આવે છે અને હું તો ફક્ત સ્પષ્ટ ચેતવણી આપનારો છું.

૧૦) તમે કહી દો ! જો આ (કુરઆન) અલ્લાહ જ તરફથી હોય અને તમે તેને ન માનો, અને ઇસ્રાઇલના સંતાનો માંથી કોઈ એક વ્યક્તિ આના જેવી (કિતાબ) ની સાક્ષી આપી ચૂકયો હોય અને તે ઈમાન પણ લાવી ચૂકયો હોય અને તમે વિરોધ કરતા હોવ, તો પછી અલ્લાહ તઆલા અત્યાચારીને માર્ગદર્શન આપતો નથી.

૧૧) અને ઇન્કાર કરનારાઓ ઈમાનવાળા વિશે કહ્યું કે જો આ (ધર્મ) શ્રેષ્ઠ હોત, તો આ લોકો અમારા કરતા પહેલા ન મેળવતા અને તેઓએ આ કુરઆનથી માર્ગદર્શન પ્રાપ્ત નથી કર્યું, (તેથી) આ લોકો કહી દેશે કે જુનું જૂઠ છે.

૧૨) અને આ પહેલા મૂસાની કિતાબ આગેવાની કરનારી અને કૃપાવાળી હતી અને આ કિતાબ પુષ્ટિ કરનારી છે, અરબી ભાષામાં છે, જેથી અત્યાચારી લોકોને ચેતવણે આપે અને સદાચારી લોકોને ખુશખબર આપે.

૧૩) નિ:શંક જે લોકોએ કહ્યું કે અમારો પાલનહાર અલ્લાહ છે, પછી તેના પર અડગ રહ્યાં, તો તેઓ પર ન તો કોઈ ભય હશે અને ન તો તેઓ ઉદાસ હશે.

૧૪) આ તો જન્નતીઓ છે, જે હંમેશા તેમાં જ રહેશે, તે કર્મોના બદલામાં તેઓ કરતા હતા.

૧૫) અને અમે માનવીને પોતાના માતાપિતા સાથે સદવર્તન કરવાનો આદેશ આપ્યો છે, તેની મા એ તેને કષ્ટ વેઠીને ગર્ભમાં રાખ્યો અને કષ્ટ વેઠીને તેને જન્મ આપ્યો, તેના ગર્ભ અને દૂધ છોડાવવાનો સમયગાળો ત્રીસ મહીનાનો છે, અહીં સુધી કે જ્યારે તે પોતાની પુખ્તવયે અને ચાલીસ વર્ષે પહોંચ્યો, તો કહેવા લાગ્યો, હે મારા પાલનહાર ! મને સદબુદ્ધિ આપ કે હું તારી તે નેઅમત નો આભાર માનું જે તેં મારા પર અને મારા માતા-પિતા પર ઇનામ કરી છે, અને આ કે હું એવા સત્કાર્યો કરું, જેનાથી તું પ્રસન્ન થાય અને તું મારા સંતાનને પણ પ્રામાણિક બનાવ, હું તારી સમક્ષ જ રજૂ થાઉં છું અને હું મુસલમાનો માંથી છું.

૧૬) આ જ તે લોકો છે જેમના સત્કાર્યો તો અમે કબૂલ કરીએ છીએ અને જેમના પાપોને માફ કરીએ છીએ. (આ) જન્નતીઓ છે, તે સાચા વચન પ્રમાણે, જે તેમને કરવામાં આવતુ હતું.

૧૭) અને જે લોકોએ પોતાના માતાપિતાને કહ્યું કે હું તમારાથી તંગ આવી ગયો, તમે મને આવું જ કહેતા રહેશો કે હું મૃત્યુ પામ્યા પછી ફરી જીવિત કરવામાં આવીશ, મારાથી પહેલા પણ સમૂદાયો આવી ચૂકયા છે, તે બન્ને અલ્લાહ સામે ફરિયાદ કરે છે, તારા માટે ખરાબી છે તું ઈમાન લઇ આવ, નિ:શંક અલ્લાહનું વચન સાચું છે, તે જવાબ આપે છે કે આ ફક્ત પહેલાના લોકોની વાર્તાઓ છે.

૧૮) આ તે લોકો છે, જેમના પર (અલ્લાહની યાતનાનું) વચન સાચું થઇ ગયું, તે જિન્નાતો અને માનવીઓના જૂથ સાથે, જેઓ આ પહેલા થઇ ચૂકયા છે, નિ:શંક આ નુકસાન ઉઠાવનારા છે

૧૯) અને દરેકને પોતાના કર્મો મુજબ દરજ્જા મળશે, જેથી તેઓને તેમના કર્મોનો પૂરેપૂરો બદલો આપીએ અને તેઓ પર અત્યાચાર કરવામાં નહીં આવે.

૨૦) અને જે દિવસે ઇન્કાર કરનારાઓને જહન્નમના કિનારા પર લાવવામાં આવશે (કહેવામાં આવશે) તમે તમારા સત્કાર્યો દુનિયાના જીવનમાં જ નષ્ટ કરી દીધા અને તેના વડે ફાયદો ઉઠાવી લીધો, બસ ! આજે તમને અપમાનજનક યાતના (ની સજા) આપવામાં આવશે, એટલા માટે કે તમે ધરતી પર ઘમંડ કરતા હતા અને એટલા માટે પણ, કે તમે આદેશનું પાલન કરતા ન હતા.

૨૧) અને આદના ભાઇને યાદ કરો, જ્યારે કે તેણે પોતાની કોમને "અહકાફ" (રેતીની ટેકરી)માં ડરાવ્યા અને ખરેખર આ પહેલા પણ ડરાવનારા થઇ ગયા છે અને આ પછી પણ, કે તમે અલ્લાહ સિવાય કોઈની બંદગી ન કરો. નિ:શક મને તમારા પર એક મોટા દિવસની યાતનાનો ભય છે.

૨૨) કોમના લોકોએ જવાબ આપ્યો, શું તમે અમારી પાસે એટલા માટે આવ્યા છો કે અમને અમારા પૂજ્યો (ની બંદગી) થી છેટા રાખો ? બસ ! જો તમે સાચાં છો, તો જે યાતનાનું તમે વચન કરી રહ્યા છો, તેને અમારા પર લાવી બતાવો.

૨૩) (હૂદ અ.સ. એ) કહ્યું, (તેનું) જ્ઞાન તો અલ્લાહ પાસે જ છે, મને તો જે આદેશ આપીને મોકલવામાં આવ્યો હતો, તેને હું પહોંચાડી રહ્યો છું, પરંતુ હું જોઇ રહ્યો છું કે તમે લોકો અજાણ બની રહ્યા છો.

૨૪) પછી જ્યારે તેઓએ યાતનાને વાદળોના રૂપમાં, પોતાની વાદીઓ તરફ આવતા જોઇ તે કહેવા લાગ્યા, આ વાદળ અમારા પર વરસવાનું છે, (ના) પરંતુ ખરેખર આ વાદળ તે (યાતના) છે, જેના માટે તમે ઉતાવળ કરતા હતા, હવા છે, જેમાં દુ:ખદાયી યાતના છે.

૨૫) જે પોતાના પાલનહારના આદેશથી દરેક વસ્તુને નષ્ટ કરી નાખશે, બસ ! તેઓ એવા થઇ ગયા કે તેઓને તેમના મકાન સિવાય કશું જ દેખાતું ન હતું, પાપીઓના જૂથને અમે આવી જ સજા આપીએ છીએ.

૨૬) અને નિ:શંક અમે (આદની કોમ) ને એવા મકાન આપ્યા હતા, જે તમને આપ્યા પણ નથી, અને અમે તેઓને કાન, આંખો અને હૃદય પણ આપી રાખ્યા હતા, પરંતુ તેઓના કાન, આંખો અને હૃદયોએ તેઓને કંઈ પણ ફાયદો ન પહોંચાડ્યો, જ્યારે કે તેઓ અલ્લાહ તઆલાની આયતોનો ઇન્કાર કરવા લાગ્યા અને જે વસ્તુની મજાક તે લોકો ઉડાવતા હતા, તે જ તેમના પર આવી પહોંચી.

૨૭) અને નિ:શંક અમે તમારી આજુબાજુની વસાહતોને નષ્ટ કરી દીધી અને અમે અલગ-અલગ નિશાનીઓ વર્ણન કરી દીધી, જેથી તેઓ પાછા ફરી જાય.

૨૮) બસ ! અલ્લાહની નજીક જવા માટે તેઓએ અલ્લાહ સિવાય જેમને પણ પોતાના પૂજ્યો બનાવી રાખ્યા હતા, તેઓએ તેમની મદદ કેમ ન કરી ? પરંતુ તે તો તેઓનાથી અદૃશ્ય થઇ ગયા, (પરંતુ ખરેખર) આ તો તેઓનું ખુલ્લું જૂઠ અને નિંદા હતી.

૨૯) અને યાદ કરો, જ્યારે કે અમે જિન્નાતોના એક જૂથનું તમારી તરફ ધ્યાન દોર્યું કે તેઓ કુરઆન સાંભળે. બસ ! જ્યારે (પયગંબરની) પાસે પહોંચી ગયા તો (એકબીજાને) કહેવા લાગ્યા, શાંત થઇ જાવ, પછી જ્યારે પૂરું થઇ ગયું, તો પોતાની કોમને ચેતવણી આપવા માટે પાછા ફરી ગયા.

૩૦) કહેવા લાગ્યા, કે હે અમારી કોમ ! અમે ખરેખર તે કિતાબ સાંભળી છે, જે મૂસા પછી અવતરિત કરવામાં આવી છે, જે પોતાના પહેલાની કિતાબોની પુષ્ટિ કરવાવાળી છે, જે સાચા ધર્મ અને સાચા માર્ગનું સૂચન કરે છે.

૩૧) હે અમારી કોમ ! અલ્લાહ તરફ પોકારવાવાળાની વાત માનો, તેના પર ઈમાન લાવો, તો અલ્લાહ તમારા પાપોને માફ કરી દેશે અને તમને દુ:ખદાયી યાતનાથી બચાવશે.

૩૨) અને જે વ્યક્તિ અલ્લાહ તરફ પોકારવાવાળાની વાત નહીં માને, બસ ! તે ધરતી પર ક્યાંય (ભાગીને અલ્લાહને) અસક્ષમ નહીં કરી શકે અને ન તો અલ્લાહ સિવાય કોઈ તેઓના મદદ કરવાવાળા હશે. આ લોકો સ્પષ્ટ રીતે પથભ્રષ્ટ છે.

૩૩) શું તેઓ નથી જોતાં કે જે અલ્લાહએ આકાશો અને ધરતીનું સર્જન કર્યું અને તેઓના સર્જન કરવાથી તે ન થાક્યો, તે ખરેખર મૃતકોને જીવિત કરવા પર શક્તિ ધરાવે છે. કેમ નહીં, નિ:શંક તે દરેક વસ્તુ પર શક્તિ ધરાવે છે.

૩૪) તે લોકો, જેઓએ ઇન્કાર કર્યો, જે દિવસે જહન્નમ સામે લાવવામાં આવશે (અને તેઓને કહેવામાં આવશે કે) શું આ સત્ય નથી ? તો જવાબ આપશે કે હાં, સોગંદ છે અમારા પાલનહારના, (સત્ય છે). અલ્લાહ કહેશે, હવે પોતાના ઇન્કારના બદલામાં યાતનાની મજા ચાખો.

૩૫) બસ (હે પયગંબર !) તમે એવું ધૈર્ય રાખો, જેવું ધૈર્ય ઇજ્જતવાળા પયગંબરોએ રાખ્યું અને તેઓ માટે (યાતના માટે) ઉતાવળ ન કરો, આ (લોકો) જે દિવસે તે (યાતના) ને જોઇ લેશે, જેનું વચન કરવામાં આવી રહ્યું છે, તો (એવું લાગશે કે) દિવસની એક ક્ષણ જ (દુનિયામાં) રહ્યા હતા, આ છે આદેશ આપી દેવું, બસ ! અવજ્ઞાકારી સિવાય કોઈ નષ્ટ કરવામાં નહીં આવે.



# સૂરહ મુહમ્મદ

અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧) જે લોકોએ ઇન્કાર કર્યો અને અલ્લાહના માર્ગમાં રોક લગાવી અલ્લાહએ તેઓના કર્મોને બરબાદ કરી દીધા.

૨) અને જે લોકો ઈમાન લાવ્યા અને સત્કાર્યો કર્યા અને તે (વાત) પર પણ ઈમાન લાવ્યા, જે મુહમ્મદ પર અવતરિત કરવામાં આવી છે અને ખરેખર તો તેઓના પાલનહાર તરફથી સાચો (ધર્મ) પણ તે જ છે. અલ્લાહએ તેઓના પાપો દૂર કરી દીધા અને તેઓને સુધારી દીધા.

3) આ એટલા માટે કે ઇન્કાર કરનારાઓએ અસત્યનું અનુસરણ કર્યુ અને ઈમાનવાળાઓ એ આ સત્ય (ધર્મ) નું અનુસરણ કર્યું જે તેઓના પાલનહાર તરફથી છે, અલ્લાહ તઆલા તેઓની પરિસ્થિતિનું વર્ણન આવી જ રીતે કરે છે.

૪) તો જ્યારે ઇન્કાર કરનારાઓ સાથે તમારી અથડામણ થાય તો ગળા પર વાર કરો, જ્યારે તેઓને બરાબર કચડી નાંખો તો હવે બરાબર જકડીને કેદી બનાવી લો, (પછી અધિકાર છે) કે ઉપકાર કરી છોડી દો અથવા દંડની રકમ લઇલો. જ્યાં સુધી તેઓ પોતાના હથિયાર મૂકી ન દે, આ જ આદેશ છે અને જો અલ્લાહ ઇચ્છતો તો (પોતે જ) તેઓ પાસેથી બદલો લઇ લેતો, પરંતુ (તેની ઇચ્છા એ છે) કે તમારા માંથી એક ની કસોટી બીજા દ્વારા લઇ લે, જે લોકો અલ્લાહના માર્ગમાં શહીદ કરી દેવામાં આવે છે, અલ્લાહ તેઓના કર્મો ક્યારેય નહીં વેડફે.

૫) તેઓને માર્ગ બતાવશે અને તેઓની પરિસ્થિતિ સુધારી દેશે.

૬) અને તેઓને તે જન્નતમાં લઇ જશે, જેની તેઓને જાણકારી આપી દેવામાં આવી છે.

૭) હે ઈમાનવાળાઓ ! જો તમે અલ્લાહના (ધર્મ ની) મદદ કરશો, તો તે તમારી મદદ કરશે અને તમારા ડગલાને (ધર્મ પર) અડગ કરી દેશે.

૮) અને જે લોકો ઇન્કાર કર્યો, તેઓ નષ્ટ થાય, અલ્લાહ તેઓના કર્મો વ્યર્થ કરી દેશે.

૯) આ એટલા માટે કે તેઓએ અલ્લાહની અવતરિત કરેલી વસ્તુને પસંદ ન કરી, બસ ! અલ્લાહ તઆલાએ (પણ) તેઓના કર્મો વેડફી નાંખ્યા.

૧૦) શું તે લોકોએ ધરતી પર હરીફરી, તેને જોઇ નથી કે તેઓથી અગાઉના લોકોની શું દશા થઇ ? અલ્લાહ તઆલાએ તેઓને નષ્ટ કરી દીધા અને ઇન્કાર કરનારાઓ માટે આવી જ સજા છે.

૧૧) આ એટલા માટે કે ઈમાનવાળાઓનો દોસ્ત અલ્લાહ તઆલા પોતે જ છે અને એટલા માટે કે ઇન્કાર કરનારાઓનો કોઈ દોસ્ત નથી.

૧૨) જે લોકો ઈમાન લાવ્યા અને તેઓએ સત્કાર્યો કર્યા. તેઓને અલ્લાહ તઆલા ખરેખર એવા બગીચાઓમાં દાખલ કરશે, જેની નીચે નહેરો વહેતી હશે અને જે લોકો ઇન્કાર કરનારાઓ છે તેઓ (દુનિયાનો જ) ફાયદો ઉઠાવી રહ્યા છે અને જાનવરોની જેમ ખાઇ રહ્યા છે, તેઓનું (સાચું) ઠેકાણું જહન્નમ છે.

૧૩) અમે કેટલીક વસ્તીઓને, જે તારી આ વસ્તી કરતા વધારે બળવાન હતા, જેણે તને કાઢ્યા, અમે તેઓને નષ્ટ કરી દીધા, તેઓની મદદ કરનાર કોઈ ન હતું.

૧૪) શું તે વ્યક્તિ, જે પોતાના પાલનહાર તરફથી ખુલ્લા પુરાવા સાથે હોય તે વ્યક્તિ જેવું થઇ શકે છે જેના માટે તેનું ખરાબ કાર્ય તેના મતે સારું કરી દેવામાં આવ્યુ હોય ? અને તે પોતાની મનેચ્છાઓ ને અનુસરતો હોય.

૧૫) તે જન્નતની વિશેષતા જેનું વચન ડરવાવાળાઓને આપવામાં આવ્યું છે, એ છે કે તેમાં પાણીની નહેરો છે, જે દુર્ગંધ ફેલાવવા વાળું નથી અને દૂધની નહેરો છે, જેનો સ્વાદ બદલાયેલો નથી અને શરાબની નહેરો છે જે પીવાવાળા માટે ખૂબ જ સ્વાદિષ્ટ છે અને મધની નહેરો છે, જે ખૂબ જ સ્વચ્છ છે અને તેઓ માટે દરેક પ્રકારના ફળો છે અને તેમના પાલનહાર તરફથી ક્ષમા છે. શું આ તેના જેવું છે, જે હંમેશા આગમાં રહેનારા છે ? અને જેમને ગરમ ઉકળતું પાણી પીવડાવવામાં આવશે ? જે તેમના આંતરડાઓના ટુકડે ટુકડાં કરી દેશે.

૧૬) અને તેમાં કેટલાક (એવા પણ છે કે) તમારી તરફ કાન ધરે છે, ત્યાં સુધી કે જ્યારે તમારી પાસેથી પરત ફરે છે તો જ્ઞાની લોકોને પૂછે છે કે તેણે હમણાં શું કહ્યું હતું ? આ જ તે લોકો છે, જેઓના હૃદયો પર અલ્લાહ તઆલાએ મહોર લગાવી દીધી છે અને તેઓ પોતાની મનેચ્છાઓ ને અનુસરે છે.

૧૭) અને જે લોકો સત્ય માર્ગ ઉપર છે, અલ્લાહએ તેઓને સત્ય માર્ગ પર વધારે અડગ કરી દીધા અને તેઓને સંયમ પ્રદાન કર્યું.

૧૮) તો શું આ લોકો કયામતના દિવસની પ્રતિક્ષા કરી રહ્યા છે કે તે (દિવસ) તેમની પાસે અચાનક આવી જાય, નિ:શંક તેની નિશાનીઓ તો આવી પહોંચી છે, પછી જ્યારે તેઓ પાસે કયામત આવી પહોંચશે, તેઓને શિખામણ આપવામાં નહીં આવે.

૧૯) તો (હે પયગંબર), તમે માની લો (જાણી લો) કે અલ્લાહ સિવાય કોઈ બંદગીને લાયક નથી અને પોતાના પાપોની માફી માંગતા રહો અને ઈમાનવાળા પુરુષો અને ઈમાનવાળી સ્ત્રીઓ માટે પણ, અલ્લાહ તઆલા તમારા લોકોના આવવા-જવા અને રહેઠાણને ખૂબ સારી રીતે જાણે છે.

૨૦) અને જે લોકો ઈમાન લાવ્યા, તે કહે છે, કોઈ સૂરહ કેમ અવતરિત કરવામાં નથી આવી ? પછી જ્યારે કોઈ સ્પષ્ટ સૂરહ અવતરિત કરવામાં આવે છે અને તેમાં લડાઇનો ઉલ્લેખ કરવામાં આવે છે તો તમે જૂઓ છો કે જે લોકોના હ્રદયોમાં બિમારી છે, તેઓ તમારી તરફ એવી રીતે જૂએ છે જેવી રીતે મૃત્યુ ના સમયે જોવામાં આવતી નજર, બસ ! ખૂબ જ સારું હતું તેઓ માટે.

૨૧) આદેશનું અનુસરણ કરવું અને સારી વાત કહેવી, પછી જ્યારે કામ નક્કી થઇ જાય તો જો અલ્લાહના આદેશોને આધિન રહ્યાં, તો તેઓ માટે સારું છે.

૨૨) અને તમારાથી આ પણ દૂર નથી કે જો તમને બાદશાહત (સત્તા) મળી જાય, તો તમે ધરતી પર વિદ્રોહ ફેલાવી દો અને સંબંધો પણ તોડી નાંખો.

૨૩) આ તે જ લોકો છે, જેમના પર અલ્લાહ ની ફિટકાર છે અને જેમની સાંભળવાની અને જોવાની શક્તિ છીનવી લીધી છે.

૨૪) શું આ લોકો કુરઆનમા ચિંતન-મનન નથી કરતા ? અથવા તેઓના હૃદયો પર તાળાં વાગી ગયા છે ?

૨૫) જે લોકોએ સત્ય માર્ગ સ્પષ્ટ થઇ ગયા પછી પણ પીઠ બતાવી, નિ:શંક શેતાને (તેમનો માર્ગ) તેઓ માટે ભવ્ય બનાવી દીધો અને તેઓને ઢીલ આપવામાં આવી છે.

૨૬) આ એટલા માટે કે તેઓએ તે લોકોને, જેમણે અલ્લાહએ અવતરિત કરેલ વહીને ખરાબ સમજી, એવું કહ્યું કે અમે પણ નજીકમાંજ કેટલાક કાર્યોમાં તમારું કહ્યું માનીશું અને અલ્લાહ તેઓની છુપી વાતોને ખૂબ સારી રીતે જાણે છે.

૨૭) બસ ! (મૃત્યુ ના સમયે તેઓની દશા) કેવી હશે, જ્યારે કે ફરિશ્તાઓ તેઓના પ્રાણ કાઢતા, તેઓના ચહેરા અને કમર ઉપર મારશે.

૨૮) આ એટલા માટે કે તેઓ એવા માર્ગ પર ચાલ્યા, જેનાથી તેઓએ અલ્લાહને નારાજ કરી દીધો અને તેઓએ તેની પ્રસન્નતાને ખરાબ ઠેરવી, તો અલ્લાહે એ તેઓના કર્મો વ્યર્થ કરી દીધા.

૨૯) શું તે લોકોએ, જેમના હૃદયોમાં બિમારી છે, એવું સમજી બેઠાં છે કે અલ્લાહ તેમના દ્વેષને ખુલ્લો નહીં કરે ?

૩૦) અમે જો ઇચ્છતા તો તે સૌ તમને બતાવી દેતા, બસ ! તમે તેઓને તેમના ચહેરાથી જ ઓળખી લેતા અને નિ:શંક તમે તેઓની વાતના ઢંગથી ઓળખી લેશો, તમારા દરેક કાર્યની અલ્લાહને જાણ છે.

૩૧) નિ:શંક અમે તમારી કસોટી કરીશું, જેથી તમારા માંથી જેહાદ કરનારાઓ અને ધીરજ રાખનારને જાહેર કરી દઇએ, અને અમે તમારી પરિસ્થિતિ ને પારખી લઇએ.

૩૨) નિ:શંક જે લોકોએ ઇન્કાર કર્યો અને અલ્લાહના માર્ગથી લોકોને રોક્યા અને પયગંબરનો વિરોધ કર્યો સત્ય માર્ગ આવી ગયા પછી પણ, આ લોકો ક્યારેય અલ્લાહને કંઈ નુકસાન નથી પહોંચાડી શકતા, નજીકમાં જ તેઓના કર્મોને તે વ્યર્થ કરી દેશે.

૩૩) હે ઈમાનવાળાઓ ! અલ્લાહ અને પયગંબરની વાતનું અનુસરણ કરો. અને પોતાના કર્મોને વ્યર્થ ન કરો.

૩૪) જે લોકોએ ઇન્કાર કર્યો અને અલ્લાહ ના માર્ગથી લોકોને રોક્યા, પછી ઇન્કાર પર જ મૃત્યુ પામ્યા, (ખરેખર જાણી લો) કે અલ્લાહ તેઓને ક્યારેય માફ નહીં કરે.

૩૫) બસ ! તમે નબળા બનીને શાંતિનો સંદેશો ન મોકલો, જ્યારે કે તમે જ પ્રભુત્વશાળી છો, અને અલ્લાહ તમારી સાથે છે, તે (અલ્લાહ) ક્યારેય તમારા કર્મોને વ્યર્થ નહીં કરે.

૩૬) ખરેખર દુનિયાનું જીવન તો ફક્ત રમત-ગમત છે અને જો તમે ઈમાન લઇ આવશો અને ડરવા લાગશો તો અલ્લાહ તમને તમારું ફળ આપશે અને તે તમારી પાસેથી તમારું ધન નથી માંગતો.

૩૭) જો તે તમારી પાસેથી તમારું ધન માંગે અને ભારપૂર્વક માંગે, તો તમે તે સમયે (કંજૂસાઇ) કરવા લાગશો અને તે કંજૂસાઇ તમારો દ્વેષ જાહેર કરી દેશે.

૩૮) ખબરદાર ! તમે તે લોકો છો કે અલ્લાહના માર્ગમાં ખર્ચ કરવા માટે બોલાવવામાં આવો છો, તો તમારા માંથી કેટલાક કંજૂસાઇ કરવા લાગે છે અને જે કંજૂસાઇ કરે છે, તે તો ખરેખર પોતાના જીવ સાથે કંજૂસાઇ કરે છે, અલ્લાહ તઆલા ગની (અપેક્ષા-મુક્ત) છે અને તમે ફકીર છો. અને જો તમે મોઢું ફેરવી લેશો તો તે તમારા બદલે બીજા લોકોને લાવશે જે તમારા જેવા નહીં હોય.






અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧) નિ:શંક (હે પયગંબર) ! અમે તમને એક ખુલ્લી જીત આપી દીધી.

૨) જેથી જે કંઈ પાપ તમારાથી પહેલા થયા અને જે પછી, દરેક ને અલ્લાહ તઆલા માફ કરી દે. અને તમારા પર પોતાનો ઉપકાર પૂરો કરી દે અને તમને સત્ય માર્ગ પર ચલાવે.

૩) અને તમને એક પ્રભાવશાળી સહાયતા આપે.

૪) તે જ છે, જેણે મુસલમાનોના હૃદયોને શાંતિ આપી દીધી, જેથી પોતાના ઈમાનની સાથે ઈમાનમાં વધારો થઇ જાય અને આકાશો અને ધરતીના (દરેક) લશ્કર અલ્લાહના જ છે અને અલ્લાહ તઆલા ખૂબ જ જાણનાર, હિકમતવાળો છે.

૫) જેથી ઈમાનવાળા પુરુષો અને સ્ત્રીઓને તે જન્નતોમાં પ્રવેશ આપે, જેની નીચે નહેરો વહી રહી છે, જ્યાં તેઓ હંમેશા રહેશે અને તેઓના પાપ દૂર કરી દેશે અને અલ્લાહની નજીક આ ખૂબ જ ભવ્ય સફળતા છે.

૬) અને જેથી તે, ઢોંગી પુરુષો અને સ્ત્રીઓ અને મુશરિક (અનેકેશ્વરવાદી) પુરુષો અને સ્ત્રીઓને યાતના આપે, જે અલ્લાહ વિશે ખોટું અનુમાન કરનારા છે, (ખરેખર) તેઓ પર બૂરાઈનું ચક્ર ફરી રહ્યું છે, અલ્લાહ તેઓ પર ગુસ્સે થયો અને તેઓ પર ફિટકાર છે અને તેઓ માટે જહન્નમ તૈયાર કરી અને તે ઘણું જ ખરાબ ઠેકાણું છે.

૭) અને અલ્લાહ માટે જ છે, આકાશો અને ધરતીના લશ્કર અને અલ્લાહ વિજયી, હિકમતવાળો છે.

૮) નિ:શંક અમે તમને સાક્ષી અને ખુશખબર આપનાર અને ચેતવણી આપનાર બનાવીને મોકલ્યા છે.

૯) જેથી (હે મુસલમાનો) ! તમે અલ્લાહ અને તેના પયગંબર પર ઈમાન લાવો અને તેની સહાય કરો અને તેનો આદર કરો અને સવાર-સાંજ અલ્લાહની પવિત્રતાનું સ્મરણ કરો.

૧૦) જે લોકો, તમારી પાસે પ્રતિજ્ઞા લે છે તેઓ નિ:શંક અલ્લાહ પાસેથી પ્રતિજ્ઞા લે છે, તેઓના હાથ પર અલ્લાહનો હાથ છે, તો જે વ્યક્તિ પ્રતિજ્ઞા તોડશે તે પોતાની જ પ્રતિજ્ઞા તોડે છે અને જે વ્યક્તિ તે પ્રતિજ્ઞાને પૂરી કરે, જે તેણે અલ્લાહ સાથે કરી છે, તો તેને નજીકમાં અલ્લાહ ખૂબ જ ભવ્ય ફળ આપશે.

૧૧) ગામવાસીઓ માંથી જે લોકો પાછળ છોડી દેવામાં આવ્યા હતા, તેઓ હવે તમને કહેશે કે અમે પોતાના ધન અને સંતાનો માં વ્યસ્ત રહી ગયા, બસ ! તમે અમારા માટે માફી માંગો, આ લોકો પોતાની જુબાનોથી તે કહે છે, જે તેઓના હૃદયોમાં નથી, તમે જવાબ આપી દો કે તમારા માટે અલ્લાહ તરફથી કોઈ પણ વસ્તુનો અધિકાર (કોણ) રાખે છે, જો તે તમને નુકસાન પહોંચાડવા ઇચ્છે અથવા તો તમને કોઈ નફો આપવાનું ઇચ્છે તો, પરંતુ તમે જે કંઈ કરી રહ્યા છો, તેને અલ્લાહ ખૂબ સારી રીતે જાણે છે.

૧૨) (ના) પરંતુ તમે તો એવું વિચારી લીધુ હતું કે પયગંબર અને મુસલમાનોનું પોતાના ઘરો તરફ પાછા ફરવું શક્ય નથી અને આ જ વિચાર તમારા હૃદયોમાં ઘર કરી ગયો હતો અને તમે ખોટો વિચાર કર્યો. ખરેખર તમે નષ્ટ થવાવાળા જ છો.

૧૩) અને જે વ્યક્તિ અલ્લાહ અને તેના પયગંબર પર ઈમાન ન લાવે, તો અમે પણ આવા ઇન્કાર કરનારાઓ માટે ભડકતી આગ તૈયાર કરી રાખી છે.

૧૪) અને ધરતી તથા આકાશોનું સામ્રાજ્ય અલ્લાહ માટે જ છે, જેને ઇચ્છે માફ કરે અને જેને ઇચ્છે યાતના આપે. અને અલ્લાહ ખૂબ જ માફ કરનાર, દયાળુ છે.

૧૫) જ્યારે તમે ગનીમત નો માલ (યુધ્ધમાં મળેલ ધન) લેવા જશો. તો તરત જ પાછળ છોડી દેવામાં આવેલા લોકો કહેવા લાગશે કે અમને પણ તમારી સાથે આવવા દો, તેઓ ઇચ્છે છે કે અલ્લાહ તઆલાની વાતને બદલી નાંખે, તમે કહી દો! કે અલ્લાહ તઆલાએ પહેલા જ કહી દીધું છે કે તમે ક્યારેય અમારી સાથે નહીં આવી શકો, તેઓ આનો જવાબ આપશે (ના, ના) પરંતુ તમને અમારા પ્રત્યે ઇર્ષા છે, (ખરેખર વાત એવી છે) કે તે લોકો ખૂબ જ ઓછું સમજે છે.

૧૬) તમે પાછળ છોડેલા ગામવાસીઓને કહી દો કે, નજીક માં જ તમે એક સખત લડાયક કોમ તરફ બોલાવવામાં આવશો કે તમે તેઓ સાથે યુદ્ધ અથવા તો તેઓ મુસલમાન બની જશે, બસ ! જો તમે અનુસરણ કરશો તો અલ્લાહ તમને ખૂબ જ શ્રેષ્ઠ બદલો આપશે અને જો તમે મોઢું ફેરવી લીધું, જેવું કે આ પહેલા તમે મોઢું ફેરવી ચૂકયા છો, તો તે તમને દુ:ખદાયી યાતના આપશે.

૧૭) અંધજનો પર કોઈ વાંધો નથી અને ન તો લંગડા પર કોઈ વાંધો છે અને ન તો બીમાર પર કોઈ વાંધો છે, જે કોઈ અલ્લાહ અને તેના પયગંબરનું અનુસરણ કરે, તેને અલ્લાહ એવી જન્નતોમાં પ્રવેશ આપશે, જેમના (વૃક્ષો) તળીયે નહેરો વહી રહી છે અને જે મોઢું ફેરવી લે તેને દુ:ખદાયી યાતનાઆપશે.

૧૮) નિ:શંક અલ્લાહ તઆલા ઈમાનવાળોથી ખુશ થઇ ગયો, જ્યારે કે તેઓ વૃક્ષની નીચે તમારી પાસે પ્રતિજ્ઞા લઇ રહ્યા હતા, તેઓના હૃદયોમાં જે કંઈ પણ હતું, તેને તેણે જાણી લીધું અને તેઓ પર શાંતિ ઉતારી અને તેઓને નજીકની જીત આપી.

૧૯) અને પુષ્કળ ગનીમતો , જે તેઓ પ્રાપ્ત કરશે અને અલ્લાહ પ્રભુત્વશાળી, હિકમતવાળો છે.

૨૦) અલ્લાહ તઆલાએ તમને પુષ્કળ ગનીમતો (યુદ્ધમાં મળેલ ધન)નું વચન આપ્યું છે, જેને તમે પ્રાપ્ત કરશો, બસ ! આ તો તમને ઝડપથી

આપી દીધી અને લોકોના હાથને તમારી તરફ આવવાથી રોકી લીધા, જેથી ઈમાનવાળાઓ માટે આ એક નિશાની બની જાય અને (જેથી) તે તમને સત્યમાર્ગ પર ચલાવે.

૨૧) અને તમને વધુ આપે, જેના પર હજુ સુધી તમે માલિકી નથી મેળવી, અલ્લાહ તઆલાએ તેને પોતાની માલિકીમાં રાખી છે અને અલ્લાહ તઆલા દરેક વસ્તુ પર શક્તિ ધરાવે છે.

૨૨) અને જો તમારી સાથે ઇન્કાર કરનારાઓ યુધ્ધ કરે અને જો તમે પીઠ બતાવી ભાગશો તો ન તો કોઈ સહાયક મેળવશો અને ન તો કોઈ મદદ કરનાર.

૨૩) અલ્લાહના તે નિયમ અનુસાર, જે પહેલાથી ચાલતો આવી રહ્યો છે, તમે ક્યારેય અલ્લાહના નિયમમાં ફેરફાર નહીં જૂઓ.

૨૪) તે જ છે, જેણે ખાસ મક્કામાં ઇન્કાર કરનારોના હાથોને તમારાથી અને તમારા હાથોને તેઓથી રોકી લીધા, તે પછી પણ તેણે તમને તેઓ પર વિજય આપી દીધો હતો, અને તમે જે કંઈ કરી રહ્યા છો, અલ્લાહ તઆલા તેને જોઇ રહ્યો છે.

૨૫) આ જ તે લોકો છે, જેમણે ઇન્કાર કર્યો અને તમને મસ્જિદે હરામથી રોકયા અને કુરબાની માટે નક્કી જાનવર ને તેની જગ્યાએ પહોંચતા (રોકયા), અને જો આવા (ઘણાં) મુસલમાન પુરુષ અને (ઘણી) મુસલમાન સ્ત્રીઓ ન હોત, જેની તમને ખબર ન હતી, એટલે કે તેઓનું જોખમ ન હોત, જેઓના કારણે તમને પણ અજાણતામાં નુકસાન પહોચતું, (તો તમને યુધ્ધ કરવા માટે પરવાનગી આપી દેવામાં આવતી, પરંતુ આવું કરવામાં ન આવ્યું) જેથી અલ્લાહ તઆલા પોતાની કૃપામાં જેને ઇચ્છે પ્રવેશ આપે. અને જો આ લોકો અલગ-અલગ હોત, તો તેઓમાં જે ઇન્કાર કરતા હતા, અમે તેઓને દુ:ખદાયી યાતના આપતા.

૨૬) જ્યારે કે તે ઇન્કાર કરનારા પોતાના મનમાં અતિઉત્સાહ ઉત્પન્ન કર્યો, અને તે અતિઉત્સાહ પણ અજ્ઞાનતાનો, તો અલ્લાહ તઆલાએ પોતાના પયગંબર પર અને ઈમાનવાળાઓ પર પોતાની તરફથી સાંત્વના ઉતારી અને અલ્લાહ તઆલાએ મુસલમાનો ને સંયમની વાત પર અડગ કરી દીધા. અને તેઓ તેના વધારે યોગ્ય હતા અને અલ્લાહ તઆલા દરેક વસ્તુને ખૂબ સારી રીતે જાણે છે.

૨૭) નિ:શંક અલ્લાહ તઆલાએ પોતાના પયગંબરના સ્વપ્નને સાચું કરી દીધું કે "ઇન્ શાઅ અલ્લાહ," તમે ખરેખર સલામતીપૂર્વક મસ્જિદે હરામમાં પ્રવેશ કરશો, માથાના વાળ કઢાવતા અને માથાના વાળ કપાવતા, (શાંતિથી) નીડર બનીને, તે (અલ્લાહ) તે કાર્યોને જાણે છે જેને તમે નથી જાણતા, બસ ! તેણે આ પહેલા એક નજીકની જીત તમને આપી.

૨૮) તે જ છે, જેણે પોતાના પયગંબરને સત્યમાર્ગ અને સાચા ધર્મ સાથે અવતરિત કર્યા, જેથી તેને દરેક ધર્મ પર વિજય આપે, અને અલ્લાહ તઆલા સાક્ષી માટે પૂરતો છે.

૨૯) મુહમ્મદ સ.અ.વ. અલ્લાહના પયગંબર છે અને જે લોકો તેમની સાથે છે, ઇન્કાર કરનારાઓ પર સખત છે, એકબીજા માટે દયાળુ છે, તમે તેઓને જોશો કે રૂકુઅ અને સિજદા કરી રહ્યા છે, અલ્લાહ તઆલાની કૃપા અને તેની પ્રસન્નતાની શોધમાં છે, તેનું નિશાન તેઓના ચહેરા પર સિજદા ના કારણે છે, તેઓનું આ જ ઉદાહરણ તૌરાતમાં છે, અને તેમનું ઉદાહરણ ઇન્જીલમાં પણ છે, તે ખેતીની જેમ કે જેણે પ્રથમ કૂંપળ કાઢી, પછી તેને મજબૂત કર્યું અને તે જાડું થઇ ગયું, પછી પોતાના થડ પર સ્થિર થઇ ગયું અને ખેડૂતોને રાજી કરવા લાગ્યું, જેથી તેઓના કારણે ઇન્કાર કરનારને ચીડવે, તે ઈમાનવાળાઓ અને સત્કાર્ય કરનારાઓને અલ્લાહએ માફી અને ભવ્ય બદલાનું વચન આપ્યું છે.



# સૂરહ હુજરાત

અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧) હે ઈમાનવાળાઓ ! અલ્લાહ અને તેના પયગંબરથી આગળ ન વધો, અને અલ્લાહથી ડરતા રહો, નિ:શંક અલ્લાહ તઆલા સાંભળનાર, જાણનાર છે.

૨) હે ઈમાનવાળાઓ ! પોતાના અવાજને પયગંબરના અવાજથી ઊંચો ન કરો, અને ન તો તેમની સાથે ઊંચા અવાજે વાત કરો, જેવી રીતે કે અંદરોઅંદર એકબીજા સાથે કરો છો, ક્યાંક (એવું ન થાય કે) તમારા કર્મો વ્યર્થ થઇ જાય અને તમને ખબર પણ ન પડે.

૩) નિ:શંક જે લોકો પયગંબર સાહેબની સામે પોતાના અવાજને નીચો રાખે છે, આ જ તે લોકો છે, જેમના હૃદયોને અલ્લાહએ સંયમ માટે પારખી લીધા છે, તેમના માટે માફી છે અને ભવ્ય બદલો છે.

૪) જે લોકો તમને ઓરડા પાછળથી પોકારે છે તેઓ માંથી વધારે પડતા મૂર્ખ છે.

૫) જો આ લોકો ધીરજ રાખતા ત્યાં સુધી કે તમે (પોતે) તેઓની પાસે આવી જતાં, તો આ જ તેઓ માટે સારું થાત અને અલ્લાહ ખૂબ જ માફ કરનાર અને દયાળુ છે.

૬) હે ઈમાનવાળાઓ ! જો તમને કોઈ પાપી જાણકારી આપે, તો તમે સારી રીતે તેની તપાસ કરી લો, એવું ન થાય કે અજાણતામાં કોઈને હાનિ પહોંચાડી દો, પછી પોતાના કાર્યો પર પસ્તાવો થાય.

૭) અને જાણી લો કે તમારી વચ્ચે અલ્લાહના પયગંબર હાજર છે, જો તે સામાન્ય રીતે તમારું કહ્યું માને, તો ઘણા કાર્યોમાં તો તમે મુશ્કેલીમાં મૂકાઈ જાવ, પરંતુ અલ્લાહ તઆલાએ ઈમાનને તમારા માટે પ્રિય

બનાવી દીધું છે અને તેને તમારા હૃદયોમાં શણગારી રાખ્યું છે, અને ઇન્કાર તથા પાપ અને અવજ્ઞાને તમારા માટે તિરસ્કૃત બનાવી દીધું છે, આ જ લોકો સત્યમાર્ગ પર છે.

૮) અલ્લાહ ના ઉપકાર અને ઇનામથી અને અલ્લાહ જાણનાર, હિકમતવાળો છે.

૯) અને જો મુસલમનોના બે જૂથ અંદરોઅંદર ઝઘડી પડે, તો તેઓ વચ્ચે સમાધાન કરાવી દો, પછી જો તે બન્ને માંથી એક, બીજા (જૂથ) પર અત્યાચાર કરે તો તમે સૌ તે જૂથ સાથે, જે અત્યાચાર કરે છે, લડાઇ કરો, ત્યાં સુધી કે તેઓ અલ્લાહના આદેશ તરફ પાછા ફરે, જો પાછા ફરે તો ન્યાયથી સમાધાન કરાવી દો, અને ન્યાય કરો, નિ:શંક અલ્લાહ તઆલા ન્યાય કરવાવાળાઓને પસંદ કરે છે.

૧૦) (યાદ રાખો) સૌ મુસલમાન ભાઇ ભાઇ છે, બસ ! પોતાના બે ભાઇઓમાં સમાધાન કરાવી દો અને અલ્લાહથી ડરતા રહો, જેથી તમારા પર દયા કરવામાં આવે.

૧૧) હે ઈમાનવાળાઓ ! કોઈ જૂથ બીજા જૂથની ઠઠ્ઠા-મશ્કરી ન કરે, શક્ય છે કે આ તેનાથી ઉત્તમ હોય અને ન સ્ત્રીઓ, સ્ત્રીઓની, શકય છે તે-તેણીઓથી ઉત્તમ હોય અને એકબીજાને ટોણાં ન મારો અને કોઈને ખરાબ ઉપનામોથી ન પોકારો, ઈમાન લાવ્યા પછી પાપનું નામ ખોટું છે અને જે તૌબા ન કરે તે જ અત્યાચારી લોકો છે.

૧૨) હે ઈમાનવાળાઓ ! વધારે પડતા અનુમાનથી બચો, જાણી લો કે કેટલાક અનુમાનો પાપ છે અને જાસૂસી ન કરો અને ન તો તમારા માંથી કોઈ, કોઈની નિંદા કરે, શું તમારા માંથી કોઈ પણ પોતાના મૃત ભાઇનું માસ ખાવાનું પસંદ કરશે ? તમે તેને નાપસંદ કરશો અને અલ્લાહથી ડરતા રહો, નિ:શંક અલ્લાહ તૌબા કબૂલકરનાર, દયાળુ છે.

૧૩) હે લોકો ! અમે તમને સૌને એક (જ) પુરુષ તથા સ્ત્રી વડે પેદા કર્યા છે અને એટલા માટે કે તમે અંદરોઅંદર એકબીજાને ઓળખો, તમારા કુંટંબ અને ખાનદાન બનાવી દીધા છે, અલ્લાહ પાસે તમારા માંથી ઇજ્જતવાળો તે છે, જે સૌથી વધારે ડરવાવાળો છે, નિ:શંક અલ્લાહ જાણનાર, ખબર રાખનાર છે.

૧૪) ગામવાસીઓ કહે છે કે અમે ઈમાન લાવ્યા, તમે કહી દો કે (ખરેખર) તમે ઈમાન નથી લાવ્યા, પરંતુ તમે એવું કહો કે અમે ઇસ્લામ લાવ્યા, (વિરોધ છોડી અનુસરણ કરનારા બની ગયા) જો કે હજૂ સુધી તમારા હૃદયોમાં ઈમાન પ્રવેશ્યું જ નથી, તમે જો અલ્લાહ અને તેના પયગંબરનુ અનુસરણ કરવા લાગશો તો અલ્લાહ તમારા કર્મો માંથી કંઈ પણ ઓછું નહીં કરે. નિ:શંક અલ્લાહ માફ કરનાર, દયાળુ છે.

૧૫) ઈમાનવાળા તો તે છે, જે અલ્લાહ અને તેના પયગંબર પર ઈમાન લાવે, પછી શંકા ન કરે અને પોતાના ધન વડે અને પોતાના પ્રાણ વડે અલ્લાહના માર્ગમાં જેહાદ કરે છે, (પોતાના ઈમાન ના વચનમાં) આ જ લોકો સાચા અને સત્ય માર્ગ પર છે.

૧૬) કહી દો ! કે શું તમે અલ્લાહ તઆલાને પોતાની ધાર્મિકતાથી સચેત કરો છો, અલ્લાહ તે દરેક વસ્તુને, જે આકાશો અને ધરતી પર છે, ખૂબ જ સારી રીતે જાણે છે. અને અલ્લાહ દરેક વસ્તુની જાણ રાખનાર છે.

૧૭) પોતાના મુસલમાન થવાના કારણે તમારા પર ઉપકાર કરે છે, તમે કહી દો કે પોતાના મુસલમાન થવાનો ઉપકાર મારા પર ન કરો, પરંતુ ખરેખર અલ્લાહનો તમારા પર ઉપકાર છે કે તેણે તમને ઈમાનનો માર્ગ બતાવ્યો, જો તમે સાચા હોય.

૧૮) જાણી લો કે આકાશો અને ધરતીની છૂપી વાતો અલ્લાહ ખૂબ જાણે છે, અને જે કંઈ પણ તમે કરી રહ્યા છો તેને અલ્લાહ સારી રીતે જોઇ રહ્યો છે.






અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧) કૉફ ! ખૂબ જ પ્રભુત્વશાળી આ કુરઆનના સૌંગદ છે.

૨) પરંતુ તેઓને આશ્ચર્ય થયું કે તેઓ પાસે તેમના માંથી જ એક સચેત કરનાર આવ્યો. તો ઇન્કાર કરનારાઓએ કહ્યું કે, આ એક વિચિત્ર વસ્તુ છે.

૩) શું જ્યારે અમે મૃત્યુ પામ્યા પછી માટી થઇ જઇશું ? પછી આ પાછા ફરવાનું (સમજની બહાર) છે.

૪) ધરતી, જે કંઈ પણ તેમાંથી ઘટાડે છે, તેને અમે જાણીએ છીએ, અને અમારી પાસે બધું જ યાદરાખવાવાળી કિતાબ છે.

૫) પરંતુ તેઓએ સાચી વાતને જૂઠ ઠેરવી છે, જ્યારે તે તેમની પાસે પહોંચી ગઇ, બસ ! તેઓ એક મૂંઝવણમાં પડી ગયા છે.

૬) શું તેઓએ આકાશને પોતાની ઉપર નથી જોયું ? કે અમે તેને કેવી રીતે બનાવ્યું છે, અને શણગાર્યું છે, તેમાં કોઈ તિરાડ નથી.

૭) અને ધરતીને અમે પાથરી દીધી છે અને તેમાં અમે પહાડો જકડી દીધા છે, અને તેમાં અમે અલગ અલગ પ્રકારની સુંદર વનસ્પતિઓ ઉગાડી છે.

૮) જેથી દરેક પાછા ફરનાર માટે જોવા અને સમજવા માટેનું કારણ બને.

૯) અને અમે આકાશ માંથી બરકતવાળું પાણી વરસાવ્યું અને તેનાથી બગીચાઓ અને કાપવાવાળી ખેતીનું અનાજ ઊપજાવ્યું.

૧૦) અને ખજૂરોના ઊંચા ઊંચા વૃક્ષો, જેમના ગુચ્છા એક પર એક છે.

૧૧) બંદાઓની રોજી માટે અને અમે પાણી વડે નિષ્પ્રાણ શહેરને જીવિત કરી દીધુ, આવી જ રીતે (કબરો માંથી) નીકળવાનું છે,

૧૨) આ પહેલા નૂહની કોમે અને રસવાળાઓએ (એક કોમનું નામ) અને ષમૂદીયોએ.

૧૩) આદ અને ફિરઔને, અને લૂતના લોકોએ,

૧૪) અને અયકહવાળાઓએ તથા તુબ્બઅની કોમવાળાએ પણ જુઠલાવ્યુ હતું, સૌએ પયગંબરોને જૂઠલાવ્યા, બસ ! મારી યાતનાનું વચન તેઓ પર સાચું થઇ ગયું.

૧૫) શું અમે પ્રથમ વખત પેદા કરી થાકી ગયા ? પરંતુ આ લોકો નવા સર્જન વિશે શંકામાં છે.

૧૬) અમે માનવીનું સર્જન કર્યુ છે અને તેઓના હ્રદયોમાં જે વિચારો ઉત્પન્ન થાય છે, તેને અમે જાણીએ છીએ અને અમે તેમનાથી, તેની સફેદ નસથી પણ વધુ નજીક છે.

૧૭) જે સમયે બે લેનારા લઇ લે છે, એક જમણી બાજુ અને એક ડાબી બાજુ બેઠેલા છે.

૧૮) (માનવી) મોઢા વડે કોઈ શબ્દ બોલી શકતો નથી, પરંતુ તેની ઉપર બે દેખરેખ રાખનારા તૈયાર છે.

૧૯) અને મૃત્યુની બેહોશી સત્ય લઇને આવી પહોંચી, આ જ જેનાથી તું ગભરાતો હતો.

૨૦) અને સૂર ફૂંકવામાં આવશે, યાતનાના વચનનો દિવસ આ જ છે.

૨૧) અને દરેક વ્યક્તિ એવી રીતે આવશે કે તેની સાથે એક હાંકનાર અને એક સાક્ષી આપનાર.

૨૨) નિ:શંક તું આનાથી બેદરકાર હતો, પરંતુ અમે તારી સામેથી પરદો હઠાવી લીધો, બસ ! આજે તારી નજર ખૂબ જ સ્પષ્ટ જોઇ શકે છે.

૨૩) તેની સાથે જે ફરિશ્તો છે, તે કહેશે, આ હાજર છે, જે મારી પાસે હતો.

૨૪) ધકેલી દો જહન્નમમાં, દરેક ઇન્કાર કરનાર, પથભ્રષ્ટ ને.

૨૫) જે સત્કાર્યોથી રોકનાર, હદ વટાવી જનાર અને શંકા કરનાર હતા.

૨૬) જેણે અલ્લાહ સાથે બીજાને પૂજ્ય બનાવી રાખ્યા હતા, બસ ! તેને સખત યાતનામાં ધકેલી દો.

૨૭) તેની સાથેનો (શેતાન) કહેશે હે અમારા પાલનહાર ! મેં તેને પથભ્રષ્ટ નહતો કર્યો, પરંતુ આ પોતે જ સ્પષ્ટ રીતે પથભ્રષ્ટ હતો.

૨૮) (અલ્લાહ) કહેશે બસ ! મારી સામે ઝઘડો ન કરો, હું તો પહેલાથી જ તમારી તરફ ચેતવણી (યાતનાનું વચન) મોકલી ચૂક્યો હતો.

૨૯) મારી પાસે વાત બદલાતી નથી અને ન તો હું મારા બંદાઓ પર થોડોક પણ અત્યાચાર કરવાવાળો છું.

30) જે દિવસે અમે જહન્નમને પૂછીશું, શું તું ભરાઈ ગઇ ? તે જવાબ આપશે, શું હજુ પણ વધારે છે ?

3૧) અને જન્નત સંયમરાખનાર માટે નજીક લાવવામાં આવશે, થોડીક પણ દૂર નહીં હોય.

3૨) આ તે છે, જેનું વચન તમને આપવામાં આવતુ હતું, દરેક તે વ્યક્તિ માટે જે પાછો ફરનાર અને નિયંત્રણ રાખનાર હશે,

33) જે રહમાનથી વણદેખે ડરતો હોય અને તૌબા કરવાવાળું હૃદય લાવ્યો હશે.

3૪) તમે આ જન્નતમાં સલામતીથી પ્રવેશો, આ હંમેશા માટે નો દિવસ છે.

3૫) આ (લોકો) ત્યાં જે ઇચ્છશે, તેમને મળશે, (પરંતુ) અમારી પાસે ઘણું બધું છે.

૩૬) અને આ પહેલા પણ અમે ઘણા જૂથો નષ્ટ કરી ચૂક્યા છે, જેઓ તેમના કરતા વધારે બળવાન હતા, તેઓ શહેરોમાં શોધતા જ રહી ગયા, કે ભાગવા માટે કોઇ જગ્યા છે ?

૩૭) આમાં સહૃદય લોકો માટે શિખામણ છે, અને તેના માટે, જે ધ્યાનધરીને સાંભળે અને તે હાજર થાય.

૩૮) નિ:શંક અમે આકાશ અને ધરતી તથા જે કંઈ તેઓની વચ્ચે છે બધાનું સર્જન છ દિવસમાં કરી દીધું અને અમને થાક સ્પર્શ પણ ન કરી શક્યો.

૩૯) બસ ! આ લોકો જે કંઈ પણ કહે છે, તમે તેના પર ધીરજ રાખો અને પોતાના પાલનહારના નામનું સ્મરણ પ્રશંસા સાથે કરો, સૂર્યોદય અને સૂર્યાસ્ત પહેલા પણ.

૪૦) અને રાતના કોઈ પણ સમયે સ્મરણ કરો અને નમાઝ પછી પણ.

૪૧) અને સાંભળો કે, જે દિવસે એક પોકારવાવાળો, નજીકની જગ્યાએથી પોકારશે.

૪૨) જે દિવસે તે સખત અવાજને નિશ્ચિતપણે સાંભળી લેશે, આ દિવસ નીકળવાનો હશે.

૪૩) અમે જ જીવિત કરીએ છીએ અને અમે જ મૃત્યુ પણ આપીએ છીએ. અને અમારી જ પાસે પાછા ફરીને આવવાનું છે.

૪૪) જે દિવસે ધરતી ફાટી પડશે અને આ લોકો દોડતાં (નીકળી પડશે), આ ભેગા કરી દેવું-અમારા માટે ખૂબ જ સરળ છે.

૪૫) આ લોકો જે કંઈ કહી રહ્યા છે, અમે ખૂબ જ સારી રીતે જાણીએ છીએ અને તમે તેઓના પર સમર્થ નથી, તો તમે કુરઆન દ્વારા તેઓને સમજાવતા રહો, જે મારી યાતના (ચેતવણીના વચનથી) ડરે છે.



# સૂરહ ઝારિયાત

અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧) સોગંદ છે ઉડાવીને વિખેરી નાંખનારના (અર્થાત તે હવાઓના સોગંદ જે માટીને ઉડાવીને વિખેરી નાખે છે)

૨) પછી ભાર ઉઠાવનારના.

૩) પછી નરમીથી ચાલનારના (પાણીમાં ચાલનારી હોડીઓ).

૪) પછી કાર્યને વહેંચી નાખનાર (અર્થાત્ તે ફરિશ્તાઓ જેઓ કાર્યની વહેંચણી કરી લે છે)

૫) નિ:શંક તમને જે વચનો આપવામાં આવે છે, (બધા) સાચાં છે.

૬) અને નિ:શંક ન્યાય થશે.

૭) સોગંદ છે વિવિધ રૂપોવાળા આકાશના.

૮) નિ:શંક તમે વિવિધ વાતો કરો છો.

૯) આનાથી તે જ વંચિત રાખવામાં આવે છે, જે ફરી ગયો હોય.

૧૦) નષ્ટ થાય અટકળો કરનારા.

૧૧) જેઓ બેદરકાર છે અને ભાનવિહોણા છે.

૧૨) પૂછે છે કે બદલાનો દિવસ કયારે આવશે ?

૧૩) હાં, આ તે દિવસ છે કે આ લોકો આગ પર તપાવવામાં આવશે.

૧૪) પોતાના ઉપદ્રવનો સ્વાદ ચાખો, આ જ છે, જેની તમે ઉતાવળ કરતા હતા.

૧૫) નિ:શંક ડરનારાઓ જન્નતો અને ઝરણાંઓમાં હશે.

૧૬) તેમના પાલનહારે જે કંઈ તેમને આપ્યુ છે, તેને લઇ રહ્યાં હશે, તે તો આ પહેલા પણ સદાચારી હતા.

૧૭) તેઓ રાત્રે ખૂબ જ ઓછું સૂતા હતા.

૧૮) અને સહરી ના સમયે માફી માંગતા હતા.

૧૯) અને તેમના ધનમાં માંગવાવાળાઓ માટે અને માંગવાથી બચનારાઓ માટે ભાગ હતો.

૨૦) અને વિશ્વાસ કરનારાઓ માટે તો ધરતી પર ઘણી જ નિશાનીઓ છે.

૨૧) અને સ્વયં તમારા અસ્તિત્વમાં પણ, શું તમે જોતા નથી ?

૨૨) અને તમારી રોજી તથા જે વચન તમને આપવામાં આવે છે, બધું જ આકાશમાં છે.

૨૩) આકાશ અને ધરતીના પાલનહારના સોગંદ, કે આ ખરેખર સાચું છે, એવું જ જેવી કે તમે વાતો કરો છો.

૨૪) શું તમને ઇબ્રાહીમના પ્રતિષ્ઠિત મહેમાનોની જાણકારી પહોંચી છે ?

૨૫) તેઓ જ્યારે તેમની પાસે આવ્યા તો તેમણે સલામ કર્યું, ઇબ્રાહીમે સલામનો જવાબ આપ્યો, (અને કહ્યું આ તો) અજાણ્યા લોકો છે.

૨૬) પછી (ચૂપચાપ ઝડપથી) પોતાના ઘરવાળાઓ પાસે ગયા અને એક હૃષ્ટપુષ્ટ વાછરડું (નું માંસ) લાવ્યા.

૨૭) અને તેને તેમની સામે મૂકયું અને કહ્યું, તમે કેમ ખાતા નથી ?

૨૮) પછી મનમાં જ તેમનાથી ભયભીત થઇ ગયા, તેમણે કહ્યું “ તમે ભયભીત ન થાવ” અને તેમણે (હઝરત ઇબ્રાહીમ) ને એક જ્ઞાની સંતાનના ખુશખબર આપ્યા.

૨૯) બસ ! તેમની પત્ની આગળ વધી અને આશ્ચર્યથી પોતાના મોઢાં ઉપર હાથ મારતાં કહ્યું કે હું તો ઘરડી છું અને સાથે વાંઝણી પણ.

30) તેમણે કહ્યું, હાં તારા પાલનહારે આવી જ રીતે ફરમાવ્યું છે. નિ:શંક તે તત્વદર્શી અને જાણનાર છે.



૩૧) (હઝરત ઇબ્રાહીમે) કહ્યું, કે અલ્લાહના મોકલેલા (ફરિશ્તાઓ) ! તમારો હેતુ શું છે ?

૩૨) તેમણે જવાબ આપ્યો કે, અમે દુરાચારી કોમ તરફ મોકલવામાં આવ્યા છે.

૩૩) જેથી અમે તેમના પર માટીની કાંકરીઓ વરસાવીએ.

૩૪) જે તારા પાલનહાર તરફથી નિશાનવાળી છે, તે હદ વટાવી જનારાઓ માટે.

૩૫) બસ ! જેટલા ઈમાનવાળાઓ ત્યાં હતા, અમે તેમને બચાવી લીધા.

૩૬) અને અમે ત્યાં મુસલમાનોનું ફક્ત એક જ ઘર જોયું.

૩૭) અને અમે ત્યાં, તેમના માટે, જે દુ:ખદાયી યાતનાનો ડર રાખે છે, એક નિશાની છોડી.

૩૮) મૂસાના (કિસ્સા) માં (પણ અમારા તરફ થી એક નિશાની છે) કે અમે તેને ફિરઔન તરફ સ્પષ્ટ પુરાવા આપી મોકલ્યા.

૩૯) બસ ! તેણે પોતાના સામર્થ્ય ઉપર મોંઢુ ફેરવ્યું અને કહેવા લાગ્યો, આ જાદુગર છે અથવા તો પાગલ છે.

૪0) છેવટે અમે તેને અને તેના લશ્કરને અમારા પ્રકોપમાં પકડી દરિયામાં નાંખી દીધા અને તે હતો જ ઝાટકણીને લાયક.

૪૧) આવી જ રીતે આદના લોકોમાં (પણ અમારા તરફ થી એક નિશાની છે) જ્યારે અમે તેઓની તરફ ઝંઝાવતી પવન મોકલ્યો.

૪૨) તે જે વસ્તુ પર પડતી તેને ખોખરાં હાડકાં જેવું (ચૂરેચૂરા) કરી નાંખતી હતી.

૪૩) અને ષમૂદ (ના કિસ્સા) માં પણ (પ્રેરણા) છે, જ્યારે તેઓને કહેવામાં આવ્યુ કે તમે થોડાંક દિવસો સુધી ફાયદો ઉઠાવી લો.

૪૪) પરંતુ તેઓએ પોતાના પાલનહારના આદેશનો ભંગ કર્યો, જેથી તેઓને જોતજોતામાં (વાવાઝોડા) એ નષ્ટ કરી દીધા.

૪૫) બસ ! ન તો તેઓ ઊભા થઇ શક્યા અને ન તો બદલો લઇ શક્યા.

૪૬) અને નૂહની કોમની પણ આ પહેલા (આવી જ દશા થઇ હતી), તેઓ પણ ઘણાં જ અવજ્ઞાકારી હતા.

૪૭) આકાશને અમે (પોતાના) હાથો વડે બનાવ્યું છે અને નિ:શંક અમે વિસ્તૃત કરવાવાળા છે.

૪૮) અને ધરતી ને અમે પાથરણું બનાવી દીધું છે. બસ ! અમે ખૂબ જ સારી રીતે પાથરવાવાળા છે.

૪૯) અને દરેક વસ્તુને અમે જોડીઓમાં બનાવી છે. જેથી તમે શિખામણ પ્રાપ્ત કરો.

૫૦) બસ ! તમે અલ્લાહ તરફ દોડો-ભાગો, નિ:શંક હું તમને તેના તરફથી સ્પષ્ટ ચેતવણી આપનારો છું.

૫૧) અને અલ્લાહ સાથે બીજા કોઈને પણ પૂજ્ય ન ઠેરવો. નિ:શંક હું તમને તેની તરફ સ્પષ્ટ ચેતવણી આપનાર છું.

૫૨) આવી જ રીતે જે લોકોએ તેમનાથી પહેલા હતા, તેઓની પાસે જે પણ પયગંબર આવ્યા, તેઓએ કહી દીધું કે આ તો જાદુગર છે અથવા તો પાગલ છે.

૫૩) શું આ લોકો તે વાતની એકબીજાને વસિયત કરી છે ?

૫૪) (ના) પરંતુ આ બધા જ વિદ્રોહી છે, તો તમે તેઓથી મોઢું ફેરવી લો, તમારા પર કોઈ વાંધો નથી,

૫૫) અને શિખામણ આપતા રહો, નિ:શંક આ શિખામણ ઈમાનવાળાઓને ફાયદો પહોંચાડશે.

૫૬) મેં જિન્નાત અને માનવીઓનું સર્જન ફક્ત એટલા માટે જ કર્યું છે કે, તેઓ ફક્ત મારી જ બંદગી કરે.

૫૭) ન હું તેઓ પાસેથી રોજી ઇચ્છું છું અને ન તો મારી ઇચ્છા છે કે આ લોકો મને ખવડાવે.

૫૮) અલ્લાહ તઆલા તો પોતે જ દરેકને રોજી પહોંચાડનાર, શક્તિશાળી અને તાકાતવર છે.

૫૯) બસ ! જે લોકોએ અત્યાચાર કર્યો છે, તેઓને પણ તેઓના સાથીની જેમ જ ભાગ મળશે, જેથી તેઓ ઉતાવળ ન કરે.

૬૦) બસ ! ખરાબી છે, ઇન્કાર કરનારાઓ માટે તે દિવસે, જે દિવસનું વચન તેમને આપવામાં આવ્યું છે.



# સૂરહ તૂર

અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧) સોગંદ છે "તૂર" (એક પર્વતનું નામ) ના.

૨) અને લખવામાં આવેલ કિતાબના.

૩) જે પાતળી ખાલ ઉપર (લખાયેલ) છે.

૪) અને આબાદ ઘરના.

૫) અને ઊંચી છતના.

૬) અને ભડકાવવામાં આવેલ સમુદ્રના.

૭) નિ:શંક તમારા પાલનહારની યાતના આવીને જ રહેશે.

૮) તેને કોઈ રોકનાર નથી.

૯) જે દિવસે આકાશ ધ્રુજી ઉઠશે.

૧૦) અને પર્વતો ચાલવા લાગશે.

૧૧) તે દિવસે જુઠલાવનારાઓ માટે વિનાશ છે.

૧૨) જે પોતાના વિવાદમાં ઊછળકૂદ કરી રહ્યા છે.

૧૩) જે દિવસે તેમને ધક્કો મારીને જહન્નમની આગ તરફ ખેંચી લાવવામાં આવશે.

૧૪) આ જ તે જહન્નમની આગ છે, જેને તમે જુઠલાવતા હતા.

૧૫) (હવે જણાવો) શું આ જાદુ છે ? અથવા તો તમે જોતાં જ નથી.

૧૬) જાઓ, જહન્નમમાં હવે તમારું ધીરજ રાખવું અને ન રાખવું તમારા માટે સરખું છે. તમને ફક્ત તમારી કરણીનો જ બદલો આપવામાં આવશે.

૧૭) નિ:શંક સદાચારી લોકો જન્નતો અને નેઅમતોમાં છે.

૧૮) જે તેમને તેમના પાલનહારે આપી છે, તેનો આનંદ લઇ રહ્યા છે. અને તેમના પાલનહારે તેમને જહન્નમની યાતનાથી પણ બચાવી લીધા છે.

૧૯) તમે મોજથી ખાતા પીતા રહો, તે કાર્યોના બદલામાં, જે તમે કરતા હતા.

૨૦) ક્રમિક પાથરેલી ઉત્તમ આસનો ઉપર તકિયા લગાવેલ, અને અમે તેમના લગ્ન મોટી આંખોવાળી (હૂરો) સાથે કરાવી દીધા છે.

૨૧) અને જે લોકો ઈમાન લાવ્યા અને તેમના સંતાનોએ પણ ઈમાનમાં તેમનું અનુસરણ કર્યું, અમે તેમના સંતાનોને તેમના સુધી પહોંચાડી દઇશું અને અમે તેમના કર્મ માંથી અમે કંઈ પણ ઘટાડો નહીં કરીએ, દરેક વ્યક્તિ પોતાના કર્મોમાં જકડાયેલા છે.

૨૨) અમે તેમના માટે ફળો અને મનપસંદ માંસ પુષ્કળ પ્રમાણમાં ફેલાવી દઇશું

૨૩) (મોજમસ્તીથી) જામ (શરાબ) ઝૂંટવી રહ્યા હશે. જે શરાબમાં ન બકવાસ હશે અને ન તો પાપ.

૨૪) અને તેમની આજુબાજુ નાના-નાના બાળકો (દાસો બનીને) ફરી રહ્યા હશે. જાણે કે તેઓ મોતી હતાં, જે ઢાંકેલા રાખ્યા હતા.

૨૫) અને અંદરોઅદંર એકબીજાને સવાલ કરશે.

૨૬) કહેશે કે આ પહેલા આપણે પોતાના ઘરવાળાઓથી ખૂબ જ ડરતા હતા.

૨૭) બસ ! અલ્લાહ તઆલાએ અમારા ઉપર ખૂબ જ ઉપકાર કર્યો અને અમને ઝડપી ગરમ હવાઓની યાતનાથી બચાવી લીધા

૨૮) અમે પહેલાથી જ તેની બંદગી કરતા હતા, નિ:શંક તે ઉપકાર કરનાર અને દયાળુ છે.

૨૯) તો તમે સમજાવતા રહો, કારણકે તમે પોતાના પાલનહારની કૃપાથી ન તો જ્યોતિષી છો અને ન તો પાગલ.

30) શું ઇન્કાર કરનારાઓ કહે છે કે આ કવિ છે ? અમે તેના પર જીવનની દુર્ઘટના (મૃત્યુ)ની વાટ જોઇ રહ્યા છીએ.

3૧) કહીં દો ! તમે પ્રતિક્ષા કરો, હું પણ તમારી સાથે પ્રતિક્ષા કરનારો છું.

3૨) શું તેઓને તેમની બુદ્ધિ આવું જ શિખવાડે છે અથવા તો આ જ લોકો બળવાખોર છે.

33) શું આ લોકો કહે છે કે, આ પયગંબરે (કુરઆન) પોતે ઘડી કાઢ્યું છે ? વાત એવી છે કે તે ઈમાન નથી લાવતા.

3૪) હાં ! જો આ લોકો સાચાં હોય, તો આના જેવી એક (જ) વાત તો લઇ આવે.

3૫) શું આ લોકો કોઈ સર્જક વગર જાતે જ પેદા થઇ ગયા છે ? અથવા તો તેઓ પોતે સર્જન કરનારા છે ?

3૬) શું તેમણે જ આકાશો અને ધરતીને પેદા કર્યા છે ? પરંતુ આ યકીન ન કરવાવાળા છે.

3૭) અથવા શું તેમની પાસે તારા પાલનહારના ખજાના છે ? અથવા (તે ખજાનાના) દેખરેખ રાખનાર છે ?

3૮) અથવા તો શું તેમની પાસે કોઈ સીડી છે જેના પર ચઢીને સાંભળે છે ? (જો આવું જ છે) તો તેમનો સાંભળનાર કોઈ સ્પષ્ટ પુરાવા આપે.

3૯) શું અલ્લાહ માટે તો પુત્રીઓ છે ? અને તમારે ત્યાં પુત્રો છે ?

૪0) શું તમે તે લોકો પાસેથી કોઈ મહેનતાણુ ઇચ્છો છો ? જેથી આ લોકો તેના ભારથી દબાયેલા હોય ?

૪૧) શું તે લોકો પાસે અદૃશ્યનું જ્ઞાન છે ? જેને તેઓ લખી લેતા હોય ?

૪૨) શું આ લોકો કોઈ યુક્તિ કરવા ઇચ્છે છે ? ખરેખર ઇન્કાર કરનારા જ યુક્તિઓ કરે છે.

૪૩) શું અલ્લાહ સિવાય તેઓનો કોઈ સાચો પૂજ્ય છે ? (ક્યારેય નહીં) અલ્લાહ તઆલા તેઓના શિર્કથી પવિત્ર છે.

૪૪) જો આ લોકો આકાશના કોઈ ટુકડાને (ધરતી પર) પડતો જોઇ લે, તો પણ એવું જ કહેશે કે આ તો એક પછી એક વાદળ છે.

૪૫) તમે તેઓને છોડી દો, ત્યાં સુધી કે તેઓ તે દિવસને જોઇ લે, જે દિવસે તેઓ બેહોશ કરી દેવામાં આવશે.

૪૬) જે દિવસે તેઓને તેમની યુક્તિ કોઈ કામ નહીં આવે અને ન તો તેમની મદદ કરવામાં આવશે.

૪૭) નિ:શંક અત્યાચારીઓ માટે આ સિવાય બીજી ઘણી યાતનાઓ પણ છે. પરંતુ તે લોકોમાં વધારે લોકો અજ્ઞાની છે.

૪૮) તમે પોતાના પાલનહારના આદેશની પ્રતિક્ષામાં ધૈર્યથી કામ લો, નિ:શંક તમે અમારી આંખો સામે છો, સવારે જ્યારે ઉઠો, પોતાના પાલનહારની પવિત્રતા અને પ્રશંસા બયાન કરો.

૪૯) અને રાત્રે પણ તેના નામનું સ્મરણ કરો અને તારાઓ આથમવાના સમયે પણ.






અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧) સોગંદ છે તારાઓના જ્યારે તે પડે.

૨) તમારો સાથી ન તો માર્ગ ભૂલેલા છે અને ન તો પથભ્રષ્ટ છે.

૩) અને ન પોતાની ઇચ્છા પ્રમાણે કોઈ વાત કહે છે.

૪) તે તો ફક્ત વહી છે, જે ઉતારવામાં આવે છે.

૫) (વહી) તાકાતવર ફરિશ્તાએ શિખવાડ્યું છે.

૬) જે શક્તિશાળી છે. પછી તે સીધો ઉભો થઇ ગયો

૭) અને તે ઊંચા આકાશના કિનારા પર હતો.

૮) પછી નજીક થયો અને ઉતરી આવ્યો.

૯) બસ ! તે બે કમાનો જેટલી જગ્યા રહી ગઇ, તેનાથી પણ ઓછી,

૧૦) બસ ! તેણે અલ્લાહના બંદાને વહી પહોંચાડી, જે કંઈ પણ પહોંચાડ્યુ.

૧૧) હૃદયે જુઠું ન ઠેરવ્યું, જે કંઈ (પયગંબરે) જોયુ.

૧૨) શું તમે ઝઘડો કરો છો તેના પર ? જે (પયગંબર) જૂએ છે.

૧૩) તેમને તો બીજી વખત પણ દેખાડ્યા હતા.

૧૪) "સિદરતુલ્ મુન્તહા" પાસે.

૧૫) તેની જ પાસે "જન્નતુલ્ મઅવા" છે.

૧૬) જ્યારે સિદરહને છુપાવતી હતી, તે વસ્તુ, જે છુપાવવામાં આવી રહી હતી.

૧૭) ન તો નજર હઠી, ન તો હદથી વધી.

૧૮) નિ:શંક તેણે પોતાના પાલનહારની મોટી મોટી નિશાનીઓમાંથી કેટલીક નિશાનીઓ જોઇ લીધી.

૧૯) શું તમે લાત અને ઉઝ્ઝાને જોયા ?

૨૦) અને મનાત્, જે ત્રીજો છેલ્લો છે.

૨૧) શું તમારા પૂત્રો અને અલ્લાહ માટે પુત્રીઓ છે ?

૨૨) આ તો હવે ખૂબ જ અન્યાયપૂર્વક વહેંચણી છે.

૨૩) ખરેખર આ તો એક નામ છે, જે તમે અને તમારા પૂર્વજો (નામ) રાખી લીધા છે. અલ્લાહ તઆલાએ તેઓના કોઈ પુરાવા નથી ઉતાર્યા, આ લોકો તો ફક્ત અટકળો ઉપર પોતાની મનેચ્છા પાછળ પડેલા છે અને ખરેખર તેમના પાલનહાર તરફથી તેમની પાસે સત્ય માર્ગદર્શન આવી પહોંચ્યું છે.

૨૪) શું દરેક વ્યક્તિ જે ઇચ્છે, તેને મળ્યું છે ?

૨૫) અલ્લાહના જ હાથમાં છે આ દુનિયા અને તે આખેરત.

૨૬) અને ઘણા ફરિશ્તાઓ આકાશોમાં છે, જેઓની ભલામણ કંઈ પણ ફાયદો નહીં પહોંચાડી શકે, પરંતુ એ અલગ વાત છે કે અલ્લાહ તઆલા પોતાની ખુશી અને પોતાની ઇચ્છા પ્રમાણે જેને ઇચ્છે, પરવાનગી આપી દે.

૨૭) નિ:શંક જે લોકો આખેરત પર ઈમાન નથી ધરાવતા, તેઓ ફરિશ્તાઓને સ્ત્રીઓના નામ આપી દે છે.

૨૮) જો કે તેઓને આ વિશે કંઈ પણ જ્ઞાન નથી, તેઓ ફક્ત કલ્પના જ કરી રહ્યા છે. અને નિ:શંક કલ્પના, સત્ય સામે કંઈ કામ નથી આવતી.

૨૯) તો તમે તેમનાથી મોઢું ફેરવી લો, જે અમારા સ્મરણથી મોઢું ફેરવે અને જેમની ઇચ્છા ફક્ત દુનિયાનું જીવન (મોજમજા) સિવાય કંઈ જ નથી.

30) આ જ તેઓના જ્ઞાનની સીમા છે. તમારો પાલનહાર તેઓને ખૂબ જ

જાણે છે જે તેના માર્ગથી ભટકેલા છે અને તેને પણ ખૂબ જ જાણે છે, જે સત્ય માર્ગ પર છે.

૩૧) અને અલ્લાહનું જ છે, જે કંઈ આકાશોમાં છે અને જે કંઈ ધરતીમાં છે, જેથી અલ્લાહ તઆલા ખરાબ કાર્યો કરવાવાળાને તેમના કર્મોનો બદલો આપે અને સારા કર્મ કરવાવાળાઓને સારો બદલો આપે.

૩૨) તે લોકોને જેઓ મોટા પાપોથી બચે છે અને અશ્લીલતાથી પણ (તેઓને ખૂબ જાણે છે) હાં, કોઈ નાના પાપ સિવાય, (એટલે કે થઇ જાય) નિ:શંક તારો પાલનહાર વ્યાપક માફીવાળો છે, તે તમને ખૂબ સારી રીતે જાણે છે, જ્યારે તેણે તમારું સર્જન ધરતી માંથી કર્યું અને જ્યારે તમે તમારી માતાઓના ગર્ભમાં હતા, બસ ! તમે પોતાની પવિત્રતા પોતે જ બયાન ન કરો, તે જ ડરવાવાળાઓને ખૂબ જ જાણે છે.

૩૩) શું તમે તેને જોયો, જેણે મોઢું ફેરવી લીધું ?

૩૪) અને ઘણું જ ઓછું આપ્યું અને હાથ પણ રોકી લીધા.

૩૫) શું તેને અદૃશ્યનું જ્ઞાન છે કે તે (બધું જ) જોઇ રહ્યો છે ?

૩૬) શું તેને તે વસ્તુની ખબર આપવામાં નથી આવી જે મૂસાના,

૩૭) અને પ્રમાણિક ઇબ્રાહીમના કિતાબોમાં હતું,

૩૮) કે કોઈ વ્યક્તિ બીજાનો ભાર નહીં ઉઠાવે.

૩૯) અને એ કે દરેક વ્યક્તિ માટે ફક્ત તે જ છે, જેનો પ્રયાસ તેણે પોતે જ કર્યો છે.

૪૦) અને એ કે નિ:શંક તેનો પ્રયાસ નજીકમાં જ જોવામાં આવશે.

૪૧) પછી તેને પૂરેપૂરો બદલો આપવામાં આવશે.

૪૨) અને એ કે તમારા પાલનહાર તરફ જ અંતિમ ઠેકાણું છે.

૪૩) અને એ કે તે જ હસાવે છે અને તે જ રડાવે છે.

૪૪) અને એ કે તે જ મૃત્યુ આપે છે અને તે જ જીવિત કરે છે.

૪૫) અને એ કે તેણે જ જોડીઓ, એટલે કે નર અને માદા પેદા કર્યા છે.

૪૬) ટીપાં વડે જ્યારે કે ટપકાવવામાં આવે છે.

૪૭) અને એ કે તેના જ શિરે બીજી વખત જીવિત કરવાનું છે.

૪૮) અને એ કે તે જ ધનવાન બનાવે છે અને તે જ ધન આપે છે.

૪૯) અને એ કે તે જ તારાઓનો માલિક છે.

૫૦) અને એ કે તેણે જ પ્રથમ આદને નષ્ટ કર્યા છે.

૫૧) અને ષમૂદીયોને પણ (જેમાંથી) એકને પણ બાકી ન છોડયો.

૫૨) અને આ પહેલા નૂહની કોમને, નિ:શંક તેઓ ખૂબ જ અત્યાચારી અને બળવાખોર હતા.

૫૩) અને "મુઅતફીકા" (શહેર અથવા ઉલટાવેલી વસ્તીઓને) તેણે જ ઉલટાવી દીધી.

૫૪) પછી તેઓ પર છવાઇ ગઇ (એટલે કે તેમના પર પથ્થરો નો વરસાદ).

૫૫) બસ ! હે માનવી, તું પોતાના પાલનહારની કંઈ કંઈ નેઅમતો ઉપર ઝઘડો કરીશ ?

૫૬) આ (પયગંબર) ચેતવણી આપનારા છે, પ્રથમ ચેતવણી આપનારા ઓમાંથી.

૫૭) કયામત નજીક આવી ગઇ.

૫૮) અલ્લાહ સિવાય તેનો (નક્કી કરેલ સમય) જાહેર કરનાર કોઈ નથી.

૫૯) બસ ! શું તમે આ વાતથી નવાઇ પામો છો ?

૬૦) અને હસો છો, રડતા નથી.

૬૧) (પરંતુ) તમે મજા કરી રહ્યા છો.

૬૨) હવે અલ્લાહની સમક્ષ સિજદા કરો અને (તેની જ) બંદગી કરો.






અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧) કયામત નજીક આવી ગઇ અને ચંદ્ર ફાટી ગયો.

૨) આ લોકો જો કોઈ નિશાની જોઇ લે છે, તો મોઢું ફેરવી લે છે અને કહી દે છે કે આ તો પહેલાથી જ ચાલ્યું આવતું જાદૂ છે.

૩) તેઓએ જુઠલાવ્યુ અને પોતાની મનેચ્છાઓનું અનુસરણ કર્યું. અને દરેક કાર્ય નક્કી કરેલ સમય પ્રમાણે છે.

૪) નિ:શંક તેમની પાસે તે વાતો આવી પહોંચી છે, જેમાં ઝાટકણી (ની શિખામણ) છે.

૫) અને સંપૂર્ણ સમજદારીભરી વાત છે. પરંતુ આ ડરાવનારી વાતોએ પણ કોઈ ફાયદો ન પહોંચાડ્યો.

૬) બસ ! (હે પયગંબર) તમે તેમનાથી છેટા રહો. જે દિવસે એક પોકારવાવાળો અણગમતી વસ્તુ તરફ પોકારશે,

૭) આ નમેલી આંખો કબરોમાંથી એવી રીતે નીકળશે, જેવાકે વિખેરાયેલા તીડ જેવા હૃદયો છે.

૮) પોકારવાવાળા તરફ દોડતા હશે અને ઇન્કાર કરનારાઓ કહેશે, આ દિવસ તો ઘણો જ સખત છે.

૯) આ લોકો પહેલા, નૂહની કોમના લોકોએ પણ અમારા બંદાને જુઠલાવ્યા હતા અને પાગલ કહી અપમાન કર્યું હતું.

૧૦) બસ ! તેણે પોતાના પાલનહારને દુઆ કરી કે હું લાચાર છું, તું મારી મદદ કર.

૧૧) બસ ! અમે આકાશના દ્વારને મુશળધાર વરસાદથી ખોલી નાંખ્યા.

૧૨) અને ધરતી માંથી ઝરણાંઓને વહેતા કરી દીધા. બસ ! તે કાર્ય પર જેટલું પાણી નક્કી કરવામાં આવ્યુ હતું તે (બન્ને) પાણી ભેગા થઇ ગયા.

૧૩) અને અમે તેને પાટિયાં અને ખીલાવાળી (નૌકા) પર સવાર કરી દીધા.

૧૪) જે અમારી દેખરેખ હેઠળ ચાલી રહી હતી, આ હતો બદલો તે લોકો માટે, જેનો ઇન્કાર કરવામાં આવી રહ્યો હતો.

૧૫) અને નિ:શંક અમે આ કિસ્સાને નિશાની બનાવી બાકી રાખ્યો, બસ ! કોઈ છે શિખામણ પ્રાપ્ત કરનાર ?

૧૬) બતાવો મારી યાતના અને મારી ચેતવણીઓ કેવી હતી ?

૧૭) અને નિ:શંક અમે કુરઆનને સમજવા માટે સરળ કરી દીધું છે, બસ ! કોઈ છે બોધ ગ્રહણ કરનાર ?

૧૮) આદની કોમે પણ જુઠલાવ્યું, બસ ! બતાવો મારી યાતના અને મારી ચેતવણીઓ કેવી હતી ?

૧૯) અમે તેમના પર સખત વાવાઝોડું, એક ભયાવહ દિવસે મોકલ્યું,

૨૦) જે લોકોને ઉપાડી-ઉપાડીને એવી રીતે ફેંકતુ હતું, જેમકે મૂળમાંથી ઉખાડેલા ખજૂરના વૃક્ષો.

૨૧) જણાવો મારી યાતના અને મારી ચેતવણીઓ કેવી હતી ?

૨૨) નિ:શંક અમે કુરઆનને સમજવા માટે સરળ કરી દીધુ છે, બસ ! કોઈ છે બોધ ગ્રહણ કરનાર.

૨૩) ષમૂદની કોમે ચેતવણી આપનારને જુઠલાવ્યા.

૨૪) અને કહેવા લાગ્યા, શું અમારા માંથી જ એક વ્યક્તિની વાતોનું અનુસરણ કરીએ ? ત્યારે તો અમે નિ:શંક ભૂલામણી અને પાગલપણામાં પડેલા હોઇશું.

૨૫) શું અમારા માંથી ફક્ત તેના પર જ વહી ઉતારવામાં આવી ? ના, પરંતુ તે તો જૂઠો અહંકારી છે.

૨૬) હવે સૌ આવતીકાલે જાણી લેશે કે કોણ જૂઠો અને અહંકારી હતો.

૨૭) નિ:શંક અમે તેમની કસોટી માટે ઊંટડી મોકલીશું. બસ ! (હે સાલિહ અ.સ.) તમે રાહ જૂઓ અને ધૈર્ય રાખો.

૨૮) હાં, તેઓને ચેતવણી આપી દો કે પાણી તેઓની વચ્ચે વહેંચણી માટે છે, દરેક પોતાના વારા પર હાજર થશે.

૨૯) તેમણે પોતાના સાથીને બોલાવ્યો, જેણે હુમલો કર્યો અને પગ કાપી નાંખ્યા

30) બસ ! જણાવો, મારી યાતના અને મારી ચેતવણીઓ કેવી હતી ?

૩૧) અમે તેઓ પર એક અવાજ (ભયંકર ચીસ) મોકલ્યો. બસ ! એવા થઇ ગયા જેવા કે કાંટાળી વાડ માટે  છુંદાયેલા ઘાસ.

૩૨) અમે શિખામણ માટે કુરઆનને સરળ કરી દીધુ છે, બસ ! છે કોઈ જે બોધ ગ્રહણ કરે.

૩૩) લૂતની કોમે પણ ચેતવણી આપનારાઓને જુઠલાવ્યા.

૩૪) નિ:શંક અમે તેમના પર પથ્થરો નો વરસાદ મોકલ્યો. લૂતના ઘરવાળા સિવાય તેમને અમે સહરીના સમયે છુટકારો આપ્યો,

૩૫) મારા ઉપકારથી બચાવી લીધા, દરેક આભારીને અમે આવી જ રીતે બદલો આપીએ છીએ.

૩૬) નિ:શંક (લૂતે) તેઓને અમારી પકડથી ડરાવ્યા હતા, પરંતુ તેમણે ચેતવણી આપનાર સાથે (શંકા અને) ઝઘડો કર્યો.

૩૭) અને (લૂત) ને તેઓએ તેના મહેમાનો વિશે ઉશ્કેર્યા,  બસ ! અમે તેઓને આંધળા કરી દીધા, (અને કહી દીધું) મારી યાતના અને મારી પકડની મજા ચાખો.

૩૮) અને સાચી વાત છે કે તેઓને પરોઢમાં જ એક જગ્યા પર નક્કી કરેલ યાતનાએ નષ્ટ કરી દીધા

૩૯) બસ ! મારી યાતના અને ચેતવણીની મજા ચાખો.

૪૦) અને નિ:શંક અમે કુરઆનને શિખામણ માટે સરળ કરી દીધું છે, બસ ! છે કોઈ જે બોધ ગ્રહણ કરે.

૪૧) અને ફિરઔન ની કોમ પાસે પણ ચેતવણી આપનાર આવ્યા.

૪૨) તે લોકોએ અમારી દરેક નિશાનીઓ જુઠલાવી. બસ ! અમે તેઓને ખૂબ જ વિજયી, તાકાતવાર પકડનારની માફક પકડી લીધા.

૪૩) હે (કુરૈશના લોકો) ! શું તમારું ઇન્કાર કરવું, તેમના ઇન્કાર કરવા જેવું નથી ? અથવા તમારા માટે પહેલાની કિતાબોમાં છુટકારો લખેલો છે ?

૪૪) અથવા આ લોકો કહે છે કે અમે વિજય મેળવનારું જૂથ છે.

૪૫) નજીકમાં જ આ જૂથ હારી જશે, અને પીઠ બતાવી ભાગી જશે.

૪૬) પરંતુ કયામત નો સમય તેના વચન પ્રમાણે છે અને કયામત ઘણી જ સખત અને કડવી વસ્તુ છે.

૪૭) નિ:શંક દુરાચારી પથભ્રષ્ટ અને યાતનામાં છે.

૪૮) જે દિવસે તેઓ પોતાના મોઢા ભેર ઘસડીને આગમાં લઇ જવામાં આવશે, (અને તેને કહેવામાં આવશે) જહન્નમની આગની મજા ચાખો.

૪૯) નિ:શંક અમે દરેક વસ્તુને એક પ્રમાણ મૂજબ બનાવી છે.

૫૦) અને અમારો આદેશ ફક્ત એક વખત જ હોય છે, જેમકે પલકવારમાં.

૫૧) અને અમે તમારા જેવા ઘણાને નષ્ટ કરી દીધા, બસ! છે કોઈ બોધ ગ્રહણ કરનાર.

૫૨) જે કંઈ પણ તેઓએ (કર્મો) કર્યા છે, તે બધુ જ કર્મનોંધમાં લખેલ છે.

૫૩) (આવી જ રીતે) દરેક નાની મોટી વાત પણ લખેલ છે.

૫૪) નિ:શંક અમારો ડર રાખનાર જન્નતો અને નહેરોમાં હશે.

૫૫) સાચું પ્રતિષ્ઠિત સ્થાન, તાકાતવર બાદશાહ પાસે.






અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧) અત્યંત દયાળુએ.

૨) કુરઆન શિખવાડયું.

૩) તેણે જ માનવીનું સર્જન કર્યુ.

૪) અને તેને બોલતા શિખવાડયું.

૫) અને સૂર્ય તથા ચંદ્ર (નક્કી કરેલ) હિસાબ પ્રમાણે (ચાલે) છે.

૬) અને તારાઓ તથા વૃક્ષો, બન્ને સિજદો કરે છે.

૭) તેણે (અલ્લાહ)એ જ આકાશને ઊંચુ કર્યુ અને તેણે જ ત્રાજવા સ્થાપિત કર્યા.

૮) જેથી તમે તોલવામાં અતિરેક ન કરો.

૯) ન્યાયથી, વજનને બરાબર રાખો અને તોલવામાં વધઘટ ન કરો.

૧૦) અને તેણે જ બધાં માટે ધરતીને પાથરી દીધી.

૧૧) જેમાં ફળફળાદી છે અને ગુચ્છાવાળા ખજૂરના વૃક્ષો છે.

૧૨) અને દાણાદાર અનાજ છે. અને સુંગધિત ફૂલ છે.

૧૩) બસ ! (હે માનવીઓ અને જિન્નાતો) તમે પોતાના પાલનહારની કંઈ કંઈ નેઅમતોને જુઠલાવશો ?

૧૪) તેણે માનવીને એવી ખણખણતી માટી વડે પેદા કર્યો, જે ઠીકરાં જેવી હતી.

૧૫) અને જિન્નાતોને આગની જ્વાળાઓથી પેદા કર્યા.

૧૬) બસ ! (હે માનવીઓ અને જિન્નાતો) તમે પોતાના પાલનહારની કંઈ કંઈ નેઅમતોને જુઠલાવશો ?

૧૭) તે પાલનહાર છે, બન્ને પશ્ચિમો અને પૂર્વોનો.

૧૮) બસ ! (હે માનવીઓ અને જિન્નાતો) તમે પોતાના પાલનહારની કંઈ કંઈ નેઅમતોને જુઠલાવશો ?

૧૯) તેણે બે સમુદ્રો વહેતા કરી દીધા, જે એકબીજામાં ભળી જાય છે.

૨૦) તે બન્ને વચ્ચે એક પડદો છે, તેનાથી આગળ નથી વધી શકતા.

૨૧) બસ ! (હે માનવીઓ અને જિન્નાતો) તમે પોતાના પાલનહારની કંઈ કંઈ નેઅમતોને જુઠલાવશો ?

૨૨) તે બન્નેમાંથી મોતી અને પરવાળા નીકળે છે.

૨૩) બસ ! (હે માનવીઓ અને જિન્નાતો) તમે પોતાના પાલનહારની કંઈ કંઈ નેઅમતોને જુઠલાવશો ?

૨૪) અને અલ્લાહની જ (માલિકીમાં) છે તે જહાજો, જે સમુદ્રોમાં પર્વતની જેમ ઊભા રહ્યા છે.

૨૫) બસ ! (હે માનવીઓ અને જિન્નાતો) તમે પોતાના પાલનહારની કંઈ કંઈ નેઅમતોને જુઠલાવશો ?

૨૬) ધરતી પર જે કંઈ છે, તે નાશ પામશે.

૨૭) ફક્ત તારા પાલનહારની હસ્તી જ, જે મહાન અને ઇજ્જતવાળી છે, બાકી રહી જશે.

૨૮) બસ ! (હે માનવીઓ અને જિન્નાતો) તમે પોતાના પાલનહારની કંઈ કંઈ નેઅમતોને જુઠલાવશો ?

૨૯) દરેક આકાશો અને ધરતીવાળાઓ તેની પાસે જ માંગે છે. દરેક દિવસે તેની એક પ્રતિષ્ઠા છે.

૩૦) બસ ! (હે માનવીઓ અને જિન્નાતો) તમે પોતાના પાલનહારની કંઈ કંઈ નેઅમતોને જુઠલાવશો ?

૩૧) (જિન્નો અને માનવીઓના જૂથો) નજીક માંજ અમે નવરાશ મેળવીને તમારી તરફ ધ્યાન ધરી દઇશું.

૩૨) બસ ! (હે માનવીઓ અને જિન્નાતો) તમે પોતાના પાલનહારની કંઈ કંઈ નેઅમતોને જુઠલાવશો ?

૩૩) હે જિન્નાતો અને માનવીઓના જૂથો ! જો તમારામાં આકાશો અને ધરતીના કિનારાઓથી બહાર નીકળી જવાની શક્તિ હોય તો નીકળી જાવ, વિજય અને શક્તિ વગર તમે નથી નીકળી શકતા.

૩૪) બસ ! (હે માનવીઓ અને જિન્નાતો) તમે પોતાના પાલનહારની કંઈ કંઈ નેઅમતોને જુઠલાવશો ?

૩૫) તમારા પર આગની જ્વાળાઓ અને ધુમાડો છોડવામાં આવશે, પછી તમે બચાવ નહીં કરી શકો.

૩૬) બસ ! (હે માનવીઓ અને જિન્નાતો) તમે પોતાના પાલનહારની કંઈ કંઈ નેઅમતોને જુઠલાવશો ?

૩૭) બસ ! જ્યારે આકાશ ફાટીને લાલ થઇ જશે, જેવું કે લાલ ચામડું.

૩૮) બસ ! (હે માનવીઓ અને જિન્નાતો) તમે પોતાના પાલનહારની કંઈ કંઈ નેઅમતોને જુઠલાવશો ?

૩૯) તે દિવસે કોઈ માનવી અથવા જિન્નોને તેના પાપ વિશે સવાલ પૂછવામાં નહીં આવે.

૪૦) બસ ! (હે માનવીઓ અને જિન્નાતો) તમે પોતાના પાલનહારની કંઈ કંઈ નેઅમતોને જુઠલાવશો ?

૪૧) પાપી ફક્ત ચહેરાથી જ ઓળખાઇ જશે અને તેમના કપાળના વાળ અને પગ પકડી લેવામાં આવશે.

૪૨) બસ ! (હે માનવીઓ અને જિન્નાતો) તમે પોતાના પાલનહારની કંઈ કંઈ નેઅમતોને જુઠલાવશો ?

૪૩) આ છે તે જહન્નમ, જેને પાપીઓ જુઠલાવતા હતા.

૪૪) તેઓ (જહન્નમ) અને ઉકળતા પાણી વચ્ચે ચક્કર મારતા રહેશે.

૪૫) બસ ! (હે માનવીઓ અને જિન્નાતો) તમે પોતાના પાલનહારની કંઈ કંઈ નેઅમતોને જુઠલાવશો ?

૪૬) અને તે વ્યક્તિ માટે, જે પોતાના પાલનહાર સામે ઊભા રહેવાથી ડર્યો. (તેના માટે) બે બે જન્નતો છે.

૪૭) બસ ! (હે માનવીઓ અને જિન્નાતો) તમે પોતાના પાલનહારની કંઈ કંઈ નેઅમતોને જુઠલાવશો ?

૪૮) (બન્ને જન્નતો) ભરપૂર શાખોઓ અને ડાળીઓવાળી હશે.

૪૯) બસ ! (હે માનવીઓ અને જિન્નાતો) તમે પોતાના પાલનહારની કંઈ કંઈ નેઅમતોને જુઠલાવશો ?

૫૦) તે બન્ને (જન્નતો) માં બે વહેતા ઝરણાં છે.

૫૧) બસ ! (હે માનવીઓ અને જિન્નાતો) તમે પોતાના પાલનહારની કંઈ કંઈ નેઅમતોને જુઠલાવશો ?

૫૨) બન્ને જન્નતોમાં દરેક ફળો બે-બે પ્રકારના હશે.

૫૩) બસ ! (હે માનવીઓ અને જિન્નાતો) તમે પોતાના પાલનહારની કંઈ કંઈ નેઅમતોને જુઠલાવશો ?

૫૪) જન્નતીઓ એવા પાથરણાં પર તકિયો લગાવી બેઠા હશે, જેમના અસ્તર ઘટ્ટ રેશમના હશે અને તે બન્ને જન્નતોના ફળો ખૂબ જ નજીક હશે.

૫૫) બસ ! (હે માનવીઓ અને જિન્નાતો) તમે પોતાના પાલનહારની કંઈ કંઈ નેઅમતોને જુઠલાવશો ?

૫૬) ત્યાં (શરમાળ) નીચી નજર રાખનારી હૂરો છે, જેમને આ પહેલા કોઈ જિન્ન અથવા માનવીએ હાથ પણ નહીં લગાડયો હોય.

૫૭) બસ ! (હે માનવીઓ અને જિન્નાતો) તમે પોતાના પાલનહારની કંઈ કંઈ નેઅમતોને જુઠલાવશો ?

૫૮) તે હૂરો હીરા અને મોતીઓ જેવી હશે.

૫૯) બસ ! (હે માનવીઓ અને જિન્નાતો) તમે પોતાના પાલનહારની કંઈ કંઈ નેઅમતોને જુઠલાવશો ?

૬૦) ઉપકારનો બદલો ઉપકાર સિવાય શું હોઇ શકે.

૬૧) બસ ! (હે માનવીઓ અને જિન્નાતો) તમે પોતાના પાલનહારની કંઈ કંઈ નેઅમતોને જુઠલાવશો ?

૬૨) અને તે બન્ને ઉપરાંત બીજી બે જન્નતો પણ છે.

૬૩) બસ ! (હે માનવીઓ અને જિન્નાતો) તમે પોતાના પાલનહારની કંઈ કંઈ નેઅમતોને જુઠલાવશો ?

૬૪) જે બન્ને ગીચ, લીલીછમ છે.

૬૫) બસ ! (હે માનવીઓ અને જિન્નાતો) તમે પોતાના પાલનહારની કંઈ કંઈ નેઅમતોને જુઠલાવશો ?

૬૬) તેમાં બે (ખળખળ) વહેતાં ઝરણાં છે.

૬૭) બસ ! (હે માનવીઓ અને જિન્નાતો) તમે પોતાના પાલનહારની કંઈ કંઈ નેઅમતોને જુઠલાવશો ?

૬૮) તેમાં ફળો, ખજૂર અને દાડમ હશે.

૬૯) બસ ! (હે માનવીઓ અને જિન્નાતો) તમે પોતાના પાલનહારની કંઈ કંઈ નેઅમતોને જુઠલાવશો ?

૭૦) તેમાં ઉત્તમ ચારિત્રવાળી અને સુંદર સ્ત્રીઓ છે.

૭૧) બસ ! (હે માનવીઓ અને જિન્નાતો) તમે પોતાના પાલનહારની કંઈ કંઈ નેઅમતોને જુઠલાવશો ?

૭૨) (ગોરા રંગની) હૂરો જન્નતી તંબુઓમાં રહેવાવાળી છે.

૭૩) બસ ! (હે માનવીઓ અને જિન્નાતો) તમે પોતાના પાલનહારની કંઈ કંઈ નેઅમતોને જુઠલાવશો ?

૭૪) તેણીઓને આ પહેલા કોઈ માનવી અથવા જિન્ને હાથ નથી લાગાવ્યો.

૭૫) બસ ! (હે માનવીઓ અને જિન્નાતો) તમે પોતાના પાલનહારની કંઈ કંઈ નેઅમતોને જુઠલાવશો ?

૭૬) લીલા ગાલીચા અને ઉત્તમ પાથરણા પર તકિયા લગાવી બેઠા હશે.

૭૭) બસ ! (હે માનવીઓ અને જિન્નાતો) તમે પોતાના પાલનહારની કંઈ કંઈ નેઅમતોને જુઠલાવશો ?

૭૮) તારા પાલનહારનું નામ ખૂબ જ બરકતવાળું છે, જે ઇજજતવાળો અને પ્રભાવશાળી છે.



# સૂરહ વાકિઅહ

અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧) જ્યારે કયામત આવી પહોંચશે.

૨) જેને આવવામાં કંઈ જૂઠ નથી.

૩) તે (કયામત) નિમ્ન કરવાવાળી અને ઉચ્ચ કરવાવાળી હશે.

૪) જ્યારે કે ધરતી, ધરતીકંપ સાથે હલાવી દેવામાં આવશે.

૫) અને પર્વતો અત્યંત ચૂરે ચૂરા કરી દેવામાં આવશે

૬) પછી તે વિખેરાયેલી માટી જેવા થઇ જશે.

૭) અને તમે ત્રણ જૂથોમાં થઇ જશો.

૮) બસ ! જમણા હાથવાળા કેવા સારા હશે. જમણા હાથવાળા.

૯) અને ડાબા હાથવાળાની શું દશા છે, ડાબા હાથવાળાની.

૧૦) અને જે આગળવાળા છે, તે તો આગળવાળા જ છે.

૧૧) તે ખૂબ જ નજીક રહેવાવાળા હશે.

૧૨) નેઅમતોવાળી જન્નતોમાં છે.

૧૩) (ખૂબ જ મોટું) જૂથ તો આગળ રહેવાવાળાઓ નું હશે.

૧૪) અને થોડાંક પાછળના લોકો માંથી.

૧૫) આ લોકો સોનાના તારથી બનેલા આસનો પર,

૧૬) એકબીજા સામે તકિયા લગાવી બેઠા હશે.

૧૭) તેઓ પાસે એવા બાળકો હશે, જેઓ હંમેશા (બાળકો જ) રહેશે. આવ-જા કરતા હશે.

૧૮) પ્યાલા, જગ અને એવું જામ લઇને, જે વહેતી શરાબથી ભરેલા હશે.

૧૯) જેનાથી ન તો માથામાં દુ:ખાવો થશે, ન તો બુદ્ધિ નિષ્ક્રિય થશે.

૨૦) અને એવા ફળો લઇને, જે તેઓને મનગમતા હશે,

૨૧) અને પંખીઓના માંસ, જે તેઓને પસંદ હશે,

૨૨) અને મોટી મોટી આંખોવાળી હૂરો,

૨૩) જે છૂપાયેલા મોતીઓ જેવી હશે.

૨૪) આ બદલો છે તેમના કર્મોનો.

૨૫) ન ત્યાં ફાલતુ વાત સાંભળશે અને ન તો પાપની વાત.

૨૬) ફક્ત સલામ જ સલામનો અવાજ હશે.

૨૭) અને જમણા હાથવાળા કેટલા ઉત્તમ છે, જમણા હાથવાળાઓ.

૨૮) તેઓ કાંટા વગર બોરડીના વૃક્ષો,

૨૯) અને એક પછી એક ખૂંટા,

30) અને લાંબા લાંબા પડછાયા,

૩૧) અને વહેતા પાણી,

૩૨) અને ઘણા જ ફળોમાં,

૩૩) જે ન તો ખત્મ થશે, ન તો રોકી લેવામાં આવશે.

૩૪) અને ઊંચા ઊંચા પાથરણા પર હશે.

૩૫) અમે તેઓ (ની પત્નીઓને) ખાસ રીતે બનાવી છે.

૩૬) અને અમે તેણીઓને કુમારીકાઓ બનાવી દીધી છે.

૩૭) મોહબ્બત કરનારી અને સમવયસ્ક.

૩૮) જમણા હાથવાળાઓ માટે છે.

૩૯) ઘણા લોકો આગળ રહેવાવાળા લોકો માંથી હશે.

૪૦) અને ઘણું જ મોટું જૂથ પાછળ રહેવાવાળાઓનું છે.

૪૧) અને ડાબા હાથવાળા, કેવા છે ડાબા હાથવાળા.

૪૨) ગરમ હવા અને ગરમ પાણી માં (હશે).

૪૩) અને કાળા ધુમાડાના પડછાયામાં.

૪૪) જે ન તો ઠંડો હશે અને ન તો ખુશ કરનારો.

૪૫) નિ:શંક આ લોકો આ પહેલા ઘણા જ ઠાઠમાં હતા.

૪૬) અને મોટા મોટા પાપ પર અડગ રહેતા હતાં.

૪૭) અને કહેતા હતા, શું અમે મૃત્યુ પામીશું, માટી અને હાડકાં થઇ જઇશું, તો શું અમે પાછા બીજીવાર જીવિત કરવામાં આવીશું.

૪૮) અને શું અમારા પૂર્વજો પણ ?

૪૯) તમે કહી દો કે નિ:શંક આગળ અને પાછળના સૌને,

૫૦) જરૂરથી ભેગા કરી દેવામાં આવશે, એક નક્કી કરેલ દિવસે.

૫૧) પછી તમે, હે પથભ્રષ્ટો ! હે જૂઠલાવનારાઓ !

૫૨) તમે જરૂરથી ઝક્કૂમનું (કાંટાવાળુ) વૃક્ષ ખાશો.

૫૩) અને તેનાથી જ તમે પેટ ભરશો.

૫૪) પછી તેના પર ગરમ ઉકળતું પાણી પીશો.

૫૫) પીવાવાળા પણ તરસ્યા ઊંટો જેવા,

૫૬) કયામતના દિવસે તેઓની આ મહેમાનગતિ હશે.

૫૭) અમે જ તમારા સૌનું સર્જન કર્યું છે, પછી તમે કેમ માનતા નથી.

૫૮) હાં, એવું તો જણાવો કે જે વિર્ય તમે ટપકાવો છો,

૫૯) શું તેને (માનવી) તમે બનાવો છો ? અથવા તો પેદા કરનાર અમે જ છે ?

૬૦) અમે જ તમારા પર મૃત્યુને નક્કી કરી દીધું છે. અને અમે તેનાથી હારેલા નથી.

૬૧) કે તમારી જગ્યા પર તમારા જેવા કેટલાંયનું સર્જન કરી દઇએ અને તમારું સર્જન ફરીથી આ જગતમાં પણ કરી દઇએ જેની તમને કંઈ પણ ખબર નથી.

૬૨) તમને નિશ્ચિતપણે પહેલા સર્જન વિશે ખબર જ છે, પછી કેમ બોધ ગ્રહણ નથી કરતા ?

૬૩) હાં, તો આ પણ જણાવો કે તમે જે કંઈ પણ વાવો છો,

૬૪) તેને તમે જ ઊપજાવો છો અથવા અમે ઊપજાઈએ છીએ ?

૬૫) જો અમે ઇચ્છીએ તો તેને ચૂરેચૂરા કરી દઇએ અને તમે આશ્ચર્યથી વાતો ઘડવામાં જ રહી જાઓ.

૬૬) કે અમારા પર ભાર થઇ ગયો છે.

૬૭) પરંતુ અમે ખૂબ જ અજાણ રહી ગયા.

૬૮) હાં, એ તો જણાવો કે જે પાણી તમે પીવો છો,

૬૯) તેને વાદળો માંથી તમે જ વરસાવો છો અથવા તો અમે વરસાવીએ છીએ ?

૭૦) જો અમારી ઇચ્છા હોય, તો અમે તેને કડવું ઝેર બનાવી દઇએ. પછી તમે અમારો આભાર કેમ નથી માનતા ?

૭૧) હાં, એ પણ જણાવો કે જે આગ તમે સળગાવો છો,

૭૨) તેના વૃક્ષને તમે ઉગાડ્યું છે અથવા અમે તેને ઉગાડનાર છે ?

૭૩) અમે તેને શિખામણ માટે અને મુસાફરોના ફાયદા માટે ઉગાડ્યું છે.

૭૪) બસ ! પોતાના ખૂબ જ મહાન, પાલનહારના નામનું સ્મરણ કરતા રહો.

૭૫) બસ ! હું સોગંદ ખાઉં છું તારાઓના પડવાના.

૭૬) અને જો તમને જ્ઞાન હોય, તો આ ઘણી જ મોટી સોગંદ છે.

૭૭) નિ:શંક આ કુરઆન ખૂબ જ ઇજ્જતવાળું છે.

૭૮) જે એક સુરક્ષિત કિતાબમાં છે.

૭૯) તેને ફક્ત પવિત્ર લોકો જ અડી શકે છે.

૮૦) આ સમગ્ર સૃષ્ટિના પાલનહાર તરફથી અવતરિત કરેલું છે.

૮૧) શું તમે આ વાતને સામાન્ય માનો છો ?

૮૨) અને પોતાના ભાગમાં ફક્ત જુઠલાવવું જ નક્કી કર્યું છે.

૮૩) બસ ! જ્યારે જીવ ગળા સુધી પહોંચી જશે.

૮૪) અને તમે તે સમયે આંખો વડે જોતા રહી જશો.

૮૫) અમે તે વ્યક્તિ સાથે તમારા કરતા વધારે નજીક હોઇએ છીએ, પરંતુ તમે નથી જોઇ શકતા.

૮૬) બસ ! જો તમે કોઈના કહેવામાં નથી,

૮૭) અને જો આ વાતમાં સાચા હોવ તો આ જીવને પાછો લાવી બતાઓ.

૮૮) બસ ! જે કોઈ અલ્લાહના દરબારમાં નજીક પહોંચાડેલો હશે.

૮૯) તેને તો આરામ છે ,ખોરાક છે અને આરામદાયક જન્નત છે.

૯૦) અને જે વ્યક્તિ જમણા (હાથ) વાળાઓ માંથી છે.

૯૧) તો પણ સલામતી છે તારા માટે, કે તું જમણા હાથવાળાઓ માંથી છે.

૯૨) પરંતુ જો કોઈ જુઠલાવનારા પથભ્રષ્ટો માંથી છે.

૯૩) તેના માટે ઉકળતા ગરમ પાણીની મહેમાનગતિ છે.

૯૪) અને જહન્નમમાં જવાનું છે.

૯૫) આ ખબર ખરેખર સાચી અને સત્ય છે.

૯૬) બસ ! તું પોતાના મહાન પાલનહારના નામનું સ્મરણ કર.



# સૂરહ હદીદ

અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧) આકાશો અને ધરતીમાં જે કંઈ પણ છે (બધાં જ) અલ્લાહના નામનું સ્મરણ કરી રહ્યા છે, તે મહાન, હિકમતવાળો છે.

૨) આકાશો અને ધરતીનું સામ્રાજ્ય તેનું જ છે, તે જ જીવન આપે છે અને તે જ મૃત્યુ પણ અને તે દરેક વસ્તુ પર શક્તિ ધરાવે છે.

૩) તે જ પ્રથમ છે અને તે જ છેલ્લો છે, તે જ જાહેર છે અને તે જ છૂપો અને તે દરેક વસ્તુને ખૂબ જ સારી રીતે જાણે છે.

૪) તે (અલ્લાહ) જ છે, જેણે આકાશો અને ધરતીનું છ દિવસમાં સર્જન કર્યુ, પછી અર્શ પર બિરાજમાન થઇ ગયો, તે (ખૂબ જ) જાણે છે તે વસ્તુને, જે જમીનમાં જાય અને જે તેમાંથી નીકળે અને જે આકાશ પરથી નીચે આવે અને જે કંઈ ચઢીને જાય અને જ્યાં પણ તમે છો, તે તમારી સાથે છે અને જે કંઈ પણ તમે કરી રહ્યા છો, (તેને) અલ્લાહ જોઇ રહ્યો છે

૫) આકાશો અને ધરતીનું સામ્રાજ્ય તેનું જ છે અને દરેક કાર્ય તેની જ તરફ મોકલવામાં આવે છે.

૬) તે જ રાત્રિને દિવસમાં ફેરવે છે અને તે જ દિવસને રાત્રિમાં ફેરવે છે અને હૃદયોના ભેદોને તે ખૂબ જ સારી રીતે જાણે છે.

૭) અલ્લાહ અને તેના પયગંબર પર ઈમાન લાવી દો અને તે ધન માંથી ખર્ચ કરો જેમાં અલ્લાહએ તમને (બીજા માટે) લાભાર્થી બનાવ્યા છે. બસ ! તમારા માંથી જે ઈમાન લાવે અને દાન કરે, તેને પુષ્કળ વળતર મળશે.

૮) તમે અલ્લાહ પર ઈમાન કેમ નથી લાવતા ? જ્યારે કે પયગંબર પોતે તમને પોતાના પાલનહાર પર ઈમાન લાવવાનું કહે છે અને જો તમે ઈમાનવાળા હોવ, તો તે તો તમારી પાસેથી ઠોસ વચન પણ લઇ ચૂક્યા છે.

૯) તે (અલ્લાહ) જ છે, જે પોતાના બંદા પર સ્પષ્ટ આયતો ઉતારે છે, જેથી તે તમને અંધકાર માંથી પ્રકાશ તરફ લઇ જાય. નિ:શંક અલ્લાહ તઆલા તમારા પર નમ્રતા દાખવનાર અને દયાળુ છે.

૧૦) તમને શું થઇ ગયું છે કે તમે અલ્લાહના માર્ગમાં દાન નથી કરતા ? ખરેખર આકાશો અને ધરતીના વારસાનો માલિક (એકલો) અલ્લાહ જ છે, તમારા માંથી જે લોકોએ વિજય મેળવતા પહેલા અલ્લાહના માર્ગમાં દાન કર્યુ છે અને યુદ્ધ કર્યુ છે તેઓ (બીજાના) જેવા નથી, પરંતુ તેઓ તેમના કરતા ઉત્તમ દરજ્જાવાળા છે, જેમણે વિજય પછી દાન કર્યુ અને જેહાદ કર્યુ. હાં, સારા કર્મોનું વચન અલ્લાહએ તે સૌની સાથે કરેલું છે, જે કંઈ પણ તમે કરી રહ્યા છો તેને અલ્લાહ ખૂબ સારી રીતે જાણે છે.

૧૧) કોણ છે જે અલ્લાહ તઆલાને સારી રીતે ઉધાર આપે, પછી અલ્લાહ તઆલા તેને તેના માટે વધારતો જાય, અને તેના માટે મનપસંદ બદલો નક્કી થઇ જાય.

૧૨) (કયામતના) દિવસે તમે જોઇ લેશો કે ઈમાનવાળા પુરુષો અને સ્ત્રીઓનો પ્રકાશ તેમની આગળ-આગળ અને તેઓના જમણે દોડી રહ્યું હશે. આજે તમને તે જન્નતોની ખુશખબર છે જેની નીચે નહેરો વહે છે, જેમાં હંમેશાનું રહેઠાણ છે, આ છે મોટી સફળતા.

૧૩) તે દિવસે ઢોંગી પુરુષ અને સ્ત્રી ઈમાનવાળાઓને કહેશે કે અમારી પ્રતિક્ષા તો કરો, કે અમે પણ તમારા પ્રકાશ માંથી કંઈ પ્રકાશ મેળવી લઇએ, જવાબ આપવામાં આવશે કે તમે પાછા ફરી જાવ અને પ્રકાશ

શોધો, પછી તે બન્નેની વચ્ચે એક દિવાલ ઊભી કરી દેવામાં આવશે, જેમાં બારણું પણ હશે, તેના અંદરના ભાગમાં આનંદ હશે અને બહારના ભાગમાં યાતના હશે.

૧૪) આ લોકો રાડો પાડી પાડીને તેમને (જન્નતીઓ ને) કહેશે કે, શું અમે તમારી સાથે ન હતા, તેઓ કહેશે કે હાં, હતા તો ખરાં, પણ તમે પોતે વિદ્રોહી બની ગયા હતા અને પ્રતિક્ષા કરવામાં જ રહી ગયા અને શંકા કરતા રહ્યા અને તમે તમારા બેકારના શોખના કારણે ધોકામાં જ રહ્યા, ત્યાં સુધી કે અલ્લાહનો આદેશ આવી પહોંચ્યો અને તમને અલ્લાહ વિશે ધોકો આપનારે ધોકા માં જ રાખ્યા.

૧૫) બસ ! આજે ન તો તમારી પાસેથી ન તો મૂક્તિદંડ લેવામાં આવશે (અને ન તો બદલો) કબૂલ કરવામાં આવશે અને ન ઇન્કાર કરનારાઓ પાસેથી, તમારા (સૌ) નું ઠેકાણું જહન્નમ છે, તે જ તમારો દોસ્ત છે અને તે ઘણું જ ખરાબ ઠેકાણું છે.

૧૬) શું હજુ સુધી ઈમાનવાળાઓ માટે તે સમય નથી આવ્યો કે તેઓના હૃદયો અલ્લાહની યાદમાં અને જે સત્ય માર્ગ અવતરિત થઇ ચૂક્યો છે તેનાથી નમ્ર થઇ જાય અને તેમના જેવા ન થઇ જાય, જેમને તે પહેલા કિતાબ આપવામાં આવી હતી. પછી જ્યારે તેઓ પર એક લાંબો સમયગાળો પસાર થઇ ચૂક્યો, તો તેમના હૃદયો સખત થઇ ગયા અને તેમનામાં ઘણાજ વિદ્રોહી છે.

૧૭) ખરેખર તમે જાણી લો કે અલ્લાહ જ નિષ્પ્રાણ ધરતીને ફરી જીવિત કરી દે છે, અમે તો તમારા માટે અમારી આયતોનું વર્ણન કરી દીધું, જેથી તમે સમજી લો.

૧૮) નિ:શંક દાન કરવાવાળા પુરુષો અને સ્ત્રીઓ અને જે અલ્લાહને નિખાલસતાથી ઉધાર આપી રહ્યા છે, તેઓ માટે આ વધારી દેવામાં આવશે, અને તેઓ માટે મનપસંદ સવાબ છે.

૧૯) અલ્લાહ અને તેના પયગંબર પર જે ઈમાન ધરાવે છે, તે જ લોકો પોતાના પાલનહારની નજીક સાચા અને શહીદ છે, તેઓ માટે તેઓનો બદલો અને તેઓ માટે પ્રકાશ છે અને જે લોકો ઇન્કાર કરે છે અને અમારી આયતોને જુઠલાવે છે તે જહન્નમી છે.

૨૦) જાણી લો કે દુનિયાનું જીવન ફક્ત રમત-ગમત, શણગાર અને એકબીજાથી અહંકાર અને ધન તથા સંતાનો બાબતે એક બીજાની દેખાદેખીમાં પોતાને વધારે ઉત્તમ દેખાડવાનું છે, જેવી રીતે કે વરસાદ અને તેની ઊપજ ખેડૂતોને લલચાવે છે, પછી જ્યારે તે સૂકી પડી જાય છે, તો પીળા રંગમાં તમે તેને જૂઓ છો, પછી તે ચૂરેચૂરા થઇ જાય છે. અને આખેરતમાં સખત યાતના અને અલ્લાહની માફી અને પ્રસન્નતા છે, અને દુનિયાનું જીવન ફક્ત ધોકો જ છે, તે સિવાય કંઈ નથી.

૨૧) (આવો) ભાગો, પોતાના પાલનહારની માફી તરફ અને તેની જન્નતો તરફ, તેની પહોળાઈ આકાશ અને ધરતીની પહોળાઈ જેટલી છે, આ તે લોકો માટે તૈયાર કરવામાં આવી છે, જે અલ્લાહ અને તેના પયગંબરો પર ઈમાન ધરાવે છે. આ અલ્લાહની કૃપા છે, જેને ઇચ્છે, આપે અને અલ્લાહ ઘણો જ કૃપાળુ છે.

૨૨) કોઈ મુસીબત તમને અને તમારા જીવોને  દુનિયામાં નથી પહોંચતી, તે પહેલા કે અમે તેને ઊભી કરીએ, તે એક ખાસ પુસ્તકમાં લખેલી છે, આ (કાર્ય) અલ્લાહ માટે (ખૂબ જ) સરળ છે.

૨૩) જેથી તમે ન મળેલી વસ્તુ પર રંજ ન કરો અને તમને ન આપેલી વસ્તુ આપેલી છે, તે વસ્તુ પર ઇતરાઓ અને અહંકારીઓને અલ્લાહ પસંદ નથી કરતો.

૨૪) જે કંજૂસાઈ કરે અને બીજાને (પણ) કંજૂસાઈ શિખામણ આપે, સાંભળો! જે પણ મોઢું ફેરવે, અલ્લાહ બેનિયાઝ અને પ્રશંસાને લાયક  છે.

૨૫) નિ:શંક અમે અમારા પયગંબરોને સ્પષ્ટ પુરાવા આપી મોકલ્યા અને

તેની સાથે કિતાબ અને ત્રાજવું અવતરિત કર્યું, જેથી લોકો ન્યાય પર અડગ રહે અને અમે લોખંડ ઉતાર્યું જેમાં સખતાઇ અને મજબૂતાઈ છે, અને લોકો માટે બીજા ઘણાં ફાયદા છે અને એટલા માટે પણ કે અલ્લાહ જાણી લે કે તેની અને તેના પયગંબરોની મદદ વણ-દેખે કોણ કરે છે, નિ:શંક અલ્લાહ તાકાતવર અને મહાન છે.

૨૬) નિ:શંક અમે નૂહ અને ઇબ્રાહીમ (અ.સ.) ને (પયગંબર બનાવી) મોકલ્યા અને અમે તે બન્નેના સંતાનોમાં પયગંબરી અને કિતાબો પરંપરાગત રાખ્યા, તો તેમાંથી કેટલાકે તો સત્ય માર્ગ અપનાવ્યો અને તેમાંથી ઘણા જ અવજ્ઞાકારી રહ્યા.

૨૭) ત્યાર પછી પણ અમે અમારા પયગંબરોને એક પછી એક મોકલતા રહ્યા, અને તે પછી મરયમના દીકરા ઈસા (અ.સ.) ને મોકલ્યા, અને તેમને ઇન્જીલ આપી અને તેમને માનનારાઓના હૃદયોમાં દયા અને નમ્રતા મૂકી દીધી, હાં, "રહબાનિય્યત" (સંન્યાસી) તો તે લોકોએ પોતે બનાવી દીધી, અમે તેઓ માટે જરૂરી નહતું ઠેરવ્યુ, અલ્લાહની પરવાનગી સિવાય, તો તે લોકોએ તેનું પૂરેપૂરૂં પાલન ન કર્યું, તો પણ અમે તેઓ માંથી જે ઈમાન લાવ્યા હતાં, તેઓને તેનો બદલો આપ્યો અને તેમનામાં ઘણા લોકો અવજ્ઞાકારી છે.

૨૮) હે લોકો ! જેઓ ઈમાન લાવ્યા છો, અલ્લાહથી ડરતા રહો, અને તેના પયગંબર પર ઈમાન લાવો, અલ્લાહ તમને પોતાની કૃપાનો બમણો ભાગ આપશે, અને તમને પ્રકાશ આપશે, જેના પ્રકાશમાં તમે હરી-ફરી શકશો અને તમારા પાપ પણ માફ કરી દેશે, અલ્લાહ માફ કરનાર, દયાળુ છે.

૨૯) આ એટલા માટે કે કિતાબવાળાઓ જાણી લે કે અલ્લાહની કૃપાના કોઈ પણ ભાગમાં તેઓને કંઈ અધિકાર નથી, અને એ કે (દરેક) કૃપા અલ્લાહના જ હાથમાં છે, તે જેને ઇચ્છે આપે, અને અલ્લાહ છે જ ઘણો કૃપાળુ.



# સૂરહ મુજાદિલહ

અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧) નિ:શંક અલ્લાહ તઆલા એ તે સ્ત્રીની વાત સાંભળી જે તારી સાથે પોતાના પતિ બાબતે વાદ-વિવાદ કરી રહી હતી અને અલ્લાહ તઆલાને ફરિયાદ કરી રહી હતી. અલ્લાહ તઆલા તમારા બન્નેના પ્રશ્નોત્તર સાંભળી રહ્યો હતો. નિ:શંક અલ્લાહ તઆલા સાંભળવાવાળો, જોવાવાળો છે.

૨) તમારા માંથી જે લોકો પોતાની પત્ની સાથે "ઝિહાર" (એટલે કે પોતાની પત્નીને માં જેવી કહેવું) કરે છે તે ખરેખર તેમની માં નથી બની જતી, તેમની માં તો તે જ છે જેમના પેટથી તેઓ પેદા થયા, નિ:શંક આ લોકો એક વ્યર્થ અને જૂઠી વાત કહે છે. નિ:શંક અલ્લાહ તઆલા માફ કરવાવાળો છે.

૩) જે લોકો પોતાની પત્ની સાથે ઝિહાર કરે, પછી પોતાની કહેલી વાતથી પાછા ફરે તો તેમણે એક બીજાને હાથ લગાવતાં પહેલા એક દાસને આઝાદ કરવો પડશે, તેના દ્વારા તમને શિખામણ આપવામાં આવે છે અને અલ્લાહ તઆલા તમારા દરેક કાર્યોને ખૂબ જાણે છે.

૪) હાં, જે વ્યક્તિ (દાસ આઝાદ કરવાની) ક્ષમતા ન ધરાવતો હોય તો તેના પર બે માસના સળંગ રોઝા છે. તે પહેલા કે એક બીજાને હાથ લગાવે, અને જે વ્યક્તિ તેની પણ ક્ષમતા ન ધરાવે, તેના પર સાંહીઠ (60) લાચારોને ખાવાનું ખવડાવવાનો આદેશ છે, આ એટલા માટે કે તમે અલ્લાહ અને તેના પયગંબરના આદેશનું પાલન કરો, આ અલ્લાહ તઆલાની નક્કી કરેલ મર્યાદાઓ છે અને ઇન્કાર કરનારાઓ માટે જ દુ:ખદાયી યાતના છે.

૫) નિ:શંક જે લોકો અલ્લાહ અને તેના પયગંબરનો વિરોધ કરે છે, તેઓ અપમાનિત કરવામાં આવશે, જેમકે આનાથી પહેલાના લોકોને

અપમાનિત કરવામાં આવ્યા અને નિ:શંક અમે સ્પષ્ટ આયતો અવતરિત કરી ચૂક્યા છીએ અને ઇન્કાર કરનારાઓ માટે તો અપમાનિત કરી દેનારી યાતના છે.

૬) જે દિવસે અલ્લાહ તઆલા તે દરેક લોકોને જીવિત કરશે. ફરી તેમને તેમના કરેલા કર્મોની જાણકારી આપશે, જેને અલ્લાહએ ગણી-ગણીને સુરક્ષિત રાખ્યા અને જેને તે ભૂલી ગયા હતા, અને અલ્લાહ તઆલા દરેક વસ્તુનો ખૂબ જ જાણકાર છે.

૭) શું તમે નથી જોયું કે અલ્લાહ આકાશો અને ધરતીની દરેક વસ્તુનો જાણકાર છે. ત્રણ માનવીઓ વચ્ચે વાતચીત નથી થતી, પરંતુ તે ઉપરાંત અલ્લાહ તેમાં ચોથો હોય છે અને પાંચની પરંતુ તે ઉપરાંત તેમાં છઠ્ઠો, તે હોય છે અને તેનાથી ઓછાની અને વધારેની, પરંતુ તે સાથે જ હોય છે, જ્યાં પણ તેઓ હોય. ફરી કયામતના દિવસે તેમને તેમના કાર્યોની જાણકારી આપશે, નિ:શંક અલ્લાહ તઆલા દરેક વસ્તુને જાણે છે.

૮) શું તમે તે લોકોને નથી જોયા ? જે લોકોને ગુસપુસ કરવાથી રોકવામાં આવ્યા હતા, તેમને રોકવા છતાં તે કાર્ય ફરીથી કરે છે અને તેઓ અંદરોઅંદર પાપ, અતિરેક અને પયગંબરની અવજ્ઞાની ગુસપુસ કરે છે અને જ્યારે તમારી પાસે આવે છે તો તમને તે શબ્દો દ્વારા સલામ કરે છે, જે શબ્દોમાં અલ્લાહ તઆલાએ નથી કહ્યું અને પોતાના મનમાં કહે છે કે અલ્લાહ તઆલા અમને તેના પર, જે અમે કહી રહ્યા છીએ શિક્ષા કેમ નથી આપી રહ્યો, તેમના માટે જહન્નમ પૂરતી છે, જેમાં તેઓ જશે. તો તે ઘણું જ ખરાબ ઠેકાણું છે.

૯) હે ઈમાનવાળાઓ ! તમે જ્યારે વાતચીત કરો તો આ વાતચીત પાપ, અતિરેક અને પયગંબરની અવજ્ઞા તરફ (પ્રોત્સાહીન કરનારી) ન હોય, પરંતુ ભલાઇ અને સંયમની વાતચીત કરો અને તે અલ્લાહથી ડરતા રહો, જેની પાસે તમે સૌ ભેગા કરવામાં આવશો.

૧૦) (ખોટી) ગુસપુસ એ તો એક શેતાની કામ છે, જેનાથી ઈમાનવાળોને ઠેસ પહોંચે. જોકે અલ્લાહ તઆલાની ઇચ્છા વગર તેમને કોઈ નુકસાન પહોંચાડી શકતું નથી. અને ઈમાનવાળાઓ અલ્લાહ પર જ વિશ્વાસ રાખે.

૧૧) હે મુસલમાનો ! જ્યારે તમને કહેવામાં આવે કે સભાઓમાં થોડા છુટા બેસો તો તમે છુટા બેસી જાવ, જેથી અલ્લાહ તમને(દરેક વસ્તુઓમાં) વધારે આપશે, અને જ્યારે કહેવામાં આવે કે ઊભા થઇ જાવ તો તમે ઊભા થઇ જાવ, અલ્લાહ તઆલા તમારા માંથી, જેઓ ઈમાન વાળા છે અને જેમને જ્ઞાન આપવામાં આવ્યું છે, તેમના દરજ્જાઓ ઉચ્ચ કરી દેશે અને અલ્લાહ તઆલા (દરેક કાર્યથી) જે તમે કરી રહ્યા છો, (ખૂબ જ ) જાણકાર છે.

૧૨) હે મુસલમાનો ! જ્યારે તમે પયગંબર સાથે વાતચીત કરવા ઇચ્છો, તો પોતાની વાતચીત પહેલા કંઈક સદકો (દાન) આપી દો. આ તમારા માટે ઉત્તમ અને પવિત્ર છે, હાં જો તમે (સદકો) આપવા અસમર્થ હોવ તો, નિ:શંક અલ્લાહ તઆલા માફ કરનાર અને દયાળુ છે.

૧૩) શું તમે પોતાની વાતચીત પહેલા સદકો આપવાથી ડરી ગયા ? બસ જ્યારે તમે આવું ન કર્યું અને અલ્લાહ તઆલાએ પણ તમને માફ કરી દીધા, તો હવે (ખૂબ જ સારી રીતે ) નમાઝ હંમેશા પઢતા રહો, ઝકાત આપતા રહો અને અલ્લાહ તઆલાની અને તેના પયગંબરની આજ્ઞાનું પાલન કરતા રહો, તમે જે કંઈ પણ કરો છો તે (બધા થી) અલ્લાહ (ખૂબ જ) જાણકાર છે.

૧૪) શું તમે તે લોકોને નથી જોયા ? જેમણે તે કોમ સાથે મિત્રતા કરી, જેના પર અલ્લાહ ખૂબ જ ગુસ્સે થઇ ચૂક્યો છે, ન તો આ (ઢોંગી) તમારા છે અને ન તેમના છે, જાણવા છતાં ખોટી વાતો પર સોગંદો ખાઇ રહ્યા છે.

૧૫) અલ્લાહ તઆલાએ તેમના માટે સખત યાતના તૈયાર કરી રાખી છે, ખરેખર જે (કૃત્યો) તેઓ કરી રહ્યા છે-ખરાબ કરી રહ્યા છે.

૧૬) તે લોકોએ તો પોતાની સોગંદોને આડ બનાવી રાખી છે અને લોકોને અલ્લાહના માર્ગથી રોકી રહ્યા છે, તેમના માટે અપમાનજનક યાતના છે.

૧૭) તેમનું ધન અને સંતાનો અલ્લાહ પાસે કંઈ જ કામ નહીં આવે, આ લોકો જહન્નમી છે. હંમેશા તેમાં જ રહેશે.

૧૮) જે દિવસે અલ્લાહ તઆલા તે દરેકને જીવિત કરશે, તો આ લોકો જેવી રીતે તમારી સામે સોગંદો ખાય છે, (અલ્લાહ તઆલા) ની સામે પણ સોગંદો ખાવા લાગશે અને સમજશે કે તેઓ પાસે પણ કોઈ (પુરાવા) છે, બરાબર જાણી લો કે, નિ:શંક તેઓ જ જૂઠા છે.

૧૯) તેમના પર શેતાન છવાઇ ગયો છે અને તેમને અલ્લાહ ના સ્મરણથી વંચિત કરી દીધા છે, આ શેતાનનું જૂથ છે, કોઈ શંકા નથી કે શેતાનનું જૂથ જ નુકસાનમાં છે.

૨૦) નિ:શંક અલ્લાહ તઆલા અને તેના પયગંબરનો જે લોકો વિરોધ કરે છે તે જ લોકો સૌથી વધારે અપમાનિત છે.

૨૧) અલ્લાહ તઆલા લખી ચૂક્યો છે કે નિ:શંક હું અને મારો પયગંબર જ વિજયી રહીશું, નિ:શંક અલ્લાહ તઆલા જ શક્તિશાળી અને વિજયી છે.

૨૨) અલ્લાહ તઆલા અને કયામતના દિવસ પર ઈમાન રાખનારાઓને અલ્લાહ અને તેના પયગંબરના વિરોધીઓ સાથે મોહબ્બત કરતા તમે નહીં જુઓ, ભલેને પછી તેમાં તેમના પિતા, દીકરા અને ભાઇ અથવા તેમના કુટુંબીજનો પણ કેમ ન હોય, આ જ લોકો છે, જેમના હૃદયોમાં અલ્લાહ તઆલાએ ઈમાન લખી દીધું છે. અને જેની પુષ્ટિ પોતાની રૂહ વડે કરી છે. અને જેમને તે જન્નતોમાં દાખલ કરશે, જેની નીચે નહેરો વહી રહી છે, જ્યાં તેઓ હંમેશા રહેશે, અલ્લાહ તેમનાથી પ્રસન્ન છે અને આ અલ્લાહથી પ્રસન્ન છે. આ અલ્લાહનું જૂથ છે. સાવધાન રહો ખરેખર અલ્લાહના જૂથવાળાઓ જ સફળ લોકો છે.





# સૂરહ હશ્ર

અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧) આકાશો અને ધરતીની દરેક વસ્તુઓ અલ્લાહ તઆલા ની પવિત્રતાનું વર્ણન કરે છે, તે પ્રબળ અને હિકમતવાળો છે.

૨) તે જ છે, જેણે કિતાબવાળોઓ માંથી ઇન્કાર કરનારાઓને, તેમના ઘરો માંથી પ્રથમ ચુકાદાના સમયે કાઢી મુકયા, તમને કલ્પના (પણ) ન હતી કે તેઓ નીકળશે અને તેઓ પોતે (પણ) સમજી રહ્યા હતા કે તેમના (મજબૂત) કિલ્લા તેઓને અલ્લાહ (ની યાતના)થી બચાવી લેશે, બસ ! તેઓના પર અલ્લાહ (ની યાતના) એવી જગ્યાએથી આવી પહોંચી કે તેમને કલ્પના પણ ન હતી, અને તેમના હૃદયોમાં અલ્લાહએ ડર નાખી દીધો, તેઓ પોતાના ઘરોને પોતાના જ હાથો વડે વેરાન કરી રહ્યા હતા અને મુસલમાનોના હાથો વડે (બરબાદ કરાવી રહ્યા હતા), બસ ! હે જોનારાઓ બોધ ગ્રહણ કરો.

3) અને જો અલ્લાહ તઆલાએ તેઓ પર દેશનિકાલ લખી ન દીધો હોત તો ચોક્કસ પણે તેઓને દુનિયામાં જ સજા આપતો, અને આખેરતમાં (તો) તેઓ માટે આગની યાતના તો છે જ.

૪) આ એટલા માટે કે તેઓએ અલ્લાહ તઆલા અને તેના પયગંબરનો વિરોધ કર્યો અને જે પણ અલ્લાહનો વિરોધ કરશે, તો અલ્લાહ તઆલા પણ સખત યાતના આપનાર છે.

૫) તમે ખજૂરોના જે વૃક્ષો કાપી નાંખ્યા અથવા જેમને તમે તેના મૂળ ઉપર બાકી રહેવા દીધા, આ બધું જ અલ્લાહના આદેશ પ્રમાણે હતું અને એટલા માટે પણ કે પાપીઓને અલ્લાહ અપમાનિત કરે.

૬) અને તેઓનું જે ધન અલ્લાહ તઆલાએ પોતાના પયગંબરના હાથમાં પહોંચાડ્યું છે, જેના પર ન તો તમે પોતાના ઘોડા દોડાવ્યા અને ન ઊંટ, પરંતુ અલ્લાહ તઆલા પોતાના પયગંબરને જેના પર ઇચ્છે,

વિજયી બનાવી દે છે અને અલ્લાહ તઆલા દરેક વસ્તુ પર શક્તિ ધરાવે છે.

૭) વસ્તીઓવાળાઓનું જે (ધન) અલ્લાહ તઆલાએ તમારી સાથે મૂઠ-ભેડ વગર પોતાના પયગંબરને પહોંચાડ્યું, તે અલ્લાહનું છે, પયગંબર માટે અને સગા-સબંધીઓ માટે અને અનાથો-લાચારો માટે અને મુસાફરો માટે છે, જેથી તમારા ધનવાનોના હાથમાં જ આ ધન ફરતું ન રહી જાય અને તમને પયગંબર જે કંઈ પણ આપે, લઇ લો, અને જેનાથી રોકે, રોકાઈ જાવ અને અલ્લાહ તઆલાથી ડરતા રહો, નિ:શંક અલ્લાહ તઆલા સખત યાતના આપનાર છે.

૮) (યુદ્ધમાં લડયા વગર હાથ લાગેલ માલ) તે હિજરત કરનાર લાચારો માટે છે, જે પોતાના ઘરબાર અનેસંપત્તિઓ માંથી કાઢી મૂકવામાં આવ્યા, તે અલ્લાહની કૃપા અને પ્રસન્નતા ઇચ્છે છે, તેઓ અલ્લાહ અને તેના પયગંબરની મદદ કરે છે, આ લોકો જ સાચાં છે.

૯) અને (તેમના માટે પણ છે ) જે લોકોએ તે ઘરમાં એટલે કે (મદીના શહેર) અને ઈમાનમાં તે લોકોથી (હિજરત કરનારાઓ ના આગમન) પહેલા જગ્યા બનાવી લીધી છે અને પોતાની તરફ હિજરત કરી આવનારા લોકો સાથે મોહબ્બત રાખે છે અને હિજરત કરવાવાળાઓને જે કંઈ આપવામાં આવે, તેનાથી તેઓ પોતાના હૃદયોમાં તંગી અનુભવતા નથી, પરંતુ પોતાના પર તેઓને પ્રાથમિકતા આપે છે, ભલેને પોતાની જરૂરત કેમ ન હોય, (વાત આ છે) કે જે પણ પોતાના જીવ માટે કંજૂસાઈ કરવાથી બચાવી લેવામાં આવ્યો, તે જ સફળ છે.

૧૦) અને (તેમના માટે પણ છે) જે તેમના પછી આવ્યા, તેઓ કહેશે કે હે અમારા પાલનહાર ! અમને માફ કરી દે અને અમારા તે ભાઇને પણ, જે અમારાથી પહેલા ઈમાન લાવી ચૂક્યા છે અને ઈમાનવાળાઓ પ્રત્યે અમારા હૃદયોમાં વેર (અને દુશ્મની) પેદા ન કર, હે અમારા પાલનહાર ! નિ:શંક તું માયાળુ અને દયાળુ છે.

૧૧) શું તમે ઢોંગીઓને ન જોયા ? તે પોતાના કિતાબવાળા ઇન્કાર કરનાર ભાઇઓને કહે છે જો તમને દેશનિકાલ કરવામાં આવ્યા તો જરૂરથી અમે પણ તમારી સાથે નીકળી જઇશું અને તમારી બાબતે અમે કયારેય કોઈની પણ વાત નહીં માનીએ અને જો તમારા સાથે લડાઇ કરવામાં આવશે તો જરૂરથી અમે તમારી મદદ કરીશુ પરંતુ અલ્લાહ તઆલા સાક્ષી આપે છે કે આ તદ્દન જૂઠા છે.

૧૨) જો તે લોકોને દેશનિકાલ કરવામાં આવે તો આ લોકો તેમની સાથે નહીં જાય અને જો તેમની સાથે લડાઇ કરવામાં આવે, તો આ લોકો તેમની મદદ (પણ) નહીં કરે અને જો (કદાચ) મદદ કરવા માટે આવી પણ ગયા, તો પીઠ બતાવીને ભાગી જશે, પછી મદદ કરવામાં નહીં આવે.

૧૩) (મુસલમાનો ભરોસો રાખો) કે તમારો ડર તેઓના હૃદયોમાં અલ્લાહના ડરથી વધારે છે, આ એટલા માટે કે તેઓ બુદ્ધિ ધરાવતા નથી

૧૪) આ સૌ ભેગા થઇને પણ તમારી સાથે લડી નથી શકતા, હાં એ વાત અલગ છે કે કિલ્લામાં હોય અથવા દીવાલો પાછળ છૂપાયેલા હોય, તેમની લડાઇ તો અંદરોઅંદર જ ખૂબ છે, તમે તેમને એક જૂથ સમજો છો પરંતુ તેમના હૃદયો ખરેખર એકબીજાથી અળગા છે, એટલા માટે કે આ લોકો બુદ્ધિ ધરાવતા નથી.

૧૫) તે લોકોની જેમ, જે થોડાંક સમય પહેલા હતા, જેમણે પોતાના કરતૂતોનો સ્વાદ ચાખી લીધો અને જેમના માટે દુ:ખદાયી યાતના છે.

૧૬) શેતાન ની જેમ, કે તેણે માનવીઓને કહ્યું કે ઇન્કાર કર, જ્યારે તેણે (માનવીએ) ઇન્કાર કરી દીધો તો કહેવા લાગ્યો, હું તો તારાથી અળગો છું, હું તો અલ્લાહ સમગ્ર સૃષ્ટિના પાલનહારથી ડરુ છું

૧૭) બસ ! બન્ને (શેતાન અને ઇન્કાર કરનારાઓ) નું પરિણામ એવું થયું કે જહન્નમમાં હંમેશા માટે ગયા અને અત્યાચારીઓ માટે આવી જ સજા છે

૧૮) હે ઈમાનવાળાઓ ! અલ્લાહથી ડરતા રહો અને દરેક વ્યક્તિ જોઇ લે કે આવતીકાલ (કયામત) માટે તેણે (કાર્યોનો) કેવો (સંગ્રહ) મોકલ્યો છે. અને (દરેક સમયે) અલ્લાહથી ડરતા રહો, અલ્લાહ તમારા દરેક કાર્યોનો જાણકાર છે.

૧૯) અને તમે તે લોકો જેવા ન થઇ જાઓ, જેમણે અલ્લાહ (ના આદેશો) ને ભૂલાવી દીધા, તો અલ્લાહએ પણ તેમના અસ્તિત્વને ભૂલાવી દીધું અને આવા જ લોકો અવજ્ઞાકારી હોય છે.

૨૦) જહન્નમવાળા અને જન્નતવાળા સરખા નથી, જે જન્નતવાળા છે, તે જ સફળ છે (અને જે જહન્નમવાળા છે, તે નિષ્ફળ છે)

૨૧) જો અમે આ કુરઆનને કોઈ પર્વત પર અવતરિત કરતાં, તો તમે જોતા કે અલ્લાહના ભયથી તે દબાઇને ટુકડે-ટુકડાં થઇ જતો, અમે આવા ઉદાહરણો લોકો સામે વર્ણન કરીએ છીએ જેથી તેઓ ચિંતન કરે.

૨૨) તે જ અલ્લાહ છે, જેના સિવાય કોઈ બંદગીને લાયક નથી, અદૃશ્ય અને દૃશ્યને જાણવાવાળો, કૃપાળુ અને અત્યંત દયાળુ.

૨૩) તે જ અલ્લાહ છે, જેના સિવાય કોઈ બંદગીને લાયક નથી, બાદશાહ, અત્યંત પવિત્ર , દરેક ખામીથી સલામત, શાંતિ આપનાર, દેખરેખ કરનાર, વિજયી, શક્તિશાળી, પ્રતિષ્ઠિત, પવિત્ર છે અલ્લાહ તે વસ્તુઓથી, જેમને તેઓ અલ્લાહના ભાગીદાર ઠેરવે છે .

૨૪) તે જ અલ્લાહ છે, સર્જન કરનાર, બનાવનાર, સ્વરૂપ આપનાર, તેના માટે જ પવિત્ર નામ છે, દરેક વસ્તુ જે આકાશોમાં છે અથવા તો ધરતીમાં તેની પવિત્રતાનું વર્ણન કરે છે. અને તે જ વિજયી, હિકમતવાળો છે.



# સૂરહ મુમ્તહિનહ

અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧) હે ઈમાનવાળાઓ ! મારા અને (તમારા) પોતાના દુશ્મનોને પોતાના મિત્ર ન બનાવો, તમે તો મિત્રતાથી તેમને સંદેશો મોકલાવો છો, અને તેઓ તે સત્ય વાતને જુઠલાવે છે, જે તમારી પાસે આવી ગઇ છે, પયગંબર અને તમને પોતાને પણ ફક્ત એટલા માટે જ દેશનિકાલ કરે છે કે તમે પોતાના પાલનહાર પર ઈમાન ધરાવો છો, જો તમે મારા માર્ગમાં જેહાદ અને મારી પ્રસન્નતા મેળવવા માટે નીકળો છો (તો તેઓ સાથે મિત્રતા ન રાખો) તમે તેઓને છૂપાઈ-છૂપાઈને મોહબ્બતનો સંદેશો મોકલાવો છો અને હું ખૂબ જ જાણું છું જે તમે છુપાવ્યું અને તે પણ, જે તમે જાહેર કર્યું, તમારામાંથી જે કોઈ આવું કાર્ય કરશે, તે ખરેખર સત્ય માર્ગથી ભટકી જશે.

૨) જો તેઓ તમારા ઉપર વિજય મેળવી લે, તો તેઓ તમારા (ખુલ્લા) શત્રુ થઇ જશે અને બૂરાઈ સાથે તમને પોતાના હાથ અને જબાન વડે તકલીફ આપશે અને (દિલથી) ઇચ્છશે કે તમે પણ ઇન્કાર કરવા લાગો.

3) તમારા સગા-સંબંધીઓ અને સંતાનો તમને કયામતના દિવસે કામ નહીં આવે, તે (અલ્લાહ તઆલા) તમારી વચ્ચે ફેંસલો કરી દેશે અને જે કંઈ પણ તમે કરી રહ્યા છો, તેને અલ્લાહ ખૂબ સારી રીતે જોઇ રહ્યો છે.

૪) (મુસલમાનો) તમારા માટે ઇબ્રાહીમ અને તેમના સાથીઓ ઉત્તમ આદર્શ છે, જ્યારે તેઓએ પોતાની કોમને સ્પષ્ટ કહી દીધું કે અમે તમારાથી અને જેમની પણ તમે અલ્લાહ સિવાય બંદગી કરી રહ્યા છો, તે બધાથી તદ્દન અલિપ્ત છીએ, અમે તમારા (શ્રધ્ધાઓના) ઇન્કાર

કરનાર છે, જ્યાં સુધી તમે એકેશ્વરવાદ પર ઈમાન ન લાવો, અમારી અને તમારી વચ્ચે હંમેશા માટે વેર અને દુશ્મની ઊભી થઇ ગઇ, પરંતુ ઇબ્રાહીમની એટલી વાતતો પોતાના પિતા સાથે થઇ હતી કે હું તમારા માટે જરૂર માફી માંગીશ અને તમારા માટે અલ્લાહ સામે મને કોઈ પણ વસ્તુનો કંઈ અધિકાર નથી. હે અમારા પાલનહાર ! તારા પર જ અમે ભરોસો કર્યો અને અમે તારી જ તરફ પ્રત્યાગમન કરીએ છીએ અને તારી જ તરફ પાછા ફરવાનું છે.

૫) હે અમારા પાલનહાર ! તું અમને ઇન્કાર કરનારાઓની કસોટીમાં ન નાંખ અને હે અમારું પાલન-પોષણ કરનાર ! અમારી ભૂલોને માફ કરી દે, નિ:શંક તુ જ વિજયી, હિકમત વાળો છે.

૬) નિ:શંક તમારા માટે આમાં ઉત્તમ આદર્શ (અને ઉત્તમ અનુસરણ છે, ખાસ કરીને) તે પ્રત્યેક વ્યક્તિ માટે જે અલ્લાહને કયામતના દિવસે મળવાની આશા રાખતો હોય, અને જો કોઈ અવગણના કરે તો અલ્લાહ તઆલા બેનિયાઝ છે અને પ્રશંસાને લાયક તે જ છે.

૭) શક્ય છે કે નજીકમાં જ અલ્લાહ તઆલા તમારી અને તમારા દુશ્મનો વચ્ચે પ્રેમ નાંખી દે, અલ્લાહ દરેક શક્તિ ધરાવે છે અને અલ્લાહ (મોટો) માફ કરનાર અને દયાળુ છે

૮) જે લોકોએ તમારી સાથે દીન વિશે લડાઇ ન કરી અને તમને દેશનિકાલ ન કર્યા તેમની સાથે સદવર્તન અને ન્યાય કરવાથી અલ્લાહ તમને નથી રોકતો, પરંતુ અલ્લાહ તો ન્યાય કરવાવાળાને મોહબ્બત કરે છે.

૯) અલ્લાહ તઆલા તમને ફક્ત તે લોકો સાથે મિત્રતા કરવાથી રોકે છે, જેમણે તમારી સાથે દીન બાબતે યુદ્ધો કર્યા અને તમને દેશનિકાલ કરી દીધા અને દેશનિકાલ કરવાવાળાઓની મદદ કરી, જે લોકો આવા ઇન્કાર કરનારાઓ સાથે મિત્રતા રાખે છે, તે (ખરેખર) અત્યાચારી છે

૧૦) હે ઈમાનવાળાઓ ! જ્યારે તમારી પાસે ઈમાનવાળી સ્ત્રીઓ હિજરત કરીને આવે, તો તમે તેમની કસોટી કરો, ખરેખર તેમના ઈમાનને ખૂબ સારી રીતે જાણનાર તો અલ્લાહ જ છે, પરંતુ જો તે તમને ઈમાનવાળી લાગે તો હવે તમે તેણીઓને ઇન્કાર કરનારાઓ પાસે પાછી ન મોકલો, આ તેઓ માટે હલાલ નથી અને ન તેઓ તેણીઓ માટે હલાલ છે અને જે ખર્ચ થયો હોય તે તેમને આપી દો, તે સ્ત્રીઓને તેમની મહેર આપી, તેમની સાથે લગ્ન કરવામાં કોઈ પાપ નથી અને ઇન્કાર કરનાર સ્ત્રીઓને લગ્ન માટે રોકી ન રાખો અને જે કંઈ તમે ખર્ચ કર્યો હોય, માંગી લો અને જે કંઈ તે ઇન્કાર કરનારાઓ ખર્ચ કર્યો હોય તે પણ માંગી લે, આ અલ્લાહ નો નિર્ણય છે, જે તમારા વચ્ચે કરી રહ્યો છે, અલ્લાહ તઆલા ખૂબ જ જ્ઞાનવાળો (અને) હિકમતવાળો છે.

૧૧) અને જો તમારી કોઈ પત્ની તમારી પાસેથી ઇન્કાર કરનારાઓ પાસે જતી રહે, પછી તમને જો બદલો લેવા માટે સમય મળે, તો જેમની પત્નીઓ જતી રહી છે તેમને તેમનો ખર્ચ આપી દો અને તે અલ્લાહ તઆલાથી ડરતા રહો, જેના પર તમે ઈમાન રાખો છો.

૧૨) હે પયગંબર ! જ્યારે મુસલમાન સ્ત્રીઓ તમારી પાસે તે વાતો વિશે પ્રતિજ્ઞા કરે કે તેઓ અલ્લાહ સાથે કોઈને ભાગીદાર નહીં ઠેરવે, ચોરી નહીં કરે, વ્યાભિચાર નહીં કરે, પોતાના સંતાનોને કતલ નહીં કરે અને કોઈ એવો આરોપ નહીં મૂકે જે પોતાના હાથ અને પગ સામે ઘડેલો હોય અને કોઈ સત્કાર્યમાં તમારી અવજ્ઞા નહીં કરે તો તમે તેમની પાસેથી પ્રતિજ્ઞા લઇ લો અને તેમના માટે અલ્લાહ પાસે માફી માંગો, નિ:શંક અલ્લાહ તઆલા માફ કરનાર અને દયાળુ છે.

૧૩) હે મુસલમાનો ! એવી કોમ સાથે મિત્રતા ન કરો જેના પર અલ્લાહનો પ્રકોપ આવી ચૂક્યો છે. જે આખેરતથી એવી રીતે નિરાશ થઇ ચૂક્યા છે જેવું કે (મૃત) કબરવાળાઓથી ઇન્કાર કરનારાઓ નિરાશ છે





# સૂરહ સફ્ફ

અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧) ધરતી અને આકાશોની દરેકે-દરેક વસ્તુઓ અલ્લાહ તઆલાની પવિત્રતાનું વર્ણન કરી રહી છે અને તે જ વિજયી, હિકમતવાળો છે.

૨) હે ઈમાનવાળાઓ ! તમે તે વાત કેમ કહો છો જે (પોતે) કરતા નથી.

૩) તમે જે કરતા નથી તે કહેવું, અલ્લાહ તઆલાને સખત નાપસંદ છે.

૪) નિ:શંક અલ્લાહ તઆલા તે લોકોને પસંદ કરે છે જે લોકો તેના માર્ગમાં લાઇનબંધ જેહાદ કરે છે. જેવું કે સીસુ પીગળાવેલી દિવાલ હોય.

૫) અને (યાદ કરો) જ્યારે મૂસાએ પોતાની કોમને કહ્યું " હે મારી કોમના લોકો! તમે મને કેમ સતાવી રહ્યા છો જ્યારે કે તમે (ખૂબ સારી રીતે) જાણો છો કે હું તમારી સમક્ષ અલ્લાહનો પયગંબર છું. બસ જ્યારે તે લોકો અવજ્ઞા જ કરતા રહ્યા તો અલ્લાહએ તેમના દિલોને (વધારે) અવજ્ઞાકાર કરી દીધા અને અલ્લાહ તઆલા અવજ્ઞાકારી લોકોને સાચો માર્ગ નથી આપતો.

૬) અને જ્યારે મરયમના દીકરા ઈસાએ કહ્યું, હે (મારી કોમ) બની ઇસ્રાઇલ ! હું તમારા દરેક લોકો તરફ અલ્લાહનો પયગંબર છું, આ પહેલાની કિતાબ તૌરાતને હું સમર્થન આપું છું અને મારા પછી આવનાર એક પયગંબરની હું તમને ખુશખબર આપનારો છું, જેનું નામ અહમદ છે, પછી જ્યારે તે તેમની પાસે સ્પષ્ટ પુરાવા લઇ લાવ્યા, તો કહેવા લાગ્યા કે આ તો ખુલ્લુ જાદુ છે.

૭) તે વ્યક્તિથી વધારે અત્યાચારી કોણ હશે, જે અલ્લાહ પર જુઠી વાત ઘડે, જ્યારે તેને ઇસ્લામ તરફ બોલાવવામાં આવે છે અને અલ્લાહ આવા અત્યાચારીઓને સત્ય માર્ગ નથી આપતો.

૮) તે ઇચ્છે છે કે અલ્લાહના પ્રકાશને પોતાની ફૂંક વડે હોલવી દે અને અલ્લાહ પોતાના પ્રકાશને સંપૂર્ણ કરીને જ રહેશે, ભલે ઇન્કાર કરનારાઓને ખરાબ લાગે.

૯) તે જ છે, જેણે પોતાના પયગંબરને સત્ય માર્ગ અને સાચો ધર્મ આપીને મોકલ્યા, જેથી તેમને દરેક ધર્મો પર વિજેતા બનાવી દે, ભલેને (અલ્લાહના) મુશરિક લોકો રાજી ન હોય.

૧૦) હે ઈમાનવાળાઓ ! શું હું તમને તે વેપાર બતાવું, જે તમને દુ:ખદાયી યાતનાથી બચાવી લે ?

૧૧) અલ્લાહ તઆલા અને તેના રસૂલ પર ઈમાન લાવો અને અલ્લાહના માર્ગમાં પોતાના ધન અને તન વડે જેહાદ કરો, આ તમારા માટે ઉત્તમ છે, જો તમે જાણતા હોવ.

૧૨) અલ્લાહ તઆલા તમારા પાપ માફ કરી દેશે અને તમને તે જન્નતોમાં પહોંચાડશે, જેની નીચે નહેરો વહી રહી હશે અને સ્વચ્છ ઘરોમાં, જે જન્નત "અદ્દ-ન" (જન્નતના નામોમાંથી એક નામ) માં હશે, આ ખૂબ ભવ્ય સફળતા છે.

૧૩) અને તમને એક બીજી (નેઅમત) પણ આપશે, જે તમે ઇચ્છો છો, તે અલ્લાહની મદદ અને ઝડપી વિજય છે, ઈમાનવાળાઓને ખુશખબર આપી દો.

૧૪) હે ઈમાનવાળાઓ ! તમે અલ્લાહ તઆલાની મદદ કરનારા બની જાવ, જેવી રીતે મરયમના દીકરા ઈસા એ પોતાના સાથીઓને કહ્યું, કોણ છે જે અલ્લાહના માર્ગમાં મારી મદદ કરનાર બને ? સાથીઓએ કહ્યું, અમે અલ્લાહના માર્ગમાં મદદ કરનાર છે, બસ ! બની ઇસ્રાઇલમાંથી એક જૂથ ઈમાન લાવ્યું અને એક જૂથે ઇન્કાર કર્યો. તો અમે ઈમાનવાળાઓની, તેમના શત્રુઓના વિરુદ્ધ મદદ કરી. બસ ! તેઓ વિજયી બની ગયા.






અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧) (દરેક વસ્તુઓ) જે આકાશો અને ધરતી પર છે, અલ્લાહ તઆલાની પવિત્રતાનું વર્ણન કરે છે, (જે) બાદશાહ, અત્યંત પવિત્ર (છે), વિજયી અને હિકમતવાળો છે.

૨) તે જ છે, જેણે અભણ લોકોમાં તેમના માંથી જ એક પયગંબર મોકલ્યા, જે તેઓને આ (કુરઆન) ની આયતો સંભળાવે છે અને તેમને પવિત્ર કરે છે અને તેઓને કિતાબ (કુરઆન) તથા હિકમત શિખવાડે છે, નિ:શંક તેઓ આ પહેલા સ્પષ્ટ રીતે પથભ્રષ્ટ હતા.

૩) અને બીજા માટે પણ તેમના માંથી, જેઓ અત્યાર સુધી તેમને નથી મળ્યા, અને તે જ વિજયી અને હિકમતવાળો છે.

૪) આ અલ્લાહની કૃપા છે જેના પર ઇચ્છે તેના પર પોતાની કૃપા કરે અને અલ્લાહ તઆલા ઘણી જ મોટી કૃપાઓનો માલીક છે.

૫) જે લોકોને તૌરાતનું અનુસરણ કરવાનું કહ્યું, પછી તેઓએ તેનું અનુસરણ ન કર્યું તેમનું ઉદાહરણ તે ગધેડા જેવું છે, જેણે ઘણાં જ પુસ્તકોનો ભાર ઉઠાવેલો હોય. અલ્લાહની વાતોને જુઠલાવવાવાળાઓ માટે ઘણું ખરાબ ઉદાહરણ છે. અને અલ્લાહ (આવી) અત્યાચારી કોમને માર્ગદર્શન આપતો નથી.

૬) કહીં દો કે હે યહૂદીઓ ! જો તમે એવું વિચારતા હોય કે બીજા કોઈ સિવાય ફક્ત તમે અલ્લાહના દોસ્ત છો, તો તમે મૃત્યુની ઇચ્છા કરો જો તમે સાચા હોવ.

૭) આ લોકો ક્યારેય મૃત્યુની ઇચ્છા નહીં કરે, તે કાર્યોના કારણે જે તેઓએ પોતાના હાથ વડે આગળ મોકલ્યા છે. અને અલ્લાહ અત્યાચારીઓને ખૂબ જ જાણે છે.

૮) કહીં દો કે જે મૃત્યુથી તમે ભાગતા ફરો છો, તે તો તમને આવીને જ રહેશે, પછી તમે દરેક છુપી તથા જાહેર (વાતો)ને જાણનાર (અલ્લાહ) તરફ જ પાછા ફેરવવામાં આવશો. અને તે તમારા કરેલા દરેક કાર્યો બતાવી દેશે.

૯) હે ઈમાનવાળાઓ ! જુમ્અહના દિવસે નમાઝ માટે અઝાન આપવામાં આવે તો તમે અલ્લાહના સ્મરણ તરફ ભાગો અને ખરીદ-વેચાણ છોડી દો, આ તમારા માટે ખૂબ જ ઉત્તમ છે, જો તમે જાણતા હોવ.

૧૦) પછી જ્યારે નમાઝ પૂરી થઇ જાય તો ધરતી પર ફેલાઇ જાવ અને અલ્લાહની કૃપા શોધો અને વધારે માં વધારે અલ્લાહનું સ્મરણ કરતા રહો, જેથી તમે સફળતા મેળવી લો.

૧૧) અને જ્યારે કોઈ સોદો થતા જુએ અથવા કોઈ તમાશો જુએ, તો તેની તરફ ભાગે છે અને તમને ઊભા રહેલા છોડી દે છે, તમે કહી દો કે અલ્લાહ પાસે જે છે, તે મોજમજા અને ધંધાથી ઉત્તમ છે અને અલ્લાહ તઆલા ઉત્તમ રોજી આપનાર છે.



# સૂરહ મુનાફિકુન

અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧) તમારી પાસે જ્યારે મુનાફિકો (ઢોંગીઓ) આવે છે, તો કહે છે કે અમે આ વાતની સાક્ષી આપીએ છીએ કે નિ:શંક તમે અલ્લાહના પયગંબર છો, અને અલ્લાહ જાણે છે કે ખરેખર તમે અલ્લાહના પયગંબર છો અને અલ્લાહ સાક્ષી આપે છે કે આ મુનાફિકો તદ્દન જૂઠ્ઠા છે.

૨) તેઓએ પોતાની સોગંદોને ઢાલ બનાવી રાખી છે, બસ ! અલ્લાહના માર્ગથી રોકાઈ ગયા, નિ:શંક ખરાબ છે તે કાર્ય, જે તેઓ કરી રહ્યા છે.

૩) આ એટલા માટે કે આ લોકો ઈમાન લાવ્યા પછી ઇન્કાર કરનાર થઇ ગયા, બસ ! તેઓના હૃદયો ઉપર મહોર મારી દેવામાં આવી, હવે આ લોકો નથી સમજતા.

૪) જ્યારે તમે તેમને જોઇ લો તો તેમના શરીર તમને પ્રતિભાવાન લાગે છે, આ લોકો જ્યારે વાતો કરવા લાગે તો તમે તેમની વાતો સાંભળો, જેમકે તેઓ દિવાલના ટેકે રાખેલી લાકડીઓ છે, દરેક (સખત) અવાજને પોતાની વિરુદ્ધ સમજે છે, આ જ ખરેખર દુશ્મનો છે, તેમનાથી બચો, અલ્લાહ તેઓને નષ્ટ કરે, કયાં અવળા ફેરવવામાં આવી રહ્યા છે.

૫) અને જ્યારે તેઓને કહેવામાં આવે છે કે આવો, તમારા માટે અલ્લાહના પયગંબર માફી માંગે, તો પોતાના માથાં હલાવે છે અને તમે જોશો કે તે ઘમંડ કરતા અટકી જાય છે.

૬) તેમના માટે તમારું માફી માંગવું અને ન માંગવું બન્ને સરખું છે, અલ્લાહ તઆલા તેઓને ક્યારેય માફ નહીં કરે. નિ:શંક અલ્લાહ તઆલા (આવા) અવજ્ઞાકારી લોકોને સત્યમાર્ગ નથી આપતો.

૭) આ જ તે લોકો છે, જેઓ કહે છે કે જે લોકો પયગંબર સાથે છે, તેઓના પર કંઈ ખર્ચ ન કરો ત્યાં સુધી કે તેઓ વિખેરાઈ જાય, અને આકાશ અને ધરતીના બધાં ખજાના અલ્લાહની માલિકીના છે, પરંતુ આ મુનાફિકો અણસમજું છે.

૮) આ લોકો કહે છે કે જો અમે પાછા ફરીથી મદીના જઇશું તો ઇજ્જતવાળા લોકો ત્યાંથી અપમાનિત લોકોને કાઢી મૂકશે, સાંભળો ઇજ્જત તો ફક્ત અલ્લાહ માટે જ છે, તેના પયગંબર માટે અને ઈમાનવાળાઓ માટે છે, પરંતુ આ મુનાફિકો જાણતા નથી.

૯) હે મુસલમાનો ! તમારું ધન અને તમારા સંતાન તમને અલ્લાહના સ્મરણથી વંચિત ન કરી દે અને જે આવું કરશે તે ખૂબ જ નુકસાનમાં હશે.

૧૦) અને જે કંઈ પણ અમે તમને આપી રાખ્યું છે, તેમાંથી (અમારા માર્ગમાં) ખર્ચ કરો તે પહેલા કે તમારા માંથી કોઈ મૃત્યુ પામે, તો તે કહેવા લાગે કે મારા પાલનહાર ! મને તું થોડાંક સમયની છૂટ કેમ નથી આપતો ? કે હું સદકો કરું અને સદાચારી લોકોમાં થઇ જાઉં.

૧૧) અને જ્યારે કોઈનો નક્કી કરેલ સમય આવી પહોંચે છે, પછી તેને અલ્લાહ તઆલા ક્યારેય છુટ નથી આપતો અને જે કંઈ પણ તમે કરો છો, તેને અલ્લાહ તઆલા ખૂબ જ સારી રીતે જાણનાર છે.



# સૂરહ તગાબુન

અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧) (દરેક વસ્તુઓ) જે આકાશો અને ધરતી પર છે, અલ્લાહની પવિત્રતાનું વર્ણન કરી રહી છે, તેનું જ સામ્રાજ્ય છે અને તેની જ પ્રશંસા છે અને તે દરેક વસ્તુ પર શક્તિ ધરાવે છે.

૨) તેણે જ તમારું સર્જન કર્યું, કેટલાક તો તમારા માંથી ઇન્કાર કરનાર છે અને કેટલાક ઈમાનવાળા છે અને જે કંઈ પણ તમે કરી રહ્યા છો, અલ્લાહ તઆલા ખૂબ સારી રીતે જોવાવાળો છે.

3) તેણે જ આકાશો અને ધરતીનું સર્જન સત્યપૂર્વક કર્યું, તેણે જ તમારા ચહેરા બનાવ્યા અને ખૂબ જ સુંદર બાનાવ્યા અને તેની જ તરફ પાછા ફરવાનું છે.

૪) તે આકાશ અને ધરતી પરની દરેક વસ્તુને જાણે છે અને જે કંઈ પણ તમે છુપાવો અથવા જાહેર કરો, તે (દરેકને) જાણે છે, અલ્લાહ તો હૃદયોની વાતોને પણ જાણવાવાળો છે.

૫) શું તમારી પાસે આ પહેલાના ઇન્કાર કરનારાઓની વાત નથી પહોંચી? જેમણે પોતાના કાર્યોની સજા ચાખી લીધી અને જેમના માટે દુ:ખદાયી યાતના છે.

૬) આ એટલા માટે કે તેમની પાસે તેમના પયગંબર સ્પષ્ટ પુરાવા લઇને આવ્યા, તો તેઓએ કહી દીધું કે શું માનવી અમને માર્ગદર્શન આપશે, બસ ! ઇન્કાર કરી દીધો અને મોઢું ફેરવી લીધું અને અલ્લાહ પણ (તેમનાથી) બેપરવાહ થઇ ગયો અને અલ્લાહ તો બેનિયાઝ, ગુણવાન જ છે.

૭) તે ઇન્કાર કરનારાઓએ વિચારી લીધું છે કે બીજી વાર જીવિત કરવામાં નહીં આવે, તમે કહી દો કે કેમ નહીં, અલ્લાહના સોગંદ ! તમે ચોક્કસ બીજી વાર જીવિત કરવામાં આવશો. પછી જે કંઈ પણ તમે કર્યું છે તેની જાણકારી (તમને) આપવામાં આવશે અને અલ્લાહ માટે આ ઘણું જ સરળ છે.

૮) તો તમે અલ્લાહ પર, તેના પયગંબર પર અને તે પ્રકાશ (કુરઆન) પર, જેને અમે અવતરિત કર્યું છે, ઈમાન લાવો અને અલ્લાહ તઆલા તમારા દરેક કાર્યોનો જાણકાર છે.

૯) જે દિવસે તમને સૌને તે ભેગા થવાના દિવસે ભેગા કરશે, તે જ આ દિવસ છે હાર-જીતનો. અને જે વ્યક્તિ અલ્લાહ પર ઈમાન લાવી સત્કાર્યો કરે, અલ્લાહ તેનાથી તેની બૂરાઈઓ દૂર કરી દેશે. અને તેને જન્નતોમાં દાખલ કરશે, જેની નીચે નહેરો વહી રહી છે, જેમાં તેઓ હંમેશા રહેશે, આ જ ભવ્ય સફળતા છે.

૧૦) અને જે લોકોએ ઇન્કાર કર્યો અને અમારી આયતોને જૂઠલાવી તે જ (બધા) જહન્નમી છે, (જેઓ) જહન્નમમાં હંમેશા રહેશે. તે ખૂબ જ ખરાબ ઠેકાણું છે.

૧૧) કોઈ પરેશાની અલ્લાહ ની પરવાનગી વગર નથી આવી શકતી, જે અલ્લાહ પર ઈમાન લાવે, અલ્લાહ તેને સત્ય માર્ગદર્શન આપે છે અને અલ્લાહ દરેક વસ્તુને ખૂબ જ જાણવાવાળો છે.

૧૨) (લોકો) અલ્લાહનું કહેવું માનો અને પયગંબરનું પણ કહેવું માનો, બસ ! જો તમે મોઢું ફેરવો તો અમારા પયગંબરની જવાબદારી ફક્ત સ્પષ્ટ પહોંચાડી દેવાની છે.

૧૩) અલ્લાહ સિવાય કોઈ સાચો પૂજ્ય નથી અને ઈમાનવાળાએ ફક્ત અલ્લાહ પર ભરોસો રાખવો જોઇએ.

૧૪) હે ઈમાનવાળાઓ ! તમારી પત્ની અને સંતાનો માંથી કેટલાક તમારા શત્રુ છે, બસ ! તેમનાથી સાવધાન રહેજો અને જો તમે માફ કરી દો અથવા દરગુજર કરો અને માફ કરી દો, તો અલ્લાહ તઆલા માફ કરનાર, દયાળુ છે.

૧૫) તમારું ધન અને સંતાનો કસોટી છે અને ખૂબ જ મોટું વળતર અલ્લાહ પાસે છે.

૧૬) બસ ! જ્યાં સુધી તમારાથી થઇ શકે, અલ્લાહથી ડરતા રહો અને સાંભળતા રહો અને આજ્ઞાનું પાલન કરતા રહો અને અલ્લાહના માર્ગમાં ખર્ચ કરતા રહો જે તમારા માટે ઉત્તમ છે અને જે વ્યક્તિ પોતાની મનેચ્છાઓથી સુરક્ષિત રાખવામાં આવે, તે જ સફળ છે.

૧૭) જો તમે અલ્લાહને ઉત્તમ ઋણ આપશો (એટલે કે તેના માર્ગમાં ખર્ચ કરશો), તો તે તેને તમારા માટે વધારતો રહેશે અને તમારા પાપ પણ માફ કરી દેશે. અલ્લાહ ખૂબ જ કદરદાન અને સહનશીલ છે.

૧૮) તે છૂપી અને જાહેર (વાતોનો) જાણવાવાળો છે, પ્રભુત્વશાળી, હિકમતવાળો છે.



# સૂરહ તલાક

અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧) હે પયગંબર ! (પોતાની કોમને કહો) જ્યારે તમે પોતાની પત્નીઓ તલાક આપવા ઇચ્છો તો તેમની ઇદ્દત (માસિકનો સમયગાળો પૂરો થયા પછી) માં તેમને તલાક આપો અને ઇદ્દતના સમયને યાદ રાખો અને અલ્લાહ તઆલાથી ડરતા રહો, જે તમારો પાલનહાર છે, ન તમે તેમને પોતાના ઘરો માંથી કાઢો અને ન તો તે (પોતે) નીકળે, હાં તે અલગ વાત છે કે તે સ્પષ્ટ બૂરાઈ કરી બેસે, આ અલ્લાહની નક્કી કરેલ હદ છે, જે વ્યક્તિ અલ્લાહની હદથી આગળ વધી જાય તેણે ખરેખર પોતાના ઉપર અત્યાચાર કર્યો, તમે નથી જાણતા, કદાચ આ પછી અલ્લાહ તઆલા (સુમેળતા) ની કોઈ નવી વાત ઊભી કરી દે.

૨) બસ ! જ્યારે આ સ્ત્રીઓ પોતાની ઇદ્દતની નજીક પહોંચી જાય તો તેમને કાયદા મૂજબ પોતાની પાસે રાખો, અથવા તો વિધિવત્ તેમને અલગ કરી દો અને એકબીજા માંથી બે વ્યક્તિઓને સાક્ષી બનાવી લો અને અલ્લાહને ખુશ કરવા માટે સાચી સાક્ષી આપો. આ જ છે તે, જેની શિખામણ તેમને આપવામાં આવે છે, જે અલ્લાહ અને કયામતના દિવસ પર ઈમાન રાખતા હોય અને જે વ્યક્તિ અલ્લાહથી ડરે છે, અલ્લાહ તેના માટે છૂટકારાની સ્થિતિ ઊભી કરી દે છે.

3) અને તેને એવી જગ્યાએથી રોજી પહોંચાડે છે, જેની તેને કલ્પના પણ ન હોય અને જે વ્યક્તિ અલ્લાહ પર ભરોસો કરશે, અલ્લાહ તેના માટે પૂરતો છે, અલ્લાહ તઆલા પોતાનું કાર્ય પૂરું કરીને જ રહેશે, અલ્લાહ તઆલાએ દરેક વસ્તુનું એક પ્રમાણ નક્કી કરી રાખેલ છે.

૪) તમારી સ્ત્રીઓ માંથી જે સ્ત્રીઓ માસિકથી નિરાશ થઇ ગઇ હોય, જો તમને શંકા હોય, તો તેમનો સમયગાળો ત્રણ મહીના છે અને તેમને

પણ, જેને માસિક આવવાનું શરૂં પણ ન થયું હોય, અને ગર્ભવતી સ્ત્રીઓનો સમયગાળો તેમની પ્રસૂતિ થઇ જાય ત્યાં સુધી છે. અને જે વ્યક્તિ અલ્લાહ તઆલાથી ડરશે અલ્લાહ તેના (દરેક) કાર્ય સરળ કરી દેશે.

૫) આ અલ્લાહનો આદેશ છે, જે તેણે તમારી તરફ અવતરિત કર્યો છે અને જે વ્યક્તિ અલ્લાહથી ડરશે અલ્લાહ તેના પાપ નષ્ટ કરી દેશે અને તેને ખૂબ જ મોટો બદલો આપશે.

૬) તમે પોતાની શક્તિ પ્રમાણે જ્યાં રહો છો ત્યાં તે (તલાકવાળી) સ્ત્રીઓને રાખો અને તેમને હેરાન કરવા માટે તકલીફ ન આપો અને જો તે ગર્ભવતી હોય, તો જ્યાં સુધી બાળક જન્મે ત્યાં સુધી તેમને ખર્ચ આપતા રહો, પછી જો તમારા કહેવાથી તે જ દૂધ પીવડાવે, તો તમે તેણીઓને તેનો બદલો આપી દો અને એકબીજા સાથે સલાહસૂચન કરી લો અને જો તમે અંદરોઅંદર ઝઘડો, તો તેણીના કહેવાથી કોઈ બીજી (સ્ત્રી) દૂધ પીવડાવશે.

૭) ધનવાનોએ પોતાના ધન પ્રમાણે ખર્ચ કરવું જોઇએ અને જેના પર રોજીની તંગી કરવામાં આવી હોય તેના પર છુટ છે કે જે કંઈ અલ્લાહ તઆલાએ તેને આપ્યું છે તેમાંથી જ (પોતાની શક્તિ મુજબ) આપે, કોઈને પણ અલ્લાહ તકલીફ પહોંચાડતો નથી સિવાય તેટલી જ, જેટલી સહનશીલતા તેને આપી છે, અલ્લાહ તંગી પછી ખુશહાલી આપી દેશે.

૮) અને કેટલીક વસ્તીવાળાઓએ પોતાના પાલનહારના આદેશો અને તેના પયગંબરોની અવજ્ઞા કરી, તો અમે પણ તેમનો સખત હિસાબ લીધો અને તેઓને તેમણે જોયો પણ ન હોય, તેવા પ્રકોપે ઘેરાવમાં લઇ લીધા.

૯) બસ ! તેઓએ પોતાના કાર્યોની મજા ચાખી લીધી અને છેવટે તેમનું જ નુકસાન જ થયું.

૧૦) તેઓ માટે અલ્લાહ તઆલા એ સખત યાતના તૈયાર કરી રાખી છે. બસ ! અલ્લાહથી ડરો, હે સમજદાર ઈમાનવાળાઓ ! નિ:શંક અલ્લાહ એ તમારી તરફ શિખામણ ઉતારી છે.

૧૧) (એટલે કે) પયગંબર જે તમને અલ્લાહના સ્પષ્ટ આદેશો પઢી સંભળાવે છે, જેથી તેમને જેઓ ઈમાન લાવ્યા છે અને સત્કાર્યો કરે છે, તેઓને અંધકાર માંથી પ્રકાશ તરફ લઇ આવે અને જે વ્યક્તિ અલ્લાહ પર ઈમાન લઇ આવે અને સત્કાર્યો કરે, અલ્લાહ તેઓને એવી જન્નતોમાં દાખલ કરશે, જેની નીચે નહેરો વહી રહી છે, જેમાં તેઓ હંમેશા રહેશે, નિ:શંક અલ્લાહએ તેને ઉત્તમ રોજી આપી છે.

૧૨) અલ્લાહ તે છે, જેણે સાત આકાશો બનાવ્યા અને તે જ પ્રમાણે ધરતી પણ. તેનો આદેશ બન્નેની વચ્ચે ઉતરે છે, જેથી તમે જાણી લો કે અલ્લાહ દરેક વસ્તુ પર શક્તિ ધરાવે છે. અને અલ્લાહ તઆલાએ દરેક વસ્તુને (પોતાના) જ્ઞાનમાં ઘેરી રાખી છે.



# સૂરહ તહરીમ

અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧) હે પયગંબર ! જે વસ્તુને અલ્લાહએ તમારા માટે હલાલ કરી દીધી છે, તેને તમે કેમ હરામ ઠેરવો છો ? (શું) તમે પોતાની પત્નીઓની પ્રસન્નતા પ્રાપ્ત કરવા માંગો છો. અને અલ્લાહ માફ કરવાવાળો, દયાળુ છે.

૨) અલ્લાહએ તમારા માટે સોગંદોને તોડવાની (પધ્ધતિ) નક્કી કરેલ છે, અને અલ્લાહ તમારો માલિક છે અને તે જ જાણનાર, હિકમતવાળો છે.

3) અને યાદ કરો, જ્યારે પયગંબરે પોતાની કેટલીક પત્નીઓને એક ખાનગી વાત કહી, બસ ! તેણીએ તે વાત જાહેર કરી દીધી અને અલ્લાહએ પોતાના પયગંબરને તેની જાણ કરી, તો પયગંબરે થોડીક વાતતો કહી દીધી અને થોડીક વાતને ટાળી દીધી, પછી જ્યારે પયગંબરે પોતાની તે પત્નીને આ વાત કહી, તો તે કહેવા લાગી, આની જાણ તમને કોણે આપી ? કહ્યું, બધું જ જાણનાર, દરેક ખબર રાખનાર અલ્લાહએ મને જાણ કરી.

૪) (હે પયગંબરની બન્ને પત્નીઓ) જો તમે બન્ને અલ્લાહ સમક્ષ તૌબા કરી લો (તો ઘણું જ સારું છે) નિ:શંક તમારા દિલ ઝૂકી ગયા છે અને જો તમે પયગંબરની વિરુદ્ધ એકબીજાની મદદ કરશો (તો જાણી લો), તેનો (પયગંબરનો) મદદગાર અલ્લાહ છે અને જિબ્રઇલ છે અને સદાચારી ઈમાનવાળાઓ અને તેમના સિવાય ફરિશ્તાઓ પણ મદદ કરનાર છે.

૫) જો તે (પયગંબર) તમને તલાક આપી દે, તો નજીકમાં જ તેમને તેમનો પાલનહાર તમારા બદલામાં તમારાથી ઉત્તમ પત્નીઓ

મેળવશે, જે ઇસ્લામવાળી, ઈમાનવાળી, અલ્લાહ ની સામે ઝૂકવાવાળી, તૌબા કરવાવાળી, બંદગી કરવાવાળી, રોઝા રાખવાવાળી હશે, વિધવા અને કુમારીકાઓ.

૬) હે ઈમાનવાળાઓ ! તમે પોતાને અને પોતાના ઘરવાળાઓને તે આગથી બચાવો જેનું ઈંધણ માનવીઓ અને પથ્થર છે, જેના પર સખત દિલવાળા, દૃઢનિશ્ચયી ફરિશ્તાઓ નક્કી છે, જેમને અલ્લાહ જે આદેશ આપે છે, તેની અવજ્ઞા નથી કરતા, પરંતુ જે આદેશ આપવામાં આવે છે, કરી નાંખે છે.

૭) હે ઇન્કાર કરનારાઓ ! આજે તમે બહાનું ન કરો, તમને ફક્ત તમારા કાર્યોનો બદલો આપવામાં આવે છે.

૮) હે ઈમાનવાળાઓ ! તમે અલ્લાહની સમક્ષ સાચી, નિખાલસતાથી તૌબા કરો. નજીક છે કે તમારો પાલનહાર તમારા પાપ દૂર કરી દેશે અને તમને એવી જન્નતોમાં દાખલ કરશે, જેની નીચે નહેરો વહી રહી છે, જે દિવસે અલ્લાહ તઆલા પયગંબર અને ઈમાનવાળાઓને જે તેમની સાથે છે, તેમને અપમાનિત નહીં કરે. તેમનો પ્રકાશ તેમની સામે અને તેમની જમણી બાજુએ ફરશે. તેઓ દુઆઓ કરતા હશે, હે અમારા પાલનહાર ! અમને સંપૂર્ણ પ્રકાશ આપ અને અમને માફ કરી દે. ખરેખર તું દરેક વસ્તુ પર શક્તિ ધરાવે છે.

૯) હે પયગંબર ! ઇન્કાર કરનારાઓ અને મુનાફિકો (ઢોંગીઓ) સાથે જેહાદ કરો, અને તેઓ પર સખતી કરો, તેમનું ઠેકાણું જહન્નમ છે, અને તે અત્યંત ખરાબ ઠેકાણું છે.

૧૦) અલ્લાહ તઆલાએ ઇન્કાર કરનારાઓ માટે નૂહ અને લૂત અ.સ. ની પત્નીઓનું ઉદાહરણ વર્ણન કર્યું, આ બન્ને અમારા બંદાઓ માંથી, બે સદાચારી બંદાઓના ઘરમાં હતી, પછી તેણીઓએ તેમની સાથે વિશ્વાસઘાત કર્યો, બસ ! તે બન્ને (સદાચારી બંદાઓ) તેમના માટે

અલ્લાહની (કોઈ યાતના) ન રોકી શક્યા અને આદેશ આપી દેવામાં આવ્યો, (હે સ્ત્રીઓ), જહન્નમ માં જનારાઓ સાથે તમે બન્ને પણ જાઓ.

૧૧) અને અલ્લાહ તઆલાએ ઈમાનવાળાઓ માટે ફિરઔનની પત્નીનું ઉદાહરણ બયાન કર્યું, જ્યારે કે તેણે દુઆ કરી કે, હે મારા પાલનહાર ! મારા માટે પોતાની પાસે જન્નતમાં ઘર બનાવી દે. અને મને ફિરઔન અને તેના (ખરાબ) કાર્યોથી બચાવી લે અને મને અત્યાચારી લોકોથી બચાવી લે .

૧૨) અને (ઉદાહરણ આપ્યું) ઇમરાન ની દીકરી મરયમનું, જેણે પોતાની પ્રતિષ્ઠાની રક્ષા કરી, પછી અમે અમારા તરફથી તેમાં જીવ ફૂંકી દીધો અને તેણીએ (મરયમ) પોતાના પાલનહારની વાતો અને તેની કિતાબોની પુષ્ટિ કરી અને બંદગી કરનારાઓ માંથી હતી.






અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧) ખૂબ જ બરકતવાળો છે તે (અલ્લાહ), જેના હાથમાં સત્તા છે. અને જે દરેક વસ્તુઓ પર શક્તિ ધરાવે છે.

૨) જેણે મૃત્યુ અને જીવનનું સર્જન એટલા માટે કર્યું કે તમારી કસોટી કરે, કે તમારા માંથી સારા કાર્યો કોણ કરે છે. અને તે સર્વોપરી (અને) માફ કરનાર છે.

3) જેણે સાત આકાશો તળ પર તળ બનાવ્યા, (તો એ જોવાવાળા) કૃપાળુ અલ્લાહ ના સર્જનમાં કોઈ અવ્યવસ્થા નહીં જુએ, ફરીવાર (નજર અટકાવીને) જોઇ લે, શું કોઈ તિરાડ પણ દેખાઇ છે.

૪) ફરીવાર બે બે વખત જોઇ લે, તારી નજર તારી તરફ અપમાનિત (અને લાચાર) થઇને, થાકીને પાછી ફરશે.

૫) નિ:શંક અમે દુનિયાના આકાશને દીવાઓ (તારાઓ) વડે શણગાર્યું અને તેમને શેતાનોને મારવાના નિમિત્ત બનાવી દીધા અને શેતાનો માટે અમે (જહન્નમ ની સળગાવવાવાળી) યાતના તૈયાર કરી દીધી.

૬) અને પોતાના પાલનહારનો ઇન્કાર કરનારાઓ માટે જહન્નમની યાતના છે અને તે કેટલી ખરાબ જગ્યા છે.

૭) જ્યારે તેમાં તેઓ નાંખવામાં આવશે, તો તેનો ખૂબ જ ઊંચો અવાજ સાંભળશે અને તે જોશ મારી રહી હશે.

૮) નજીક છે કે (હમણાં) ક્રોધથી ફાટી જશે, જ્યારે પણ તેમાં કોઈ જૂથ નાંખવામાં આવશે, તેમને જહન્નમના રખેવાળો પૂછશે કે શું તમારી પાસે સચેત કરનાર કોઈ નહતો આવ્યો ?

૯) તે જવાબ આપશે કે કેમ નહીં, આવ્યો હતો, પરંતુ અમે તેમને જૂઠલાવ્યા અને અમે કહ્યું કે અલ્લાહ તઆલાએ કશું પણ અવતરિત કર્યું નથી. તમે ખૂબ  જ મોટા ગેરમાર્ગે છો.

૧૦) અને કહેશે કે અગર અમે સાંભળ્યું હોત અથવા તો સમજ્યા હોત, તો જહન્નમીઓમાં ન હોત.

૧૧) બસ તેમણે પોતાનો પાપ સ્વીકારી લીધો, હવે આ જહન્નમીઓ દૂર થઇ જાય.

૧૨) નિ:શંક જે લોકો પોતાના પાલનહાર થી વણદેખે ડરતા રહે છે, તેમના માટે માફી છે અને ભવ્ય બદલો છે.

૧૩) તમે પોતાની વાતોને છુપાવો અથવા તો જાહેર કરો, તે તો હૃદયોના ભેદોને પણ ખૂબ જ સારી રીતે જાણે છે.

૧૪) શું તે જ ન જાણે જેણે સર્જન કર્યુ ? અને તે અત્યંત પરિચિત છે.

૧૫) તે હસ્તી, જેણે તમારા માટે જમીનને નિમ્ન કક્ષાએ અને આજ્ઞાકારી બનાવી દીધી, જેથી તમે તેના રસ્તાઓ પર હરતાં-ફરતાં રહો અને અલ્લાહ ની રોજી માંથી ખાઓ (પીઓ), તેની જ તરફ (તમને) જીવિત થઇ ઊભાં રહેવાનું છે.

૧૬) શું તમે એ વાતથી પણ નિર્ભય થઇ ગયા છો કે આકાશોવાળો તમને જમીનમાં ધસાવી દે અને એકાએક જમીન ડગમગી જાય.

૧૭) અથવા શું તમે આ વાતથી નિર્ભય થઇ ગયા છો કે આકાશોવાળો તમારા પર પથ્થર વરસાવી દે, પછી તો તમને ખબર પડી જ જશે કે મારી ચેતવણી કેવી હતી.

૧૮) અને તેમનાથી પહેલાના લોકોએ પણ જુઠલાવ્યુ, તો તેમના પર નજર દોડાવો કે મારી પકડ કેવી સખત થઇ ?

૧૯) શું આ લોકો પોતાના ઉપર ફેલાયેલા અને (કયારેક) સંકોચાયેલા (ઉડતા) પંખીઓને નથી જોતા, તેમને (અલ્લાહ) કૃપાળુ જ (હવા અને વાતાવરણમાં) ટકાવી રાખે છે, નિ:શંક દરેક વસ્તુ તેની દેખરેખ હેઠળ છે.

૨૦) સિવાય અલ્લાહ, તમારું તે કેવું લશ્કર છે, જે તમારી મદદ કરી શકે, ઇન્કાર કરનારાઓ તો ખરેખર તો ધોખામાં જ છે

૨૧) અગર અલ્લાહ તઆલા તમારી રોજી રોકી લે તો જણાવો કોણ છે, જે તમને ફરીથી રોજી આપશે ? પરંતુ (ઇન્કાર કરનારાઓ) તો વિદ્રોહ અને વિમુખતા પર હઠે ચઢી ગયા છે.

૨૨) હાં, તે વ્યક્તિ વધુ સત્ય માર્ગે ઉચ્ચ છે, જે ઊંધું ઘાલીને ચાલી રહ્યો છે, અથવા તો તે, જે સત્યના માર્ગને પારખીને સીધો ચાલતો હોય ?

૨૩) કહી દો ! તે જ (અલ્લાહ) છે જેણે તમારું સર્જન કર્યું અને તમારા કાન, આંખો અને હૃદય બનાવ્યા, તમે ખૂબ જ ઓછો આભાર માનો છો.

૨૪) કહી દો ! તે જ છે, જેણે તમને ધરતી પર ફેલાવી દીધા અને તેની તરફ તમે એકઠા કરવામાં આવશો.

૨૫) (ઇન્કાર કરનારાઓ) સવાલ કરે છે કે તે વચન ક્યારે થશે, અગર તમે સાચા હોવ (તો જણાવો) ?

૨૬) તમે કહી દો ! તેનું જ્ઞાન તો અલ્લાહને જ છે, હું તો ફક્ત સ્પષ્ટ રીતે સચેત કરવાવાળો છું

૨૭) જ્યારે આ લોકો તે વચનને નજીક જોઇ લેશે, તે વખતે તે ઇન્કાર કરનારાઓના ચહેરા બગડી જશે અને કહી દેવામાં આવશે કે આ જ છે, જેની તમે ઇચ્છા કરતા હતા.

૨૮) તમે કહી દો ! જો મને અને મારા સાથીઓને અલ્લાહ તઆલા નષ્ટ કરી દે, અથવા અમારા પર દયા કરે, (બન્ને પરિસ્થિતીઓમાં એવું તો જણાવો) કે ઇન્કાર કરનારાઓને દુ:ખદાયી યાતનાથી કોણ બચાવશે?

૨૯) તમે કહી દો ! તે જ કૃપાળુ છે અમે તો તેના પર ઈમાન લાવી ચૂક્યા અને તેના પર જ અમને વિશ્વાસ છે, તમને નજીકમાં જ ખબર પડી જશે કે સ્પષ્ટ રીતે પથભ્રષ્ટ કોણ છે ?

30) તમે કહી દો ! હાં, એ તો જણાવો કે જો તમારું (પીવાનું) પાણી જમીનમાં ઉતરી જાય, તો કોણ છે જે તમારા માટે વહેતું પાણી લાવે ?





# સૂરહ કલમ

અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧) નૂન, સોગંદ છે કલમના અને તેના, જે કંઈ પણ તે (ફરિશ્તાઓ) લખે છે.

૨) તમે પોતાના પાલનહારની કૃપાથી પાગલ નથી.

૩) અને નિ:શંક તમારા માટે અનંત બદલો છે.

૪) અને નિ:શંક તમારું ચરિત્ર્ય ખૂબ જ શ્રેષ્ઠ (ઉત્તમ) છે.

૫) બસ ! હવે તમે પણ જોઇ લેશો અને તેઓ પણ જોઇ લેશે.

૬) કે તમારા માંથી કોણ પ્રલોભનમાં સપડાયેલા છે.

૭) નિ:શંક તમારો પાલનહાર પથભ્રષ્ટોને ખૂબજ સારી રીતે જાણે છે, અને તે સન્માર્ગીઓને પણ ખૂબજ સારી રીતે જાણે છે.

૮) બસ ! તમે જૂઠલાવનારાઓની (વાત) ન માનો.

૯) તેઓ તો ઇચ્છે છે કે તમે થોડાંક નરમ પડો તો તેઓ પણ નરમ પડી જાય.

૧૦) અને તમે કોઈ એવા વ્યક્તિનું પણ કહેવું ન માનશો, જે વધારે સોગંદ ખાવાવાળો ,

૧૧) બેઆબરૂ, નીચ, મહેણાંટોણાં મારનાર, ચાડી ખાનાર,

૧૨) ભલાઇથી રોકવાવાળો, અતિરેક કરનાર, પાપી,

૧૩) અતડા સ્વભાવનો, સાથે સાથે બદનામ પણ છે.

૧૪) તે વિદ્રોહી ફક્ત એટલા માટે છે કે તે ધન-સપંતિ વાળો અને સંતાનો વાળો છે.

૧૫) જ્યારે તેની સામે અમારી આયતો પઢવામાં આવે છે, તો કહી દે છે કે આ તો અગાઉના લોકોની વાર્તાઓ છે.

૧૬) અમે પણ તેની સૂંઢ (નાક) પર ડામ આપીશું.

૧૭) નિ:શંક અમે તેમની તેવીજ રીતે કસોટી કરી, જેવી રીતે અમે બગીચાવાળાઓની કસોટી કરી હતી. જ્યારે તેમણે સોગંદો ખાધી કે વહેલી પરોઢ થતાં જ આ બગીચાના ફળ તોડી લઇશું.

૧૮) અને "ઇન્ શાઅ અલ્લાહ" ન બોલ્યા.

૧૯) બસ ! તારા પાલનહાર તરફથી એક આફત તેમને ચારેય બાજુથી ઘેરીવળી અને તે સૂઇ રહ્યા જ હતા.

૨૦) બસ ! તે બગીચો એવો થઇ ગયો, જેવી કે વાઢેલી ફસલ.

૨૧) હવે સવાર થતાં જ તેમણે એકબીજાને પોકાર્યા.

૨૨) કે અગર તમારે ફળ તોડવા હોય, તો પોતાના ખેતરમાં વહેલી પરોઢે ચાલી નીકળો.

૨૩) પછી તે લોકો ધીરે-ધીરે વાતો કરતા નીકળ્યા.

૨૪) કે આજના દિવસે કોઈ લાચાર તમારી પાસે ન આવી શકે.

૨૫) અને લપકતા સવાર સવારમાં નીકળ્યા (સમજી રહ્યા હતા) કે અમે સમર્થ છે (ફળ તોડવા માટે).

૨૬) જ્યારે તેમણે બગીચો જોયો, તો કહેવા લાગ્યા, નિ:શંક અમે રસ્તો ભૂલી ગયા.

૨૭) ના, ના, પરંતુ આપણું ભાગ્ય ફૂટી ગયું.

૨૮) તે લોકોમાં જે શ્રેષ્ઠ હતો, તેણે કહ્યુ કે હું તમને નહતો કહેતો કે તમે અલ્લાહની પવિત્રતા કેમ વર્ણન નથી કરતા ?

૨૯) તો બધા જ કહેવા લાગ્યા, આપણો પાલનહાર પવિત્ર છે, નિ:શંક આપણે જ અત્યાચારી હતા.

૩૦) પછી તેઓ એકબીજા તરફ ફરીને એકબીજાને ઠપકો આપવા લાગ્યા.

૩૧) કહેવા લાગ્યા, હાય અફસોસ ! ખરેખર અમે વિદ્રોહી હતા.

૩૨) આશા છે કે અમારો પાલનહાર અમને આનાથી સારો બદલો આપશે, અમે તો હવે પોતાના પાલનહારથી જ આશા રાખીએ છીએ.

૩૩) આવી જ રીતે મુશ્કેલી આવે છે. અને આખેરત (પરલોક) ની મુસીબત ઘણી જ મોટી છે. કાશ તેઓ જાણતા હોત.

૩૪) ડરનારાઓ માટે તેમના પાલનહાર પાસે નેઅમતોવાળી જન્નતો છે.

૩૫) શું અમે મુસલમાનોને પાપીઓ જેવા કરી દઇશું .

૩૬) તમને શું થઇ ગયું, કેવા નિર્ણયો કરો છો ?

૩૭) શું તમારી પાસે કોઈ કિતાબ છે, જે તમે પઢતા હોવ ?

૩૮) કે તેમાં તમારી ઇચ્છિત વાતો હોય ?

૩૯) અથવા તો તમે અમારા પાસેથી કેટલીક સોગંદો લીધી છે ? જે કયામત (પ્રલય) સુધી રહે, કે તમારા માટે તે બધું જ છે, જે તમે પોતાની તરફ થી નક્કી કરી લો.

૪૦) તેમને પૂછો કે તેમનામાંથી કોણ આ વાતનો જવાબદાર (દાવેદાર) છે.

૪૧) શું તેમના કોઈ ભાગીદાર છે ? તો પોત-પોતાના ભાગીદારો લઇ આવે, જો તેઓ સાચા છે.

૪૨) જે દિવસે પિંડલી (ઢીંચણ નો નીચલો ભાગ) ખોલી નાંખવામાં આવશે અને સિજદો કરવા માટે બોલવવામાં આવશે. તો (સિજદો) નહીં કરી શકે.

૪૩) નજરો નીચી હશે અને તેમના પર કલંક છવાઇ રહ્યું હશે, તેમ છતાં, આ લોકોને સિજદા માટે (તે વખતે પણ) બોલાવવામાં આવતા હતા જ્યારે તંદુરસ્ત હતા.

૪૪) બસ ! મને અને આ કલામને જુઠલાવનારાઓને છોડી દો, અમે તેમને આવી રીતે ધીરે-ધીરે ખેંચીશું કે તેમને ખબર પણ નહીં પડે.

૪૫) અને હું તેમને ઢીલ આપીશ, નિ:શંક મારી યોજના સખત છે.

૪૬) શું તમે તેમની પાસેથી કોઈ વળતર ઇચ્છો છો, જેના દંડના બોજ હેઠળ દબાઇ રહ્યા હોવ.

૪૭) અથવા તો તેમની પાસે અદૃશ્યનું જ્ઞાન છે, જેને તેઓ લખી રહ્યા હોય.

૪૮) બસ ! તમે પોતાના પાલનહારના આદેશની ધીરજથી રાહ જુઓ, અને માછલીવાળા (આ ઉદાહરણ એક પયગંબરનું છે, જેમનું નામ યૂનુસ અ.સ. છે, તેઓ પોતાના લોકો પાસેથી અલ્લાહ નો આદેશ આવ્યા પહેલાં જ સમુદ્ર તરફ ચાલ્યા ગયા. ત્યાં તેઓને તેમની ભૂલનો પસતાવો થયો. પસતાવો થતાંજ તેમણે પોતે સમુદ્રમાં છલાંગ લગાવી અને ત્યાં તેઓને એક માછલીએ લગભગ 40 દિવસ સુધી પોતાના પેટમાં રાખેલા) જેવા ન થઇ જાવ, જ્યારે કે તેણે શોકાતુર થઇને દુઆ કરી.

૪૯) જો તેમના માટે તેમના પાલનહારની મદદ ન મળી હોત, તો નિ:શંક તે ખરાબ પરિસ્થિતિમાં સપાટ મેદાનમાં નાંખી દેવામાં આવત.

૫૦) તેમને તેમના પાલનહારે ફરીથી પસંદ કરી લીધો અને તેને સદાચારી લોકોમાં કરી દીધો.

૫૧) અને નજીક છે કે ઇન્કાર કરનારાઓ પોતાની ધારદાર નજરથી તમને લપસાવી દે, જ્યારે પણ કુરઆન સાંભળે છે, તો કહી દે છે આ તો પાગલ જ છે.

૫૨) ખરેખર આ (કુરઆન) તો સમગ્ર માનવજાતિ માટે શિખામણ જ છે.






અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧) સાબિત થનારી,

૨) સાબિત થનારી શું છે ?

૩) અને તને શું ખબર કે તે સાબિત થનારી શું છે ?

૪) તે ખખડાવી દેનારને ષમૂદ અને આદે ( પ્રાચીન સમયની તાકતવર કોમો) જૂઠલાવી દીધી.

૫) (જેના પરિણામ રૂપે) ષમૂદના લોકોને ત્રાસદાયક (અને ઊંચા) અવાજ દ્વારા નષ્ટ કરવામાં આવ્યા.

૬) અને આદના લોકો તીવ્ર તોફાની વાવાઝોડાથી નષ્ટ કરી દેવામાં આવ્યા.

૭) જેને તેમના પર નિરંતર સાત રાત્રિઓ અને આઠ દિવસ સુધી (અલ્લાહએ) છવાયેલી રાખી. બસ ! તમે જોતાં કે આ લોકો જમીન પર એવી રીતે પટકાયેલા પડયા છે, જેવી રીતે કે ખજૂરના પોલાં થડ હોય.

૮) શું તેમનામાંથી કોઈ પણ તમને બચેલું નજર આવે છે ?

૯) ફિરઔન અને તેનાથી પહેલાના લોકો અને જેમની વસ્તીઓ પલટાવી નાંખી તેમણે પણ અપરાધ કર્યો.

૧૦) અને પોતાના પાલનહારના પયગંબરની અવગણના કરી. (છેવટે) અલ્લાહ એ તેઓને (પણ) સખત પકડમાં લઇ લીધા.

૧૧) જ્યારે પાણીમાં તોફાન આવી ગયું, તો તે સમયે અમે તમને નૌકામાં સવાર કરી દીધા.

૧૨) જેથી તે તમારા માટે શિખામણ અને યાદગાર બની જાય અને (જેથી) યાદ રાખવાવાળા કાન તેને યાદ રાખે.

૧૩) બસ ! જ્યારે સૂરમાં એક ફૂંક મારવામાં આવશે.

૧૪) અને જમીન તથા પર્વતો ઉઠાવી લેવામાં આવશે. અને એક જ પ્રહારમાં ચૂરેચૂરાં કરી દેવામાં આવશે.

૧૫) તે દિવસે થઇ જનારી (કયામત) થઇ જશે.

૧૬) અને આકાશ ફાટી જશે, અને તે દિવસે ઘણું જ નબળુ પડી જશે.

૧૭) તેના કિનારાઓ પર ફરિશ્તાઓ હશે, અને તારા પાલનહારનો "અર્શ" તે દિવસે આઠ (ફરિશ્તાઓ)એ પોતાની ઉપર ઉઠાવેલ હશે.

૧૮) તે દિવસે તમે સૌ રજૂ કરવામાં આવશો, તમારું કોઈ રહસ્ય છૂપાયેલું નહીં રહે.

૧૯) તો, જેને તેનું કર્મપત્ર જમણા હાથમાં આપવામાં આવશે, તો તે કહેવા લાગશે કે “લો, મારું કર્મપત્ર વાંચી લો."

૨૦) મને તો સંપૂર્ણ વિશ્વાસ હતો કે મને મારો હિસાબ મળશે જ.

૨૧) બસ ! તે એક મનગમતાં જીવનમાં હશે.

૨૨) ઉચ્ચ દરજ્જાવાળી જન્નતમાં.

૨૩) જેના ગુચ્છાં નમી પડેલા હશે.

૨૪) (તેમને કહેવામાં આવશે) કે આનંદથી ખાઓ પીઓ, પોતાના તે કર્મોના બદલામાં, જે તમે વિતેલા દિવસોમાં કર્યા.

૨૫) પરંતુ જેને તે (નું) કર્મપત્ર તેના ડાબા હાથમાં આપવામાં આવશે, તો તે કહશે કે " કદાચ મને મારું કર્મપત્ર આપવામાં જ ન આવ્યુ હોત."

૨૬) અને હું જાણતો જ ન હોત કે હિસાબ શું છે.

૨૭) કાશ ! કે મૃત્યુ (મારું) મને નષ્ટ કરી દેતું.

૨૮) મારું ધન પણ મને કંઈ ફાયદો ન પહોંચાડી શક્યુ.

૨૯) મારી સત્તા પણ જતી રહી.

30) (આદેશ આપવામાં આવશે), તેને પકડી લો પછી તેને પટ્ટો પહેરાવી દો,

૩૧) પછી તેને જહન્નમમાં નાંખી દો.

૩૨) પછી તેને એવી સાંકળમાં બાંધી દો જેની લંબાઇ સિત્તેર હાથ જેટલી છે.

૩૩) નિ:શંક તે મહાન, અલ્લાહ પર ઈમાન નહતો રાખતો.

૩૪) અને લાચારને ખવડાવવા પર પ્રોત્સાહન નહતો આપતો.

૩૫) બસ ! આજે તેનું ન કોઈ મિત્ર છે.

૩૬) અને ન તો પરૂ સિવાય તેનું કોઈ ભોજન છે.

૩૭) જેને પાપીઓ સિવાય કોઈ પણ નહીં ખાય.

૩૮) બસ ! મને સોગંદ છે તે વસ્તુઓના, જેને તમે જુઓ છો.

૩૯) અને તે વસ્તુઓના, જેને તમે નથી જોતા.

૪૦) કે નિ:શંક આ (કુરઆન) પ્રતિષ્ઠિત પયગંબરનું કથન  છે.

૪૧) આ કોઈ કવિનું કથન નથી, (અફસોસ) તમે જવલ્લે જ ઈમાન લાવો છો.

૪૨) અને ન તો કોઈ જયોતિષી નું કથન છે. (અફસોસ) જવલ્લે જ શિખામણ પ્રાપ્ત કરો છો.

૪૩) (આ તો ) સમગ્ર સૃષ્ટિના પાલનહારે અવતરિત કરેલું છે.

૪૪) અને આ (મુહમ્મદ પયગંબર) અમારા પર કોઈ પણ વાત ઘડતાં,

૪૫) તો જરૂરથી અમે તેનો જમણો હાથ પકડી લેતા.

૪૬) પછી તેની ધોળી (સફેદ) નસ કાપી નાંખતા.

૪૭) પછી તમારામાંથી કોઈ પણ મને તે કામથી અટકાવી ન શકતા.

૪૮) નિ:શંક આ કુરઆન ડરવાવાળાઓ માટે શિખામણ છે.

૪૯) અમને ખરેખર જાણ છે કે તમારામાંથી કેટલાક તેને જૂઠલાવનારા છે.

૫૦) નિ:શંક (આ જૂઠલાવવુ) ઇન્કાર કરનારાઓ ઉપર ખેદ છે.

૫૧) અને નિ:શંક આ ખરેખર સત્ય છે.

૫૨) બસ ! તુ પોતાના મહાન પાલનહારની પવિત્રતાનું વર્ણન કર.



# સૂરહ મઆરિજ

અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧) એક સવાલ કરનારાએ તે યાતના વિશે સવાલ કર્યો, જે સ્પષ્ટ થનારી છે.

૨) ઇન્કાર કરનારાઓ પર, જેને કોઈ ટાળનાર નથી.

૩) તે અલ્લાહ તરફથી, જે સીડીઓનો માલિક છે.

૪) જેના તરફ ફરિશ્તાઓ અને રૂહ (હઝરત જિબ્રઇલ અ.સ.) ચઢે છે. એક દિવસમાં જેનો ગાળો પચાસ હજાર વર્ષોનો છે.

૫) બસ ! તું સારી રીતે ધીરજ રાખ.

૬) નિ:શંક આ તે (યાતના) ને દૂર સમજી રહયા છે,

૭) અને અમે તેને નજીક જોઇ રહ્યા છીએ.

૮) જે દિવસે આકાશ ઊકળતા તેલ જેવું થઇ જશે.

૯) અને પર્વત રંગીન ઊન જેવા થઇ જશે.

૧૦) અને કોઈ મિત્ર, બીજા મિત્રને નહીં પૂછે.

૧૧) (પરંતુ) એકબીજાને બતાવી દેવામાં આવશે, પાપી તે દિવસની યાતનાના બદલામાં મુક્તિદંડ રૂપે પોતાના દીકરાઓને,

૧૨) પોતાની પત્નીને અને પોતાના ભાઇને,

૧૩) અને પોતાના કુટુંબીજનોને, જે તેને આશરો આપતા હતા,

૧૪) અને ધરતી પરના સૌને આપવા ઇચ્છશે, જેથી તેઓ તેને છુટકારો અપાવી દે.

૧૫) (પરંતુ) ક્યારેય આવુ નહીં થાય, નિ:શંક તે ભભૂકતી (આગ) છે.

૧૬) જે મોં અને માથાની ચામડીને ખેંચી લાવનારી છે.

૧૭) તે (આગ) તે દરેક વ્યક્તિને પોકારશે જે પાછળ ફરનાર અને પીઠ બતાવનાર છે.

૧૮) અને ભેગુ કરીને સંભાળી રાખે છે.

૧૯) ખરેખર મનુષ્ય ખૂબજ નિર્બળ મનનો બનાવેલો છે.

૨૦) જ્યારે તેને તકલીફ પહોંચે છે, તો ગભરાઇ જાય છે.

૨૧) અને જ્યારે રાહત મળે છે, તો કંજુસાઈ કરવા લાગે છે.

૨૨) સિવાય તે નમાઝી,

૨૩) જે પોતાની નમાઝ હંમેશા સમયસર પઢે છે.

૨૪) અને જેમના ધનમાં નક્કી કરેલો ભાગ છે.

૨૫) માંગવાવાળા માટે પણ અને માંગવાથી બચનારાનો પણ.

૨૬) અને જે બદલાના દિવસ પર શ્રદ્ધા રાખે છે.

૨૭) અને જે પોતાના પાલનહારની યાતનાથી ડરતા રહે છે.

૨૮) નિ:શંક તેમના પાલનહારની યાતના નીડર થવાની વસ્તુ નથી.

૨૯) અને જે લોકો પોતાના ગુપ્તાંગની (હરામથી) રક્ષા કરે છે..

30) હાં ! તેમની પત્નીઓ અને બાંદીઓ સિવાય, જેમના તેઓ માલિક છે, તેમના પર કોઈ દોષ નથી.

૩૧) હવે જે કોઈ તેના સિવાય (રસ્તો) શોધશે, તો આવા લોકો હદ વટાવી જનારા છે.

૩૨) અને જે પોતાની નિષ્ઠાનું અને પોતાના વચનોની રક્ષા કરે છે.

૩૩) અને જે પોતાની સાક્ષીઓ પર સરળ અને મક્કમ રહે છે.

૩૪) અને જેઓ પોતાની નમાઝો ની રક્ષા કરે છે.

૩૫) આ જ લોકો જન્નતોમાં ઇજજતવાળા હશે.

૩૬) બસ ! ઇન્કાર કરનારાઓને શું થઇ ગયું છે કે તે તમારી તરફ દોડતા આવે છે.

૩૭) જમણી અને ડાબે બાજુથી, જૂથના જૂથ,

૩૮) શું તેમના માંથી દરેક આશા રાખે છે કે તેને નેઅમતોવાળી જન્નતમાં દાખલ કરવામાં આવશે ?

૩૯) (આવું) ક્યારેય નહીં થાય, અમે તેમનુ તે (વસ્તુ) થી સર્જન કર્યું છે, જેને તેઓ જાણે છે.

૪૦) બસ ! મને સોગંદ છે પશ્ચિમો અને પૂર્વના પાલનહારની, (કે) અમે ખરેખર શક્તિ ધરાવીએ છીએ.

૪૧) તેના પર, કે તેઓના બદલે તેમનાથી સારા લોકોને લઇ આવીએ અને અમે અસક્ષમ નથી.

૪૨) બસ ! તું એમને લડતા-ઝઘડતા અને ખેલકૂદ કરતા છોડી દે, ત્યાં સુધી કે પોતાના તે દિવસથી મુલાકાત કરી લે, જેનું તેમને વચન આપવામાં આવ્યું છે.

૪૩) જે દિવસે આ લોકો કબરોમાંથી દોડતા નીકળશે, જેવી રીતે કે તેઓ કોઈ જગ્યા તરફ ઝડપથી જઇ રહ્યા હોય.

૪૪) તેમની આંખો ઝૂકેલી હશે, તેમના પર બદનામી છવાયેલી હશે. આ છે તે દિવસ, જેનું તેમને વચન આપવામાં આવ્યુ હતું.





# સૂરહ નૂહ

અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧) નિ:શંક અમે નૂહ (અ.સ.) ને તેમની કોમ તરફ મોકલ્યાં કે પોતાની કોમને ડરાવી દો (અને સચેત કરી દો) તે પહેલાં, કે તેમની પાસે દુ:ખદાયી યાતના આવી જાય.

૨) (નૂહ અ.સ.એ) કહ્યું કે હે મારી કોમ ! હું તમને સ્પષ્ટ રીતે ચેતવણી આપનાર છું.

3) કે તમે અલ્લાહની બંદગી કરો અને તેનાથી જ ડરો. અને મારી વાત માનો.

૪) તો તે તમારા પાપ માફ કરી દેશે અને તમને એક નિશ્ચિત સમય સુધી છૂટ આપશે, નિ:શંક અલ્લાહ તઆલાનું વચન જ્યારે આવી જાય છે, તો તે ઢીલ નથી આપતો. કાશ કે તમે સમજી શકતા હોત.

૫) (નૂહ અ.સ.એ) કહ્યું, હે મારા પાલનહાર ! મેં પોતાની કોમને રાત દિવસ તારી (બંદગી) તરફ બોલાવ્યા.

૬) પરંતુ મારા બોલાવવા પર આ લોકો વધુ દૂર જવા લાગ્યા.

૭) મેં જ્યારે પણ તેમને તારી માફી તરફ બોલાવ્યાં તેમણે પોતાની આંગળીઓ પોતાના કાનમાં નાંખી દીધી અને પોતાના કપડાંથી (મોઢું) ઢાંકી દીધુ. અને અડગ થઇ ગયા અને ખૂબ જ ઘમંડ કર્યો.

૮) પછી મેં તેમને ઊંચા અવાજે બોલાવ્યા.

૯) અને નિ:શંક મેં તેમને જાહેરમાં પણ કહ્યુ અને ગુપ્ત રીતે પણ .

૧૦) અને મેં કહ્યું કે પોતાના પાલનહારથી પોતાના પાપોની માફી માંગો , તે ખરેખર ખૂબ જ માફ કરવાવાળો છે.

૧૧) તે તમારા પર આકાશમાંથી ખૂબ જ (વરસાદ) વરસાવશે.

૧૨) અને તમને ખૂબ જ ધન અને સંતાનો આપશે. અને તમને બગીચાઓ આપશે અને તમારા માટે નહેર વહાવી દેશે.

૧૩) તમને શું થઇ ગયુ છે કે તમે અલ્લાહ ની મહાનતા નથી સ્વીકારતાં.

૧૪) જો કે તેણે તમને વિભિન્ન રીતે બનાવ્યા છે.

૧૫) શું તમે નથી જોતાં કે અલ્લાહ તઆલાએ તળ પર તળ કેવી રીતે સાત આકાશો બનાવ્યા.

૧૬) અને તેમાં ચંદ્રને ખૂબ જ પ્રકાશિત બનાવ્યો, અને સૂરજને પ્રકાશિત દીપક.

૧૭) અને તમને જમીનથી એક (વિશેષ દેખરેખ હેઠળ) બનાવ્યા. (એટલે કે સર્જન કર્યુ)

૧૮) ફરી તમને તેમાંજ પરત મોકલશે અને (એક ખાસ રીતે) ફરી કાઢશે.

૧૯) (ખરેખર) અને તમારા માટે ધરતીને અલ્લાહ તઆલાએ પાથરણું બનાવી દીધુ છે.

૨૦) જેથી તમે તેની ખુલ્લી સડકો પર હરો-ફરો.

૨૧) નૂહ (અ.સ.) એ કહ્યુ કે, હે મારા પાલનહાર ! તે લોકોએ મારી વાતને રદ કરી, અને તેવા લોકોની વાત માની, જેમનું ધન અને સંતાનોએ તેમના નુકસાનમાં (ખરેખર) વધારો કર્યો.

૨૨) અને તે લોકોએ ભારે ધોખો કર્યો.

૨૩) અને તેમણે કહ્યું કે, તમે ક્યારેય પોતાના પૂજ્યોને ન છોડશો, અને ન વદ્દ, સૂવાઅ, અને યગૂષ અને યઊક અને નસ્ર ને (છોડશો) .

૨૪) અને તેમણે ઘણાં લોકોને પથભ્રષ્ટ કર્યા , (હે અલ્લાહ) તુ તે અત્યાચારીઓની પથભ્રષ્ટતામાં વધારો કર.

૨૫) આ લોકો પોતાના પાપોના લીધે ડુબાડી દેવામાં આવ્યા અને જહન્નમમાં પહોચાડી દેવામાં આવ્યા. અને અલ્લાહ સિવાય તેમણે કોઈ મદદકરનાર ન જોયો.

૨૬) અને નૂહ (અ.સ.)એ કહ્યું કે, હે મારા પાલનહાર ! તું જમીન પર કોઈ ઇન્કાર કરનારને ન છોડીશ.

૨૭) જો તું તેમને છોડી દઇશ તો (નિ:શંક) આ લોકો તારા બંદાઓને (પણ) ભટકાવી દેશે. અને દુરાચારી અને ઇન્કાર કરનારાઓને જ જન્મ આપશે.

૨૮) હે મારા પાલનહાર ! તુ મને અને મારા માતા-પિતા અને જે ઈમાન ની સ્થિતિમાં મારા ઘરમાં આવ્યા અને દરેક ઈમાનવાળા પૂરુષો અને સ્ત્રીઓને માફ કરી દે અને ઇન્કાર કરનારાઓને બરબાદી સિવાય બીજી કોઈ વાતમાં આગળ ન વધારીશ.






અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧) (મોહમ્મદ સ.અ.વ.) તમે કહી દો કે મને વહી કરવામાં આવી છે કે જિન્નાતોના એક જૂથે (કુરઆન) સાંભળ્યું, અને કહ્યું કે અમે અદ્-ભૂત કુરઆન સાંભળ્યુ છે.

૨) જે સીધા માર્ગ તરફ માર્ગદર્શન કરે છે, અમે તેના પર ઈમાન લઇ આવ્યા. (હવે અમે ક્યારેય કોઈને પણ પોતાના પાલનહારનો ભાગીદાર નહીં ઠેરવીએ.

૩) અને નિ:શંક અમારા પાલનહારનું ગૌરવ ખૂબ જ ઉચ્ચ છે. ન તેણે કોઈને (પોતાની) પત્ની બનાવી અને ન તો દીકરો.

૪) અને એ કે આપણા માંનો મૂર્ખ અલ્લાહ વિશે અસત્ય વાત કરે છે.

૫) અને અમે તો એવું જ સમજતા રહ્યાં કે શક્ય નથી કે માનવી અને જિન્નાત અલ્લાહ પર જૂઠ ઘડે.

૬) વાત એવી છે કે કેટલાંક માનવીઓ, કેટલાક જિન્નાતો પાસે શરણ માંગતા હતા. જેનાથી જિન્નાતો પોતાની પથભ્રષ્ટતામાં વધી ગયા.

૭) અને (માનવીઓ) એ પણ જિન્નાતો જેવું અનુમાન કર્યુ હતુ કે અલ્લાહ કોઈને પણ નહીં મોકલે . (અથવા તો કોઈને બીજીવાર જીવિત નહીં કરે)

૮) અને અમે આકાશને ફંફોસ્યું તો, તેને દૃઢ ચોકીદારો અને સખત અંગારાથી છવાયેલું જોયુ.

૯) તે પહેલા અમે વાતો સાંભળવા માટે આકાશમાં થોડાં-થોડાં અંતરે બેસી જતા હતા, હવે જે પણ કાન લગાવે છે, તે એક અંગારાને પોતાની લાગમાં બેઠેલો જૂએ છે.

૧૦) અમે નથી જાણતા કે ધરતીવાળાઓ સાથે કોઈ ખરાબ વર્તનનો ઇરાદો છે અથવા તેમના પાલનહારનો ઇરાદો તેમની સાથે ભલાઇનો છે.

૧૧) અને એ કે (નિ:શંક) કેટલાક તો અમારામાં સદાચારીઓ છે. અને કેટલાક તેના વિરુદ્ધ પણ છે, અમે વિવિધ રીતે વહેંચાયેલા છે.

૧૨) અને અમે સમજી લીધુ કે અમે અલ્લાહ તઆલાને ધરતી પર ક્યારેય અસક્ષમ નહીં કરી શકીએ અને ન અમે દોડીને તેને હરાવી શકીએ છીએ.

૧૩) અમે તો સત્ય માર્ગની વાત સાંભળતા જ તેના પર ઈમાન લાવ્યા અને જે પણ પોતાના પાલનહાર પર ઈમાન લાવશે. તેને ન કોઈ નુકસાન નો ભય હશે અને ન તો અત્યાચારનો.

૧૪) હાં ! અમારામાંથી કેટલાક તો મુસલમાન છે અને કેટલાક અન્યાયી છે. બસ! જે આજ્ઞાકારી થઇ ગયા, તેણે સત્ય માર્ગ શોધી લીધો.

૧૫) અને જે અત્યાચારીઓ છે, તે જહન્નમનાં ઈંધણ બનશે.

૧૬) અને (હે નબી ! એવું પણ કહી દો) કે જો લોકો સત્ય માર્ગ પર સીધા ચાલતાં, તો ખરેખર અમે તેમને પુષ્કળ માત્રામાં પાણી પીવડાવતા.

૧૭) જેથી અમે તેમની કસોટી કરીએ અને જે વ્યક્તિ પોતાના પાલનહારના સ્મરણથી મોઢું ફેરવી લેશે, તો અલ્લાહ તઆલા તેને સખત યાતનામાં નાંખી દેશે

૧૮) અને આ કે મસ્જિદો ફક્ત અલ્લાહ માટે જ છે. બસ ! અલ્લાહ તઆલા સાથે કોઈ અન્યને ન પોકારો.

૧૯) અને જ્યારે અલ્લાહનો બંદો તેની બંદગી માટે ઊભો થયો, તો નજીકમાં જ જૂથના જૂથ તેની ઉપર તૂટી પડયા

૨૦) તમે કહી દો કે હું તો ફક્ત મારા પાલનહારને જ પોકારું છું અને તેની સાથે કોઈને પણ ભાગીદાર નથી ઠેરવતો.

૨૧) કહી દો કે હું તમારા કોઈ નુકસાન અને ફાયદાનો અધિકાર ધરાવતો નથી.

૨૨) કહી દો કે મને ક્યારેય કોઈ અલ્લાહથી નહીં બચાવી શકે અને મને ક્યારેય તેના સિવાય કોઈ શરણ મળી શકતુ નથી.

૨૩) પરંતુ (મારું કામ) અલ્લાહની વાત અને તેના આદેશો (લોકો સુધી) પહોંચાડી દેવાનુ છે, (હવે) જે પણ અલ્લાહ અને તેના પયગંબરનું કહ્યું નહીં માને, તેના માટે જહન્નમ ની આગ છે. જેમાં આવા લોકો હંમેશા રહેશે.

૨૪) (તેમની આંખ નહીં ખુલે) અહીં સુધી કે તેને જોઇ લે, જેનું વચન તેમને આપવામાં આવે છે, બસ ! નજીકમાં જ જાણી લેશે કે કોના મદદગાર નિર્બળ અને કોનું જૂથ ઓછું છે.

૨૫) કહી દો કે મને ખબર નથી કે જેનું વચન તમને આપવામાં આવે છે, તે નજીક છે અથવા મારો પાલનહાર તેના માટે દૂરનો સમય નક્કી કરશે.

૨૬) તે અદૃશ્યને જાણવાવાળો છે અને તે પોતાના અદૃશ્યની જાણ કોઈને કરતો નથી.

૨૭) સિવાય તે પયગંબરના, જેને તે પસંદ કરી લે, પરંતુ તેની આગળ-પાછળ પણ ચોકીદાર નક્કી કરી દે છે.

૨૮) જેથી તેમના પાલનહારના આદેશોને પહોંચાડવાની જાણ થઇ જાય, અલ્લાહ તઆલાએ તેમની આજુબાજુ (ની દરેક વસ્તુઓ) ને ઘેરામાં લઇ રાખી છે અને દરેક વસ્તુને ગણી રાખેલ છે.



# સૂરહ મુઝ઼્ઝમ્મિલ

અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧) હે ચાદર ઓઢનાર !

૨) રાત્રિ (ના સમયે નમાઝ) માં ઊભા થઇ જાવ પરંતુ ઓછું,

૩) અડધી રાત અથવા તો તેનાથી પણ થોડું ઓછું કરી દો.

૪) અથવા તો તેનાથી થોડુ વધારી દો અને કુરઆન અટકી અટકીને (સ્પષ્ટ) પઢયા કર.

૫) નિ:શંક અમે તમારા પર ખૂબ જ કઠિન વાત નજીકમાં જ ઉતારીશું.

૬) નિ:શંક રાતમાં ઉઠવું, મન ઉપર કાબૂ મેળવવા માટે ખૂબ જ અસરકારક છે અને વાતને યોગ્ય કરી દેવાનું કારણ છે.

૭) ખરેખર તમે દિવસભર ઘણાં જ વ્યસ્ત રહો છો.

૮) તમે પોતાના પાલનહારના નામનું સ્મરણ કરતા રહો અને દરેક સર્જનથી દૂર થઇ, તેની જ તરફ ધ્યાન ધરી દો.

૯) પૂર્વ અને પશ્ચિમનો પાલનહાર, જેના સિવાય કોઈ પૂજ્ય નથી, તમે તેને જ પોતાનો વ્યવસ્થાપક બનાવી લો.

૧૦) અને જે કઇં તે કહે, તેના પર ધૈર્ય રાખો અને સજ્જનતાપૂર્વક તેમનાથી અલગ થઇ જાવ.

૧૧) અને મને તથા તે જુઠલાવનાર ખુશહાલ લોકોને છોડી દો અને તેમને થોડીક મહેતલ આપી દો.

૧૨) નિ:શંક અમારી પાસે મજબૂત સાંકળો છે અને ભળકે બળતી જહન્નમ છે.

૧૩) અને ગળામાં ફસાઇ જનાર ખોરાક છે અને દુ:ખદાયી યાતના છે.

૧૪) જે દિવસે ધરતી અને પર્વતો ધ્રુજી ઉઠશે અને પર્વતો વિખેરાયેલી રેતી જેવા બની જશે.

૧૫) નિ:શંક અમે તમારી તરફ પણ તમારા પર સાક્ષી આપનાર પયગંબર મોકલી દીધા છે, જેવું કે અમે ફિરઔન તરફ પયગંબર મોકલ્યા હતા.

૧૬) તો ફિરઔને તે પયગંબરની વાત ન માની, તો અમે તેને સખત (સજામાં) પકડી લીધા.

૧૭) તમે જો ઇન્કાર કરનારા થયા, તો તે દિવસે કેવી રીતે શરણ મેળવશો, જે દિવસ બાળકોને વૃદ્ધ કરી દેશે.

૧૮) જે દિવસે આકાશ ફાટી પડશે, અલ્લાહ તઆલાનું આ વચન પૂરૂં થઇને જ રહેશે.

૧૯) નિ:શંક આ શિખામણ છે, બસ ! જે ઇચ્છે તે પોતાના પાલનહાર તરફ જતો માર્ગ અપનાવી લે.

૨૦) તમારો પાલનહાર સારી રીતે જાણે છે કે તમે અને તમારી સાથેનું એક જૂથ લગભગ બે-તૃતિયાંશ રાત અને અડધી રાત અથવા એક-તૃતિયાંશ રાતમાં તહજ્જુદ (મોડી રાત્રે પઢવામાં આવતી નમાઝ) પઢે છે. અને રાત-દિવસનો હિસાબ અલ્લાહ તઆલા પાસે જ છે, તે (ખૂબ) જ જાણે છે કે તમે તે (વચન)નું પાલન ક્યારેય નહીં શકો, બસ ! તેણે તમારા પર કૃપા કરી, જેથી જેટલું કુરઆન પઢવું તમારા માટે સરળ હોય તેટલું પઢો. તે જાણે છે કે તમારામાંથી કેટલાક બીમાર પણ હશે, કેટલાક બીજા ધરતી પર હરી-ફરીને અલ્લાહ તઆલાની કૃપા (એટલે કે રોજી) પણ શોધશે અને કેટલાંક લોકો અલ્લાહ તઆલાના રસ્તામાં જિહાદ (ધાર્મિક યુદ્ધ) પણ કરશે, તો તમે જેટલુ કુરઆન સરળતાથી પઢી શકતા હોવ, તેટલું પઢો અને નમાઝ સમયસર પઢતા રહો અને ઝકાત (ધર્મદાન) આપતા રહો અને અલ્લાહ તઆલાને સારૂં ઋણ આપો અને જે સત્કાર્ય તમે તમારા માટે આગળ મોકલશો, તેને અલ્લાહ તઆલાને ત્યાં અતિઉત્તમ અને બદલામાં ખૂબજ વધારે મેળવશો, અલ્લાહ તઆલા પાસે માફી માંગતા રહો, નિ:શંક અલ્લાહ તઆલા માફ કરનાર કૃપાવાળો છે.



# સૂરહ મુદ્દષ્ષિર

અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧) અય ચાદર ઓઢનાર !

૨) ઉભો થઇ જા અને સચેત કરી દે.

૩) અને પોતાના પાલનહારનીજ મહાનતાનું વર્ણન કર.

૪) પોતાના કપડાંને સ્વચ્છ રાખ.

૫) અને ગંદકીથી દૂર રહો.

૬) અને ઉપકાર કરી વધુ પ્રાપ્ત કરવાની ઇચ્છા ન કરો.

૭) અને પોતાના પાલનહારના માર્ગ ઉપર ધૈર્ય રાખો.

૮) બસ ! જ્યારે કે સૂરમાં ફૂંક મારવામાં આવશે.

૯) તો તે દિવસ ઘણો ભારે દિવસ હશે.

૧૦) (જે) ઇન્કાર કરનારાઓ માટે સરળ નહીં હોય.

૧૧) મને અને તેને છોડી દો, જેને મેં એકલો પેદા કર્યો છે.

૧૨) અને તેને ખૂબજ ધન આપ્યું છે.

૧૩) અને હાજર રહેનાર દીકરાઓ પણ.

૧૪) અને મેં તેને ખૂબ જ વધારે આપી રાખ્યુ છે.

૧૫) પછી પણ તેની ઇચ્છા છે કે હું તેને વધુ આપુ.

૧૬) ના,ના, તે અમારી આયતોને જુઠલાવનાર છે.

૧૭) નજીકમાં જ હું તેને એક કઠણ ચઢાણ ચઢાવીશ.

૧૮) તેણે વિચાર કરીને યુક્તિ કરી,

૧૯) તે નષ્ટ થઇ જાય, કેવી (યુક્તિ) સૂઝી ?

૨૦) તે બરબાદ થાય, કેવી રીતે અનુમાન કર્યું.

૨૧) તેણે ફરીથી જોયું,

૨૨) પછી ભંવા ચઢાવ્યા અને મોઢું બગાડ્યુ.

૨૩) પછી પૂંઠ ફેરવી અને ઘમંડ કર્યુ.

૨૪) અને કહેવા લાગ્યો કે, આ તો ફક્ત જાદુ છે જે નકલ કરવામાં આવે છે.

૨૫) માનવીના કથન સિવાય કશું જ નથી.

૨૬) હું નજીકમાં તેને જહન્નમમાં નાખીશ.

૨૭) અને તને શું ખબર કે જહન્નમ શું છે ?

૨૮) ન તે બાકી રાખે છે ન છોડે છે.

૨૯) ચામડીને બાળી નાખે છે.

30) અને તેમાં ઓગણીસ (ફરિશ્તાઓ નક્કી) છે.

૩૧) અમે જહન્નમના નિરિક્ષક ફક્ત ફરિશ્તાઓને રાખ્યા છે અને અમે તેમની સંખ્યા ફક્ત ઇન્કાર કરનારાઓને કસોટી માટે નક્કી કરી છે. જેથી કિતાબવાળા માની લે અને ઈમાનવાળાઓ ના ઈમાનમાં વધારો થાય અને કિતાબવાળા અને ઈમાનવાળા શંકા ન કરે અને જેના હૃદયોમાં બિમારી છે તે અને ઇન્કાર કરનાર કહે કે આ વર્ણનથી અલ્લાહ તઆલા શું ઇચ્છે છે ? આવી જ રીતે અલ્લાહ તઆલા જેને ઇચ્છે છે તેને વિદ્રોહી બનાવી દે છે અને જેને ઇચ્છે છે, સત્ય માર્ગ પર લાવી દે છે, તારા પાલનહારના લશ્કરને તેના સિવાય કોઈ નથી જાણતું, આ ભરોસો આદમના સંતાનો માટે ખરેખર શિખામણ જ છે.

૩૨) સાચું કહું છું, સોગંદ છે ચંદ્રના

૩૩) અને રાત્રિના, જ્યારે તે પાછી ફરે.

૩૪) અને સવારના, જ્યારે તે પ્રકાશિત થઇ જાય.

૩૫) કે (નિ:શંક તે જહન્નમ) મોટી વસ્તુઓમાંથી એક છે.

૩૬) આદમના સંતાનને ચેતવણી આપનારી.

૩૭) (એટલે) તેને, જે તમારાથી આગળ વધવા માંગે અથવા પાછા હઠવા માંગે.

૩૮) દરેક વયક્તિ પોતાના કાર્યોના બદલામાં ગિરવે મૂકાયેલ છે.

૩૯) પરંતુ જમણા હાથવાળા,

૪૦) કે તેઓ જન્નત માંથી (બેઠેલા) દુરાચારીઓને.

૪૧) પ્રશ્ન કરતા હશે,

૪૨) તમને જહન્નમમાં કંઈ વસ્તુએ પહોંચાડ્યા ?

૪૩) તેઓ જવાબ આપશે કે અમે નમાઝ નહતા પઢતા.

૪૪) ન તો લાચારોને ખાવાનું ખવડાવતા હતા.

૪૫) અને અમે વાદવિવાદ કરનાર (ઇન્કાર કરનારાઓ) ને સાથ આપી વાદવિવાદમાં વ્યસ્ત રહેતાં હતા.

૪૬) અને બદલાના દિવસને જુઠલાવતા હતા.

૪૭) ત્યાં સુધી કે અમે મૃત્યુ સુધી પહોંચી ગયા.

૪૮) બસ ! તેમને ભલામણ કરનારાઓની ભલામણ ફાયદો નહીં પહોંચાડે.

૪૯) તેમને શું થઇ ગયુ છે ? કે શિખામણથી મોઢું ફેરવી રહ્યા છે.

૫૦) જાણે કે તેઓ ભડકી ગયેલા ગધેડા છે.

૫૧) જે સિંહથી ડરીને ભાગ્યા હોય.

૫૨) પરંતુ તેમાંથી દરેક વયક્તિ ઇચ્છે છે કે તેને સ્પષ્ટ કિતાબો આપવામાં આવે.

૫૩) ક્યારેય એવું નથી (હોઇ શકતું પરંતુ) આ લોકો કયામતની બાબતે નીડર છે.

૫૪) સત્ય વાતતો એ છે કે આ (કુરઆન) એક શિખામણ છે.

૫૫) હવે જે ઇચ્છે, તે શિખામણ પ્રાપ્ત કરે.

૫૬) અને તેઓ તે સમયે શિખામણ પ્રાપ્ત કરશે, જ્યારે અલ્લાહ તઆલા ઇચ્છે, તે (અલ્લાહ) જ આનો હકદાર છે કે તેનાંથી ડરવામાં આવે, અને તેના માટે યોગ્ય છે કે તે (ડરવાવાળાને) માફ કરી દે.



# સૂરહ કિયામહ

અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧) હું સોગંદ ખાઉં છું કયામતના દિવસના.

૨) અને સોગંદ ખાઉં છું ઠપકો આપનાર અંતરાત્માના.

3) શું માનવી એમ સમજે છે કે અમે તેના હાડકા ભેગા કરીશુ જ નહીં.

૪) કેમ નહીં ? અમે જરૂર કરીશું, અમે તો સમર્થ છીએ કે તેના ટેરવાં સુધ્ધાં ઠીક કરી દઇએ.

૫) પરંતુ માનવી ઇચ્છે છે વધુને વધુ અવજ્ઞા કરતો રહે.

૬) પૂછે છે કે કયામતનો દિવસ કયારે આવશે.

૭) બસ ! જે સમયે નજર પથરાઇ જશે.

૮) અને ચંદ્ર પ્રકાશહીન થઇ જશે.

૯) સૂરજ અને ચંદ્ર ભેગા કરી દેવામાં આવશે.

૧૦) તે દિવસે માનવી કહેશે કે આજે ભાગવા માટે જગ્યા કયાં છે ?

૧૧) ના, ના, કોઈ શરણ નથી.

૧૨) આજે તો તારા પાલનહાર તરફ જ શરણ છે.

૧૩) આજના દિવસે માનવીને તેણે આગળ મોકલેલા, અને પાછળ છોડેલા કાર્યો વિશે જાણ કરવામાં આવશે.

૧૪) પરંતુ માનવી સ્વયં પોતે પુરાવો છે.

૧૫) કેટલાય બહાના રજૂ કેમ ન કરે.

૧૬) (હે પયગંબર) તમે કુરઆન મજીદ ને ઊતાવળ (યાદ કરવા) માટે પોતાની જબાનને હલાવો નહીં.

૧૭) તેનું ભેગું કરવું અને (તમારી જબાનથી) પઢાવવું અમારી જવાબદારી છે.

૧૮) અમે જ્યારે તેને પઢી લઇએ, તો તમે તેના જેવું જ પઢો.

૧૯) પછી આનો (અર્થ) સ્પષ્ટ કરી દેવો પણ અમારી જવાબદારી છે.

૨૦) ના, ના, તમે ઝડપથી મળવાવાળી (દુનિયા) ને પ્રેમ કરો છો.

૨૧) અને આખેરત (પરલોક) ને છોડી બેઠા છો.

૨૨) તે દિવસે ઘણાં ચહેરા તાજગીભર્યા હશે.

૨૩) પોતાના પાલનહાર તરફ જોઇ રહ્યા હશે.

૨૪) અને કેટલાક ચહેરા તે દિવસે ઉદાસ હશે.

૨૫) સમજતા હશે કે તેમની સાથે કમર તોડી નાંખનારો વ્યવહાર કરવામાં આવશે.

૨૬) ના, ના, જ્યારે જીવ ગળા સુધી પહોંચી જશે.

૨૭) અને કહેવામાં આવશે કે કોઈ મંત્ર-તંત્ર કરનાર છે ?

૨૮) અને તેણે જાણી લીધું કે, આ છુટા પડવાનો સમય છે.

૨૯) અને પિંડી સાથે પિંડી વળગી જશે.

30) આજે તારા પાલનહાર તરફ ફરવાનું છે.

3૧) તેણે ન તો સાચું ઠેરવ્યું, ન તો નમાઝ પઢી.

3૨) પરંતુ જુઠલાવ્યું અને આનાકાની કરી.

33) પછી પોતાના ઘરવાળાઓ પાસે ઇતરાઇને ગયો.

3૪) ખેદ છે તારા પર, અફસોસ છે તારા પર.

3૫) પછી ખેદ છે, તારા પર અને અફસોસ છે તારા માટે.

૩૬) શું માનવી એમ સમજે છે કે તેને આવી જ રીતે નિરર્થક છોડી દેવામાં આવશે.

૩૭) શું તે એક ઘટ્ટ પાણીનું બુંદ નહતો, જે ટપકાવવામાં આવ્યું હતું.

૩૮) પછી તે લોહીનો લોચો બની ગયો, પછી અલ્લાહએ તેનું સર્જન કર્યું અને વ્યવસ્થિત બનાવી દીધો.

૩૯) પછી તેનાથી જોડીઓ એટલે કે નર અને માદા બનાવ્યા.

૪૦) શું (અલ્લાહ તઆલા) તે (કાર્ય) પર શક્તિ ધરાવતો નથી કે, મૃતકને જીવિત કરી દે.






અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧) નિ:શંક માનવી ઉપર એક એવો સમય પણ વિત્યો છે, જ્યારે તે કઇંજ નોંધપાત્ર નહતો.

૨) નિ:શંક અમે માનવીને મિશ્રિત વિર્યના ટીપામાંથી કસોટી માટે પેદા કર્યો. અને તેને સાંભળવાવાળો, જોવાવાળો બનાવ્યો.

૩) અમે તેને માર્ગ બતાવ્યો, હવે ઇચ્છે તો તે આભારી બને અથવા તો કૃતઘ્ની.

૪) નિ:શંક અમે ઇન્કાર કરનારાઓ માટે સાંકળો અને તોક અને ભભુકતી આગ તૈયાર કરી રાખી છે.

૫) નિ:શંક સદાચારી લોકો તે જામ (શરાબના પ્યાલા) પીશે. જેનું મિશ્રણ કપૂરનું છે.

૬) જે એક ઝરણું છે, જેમાંથી અલ્લાહના બંદાઓ પીશે, તેની શાખાઓ વહાવીને, લઇ જશે (જ્યાં ઇચ્છશે) .

૭) જે નઝર (ફક્ત અલ્લાહ માટે માનેલી માનતા) પૂરી કરે છે. અને તે દિવસથી ડરે છે જેની આપત્તિ ચારેય બાજુ ફેલાઇ જનારી છે.

૮) અને અલ્લાહ તઆલાથી મોહબ્બત હોવાના કારણે ખાવાનું ખવડાવે છે, ગરીબ, અનાથ અને કેદીઓને.

૯) અમે તો તમને ફક્ત અલ્લાહ તઆલા ની પ્રસન્નતા માટે ખવડાવીએ છીએ. ન તમારા પાસેથી બદલો ઇચ્છીએ છે અને ન તો આભાર.

૧૦) નિ:શંક અમે પોતાના પાલનહારથી તે દિવસ નો ભય રાખીએ છીએ, જે ઉદાસ અને સખત હશે.

૧૧) બસ ! તેમને અલ્લાહ તઆલાએ તે દિવસની આપત્તિથી બચાવી લીધા અને તેમને તાજગી અને ખુશી પહોંચાડી.

૧૨) અને તેમને તેમના ધૈર્યના બદલામાં જન્નત અને રેશમી પોશાક આપવામાં આવ્યા.

૧૩) તે ત્યાં આસનો પર તકિયા લગાવીને બેઠા હશે, ન તો ત્યાં સૂરજનો તડકો જોશે, ન ઠંડીની ઉગ્રતા.

૧૪) તે જન્નતોના છાંયા તેમના પર ઝૂકેલા હશે અને તેના (ફળ અને) ગુચ્છા લટકેલા હશે.

૧૫) અને તેમના માટે ચાંદીના વાસણો અને તે જામો (શરાબના પ્યાલા) ફેરવવામાં આવશે, જે કાચના હશે.

૧૬) કાચ પણ ચાંદીના, જેને યોગ્ય પ્રમાણમાં ભર્યા હશે.

૧૭) અને તેમને ત્યાં તે જામ પીવડાવવામાં આવશે, જેનું મિશ્રણ ઝંજબીલ (સૂંઠ,સૂકુ આદુ) નું હશે.

૧૮) જન્નની એક નહેર, જેનું નામ “સલ-સબીલ” છે.

૧૯) અને તેની આજુબાજુ ફરતા હશે તે નાના બાળકો, જે હંમેશા રહેશે. જ્યારે તમે તેમને જોશો તો એવું સમજશો કે તેઓ વિખેરાયેલા સાચાં મોતી છે.

૨૦) તમે ત્યાં, જ્યાં પણ નજર દોડાવશો નેઅમતો જ નેઅમતો અને મહાન સત્તા ને જ જોશો.

૨૧) તેમના શરીરો પર પાતળા રેશમના લીલાં કપડાં હશે અને તેમને ચાંદીના આભૂષણ પહેરાવવામાં આવશે અને તેમને તેમનો પાલનહાર શુદ્ધ પવિત્ર શરાબ પીવડાવશે.

૨૨) (કહેવામાં આવશે) કે આ છે તમારા કાર્યો નો બદલો અને તમારા પ્રયાસોની કદર કરવામાં આવી.

૨૩) નિ:શંક અમે તમારા પર થોડું થોડું કરીને કુરઆન અવતરિત કર્યું.

૨૪) બસ ! તું પોતાના પાલનહારના આદેશ પર અડગ થઇ જા. અને તેમાંથી કોઈ પાપી અથવા દુરાચારીની વાત ન માન.

૨૫) અને પોતાના પાલનહારના નામનું સવાર સાંજ સ્મરણ કર્યા કર.

૨૬) અને રાત્રિના સમયે તેની સામે સિજદા કર. અને રાતનો વધુ ભાગ તેની તસ્બીહ (સ્મરણ) કર્યા કર.

૨૭) નિ:શંક આ લોકો જડપથી મળવાવાળી (દુનિયા) ને ચાહે છે. અને પોતાની પાછળ એક ભારે દિવસને છોડી દે છે.

૨૮) અમે તેમનું સર્જન કર્યું અને અમે જ તેમના સાંધાને અને બંધનને મજબૂત બનાવ્યા. અને અમે જ્યારે ઇચ્છીશું તેના બદલામાં તેમના જેવા બીજા લોકોને લાવીશું.

૨૯) ખરેખર આ તો એક શિખામણ છે, બસ ! જે ઇચ્છે, પોતાના પાલનહારના માર્ગ પર ચાલે.

30) અને તમે નહીં ઇચ્છો પરંતુ એ કે અલ્લાહ તઆલા જ ઇચ્છે. નિ:શંક અલ્લાહ તઆલા જ્ઞાનવાળો અને તત્વદર્શી છે.

૩૧) જેને ઇચ્છે, તેને પોતાની કૃપામાં દાખલ કરી લે, અને અત્યાચારીઓ માટે તેણે દુ:ખદાયી યાતના તૈયાર કરે રાખી છે.



# સૂરહ મુર્સલાત

અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧) દિલ ખૂશ કરી દેનારી હવાઓના સોગંદ.

૨) પછી તીવ્ર હવાઓના સોગંદ.

૩) પછી ઉડાવીને વેરવિખેર કરનારના સોગંદ.

૪) પછી સત્ય અને અસત્ય ને અલગ કરી દેનાર.

૫) અને વહી લાવનારા ફરિશ્તાઓના સોગંદ.

૬) જે (વહી) ઠપકો આપવા તથા સચેત કરવા માટે હોય છે.

૭) જે વસ્તુનું વચન તમને આપવામાં આવે છે, તે નિ:શંક થઇને રહેશે.

૮) બસ ! જ્યારે તારાઓ પ્રકાશહિન કરી દેવામાં આવશે.

૯) અને જ્યારે આકાશ તોડી-ફોડી નાંખવામાં આવશે.

૧૦) અને જ્યારે પર્વતો ટુકડે-ટુકડાં કરી ઉડાવી દેવામાં આવશે.

૧૧) અને જ્યારે પયગંબરોને નક્કી કરેલ સમયે હાજર કરવામાં આવશે.

૧૨) કેવા દિવસ માટે (આ બધાને) લંબાવવામાં આવ્યા છે ?

૧૩) નિર્ણયના દિવસ માટે.

૧૪) અને તને શું ખબર કે નિર્ણયનો દિવસ શું છે ?

૧૫) તે દિવસ જુઠલાવનારાઓ માટે વિનાશક છે.

૧૬) શું અમે પૂર્વજોને નષ્ટ નથી કર્યા ?

૧૭) અમે તેમના પછી બીજાને લાવ્યા.

૧૮) અમે દુરાચારીઓ સાથે આવું જ કરીએ છીએ.

૧૯) તે દિવસ જુઠલાવનારાઓ માટે વૈલ (અફસોસ) છે.

૨૦) શું અમે તમને તુચ્છ પાણી (વિર્ય) થી પેદા નથી કર્યા.

૨૧) પછી અમે તેમને મજબૂત અને સુરક્ષિત જગ્યાએ રાખ્યાં.

૨૨) એક નક્કી કરેલ સમય સુધી.

૨૩) પછી અમે તેના પર શક્તિ ધરાવીએ છીએ અને અમે ખૂબ જ ઉત્તમ શક્તિ ધરાવનાર છે.

૨૪) તે દિવસ જુઠલાવનારાઓ માટે વૈલ (અફસોસ) છે.

૨૫) શું અમે ધરતીને એકઠા કરી દેનારી નથી બનાવી ?

૨૬) જીવિત લોકોને પણ અને મૃતકોને પણ.

૨૭) અને અમે આમાં ઊંચા અને મજબૂત પર્વતો બનાવી દીધા અને તમને મીઠું પાણી પીવડાવ્યુ.

૨૮) તે દિવસ જુઠલાવનારાઓ માટે વૈલ (અફસોસ) છે.

૨૯) તે જહન્નમ તરફ જાઓ, જેને તમે જુઠલાવતા રહ્યા.

30) ચાલો તે ત્રણ શાખાઓવાળા છાંયડા તરફ.

૩૧) જે ખરેખર ન છાંયડો આપનારો છે અને ન જ્વાળાઓથી બચાવશે.

૩૨) નિ:શંક જહન્નમ જ્વાળાઓ ફેંકે છે, જે મહેલો જેવી છે.

૩૩) જાણે કે તે પીળા ઊંટો છે.

૩૪) તે દિવસ જુઠલાવનારાઓ માટે વૈલ (અફસોસ) છે.

૩૫) આજ (નો દિવસ) તે દિવસ છે કે આ લોકો બોલી પણ નહીં શકે.

૩૬) ન તેમને તક આપવામાં આવશે.

૩૭) તે દિવસ જુઠલાવનારાઓ માટે વૈલ (અફસોસ) છે.

૩૮) આ છે નિર્ણયનો દિવસ, અમે તમને અને આગળના દરેક લોકોને એકઠાં કરી દીધા છે.

૩૯) બસ ! જો તમે મારી વિરુદ્ધ કોઈ યુક્તિ કરી શકતા હોવ તો કરી લો.

૪૦) તે દિવસ જુઠલાવનારાઓ માટે વૈલ (અફસોસ) છે.

૪૧) નિ:શંક ડરવાવાળા છાંયડામાં છે, અને વહેતા ઝરણાં પાસે.

૪૨) અને તે ફળો પાસે, જેની તેઓ ઇચ્છા કરશે.

૪૩) (જન્નતીઓ) ખાઓ-પીઓ  મજાથી, પોતે કરેલા કાર્યોના બદલામાં.

૪૪) નિ:શંક અમે સદાચારી લોકોને આવી જ રીતે બદલો આપીએ છીએ.

૪૫) તે દિવસ જુઠલાવનારાઓ માટે વૈલ (અફસોસ) છે.

૪૬) (હે જુઠલાવનારાઓ, તમે દુનિયામાં) થોડુંક ખાઇ લો અને લાભ ઉઠાવી લો નિ:શંક તમે પાપી છો.

૪૭) તે દિવસ જુઠલાવનારાઓ માટે વૈલ (અફસોસ) છે.

૪૮) તેમને જ્યારે કહેવામાં આવે છે કે રુકૂઅ કરી લો, તો નથી કરતાં.

૪૯) તે દિવસ જુઠલાવનારાઓ માટે વૈલ (અફસોસ) છે.

૫૦) હવે આ કુરઆન પછી કેવી વાત પર ઈમાન લાવશો ?






અલ્લાહ ના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧) તેઓ કયા વિષય બાબતે પૂછતાછ કરી રહ્યા છે.

૨) તે મોટી સૂચના બાબતે.

3) જેના વિશે તેઓ મત-ભેદ કરી રહ્યા છે.

૪) ચોક્કસપણે તેઓ નજીકમાં જાણી લેશે.

૫) ફરી ચોક્કસપણે તેઓ નજીકમાં જાણી લેશે.

૬) શું અમે ધરતી ને પાથરણું નથી બનાવ્યું?

૭) અને પર્વતો ને ખીલા (નથી બનાવ્યા?)

૮) અને અમને તમને જોડીમાં પેદા કર્યા.

૯) અને અમે તમારી  નિંદ્રાને તમારા આરામ માટે જ બનાવી.

૧૦) અને રાતને અમે પરદો  બનાવ્યો છે.

૧૧) અને દિવસ ને કમાણી માટે બનાવ્યો.

૧૨) અને અમે તમારા ઉપર સાત મજબૂત આકાશ બનાવ્યા.

૧૩) અને એક ચમકતો દીપક (સૂર્ય) બનાવ્યો.

૧૪) અને વાદળોમાં થી મુશળધાર વરસાદ વરસાવ્યો.

૧૫) જેથી તેના દ્વારા અનાજ અને વનસ્પતિ ઉગાડે.

૧૬) અને હર્યા-ભર્યા બાગ. ( પણ ઊપજાવે)

૧૭) નિ:શક ફૈંસલા નો દિવસ નિશ્ચિત છે.

૧૮) જે દિવસે સૂર ફૂંકવામાં આવશે, પછી તમે જૂથ ના જૂથ ચાલ્યા આવશો.

૧૯) અને આકાશ ખોલી દેવામાં આવશે, તેમાં દ્વાર જ દ્વાર થઇ જશે.

૨૦) અને પર્વત ને ચલાવવામાં આવશે, તો તે મરીચિકા બનીને રહી જશે.

૨૧) નિ:શંક જહન્નમ ઘાતમાં છે.

૨૨) વિદ્રોહીઓ નું ઠેકાણુ તે જ છે.

૨૩) જેમાં તેઓ અગણિત વર્ષો સુધી પડ્યા રહેશે.

૨૪) ન તેમાં ઠંડક તથા પીણું ચાખશે.

૨૫) સિવાય ગરમ પાણી અને (વહેતું) પરૂં.

૨૬) (તેમને) સંપૂર્ણ બદલો મળશે.

૨૭) નિ:શંક તેઓ હિસાબની આશા જ નહતા રાખતા.

૨૮) અને નીડરતાથી અમારી આયતો ને જુઠલાવતા હતા.

૨૯) અને અમે દરેક વસ્તુને ગણી ગણી ને લખી રાખી છે.

30) હવે, તમે (પોતાની કરણીની) મજા ચાખો, અમે તમારી યાતનામાં વધારો કરતાં જ રહીશું.

૩૧) નિ:શંક ડરવા વાળાઓ માટે જ સફળતા છે.

૩૨) બગીચાઓ અને દ્રાક્ષ છે.

૩૩) અને નવયુવાન કુમારિકાઓ.

૩૪) અને છલકાતા પ્યાલા.

૩૫) ત્યાં ન બકવાસ સાંભળશે અને ન તો જૂઠી વાતો સાંભળશે.

૩૬) (તેમને) તમારા પાલનહાર તરફથી (તેમના સારા કાર્યોનો)આ બદલો મળશે.

૩૭) (તેમને તમારા પાલનહાર તરફથી મળશે), જે આકાશો અને જમીન નો અને જે કાંઇ પણ તેમની વચ્ચે છે તેનો પાલનહાર છે, અને તે ખૂબ

જ માફ કરવાવાળો છે, કોઈને પણ તેની સાથે વાતચીત કરવાનો અધિકાર નહીં હોય.

૩૮) જે દિવસે રૂહ અને ફરિશ્તાઓ લાઇનબંધ ઊભા હશે, તો કોઈ વાત નહીં કરી શકે સિવાય તે, જેને અત્યંત દયાળુ (અલ્લાહ) પરવાનગી આપે, અને તે યોગ્ય વાત કહેશે.

૩૯) તે દિવસ નિશ્ચિત છે. હવે જે ઇચ્છે તે પોતાના પાલનહાર પાસે (સારા કાર્યો) કરી ઠેકાણું બનાવી લે.

૪૦) નિ:શંક અમે તમને નજીકમાં જ આવનારી યાતનાથી ડરાવી દીધા અને (સચેત કરી દીધા) છે. જે દિવસે માનવી તેના હાથ વડે કરેલા (કર્મ) જોઇ લેશે, અને ઇન્કાર કરનાર કહેશે કે કાશ ! હું માટી થઇ જાત.



# સૂરહ નાઝિઆત

અલ્લાહ ના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧) ડૂબીને સખતીથી ખેંચવાવાળાઓ ના સોગંદ.

૨) બંધ ખોલીને છોડાવી દેનારાઓ ના સોગંદ.

3) અને તરવા-ફરનારાઓ ના સોગંદ.

૪) પછી દોડીને આગળ વધનારાઓ ના સોગંદ.

૫) પછી કાર્ય ની વ્યવસ્થા કરનારાઓ ના સોગંદ.

૬) જે દિવસ ધ્રુજવા વાળી ધ્રુજશે.

૭) ત્યાર પછી એક પછી એક આવનારી (પાછળ-પાછળ) આવશે.

૮) (કેટલાક) હૃદય તે દિવસે ધ્રુજી રહ્યા હશે.

૯) તેમની આંખો ઝૂકેલી હશે.

૧૦) કહે છે કે, શું અમે ફરી પહેલાની સ્થિતિમાં લાવવામાં આવીશું?

૧૧) શું તે વખતે જ્યારે અમે ઓગળી ગયેલા હાડકાં થઇ જઇશું?

૧૨) કહે છે, પછી તો આ પાછું ફરવું નુકસાનકારક છે.

૧૩) (ખબર હોવી જોઇએ )બસ આ એક (ડરામણીની) ઝાટકણી છે.

૧૪) પછી (જેના પ્રગટ થવાની સાથે જ) તેઓ તરતજ મેદાન માં ભેગા થઇ જશે.

૧૫) શું મૂસા (અ.સ.) ની વાત તમને નથી પહોંચી?

૧૬) જ્યારે પવિત્ર ઘાટી "તૂવા" માં તેને, તેના પાલનહારે પોકાર્યો.

૧૭) (કે) તમે ફિરઓન પાસે જાઓ, નિ:શંક તે વિદ્રોહી બની ગયો છે.

૧૮) અને તેને કહો, શું તું પવિત્ર થવા માંગે છે?

૧૯) અને હું તારા પાલનહાર તરફ માર્ગદર્શન કરું જેથી તું(તેનાથી) ડરવા લાગે.

૨૦) પછી તેને મોટી નિશાની બતાવી.

૨૧) તો તેણે જુઠલાવ્યું અને અવગણના કરી.

૨૨) પછી પીઠ બતાવીને દોડવા લાગ્યો.

૨૩) પછી સૌને ભેગા કરી પોકાર્યા.

૨૪) તમારા સૌનો પાલનહાર હું જ છું.

૨૫) તો (સૌથી ઉચ્ચ) અલ્લાહએ પણ તેને પરલોક અને સંસાર ની યાતનામાં ઘેરી લીધો.

૨૬) હકીકત માં આમાં તેઓ માટે શિક્ષા છે, જેઓ ડરે છે.

૨૭) શું તમારું સર્જન વધુ કઠિન છે કે આકાશનું? અલ્લાહએ તેનું સર્જન કર્યું.

૨૮) તેની છત ઉપર ઉઠાવી અને તેને સંતુલિત કર્યું.

૨૯) અને તેની રાત અંધારી બનાવી અને દિવસને પ્રકાશિત કર્યો.

30) અને ત્યાર પછી ધરતી ને(સમથળ) પાથરી દીધી.

3૧) તેમાંથી પાણી કાઢ્યું અને ઘાસ-ચારો ઉગાડ્યો.

3૨) અને પર્વતોને (સખત) જકડી દીધા.

33) આ બધું તમારા અને તમારા પશુઓના લાભ માટે (છે).

3૪) તો જ્યારે મોટો હંગામો (પ્રલય) આવશે.

3૫) તે દિવસે માનવી પોતાના કર્મો ને યાદ કરશે.

3૬) અને (દરેક) જોવાવાળા સામે જહન્નમ ખુલ્લી કરી દેવામાં આવશે.

૩૭) તો જે (માનવી એ ) વિદ્રોહ કર્યો (હશે).

૩૮) અને દુન્યાના જીવનને પ્રાથમિકતા આપી (હશે).

૩૯) (તેનું) ઠેકાણું જહન્નમ જ છે.

૪૦) હાં, જે વ્યક્તિ પોતાના પાલનહાર સામે ઊભો રહેવાથી ડરતો રહ્યો હશે, અને પોતાના મનને મન-માની કરવાથી રોકી રાખ્યું હશે.

૪૧) તો ચોક્કસ પણે તેનું ઠેકાણું જન્નત જ છે.

૪૨) લોકો તમને કયામત આવવાનો સમય પૂછે છે.

૪૩) તમારે તેની ચર્ચા કરવાની શું જરૂર?

૪૪) તેનું જ્ઞાન તો અલ્લાહ પાસે જ છે.

૪૫) તમે તો ફક્ત તેના દ્વારા ડરવાવાળાઓને સચેત કરનારા છો.

૪૬) જે દિવસ તેઓ તેને જોઇ લેશે, તો એવું લાગશે કે ફક્ત દિવસ ની એક સાંજ અથવા તેનો એક પ્રહર જ (દુનિયામાં) રોકાયા છે.






અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧) તેણે ભવાં ચઢાવ્યા, અને મોં ફેરવી લીધું.

૨) (એટલા માટે) કે તેની પાસે એક અંધ આવી ગયો.

૩) તમને શું ખબર કદાચ તે પવિત્રતા પ્રાપ્ત કરતો.

૪) અથવા શિખામણ સાંભળતો અને તેને શિખામણ લાભ પહોંચાડતી.

૫) જે લાપરવાહી કરે છે.

૬) તેની તરફ તો તમે પૂરતું ધ્યાન આપી રહ્યા છો.

૭) જો કે તેમના ન સુધરવાથી તમારા પર કોઈ દોષ નથી

૮) અને જે વ્યક્તિ તમારી પાસે દોડતો આવે છે.

૯) અને તે ડરી (પણ) રહ્યો છે.

૧૦) તમે તેની તરફ બેધ્યાન છો.

૧૧) ક્યારેય નહીં, આ કુરઆન તો એક ઉપદેશ છે.

૧૨) જે ઇચ્છે તેનાથી બોધ મેળવે.

૧૩) (આ તો ) પ્રતિષ્ઠિત શાસ્ત્રો માં (છે)

૧૪) જે ઉચ્ચ કક્ષાની અને પવિત્ર છે.

૧૫) એવા લખનાર ના હાથ માં છે.

૧૬) જેઓ આદરણીય અને પ્રામાણિક છે.

૧૭) અલ્લાહ ની ફિટકાર માનવી પર, તે કેવો કૃતઘ્ની છે,

૧૮) તેનું અલ્લાહએ કઇ વસ્તુ વડે સર્જન કર્યું.

૧૯) તેને એક ટીપાં વડે, પછી અનુમાન પર રાખ્યો તેને,

૨૦) પછી તેના માટે માર્ગ સરળ કર્યો.

૨૧) પછી તેને મૃત્યુ આપ્યું, અને પછી કબર માં દફનાવ્યો.

૨૨) પછી જ્યારે ઇચ્છશે, તેને જીવિત કરી દેશે.

૨૩) કોઈ શંકા નથી, તેણે અત્યાર સુધી અલ્લાહનું આજ્ઞાપાલન નથી કર્યું.

૨૪) માનવી પોતાના ભોજન તરફ ધ્યાન ધરે.

૨૫) નિ:શંક અમે જ મુશળધાર પાણી વરસાવ્યું

૨૬) પછી અમે જ ધરતી ને ચીરી ફાડી.

૨૭) પછી અમે જ તેમાં અનાજ ઉગાડ્યું.

૨૮) અને દ્રાક્ષ અને શાકભાજીઓ,

૨૯) અને ઝૈતૂન અને ખજૂરો,

30) અને હર્યા-ભર્યા બગીચાઓ.

3૧) અને ફળો તેમજ (ઘાસ) ચારો (પણ) ઉગાડ્યો.

3૨) તમારા અને તમારા પશુઓ ના ફાયદા માટે.

33) બસ! જ્યારે કાન બહેરા કરી દેનારી (કયામત) આવી જશે.

3૪) તે દિવસે માનવી પોતાના સગાં ભાઇથી.

3૫) અને પોતાની મા તેમજ પિતાથી.

3૬) અને પોતાની પત્ની તેમજ પુત્રોથી ભાગશે.

3૭) તેમના માંથી દરેકને તે દિવસે એવી ચિંતા હશે, જે તેના માટે પૂરતી હશે.

3૮) તે દિવસે કેટલાય ચહેરા પ્રકાશિત હશે.

૩૯) (જે) હસતાં તેમજ પ્રફુલ્લિત હશે.

૪૦) અને કેટલાંય ચહેરાઓ પર તે દિવસે ધૂળ ચોટેલી હશે.

૪૧) તેમના પર કાળાશ છવાયેલી હશે.

૪૨) તેઓ જ જુઠલાવનારા અને દુરાચારી હશે.



# સૂરહ તકવીર

અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧) જ્યારે સૂરજ લપેટી દેવામાં આવશે.

૨) અને જ્યારે તારાઓ પ્રકાશહીન થઇ જશે.

3) અને જ્યારે પર્વતો ચલાવવામાં આવશે.

૪) અને જ્યારે દસ મહિનાની ગર્ભસ્થ ઊંટડીને છોડી દેવામાં આવશે.

૫) અને જ્યારે જંગલી જાનવર ભેગા કરવામાં આવશે.

૬) અને જ્યારે દરિયાઓ ભડકાવવામાં આવશે,

૭) અને જ્યારે આત્માઓ (શરીરો સાથે) જોડી દેવામાં આવશે.

૮) અને જ્યારે જીવતી દાટેલી બાળકીને પૂછવામાં આવશે.

૯) કે કયા અપરાધના કારણે મારી દેવામાં આવી?

૧0) અને જ્યારે કર્મનોંધ ખોલી દેવામાં આવશે.

૧૧) અને જ્યારે આકાશની ખાલ ખેંચી લેવામાં આવશે.

૧૨) અને જ્યારે જહન્નમ ભડકાવવામાં આવશે.

૧3) અને જ્યારે જન્નત નજીક લાવવામાં આવશે.

૧૪) તો તે દિવસે પ્રત્યેક વ્યક્તિ જાણી લેશે, જે તે લઇને આવ્યો છે.

૧૫) હું સોગંદ ખાઉં છું પાછળ હટવાવાળા,

૧૬) ચાલનાર અને સંતાઇ જનાર તારાઓના,

૧૭) અને રાતની જ્યારે સમાપ્તિ થવા લાગે છે.

૧૮) અને સવાર, જ્યારે પ્રકાશિત થવા લાગે.

૧૯) નિ:શંક આ એક ઇજ્જતવાળા ફરિશ્તાની લાવેલી વાણી છે.

૨૦) જે શક્તિશાળી છે, અર્શ વાળા (અલ્લાહ)ને ત્યાં ઉચ્ચ પદવાળો છે.

૨૧) જેની વાત માનવામાં આવે છે, પ્રામાણિક છે.

૨૨) અને તમારા સાથી પાગલ નથી.

૨૩) તેણે તેને (જીબ્રઇલે) આકાશોના ખુલ્લા કિનારે જોયા પણ છે.

૨૪) અને તે છૂપી વાતો જણાવવામાં કંજૂસ પણ નથી.

૨૫) અને આ કુરઆન ધિક્કારેલા શેતાનનું કથન નથી.

૨૬) પછી તમે ક્યાં જઇ રહ્યા છો.

૨૭) આ જગત વાસીઓ માટે એક સ્મૃતિબોધ છે.

૨૮) (ખાસ કરીને) તેમના માટે જે સીધો માર્ગ અપનાવવા માગે છે.

૨૯) અને તમે નથી ઇચ્છી શકતા, જ્યાં સુધી સમ્રગ સૃષ્ટિનો પાલનહાર નથી ઇચ્છતો.



# સૂરહ ઇન્ફિતાર

અલ્લાહ ના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧) જ્યારે આકાશ ફાટી પડશે.

૨) અને જ્યારે તારાઓ વિખેરાઇ જશે.

૩) અને જ્યારે દરિયાઓ વહી જશે.

૪) અને જ્યારે કબરો (ફાડીને) ઉખાડી નાંખવામાં આવશે.

૫) (ત્યારે) પ્રત્યેક વ્યક્તિ પોતાના આગળ મોકલેલા અને પાછળ છોડેલા (એટલે કે આગળ-પાછળ ના કર્મો)ને જાણી લેશે.

૬) હે માનવ! તને તારા કૃપાળુ પાલનહાર ની બાબત અંગે કઈ વસ્તુએ ભરમાવી દીધો છે.

૭) જે (પાલનહારે) તારું સર્જન કર્યું, પછી વ્યવસ્થિત કર્યો, પછી (સમતુલિત અને) બરાબર બનાવ્યો.

૮) જે સ્વરૂપમાં ચાહ્યું તને જોડી દીધો.

૯) ક્યારેય નહીં ! પરંતુ તમે તો બદલાના દિવસને જુઠલાવો છો.

૧૦) નિ:શંક તમારા પર નિરીક્ષક, પ્રતિષ્ઠિત,

૧૧) લખવાવાળા નિયુક્ત કરવામાં આવેલ છે.

૧૨) જે તમે કરી રહ્યા છો, તેઓ જાણે છે.

૧૩) નિશ્ચિતપણે સદાચારી લોકો (જન્નત ના એશ-આરામ અને ) આનંદ માં હશે.

૧૪) અને નિશ્ચિતપણે દુરાચારી લોકો જહન્નમ માં હશે.

૧૫) બદલાના દિવસે તેમાં નાંખી દેવામાં આવશે.

૧૬) અને તેઓ તેનાથી અદૃશ્ય નહીં થઇ શકે.

૧૭) અને તને શું ખબર બદલાનો દિવસ શું છે ?

૧૮) ફરીવાર (કહું છું), તને શું ખબર બદલાનો દિવસ શું છે?

૧૯) (આ છે ) જે દિવસે કોઈ વ્યક્તિને કોઈ વ્યક્તિ માટે કંઈ અધિકાર નહીં હોય, તે દિવસે (દરેક) અધિકાર અલ્લાહને જ હશે.



# સૂરહ મુતફ્ફિફીન

અલ્લાહ ના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧) વિનાશ છે માપ-તોલ માં ઘટાડો કરનારાઓ માટે.

૨) જ્યારે લોકો પાસે થી માપી-તોલી ને લે છે, તો પૂરેપૂરું લે છે.

૩) અને જ્યારે તેમને માપીને કે તોલી ને આપે છે તો ઓછું આપે છે.

૪) શું તેમને પોતાના મૃત્યુ પામ્યા પછી જીવિત થવાની જાણકારી નથી.

૫) તે મોટા દિવસ માટે.

૬) જે દિવસે દરેક લોકો સમગ્ર સૃષ્ટિના પાલનહારની સામે ઊભા હશે.

૭) નિ:શંક દુરાચારીઓના કર્મપત્ર "સિજ્જીન" માં છે.

૮) તને શું ખબર કે સિજ્જીન શું છે?

૯) (આ તો) લેખિત પુસ્તક છે.

૧૦) તે દિવસે જુઠલાવનારા માટે વિનાશ છે.

૧૧) જેઓ બદલાના દિવસ ને જુઠલાવે છે.

૧૨) તેને ફક્ત તેઓ જ જુઠલાવે છે, જેઓ સીમાઓ નું ઉલ્લંઘન કરનારા (અને) પાપી છે.

૧૩) જ્યારે તેની સામે અમારી આયતો પઢવામાં આવે છે, તો કહી દે છે કે આ તો પૂર્વજો ની કાલ્પનિક વાર્તાઓ છે.

૧૪) ક્યારેય નહીં, પરંતુ તેમના હ્રદયો પર તેમના કર્મો ના કારણે કાટ ( ચઢી ગયો) છે.

૧૫) ક્યારેય નહીં, આ લોકો તે દિવસે પોતાના પાલનહાર થી છેટા રાખવામાં આવશે.

૧૬) પછી તે લોકોને ચોક્કસ પણે જહન્નમ માં ફેંકવામાં આવશે.

૧૭) પછી કહી દેવામાં આવશે કે આ જ છે જેને તમે જુઠલાવતા રહ્યા.

૧૮) નિ:શંક સદાચારીઓના કર્મ પત્ર “ઇલ્લિય્યીન” માં છે.

૧૯) તને શું ખબર કે ઇલ્લિય્યીન શું છે?

૨૦) (તે તો) લેખિત પુસ્તક છે.

૨૧) નિકટના (ફરિશ્તાઓ) તેની દેખરેખ કરી રહ્યા છે.

૨૨) નિ:શંક સદાચારીઓ (ભવ્ય) આનંદમાં હશે.

૨૩) સિંહાસનો પર બેસી નિહાળી રહ્યા હશે.

૨૪) તમે તેમના ચહેરા પરથી જ આનંદ ની પ્રસન્નતાને ઓળખી લેશો.

૨૫) આ લોકો ને સિલબંધ ઉત્તમ શરાબ પીવડાવવામાં આવશે.

૨૬) જેના પર કસ્તુરી ની સિલ હશે. આગળ વધનારાઓ એ તેમાં જ આગળ વધવું જોઇએ.

૨૭) અને તેની મિલાવટ તસ્નીમ ની હશે.

૨૮) (એટલે કે) તે ઝરણું, જેનું પાણી નજીકના લોકો પીશે.

૨૯) અપરાધીઓ ઈમાન વાળોઓ ની મજાક ઉડાવતા હતા.

30) અને તેની પાસેથી પસાર થતાં એક-બીજા ને આંખો ના ઇશારા કરતા હતા.

3૧) અને જ્યારે પોતાના લોકો તરફ પાછા ફરતા, તો ઠઠ્ઠા-મશ્કરી કરતા હતા.

3૨) અને જ્યારે તેમને જોતાં, તો કહેતા નિ:શંક આ લોકો ભટકેલા(રસ્તો ભુલેલા) છે.

33) તેઓ તેમના પર નિરિક્ષક બનાવીને તો નથી મોકલવામાં આવ્યા.

૩૪) બસ ! આજે ઈમાનવાળાઓ તે ઇન્કાર કરનારાઓની હંસી ઉડાવશે.

૩૫) સિંહાસનો પર બેસી જોઇ રહ્યાં હશે.

૩૬) કે હવે તે ઇન્કાર કરનારા જેવું કરતા હતા, તેનો પૂરેપૂરો બદલો મેળવી લીધો



## સૂરહ ઇન્શિકાક

અલ્લાહ ના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧) જ્યારે આકાશ ફાટી જશે.

૨) અને પોતાના પાલનહારના આદેશ પર ધ્યાન આપશે. અને તેને જ લાયક તે છે.

૩) અને જ્યારે જમીન (ખેંચી ને) ફેલાવી દેવામાં આવશે.

૪) અને તેમાં જે કંઈ પણ છે, તેને તે બહાર ફેંકી દેશે અને ખાલી થઇ જશે.

૫) અને પોતાના પાલનહાર ના આદેશ પર ધ્યાન આપશે. અને તેને જ લાયક તે છે.

૬) હે માનવી ! તું પોતાના પાલનહારને મળવા સુધી, આ કોશીશ અને દરેક કાર્ય અને મહેનત કરી તેના સાથે મુલાકાત કરવા વાળો છે.

૭) તો (તે વખતે) જે વ્યક્તિ ના જમણા હાથ માં કર્મ નોધ આપવામાં આવશે.

૮) તેનો હિસાબ તો ખૂબ જ હળવો લેવામાં આવશે.

૯) અને તે પોતાના સ્વજનો તરફ પ્રસન્નચિત્તે પાછો ફરશે.

૧૦) હાં, જે વ્યક્તિની કર્મનોંધ તેની પીઠ પાછળ થી આપવામાં આવશે.

૧૧) તો તે મૃત્યુ ને પોકારશે.

૧૨) અને ભડકે બળતી જહન્નમ માં દાખલ થશે.

૧૩) આ વ્યક્તિ પોતાના સ્વજનો સાથે (દુનિયા માં) ખુશ હતો.

૧૪) તે સમજતો હતો કે અલ્લાહની તરફ પાછા ફરવાનું જ નથી.

૧૫) કેમ નહીં, નિ:શંક તેનો પાલનહાર તેને સારી રીતે જોઇ રહ્યો હતો.

૧૬) હું સોગંદ ખાઉં છું શફક (સંધ્યા) ના,

૧૭) અને રાત્રિના અને તેની સંકોચાયેલી વસ્તુઓ ના સોગંદ,

૧૮) અને ચંદ્ર ના જ્યારે તે સંપૂર્ણ  થઇ જાય છે.

૧૯) નિ:શંક તમે એક સ્થિતિથી બીજી સ્થિતિમાં પહોંચશો.

૨૦) તેમને શું થઇ ગયું છે કે  ઈમાન નથી લાવતા

૨૧) અને જ્યારે તેમની પાસે કુરઆન પઢવામાં આવે છે, તો સજદો નથી કરતા.

૨૨) પરંતુ જે લોકોએ ઇન્કાર કર્યો, તે જુઠલાવી રહ્યા છે.

૨૩) અને અલ્લાહ તઆલા ખૂબ જ જાણે છે. જે કંઈ તેઓ હૃદયો માં રાખે છે.

૨૪) તેઓને દુ:ખ દાયક યાતના ની ખુશખબર સંભળાવી દો.

૨૫) હાં, ઈમાન વાળાઓ અને સત્કાર્યો કરવાવાળાઓને અગણિત અને સમાપ્ત ન થનારો બદલો છે.






અલ્લાહ ના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧) બુરૂજો વાળા આકાશના સોગંદ.

૨) વચન કરેલા દિવસના સોગંદ.

૩) હાજર થવાવાળા અને હાજર કરેલાના સોગંદ

૪) (કે) ખાડાવાળા નષ્ટ કરવામાં આવ્યા.

૫) તે એક આગ હતી ઈંધણ વાળી.

૬) જ્યારે કે તે લોકો તેની આજુ-બાજુ બેઠાં હતા.

૭) અને મુસલમાનો સાથે જે કરી રહ્યા હતા તેને પોતાની સામે જોઇ રહ્યા હતા.

૮) અને તે ઈમાનવાળાઓ સાથે તેમની દુશ્મનાવટ તે સિવાય કોઈ કારણે ન હતી કે તેઓ તે અલ્લાહ ઉપર ઈમાન લાવ્યા હતા, જે પ્રભુત્વશાળી અને પોતાનામાં સ્વયં પ્રશંસા પામેલો છે.

૯) જેના માટે આકાશ અને ધરતીની બાદશાહત છે. અને અલ્લાહ તઆલા ની સામે જ છે દરેક વસ્તુ.

૧૦) નિ:શંક જે લોકોએ મુસલમાન પુરુષો અને સ્ત્રીઓ ઉપર અત્યાચાર કર્યો, પછી તૌબા (પણ) ન કરી તો તેમના માટે જહન્નમની યાતના છે. અને બળવાની યાતના છે.

૧૧) નિ:શંક ઈમાન લાવનાર અને સત્કાર્યો કરનારાઓ માટે એવા બગીચા છે, જેની નીચે નહેરો વહી રહી છે, આ જ ભવ્ય સફળતા છે.

૧૨) નિ:શંક તારા પાલનહારની પકડ ખૂબજ સખત છે.

૧૩) તે જ પહેલી વાર સર્જન કરે છે અને તે જ ફરીવાર સર્જન કરશે.

૧૪) તે મહાન, માફ કરનાર અને ખૂબ જ મોહબ્બત કરનાર છે.

૧૫) "અર્શ" નો માલિક, ઉચ્ચ પ્રતિષ્ઠા વાળો છે.

૧૬) જે ઇચ્છે, તેને કરી નાંખનાર છે.

૧૭) શું તમને લશ્કરોની સૂચના પહોંચી છે,

૧૮) (એટલે કે) ફિરઓન અને ષમૂદની,

૧૯) (કઇં નહીં) પરંતુ ઇન્કાર કરનારાઓ જુઠલાવવામાં લાગેલા છે.

૨૦) અને અલ્લાહ તઆલાએ તેઓને દરેક બાજુથી ઘેરાવમાં લઇ રાખ્યા છે.

૨૧) પરંતુ આ કુરઆન છે, ઉચ્ચ દરજ્જા વાળુ.

૨૨) "લોહે મહેફૂઝમાં" (લખેલું).



# સૂરહ તારિક

અલ્લાહ ના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧) સોગંદ છે આકાશના અને રાતમાં પ્રગટ થનારના.

૨) તમે ખબર પણ છે કે તે રાતમાં પ્રગટ થનાર શું છે?

૩) તે ચકમતો તારો છે.

૪) કોઈ (જીવ) એવો નથી, જેના ઉપર દેખરેખ રાખનાર (ફરિશ્તા) ન હોય.

૫) માનવીએ વિચારવું જોઇએ કે તે કઈ વસ્તુથી પેદા કરવામાં આવ્યો છે.

૬) તે એક ઉછળતા પાણીથી પેદા કરવામાં આવ્યો છે

૭) જે પીઠ અને છાતી વચ્ચેથી નીકળે છે.

૮) ચોક્કસપણે તે (અલ્લાહ) તેને ફરીવાર લાવવા પર શક્તિ ધરાવે છે.

૯) જે દિવસે ગુપ્ત રહસ્યોની તપાસ થશે.

૧૦) તો નહીં હોય તેની પાસે કંઈ શક્તિ, ન સહાયક.

૧૧) વરસાદ વાળા આકાશના સોગંદ.

૧૨) અને ફાટવાવાળી જમીનના સોગંદ

૧૩) વાસ્તવમાં આ (કુરઆન) સંપૂર્ણ ફેંસલો કરવાવાળી કિતાબ છે.

૧૪) આ ઠઠ્ઠા-મશ્કરીની વાત નથી.

૧૫) ખરેખર ઇન્કાર કરનારાઓ યુક્તિ કરી રહ્યા છે.

૧૬) અને હું પણ એક યુક્તિ કરી રહ્યો છું.

૧૭) તું ઇન્કાર કરનારાઓને સમય આપ, તેમને થોડાંક દિવસ છોડી દે.




અલ્લાહ ના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧) પોતાના સર્વોચ્ચ પાલનહારના નામની પવિત્રતાનું વર્ણન કર.

૨) જેણે સર્જન કર્યુ અને વ્યવસ્થિત કર્યો.

3) અને જેણે (વ્યવસ્થિત) ભાગ્ય બનાવ્યું અને પછી માર્ગ બતાવ્યો.

૪) અને જેણે તાજું ઘાસ ઉગાડ્યું.

૫) પછી તેણે તેને (સૂકાવીને) કાળો કચરો બનાવી દીધો.

૬) અમે તમને પઢાવીશું, પછી તમે નહીં ભૂલો.

૭) સિવાય તે, જે કંઈ અલ્લાહ ઇચ્છે, તે જાહેર અને છૂપી (વાતો ને પણ) જાણે છે

૮) અમે તમારા માટે સરળતા પેદા કરી દઇશું

૯) તો તમે શિખામણ આપતા રહો, જો શિખામણ લાભદાયક હોય.

૧૦) ડરવાવાળો તો શિખામણ ગ્રહણ કરશે.

૧૧) (હાં) દુર્ભાગી તેનાથી દૂર રહેશે.

૧૨) જે મોટી આગમાં જશે.

૧૩) ત્યાં ન તો તે મૃત્યુ પામશે, ન તો જીવશે. (બેહોશીની અવસ્થામાં હશે.)

૧૪) ખરેખર તેણે સફળતા પ્રાપ્ત કરી, જે પવિત્ર થઇ ગયો.

૧૫) અને જેણે પોતાના પાલનહારના નામનું સ્મરણ કર્યું, અને નમાઝ પઢતો રહ્યો.

૧૬) પરંતુ તમે તો દુનિયાના જીવનને પ્રાથમિકતા આપો છો.

૧૭) અને આખેરત ઉત્તમ અને સ્થાયી છે.૧૮) આ વાતો આગલા ગ્રંથોમાં પણ છે.

૧૯) (એટલે કે) ઇબ્રાહીમ અને મૂસાના ગ્રંથોમાં.



# સૂરહ ગાશિયહ

અલ્લાહ ના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧) શું તમને પણ ઢાંકી દેનારી (કયામત)ની વાત પહોંચી છે.

૨) તે દિવસે કેટલાંય ચહેરા અપમાનિત હશે.

૩) (અને) પરિશ્રમ કરનારા થાકેલા હશે.

૪) તેઓ ભભૂકતી આગમાં જશે.

૫) અતિશય ઉકળતાં ઝરણાંનું પાણી તેઓને પીવડાવવામાં આવશે.

૬) તેમના માટે કાંટાળી વનસ્પતિ સિવાય કંઈ ભોજન સામગ્રી નહીં હોય.

૭) જે ન હૃષ્ટ-પૃષ્ટ કરશે અને ન ભૂખ સંતોષશે.

૮) કેટલાંય ચહેરા તે દિવસે તાજગી ભર્યા અને (પ્રસન્ન) હશે.

૯) પોતાના પ્રયત્નોથી ખુશ હશે.

૧૦) ઉચ્ચ શ્રેણીની જન્નતમાં હશે.

૧૧) તેમાં કોઈ બકવાસ નહીં સાંભળે.

૧૨) તેમાં એક વહેતુ ઝરણું હશે.

૧૩) (અને) તેમાં ઊંચા-ઊંચા સિંહાસન હશે.

૧૪) તેમાં પ્યાલા મૂકેલા (હશે).

૧૫) અને એક લાઇનમાં ગોઠવેલા તકીયા હશે.

૧૬) અને મખમલી જાજમો ફેલાયેલી હશે.

૧૭) શું તેઓ ઊંટોને નથી જોઇ રહ્યાં કે તે કઈ રીતે પેદા કરવામાં આવ્યા છે.

૧૮) અને આકાશને, કે તે કઈ રીતે ઊંચું કરવામાં આવ્યું છે ?

૧૯) અને પર્વતોને, કે તે કઈ રીતે ઠોસી દેવામાં આવ્યા છે.

૨૦) અને ધરતીને, કે તે કઈ રીતે પાથરવામાં આવી છે.

૨૧) બસ તમે શિખામણ આપતા રહો. (કારણકે) તમે ફક્ત શિખામણ આપનારા છો.

૨૨) તમે તેમના ઉપર રખેવાળ નથી.

૨૩) હાં ! જે વ્યક્તિ મોઢું ફેરવશે અને ઇન્કાર કરશે.

૨૪) તેને અલ્લાહ તઆલા સખત સજા આપશે.

૨૫) ચોક્કસપણે અમારા તરફ જ તેમને પાછા ફરવાનું છે

૨૬) પછી ચોક્કસપણે અમારી જવાબદારી છે, તેમનો હિસાબ લેવો.






અલ્લાહ ના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧) સોગંદ છે વહેલી પરોઢના.

૨) અને દસ રાત્રિઓના

3) અને યુગ્મ અને વિષમના.

૪) અને રાત્રિના જ્યારે તે જવા લાગે.

૫) શું આમાં બુદ્ધિશાળી માટે કોઈ સોગંદ છે ?

૬) શું તમે ન જોયું કે તમારા પાલનહારે આદીઓ સાથે કેવો વર્તાવ કર્યો?

૭) સ્તંભોવાળા ઇરમની સાથે,

૮) જેમના જેવી (કોઈ કોમ) દુનિયામાં પેદા કરવામાં નથી આવી.

૯) અને ષમૂદવાળા સાથે, જેઓએ વાદીમાં મોટા-મોટા પથ્થરો કોતર્યા.

૧૦) અને ફિરઔન સાથે, જે ખુંટાવાળો હતો.

૧૧) આ બધાએ શહેરોમાં માથું ઉંચક્યું હતું.

૧૨) અને અતિશય વિદ્રોહ ફેલાવી રાખ્યો હતો.

૧૩) છેવટે તારા પાલનહારે તેમના પર યાતનાનો કોરડો વરસાવી દીધો.

૧૪) હકીકતમાં તારો પાલનહાર તાકમાં છે.

૧૫) મનુષ્યની (આ સ્થિતિ એવી છે કે ) તેનો પાલનહાર જ્યારે તેની પરીક્ષા લે છે, અને સમ્માન આપે છે, અને તેને ખુશહાલી આપે છે, તો તે કહેવા લાગે છે, મારા પાલનહારે મારું સમ્માન કર્યું

૧૬) અને જ્યારે તે તેની પરીક્ષા લે છે, અને તેની રોજી તંગ કરી દે છે, તો તે કહેવા લાગે છે કે મારા પાલનહારે મારું અપમાન કર્યું.

૧૭) આવું ક્યારેય નહીં ! પરંતુ (વાત એવી છે ) કે તમે જ લોકો અનાથ નો આદર નથી કરતા

૧૮) અને ગરીબોને ખવડાવવા માટે એક-બીજાને પ્રોત્સાહિત નથી કરતાં.

૧૯) અને વારસાની સંપત્તિ હડપ કરી જાઓ છો.

૨૦) અને ધન સંપત્તિને ખૂબ પ્રેમ કરો છો.

૨૧) ક્યારેય નહીં, જ્યારે ધરતી કુટી-કુટીને બરાબર કરી દેવામાં આવશે.

૨૨) અને તમારો પાલનહાર (પોતે) આવી જશે, અને ફરિશ્તાઓ લાઇનબંધ આવશે.

૨૩) અને જે દિવસે જહન્નમ પણ લાવવામાં આવશે, તે દિવસે માનવી સમજી લેશે, પરંતુ આજના દિવસે તેના સમજવાનો ફાયદો શું ?

૨૪) એ કહેશે કે કાશ ! મેં પોતાના આ જીવન માટે પહેલા કંઈક મોકલ્યું હોત.

૨૫) બસ ! આજે અલ્લાહની યાતના જેવી યાતના કોઈની નહીં હોય.

૨૬) ન તેના જેવી પકડ કોઈની હશે.

૨૭) હે સંતોષ માનનારી આત્મા !

૨૮) તું પોતાના પાલનહાર તરફ ચાલ, તેવી રીતે કે તું તેનાથી પ્રસન્ન, તે તારા થી પ્રસન્ન.

૨૯) બસ ! મારા શ્રેષ્ઠ બંદાઓમાં દાખલ થઇ જા.

30) અને પ્રવેશ કરી લે મારી જન્નતમાં.





# સૂરહ બલદ

અલ્લાહ ના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧) હું આ શહેરના સોગંદ ખાઉં છું.

૨) અને તમે આ શહેરમાં રહો છો.

૩) અને (સોગંદ છે) માનવીઓના પિતા અને સંતાનના.

૪) નિ:શંક અમે માનવીનું (ખૂબ જ) કષ્ટમાં સર્જન કર્યું છે.

૫) શું તે એમ ધારે છે કે તેને પર કોઈ વશમાં નહીં કરી શકે?

૬) કહેતો (ફરે) છે કે, મેં તો પુષ્કળ ધન વેડફી નાંખ્યું

૭) શું (એમ) સમજે છે કે કોઈએ તેને જોયો (પણ) નથી?

૮) શું અમે તેની બન્ને આંખો નથી બનાવી.

૯) અને જીભ અને હોઠ (નથી બનાવ્યા).

૧૦) અમે બતાવી દીધા તેને બન્ને માર્ગ.

૧૧) પરંતુ તેનાથી ઘાટીમાં પસાર થવાનું ન થઇ શક્યું.

૧૨) અને શું ખબર પડી, કે ઘાટી શું છે?

૧૩) કોઈ ગળા (બાંદી- બાંદીઓ) ને મુક્ત કરાવવું

૧૪) અથવા તો ભુખમરાના દિવસે ભોજન કરાવવું.

૧૫) કોઈ સંબંધીઓ માંથી અનાથને,

૧૬) અથવા તો રઝળતા ગરીબને,

૧૭) ફરી તે લોકો માંથી થઇ જાય, જેઓ ઈમાન લાવ્યા અને એક-બીજાને ધીરજ અને દયા દાખવવાની ભલામણ કરે છે.

૧૮) આ જ લોકો છે જમણી બાજુ વાળા (ખુશહાલ લોકો)

૧૯) અને જે લોકોએ અમારી આયતોનો ઇન્કાર કર્યો આ દુ:ખી લોકો છે.

૨૦) તે જ લોકો પર આગ હશે. ચારેય બાજુથી ઘેરાયેલા હશે.





# સૂરહ શમ્સ

અલ્લાહ ના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧) સોગંદ છે સૂર્યના તથા તેના તડકાના,

૨) સોગંદ છે ચંદ્રના જ્યારે તેની પાછળ આવે,

3) સોગંદ છે દિવસના જ્યારે સૂર્યને પ્રગટ કરે,

૪) સોગંદ છે રાત્રિના જ્યારે તેને ઢાંકી દે,

૫) સોગંદ છે આકાશના અને તેના બનાવવાના,

૬) સોગંદ છે ધરતીના અને તેને બરાબર કરવાના,

૭) સોગંદ છે આત્માના અને તેને વ્યવસ્થિત કરવાના,

૮) પછી સમજ આપી તેને બૂરાઈની અને ભલાઇની,

૯) જેણે તેને પવિત્ર કરી, તે સફળ થયો

૧૦) અને જેણે તેને અપવિત્ર કરી, તે નિષ્ફળ થયો.

૧૧) (કોમ) ષમૂદે પોતાના વિદ્રોહના કારણે જુઠલાવ્યું.

૧૨) જ્યારે તેમના માંથી એક મોટો દુર્ભાગી ઊભો થયો.

૧૩) તેમને અલ્લાહના પયગંબરે કહી દીધું હતું કે અલ્લાહ તઆલાની ઊંટડી અને તેની પીવાની વારીની (સુરક્ષા કરો).

૧૪) તે લોકોએ પોતાના પયગંબરને જૂઠો સમજી, તે ઊંટડીના હાથ-પગ કાપી નાંખ્યા. બસ ! તેમના પાલનહારે તેમના પાપોના કારણે તેમના ઉપર પ્રકોપ ઉતાર્યો. અને પછી પ્રકોપ ફેલાવી દીધો અને તે વસ્તીને સપાટ કરી દીધા.

૧૫) તે નથી ડરતો, તેના વિનાશક પરિણામ થી.



# સૂરહ લૈલ

અલ્લાહ ના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧) સોગંદ છે રાત્રિના, જ્યારે છવાઇ જાય.

૨) સોગંદ છે દિવસના, જ્યારે પ્રકાશિત થાય.

૩) સોગંદ છે તે હસ્તીના, જેણે નર અને માદાનું સર્જન કર્યુ.

૪) નિ:શંક તમારો પ્રયાસ વિવિધ પ્રકારનો છે.

૫) જેણે આપ્યું (અલ્લાહના માર્ગમાં) અને ડર્યો (પોતાના પાલનહારથી)

૬) અને સાચી વાતોનું સમર્થન કરતો રહેશે.

૭) તો અમે પણ તેને સરળ માર્ગની સહુલત કરી દઇશું

૮) પરંતુ જેણે કંજૂસાઈ કરી અને બેપરવાહી દાખવી

૯) અને સાચી વાતોને જુઠલાવી.

૧૦) તો અમે પણ તેના માટે તંગી અને મુશ્કેલીનો સામાન સરળ કરી દઇશું

૧૧) તેનું ધન તેને (ઊંધા) પડતી વખતે કંઈ કામ નહીં આવે.

૧૨) નિ:શંક રસ્તો બતાવવો અમારા શિરે છે.

૧૩) અને અમારા જ હાથમાં છે આખેરત અને દુનિયા.

૧૪) મેં તો તમને ભડકે બળતી આગથી સચેત કરી દીધા છે.

૧૫) જેમાં ફક્ત તે જ વિદ્રોહી દાખલ થશે,

૧૬) જેણે જુઠલાવ્યું અને (તેના અનુસરણથી) મોઢું ફેરવી લીધું૧૭) અને તેનાથી એવો વ્યક્તિ દૂર રાખવામાં આવશે, જે ખૂબ જ સંયમી હશે.

૧૮) જે પવિત્ર થવા માટે પોતાનું ધન આપે છે.૧૯) કોઈ નો તેના પર કોઈ ઉપકાર નથી કે જેનો બદલો આપવામાં આવતો હોય.

૨૦) પરંતુ ફક્ત પોતાના ઇજ્જતવાળા તથા સર્વોચ્ચ પાલનહારની પ્રસન્નતા પ્રાપ્ત કરવા માટે.

૨૧) નિ:શંક તે (અલ્લાહ પણ) નજીકમાં પ્રસન્ન થઇ જશે.





# સૂરહ ઝુહા

અલ્લાહ ના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧) સોગંદ છે, પ્રકાશિત સમયનાં,

૨) અને સોગંદ છે, રાત્રિના જ્યારે છવાઇ જાય.

3) ન તો તારા પાલનહારે તને છોડ્યો છે, અને ન તો તે કંટાળ્યો છે.

૪) નિશ્ચિતપણે તમારા માટે પરિણામ, શરૂઆત કરતા ઉત્તમ હશે.

૫) તમને તમારો પાલનહાર ખૂબ નજીકમાં (ફળ) આપશે. અને તમે ખુશ થઇ જશો

૬) શું તેણે તમને અનાથ જોયા, તો શરણ ન આપ્યું?

૭) અને તમને માર્ગથી અજાણ જોઇ, માર્ગદર્શન ન આપ્યું

૮) અને તમને નિર્ધન જોઇ ધનિક ન બનાવી દીધા?

૯) બસ ! તમે અનાથ સાથે કઠોર વ્યવહાર ન કરો.

૧૦) અને ન માંગવાવાળાને ધુત્કારો.

૧૧) અને પોતાના પાલનહારની કૃપાનું વર્ણન કરતા રહો.



# સૂરહ નશ્રહ

અલ્લાહ ના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧) શું અમે તમારી છાતી નથી ખોલી નાંખી ?

૨) અને તમારા પરથી તમારો ભાર અમે ઉતારી દીધો.

૩) જેણે તમારી પીઠ તોડી નાંખી હતી.

૪) અને અમે તમારા સ્મરણને ઉન્નતિ આપી.

૫) બસ ! નિ:શંક તંગીની સાથે સરળતા છે.

૬) ચોક્કસપણે તંગીની સાથે સરળતા છે.

૭) બસ જ્યારે તમે નવરાશ મેળવો તો બંદગીનો પ્રયાસ કરો.

૮) અને પોતાના પાલનહાર તરફ જ મગ્ન થઇ જાવ.



# સૂરહ તીન

અલ્લાહ ના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧) સોગંદ છે, અંજીર અને ઝૈતૂનના.

૨) અને "તૂરે સિનીન્ ના" (એક પર્વત નું નામ).

૩) અને તે શાંતિવાળા શહેરના.

૪) નિ:શંક અમે માનવીનું સર્વોત્તમ બનાવટમાં સર્જન કર્યું.

૫) પછી તેને નિમ્ન કક્ષાનો કરી દીધો.

૬) પરંતુ જે લોકો ઈમાન લાવ્યા અને (પછી) સત્કાર્યો કર્યા, તો તેમના માટે એવો બદલો છે જે કદી પૂરો નહીં થાય.

૭) બસ! તને બદલાના દિવસને જુઠલાવવા પર કઈ વસ્તુ પ્રોત્સાહિત કરું છે.

૮) શું અલ્લાહ તઆલા (બધા) નિર્ણય કર્તાઓનો નિર્ણય કર્તા નથી.



# સૂરહ અલક

અલ્લાહ ના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧) પઢો, પોતાના પાલનહારના નામથી જેણે સર્જન કર્યું.

૨) જેણે માનવીનું જામી ગયેલા લોહીથી સર્જન કર્યું.

3) તમે પઢતા રહો, તારો પાલનહાર અત્યંત ઉદાર છે.

૪) જેણે કલમ દ્વારા (જ્ઞાન) શિખવાડયું.

૫) જેણે માનવીને તે શિખવાડ્યું, જેને તે ન જાણતો હતો.

૬) ખરેખર તો માનવી વિદ્રોહી બની રહ્યો છે.

૭) એટલા માટે કે તે પોતાને બેદરકાર (ખુશહાલ) સમજે છે.

૮) ખરેખર પાછા ફરવું તારા પાલનહાર તરફ છે.

૯) તેને પણ તે જોયો, જે વ્યક્તિને અટકાવે છે.

૧૦) જ્યારે કે તે નમાઝ પઢે છે.

૧૧) જણાવો ! શું તો પછી તે સત્ય માર્ગ પર હોય.

૧૨) અથવા તો સંયમતાનો આદેશ આપતો હોય.

૧૩) જુઓ તો ખરા, જો આ જુઠલાવતો હોય અને મોઢું ફેરવતો હોય તો.

૧૪) શું તે નથી જાણતો ,કે અલ્લાહ તઆલા તેને જોઇ રહ્યો છે.

૧૫) ખરેખર જો તે અળગો ન રહ્યો તો અમે તેના કપાળના વાળ પકડીને ખેંચીશું.

૧૬) એવું કપાળ, જે જૂઠ્ઠુ-પાપી છે.

૧૭) તે પોતાના ટેકેદારો ને બોલાવી લે.

૧૮) અમે પણ (જહન્નમ ના) રખેવાળ ને બોલાવી લઇશું.

૧૯) સાવધાન! તેની વાત ક્યારેય ન માનશો, અને સિજદો કર અને નિકટ થઇ જા.





# સૂરહ કદ્ર

અલ્લાહ ના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧) નિ:શંક અમે આ (કુરઆન)ને કદ્રની રાતમાં ઉતાર્યું.

૨) તને શું ખબર કે કદ્રની રાત શું છે?

3) કદ્રની રાત એક હજાર મહીનાઓથી ઉત્તમ છે.

૪) તે (રાતમાં દરેક કાર્ય) કરવા માટે પોતાના પાલનહારના આદેશથી ફરિશ્તાઓ અને રૂહ (જીબ્રઇલ ) ઉતરે છે.

૫) આ રાત્રિ ભરપૂર સલામતી વાળી હોય છે, અને પરોઢના ઉદય સુધી (રહે છે).

# સૂરહ બચ્યિનહ

૧) કિતાબવાળાઓ માંથી ઇન્કાર કરનારાઓ અને મુશરિક લોકો જ્યાં સુધી તેમની પાસે સ્પષ્ટ દલીલ ન આવી જાય, અટકનારા ન હતા (તે દલીલ આ હતી કે).

૨) અલ્લાહ તઆલાનો એક પયગંબર, જે પવિત્ર ગ્રંથ પઢે.

૩) જેમાં સાચા અને મજબૂત આદેશો હોય.

૪) કિતાબવાળાઓ પોતાની પાસે ખુલ્લી દલીલ આવી ગયા પછી પણ (મતભેદ કરીને) અલગ-અલગ થઇ ગયા.

૫) તેમને આના સિવાય બીજો કોઈ આદેશ આપવામાં ન આવ્યો કે ફક્ત અલ્લાહની ઉપાસના કરે. તેના માટે જ દીનને નિખાલસ રાખે, ઇબ્રાહીમ-હનીફના દીન ઉપર અને નમાઝ કાયમ કરે, અને ઝકાત આપતા રહે, આ જ દીન સાચા પંથનો છે.

૬) નિ:શંક જે લોકો કિતાબવાળાઓ માંથી ઇન્કાર કરનારા થયા અને મુશરિક, સૌ જહન્નમની આગમાં (જશે), જ્યાં તેઓ હંમેશા રહેશે, આ લોકો દુષ્ટતમ સર્જન છે.

૭) નિ:શંક જે લોકો ઈમાન લાવ્યા અને સત્કાર્યો કર્યા, આ લોકો શ્રેષ્ઠ સર્જન છે.

૮) તેમનું ફળ તેમના પાલનહાર પાસે હંમેશા રહેનારી જન્નતો છે, જેમની નીચે નહેરો વહી રહી છે. જેમાં તેઓ હંમેશા રહેશે. અલ્લાહ તઆલા તેમનાથી ખુશ થયો અને તે તેનાથી ખુશ થયા. આ છે તેના માટે, જે પોતાના પાલનહારથી ડરે.



# સૂરહ ઝિલ્ઝાલ

અલ્લાહ ના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧) જ્યારે જમીન પૂરેપૂરી હલાવી નાખવામાં આવશે.

૨) અને પોતાનો બોજ બહાર કાઢીને ફેંકી દેશે.

૩) માનવી કહેવા લાગશે કે આને શું થઇ ગયું?

૪) તે દિવસે જમીન પોતાની દરેક વાતોનું વર્ણન કરી દેશે.

૫) એટલા માટે કે તારા પાલનહારે તેને આદેશ આપ્યો હશે

૬) તે દિવસે લોકો અલગ-અલગ સમુહ બનીને (પાછા ) ફરશે. જેથી તેમને તેમના કર્મ બતાવવામાં આવે.

૭) બસ ! જેણે કણ બરાબર સત્કાર્ય કર્યું હશે, તે તેને જોઇ લેશે.

૮) અને જેણે કણ બરાબર દુષ્કર્મ કર્યું હશે, તે તેને જોઇ લેશે.



# સૂરહ આદિયાત

૧) હાંફતા દોડનારા ઘોડાઓના સોગંદ.

૨) પછી ટાપ મારીને અંગારા ખેરનારાઓના સોગંદ.

3) પછી વહેલી સવારે છાપા મારનારના સોગંદ.

૪) બસ ! તે વખતે ધૂળની ડમરીઓ ઉડાવે છે.

૫) પછી તેની સાથે લશકરના ટોળામાં ઘૂસી જાય છે.

૬) ખરેખર માનવી પોતાના પાલનહારનો ખૂબ જ કૃતઘ્ની છે.

૭) અને નિ:સંદેહ તે સ્વયં તેના પર સાક્ષી છે.

૮) તે માલની લાલચમાં પણ સખત છે.

૯) શું તેને તે સમયની ખબર નથી જ્યારે કબરોમાં જે (કંઈ) છે, કાઢી લેવામાં આવશે.

૧૦) અને હૃદયોની છૂપી વાતો જાહેર કરવામાં આવશે.

૧૧) ચોક્કસપણે તેમનો પાલનહાર તે દિવસે તેમની અવસ્થાથી જાણકાર હશે.





# સૂરહ કારિઅહ

અલ્લાહ ના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧) ખડખડાવી નાંખનાર.

૨) શું છે તે ખડખડાવી નાંખનાર.

૩) તને શું ખબર તે ખડખડાવી નાંખનાર શું છે.

૪) જે દિવસે માનવી વિખરાયેલા પતંગિયા જેવા થઇ જશે.

૫) અને પર્વતો પિંજાયેલા રંગીન ઊન જેવા થઇ જશે.

૬) પછી જેના પલડાં ભારે હશે.

૭) તેઓ તો મનપસંદ આનંદમાં હશે.

૮) અને જેના પલડાઓ હલકાં હશે.

૯) તેમનું ઠેકાણું “હાવિયહ” છે.

૧૦) તને શું ખબર કે તે શું છે?

૧૧) ભડકે બળતી આગ (છે).



# સૂરહ તકાષુર

અલ્લાહ ના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧) વધુ પ્રાપ્તિની ઘેલછાએ તમને બેધ્યાન કરી દીધા.

૨) એટલે સુધી કે તમે કબર સુધી પહોંચી ગયા.

૩) ક્યારેય નહીં, તમે નજીકમાં જાણી લેશો.

૪) ક્યારેય નહીં, પછી તમે ટૂંક સમયમાં જાણી લેશો.

૫) ક્યારેય નહીં, જો તમે ખરેખર જાણી લો.

૬) તો નિ:શંક તમે જહન્નમ જોઇ લેશો.

૭) અને તમે તેને વિશ્વસનીય આંખ વડે જોઇ લેશો

૮) પછી તે દિવસે તમારાથી ચોક્કસપણે નેઅમતો વિશે પૂછતાછ થશે.

# સૂરહ અસ્ર

અલ્લાહ ના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧) જમાનાના સોગંદ !

૨) નિ:શંક (ચોક્કસપણે) માનવી ખરેખર નુકસાનમાં છે.

૩) સિવાય તે લોકો, જેઓ ઈમાન લાવ્યા, અને સત્કાર્યો કર્યા અને (જેમણે) એકબીજાને સત્યનું સૂચન કર્યુ, અને એકબીજાને ધૈર્યની શિખામણ કરી.

# સૂરહ હુમઝહ

અલ્લાહ ના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧) મોટો વિનાશ છે, તે દરેક વ્યક્તિ માટે, જે મેણાં-ટોણાં મારનાર, નિંદા કરવાવાળો હોય.

૨) જે ધન એકઠું કરતો જાય અને ગણતો જાય.

૩) તે સમજે છે કે તેનું ધન તેની પાસે હંમેશા રહેશે.

૪) ક્યારેય નહીં, આ તો જરૂર તોડી ફોડી નાંખનાર આગમાં નાંખી દેવામાં આવશે

૫) અને તને શું ખબર કે આ આગ કેવી હશે?

૬) તે અલ્લાહ તઆલાએ ભડકાવેલી આગ હશે.

૭) જે હૃદયો પર ચઢતી જશે.

૮) તે તેમના ઉપર, બધી બાજુથી બંધ કરેલી હશે.

૯) મોટા મોટા સ્તંભોમાં.



# સૂરહ ફીલ

અલ્લાહ ના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧) શં તમે ન જોયું કે તમારા પાલનહારે હાથીવાળાઓ સાથે શું કર્યું?

૨) શું તેમની યુક્તિને નિષ્ફળ ન કરી દીધી?

૩) અને તેમના ઉપર પક્ષીઓના ટોળે-ટોળાં મોકલી દીધા.

૪) જે તેમને માટી અને પથ્થર ની કાંકરીઓ મારી રહ્યા હતા.

૫) બસ! તેમને ખાધેલા ભૂસાં જેવા કરી નાખ્યા.



# સૂરહ કુરૈશ

અલ્લાહ ના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧) કુરૈશીઓમાં શોખ ઉત્પન્ન થવાને કારણે.

૨) (એટલે કે) તેમને શિયાળા અને ઉનાળાની મુસાફરીથી ટેવાઇ જવા માટે, (તેના ઉપકારમાં)

૩) બસ! તેમના માટે જરૂરી છે કે, તેઓ તે જ ઘરના પાલનહારની બંદગી કરતા રહે.

૪) જેણે તેમને ભુખમરા ખવડાવ્યું, અને ડર (ભય) માં શાંતિ આપી.



# સૂરહ માઊન

અલ્લાહ ના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧) શું તમે (તેને પણ) જોયો જે બદલાના દિવસને જુઠલાવે છે?

૨) આ જ તે છે, જે અનાથને ધક્કા મારે છે,

૩) અને ગરીબને ખવડાવવાનું પ્રોત્સાહન નથી આપતો.

૪) તે નમાઝીઓ માટે ખેદ છે (અને વૈલ નામની જહન્નમની જગ્યા) છે.

૫) જે પોતાની નમાઝથી બેપરવાહ છે.

૬) જે દેખાડો કરે છે,

૭) અને સામાન્ય જરૂરિયાતથી રોકે છે.



# સૂરહ કૌષર

અલ્લાહ ના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧) નિ:શંક અમે તમને (હૌઝે) કૌષર (અને ઘણું બધું) આપ્યું છે.

૨) બસ! તું પોતાના પાલનહાર માટે નમાઝ પઢ અને કુરબાની કર.

૩) ખરેખર તમારો શત્રુ જ લાવારિસ છે, અને બદનામ છે.



# સૂરહ કાફિરૂન

અલ્લાહ ના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧) તમે કહી દો કે હે ઇન્કાર કરનારાઓ !

૨) ન હું બંદગી કરું છું તેની, જેની તમે બંદગી કરો છો.

૩) ન તમે બંદગી કરવાના છો, તેની જેની હું બંદગી કરું છું.

૪) અને ન હું બંદગી કરનારો છું તેની, જેની તમે બંદગી કરો છો,

૫) અને ન તમે તેની બંદગી કરવાવાળા છો, જેની હું બંદગી કરી રહ્યો છું.

૬) તમારા માટે તમારો દીન છે અને મારા માટે મારો દીન છે.



# સૂરહ નસ્ર

અલ્લાહ ના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧) જ્યારે અલ્લાહની મદદ અને વિજય આવી જાય,

૨) અને તમે લોકોને અલ્લાહના દીનમાં ટોળે-ટોળાં આવતા જોઇ લો.

૩) તમે પોતાના પાલનહારની “તસ્બીહ” માં લાગી જાવ, પ્રશંસા સાથે અને તેની પાસે માફીની દુઆ માંગો, નિ:શંક તે ખૂબ જ માફી કબૂલ કરવાવાળો છે.



# સૂરહ લહબ

અલ્લાહ ના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧) અબૂ લહબના બન્ને હાથ તૂટી ગયા અને તે (પોતે) બરબાદ થઇ ગયો

૨) ન તો તેનું ધન તેને કામ આવ્યું અને ન તો તેની કમાણી,

૩) તે નજીકમાં ભડકાવેલી આગમાં જશે.

૪) અને તેની પત્ની પણ (જશે), જે લાકડીઓ ઉઠાવનારી છે,

૫) તેના ગળામાં કાથીનું દોરડું હશે.



# સૂરહ ઇખ્લાસ

અલ્લાહ ના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧) તમે કહી દો કે તે અલ્લાહ તઆલા એક જ છે.

૨) અલ્લાહ તઆલા બેનિયાઝ છે. (એવી હસ્તી કે દરેક સર્જનને તેની જરૂર છે તેને કોઈની જરૂર નથી)

૩) ન તેના દ્વારા કોઈ પેદા થયું અને ન તે કોઈના દ્વારા પેદા થયો.

૪) અને ન તેની સરખામણીનું કોઈ છે.






અલ્લાહ ના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧) તમે કહી દો ! હું સવારના પાલનહારની શરણમાં આવું છું.

૨) તે દરેક વસ્તુની ખરાબીથી, જેનું સર્જન તેણે કર્યું.

૩) અને અંધારી રાત્રિની ખરાબીથી, જ્યારે તેનું અંધારું ફેલાઇ જાય.

૪) અને ગાંઠ (લગાવીને તે)માં ફૂંકનારની ખરાબીથી (પણ).

૫) અને ઇર્ષા કરનારાઓની ઇર્ષાથી, જ્યારે તે ઇર્ષા કરે.






અલ્લાહ ના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧) તમે કહી દો ! કે હું લોકોના પાલનહારના શરણમાં આવું છું.

૨) લોકોના માલિકના (અને),

૩) લોકોના પૂજ્યના (શરણમાં),

૪) શંકાઓ જગાવી પાછળ હઠી જનારની ખરાબીથી,

૫) જે લોકોના હૃદયોમાં શંકાઓ જગાવે છે.

૬) (પછી) તે જિન્નાતો માંથી હોય અથવા તો મનુષ્યો માંથી.



